


ॐ

શ્રી સાધુ નિશ્ચલદાસ કૃત

# વિચાર સાગર

( શુદ્ધ ગુજરાતી ભાષાંતર )


ભાષાંતર કર્ત્તા.

છોટાલાલ ચંદ્રશંકર શાસ્ત્રી

આત્મપુરાણ, ઉપનિષદ્ વગેરેના ભાષાંતર કર્તા.


तावत् गर्जंति शास्त्राणि जंबुका विपिने यथा ।
न गर्जति महाशक्तिर्यावद्वेदांतकेसरी ॥


પ્રસિદ્ધ કર્તા

નારણલાલ મોતીલાલ શાહ

બુકસેલર એન્ડ પબ્લીશર

રીચીરોડ—અમદાવાદ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૭૨. સને ૧૯૧૬.

કિમ્મત ૨-૮- .

# પ્રસ્તાવના.



**अस्ति नास्त्यस्ति नास्तीति नास्ति नास्तीतिवा पुनः ।**
**चलस्थिरोभयाभावैरावृणोत्येव बालिशः ॥**

માંડુક્ય ઉપનિષદની કારિકામાં ભગવાન્ ગૌડપાદાચાર્યે અલાત શાંતિ નામના પ્રકરણમાં કહ્યું છે કે "સ્વભાવમૂઢ લોકો આત્માને ચારમાંથી એક પ્રકારનો કહી ભૂલ કરે છે કેટલાક તેને અસ્તિ રૂપે કહે છે, કેટલાક તેને નાસ્તિરૂપે કહે છે. કેટલા તેને અસ્તિતથા નાસ્તિ ઉભયરૂપે કહે છે તથા કેટલાક કેવળ નાસ્તિ રૂપે તેને કહે છે. આ રીતે ચલતા, સ્થિરતા, ઉભયતા અર્થાત્ ચલતા અને સ્થિરતા તથા એકિનો અભાવ આત્મામાં માનવાથી આ પ્રમાણેની ભૂલ કરે છે." આ રીતે તેમણે વૈશેશિકોનું, વિજ્ઞાન વાદીનું, દિગંબર વાદીનું તથા માધ્યમિકનું ખંડન કર્યું છે. વળી એક સ્થળે કહ્યું છે કે, બ્રહ્મને અજરૂપ જે કહેવામાં આવે છે, તે પણ કલ્પિત આવરણને લીધે છે. કારણ પરમાર્થ રીતે જોતાં તે અજ પણ નથી. આ રીતની જે કલ્પના કેટલાકમાં આવી છે, તે કેવળ અન્ય શસ્ત્રની અપેક્ષાએ કરીને કરવામાં આવી છે. અજનો કલ્પિત કહેવાનું કારણ એ કે, જન્મ એ શબ્દ જ્યારે કલ્પના માત્ર છે, તો પછી આત્માને અજ અર્થાત્ જન્મથી રહિત એવું નામ કેવી રીતે આપી શકાય? કારણકે જો ઘટ રૂપ વસ્તુની વિદ્યમાનતા હોય તો તેને ઘટ નામ આપવામાં આવે છે, પણ જો ઘટનીજ વિદ્યમાનતા ન હોય તો ઘટ એવા નામનો કયાંથી જ ઉદ્‌ભવ થાય તે જ પ્રમાણે 'બ્રહ્મ' એ શબ્દ પણ વાણી માત્ર રૂપે છે. ખરી રીતે તેનું સ્વરૂપ અનિર્વચનીય રૂપ છે. કેન ઉપનિષદમાં કહ્યું છે કે **यन्मनसा न मनु ते येनैव मन्यते मनः त्वंविधि तदेव ब्रह्मत्वंविद्धि नेदं यदिदमुपासते** અર્થ બ્રહ્મ એટલે શું તો તેના સંબંધમાં કહ્યું છે કે મનવડે જેના સંબંધી ચિંતન થઈ શકતું નથી, પણ જેની સહાયતાથી મનનું ચિંતન થઇ શકે છે. તેને જ અર્થાત્ તે ચિત્ શક્તિનેજ તું બ્રહ્મ રૂપે જાણ. જેની પ્રત્યક્ષ રૂપે અર્થાત્ મૂર્તિ આદિ રૂપે ઉપાસના કરે છે તે બ્રહ્મ નથી. વળી આજ રીતે બ્રહ્મના વિવેચન સંબંધી ગૌડપાદ કારિકાના પર શ્રી શંકર ભગવાનની ટીકામાં કહ્યું છે કે—

अजमपि जनियोगं प्रापदैश्वर्ययोगात् ।
अगति च गतिमत्तां प्रापदेकंदानेकम् ॥
विविधविषयधर्मग्राहि मुग्धेक्षणानाम् ।
प्रणतभयविहंतृ ब्रह्म यत्तन्न तोऽस्मि ॥ १ ॥

અર્થ—પોતાના સામર્થ્યને લીધે અજ જન્માદિ વિકારથી રહિત હોવા છતાં ઉત્પત્તિ આદિના ભાવ રૂપે જે ભાસ કરાવે છે, તેજ પ્રમાણે તે ગાનથી રહિત છે છતાં માયા રૂપી પોતાના ઐશ્વર્યથી ગતિ રૂપે, ભાસ કરાવે છે પોતે એક હોવા છતાં અનેકનો ભાસ કરાવે છે, વળી મૂઢ ચિત્ત વાળાઓને તે પોતે કોઇપણ પ્રકારના વિષયરૂપી ધર્મને નહિ ગ્રહણ કરવા છતાં ગ્રહણ કરવાનો ભાસ કરાવે છે, તેમજ તેનું ચિંતન કરનારાના ભયને તે ટાળનારાળા છે. આ રીતના સ્વરૂપવાળા બ્રહ્મને હું નમન કરૂં છું.

અદ્વૈત જ્ઞાન પ્રાપ્તિના સંબંધમાં આ પ્રાકૃત ગ્રંથ ઘણો જ ઉત્તમ છે. સાધુ નિશ્ચલદાસે પોતેજ પ્રસ્તાવનામાં કહ્યું છે કે આ ગ્રંથ પ્રાકૃતમાં બનાવવાનું કારણ એટલું જ કે, સંસ્કૃતના જ્ઞાનથી જેઓ રહિત હોય તે પણ અદ્વૈત જ્ઞાન પ્રાપ્તિનો લાભ લઇ શકે. નિશ્ચલદાસજીએ વેદાંતના સંબંધમાં જેમ વિચાર સાગર નામનો અપૂર્વ ગ્રંથ પ્રાકૃતમાં રચ્યો છે, તેજ પ્રમાણે તેમણે ન્યાય શાસ્ત્રમાં પણ વૃત્તિ પ્રભાકર નામનો અપૂર્વ ગ્રંથ પ્રાકૃત ભાષામાં રચ્યો છે. તેઓ મૂલ જાટ જાતના હતા તથા તેમનો જન્મ પંજાબ દેશમાં થયો હતો. રા. રા. મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી જેમણે વિચાર સાગરનું પ્રત્યયાંતર કર્યું છે તેમણે સાધુ નિશ્ચલદાસજીના જીવન ચરિત્રના સંબંધમાં જણાવ્યું છે કે, તેમનો જન્મ સંવત્ ૧૮૪૯ શ્રાવણ વદ ૮ ને દિવસે થયો હતો અમરદાસ જે કે દાદુ પંથી હતા તે એમના ગુરૂ થાય ૧૪ વર્ષની ઉમર સુધી તેઓ પોતાના ગુરૂની પાસે રહ્યા. ત્યાર પછી અધિક વિદ્યાના સંપાદનને અર્થે તેઓ પોતાના મિત્ર સ્વરૂપાનંદની સાથે ઉચ્ચ પ્રકારનો વિદ્યાભ્યાસ કરવા કાશી પ્રતિ ગયા. તેમણે કાશીમાં પ્રથમ મહાત્મા વિશુદ્ધાનંદ પાસે વિદ્યાભ્યાસ કરવા જવા માંડયું ત્યાર પછી જૂદાં જૂદાં શાસ્ત્રોનું અવલોકન કરવા તેઓ આત્મપુરાણ પર ટીકા કરનાર સ્વામી શ્રી કાકારામ પાસે જવા

માંડયું. તેમણે ન્યાય શાસ્ત્રનો સંપૂર્ણ અભ્યાસ દામોદર શાસ્ત્રી પાસે કર્યો હતો. બુંદીકોટાના રામ સિંહ તેમના શિષ્ય થયા હતા. તેમના આગ્રહથી એમને બુંદીમાં પધારવું પડયું હતું. એમણે આ બે એકલા પ્રાકૃત ગ્રંથો કર્યા છે એટલુંજ નહિ પણ કઠવલ્લી પર સંસ્કૃત ભાષામાં એક વ્યાખ્યાન રચ્યું છે. વિચાર સાગરને સંસ્કૃત ગ્રંથ સમજવાના સાધન રૂપ ગણીએ તો ચાલી શકે એમ છે. આ વિચાર સાગરનાં બંગ ભાષામાં મહારાષ્ટ્ર ભાષામાં, ઇંગ્લિશ ભાષામાં એમ અનેક, ભાષાઓમાં ભાષાંતરો થયાં છે. આ ગ્રંથ સંવત્ ૧૯૧૬ બુંદી કોટામાં પૂર્ણ થયો હતો. સાધુ નિશ્ચલદાસનું મૃત્યું ૭૦ વર્ષની વયે સંવત્ ૧૯૨૭ ના શ્રાવણ વદ ૦)) ને દિવસે થયું હતું.

કાર્તિક શુકલ એકાદશી }
સંવત ૧૯૭૨ }

મહાત્મા ચરણારવિંદાનુરાગી.
**છોટાલાલ ચંદ્રશંકર શાસ્ત્રી.**



# અનુક્રમણિકા.


| વિષય. | અંક. | પૃષ્ટ. |
|---|---|---|
| **પ્રથમ તરંગ.** | | |
| અનુબંધ સામાન્ય નિરૂપણ. | | |
| વસ્તુ નિર્દેશ રૂપ મંગળ... ... ... | ૧ | ૧ |
| ગ્રંથનો મહિમા... ... ... ... | ૨–૩ | ૬ |
| અનુબંધનું વર્ણન ... ... ... | ૪ | ૯ |
| **અધિકારીનું વર્ણન** ... ... ... | ૫ થી ૨૩ | ૧૦ |
| ચાર સાધનનું વર્ણન ... ... ... | ૬ | ૧૦ |
| વિવેકનું લક્ષણ ... ... ... ... | ૭ | ૧૦ |
| વૈરાગ્યનું લક્ષણ ... ... ... | ૮ | ૧૨ |
| શમાદિ છ સંપત્તિ ... ... ... | ૯ | ૧૨ |
| શમદમનું લક્ષણ... ... ... ... | ૧૦ | ૧૨ |
| શ્રદ્ધા તથા સમાધાનનું લક્ષણ ... ... | ૧૧ | ૧૩ |
| ઉપરામનું લક્ષણ... ... ... ... | ૧૨ | ૧૩ |
| તિતિક્ષાનું લક્ષણ ... ... ... | ૧૩ | ૧૪ |
| મુમુક્ષુતાનું લક્ષણ ... ... ... | ૧૪ | ૧૭ |
| અંતરંગ તથા બહિરંગ સાધન ... ... | ૧૫–૧૬ | ૧૮ |
| વિવેકાદિની અંતરંગ સાધના ... ... | ૧૭ | ૨૦ |
| શ્રવણ, મનન તથા નિદિધ્યાસનનું લક્ષણ ... | ૧૮ | ૨૧ |
| શ્રવણાદિની પરંપરા જ્ઞાનના હેતુરૂપ ... | ૧૯ | ૨૬ |
| મહાવાક્યને અપરોક્ષ જ્ઞાનનું હેતુપણું ... | ૨૦ | ૨૭ |
| વેદાંતના એક દેશીનો મત... ... ... | ૨૧ | ૨ |
| એક દેશીના મતની અયોગ્યતાનું નિરૂપણ ... | ૨૨ | ૨૯ |
| અધિકારીનું નિરૂપણ ... ... ... | ૨૩ | ૩૧ |
| સંબંધનું વર્ણન... ... ... ... | ૨૪ | ૩૩ |
| **વિષયનું વર્ણન** ... ... ... | ૨૫ | ૩૪ |
| **પ્રયોજનનું વર્ણન** ... ... ... | ૨૬–૩૨ | ૩૪ |
| ગ્રંથના પ્રયોજનમાં શંકા તથા તેનું સમાધાન | ૨૭ થી ૩૦ | ૩૫ |
| ભાવ તથા અભાવરૂપે એકજ પદાર્થની અપ્રાપ્તિ | ૩૧ | [illegible] |
| ઉપરની શંકાનો ઉત્તર ... ... ... | ૩૨ | ૩૬ |

## દ્વિતીય તરંગ


| | | |
|---|---|---|
| અનુબંધ વિશેષ નિરૂપણ—અનુબંધ મંડન ... | ૩૩—૩૬ | ૪૧ |
| જગતની નિવૃત્તિ રૂપ મોક્ષનો અભાવ ... | ૩૩ | ૪૧ |
| અધિકારીનું ખંડન ... ... ... | ૩૪—૩૬ | ૪૨ |
| બ્રહ્મપ્રાપ્તિ રૂપ મોક્ષના દ્વિતીય અંશની ઇચ્છાનો અભાવ. ... ... ... | ૩૭ | ૪૪ |
| મુમુક્ષુતાના અભાવથી વૈરાગ્યાદિનો અભાવ | ૩૮ | ૪૫ |
| **વિષયનું ખંડન** ... ... ... | ૩૯—૪૪ | ૪૫ |
| જીવ બ્રહ્મની એકતાનો અનુભવ ... ... | ૩૯—૪૦ | ૪૫ |
| સાક્ષીનું અનેકપણું... ... ... ... | ૪૧ | ૪૭ |
| અંતઃકરણની વૃત્તિનો પણ અંતકરણ વિષય નથી | ૪૨ | ૪૯ |
| અંતકરણનો ધર્મ પણ અંતઃકરણની વૃત્તિના વિષય રૂપ હોય નહિ ... ... | ૪૩—૪૪ | ૪૯ |
| પ્રયોજન ખંડન... ... ... ... | ૪૫ | ૫૧ |
| અધ્યાસ સામગ્રી નિરૂપણ... ... ... | ૪૬ | ૫૩ |
| બંધના અધ્યાસમાં સંસ્કારની અસિદ્ધિ ... | ૪૭ | ૫૪ |
| બંધના અધ્યાસમાં પ્રમેયના દોષની અસિદ્ધિ... | ૪૮ | ૫૫ |
| બંધના અધ્યાસમાં પ્રમાતાદિ દોષની અસિદ્ધિ... | ૪૯ | ૫૫ |
| બંધના અધિષ્ઠાન રૂપ બ્રહ્મના વિશેષ રૂપે અજ્ઞાન હોઇ શકે નહિ. ... ... | ૫૦ | ૫૬ |
| કેવળ કર્મવડે મોક્ષની સિદ્ધિ ... ... | ૫૧—૫૮ | ૫૭ |
| બંધ નિવૃત્તિજ્ઞાનદ્વારા ગ્રંથનું પ્રયોજન નથી. | ૫૯ | ૬૪ |
| સંબંધનું ખંડન... ... ... ... | ૬૦ | ૬૫ |
| પૂર્વ પક્ષીનો ક્રમવડે ઉત્તર—અધિકારીનું ખંડન | ૬૧ | ૬૫ |
| પ્રથમ પક્ષનું સમાધાન ... ... ... | ૬૨-૬૫ | ૬૬ |
| મુમુક્ષુની સિદ્ધિવડે ગ્રંથના આરંભની સફળતા | ૬૬—૬૮ | ૭૦ |
| પામર તથા વિષયી પુરુષનું લક્ષણ ... ... | ૬૯—૭૪ | ૭૪ |
| જિજ્ઞાસુનું લક્ષણ ... ... ... | ૭૦ | ૭૫ |
| ગ્રંથમાં જિજ્ઞાસુની પ્રવૃત્તિ થાય છે. ... | ૭૧ | ૭૯ |
| વિષયનું મંડન અંક ૩૯ થી ૪૪ નો ઉત્તર... | ૭૨—૭૬ | ૮૦ |
| પ્રયોજન મંડન કાર્યાધ્યાસ નિરૂપણ અંક ૪૫ નો ઉત્તર ... ... ... | ૭૭ | ૮૫ |

સત્ય વસ્તુ જન્ય જ્ઞાનના સંસ્કારનું ખંડન ... ૭૮–૮૨ ૮૬
પ્રમેય દોષનું ખંડન (વિવરણ ૪૯ નો ઉત્તર)... ૮૩ ૯૩
પ્રમાતા દોષનું ખંડન ... ... ... ૮૪ ૯૬
પ્રમાણ દોષનું ખંડન ... ... ... ૮૪ ૯૬
કારણ અધ્યાસ નિરૂપણ ... ... ... ૮૫–૮૬ ૯૯
અંક ૫૧ થી ૫૮ નો ઉત્તર ... ... ૮૭–૯૩ ૧૦૪


## તૃતીય તરંગ.


ગ્રંથારંભની પ્રતિજ્ઞા ... ... ... ૯૪ ૧૧૦
ગુરૂનું લક્ષણ ... ... ... ... ૯૧ ૧૧૧
શિષ્યનું લક્ષણ... ... ... ... ૯૬ ૧૧૩
ગુરૂ ભક્તિનું ફળ નિરૂપણ ... ... ૯૭ ૧૧૪
જ્ઞાની ગુરૂ પાસેથી વેદના પઠન તથા શ્રવણની યોગ્યતા ... ... ... ... ૯૮ ૧૧૬
ભાષા ગ્રંથથી પણ જ્ઞાન થાય છે.... ... ૯૯ ૧૧૭
જિજ્ઞાસુને બ્રહ્મવેત્તા આચાર્યની સેવાની કર્તવ્યતા ૧૦૦ ૧૨૦
આચાર્યની સેવાનો પ્રકાર ... ... ૧૦૧ ૧૨૧
તનના અર્પણનો પ્રકાર ... ... ... ૧૦૨ ૧૨૨
મનના અર્પણનો પ્રકાર ... ... ... ૧૦૩ ૧૨૨
ધનના અર્પણનો પ્રકાર ... ... ... ૧૦૪ ૧૩૩
વાણીનું અર્પણ ... ... ... ૧૦૫ ૧૨૪
શિષ્યનો ગુરૂના સંબંધમાં વ્યવહાર... ... ૧૦૬–૧૦૬ ૧૨૫


## ચતુર્થ તરંગ.

### ઉત્તમાધિકારી ઉપદેશ નિરૂપણ.


શુભસંતતિરાજા તથા તેના ત્રણ પુત્રોની વાત ૧૦૯–૧૧૧ ૧૨૮
ત્રણ પુત્રનું ગૃહમાંથી નિકળવું તથા ગુરૂને મળવું ૧૧૨ ૧૩૩
ગુરૂની આજ્ઞા માગવી તથા ગુરૂએ આજ્ઞા આપવી ૧૧૩ ૧૩૬
તત્વ દૃષ્ટિની મોક્ષ ઇચ્છા સૂચક વિનતિ... ... ૧૧૪ ૧૩૭
ગુરૂનો ઉત્તર ... ... ... ... ૧૧૫ ૧૩૮
આત્મામાં આનંદનું ભાન કેવી રીતે ... ૧૧૬ ૧૪૦
વિષયમાં આનંદ નથી ... ... ... ૧૧૭ ૧૪૦
જ્ઞાનીને વિષયફળની ઇચ્છા હોય ? ... ... ૧૧૮ ૧૪૪

| | | |
|---|---|---|
| વિષયાનંદ સ્વરૂપાનંદથી ભિન્ન નથી ... | ૧૧૯ | ૧૪૫ |
| જન્માદિ દુઃખ શેમાં છે ? ... ... | ૧૨૦ | ૧૪૭ |
| દુઃખનો અભાવ છતાં પ્રત્યક્ષ પ્રતીતિ કેમ ?... | ૧૨૨ | ૧૪૯ |
| રજ્જુ સર્પનું દૃષ્ટાંત ... ... ... | ૧૨૩ | ૧૫૦ |
| રજ્જુમાં સર્પનો ભાસ કેમ થાય છે ? ... | ૧૨૪ | ૧૫૦ |
| ભ્રમસ્થાનમાં ચાર ખ્યાતિઓ ... ... | ૧૨૫ | ૧૫૧ |
| અસત્ખ્યાતિ વાદ ... ... ... | ૧૨૬ | ૧૫૧ |
| આત્મખ્યાતિ વાદ ... ... ... | ૧૨૭ | ૧૫૧ |
| અન્યથાખ્યાતિવાદ ... ... ... | ૧૨૮–૨૯ | ૧૫૨ |
| અખ્યાતિ તથા ત્રણે ખ્યાતિનું ખંડન ... | ૧૩૦ | ૧૫૩ |
| અખ્યાતિ મતનું ખંડન ... ... ... | ૧૩૧–૩૨ | ૧૫૫ |
| અનિર્વચનીય ખ્યાતિની રીતિ ... ... | ૧૩૩ | ૧૫૬ |
| અંતઃકરણથી ભિન્ન અવિદ્યાનું પરિણામ ... | ૧૩૪ | ૧૫૮ |
| રજ્જુમાં સર્પ ચેતનના વિવર્તરૂપે... ... | ૧૩૫ | ૧૫૯ |
| સર્પની નિવૃત્તિ રજ્જુના જ્ઞાનવડે ... ... | ૧૩૬ | ૧૬૦ |
| રજ્જુના જ્ઞાનવડે સર્પની નિવૃત્તિ બને ? ... | ૧૩૭ | ૧૬૦ |
| રજ્જુનું જ્ઞાન સર્પના અધિષ્ઠાનનું જ્ઞાન ... | ૧૩૮ | ૧૬૧ |
| રજ્જુ જ્ઞાન વડે સર્પજ્ઞાનની નિવૃત્તિ બને ?... | ૧૩૯ | ૧૬૧ |
| સર્પના અભાવથી સર્પજ્ઞાનની નિવૃત્તિ ... | ૧૪૦–૪૨ | ૧૬૨ |
| રજ્જુજ્ઞાન સમયે સાક્ષીનું ભાન ... ... | ૧૪૩ | ૧૬૩ |
| સર્વ ત્રિપુટિના જ્ઞાનમાં સાક્ષીનું જ્ઞાન ... | ૧૪૪ | ૧૬૪ |
| સર્પ તથા તેના જ્ઞાનનો અધિષ્ઠાન સાક્ષી ... | ૧૪૫–૪૬ | ૧૬૫ |
| જગતનું આધાર તથા અધિષ્ઠાન કોણ ? ... | ૧૪૭ | ૧૬૭ |
| મિથ્યા જગતનો આધાર તથા અધિષ્ઠાન તું... | ૧૪૮ | ૧૬૭ |
| આત્માના સામાન્ય રૂપ આધાર ... ... | ૧૪૯ | ૧૬૮ |
| જગતના દ્રષ્ટા આત્માથી ભિન્ન ... ... | ૧૫૦ | ૧૫૯ |
| સર્વ કલ્પિતના આધિષ્ઠાન રૂપે દ્રષ્ટા... ... | ૧૫૧ | ૧૬૯ |
| મિથ્યા સંસ્કારનો નિવૃત્તિનો અભાવ... ... | ૧૫૨ | ૧૩૧ |
| જન્માદિ સંસાર દુઃખના હેતુરૂપ ... ... | ૧૫૩ | ૧૭૨ |
| આત્માને અજ્ઞાનથી જગતની પ્રતીતિ ... | ૧૫૪ | ૧૭૩ |
| જ્ઞાનવડે અજ્ઞાનનો નાશ ... ... ... | ૧૫૫ | ૧૭૪ |
| જીવ તથા બ્રહ્મ બેઉ એક કેવી રીતે ? ... | ૧૫૬ | ૧૭૫ |

| | | |
|---|---|---|
| બ્રહ્મ તથા માયામાં એકતાનો અભાવ ... | ૧૫૭ | ૧૭૭ |
| જીવ બ્રહ્મની એકતાથી વેદની નિષ્ફળતા ... | ૧૫૮ | ૧૭૮ |
| ચાર આકાશ તથા ચાર ચેતન ... ... | ૧૫૯ | ૧૮૦ |
| ઘટાકાશ વર્ણન... ... ... ... | ૧૬૦ | ૧૮૧ |
| જળાકાશનું વર્ણન ... ... ... | ૧૬૧ | ૧૮૨ |
| મેઘાકાશનું વર્ણન ... ... ... | ૧૬૨ | ૧૮૪ |
| મહાકાશનું વર્ણન ... ... ... | ૧૬૩ | ૧૦૫ |
| ચેતનનો ઉપોદ્ઘાત ... ... ... | ૧૬૪ | ૧૮૫ |
| કૂટસ્થનું વર્ણન... ... ... ... | ૧૬૫ | ૧૮૬ |
| જીવવર્ણન ... ... ... ... | ૧૬૬–૭૦ | ૧૮૬ |
| ઇશ્વરવર્ણન ... ... ... ... | ૧૭૧ | ૧૯૨ |
| બ્રહ્મ સ્વરૂપ વર્ણન ... ... ... | ૧૭૨ | ૧૯૫ |
| કૂટસ્થ પ્રકાશમાન છે ... ... ... | ૧૭૩ | ૧૯૬ |
| આભાસ કર્મ કરે છે ... ... ... | ૧૭૪ | ૧૯૭ |
| જીવ બ્રહ્મના લક્ષ્ય અર્થનો ભેદ ... ... | ૧૭૫ | ૧૯૮ |
| અહં બ્રહ્મ એવું જ્ઞાન કોને થાય? ... ... | ૧૭૬ | ૨૦૧ |
| આભાસની સાત અવસ્થાનાં નામ ... ... | ૧૭૭ | ૨૦૨ |
| સાત અવસ્થાનાં નામ ... ... ... | ૧૭૮ | ૨૦૩ |
| અજ્ઞાન તથા આવરણ નિરૂપણ ... ... | ૧૭૯ | ૨૦૩ |
| ભ્રાંતિનું વર્ણન ... ... ... ... | ૧૮૦ | ૨૦૪ |
| દ્વિવિધ જ્ઞાનનું વર્ણન ... ... ... | ૧૮૧ | ૨૦૫ |
| ભ્રાંતિ નાશનું વર્ણન ... ... ... | ૧૮૨ | ૨૦૬ |
| હર્ષ સ્વરૂપનું વર્ણન ... ... ... | ૧૮૩–૮૪ | ૨૦૭ |
| અહં શબ્દના બે અર્થ ... ... ... | ૧૮૫ | ૨૧૦ |
| શું અહંવૃત્તિમાં કૂટસ્થ ... ... ... | ૧૮૬ | ૨૧૩ |
| એકજ સમયે સાક્ષીનું તથા આભાસનું જ્ઞાન... | ૧૮૭ | ૨૧૪ |
| અજ્ઞાનનો આશ્રય ચેતન છે ... ... | ૧૮૮ | ૨૧૫ |
| બાહ્ય પદાર્થમાં વૃત્તિ વગેરેનો ઉપયોગ ... | ૧૮૯ | ૨૧૬ |
| અજ્ઞાન આવૃત ઘટનું ઉદાહરણ ... ... | ૧૯૦ | ૨૧૭ |
| પ્રત્યક્ષ પ્રમાણ નિરૂપણ ... ... ... | ૧૯૧ | ૨૧૯ |
| પ્રત્યક્ષ તથા અનુમાન નિરૂપણ ... ... | ૧૯૨ | ૨૧૯ |
| પ્રત્યક્ષ, અનુમાન તથા શબ્દ પ્રમાણ ... | ૧૯૩ | ૨૨૦ |

| | | |
|---|---|---|
| પ્રત્યક્ષ, અનુમાન, શબ્દ તથા ઉપમાન પ્રમાણ | ૧૯૪ | ૨૨૦ |
| પ્રત્યક્ષ, અનુમાન, શબ્દ, ઉપમાન તથા અર્થાપત્તિ નિરૂપણ ... ... ... | ૧૯૫ | ૨૨૧ |
| પ્રત્યક્ષ, અનુમાન, શબ્દ, ઉપમાન અર્થાપત્તિ તથા અનુપલબ્ધિનું નિરૂપણ... ... | ૧૯૬ | ૨૨૧ |
| પ્રમાણ તથા પ્રમાજ્ઞાનનું લક્ષણ ... ... | ૧૯૭ | ૨૨૧ |
| સ્મૃતિજ્ઞાન ... ... ... ... | ૧૯૮ | ૨૨૨ |
| છ પ્રમાનું નિરૂપણ ... ... ... | ૧૯૯ | ૨૨૪ |
| પ્રમાતા, પ્રમાણ, પ્રમિતિ, તથા પ્રમેય ચેતન ... ... ... | ૨૦૦ | ૨૨૫ |
| પ્રમાતા, તથા સાક્ષી સહિત ઉપાધિનું લક્ષણ | ૨૦૧ | ૨૨૬ |
| જીવ તથા સાક્ષી આદિનું લક્ષણ ... ... | ૨૦૨ | ૨૨૮ |
| આભાસ વાદની શ્રેષ્ઠતા... ... ... | ૨૦૩ | ૨૨૯ |
| અંતઃકરણમાં બે પ્રકારના પ્રકાશ ... ... | ૨૦૪ | ૨૩૦ |
| પ્રમાતા આદિ ચાર ચેતનનું સ્વરૂપ ... | ૨૦૫ | ૨૩૧ |
| અહં બ્રહ્મ પ્રત્યક્ષ કેવી રીતે? ... ... | ૨૦૬ | ૨૩૩ |
| બ્રહ્મને નેત્રની અવિષયતા ... ... | ૨૦૭ | ૨૩૩ |
| બ્રહ્મને ત્વચા ઇન્દ્રિયની અવિષયતા ... | ૨૦૮ | ૨૩૮ |
| બ્રહ્મને રસાદિના ઇન્દ્રિયની અવિષયતા ... | ૨૦૯ | ૨૩૮ |
| બ્રહ્મને કર્મેન્દ્રિયની અવિષયતા ... ... | ૨૧૦ | ૨૩૮ |
| સુખ તથા દુઃખની સાક્ષી ભાસ્યતા ... | ૨૧૧ | ૨૩૮ |
| તત્ત્વ દૃષ્ટિના ભેદ ભ્રમનો અંત ... ... | ૨૧૨ | ૨૪૧ |
| **પંચમ તરંગ,** | | |
| ગુરુ, વેદાદિ વ્યવહારિક પ્રતિપાદન ... | ૨૩૧ | ૨૪૪ |
| ગુરુનો ઉત્તર ... ... ... ... | ૨૧૪ | ૨૪૫ |
| ભેદવાદની અપ્રમાણતા ... ... ... | ૨૧૫ | ૨૪૮ |
| ભેદવાદનો તિરસ્કાર ... ... ... | ૨૧૬ | ૨૪૯ |
| ભર્તુનું તપસ્વી થવું ... ... ... | ૨૧૭ | ૨૫૨ |
| નારીની નિંદા ... ... ... ... | ૨૧૮ | ૨૫૬ |
| ભર્તુના વૈરાગ્યનું કથન ... ... ... | ૨૧૯ | ૨૬૧ |
| સર્વ સુખ એકાંતમાં પ્રાપ્ત થવા યોગ્ય ... | ૨૨૦ | ૩૬૩ |
| યુવતી સંગ દુઃખ વર્ણન ... ... | ૨૨૧ | ૨૬૫ |

| | | |
|---|---|---|
| યુવતીના રોગથી ધર્મનો બિગાડ ... ... | ૨૨૨ | ૨૬૭ |
| યુવતીના સંગવડે ધર્મનો બિગાડ ... ... | ૨૨૩ | ૨૬૮ |
| યુવતી સંગવડે બિંદુનો નાશ ... ... | ૨૨૪ | ૨૭૨ |
| પુત્ર સંગ દુઃખ વર્ણન ... ... ... | ૨૨૫ | ૨૭૯ |
| ધનની આસક્તિમાં દુઃખ... ... ... | ૨૨૬ | ૨૮૬ |
| રાજાને ભર્ગુમાં પ્રેત બુદ્ધિ થવી ... ... | ૨૨૭ | ૨૮૮ |
| ભેદવાદનો ધિક્કાર પૂર્વક ત્યાગ ... ... | ૨૨૮ | ૨૯૦ |
| મિથ્યા દુઃખનો મિથ્યાવડે નાશ ... ... | ૨૨૯–૨૩૦ | ૨૯૨ |
| મરુસ્થળનું જળ ... ... ... | ૨૩૧ | ૩૦૦ |
| સમ સત્તાની આપસમાં સાધક બાધકતા ... | ૨૩૨ | ૩૦૧ |
| વ્યાવહારિક પ્રાતિભાસિક તથા પારમાર્થિક સત્તા | ૨૩૩–૩૫ | ૩૦૪ |
| વેદ ગુરુ તથા સંસાર દુઃખની વ્યાવહારીક સત્તા | ૨૩૬ | ૪૦૬ |
| શક્તિ રૂપ આદિનો બ્રહ્મ જ્ઞાન વિના બાધ... | ૨૩૭–૩૮ | ૩૦૭ |
| બ્રહ્મના અજ્ઞાનવડે સંસાર કેવી રીતે ... | ૨૩૯ | ૩૦૯ |
| સ્વપ્ન સમાન જગતનું ભાસવું ... ... | ૨૪૦ | ૩૦૯ |
| જગતની ઉત્પતિના કથનનો અભિપ્રાય ... | ૨૪૧ | ૩૧૦ |
| પ્રસંગવડે માયા સ્વરૂપ પ્રતિપાદન ... | ૨૪૨ | ૩૧૨ |
| અજ્ઞાનની સ્વાશ્રયના તથા સ્વવિષયતા ... | ૨૪૩ | ૩૧૪ |
| વાચસ્પતિનું મત ... ... ... | ૨૪૪ | ૩૧૪ |
| વાચસ્પતિના મતની અયોગ્યતા ... ... | ૨૪૫ | ૩૧૫ |
| સ્વાશ્રય સ્વવિષયનો અંગીકાર ... ... | ૨૪૬ | ૩૧૬ |
| એક અજ્ઞાન પક્ષમાં બંધ મોક્ષની વ્યવસ્થા | ૨૪૭ | ૩૧૭ |
| જગતનું ઉપાદાન તથા નિમિત્ત કારણ ઇશ્વર | ૨૪૮–૪૯ | ૩૧૯ |
| જીવનું સ્વરૂપ ... ... ... ... | ૨૫૦ | ૩૨૧ |
| ઇશ્વરમાં વિષમ દૃષ્ટિ ... ... ... | ૧૫૧ | ૪૨૧ |
| જીવને ભોગ અર્થે ઇશ્વરને જગત્ ઉપજાવ-વાની ઇચ્છા. ... ... ... | ૨૫૨ | ૩૨૨ |
| પંચ ભૂત તથા તેના ગુણુની ઉત્પત્તિ ... | ૨૫૩ | ૩૨૪ |
| અંતકરણુની ચાર ભેદ સહિત ઉત્પત્તિ ... | ૨૫૪ | ૩૨૬ |
| પ્રાણુની પંચભેદ સહિત ઉત્પત્તિ ... ... | ૨૫૫ | ૩૨૬ |
| જ્ઞાનેન્દ્રિય તથા કર્મેન્દ્રિયની ઉત્પત્તિ ... | ૨૫૬ | ૩૨૭ |
| સૂક્ષ્મ સૃષ્ટિ નિરૂપણુ .. ... ... | ૨૫૭ | ૩૩૮ |

| | | |
|---|---|---|
| પંચીકરણ પ્રકાર ... ... ... | ૨૫૮ | ૩૨૯ |
| સ્થૂલ બ્રહ્માંડાદિની ઉત્પત્તિ ... ... | ૨૫૯ | ૩૩૧ |
| પંચકોષ તથા તેવડે આત્માનું આચ્છાદન ... | ૨૬૦ | ૩૩૧ |
| વિવેચનનો સિદ્ધાંત ... ... ... | ૨૬૧ | ૩૩૩ |
| ઇન્દ્રિય આત્મવાદીનો મત ... ... | ૨૬૨ | ૩૩૪ |
| હિરણ્યગર્ભના ઉપાસકનું મત ... ... | ૨૬૩ | ૩૩૫ |
| અનાત્મ વાદીનું મત ... ... ... | ૨૬૪ | ૩૩૬ |
| વિજ્ઞાન વાદી બૌદ્ધનું મત ... ... | ૨૬૫ | ૩૩૬ |
| ભટ્ટનું મત ... ... ... ... | ૨૬૬ | ૩૩૭ |
| આધ્યાત્મિક બૌદ્ધનો મત ... ... ... | ૨૬૭ | ૩૩૭ |
| પ્રભાકર તથા નૈયાયિકનો મત ... ... | ૨૬૮ | ૩૩૯ |
| ઇશ્વિરના પંચકોશ વડે જીવના સ્વરૂપનું આચ્છાદન | ૨૬૯ | ૩૪૦ |
| પંચકોશ વિવેકનો પ્રકાર ... ... ... | ૨૭૦ | ૩૪૧ |
| મહા વાકયના અર્થનો ઉપદેશ ... ... | ૨૭૧–૭૨ | ૩૩૩ |
| અકર્તા, અભોક્તા તથા નિત્ય મુક્ત આત્માનો બ્રહ્મની સાથે અભેદ ... ... | ૨૭૨ | ૩૪૪ |
| જીવન્મુક્તિનો નિશ્ચય ... ... .. | ૨૭૪ | ૩૪૫ |
| જ્ઞાની તથા અજ્ઞાનીનું ચિન્હ ... ... | ૨૭૫ | ૩૪૭ |
| ગોપ્ય તત્વનો ઉપદેશ ... ... ... | ૨૭૬ | ૩૪૭ |
| સર્વ પ્રપંચની ઇશ્વરરૂપતા ... ... | ૨૭૭ | ૩૫૬ |
| અપંચીકૃત ભૂતરૂપતા ... ... ... | ૨૭૯ | ૩૫૬ |
| સર્વ અનાત્મનું બ્રહ્મમાં લય ... ... | ૨૭૯ | ૩૫૭ |
| ધ્યાન તથા જ્ઞાનનો ભેદ ... ... ... | ૨૮૦ | ૩૫૯ |
| પ્રણવનું અહંગ્રહ ધ્યાન... ... ... | ૨૮૧ | ૩૬૨ |
| નિગુણ તથા સગુણ પ્રણવની ઉપાસનાનું ફળ | ૨૮૨ | ૩૬૪ |
| નિર્ગુણરૂપ પ્રણવ ઉપાસનાના પ્રકારનો પ્રારંભ | ૨૮૩ | ૩૬૪ |
| ૐકાર તથા બ્રહ્મનો અભેદ ... ... | ૨૮૪ | ૩૬૬ |
| વિરાટ વિશ્વનાં સાત અંગ ... ... | ૨૮૫ | ૩૬૬ |
| ચતુર્દશ ત્રિપુટી... ... ... ... | ૨૮૬ | ૩૬૭ |
| વિશ્વ વિરાટ તથા અકારનું ઇશ્વર ચિંતન ... | ૨૮૭ | ૩૬૯ |
| વિશ્વ તથા તૈજસની વિલક્ષણતા ... ... | ૨૮૮ | ૩૭૦ |
| તૈજસ, હિરણ્યગર્ભ તથા ઉકારનું અભેદ ચિંતન | ૨૮૯ | ૩૭૦ |

| | | |
|---|---|---|
| પ્રાજ્ઞ ઇશ્વર તથા મકારનો અભેદ ... | ... ૨૯૦ | ૩૭૧ |
| વિશ્વ આદિ ત્રણુની એકતા ... | ... ૨૯૧ | ૩૭૨ |
| એ સ્વરૂપવાળા ૐકાર તથા આત્માની માત્રા | ૩૯૨ | ૩૭૨ |
| લય ચિંતનનો અનુવાદ ... ... | ... ૨૯૩ | ૩૭૩ |
| ૐકાર ચિંતનમાં પરમ હંસનો અધિકાર | ... ૨૯૪ | ૩૭૪ |
| ૐકારના વચનવાળાને થતું ફળ ... | ... ૨૯૫ | ૩૭૫ |
| બ્રહ્મ લોકના ભોગની કામના રોકવાનું ફળ ... | ૨૯૬ | ૩૭૬ |
| બ્રહ્મ લોકના માર્ગનો ક્રમ ... | ... ૨૯૭ | ૩૭૬ |
| સાયુજ્ય મોક્ષનું વર્ણન ... ... | ... ૨૯૮ | ૩૭૭ |
| અહગ્રહ ધ્યાનથી બ્રહ્મ લોક પ્રાપ્તિનો નિયમ... | ૨૯૯ | ૩૭૮ |
| ઉત્તરાયણુ માર્ગવાળાને સંસારની અપ્રાપ્તિ | ... ૩૦૦ | ૩૭૯ |
| હિરણ્ય ગર્ભવાસીને આત્માનું જ્ઞાન | ... ૩૦૧ | ૩૮૦ |
| ૐ તથા મહા વાક્યના અર્થની એકના | ... ૩૦૩ | ૩૮૨ |
| નિર્ગુણુ ઉપાસનાના અનાધકારીનું કર્તવ્ય | ... ૩૦૩ | ૩૮૨ |


## ષષ્ઠ તરંગ


| | | |
|---|---|---|
| ગુરૂ વેદાંત સાધનનું મિથ્યા વર્ણન | ... ૩૦૪ | ૩૮૫ |
| તર્ક દષ્ટિનો પ્રશ્ન ... ... | ... ૩૦૫–૬ | ૩૮૬ |
| તર્ક દષ્ટિના પ્રશ્નનો ઉત્તર ... | ... ૩૦૭ | ૩૮૭ |
| સ્વપ્નમાં લિંગ શરીર જાગ્રતને જોતું નથી | ... ૩૦૮ | ૩૯૦ |
| સર્વ ત્રિપુટિ સમાજની સ્વપ્નમાં ઉત્પત્તિ | ... ૩૦૯ | ૩૯૪ |
| સ્વપ્નની ઉત્પત્તિની શંકા ... ... | ... ૩૧૦ | ૩૯૭ |
| શંકાનું સામાધાન ... ... | ... ૩૧૧ | ૩૯૭ |
| ત્રિવિધ સત્તા ... ... ... | ... ૩૧૨ | ૪૦૦ |
| બીજી શંકા ... ... ... | ... ૩૧૩ | ૪૦૧ |
| બેઉ શંકાનો અભાવ ... ... | ... ૩૧૪ | ૪૦૧ |
| બીજી શંકાનું સમાધાન ... ... | ... ૩૧૫–૧૬–૧૭ | ૪૦૧ |
| બ્રહ્મની કારણુતા દેશ કાળમાં ... | ... ૩૧૮ / ૩૧૯ | ૪૦૯ |
| પ્રતિવાદીનો ઉત્તર ... ... | ... ૩૨૦-૨૧ | ૪૧૧ |
| જાગ્રત પ્રપંચ સામગ્રી વિના ... | ... ૩૨૨ | ૪૨૨ |
| જાગ્રતના પદાર્થ જ્ઞાનની સાથે ... | ... ૩૨૩–૨૪ | ૪૧૪ |
| જાગ્રતના પદાર્થનો કાર્ય કારણુ ભાવ નથી | ૩૨૫-૩૨૬-૩૨૭ | ૪૧૬ |
| દષ્ટિ સૃષ્ટિ વાદનો અંગીકાર ... | ... ૩૨૮–૩૨૯ | ૪૧૮ |

| | | |
|---|---|---|
| અગૃધ દેવને સ્વપ્નની પ્રતીતિ ... ... | ૩૩૦–૩૧ | ૪૨૨ |
| અગૃધ દેવનો સ્વપ્નમાં ગુરુ સાથે મેળાપ ... | ૩૩૨ | ૪૨૬ |
| મિથ્યા આચાર્યનો મિથ્યા શિષ્યને ઉપદેશ ... | ૩૩૩–૩૪ | ૪૨૬ |
| નિર્ગુણ વસ્તુ નિર્દેશરૂપ મંગળાચરણ ... | ૩૩૫ | ૪૨૮ |
| વદાંત શાસ્ત્રના કર્તા આચાર્યને નમસ્કાર ... | ૩૩૬-૩૭-૩૮ | ૪૨૯ |
| અગૃધ દેવનો પ્રશ્ન ... ... ... | ૩૩૯ | ૪૩૩ |
| હું કોણ છું ! ... ... ... ... | ૩૪૦ | ૪૩૪ |
| આત્મા સુખ દુઃખાદિથી રહિત ... ... | ૩૪૧ | ૪૩૫ |
| સાંખ્યમતનું કથન... ... ... | ૩૪૨–૪૩ ૪૪–૪૫ ૪૬–૪૭ ૪૮-૪૯–૫૦ ૫૧–૫૨–૫૩–૫૪ | ૪૩૬ |
| આત્માસાર છે ... ... ... ... | ૩૫૫ | ૪૫૭ |
| આત્મા ચૈતન્યરૂપે ... ... ... | ૩૫૬–૫૭ ૫૮–૫૯ | ૪૫૮ |
| આત્માની આનંદ રૂપતા ... . ... ... | ૩૬૦–૬૧ ૬૨–૬૩ | ૪૬૦ |
| સત્ ચિત્ આનંદમાં ભિન્નતાનો અભાવ ... | ૩૬૪–૬૫ | ૪૬૫ |
| બ્રહ્મરૂપ આત્મા અજન્મા... ... ... | ૩૬૬–૬૭ ૬૮ | ૪૬૬ |
| આત્માની અસંગતા ... ... ... | ૩૬૯ | ૪૬૯ |
| જગતનો કર્તા ઇશ્વર ... ... ... | ૩૭૦ | ૪૭૦ |
| ઇશ્વર સર્વજ્ઞ સર્વ શક્તિમાન્ ... ... | ૩૭૧–૭૨ | ૪૭૧ |
| ઇશ્વર વ્યાપક તથા નિત્ય... ... ... | ૩૭૩ | ૪૭૧ |
| ઇશ્વર તથા જીવનો ભેદ નથી ... ... | ૩૭૪ | ૪૭૩ |
| મુક્તિનો હેતુ જ્ઞાન ... ... ... | ૩૭૫ | ૪૭૪ |
| કર્મ ઉપાસના મુક્તિના હેતુરૂપ નથી ... | ૩૭૬–૭૭ ૭૮–૭૯ | ૪૭૫ |
| કર્મ ઉપાસના હેતુરૂપ છે ... ... ... | ૩૮૦–૩૮૧ ૮૨–૮૩ | ૪૭૯ |
| કર્મોપાસના વડે જ્ઞાનનો વિરોધ ... ... | ૩૮૪–૮૫ ૮૬ | ૪૮૧ |

| | | |
|---|---|---|
| જ્ઞાનમાં કર્મોપાસનાની અપેક્ષાનો અભાવ | ૩૮૭–૮૮–૮૯<br>૯૦ | ૪૮૪ |
| કર્મોપાસનાથી જ્ઞાનની રક્ષાનો અભાવ | ૩૯૧ | ૪૮૭ |
| જ્ઞાનીને કર્મોપાસનાનો અભાવ ... | ૩૯૨–૯૩ | ૪૮૮ |
| જ્ઞાનીના પ્રારબ્ધની વિલક્ષણતા ... ... | ૩૯૪ | ૪૮૯ |
| દૃઢ તથા અદૃઢ જ્ઞાની ... ... ... | ૩૯૫–૯૬ | ૪૯૦ |
| કર્મોપાસના દૃઢ બોધનો વિરોધી નથી ... | ૩૯૭–૯૮<br>૯૯ | ૪૯૨ |
| ઉક્ત અર્થ સર્વ વેદના સાર રૂપે ... ... | ૪૦૦ | ૪૯૫ |
| ભાષાનો સંપ્રદાય ... ... ... | ૪૦૧ | ૪૯૫ |
| ઉક્ત અર્થનો સંગ્રહ ... ... ... | ૪૦૨ | ૪૯૬ |
| જ્ઞાનનાં સાધનો... ... ... ... | ૪૦૩–૪ | ૪૯૬ |
| અન્ય પ્રકારે મોક્ષનું સાધન જ્ઞાન ... ... | ૪૦૫–૬ | ૫૦૧ |
| લક્ષણાના ત્રણ પ્રકાર ... ... ... | ૪૦૭–૮–૯ | ૫૦૪ |
| ન્યાય રીતિવડે શક્તિ લક્ષણ ... ... | ૪૧૦ | ૫૧૦ |
| સ્વરીતિ શક્તિલક્ષણ ... ... ... | ૪૧૧–૧૨ | ૫૧૦ |
| અગ્નિ આદિમાં દાહાદિ શક્તિનું પ્રતિપાદન ... | ૪૧૩ | ૫૧૨ |
| ગુરુનું વાક્ય... ... ... ... | ૪૧૪ | ૫૧૪ |
| અન્ય મતની શક્તિનું ખંડન ... ... | ૪૧૫ | ૫૧૫ |
| વૈયાકરણની રીતિવાળું શક્તિ લક્ષણ ... | ૪૧૬ | ૫૧૬ |
| વૈયાકરણ રીતિની શક્તિનું ખંડન... ... | ૪૧૭–૧૮ | ૫૧૭ |
| ભટ્ટ રીતિ શક્તિનું લક્ષણ... ... ... | ૪૧૯–૨૦ | ૫૨૦ |
| ભેદાભેદ તાદાત્મ્ય સંબંધ દર્શાવે છે ... | ૪૨૧ | ૫૨૩ |
| ભટ્ટ મતનું ખંડન ... ... ... | ૪૨૨–૨૩<br>૨૪–૨૫<br>૨૬–૨૭ | ૫૨૬ |
| શક્યનું લક્ષણ ... ... ... ... | ૪૨૮ | ૫૩૩ |
| લક્ષ્યાર્થ તથા લક્ષણનું સામાન્યરૂપ ... | ૪૨૯ | ૫૩૪ |
| જહતી લક્ષણાનું સ્વરૂપ ... ... ... | ૪૩૦ | ૫૩૫ |
| અજહતી લક્ષણ ... ... ... | ૪૩૧ | ૫૩૭ |
| ભાગત્યાગ લક્ષણનું સ્વરૂપ ... ... | ૪૩૨ | ૫૩૮ |
| તત્પદનો વાચ્ય અર્થ ... ... ... | ૪૩૩ | ૫૪૦ |

| | | |
|---|---|---|
| ત્વં પદનું વાચ્ય નિરૂપણ... ... ... | ૪૩૪ | ૫૪૧ |
| વાચ્ય અર્થમાં એકતાનો વિરોધ ... .. | ૪૩૫ | ૫૪૨ |
| મહા વાક્યમાં જહતિના અસંભવ ... | ૪૩૬ | ૫૪૩ |
| મહા વાક્યમાં અજહતિનો અસંભવ ... | ૪૩૭ | ૫૪૪ |
| મહા વાક્યમાં ભાગત્યાગનો અંગીકાર ... | ૪૩૮ | ૫૪૪ |
| પચ દશી તથા વિવરણાદિનો મત... ... | ૪૩૯-૪૦ ૪૧-૪૨ | ૫૪૫ |
| ભાગ ત્યાગનું પ્રદર્શન ... ... | ૪૪૩-૪૪ | ૫૫૨ |
| બેઉ પદમાં લક્ષણા શું નિષ્ફળ! ... ... | ૪૪૫ | ૫૫૫ |
| બેઉ પદમાં લક્ષણા સફલ છે ... ... | ૪૪૬ | ૫૫૬ |
| ઇશ વાચક પદમાં લક્ષણા ... ... | ૪૪૭ | ૫૫૮ |
| જીવ વાચક પદમાં લક્ષણા ... ... | ૪૪૮ | ૫૬૦ |
| બેઉ પદમાં લક્ષણા ... ... ... | ૪૪૯-૫૦-૫૧ | ૫૬૧ |
| અગૃધ દેવના સ્વમની સમાપ્તિ ... ... | ૪૫૨ | ૫૬૫ |
| મિથ્યા જગતનો પરિહાર... ... ... | ૪૫૩ | ૫૬૭ |


## સપ્તમ તરંગ,


| | | |
|---|---|---|
| જીવન્મુક્તિ તથા વિદેહ મુક્તિનું વર્ણન ... | ૪૫૪ | ૫૬૮ |
| (જ્ઞાનીના વ્યવહારમાં નિયમનો અભાવ) ... | ૪૫૫-૫૬-૫૭ ૪૫૮ | ૫૭૦ |
| જ્ઞાનીને સમાધિ... ... ... ... | ૪૫૯-૬૦-૬૧ ૫૬૨-૬૩-૬૪ ૪૬૫ | ૫૭૬ |
| સુષુપ્તિવડે નિર્વિકલ્પ સમાધિનો ભેદ ... | ૪૬૬ | ૫૭૮ |
| નિર્વિકલ્પ સમાધિના બે પ્રકારો ... ... | ૪૬૭ | ૫૭૯ |
| નિર્વિકલ્પ સમાધિનો લય ... ... | ૪૬૮-૬૯-૭૦ ૪૭૧-૭૨ | ૫૮૦ |
| જ્ઞાનવાનની બાહ્ય પ્રવૃત્તિના આક્ષેપની સમાપ્તિ | ૪૭૩ | ૫૬૮ |
| જ્ઞાનની નિરંકુશતા ... ... ... | ૪૭૪ | ૫૮૭ |
| જ્ઞાનીને વિદેહ મોક્ષ ત્યાગ ... ... | ૪૭૫ | ૫૮૯ |
| જ્ઞાનીની મંદ પ્રારબ્ધવડે જીવન મુક્તિ સુખના વિરોધી પ્રવૃત્તિ | ૪૭૬ | ૫૯૧ |
| જ્ઞાનીના વ્યવહારનો અનિયમ ... ... | ૪૭૭-૭૮ | ૫૯૩ |

| | | |
|---|---|---|
| તત્વ દષ્ટિનો દેહપાત ... ... | ... ૪૭૯ | ૫૯૫ |
| ઉપાસકને દેશ કાલાદિની અપેક્ષા ... | ... ૪૮૭ | ૫૯૭ |
| અદષ્ટિનો અપેક્ષા સહિત દેહપાત ... | ... ૪૮૧ | ૫૯૭ |
| સર્વ શાસ્ત્રને બ્રહ્મજ્ઞાનની હેતુતા ... | ... ૪૮૨ | ૫૯૮ |
| વિદ્યાનાં અઢાર પ્રસ્થાનો ... | ... ૪૮૩ | ૫૯૯ |
| ચાર વેદનું બ્રહ્મજ્ઞાનમાં તાત્પર્ય ... | ... ૪૮૪ | ૬૦૦ |
| ચાર ઉપવેદનું બ્રહ્મજ્ઞાનમાં તાત્પર્ય | ... ૪૮૫ | ૬૦૧ |
| ચાર વેદનું પ્રયોજન ... ... | ... ૪૮૬ | ૬૦૩ |
| અઢાર પુરાણ તથા ઉપપુરાણનો અર્થ | ... ૪૮૭ | ૬૦૪ |
| ન્યાય તથા વૈશેષિક દર્શનનું ફળ ... | ... ૪૮૮ | ૬૦૫ |
| ધર્મમીમાંસા આદિનું ફળ... ... | ... ૪૮૯ | ૬૦૫ |
| સ્મૃતિ આદિનું પ્રયોજન ... ... | ... ૪૯૦ | ૬૦૭ |
| સાંખ્ય શાસ્ત્રનું ફળ ... ... | ... ૪૯૧–૯૨ | ૬૦૭ |
| પંચરાત્ર તથા પશુપત આદિનું ફળ | ... ૪૯૩ | ૬૦૮ |
| શૈવનું ફળ તથા વામમાર્ગ ... | ... ૪૯૪ | ૬૦૯ |
| નાસ્તિક મત ... ... ... | ... ૪૯૫ | ૬૧૦ |
| સાહિત્ય આદિનું તાત્પર્ય... ... | ... ૪૯૬ | ૬૧૧ |
| તર્ક દષ્ટિનો વિદ્વાન સાથે મેળાપ ... | ... ૪૯૭ | ૬૧૨ |
| જ્ઞાનીને ઇચ્છાનો સંભવ ... ... | ... ૪૯૮ | ૬૧૩ |
| શુભસંતતિ રાજાનો પ્રસંગ ... | ... ૪૯૯ | ૫૧૪ |
| શુભસંતતિનો પ્રશ્ન ... ... | ... ૫૦૦ | ૬૧૫ |
| વિષ્ણુ ઉપાસકનું ઉત્તર ... ... | ... ૫૦૧ | ૬૧૭ |
| શિવસવકનો ઉત્તર ... ... | ... ૫૦૨ | ૬૨૧ |
| ગણેશ પૂજકનો ઉત્તર ... ... | ... ૫૦૩ | ૬૨૮ |
| દેવી ભક્તનો ઉત્તર ... ... | ... ૫૦૪ | ૬૩૧ |
| સૂર્ય ભક્તનો ઉત્તર ... ... | ... ૫૦૫ | ૬૩૭ |
| સ્માર્ત મત ... ... ... | ... ૫૦૬ | ૬૪૨ |
| છ શાસ્ત્રની પરસ્પર વિરૂદ્ધતા ... | ... ૫૦૭ | ૬૪૪ |
| તર્ક દષ્ટિનો પિતા સાથે મેળાપ ... | ... ૫૦૮ | ૬૪૫ |
| કારણ રૂપની ઉપાસ્યતા ... ... | ... ૫૦૯ | ૬૪૭ |
| પુરાણોક્ત સ્તુતિ... ... ... | ... ૫૧૦ | ૬૪૮ |
| પાંચ દેવના ઉપાસકને બ્રહ્મલોક પ્રાપ્તિ | ... ૫૧૧ | ૬૪૯ |

| | | |
|---|---|---|
| એક પરમાત્મામાં અનેક નામ રૂપનો સંભવ... | ૫૧૨ | ૬૫૧ |
| સર્વ પુરાણનું કારણ ... ... ... | ૬૧૫-૧૬ | ૬૫૨ |
| મૂર્તિ પ્રતિપાદનનો અભિપ્રાય ... ... | ૫૧૫-૧૬ | ૬૬૨ |
| આકારવાળા શૈવાદિને વેદપ્રાપ્તિ ... ... | ૫૧૭ | ૬૫૪ |
| ઉત્તરમીમાંસાની પ્રમાણુતા... ... ... | ૫૧૮-૧૯ | ૬૫૫ |
| અન્ય શાસ્ત્રની ત્યાજતામાં દષ્ટાંત ... | ૫૨૧-૨૨ | ૬૫૮ |
| રાજાને મૃત્યુ ... ... ... ... | ૫૨૩-૨૪ | ૬૫૯ |
| તર્કદષ્ટિનો દેહપાત ... ... ... | ૫૨૫ | ૬૬૦ |
| ભાષા ગ્રંથ રચવાનું કારણ ... ... | ૫૨૬ | ૬૬૩ |
| ગ્રંથની સમાપ્તિ... ... ... ... | ૫૨૭ | ૬૬૪ |



# पुराण पुस्तको मुळ सहित गुजराती टीका.

**श्रीमद्भागवत बारस्कंध** મુળ સહિત ગુજરાતી ટીકા કી.મ ।
૧૦—૦—૦

**एकादशी महात्म्य** બારમાસની ચોવીશ અને પુરૂષોતમ માસની બે મળી છવીશ એકાદશીઓના વ્રત દાન, જપ પુજાના વિધિ તથા ફળ અને કથા શ્રવણ કરવાથી શું ફળ થાય છે. તેનું વર્ણન દલિલો સહ કરવામાં આવેલ છે તેના છુટા પાના મૂળ શ્લોક સહીત ગુજરાતી ટીકા સાથે. ૦—૧૨—૦

પાંડવા શ્વમેધ મુળ સહિત ગુજરાતી ટીકા. ૦—૮—૦

તુલસીકૃત રામાયણ મુળ સહિત ગુજરાતી ટીકા. ૩—૦—૦

**श्रीगरुड पुराण प्रेतमंजरी** જેમાં મનુષ્યના મરણ પછી તેના દેહને સદગતી પ્રાપ્ત શી રીતે થાય અને શું શું તે માટે ઉત્તમ ઉપાયો યોજવા તેનું સ્પષ્ટ વિવેચન કરવામાં આવેલ છે મૂળ શ્લોક સહિત ગૂજરાતી ટીકાનાં છુટાં પાનાં રાખવામાં આવેલ છે. ૦—૧૨—૦

સત્ય નારાયણ મુળ સહીત ગૂજરાતી ટીકા પાના ૦—૩—૦

ડાકોર માહાત્મ્ય ૦—૧૨—૦

**श्री माळ पुराण** ગૂજરાતી બુક સાઈઝ ૨—૦—૦

**श्रीमद्भागवत** (શુદ્ધ ગૂજરાતી ભાષામાં) કૃષ્ણની છબી તથા અને બીજા ૧૪ ચિત્રોથી લગભગ પાના (૧૨૨૦)૨—૦—૦

દેવી ભાગવત ભાષાતર (સંપૂર્ણ) ૨—૮—૦

વાલ્મીકી રામાયણ (ગૂજરાતી) ૩—૦—૦

શંકરાચાર્ય જીવન ચરિત્ર ૧—૦—૦

ભાગવત એકાદશ સ્કધ ભાષાતર ૦—૬—૦

કૃષ્ણ ચરિત્ર ૧—૦—૦

ગિરધર કૃત રામાયણ મોટી ૧—૮—૦

ઓખાહરણ મોટું ૦—૪—૦

જાળંધર આખ્યાન ખંભાત નિવાશી કવિ રેવાશંકર કૃત એ મહાભારત માંહેલું અતિ રસિક આખ્યાન છે તેમજ કથા પ્રસંગના ઠેકાણે ઠેકાણે ચિત્રો અને મોટા અક્ષર હોવાથી વૃદ્ધો તે વાંચવો સુગમ પડે ૦—૮—૦

| | |
|---|---|
| મોહાભારથ સંપુર્ણ ખંભાત નિવાશ રેવા શંકર કૃ. ચાર ભાગ | ૮—૦—૦ |

( કાગળની કીમત લેવામાં આવે છે )

| | |
|---|---|
| વેદાંતના પુસ્તકો પંચીકરણ ગૂજરાતી | ૧—૦—૦ |
| રામબ્રંાકૃત મણી રત્ન માળા | ૧—૦—૦ |
| શંકરદિગ્વીજય | ૨—૮—૦ |
| શંકરાચાર્ય નવ રત્ન | ૧—૦—૦ |
| અષ્ટાવક્ર ગીતા | ૦—૬—૦ |
| શ્રીમદ ભગવદગીતા રેશમી ગુટકો મુળ સહીત ગૂજરાતી ટીકા | ૦—૮—૦ |
| શ્રીમદ ભગવદ ગીતા પંચ રત્ન સટીક આ પુસ્તકમાં ઉપર દર્શાવેલ ભગવદ ગીતા સાથે શ્રી વિષ્ણુ સહસ્ત્રનામ અનુસ્મૃતી ભીષ્મસ્તવરાજ ગજેંદ્ર મોક્ષ શિવાય નારાયણ કવચ ચતુ શ્લોકી ગીતા સમ શ્લોકી ભાગવત મણી રત્નમાળા રામરક્ષા, એવા નવ રત્નનું શુદ્ધ ગૂજરાતી ભાષામાં ટીકા છે | ૦—૧૨—૦ |
| રામગીતા | ૦—૨—૦ |
| પાંડવગીતા | ૦—૨—૦ |
| શિવગીતા | ૦—૪—૦ |
| વેદાન્તસાર | ૦—૧૦—૦ |
| પંચદશી(મૂળસહિત ગૂજરાતીભાષાંન્તર) (ઇ.સ.) | ૬—૦—૦ |
| પંચદશી (હાથીભાઇ હરિશંકર.) | ૪—૦—૦ |
| અખાનીવાણી. | ૦—૧૦—૦ |
| યોગવાસિષ્ટગૂજરાતી | ૧—૦—૦ |
| ચંદ્રકાન્ત ભાગ ૧ લો | ૨—૮—૦ |
| ભાગ ૨ જો | ૨—૮—૦ |
| ભાગ ૩ જો | ૨—૮—૦ |
| સ્વર્ગનું વીમાન. | ૧—૦—૦ |
| અમરચરીત્ર ભા ૧ લો | ૧—૪—૦ |
| ભા ૨ જો | ૧—૪—૦ |
| સુંદરવિલાસ મોટો | ૧—૮—૦ |
| નાનો | ૦—૪—૦ |

| | |
|---|---|
| વેદાંતવિચાર. | ૧—૦—૦ |
| શિવસ્વરોદય. | ૦—૪—૦ |
| કર્મયોગ | ૦—૧૦—૦ |
| રાજયોગ | ૦—૧૦—૦ |
| ચોરાશીઆસન | ૧—૪—૦ |
| વિદુરનીતી | ૦—૮—૦ |
| શુક્રનીતી | ૧—૪—૦ |



# એકાદશોપનિષદ.

એકાદશોપનિષદ્ (શુદ્ધ ગુજરાતી ભાષાંતર) મૂળ સહિત) આમાં અગીઆર ઉપનિષદનો ભાષાન્તર સાથે દરેક ઉપનિષદમાં શું વાત છે તેની ભૂમિકા આપવામાં આવી છે. માંડૂક્ય ઉપનિષદપર ગૌડપાદની કારિકા તથા શ્રી શંકર ભગવાનની શબ્દશઃ ટીકા આપી છે બાકી રહેલા ૧૦૮ ઉપનિષદોમાંથી બ્રહ્મ સંબંધનાં પચીસ ઉપનિષદનું શબ્દ શ ભાષાંતર આવ્યું છે તથા બાકીના ઉપનિષદોનો સાર આવ્યો છે. આના જેવો સરળ ગ્રંથ વેદાંતના સંબંધમાં આ પ્રથમજ છે. દરેક ઉપનિષદના પર જે વિવેચન આવ્યું છે, તે શ્રી શંકર ભગવાનની ટીકાને અનુસારે છે. વેદાંતના રહસ્ય જાણનારાને આ અતિ ઉપયોગી વાંચવા લાયક ગ્રંથ છે, ગ્રંથનું દળ મોટું થઇ જાય માટે ગ્રંથને બે ભાગમાં છૂટો પાડ્યો છે પહેલા ભાગમાં બુહદારણ્યક તથા માંડૂક્ય આ બે ઉપનિષદ છે તથા બીજા ભાગમાં બાકીનાં બધાં ઉપનિષદો આપ્યાં છે. ભાષાંતર

કર્તા (છોટાલાલ ચંદ્રશંકર શાસ્ત્રી)

મુલ્ય રૂ ૪—૦—૦ ટપાલ ૦—૮—૦

વેચનાર નારણલાલ મોતીલાલ. શાહ

રીચીરોડ અમદાવાદ.

# વિચારસાગર.

વિચાર સાગર સાધુનિશ્ચલદાસનો રચેલ વિચાર સાગરનું શુદ્ધ ગુજરાતી ભાષાંતર આમાં જેમ સમુદ્રને લહરીઓ હોય તેમ સાત તરંગો છે સંપૂર્ણ વેદાંત જ્ઞાનનો આમાં સમાવેશ થાય છે. પ્રથમ તરંગમાં અધિકારીનું વર્ણન આવ્યું છે. બીજા તરંગમાં જીવ બ્રહ્મ એક છે કે જૂદા છે તે સંબંધી વિવેચન આવ્યું છે. ત્રીજા તરંગમાં ગુરૂ શિષ્યનું લક્ષણ તન મન ધન તથા વાણીના અર્પણનો પ્રકાર જણાવ્યો છે. ચોથા તરંગમાં પાંચ પ્રકારની ખ્યાતિનું વર્ણન તથા સર્વ રજ્જુના જ્ઞાન સંબંધી વર્ણન આવ્યું છે. પાંચમા પ્રકરણમાં પંચી પ્રકરણનો પ્રકાર સમજાવ્યો છે તથા ૐકારનું સ્વરૂપ સમજાવ્યું છે. છઠ્ઠા તરંગમાં જાગ્રત સ્વાન સુષુપ્તિ તથા તુરીય આચારે અવસ્થાનું નિરૂપણ આવ્યું છે સાતમા તરંગમાં દેવની ઉપાસનાનું જ્ઞાન તથા છ એ શાસ્ત્ર બ્રહ્મજ્ઞાનના સાધન રૂપ છે તે જણાવ્યું છે. ઘણોજ અપૂર્વ ગ્રંથ છે. કિંમત રૂ ૨--૦--૦ છે તથા ટપાલ ૦--૪--૦

પ્રસિદ્ધકર્તા

**નારણલાલ મોતીલાલ શાહ.**

રીચીરોડ અમદાવાદ.

# श्रीविचारसागरप्रारंभः ।

## પ્રથમ તરંગ.

### અનુબંધ સામાન્ય નિરૂપણ.

વસ્તુ નિર્દેશરૂપ મંગળ.

**दोहा ।**

**जो सुख नित्यप्रकाश विभु, नामरूपआधार ॥**
**मति न लखै जिहि मति लखै. सो मैं शुद्ध अपार ॥१॥**

શબ્દાર્થ—જે સુખરૂપ છે, જે નિત્ય છે, જે પ્રકાશરૂપ છે, જે વિભુ છે, જે નામરૂપના આધારરૂપ છે, બુદ્ધિ જે બ્રહ્મને પ્રકાશતી નથી, પણ જે બ્રહ્મ બુદ્ધિને પ્રકાશે છે, જે શુદ્ધ છે તથા જે અપાર છે, તે બ્રહ્મ હું છું.

ટીકાઃ—मति न लखै जिहिं मति लखै । આ પદના ત્રણ અર્થ થાય છે. ૧ બુદ્ધિ જે બ્રહ્મને પ્રકાશતી નથી, પણ જે બ્રહ્મ બુદ્ધિને પ્રકાશે છે. (૨) શબ્દની શક્તિ વૃત્તિવડે જે બ્રહ્મને મતિ જાણતી નથી, પણ શબ્દના લક્ષ[illegible] બ્રહ્મને મતિ જાણે છે. (૩) મલીન મતિ જે બ્રહ્[illegible] પણ શુદ્ધ મતિ જે બ્રહ્મને જાણે છે. આ પરર્થ [illegible] શુદ્ધ મતિ પણ ફળવ્યાપ્તિવડે જે બ્રહ્મને જાણ[illegible] [illegible]ત્તિ વ્યાપ્તિવડે જાણે છે. જેમ દીપક અન્ય [illegible] છે તેમ આ વૃત્તિ પણ બ્રહ્મને પ્રકાશવામાં સમર્થ [illegible]થી ઢંકાયલો મણિ અંધારામાં રહ્યો હોય તો તે પા[illegible]વડે ફાડી મણિનો પ્રકાશ થાય છે, તેમ अहं ब्रह्मा[illegible] વા વૃત્તિવડે આવરણરૂપ અજ્ઞાનની નિવૃત્તિ કરવી, એ [illegible]નું પ્રકાશ કરવું કહે-

થાય. આ રીતે બ્રહ્મ પોતાના પ્રકાશમાં બુદ્ધિ આદિક અન્ય પ્રકાશની અપેક્ષાથી રહિત થઇ સર્વના પ્રકાશક છે. માટે मति न लखै जिहि मति लखै આ વાકયના અર્થવડે બ્રહ્મ સ્વયંપ્રકાશ છે, એમ સિદ્ધ થાય છે. જે કેવળ સુખરૂપ છે;—એમ કહેવાથી વિષયસુખ અથવા ન્યાયમત પ્રમાણે આત્માનો આનંદ ગુણ માનવામાં આવે. આમ થવાથી બ્રહ્મના લક્ષણની અતિવ્યાપ્તિ થાય. આ ટાળવા માટે બ્રહ્મના સુખ લક્ષણની સાથે નિત્ય લક્ષણ કહ્યું છે. વિષયાનંદ અનિત્ય છે, તેમ જ નૈયાયિક આનંદગુણને પણ અનિત્ય માને છે. માટે બ્રહ્મને સુખરૂપ તથા નિત્ય કહેવાથી તેમાં અતિવ્યાપ્તિ નથી. આથી કેવળ બ્રહ્મને સુખરૂપ તથા નિત્ય કહેવાથી તેમાં અતિવ્યાપ્તિ થઇ શકે નહિ. જે કેવળ બ્રહ્મ નિત્યરૂપ છે:—એમ કહેવાથી ન્યાયમત પ્રમાણે આકાશાદિ જે નિત્ય માનવામાં આવે છે, તેની અતિ વ્યાપ્તિ થાય. આથી બ્રહ્મના લક્ષણમાં નિત્યની સાથે પ્રકાશરૂપ લક્ષણ કહ્યું છે. નૈયાયિક આકાશને નિત્ય માને છે પણ પ્રકાશરૂપ માનતું નથી, પણ જડ માને છે. અહીં બ્રહ્મ નિત્ય તથા પ્રકાશરૂપ કહ્યો છે. માટે તેમાં અતિવ્યાપ્તિ નથી. જે કેવળ બ્રહ્મ પ્રકાશરૂપ છે, આમ કહીએ તો તેની સૂર્યાદિ પ્રકાશમાં અતિવ્યાપ્તિ થાય. ન્યાય મત પ્રમાણે આત્માનો જ્ઞાન ગુણ માન્યો છે, તેમાં અતિ વ્યાપ્તિ થાય અથવા તો ક્ષણિક વિજ્ઞાન વાદીના મત પ્રમાણે આત્માને ક્ષણિકવિજ્ઞાનરૂપે માનવામાં અતિવ્યાપ્તિ થાય. આ સર્વ દોષોને ટાળવા માટે બ્રહ્મના લક્ષણમાં પ્રકાશની સાથે વિભુ લક્ષણ કહ્યું છે. કારણ સૂર્યાદિ પ્રકાશ વ્યાપક નથી, પણ પરિચ્છિન્ન છે. તેમ જ નૈયાયિકો આત્માના જ્ઞાન ગુણને વ્યાપક માનતા નથી, પણ પરિચ્છિન્ન માને છે. તે જ રીતે ક્ષણિક વિજ્ઞાનવાદીઓ ક્ષણિક વિજ્ઞાનને વ્યાપક માનતા નથી, પણ પરિચ્છિન્ન માને છે. અહીં બ્રહ્મ પ્રકાશરૂપ તથા વિભુ કહ્યો છે, માટે તેમાં અતિવ્યાપ્તિ નથી. જે કેવળ બ્રહ્મ વિભુ રૂપ છે, આમ કહીએ તો આકાશાદિ પણ વ્યાપક છે તેમાં અતિવ્યાપ્તિ થાય. તેમ જ નૈયાયિક પ્રભાકર આત્માને વિભુ માને છે તેમાં અતિવ્યાપ્તિ થાય અથવા તો સાંખ્ય મતવાળાઓ પ્રકૃતિને વ્યાપક માને છે તેમાં અતિવ્યાપ્તિ થાય. આ

સર્વ દોષો ટાળવા માટે બ્રહ્મના વિભુ લક્ષણની સાથે નામરૂપના આધારરૂપ, એ લક્ષણ કહ્યું છે. જો કે આકાશાદિ વિભુ તો છે, પણ નામરૂપના આધારરૂપ નથી. તેમ નૈયાયિક આત્માને વિભુ માને છે, પણ નામરૂપના આધારરૂપ માનતા નથી. વળી સાંખ્ય મતવાળા પ્રકૃતિને વ્યાપક માને છે, પણ નામરૂપના આધારરૂપ માનતા નથી. પણ અહીં બ્રહ્મને વિભુ તથા નામરૂપના આધારરૂપ કહ્યા છે, માટે તેમાં અતિવ્યાપ્તિ નથી. જો કેવળ બ્રહ્મ નામરૂપના આધારરૂપ છે, આમ કહીએ તો પ્રાતિભાસક (કલ્પિત) સર્પાદિકના નામ તથા રૂપના આધાર રૂપ રજ્જુ આદિ છે, તેમાં અતિવ્યાપ્તિ થાય. આના નિવારણ માટે બ્રહ્મના લક્ષણમાં નામરૂપના આધારની સાથે " मति न लखे जिहि मति लखै અર્થાત સ્વયંપ્રકાશ લક્ષણ કહ્યું છે. જો કે નામરૂપનો આધાર એમ એક વિશેષણવડે જ કોઇ મત પ્રમાણે કોઇ પણ પદાર્થમાં બ્રહ્મના લક્ષણની અતિવ્યાપ્તિ થતી નથી. વળી વેદાંત મત પ્રમાણે રજ્જુઆદિને બદલે કલ્પિત સર્પાદિના નામરૂપનો આધાર રજ્જુથી આવૃત ચૈતન્ય જ અંગીકાર કર્યું છે, પણ રજ્જુઆદિક નહી. છતાં અહીં જે રજ્જુઆદિને નામરૂપની આધારતા કહીને અતિવ્યાપ્તિ નિવારણ કરી છે, તે કેવળ સ્થૂલદૃષ્ટિથી જ કહી છે. જો કેવળ બ્રહ્મ સ્વયંપ્રકાશ છે, આમ કહીએ તો કેટલાક ઉપાસકના મત પ્રમાણે આત્મા સ્વયંપ્રકાશ માન્યો છે, તેમાં અતિવ્યાપ્તિ થાય. તેના નિવારણ અર્થે બ્રહ્મના લક્ષણમાં સ્વયંપ્રકાશની સાથે બ્રહ્મને શુદ્ધ કહ્યો છે. તેમ જ ઉપાસકના મત પ્રમાણે આત્મા સ્વયંપ્રકાશ તથા અવિદ્યાદિ મળ સહિત માન્યો છે. અહીં બ્રહ્મ સ્વયંપ્રકાશ તથા શુદ્ધ કહ્યો છે. આથી તેમાં અતિવ્યાપ્તિ થતી નથી. જો કેવળ બ્રહ્મ શુદ્ધ છે, આમ કહીએ તો સાંખ્યમતમાં આત્મા શુદ્ધ માન્યો છે, તેમાં અતિવ્યાપ્તિ થાય. તેના નિવારણ અર્થે બ્રહ્મના લક્ષણમાં શુદ્ધની સાથે અપાર કહ્યો છે. સાંખ્ય મતમાં આત્મા શુદ્ધ તો માન્યો છે, પણ અપાર માન્યો નથી. જો કે સાંખ્યમત પ્રમાણે આત્મા દેશ કાળવડે અંત-

વાળો નથી, છતાં વસ્તુવડે અંતવાળો છે. માટે સર્વથા અપાર નથી તથા અહીં બ્રહ્મ શુદ્ધ તથા અપાર કહ્યા છે, માટે તેમાં અતિવ્યાપ્તિ નથી. જો કે સુખ નિત્ય અથવા નિત્ય પ્રકાશ એ રીતે બએ વિશેષણ જે ઉપર દર્શાવ્યાં, તે બએ વિશેષણોવડે અતિવ્યાપ્તિ દૂર થાય છે, છતાં અધિક વિશેષણ જે કહ્યું છે, તે જિજ્ઞાસુને તે વિશેષણનો બોધ થાય એટલા માટે કહ્યું છે. તેમજ અનેક રીતિએ બ્રહ્મના લક્ષણનું જ્ઞાન થાય, એ કારણથી કહ્યું છે. આ વિશેષણોથી યુક્ત જે બ્રહ્મ છે તે હુંજ છું, એવો આ દોહાનો ભાવાર્થ છે. (૧)

શિષ્યઃ—વિષ્ણુ, શિવ આદિ દેવના સ્મરણરૂપ મંગળ કરવું જોઇએ, તે દેવને છોડી પોતાના જ સ્મરણ રૂપ મંગળાચરણ કરવું, તે સારૂં નહિ. ત્યારે ગુરૂ કહે છેઃ—

**अब्धि अपार स्वरूप मम, लहरी विष्णु महेश ॥**
**विधि रवि चंदावरुणयम, शक्तिधनेशगणशे ॥२॥**

**શબ્દાર્થ**:—મારૂં (પ્રત્યક્ આત્માનું) સ્વરૂપ સમુદ્રની માફક અપાર છે. આ મારા સ્વરૂપભૂત સમુદ્રના વિષ્ણુ, મહેશ, વિધિ, રવિ, ચંદ્ર, વરૂણ, યમ, શક્તિ, ધનેશ તથા ગણેશરૂપ સર્વ દેવો લહરીરૂપ છે. ૨

**ટીકા**:—હે શિષ્ય ! આ પ્રમાણે સ્વસ્વરૂપ ભૂત સમુદ્રમાં સર્વ દેવતાઓ લહરીરૂપે હોવાથી પોતાના મંગળાચરણથી સર્વ દેવતાઓની મંગળાચરણની સિદ્ધિ થાયછે. માટે પોતાનુંજ મંગળાચરણ કરવામાં કાંઇ પણ અનુચિત નથી. શિષ્યઃ—વિષ્ણુ શિવાદિ દેવ ઇશ્વરની લહરીરૂપે સંભવે છે; પણ તેઓ તમારા સ્વરૂપની (પ્રત્યક્ આત્માની) લહરીરૂપે સંભવતા નથી. માટે ઇશ્વરનુંજ મંગળાચરણ કરવું જોઇએ. જેમ વૃક્ષના મૂળમાં જળનું સિંચન કરવાથી સ્કંધાદિકની તથા આહારથી ઇન્દ્રિયોની તૃપ્તિ થાય છે; તેમ ઇશ્વરનું મંગળાચરણ કરવાથી સર્વ દેવતાના મંગળની સિદ્ધિ થાય

છે, પણ તમારા (પ્રત્યક્ આત્માના) મંગળવડે સર્વ દેવતાના મંગળની સિદ્ધિ થતી નથી. એટલે ગુરુ બોલ્યા;—

**जा कृपालु सर्वज्ञको, हिय धारत मुनि ध्यान ॥**
**ताको होत उपाधितैं, मोंमैं मिथ्या भान ॥ ३ ॥**

**શબ્દાર્થ**:—જે કૃપાળુ સર્વદા (ઇશ્વરનું) મુનિ હૃદયમાં ધ્યાન ધરે છે, તે ઈશ્વરનું માયોપાધિથી (જેમ રજ્જુમાં સર્પાદિ તથા સ્વપ્નમાં નગરાદિનું ભાન થાય છે, તેમ મારા સ્વરૂપમાં અર્થાત્ પ્રત્યક્ તત્વમાં ઈશ્વર એવું મિથ્યા ભાન થાય છે. ૩

**ટીકા**:—ગુરૂ:—હે શિષ્ય ! આથી મારા મંગળાચરણવડે ઈશ્વરાદિ સર્વના મંગળાચરણની સિદ્ધિ થાય છે. કારણકે જે વસ્તુ જેને વિશે કલ્પિત હોય, તે તેના રૂપે જ હોય છે, આવો નિયમ છે.આથી મારું મંગળાચરણ ઉચિત છે. શિષ્ય:-ઈશ્વર તો શુદ્ધ બ્રહ્મમાં અધ્યસ્ત (કલ્પિત) છે, પણ તમારા સ્વરૂપમાં નથી. માટે નિર્ગુણ બ્રહ્મનું મંગળાચરણ કરવું જોઇએ. તેના મંગળથી સર્વના મંગળની સિદ્ધિ [illegible]. પણ તમારા મંગળવડે નહિ. આના સમાધાનમાં ગુરુ [illegible] —

**है जिहिं [illegible] बिन जगत, मनहु जेवरी साप ॥**
**नसै भु[illegible] [illegible]हिं लहै, सोऽहं आ[illegible] [illegible] ॥**

શ[illegible] [illegible] જ્જુને જાણ્યાવિના [illegible] [illegible]ય છે, તેમ [illegible] વિના આ જગત્ પ્ર[illegible] [illegible]ા જેમ રજ્જ[illegible] સર્પનો નાશ થાય [illegible] ને જાણવાથી [illegible] નિવૃત્ત થાય છે. આ[illegible] [illegible] [illegible] હું પે[illegible]

**ટીકા**: [illegible] [illegible]ષ્ય ! 'આપે આપ' [illegible] [illegible]શ અંશી ભા[illegible] [illegible] ભાવ અથવા [illegible] [illegible]વ

આદિ કોઇ પણ રીતિવડે મારામાં તથા બ્રહ્મમાં કાંઇ પણ ભેદ નથી, એમ સૂચન કર્યું. ભેદના અભાવથી કાર્યતારૂપ, પ્રકાશ્યતારૂપ તથા આધેયતા રૂપ જે ત્રણ પ્રકારની પરતંત્રતા છે, તેથી હું રહિત છું, એમ સૂચન કર્યું. આથી મારૂં મંગળાચરણ જ શુદ્ધ બ્રહ્મનું મંગળ છે. શિષ્યઃ–હે ભગવન્! આપના પરંપરા ગુરુરૂપ દાદુજી સંપ્રદાયના ઇષ્ટદેવ શ્રી રામજીને નમસ્કારરૂપ મંગળાચરણ કરવું જોઇએ. આના સમાધાનમાં ગુરુ બોલ્યા;—

**बोध चाहि जाको सुकृति, भजत राम निष्काम ॥**
**सा मेरो है आतमा, काकूं करू प्रनाम ॥ ५ ॥**

શબ્દાર્થઃ–જે રામજીને બોધની ચાહનાવડે સુકૃતિઓ નિષ્કામરૂપે ભજે છે, તે રામજી મારા આત્મા સ્વરૂપ છે. માટે હું કોને પ્રણામ કરૂં ? ૫

ગુરૂઃ—હે શિષ્ય ! આ રીતે મારાથી ભિન્ન બીજી વસ્તુના અભાવથી કોઇને પણ હું પ્રણામ નહિ કરૂં. આ દોહાનો બીજો અર્થ નીચે પ્રમાણે થાય છેઃ—જે પરબ્રહ્મના બોધની ચાહનાવડે સુકૃતી પુરૂષો રામચંદ્રજીને ભજે છે, તે પરબ્રહ્મ મારા આત્મારૂપ છે. આથી સર્વના અધિષ્ઠાન રૂપ હું કોને પ્રણામ કરૂં ? મારાથી ભિન્ન બીજી કોઇ વસ્તુ નથી કે જેને હું પ્રણામ કરૂં.

## ગ્રંથનો મહિમા.

**भर्यो वेदसिद्धांतजल, जामें अति गंभीर ॥**
**अस "विचारसागर" कहूं पेखि मुदित व्है धीर॥६॥**

શબ્દાર્થઃ–જેમાં વેદરૂપ સિદ્ધાંતજળ ભરેલું છે, એવા અત્યંત ગંભીર વિચારસાગરને હું કહું છું. આનો વિચાર કરી વિવેકીઓ અત્યંત પરમાનંદ પામે છે. ૬

ટીકા:—વિચાર:—ગુરૂ શિષ્યના સંવાદદ્વારા જડ ચેતન આદિ પદાર્થનો જે નિર્ણય, તેનું નામ વિચાર તથા વિચારના વિષયરૂપ નિર્ણિત અર્થને સિદ્ધાંત કહે છે. અહીં શિષ્યરૂપી પવનવડે પ્રેરિત થયલો ગુરૂ મેઘરૂપ છે. વિચાર એ જળની વૃષ્ટિરૂપ છે. વેદનો સિદ્ધાંત તે જળરૂપ છે. આ જળ અત્યંત વિસ્તારવાળું હોવાથી સાગરરૂપ આ ગ્રંથ છે. શિષ્ય:—આ વિચારપરંપરા સાગરની ઉપમા કેવી રીતે અપાય? કારણ કે સાગરમાં મોતી શુક્તિ આદિ અનેક વસ્તુઓ ભરેલી છે. ગુરૂ—આ વિચારરૂપી સાગરમાં આદિથી લઇ અંત પર્યંત વર્ણોની સમષ્ટિરૂપ જમીન છે. તેમાં વેદના સિદ્ધાંતરૂપે જળ ભર્યું છે. તેમાં જે સાત પ્રકરણો છે તે તરંગરૂપે છે. છંદોરૂપે તેમાં જળજંતુ છે. કઠણ પ્રસંગોરૂપ મગર છે. ઉત્તમ છંદરૂપે છીપો ભરેલી છે. વર્ણ મૈત્રેયી આદિ મોતીરૂપ છે. શુદ્ધ સ્વરૂપના નિર્ણયરૂપ મણિ માણિક્ય આદિ છે. વિવેકાદિ સાધનરૂપ ચૌદ રત્નો છે. આ સમુદ્રને ઓળંગવા માટે જિજ્ઞાસુની બુદ્ધિરૂપે નૌકા છે. અભ્યાસરૂપે શુદ્ધ પવન છે. બ્રહ્મનિષ્ઠ ગુરુરૂપે માછી છે. તેમાં સંસારરૂપી કુદેશવાળું એક તીર છે તથા મોક્ષરૂપી સુદેશવાળું જ્ઞાનરૂપે બીજું તીર છે. શ્રદ્ધાપૂર્વક પઠન કરી ઉલ્લંઘન કરવાના મોક્ષરૂપ સુદેશની પ્રાપ્તિ તે ફળ છે. આ રીતના વિચારરૂપી સાગરનો ગુરુમુખદ્વારા શ્રદ્ધા ભક્તિપૂર્વક શ્રવણ મનન રૂપે પેખવો અર્થાત્ વિચાર કરવો. ધીર:—'ધી' કહેતાં બુદ્ધિ તથા 'ર' કહેતાં વિષયથી રક્ષણ કરવું અર્થાત્ બ્રહ્મચર્યાદિ સાધન સંપન્ન જે અધિકારી તે ધીર. આવો ધીર મુદિત થાય છે અર્થાત્ સ્વસ્વરૂપના સાક્ષાત્કારરૂપ અપરોક્ષ જ્ઞાનદ્વારા અવિદ્યા તથા તેના કાર્યરૂપ અનર્થની નિવૃત્તિપૂર્વક પરમ આનંદને પ્રાપ્ત થાય છે. શિષ્ય:—આ તો ઠીક, પણ તેને માટે જો સંસ્કૃત ભાષાવાળા ઘણાએ ગ્રંથો છે તો પછી ભાષાગ્રંથ લખવાનું શું પ્રયોજન છે? તેના સમાધાનમાં ગુરુ કહે છે:—

**सूत्र भाष्य वार्तिकप्रमृति, ग्रंथ बहुत, सुखानि ॥**
**तथापि मैं भाषा करूं, लखि मतिमंद अजानि ॥७॥**

શબ્દાર્થઃ—જો કે સૂત્ર, ભાષ્ય, વાર્તિક આદિ સંસ્કૃત ગ્રંથો ઘણા છે, છતાં તેથી મંદ બુદ્ધિવાળાઓને બોધ થતો નથી તથા ભાષાગ્રંથથી મંદ બુદ્ધિને પણ બોધ થાય છે) માટે મેં ભાષા ગ્રંથનો આરંભ કર્યો છે.

ટીકાઃ—સૂત્રઃ—અસંદિગ્ધ અર્થાત્ નિઃસંદેહ સારવાળું, કોઈથી પણ રોકી શકાય નહિ તેવા નિર્દોષ વાક્યને સૂત્ર કહે છે. ભાષ્યઃ—સૂત્રાદિરૂપ મૂળ ગ્રંથમાં રહેલા પદને લઈ તેના પર્યાયરૂપ સ્વપદોને કહેતાં મૂળમાં રહેલા પદને અનુસાર પદો-વડે તેનું વિશેષે કરી વર્ણન કરવું, તેને ભાષ્ય કહે છે. મૂળ ગ્રંથકારથી કહેવાયલા અને નહિ કહેવાયલા તથા વિરુદ્ધ અર્થનું ચિંતન જેને વિષે હોય, એવું જે શ્લોકબદ્ધ વ્યાખ્યાન તેને વાર્તિક કહે છે. મતિમંદઃ—સંસ્કૃત ગ્રંથના વિચારમાં જેની બુદ્ધિ અલ્પ હોય તે. અજાનિઃ—સ્વસ્વરૂપના અજ્ઞાની.

## दोहा ।

**कविजनकृत भाषा बहुत, ग्रंथ जगतविख्यात ॥**
**बिन "विचारसागर" लखै, नहिं संदेह नसात ॥८॥**

શબ્દાર્થઃ—જો કે ભાષાગ્રંથ અનેક છે, છતાં વિચારસા-ગર વિના બીજા ભાષાગ્રંથમાં આત્મા વિશે રહેલો સંદેહ દૂર થતો નથી. ૮

ટીકાઃ—કેટલાક શ્રવણ કરવાથી ભાષા ગ્રંથ રચે છે, જેવા કે પંચભાષા. તેઓની પ્રક્રિયા કેટલેક અંશે શાસ્ત્રને અનુસાર હોય છે, પણ જે શ્રવણ કરેલો અર્થ યથાર્થ ગ્રહણ થતો નથી, તે અંશે શાસ્ત્રથી વિરુદ્ધ છે. માટે તેઓવડે રચાયલા ગ્રં-

થથી સંદેહ રહિત બોધ થતો નથી. વળી કેટલાક ભાષાગ્રંથો કંઈએક શાસ્ત્રનું પઠન કરી રચેલા હોય છે, જેવા કે આત્મબોધ, તેવાથી પણ સંદેહ રહિત બોધ થતો નથી. કારણ કે તેમાં વેદાંતની પ્રક્રિયા સંપૂર્ણ હોતી નથી. વિચાર સાગર ગ્રંથમાં સંપૂર્ણ પ્રક્રિયા છે તથા તે વેદાંત શાસ્ત્રને અનુસાર છે. કોઈ પણ સ્થાને તે વિરૂદ્ધ નથી તથા આત્મજ્ઞાનમાં ઉપયોગી જે પદાર્થ છે, તેનું નિરૂપણ વિસ્તારથી કર્યું છે, માટે બીજી ભાષા ગ્રંથોની સમાન આ ગ્રંથ નથી, પણ સર્વ ભાષા ગ્રંથો કરતાં આ ગ્રંથ ઉત્તમ છે.

## અનુબંધનું વર્ણન.

चौपाई—नाहिं अनुबंध पिछाने जौलों ।
ह्वै न प्रवृत्त सुघर नर तौलों ॥
जानि जिनै यह सुनै प्रबंधा ।
कहूं व यातैं ते अनुबंधा ॥ ९ ॥

શબ્દાર્થઃ—અધિકારી સંબંધ, વિષય તથા પ્રયોજનોનું નામ અનુબંધ છે. આ અનુબંધને જાણ્યા વિના સુઘર કહેતાં વિવેકી પુરૂષની ગ્રંથમાં પ્રવૃત્તિ થતી નથી. માટે જે અનુબંધને જાણી ગ્રંથને સાંભળે, તે અનુબંધને હવે હું કહું છું. ૯

## सोरठा।

अधिकारी संबंध, विषय प्रयोजन मेलि चव ॥
कहत सुकविअनुबंध,तिनमैंअधिकारीसुनहु॥१०॥

શબ્દાર્થઃ—અધિકારી, સંબંધ, વિષય તથા પ્રયોજન આ ચારને વિદ્વાનો અનુબંધ કહે છે. આમાં આધિકારીનું વર્ણન હવે સાંભળો. ૧૦

### અધિકારીનું વર્ણન.

दोहा ।

मल विछेप जाके नहीं, किंतु एक अज्ञान ॥
व्हैचवसाधनसहित नर, सो अधिकृत मतिमान॥११॥

શબ્દાર્થઃ—જે પુરૂષે નિષ્કામ કર્મ તથા ઉપાસનાવડે મળ તથા વિક્ષેપ દોષોને દૂર કર્યા છે તથા એક અજ્ઞાન કહેતાં સ્વસ્વરૂપનું આવરણ જેના ચિત્તમાં હોય તથા જે ચાર સાધનવડે સંયુકત હોય, તે પુરૂષ આધકૃત કહેતાં અધિકારી છે. ૧૧

**ટીકાઃ**—અંતઃકરણમાં ત્રણ પ્રકારના દોષ હોય છેઃ—એક મળ, બીજો વિક્ષેપ તથા ત્રીજું આવરણ. નિષ્કામ કર્મથી અંતઃકરણનો મળદોષ દૂર થાય છે, ઉપાસનાથી વિક્ષેપદોષ દૂર થાય છે તથા જ્ઞાનવડે આવરણદોષ દૂર થાય છે.

### ચાર સાધનનું વર્ણન.

दोहा ।

प्रथम विवेक विराग पुनि, समादि षट्संपत्ति ॥
कही चतुर्थ मुमुच्छुता, ये चव साधनसत्ति॥१२॥

શબ્દાર્થઃ—પ્રથમ વિવેક હોય છે, પછી વૈરાગ્ય હોય છે, ત્યાર પછી સમાદિ છ સંપત્તિઓ તથા ચોથી મુમુક્ષુતા છે. આ રીતનાં ચાર સાધનો કહેવાય છે. ૧૨

### વિવેકનું લક્ષણ.

दोहा ।

अविनासी आतम अचल, जग तातैं प्रतिकूल॥
ऐसो ज्ञान विवेक है, सब साधनको मूल ॥१३॥

**શબ્દાર્થ**:–આત્મા અવિનાશી કહેતાં નાશ રહિત છે તથા અચળ કહેતાં ક્રિયા રહિત છે. વળી જગત આત્માથી પ્રતિકૂળ કહેતાં વિપરીત સ્વભાવવાળું, વિનાશી તથા ચળ છે. આવી રીતના જ્ઞાનનું નામ વિવેક છે તથા તે સર્વ સાધનોના મૂળરૂપ છે. ૧૩

**ટીકા**:—આ વિવેકને સર્વ સાધનનું મૂળ કહેલું છે. તેનું કારણ એ કે પ્રથમ વિવેક હોય તો વૈરાગ્યથી લઇ બીજા સાધનો થાય છે. પણ જો વિવેક નથી હોતો તો તેની પછીના સાધનો થતાં નથી. માટે વૈરાગ્યાદિ છ સંપત્તિઓ તથા મુમુક્ષુતાના હેતુરૂપ વિવેક છે. શિષ્યઃ–હે ભગવન્! વિજીગીષુ કહેતાં અન્યોને જીતવાની ઇચ્છાવાળા પંડિતને પણ આત્મા નિત્ય હોય છે, તથા આત્માથી ભિન્ન દેહાદિ પ્રપંચરૂપ અનાત્મા અનિત્ય છે. આ પ્રમાણેનો ભેદજ્ઞાનરૂપે વિવેક હોય છે. આવો વિવેક, વૈરાગ્યથી માંડી તેનાથી પછીનાં સાધનોના હેતુરૂપે કેમ નહિ હોય? ગુરૂઃ–ઉક્ત વિજીગીષુ પંડિતને જો કે શાસ્ત્રના અભ્યાસથી વિવેક જ્ઞાન હોય છે, છતાં તેનો ઉદય નિષ્કામ કર્મની ઉપાસનાથી શુદ્ધરહિત મલિન અંતઃકરણમાં થાય છે. માટે સારા પ્રદેશમાંથી કેળના વૃક્ષને ઉખેડી લઇ તેને જળ વિનાની ઉખર ભૂમિમાં દાટેલાના જેવો વિવેક, વૈરાગ્યાદિ ઉત્તર સાધનરૂપે અર્થાત્ અન્ય વૃક્ષોના પરંપરાના હેતુરૂપે નથી. પણ તે વિવેક ચિત્રાંગદની માફક હોય છે. અર્થાત્ તે અવિવેક છે. પણ શુદ્ધ અંતઃકરણમાં ઉદય પામેલો જે વિવેક, તે જળવાળી ભૂમિમાં દાટેલ કદલિ વૃક્ષની માફક હોય છે તથા વૈરાગ્યાદિ ઉત્તર સાધનરૂપે એટલે અન્ય વૃક્ષની પરંપરાના હેતુ રૂપે છે. માટે શુદ્ધચિત્ત રૂપ ભૂમિમાં ઉદય પામેલો જે વિવેક, તે વૈરાગ્યનું અસાધારણ કારણ છે. આ રીતે ઉત્તર ઉત્તર સાધનનું પૂર્વ પૂર્વ સાધન નિમિત્ત કારણ છે. માટે મુમુક્ષુ પુરૂષે ચિત્તશુદ્ધિપૂર્વક વિવેક સંપાદન કરવા યોગ્ય છે.

વૈરાગ્યનું લક્ષણ.

दोहा।

ब्रह्मलोक लौं भोग जो, चहै सबनको त्याग ॥
वेद-अर्थ-ज्ञाता मुनि, कहत ताहि वैराग ॥१४॥

શબ્દાર્થઃ—બ્રહ્મલોકથી માંડી સઘળા ભોગનો જે મુનિ ત્યાગ ઇચ્છે છે તથા જે મુનિ વેદના અર્થને જાણવાવાળો હોય છે, તેને વૈરાગ્ય પ્રાપ્ત થયલો કહેવાય છે. ૧૪

શમાદિ છ સંપત્તિ.

दोहा।

सम दम श्रद्धा तीसरी, समाधान उपराम ॥
छठी तितिच्छा जानिये भिन्नभिन्न यह नाम ॥१५॥

શબ્દાર્થઃ—શમ, દમ, શ્રદ્ધા, સમાધાન, ઉપરામ તથા છઠ્ઠી તિતિક્ષા, આ રીતની શમાદિ છ સંપત્તિઓ છે. ૧૫

શમ દમનું લક્ષણ.

दोहा।

मन विषयनतें रोकनों, सम तिहीं कहत सुधीर ॥
इन्द्रियगनको रोकनो, दम भाखत बुधवीर ॥१६॥

શબ્દાર્થઃ—મનને વિષયથી રોકવું, તેને વિદ્વાનો શમ કહે છે તથા વિદ્વાનો ઇંદ્રિય ગણના રોકવાને દમ કરી કહેછે.૧૬

ટીકાઃ—જેમ એક બાજુએ રંગ વિનાના કાચમાં મુખ જોઈએ તો નેત્રની દૃષ્ટિ બહાર નિકળી જાય છે. તેમ ઇંદ્રિયરૂપી દ્વારના વિષયમાંથી નિરોધરૂપ દમ વિના મનનો નિરોધ-

રૂપી શમ સિદ્ધ થતો નથી. તેમજ લગામ પકડ્યા વિના અ-શ્વની માફક મનના નિરોધરૂપ શમવિના ઇંદ્રિયનો નિરોધરૂપ દમ સિદ્ધ થતો નથી. માટે શમદમની પરસ્પર અપેક્ષા છે.

## ૧૧ શ્રદ્ધા તથા સમાધાનનું લક્ષણ.*

दोहा ।

सत्य वेदगुरुवाक्य हैं, श्रद्धा अस विश्वास ॥
समाधान ताकूं कहत, मन विछेपको नास॥१७॥

શબ્દાર્થ:-ગુરુનું વાક્ય સત્યરૂપે જાણવું, આવી રીતનો જે વિશ્વાસ, તેને શ્રદ્ધા કહે છે. મનના વિક્ષેપનો જે નાશ, તેને સમાધાન કરી કહે છે. ૧૭

* સર્વ સાધનોની સંપત્તિરૂપ શ્રદ્ધા દધિમંથનની સામગ્રીમાં મંથનપાત્રરૂપે છે. તેના નાશથી સર્વ સાધનોની વ્યર્થતા થાય છે. શ્રદ્ધાવડે અન્ય સર્વ સાધનોની સફળતા થાય છે. માટે સર્વ સાધનોમાં શ્રદ્ધા એ જ્ઞાનનું મુખ્ય સાધન છે. આ શ્રદ્ધાનું કુસંગ આદિ દોષના નાશવડે રક્ષણ કરવું. સાધન સંપત્તિનું દધિ મંથનની સામગ્રીસાથે રૂપક, બોધરત્નાકરના પ્રથમ રત્નમાં આપેલું છે.

## ૧૨ ઉપરામનું લક્ષણ.*

चौपाई—साधनसहित कर्म सब त्यागै ।
लखि विषसम विषयनतैं भागै ॥
दृग नारी लखि व्है जिय ग्लाना ।
यह लच्छण उपराम बखाना॥१८॥

શબ્દાર્થ:-સાધન સહિત સર્વ કર્મનો ત્યાગ કરવો તથા વિષયને વિષ સમાન માની તેને નસાડી મૂકવાં તથા નારીનાં

લોચનો ગ્લાનિ ઉત્પન્ન કરનારાં માનવાં. આ સર્વ લક્ષણ ઉપરામનાં છે. ૧૮

* ત્યાગસાધન પ્રાપ્ત થયા પછી વિષયની ઇચ્છાનો જે અભાવ, તેને ઉપરામ કહે છે. આ ઉપરામને રતિ પણ કહેવામાં આવે છે. સાધનઃ—સ્ત્રી, ધન, જાતિ તથા અભિમાન આદિ કર્મની સામગ્રિને સાધન કહે છે. શિષ્યઃ—હે ભગવન્! "विषयनतें भागै" એમ કહેવાથી સ્ત્રી આદિક સર્વ વિષયમાં ગ્લાનિ દર્શાવી, તેમ છતાં ફરી નારીરૂપ વિષયમાં ગ્લાનિ કહેવાથકી પુનરુકિત દોષની પ્રાપ્ત થાય છે, તેનું કેમ? ગુરુઃ—હે શિષ્ય! અનંત જન્મમાં કરેલા નારીસંગના સંસ્કારની તીવ્રતાથી તથા નારીમાં શબ્દ, સ્પર્શ, રૂપ, મુખચુંબન આદિક રસ, અત્તરાદિક ગંધ તથા મૈથુન આ છ વિષયના અત્યંત લાભવડે નારીરૂપ વિષય અન્ય સર્વ વિષય કરતાં પ્રબળ છે. માટે તેને વિષે અત્યંત પુનઃ ગ્લાનિ કરવી જોઇએ. આ અભિપ્રાયથી તેનું અહિં પુનઃ કથન કરવામાં આવ્યું છે, જેથી પુનરુક્તિ દોષ દૂષણરૂપે નથી, પણ ભૂષણરૂપે છે.

## ૧૩ તિતિક્ષાનું લક્ષણ.

## दोहा ।

**आतप सीत छुधा तृषा, इनको सहनस्वभाव ॥**
**ताहि तितिच्छा कहतहैं, कोविद* मुनिवरराव॥१९॥**

શબ્દાર્થઃ—તડકો, ટાઢ, ક્ષુધા તથા તૃષા આ સર્વને સહન કરવાનો જે સ્વભાવ, તેને પંડિત તથા મુનિને વિષે શ્રેષ્ઠ એવા આચાર્યો તિતિક્ષા કરી કહે છે. ૧૯

* કોવિદ કહેતાં પંડિત તથા મુનિ કહેતાં સંન્યાસી, તેઓને વિષે શ્રેષ્ઠ અર્થાત્ વિદ્વાન્ સંન્યાસીઓના રાવ કહેતાં આચાર્ય.

**समादि षट्संपत्तिको, भाखत साधन एक ॥
इम नव नहिं साधन भनैं, किंतु चारिसविवेक॥२०॥**

શબ્દાર્થઃ—શમાદિ છ સાધનની જે પ્રાપ્તિ, તેને એક*સાધનમાં ગણી છે. કારણ કે નવ સાધનો નથી. પણ વિવેકી જનો ચાર સાધન કહે છે. ૨૦

* જેમ સુવર્ણના બનાવેલા અનેક મણકાઓની માળા એક અલંકારરૂપે ગણવામાં આવે છે તેમ એક બીજાને સહાય કરનારી શમદમાદિ છ સાધનોની પ્રાપ્તિને પણ એક સાધનરૂપે ગણવામાં આવી છે. કારણ કે આ સાધનોની એક બીજાવિષે સહાયતા છે.

શિષ્યઃ—હે ભગવન્! આ સહાયતા કેવી રીતે છે, તે મને કહી સંભળાવશો ?

ગુરુઃ—હે શિષ્ય ! મનના નિરોધરૂપી શમવિના ઇંદ્રિયનો નિરોધ થતો નથી, માટે દમને શમની અપેક્ષા છે. તેમ જ મનના નિરોધવિના બહિર્મુખ થયેલ મનને વેદાંત શાસ્ત્રમાં તથા સદ્‌ગુરુમાં પૂર્ણ શ્રદ્ધા રહેતી નથી. માટે શ્રદ્ધા તે શમની અપેક્ષારૂપે છે. વળી મનના નિરોધ વિના બ્રહ્મમાં ચિત્તની એકાગ્રતા થતી નથી, માટે સમાધાનને પણ શમની અપેક્ષા છે. વળી જેમ દુધ આદિ ઉત્તમ આહારવડે ઉછેરેલી બલાડી જો ઉંદરને જુવે છે તો તે શોભતી નથી, પણ ઉંદરની ઉપર તલપ મારે છે તેમ જ વિષયથી ઉપરામને પામેલું મન પણ નિરોધરૂપી દોરડીથી મુક્ત થયલું હોવાથી સ્થિતિ કરતું નથી, પણ પ્રાપ્ત થયલા વિષયના તરફ તલપ મારે છે. માટે ઉપરામને પણ શમની અપેક્ષા છે વળી અંતર્મુખ થયલા મનથી શીત ઉષ્ણાદિ દ્વંદ્વનું સહન થાય છે, પણ બહિર્મુખ મનવડે નહી. માટે તિતિક્ષાને પણ શમની અપેક્ષા છે. આ રીતે શમને દમાદિકના સહાયકરૂપ કહેલ છે.

**શિષ્યઃ**—હે ભગવન્ ! દમને શમાદિની સહાયકતા કેવી રીતે ?

ગુરુઃ—હે શિષ્ય ! બંને બાજુએ સ્વચ્છ એવા કાચમાં નેત્રદૃષ્ટિનો નિરોધ થઈ શકતો નથી, તેમ ઇંદ્રિયરૂપી દ્વારના નિરોધ વિના મનનો નિરોધ થતો નથી, માટે શમને દમની અપેક્ષા છે. રૂપાદિ વિષયમાં તત્પર એવા પુરુષને સત્શાસ્ત્ર તથા સદ્ગુરુમાં શ્રદ્ધા રહેતી નથી, માટે શ્રદ્ધાને દમની અપેક્ષ છે. ઇંદ્રિયના નિરોધ વિના ચંચળ થયલાં મનમાં એકાગ્રતા રહેતી નથી, માટે સમાધાનને ફળની અપેક્ષા છે. ઇંદ્રિયનું રોકાણ કર્યા વિના પ્રત્યક્ષ અનુભવ કીધેલા અનુકૂળ વિષયોમાં રાગથી જણાયલા સંસ્કારદ્વારા ઇચ્છા થાય છે. માટે ઉપરામને દમની અપેક્ષા છે. ઇંદ્રિયના નિરોધવિના વિષયના દર્શનવડે વિક્ષિપ્ત થયલા મનથી દ્વંદ્વ ધર્મનું સહન થતું નથી, માટે તિતિક્ષાને દમની અપેક્ષા છે. આ રીતે દમને શમાદિકની સહાયકતા કહી છે. ગુરુઃ–સદ્ગુરુ તથા સત્શાસ્ત્રના વચનમાં વિશ્વાસરૂપી શ્રદ્ધા વિના શ્રવણમાં પ્રવૃત્તિની ઇચ્છાના અભાવથી પતિની પાસે જવામાં ઉપયોગી શૃંગારને વિધવા જેમ ધારણ કરતી નથી, તેમ શ્રવણમાં ઉપયોગી યમ આદિક કોઇ પણ સાધનને પુરુષ ધારણ કરતો નથી. વિધવાએ ધારણ કરેલા શૃંગારની જેમ વ્યર્થતા છે તેમ શ્રદ્ધા વિના ધારણ કરેલા સર્વ સાધનની વ્યર્થતા છે. એટલા માટે શમાદિક સર્વ સાધનને શ્રદ્ધાની અપેક્ષા છે. ચિત્તની એકાગ્રતા વિના શમાદિક સાધન સિદ્ધ થતાં નથી, માટે શમાદિકને સમાધાનની અપેક્ષા છે. તેમ વિષયથી ચિત્તનું ઉપશમ થયા વિના શમાદિક કોઇ પણ સાધન સિદ્ધ થતું નથી, માટે શમાદિને ઉપશમની અપેક્ષા છે. શીત, ઉષ્ણ, ક્ષુધા, તૃષા, હાનિ, લાભ આદિ અનેક વ્યાવહારિક ઉપદ્રવના સહનવિના મનોનિરોધ, ઇંદ્રિયનિરોધ, ગુરુ શાસ્ત્રનાં વચનમાં આસ્તિકતા, ચિત્તની એકાગ્રત તથા પ્રાપ્ત થયલા ધન આદિક વિષયથી ઉપરામતા સિદ્ધ થતી નથી, માટે શમાદિકને તિતિક્ષારૂપ તપની અપેક્ષા હોવાથી તિતિક્ષાને શમાદિકની

સહાયતા છે. આ રીતે શમાદિકને એક બીજાની સહાયકતા હોવાથી છએની એક સાધનરૂપતા કહી છે.

## ૧૪ મુમુક્ષુતાનું લક્ષણ.

### दोहा।

ब्रह्म प्राप्ति अरु बंधकी, हानि मोक्षको रूप॥
ताकी चाह मुमुक्षुता, भाषत मुनिवर* भूप॥२१॥

શબ્દાર્થ:–બ્રહ્મની પ્રાપ્તિ તથા અનર્થની નિવૃત્તિ મોક્ષનું સ્વરૂપ છે. મોક્ષની ઇચ્છાનું નામ મુમુક્ષુતા છે. મુમુક્ષતા તથા મુમુક્ષુત્વ આ બેઉ એક અર્થવાળા શબ્દો છે. આ રીતે મુનિને વિશે શ્રેષ્ટ એવા આચાર્યો કહે છે. ૨૧

* 'मुनिवर भूप' અહીં મુનિ કહેતાં સંન્યાસી, તેમાં વર કહેતાં શ્રેષ્ઠ અર્થાત્ વિદ્વન્ સંન્યાસી તેના ભૂપ કહેતાં આચાર્ય અર્થાત્ વિદ્વાન્ સંન્યાસીના આચાર્ય.

### दोहा।

ये चवसाधन ज्ञानके, श्रवनादिक त्रय मेलि॥
'ततपद' 'त्वंपद' अर्थको, सोधन अष्टम मेलि॥२२॥

શબ્દાર્થ:–વિવેકાદિ ચાર, શ્રવણ મનન તથા નિદિધ્યાસન આ ત્રણ, તત્પદના અર્થનું* શોધન તથા ત્વંપદના અર્થનું શોધન મળી એક, આ રીતે જ્ઞાનનાં આઠ સાધનો છે. ૨૨

* ચેતનનું તથા જડનું ક્રમે કરીને કાર્ય કારણપણું, અધિષ્ઠાન અધ્યસ્તપણું, દ્રષ્ટા દૃશ્યપણું તથા સાક્ષી સાક્ષ્યપણાનો સાસ્રોક્ત અનેક પ્રકારનો જેમ હંસવડે ક્ષીર તથા જળનો વિભાગ થાય છે તથા ઘી ને છાશનો વિભાગ થાય છે, તેની માફક જે વિચાર કરવો, તેને પદાર્થશોધન કહે છે, અર્થ

કહેવાથી વેદાંત શાસ્ત્રોક્ત સર્વ પ્રક્રિયાનું તાત્પર્ય જાણવું તથા એ જ અર્થ મહાવાકયના અર્થના જ્ઞાનમાં ઉપયોગી છે. માટે ઉક્ત પદાર્થનું શોધન, મુમુક્ષુને અવશ્ય કર્તવ્ય છે.

## ૧૫ અંતરંગ તથા બહિરંગ સાધન.

### दोहा।

अंतरंग ये आठ हैं, यज्ञादिक बहिरंग ॥
अंतरंग धारै तजै, बहिरंगनको संग ॥ २३ ॥

શબ્દાર્થઃ—(પૂર્વના દોહામાં કહેલ) વિવેકાદિ આઠ*અંતરંગ સાધન છે તથા યજ્ઞાદિ કર્મ બહિરંગ† સાધન છે. તેમાં જિજ્ઞાસુએ બહિરંગ સાધનનો ત્યાગ કરવો તથા અંતરંગ સાધનને ધારણ કરવાં.‡ ૨૩

* જેમ ધનુષ્યમાંથી છૂટેલું બાણ લક્ષ્યની સમીપ વર્તી થવાથી તે અંતરંગ સાધન કહેવાય છે, તેમ વિવેકાદિ આઠ જ્ઞાનનાં સમીપ વર્તી સાધન હોવાથી જ્ઞાનનાં અંતરંગ સાધન કહેવાય છે. †જેમ ધનુષ લક્ષ્યથી જોકે દૂરવર્તી છે, તોપણ બાણ જે લક્ષ્યની પાસે જનારું છે, તેને સમીપ પહોંચાડવાના સાધનરૂપ છે, માટે ધનુષને બહિરંગ સાધન કહે છે.

‡જે રીતે કુપમાં પડેલો પુરુષ પ્રથમ જડ આદિ વૃક્ષ વસ્તુનો આશ્રય કરે છે. પણ જો કોઈ દયાળુ પુરુષ દોરી નાંખે ત્યારે તે ઉક્ત આશ્રયનો ત્યાગ કરી રસીને પકડી લે છે. પણ રસીને પકડયા વિના પહેલાંથી જ વૃક્ષાદિકના આશ્રયનો ત્યાગ કરે તો ઉભય પ્રકારે ભ્રષ્ટ થવાથી તે નદીમાં ડૂબી મરે છે—તે જ પ્રમાણે જન્મ મરણરૂપ જળયુક્ત સંસારરૂપી કુવામાં પડેલો જે જીવ હોય છે, તે સત્સંગાદિના કારણને લીધે પ્રાપ્ત થયલી શુભ વાસનાથી કર્મોપાસનામાં પ્રવૃત્ત થાય છે. જ્યારે ઈશ્વરરૂપ દયાળુ પુરુષની કૃપાવડે ચિત્તશુદ્ધિપૂર્વક જિજ્ઞાસાદિ સાધનની પ્રાપ્તિ થાય ત્યારે તે પુરુષે જિજ્ઞાસુ થઈ, કર્મરૂપ બહિરંગ સાધનનો ત્યાગ

કરી વિવેકાદિ અંતરંગ સાધનને ચિત્તમાં ધારણ કરવું. પણ જો અંતરંગ સાધનની પ્રાપ્તિ વિના બહિરંગ સાધનનો ત્યાગ કરવામાં આવે તો આ જીવ ઉભયભ્રષ્ટ થવાથી સંસારરૂપી કુવામાં ડૂબે છે.

(૧૬) **વિવરણઃ**—જેનું શ્રવણમાં અથવા જ્ઞાનમાં પ્રત્યક્ષ ફળ હોય, તે અંતરંગ સાધન કહેવાય છે. વિવેકાદિ ચારનો શ્રવણમાં ઉપયોગ છે. કારણ કે વિવેકાદિવિના બહિર્મુખનું શ્રવણ બને નહિ, તેમ જ શ્રવણ, મનન તથા નિદિધ્યાસનનો જ્ઞાનમાં ઉપયોગ છે. કારણ કે શ્રવણાદિ વિના જ્ઞાન થતું નથી. તેજ પ્રમાણે તત્પદનો અર્થ તથા ત્વંપદનો અર્થ જાણ્યા વિના અભેદ જ્ઞાન થતું નથી. આ પ્રમાણે વિવેકાદિ ચાર સાધનનો શ્રવણમાં ઉપયોગ છે તથા શ્રવણાદિ ચાર સાધનનો જ્ઞાનમાં ઉપયોગ છે, માટે આઠ અંતરંગ સાધન છે.

જેનું જ્ઞાનમાં અથવા શ્રવણમાં પ્રત્યક્ષ ફળ થતું નથી, પણ અંતઃકરણની શુદ્ધિ જેનું ફળ હોય, તે જ્ઞાનનું બહિરંગ સાધન કહેવાય છે. આ રીતનાં યજ્ઞાદિ કર્મ છે. જો કે યજ્ઞાદિ કર્મ સંસારના સાધન રૂપ છે, પણ તેથી કદાપિ અંતઃકરણની શુદ્ધિ કહેવી સંભવતી નથી. *છતાં સકામ પુરૂષને કર્મ સંસારનાં હેતુ રૂપ છે તથા નિષ્કામને અંતઃકરણની શુદ્ધિના હેતુરૂપ છે. આ પ્રમાણે યજ્ઞાદિ કર્મ નિષ્કામ પુરુષને અંતઃકરણની શુદ્ધિદ્વારા જ્ઞાનના હેતુરૂપ છે. માટે તેને બહિરંગ સાધન કહ્યું છે. વિવેકાદિ અંતરંગ સાધન કહ્યું છે. બહિરંગ નામ દૂરનું છે તથા અંતરંગ નામ સમીપનું છે. યજ્ઞાદિ કર્મ તથા તેના સાધનરૂપ સ્ત્રી પુત્રાદિનો જે ત્યાગ કરે, તે જ્ઞાનનો અધિકારી છે. જ્ઞાનના અધિકારીમાં યજ્ઞાદિ સંભવતા નથી, માટે તે દૂર કહેવાય છે.

*શિષ્યઃ—યજ્ઞાદિ સકામને સંસારના હેતુરૂપ તથા નિ-

ષ્કામને અંતઃકરણની શુદ્ધિના હેતુરૂપ કેવી રીતે કહ્યાં? ગુરુઃ–હે શિષ્ય! કોઈ એક રસાયણ શાસ્ત્રને જાણનારો સાધુ પુરુષ હતો. તેણે પોતાના શિષ્યને પાસે બેસાડી તાંબાના રસમાં કોઈ વેલાનો રસ નીચોવી સુવર્ણ રસાયણ બનાવી દેખડાવ્યું. ત્યાર પછી તે ગુરુ અનેક વર્ષ સૂધી તીર્થાટન કરવા ચાલ્યો ગયો. ગુરુની ગેરહાજરીમાં શિષ્ય પોતાને હાથે રસાયણ બનાવવા ગયો, પણ બન્યું નહિ. ત્યાર પછી જ્યારે ગુરુ પધાર્યા તથા તેમણે કહ્યું કે, તાંબાના રસમાં અમુક વેલાનો રસ, સીધા હાથવડે રેડવાથી અથવા તો અમુક રીતની મેળવણીથી રસાયણ થતું નથી, પણ ઉલટા હાથવડે વેલાનો રસ નીચોવવો અથવા અમુક રીતની જૂદી મેળવણી કરવાથી જ સુવર્ણ રસાયણ થાય છે, જેથી દરિદ્રતા નિવૃત્ત થાય છે. શિષ્યે તે પ્રમાણે કર્યું, જેથી તેનું દરીદ્ર નાશ પામ્યું. આ રીતે શાસ્ત્રરૂપી ગુરુએ જીવને ચિત્તશુદ્ધિરૂપ રસાયણની સિદ્ધિ માટે જે બોધ કર્યો તે કર્મ છે. આ કર્મ કામનાવડે કરવાથી ચિત્તશુદ્ધરૂપ રસાયણના હેતુરૂપ થતું નથી. પણ સંસારરૂપી દરિદ્રતાના હેતુરૂપ થાય છે. પણ તે જ કર્મ નિષ્કામપણાથી કરવાવડે ચિત્તશુદ્ધિરૂપ રસાયણના હેતુરૂપ થાય છે તથા સંસારરૂપી દરિદ્રતાને નિવૃત્ત કરે છે. અહીં અનુપાનભેદથી ઔષધના ગુણભેદનું પણ દૃષ્ટાંત છે.

## વિવેકાદિની અંતરંગ સાધનતા.

(૧૭)–વિવેકાદિનો સંભવ જ્ઞાનના અધિકારીમાં છે.* માટે તે સમીપ છે. તેમાં પણ ભેદ એટલો છે કે, વિવેકાદિનો શ્રવણમાં ઉપયોગ છે તથા શ્રવણાદિનો જ્ઞાનમાં ઉપયોગ છે. માટે વિવેકાદિની અપેક્ષાથી શ્રવણાદિ અંતરંગ છે તથા શ્રવણાદિની અપેક્ષાથી વિવેકાદિ બહિરંગ છે. જો કે વિવેકાદિને જ્ઞાનના અંતરંગ સાધનરૂપે સર્વ ગ્રંથમાં કહ્યું છે, પણ બહિરંગ સાધનરૂપે કહ્યું નથી. છતાં વિવેકાદિનું જ્ઞાનના સાધ-

નરૂપ શ્રવણમાં પ્રત્યક્ષ ફળ છે તથા શ્રવણાદિની માફક વિવેકાદિ જિજ્ઞાસુને ઉપાદેય અર્થાત્ ગ્રહણ કરવા યોગ્ય છે, પણ યજ્ઞાદિકની માફક જિજ્ઞાસુને હેય–ત્યાગ કરવા યોગ્ય નથી. માટે તેને અંતરંગ કહ્યું છે. યજ્ઞાદિકની અપેક્ષાથી તે અંતરંગ છે, માટે તેને અંતરંગ સાધનમાં ગણ્યું છે.

*શિષ્યઃ–હે ભગવન્! વિવેકાદિનો શ્રવણમાં જ ઉપયોગ છે, એમ કેવી રીતે સંભવે? ગુરુઃ–હે શિષ્ય! વિવેકાદિ ચાર સાધનવિના બહિર્મુખ પુરુષને વેદાંત શાસ્ત્રનું દીર્ઘકાળ આદર સહિત નિશ્છિદ્ર શ્રવણ થતું નથી તથા શ્રવણવિના મનન તેમ જ નિદિધ્યાસન થતું નથી. માટે મનન તથા નિદિધ્યાસનના હેતુરૂપ શ્રવણમાં વિવેકાદિ ચાર સાધનનો ઉપયોગ છે. તે જ રીતે શ્રવણાદિવિના દૃઢ જ્ઞાન થતું નથી. માટે શ્રવણાદિ ચારનો જ્ઞાનમાં ઉપયોગ છે.

## શ્રવણ, મનન તથા નિદિધ્યાસનનું લક્ષણ.

(૧૮) વિચાર કરી જોઈએ તો '**तत्त्वमसि** આદિ મહાવાકય જ્ઞાનના મુખ્ય અંતરંગ સાધનરૂપે છે. પણ શ્રવણાદિ નથી. કારણકે*યુક્તિવડે વેદાંતવાકયના તાત્પર્યનો જે નિશ્ચય, તે શ્રવણ કહેવાય છે. જીવબ્રહ્મના અભેદને સાધનારું તથા ભેદનો નાશ કરનારું યુક્તિવડે અદ્વિતીય બ્રહ્મનું જે ચિંતન, તેને મનન કરી કહે છે તથા અનાત્માકાર વૃત્તિના વ્યવધાન રહિત બ્રહ્માકારવૃત્તિની જે સ્થિતિ, તેને નિદિધ્યાસન કહે છે. નિદિધ્યાસનની પરિપકવાવસ્થાને સમાધિ કહે છે. માટે સમાધિનો પણ નિદિધ્યાસનમાં અંતર્ભાવ છે. પણ તે પૃથક્ સાધનરૂપે નથી. આ શ્રવણ, મનન તથા નિદિધ્યાસન જ્ઞાનનાં સાક્ષાત્ સાધન નથી, પણ તેઓ બુદ્ધિનો દોષ, અસંભાવના તથા વિપરીત ભાવનાનો નાશ કરે છે. અહીં સંશયને અસંભાવના કહે છે તથા વિપર્યયને વિપરીત ભાવના કહે છે.

* શિષ્યઃ-હે ભગવન્ ! યુક્તિ એટલે શું ? ગુરુઃ-જેમ ધૂમરૂપી ચિહ્નવડે અગ્નિનો નિર્ણય થાય છે તેમ ઉપનિષદ્‌ના અદ્વૈત તત્વરૂપ તાત્પર્યનો નિર્ણય કરનારા નિશ્ચયાત્મક ષટ્ લિંગના ગ્રહણને યુક્તિ કહે છે. આ ષટ્ લિંગ નીચે પ્રમાણે છેઃ-(૧) ઉપક્રમ અર્થાત્ પ્રકરણનો આરંભ તથા ઉપસંહાર કહેતાં પ્રકરણની સમાપ્તિ. આ બેઉની એકરૂપતા તે પ્રથમ લિંગ છે. (૨) અભ્યાસ અથવા અદ્વૈતરૂપ અર્થનું વારંવાર પઠન તે બીજું લિંગ છે. (૩) શ્રુતિથી ભિન્ન પ્રમાણનું અવિષયપણું અથવા સ્વપ્રકાશરૂપે અલૌકિકપણું, જેને અપૂર્વતા કહે છે તે તૃતીયલિંગ છે. (૪) અદ્વૈત તત્વના જ્ઞાનના ફળનું પ્રતિપાદન, એ ચતુર્થ લિંગ છે. (૫) ભેદજ્ઞાનની નિંદા તથા અભેદજ્ઞાનની સ્તુતિરૂપે અર્થવાદ, એ પાંચમું લિંગ છે. (૬) કાર્યકારણના અભેદની બોધકતાવડે અદ્વૈત જ્ઞાનને અનુકૂલ દૃષ્ટાંતની જે ઉપપત્તિ, તે છઠ્ઠું લિંગ છે. આ છ લિંગવડે વેદાંત વાક્યના અદ્વૈત બ્રહ્મમાં તાત્પર્યનો નિશ્ચય થાય છે. આને શ્રવણ કહેવામાં આવે છે તથા તે વેદાંતશાસ્ત્રના અભ્યાસનું સાધન છે. શિષ્યઃ-હે ભગવન્! જીવ બ્રહ્મના અભેદને સાધનારી શી યુક્તિઓ છે તે કહેશો? ગુરુઃ-જીવ સચ્ચિદાનંદ રૂપ હોવાથી બ્રહ્મથી અભિન્ન છે, જે સચ્ચિદાનંદરૂપ નથી, તે બ્રહ્મથીઅભિન્ન પણ નથી. જેમકે ઘટ. જીવ ઘટના જેવો નથી, માટે બ્રહ્મથી ભિન્ન છે. જીવ એક પક્ષીરૂપે છે. તેનો બ્રહ્મથી અભેદ સાધ્યરૂપે છે, સચ્ચિદાનંદપણું હેતુરૂપે છે તથા ઇશ્વર, ચેતન અને ઘટ દૃષ્ટાંતરૂપે છે. ઇત્યાદિ અનુમાન પ્રમાણરૂપે અનેક યુક્તિઓ છે. જેમકે ઘટ મઠ ઉપાધિને દૂર કરવાથી ઘટાકાશ મઠાકાશનો અભેદ થાય છે તેમ બુદ્ધિ તથા માયોપાધિને દૂર કરવાથી જીવબ્રહ્મનો અભેદ થાય છે. જેમ ઘટાકાશ, જળાકાશ, મહાકાશ તથા મેઘાકાશ આ ચાર આકાશ છે. તેમાં જળાકાશ તથા મેઘાકાશમાં અભેદ નથી. પણ ઘટાકાશ તથા

મહાકાશનો જો કે નામમાત્રવડે ભેદ છે પણ તે અર્થરૂપે નથી. તેમ જ કુટસ્થ, જીવ, બ્રહ્મ તથા ઇશ્વર આ ચાર ચેતનરૂપે છે. જો કે જીવ તથા ઇશ્વરનો અભેદ નથી, પણ તેના અધિષ્ઠાન લક્ષ્યાર્થરૂપ કુટસ્થ તથા બ્રહ્મનો નામમાત્રવડે ભેદ છે. તે પરમાર્થરૂપે નથી ઇત્યાદિ ઉપમાન પ્રમાણરૂપે યુક્તિઓ છે. 'नेह नानास्ति किंचन ઇત્યાદિ શ્રુતિમાં ભેદનો નિરોધ કહ્યો છે. આ નિરોધ વાસ્તવિક રીતે અભેદ હોય તો સંભવે, તે વિના સંભવે નહિ. માટે ભેદના નિષેધની અનુપત્તિના જ્ઞાનરૂપ અર્થાપત્તિ પ્રમાણવડે જીવબ્રહ્મના અભેદના જ્ઞાનરૂપે અર્થાપત્તિ પ્રમા હોય છે. ઇત્યાદિ અર્થાપત્તિ પ્રમાણરૂપે યુક્તિઓ છે. આ રીતે પ્રત્યક્ષ પ્રમાણ તથા શબ્દ પ્રમાણથી ભિન્ન યુક્તિશબ્દના દર્શાવનારા, અનુમાન, ઉપમાન તથા અર્થાપત્તિરૂપ ત્રણે પ્રમાણો અભેદની સાધનારી યુક્તિઓરૂપે છે.

**શિષ્ય**—ભેદનો નાશ કરનારી યુક્તિઓ શી છે?

ગુરૂ—જીવબ્રહ્મનો ભેદ મિથ્યા છે. કારણ કે તે ઉપાધિને લીધે છે. જે મિથ્યા ન હોય તે ઉપાધિથી થયેલ પણ હોય નહિ. જેમ ઘટપટનો વ્યવહારદશામાં ભેદ છે, તે ઉપાધિને લીધે હોવાથી મિથ્યા છે. અહિં ભેદ પક્ષરૂપે છે, મિથ્યાત્વ સાધ્યરૂપે છે, ઔપાધિકતા હેતુરૂપે છે તથા બેઉ આકાશનો ભેદ તથા ઘટપટનો ભેદ ઉદાહરણરૂપે છે. ઇત્યાદિ અનુમાન પ્રમાણરૂપ યુક્તિઓ છે. જેમ બિંબ પ્રતિબિંબનો ભેદ મિથ્યા છે, તેમ જીવબ્રહ્મનો ભેદ મિથ્યા છે; જેમ અનેક ઘટાકાશનો પરસ્પર ભેદ મિથ્યા છે, તેમ જીવનો પરસ્પર ભેદ મિથ્યા છે; જેમ સ્પપ્નના જીવનો તથા સ્વપ્નના ઘટાદિકનો ભેદ મિથ્યા છે તેમ જીવ જડનો ભેદ મિથ્યા છે; જેમ રજ્જુ તથા કલ્પિત સર્પનો ભેદ મિથ્યા અથવા સાક્ષી ચેતનનો તથા સ્વપ્ન પ્રપંચનો ભેદ મિથ્યા છે, તેમ જડ જગત્ તથા ઇશ્વરનો ભેદ મિથ્યા છે; તથા જેમ રજ્જુમાં કલ્પિત સર્પ

દંડાદિકનો અથવા સ્વપ્નપદાર્થનો પરસ્પર ભેદ મિથ્યા છે તેમ જડ પદાર્થનો પરસ્પર ભેદ મિથ્યા છે ઈત્યાદિ ઉપમાન પ્રમાણરૂપ યુક્તિઓ છે. મહા વાક્યમાં કહેલ જે જીવબ્રહ્મનો અભેદ છે, તે પ્રતીયમાન થતા ભેદના મિથ્યાત્વવિના બનતો નથી; માટે જીવબ્રહ્મના ભેદનું મિથ્યાપણું કલ્પાયલું છે. ઈત્યાદિ અર્થાપત્તિ પ્રમાણરૂપ યુક્તિઓ છે. જેમ જાગ્રત સ્વપ્નમાં ઉપાધિ હોવાથી જીવબ્રહ્મનો ભેદ ભાસે છે, તેમ સુષુપ્તિમાં ઉપાધિનો અભાવ થવાથી ભેદ ભાસતો નથી, માટે જીવબ્રહ્મના પારમાર્થિક ભેદનો અભાવ છે ઈત્યાદિ અનુપલબ્ધિ પ્રમાણરૂપ યુક્તિઓ છે. આ સર્વ ભેદનો નાશ કરનારી યુક્તિઓ છે. શિષ્યઃ–સાક્ષાત્કાર તથા નિદિધ્યાસનમાં ભેદ શું છે? ગુરુ–સાક્ષાત્કારમાં અનાત્માકાર વૃત્તિના અંતરાયથી રહિત બ્રહ્માકાર વૃત્તિની જે સ્થિતિ છે, તે નમ્ર શાખાની માફક સહેલાઈથી પ્રાપ્ત થઈ શકે છે તથા નિદિધ્યાસનમાં બ્રહ્માકાર વૃત્તિની જે સ્થિતિ છે, તે હાથવડે પકડી વાંકી વાળેલી ઉંચી શાખાની માફક મહેનતથી પ્રાપ્ય છે. જેમ ઉચ્ચ શાખાની નમ્રતા હોતી નથી તેમ નિદિધ્યાસનમાં પ્રયત્નનો ત્યાગ કરવાથી બ્રહ્માકાર વૃત્તિની સ્થિતિ રહેતી નથી. સાક્ષાત્કારવાનને વ્યવહાર કાળમાં કદાચિત્ તેવી વૃત્તિની સ્થિતિનો અભાવ થાય, પણ કર્તવ્ય-બુદ્ધિથી પ્રશ્ચાત્તાપ તો થતો જ નથી તથા નિદિધ્યાસનવાળાને વ્યવહારકાળમાં કદાચિત્ આ વૃત્તિની સ્થિતિનો અભાવ હોય, પણ કર્તવ્ય બુદ્ધિવડે પશ્ચાત્તાપ થાય છે ખરો.

શિષ્યઃ—સમાધિનો નિદિધ્યાસનમાં અંતર્ભાવ કેવી રીતે થઈ શકે? ગુરુઃ-ત્રિપુટીના ભાન સહિત જે સવિકલ્પ સમાધિ તે નિદિધ્યાસન છે. તેની પરિપકવસ્થાને નિર્વિકલ્પ સમાધિ કહે છે. માટે અહિં સમાધિ શબ્દવડે ત્રિપુટીના ભાનથી રહિત નિર્વિકલ્પ સમાધિનું ગ્રહણ છે. આ નિર્વિકલ્પ સમાધિ બાહ્ય તથા આંતરના ભેદથી બે પ્રકારની છે. મૂર્તિ આ-

દિક બાહ્ય અવલંબન લઇને જે ચિંતન થાય, તે બાહ્ય નિર્વિકલ્પ સમાધિ છે તથા સર્વાંતર અદ્વૈત બ્રહ્મનું જે ચિંતન થાય, તે આંતર નિર્વિકલ્પ સમાધિ છે. વળી આંતર નિર્વિકલ્પ સમાધિ પણ સાક્ષાત્કારરૂપ તથા અસાક્ષાત્કારરૂપે હોવાથી બે પ્રકારની છે. ગુરુ મુખદ્વારા અર્થ સહિત મહાવાક્યનો શ્રવણ મનનાદિરૂપ વિચારપૂર્વક અદ્વૈત બ્રહ્મના ચિંતનવડે અપરોક્ષ ભાનસહિત જે બ્રહ્માત્માની એકતા, તે સાક્ષાત્કારરૂપ આંતર નિર્વિકલ્પ સમાધિ છે. વિચારપૂર્વક અદ્વૈત બ્રહ્મના ચિંતનવડે પરોક્ષ ભાન સહિત જે એકતા થાય, તે અસાક્ષાત્કારરૂપ આંતર નિર્વિકલ્પરૂપ સમાધિ છે. વળી અસાક્ષાત્કારરૂપ સમાધિ સાક્ષાત્કારરૂપ સમાધિના સાધનરૂપે છે. માટે તેનો નિદિધ્યાસનમાં અંતર્ભાવ થાય છે. પણ તે પૃથક્ સાધનરૂપે નથી. તેમ જ સાક્ષાત્કારરૂપ સમાધિ એક ક્ષણમાં ઉદય થાય છે, બીજે ક્ષણે સ્થિત થઇ આવરણના નાશનો પ્રારંભ કરે છે તથા ત્રીજે ક્ષણે આવરણનો નાશ થાય છે તેથી જીવન્મુક્તિ થાય છે. સાક્ષાત્કાર ક્ષણવાર રહે છે છતાં તે આવરણનો ભંગ કરે છે, માટે વિદ્વાનમાં બુદ્ધિ આદિક સિદ્ધિના ઉદ્ભવની શંકા નથી. જેમ ઘટનો સાક્ષાત્કાર થવાથી તત્કાળ ઘટના આવરણનો ભંગ થાય છે, પણ ત્યાર પછી બુદ્ધિના નિરોધનું પ્રયોજન રહેતું નથી, તેમ બ્રહ્મના આવરણનો ભંગ થયા પછી હઠવડે વૃત્તિના નિરોધનું પ્રયોજન રહેતું નથી. આ પ્રમાણે સપ્તમ ભૂમિકા પર્યંત જે વૃત્તિનો નિરોધ કરવામાં આવે છે, તે નિરોધ વાસનાક્ષય તથા મનના સ્થૂલ ભાવની નિવૃત્તિદ્વારા જીવન્મુક્તિના વિલક્ષણાનંદના હેતુરૂપે છે: પણ આવરણભંગના હેતુરૂપે નથી. આ પ્રમાણે સમાધિનો નિદિધ્યાસનમાં અંતર્ભાવ છે.

**શિષ્યઃ**—સંશય એટલે શું ? ગુરુ–આ રજ્જુ છે અથવા તો આ સર્પ છે. એ રીતે બેઉ પક્ષનો વિષય કરવાવાળું જે જ્ઞાન, તેને સંશય કહે છે.

શિષ્યઃ—વિપર્યય એટલે શું ? ગુરુ—આ સર્પ છે એ રીતની અવિદ્યાની જે વૃત્તિ, તે ભ્રાંતિ જ્ઞાન છે. એને જ વિપર્યય અથવા વિપરીત ભાવના કહે છે. તેને જ જ્ઞાનાધ્યાસ અથવા વિપરીત જ્ઞાન પણ કહે છે. મિથ્યા અનાત્મારૂપ દેહાદિકની સત્યરૂપતા તથા આત્મરૂપતાએ કરી જે જ્ઞાન થાય, તે વિપર્યય જ્ઞાન છે.

## શ્રવણાદિની પરંપરા જ્ઞાનના હેતુરૂપે.

(૧૯) શ્રવણથી પ્રમાણનો સંદેહ દૂર થાય છે તથા મનનથી પ્રમેયનો સંદેહ દૂર થાય છે *વેદાંત વાક્ય અદ્વિતીય બ્રહ્મનું પ્રતિપાદન કરે છે, અથવા અન્ય અર્થનું પ્રતિપાદન કરે છે. આ રીતનો પ્રમાણમાં સંદેહ થાય, તે શ્રવણથી દૂર થાય છેઃ જીવબ્રહ્મનો અભેદ સત્ય છે કે ભેદ સત્ય છે ? આવી રીતનો પ્રમેયમાં સંદેહ થાય, તે મનનથી દૂર થાય છે. દેહાદિ સત્ય છે તથા જીવબ્રહ્મનો ભેદ સત્ય છે, આ રીતના જ્ઞાનને વિપરીત ભાવના અથવા વિપર્યય કહે છે. તેને નિદિધ્યાસન દૂર કરે છે. આ રીતે શ્રવણાદિ ત્રણે, અસંભાવના તથા વિપરીત ભાવનાના નાશક છે અર્થાત્ અસંભાવના તથા વિપરીત ભાવના જ્ઞાનના પ્રતિબંધક છે. માટે જ્ઞાનનો જે પ્રતિબંધક, તેના નાશદ્વારા શ્રવણાદિ જ્ઞાનના હેતુરૂપ કહેવાય છે, પણ સાક્ષાત્ હેતુરૂપે નથી.

* શિષ્યઃ-વેદાંત વાક્ય અદ્વિતીય બ્રહ્મનું પ્રતિપાદક કેવી રીતે ? ગુરૂ-વેદના અંત ભાગરૂપ જે ઉપનિષદ્ અથવા વેદનો અંત અર્થાત્ નિર્ણય જેમાં હોય, એવા સૂત્ર ભાષ્યરૂપ ઉત્તર મીમાંસા શાસ્ત્ર, તેને વેદાંત કહે છે. આ વેદાંતનું વાક્ય કહેતાં પરમ સમુદાય, તેને વેદાંતવાક્ય કહે છે. શિષ્યઃ-પ્રમાણ એટલે શું ?

ગુરુઃ—પ્રમાજ્ઞાનનું જે સાધન, તેને પ્રમાણ કહે છે. અહીં

વેદ પ્રતિપાદિત મોક્ષ આદિ પદાર્થના યથાર્થ અનુભવરૂપ શાબ્દી પ્રમાના સાધનરૂપ જે ઉપનિષદ્વાક્ય, તે પ્રમાણ શબ્દોરૂપે છે. આના સ્વરૂપમાં ઉક્ત પ્રકારનો જે સંશય થાય, તે પ્રમાણગત સંશય છે. વિચાર કરી જોતાં તો જેટલો પ્રમેયગત સંશયનો ભેદ શાસ્ત્રમાં કહ્યો છે તેટલો જ પ્રમાણગત સંશયનો ભેદ સિદ્ધ થાય છે. પ્રમાજ્ઞાનવડે અથવા તેના સાધન પ્રમાણવડે જાણવા યોગ્ય જે મોક્ષાદિક પદાર્થો, તેને પ્રમેય કહે છે.

## મહાવાક્યને અપરોક્ષ જ્ઞાનનું હેતુપણું.

(૨૦) જ્ઞાનના સાક્ષાત્ સાધનરૂપ શ્રોત્ર સંબંધી વેદાંતવાક્ય છે.* આ વેદાંતવાક્ય બે પ્રકારનાં છેઃ—એક અવાંતર વાક્ય તથા બીજું મહાવાક્ય. પરમાત્માના અથવા જીવના સ્વરૂપનું બોધ કરનારૂં જે વાક્ય, તેને અવાંતર વાક્ય કહે છે. જીવ પરમાત્માની એકતાનો બોધ કરનારું જે વાક્ય, તેને મહા વાક્ય કહે છે. અવાંતર વાક્યવડે પરોક્ષ જ્ઞાન થાય છે તથા મહાવાક્યવડે અપરોક્ષ જ્ઞાન થાય છે. "બ્રહ્મ છે" એવા જ્ઞાનને પરોક્ષ જ્ઞાન કહે છે. "બ્રહ્મ હું છું" એવા જ્ઞાનને અપરોક્ષ જ્ઞાન કહે છે. "તું બ્રહ્મ" એમ આચાર્યે ઉચ્ચાર કીધેલું જે વાક્ય, તેનો શ્રોતાના કર્ણવડે સંબંધ થતાં જ "હું બ્રહ્મ છું" એવું અપરોક્ષ જ્ઞાન શ્રોતાને થાય છે, તેમ જ શ્રોતાના કર્ણસાથે વાક્યનો સંબંધ થયા વિના જ્ઞાન થતું નથી, માટે શ્રોત્ર સંબંધી વાક્ય જ્ઞાનના હેતુરૂપે છે. શ્રોત્ર સંબંધી અવાંતર વાક્ય પરોક્ષજ્ઞાનના હેતુરૂપ છે તથા શ્રોત્ર સંબંધી મહાવાક્ય અપરોક્ષ જ્ઞાનના હેતુરૂપે છે. મહાવાક્યવડે સર્વને અપરોક્ષ જ્ઞાન થાય છે, પણ પરોક્ષ જ્ઞાન થતું નથી.

* શિષ્યઃ—વેદાંત વાક્યને જ્ઞાનના સાક્ષાત્ સાધનરૂપે શા-માટે કહ્યું ? ગુરુઃ—જેમ નેત્રમાં આંજેલું અંજન નેત્રરોગના

નાશદ્વારા સૂર્યદર્શનના સાધનરૂપે છે પણ સાક્ષાત્‌રૂપે નથી. કારણ કે સાક્ષાત્ સાધનરૂપ તો નેત્ર છે. તેમ શ્રવણાદિક, જ્ઞાનના પ્રતિબંધરૂપ પોતાની નિવૃત્તિદ્વારા જ્ઞાનના સાધન રૂપ છે. પણ જ્ઞાનના સાક્ષાત્ સાધનરૂપ તો શ્રોતાસંબંધી વેદાંતવાક્ય છે.

## વેદાંતના એક દેશીનું મત.

(૨૧) એક દેશીનું* મત નીચે પ્રમાણે છેઃ—શ્રવણ, મનન તથા નિદિધ્યાસનયુક્ત વાક્યથી અપરોક્ષ જ્ઞાન થાય છે. કેવળ વાક્યથી પરોક્ષ જ્ઞાન થાય છે, પણ અપરોક્ષ જ્ઞાન થતું નથી. જો કેવળ વાક્યથી અપરોક્ષ જ્ઞાન થતું હોય.તો શ્રવણ, મનન અને નિદિધ્યાસન વ્યર્થ થશે. જો કે સિદ્ધાંત મત પ્રમાણે કેવળ વાક્યથી અપરોક્ષ જ્ઞાન થાય છે તથા શ્રવણાદિકથી અસંભાવના તથા વિપરીત ભાવનાનો નાશ થાય છે. માટે શ્રવણાદિક વ્યર્થ નથી, છતાં જે વસ્તુનું અપરોક્ષ જ્ઞાન થાય, તેમાં અસંભાવના તથા વિપરીત ભાવના કોઇને પણ થતી નથી. માટે કેવળ વાક્યથી અપરોક્ષ જ્ઞાનવાદીના સિદ્ધાંત પ્રમાણે તત્ત્વમસિ આદિ વાક્યથી બ્રહ્મનું અપરોક્ષ જ્ઞાન થવા પછી અસંભાવના તથા વિપરીત ભાવનાનો સંભવ નથી, માટે શ્રવણાદિ સાધન વ્યર્થ થશે. તેમ જ કેવળ વાક્યથી પરોક્ષ જ્ઞાન થાય છે તથા શ્રવણ, મનન અન નિદિધ્યાસન કરવાથી અપરોક્ષ જ્ઞાન થાય છે. આ મત પ્રમાણે શ્રવણાદિક વ્યર્થ નથી, એમ અનેક ગ્રંથકારોનો મત છે, છતાં તે મત યોગ્ય નથી.

* શિષ્યઃ—એક દેશી એટલે શું? ગુરુ—સિદ્ધાંતના એક દેશનો આશ્રય કરી સ્વતંત્ર અધિક અર્થનું જેમાં નિરૂપણ કર્યું હોય, એવા પંચદશી આદિ વેદાંતના પ્રકરણગ્રંથના જે કર્તા, તે

એક દેશી કહેવાય છે. વળી મૂળમાં અનેક ગ્રંથકારોનો આવો મત છે, એમ કહેવાનું કારણ એ છે કે, મંદ બોધવાળાને શ્રવણાદિક સાધનમાં અવશ્ય મતિ થાય, એવા અભિપ્રાયવડે સંક્ષેપ શારિરકથી ભિન્ન અનેક પ્રકરણ ગ્રંથના કર્તાઓનો મત ઉપર કહ્યા પ્રમાણે છે. દ્રઢ બોધવાળાને શ્રવણાદિકમાં કર્તવ્ય બુદ્ધિનો ઉદ્ભવ થાય, એવા અભિપ્રાયથી કેવળ વાક્યવડે અપરોક્ષજ્ઞાનના કહેવાવાળા સિદ્ધાંતીના અનુસાર આ સમાધાન કહ્યું છે અને તે જ કારણથી તેને અયોગ્ય કહ્યું છે.

## એક દેશીના મતની અયોગ્યતાનું નિરૂપણ.

(૨૨) જે વસ્તુ વ્યવહિત* હોય, તેના શબ્દવડે પરોક્ષ જ્ઞાન થાય છે. કોઈ પ્રકારથી વ્યવહિત વસ્તુના શબ્દથી અપરોક્ષ જ્ઞાન થતું નથી. જેમકે વ્યવહિત સ્વર્ગનું તથા ઇંદ્રાદિક દેવનું પરોક્ષ જ્ઞાન, શાસ્ત્રરૂપી શબ્દવડે થાય છે. જે વસ્તુ અવ્યવહિત હોય, તેના શબ્દવડે અપરોક્ષ જ્ઞાન તથા પરોક્ષ જ્ઞાન બેઉ થાય છે. જ્યાં અવ્યવહિત વસ્તુને "અસ્તિ" રૂપવડે બોધ કરવામાં આવે ત્યાં અવ્યવહિતનું પણ પરોક્ષ જ્ઞાન થાય છે. જેમ દશમ પુરૂષ છે.† આ રીતે અસ્તિરૂપવડે બોધ કરાયલો જે અવ્યવહિત દશમ, તેના શબ્દવડે પરોક્ષ જ્ઞાન થાય છે. જ્યાં અવ્યવહિત વસ્તુનો "આ છે" આ રીતે શબ્દબોધ કરવામાં આવે ત્યાં અવ્યવહિતના શબ્દવડે અપરોક્ષ જ્ઞાન થાય છે, પણ પરોક્ષજ્ઞાન થતું નથી. જેમ "દશમો તું" આ રીતે શબ્દવડે બોધ કરેલા દશમાનું અપરોક્ષ જ્ઞાન થાય છે, તેમ બ્રહ્મ સર્વના આત્મારૂપ હોવાથી અત્યંત અવ્યવહિત છે. તેનો બોધ અવાંતર વાક્યરૂપ અસ્તિ શબ્દથી થાય છે. માટે અવ્યવહિત બ્રહ્મનું પણ પરોક્ષ જ્ઞાન અવાંતર વાક્યથી થાય છે. વળી "દશમો તું છે" આ રીતના વાક્યની

માફક શ્રોતાના આત્મરૂપે કરી મહાવાક્ય બ્રહ્મનો બોધ કરે છે, માટે મહાવાક્યથી અવ્યવહિત બ્રહ્મનું પરોક્ષ જ્ઞાન સંભવતું નથી, પણ અપરોક્ષ જ્ઞાન જ સંભવે છે.

* શિષ્યઃ–વ્યવહિત એટલે શું? ગુરુઃ–દેશકૃત તથા કાળકૃત અંતરાયને વ્યવધાન કહે છે તથા વ્યવધાનવાળી વસ્તુને વ્યવહિત કહે છે. જે વસ્તુ દૂર દેશ વિશે હોય, તે દેશ વ્યવહિત કહેવાય છે તથા જે વસ્તુ ભૂત અથવા ભવિષ્ય કાળમાં હોય તે કાળવ્યવવહિત કહેવાય છે. વ્યવહિતથી ભિન્ન જે વસ્તુ અંતરાયથી રહિત હોય, તે અવ્યવહિત કહેવાય છે. †શિષ્યઃ–આ દશમ પુરુષ છે, એમ શામાટે કહ્યું છે! ગુરુઃ–જેમ કોઈ દશ બાળક એકઠાં થઇ બીજે દેશ વિનોદ માટે જતાં હતાં. તેઓને માર્ગમાં મૃગજળરૂપી નદી પ્રાપ્ત થઇ. આ નદીનું તેઓ ઉલંઘન કરવા લાગ્યાં. નદી ઓળંગ્યા પછી એક પ્રમુખ બાળકે અન્ય બાળકોને ગણી જોયાં, પણ તેમાં પોતાની ગણના કરી નહિ. ત્યાર પછી તે પોતે કહેવા લાગ્યો કે, હે પ્રિયતમ ! હું દશમાને જાણતો નથી. આ રીતની પ્રથમ તેને અજ્ઞાનાવસ્થા થઈ. બીજું દશમો નથી તથા ભાસતો નથી' એમ બે પ્રકારનું આવરણ થયું. પછી રોદનાદિરૂપ વિક્ષેપ થયો. ત્યાર બાદ કોઈ વક્તા પુરુષ આવ્યો. તેણે દશમ છે એવું એવાંતર વાક્ય કહ્યું. આ સાંભળી તે દશમા પુરુષને સ્વસ્વરૂપ ભૂત દશમાનું "દશમ છે," એવું પરોક્ષ જ્ઞાન થયું. તે યથાર્થવેત્તાને પૂછવા લાગ્યો કે, દશમો કયાં છે? ત્યારે આપ્ત પુરુષે કહ્યું કે દશમો તું છે. ત્યારે તે પ્રમુખ બાળકને દશમો હું છું એવું અપરોક્ષ જ્ઞાન થયું. આમ થવાથી અજ્ઞાનકૃત આવરણ સહિત રોદનાદિ વિક્ષેપનો નાશ થયો, જેથી તેને હર્ષરૂપી તૃપ્તિ થઇ. તેમ જ આ પુરુષરૂપી જીવ, સ્થૂલ શરીર સહિત આઠ પુરીરૂપી નવ પુરુષની સાથે મળી સંસારરૂપી મૃગજળની નદીમાં પ્રવેશ કરી મનુષ્ય દેહરૂપી તીર ઉપર આવી નીચે પ્રમાણે વિચાર કરે છે. હું મારા

થી ભિન્ન પૂર્વે કહેલા નવ પુરૂષને જાણું છું, પણ તેના જ્ઞાતારૂપ બ્રહ્મને જાણુતો નથી. આ અજ્ઞાનાવસ્થા છે. પછી 'બ્રહ્મ નથી તથા બ્રહ્મ ભાસતો નથી' આ રીતનું બે પ્રકારનું આવરણ થાય છે. ત્યારબાદ અર્થાધ્યાસ તથા જ્ઞાનાધ્યાસરૂપ વિક્ષેપ કહેતાં શોક થાય છે. 'બ્રહ્મ છે' આવી રીતનું ગુરુએ અવાંતર વાક્ય કહ્યું, જે સાંભળી 'બ્રહ્મ છે' એવું પરોક્ષ જ્ઞાન થાય છે. પછી બ્રહ્મ કોણ છે એવો પ્રશ્ન કરવાથી ગુરુએ 'તું બ્રહ્મ છે' એવું મહા વાક્ય કહ્યું. તે સાંભળી શિષ્યને 'હું બ્રહ્મ છું' એવું અપરોક્ષ જ્ઞાન થયું. આથી અજ્ઞાનકૃત આવરણ સહિત બે પ્રકારના અધ્યાસરૂપ વિક્ષેપનો નાશ થવાથી અત્યંત હર્ષરૂપી તેને તૃપ્તિ થઈ. આ રીતે ચિદાભાસની સાત અવસ્થાનું વર્ણન આચાર્યકૃત ઉપદેશ સહસ્રી, પંચદશી તથા વિચારસાગરના ચોથા તરંગમાં સવિસ્તર આપેલું છે. અહીં સંક્ષેપેકરી રીત માત્ર જણાવી છે. શિષ્યઃ—મહાવાકયવડે અવ્યવહિત બ્રહ્મનું પરોક્ષ જ્ઞાન કેવી રીતે થાય છે? ગુરુ—જેમ દશમા પુરુષને મન તથા નેત્રવડે પ્રત્યક્ષ કરવા યોગ્ય સંઘાતનું મન તથા નેત્રરૂપ સામગ્રી હોવા છતાં અપરોક્ષ બોધ થતો નથી, પણ દશમો તું છે, એવા વાક્યવડે જ અપરોક્ષ બોધ થાય છે, માટે દશમાનું અપરોક્ષ બોધરૂપ પ્રમાનું શબ્દ સાધન છે. શબ્દ સાધનરૂપ હોવાથી પ્રમાણરૂપે છે તથા મન અને નેત્ર સહકારી છે. તે જ રીતે બ્રહ્મના અપરોક્ષ બોધરૂપ પ્રમાનું સાધન મહાવાકયરૂપ શબ્દ હોવાથી તે પ્રમાણરૂપે છે. આ સાધનવડે સંસ્કારયુક્ત થયેલું મન સહકારી છે.

## અધિકારીનું નિરૂપણ.

(૨૩) વળી જે એમ કહ્યું છે કે, વસ્તુનું અપરોક્ષ જ્ઞાન થાય છે તેમાં અસંભાવના તથા વિપરીત ભાવના હોતી નથી, જેથી* શ્રવણાદિ નિષ્ફળ થશે. આ રીતની શંકા બનવા જોગ નથી. કારણ કે જેમ રાજાને ભર્ગ નામના મંત્રીના નેત્ર-

વડે અપરોક્ષ જ્ઞાન થવા છતાં પણ વિપરીત ભાવના દૂર થઈ નહિ, તેમ મહાવાક્યથી બ્રહ્મનું અપરોક્ષ જ્ઞાન થાય છે. પણ જેની બુદ્ધિમાં અસંભાવના તથા વિપરીત ભાવનારૂપી દોષ હોય, તેને દોષરૂપી કલંક હોવાથી જ્ઞાન ફળના હેતુરૂપે થતું નથી. માટે દોષની નિવૃત્તિ માટે શ્રવણાદિક કરવાં જોઈએ. પણ જેની બુદ્ધિમાં દોષ નથી, તેને કરવાની જરૂર નથી. આ પ્રમાણે જ્ઞાનનું સાધન મહાવાક્ય છે, પણ શ્રવણાદિક નથી. પણ જ્ઞાનને પ્રતિબંધ કરનારો જે દોષ છે, તેનો શ્રવણાદિક નાશ કરે છે. આથી શ્રવણાદિક જ્ઞાનના હેતુરૂપ કહેવાય છે. શ્રવણાદિકનું કારણ વિવેકાદિ છે, માટે વિવેકાદિ જ્ઞાનના સાધનરૂપ કહેવાય છે. આ વિવેકાદિ ચાર †સાધનયુક્ત જે પુરૂષ છે, તે અધિકારી કહેવાય છે.

* **શિષ્ય**–જે વસ્તુને અપરોક્ષ જ્ઞાન હોય, તેને શ્રવણાદિ નિષ્ફળ છે, એમ શા માટે કહ્યું? ગુરુ–હે શિષ્ય! આત્મા જોવા યોગ્ય છે, શ્રવણ કરવા યોગ્ય છે, મનન કરવા યોગ્ય છે, તથા નિદિધ્યાસન કરવા યોગ્ય છે ઇત્યાદિ શ્રુતિવડે પ્રદિપાદન કરેલ આત્મદર્શનનાં સાધનો જે શ્રવણાદિ, તે નિષ્ફળ થવા યોગ્ય નથી પણ સફળ થવા યોગ્ય છે. કેવળ મહાવાક્યવડે અપરોક્ષ જ્ઞાન થાય છે, માટે શ્રુતિયુક્ત શ્રવણાદિક સાધન, જેમ રોગનો અભાવ થવાથી ઔષધસેવન મિથ્યા છે, તેમ દોષનો અભાવ હોવા થકી નિષ્ફળ થશે.

† **શિષ્યઃ**—વિવેક કોને કહેવો? ગુરુઃ–જ્ઞાનપૂર્વે સગુણ બ્રહ્મના સાક્ષાત્કારપર્યંત જેની ઉપાસના હોય, તે કૃતોપાસન કહે છે. આથી ભિન્નને અકૃતોપાસન કહે છે. કૃતોપાસનને વૈરાગ્યાદિ સાધન તીવ્ર હોય છે, માટે જોવામાં આવે છે. પણ અકૃતોપાસનને સાધન મંદ હોવાથી જોવામાં આવતો નથી પણ ગુપ્ત રહે છે. જેમ વસ્ત્રનો એક ભાગ પકડવાથી આખું

વસ્ત્ર ખેંચાઈ આવે છે, તેમ ચાર સાધનમાંથી એક સાધનનો નિશ્ચય થવાથી સર્વ સાધન ગુપ્ત છે, એવો નિશ્ચય થાય છે. વિવેકાદિ ચાર સાધનો પરસ્પર સહકારી હોવાથી કોઇપણ પ્રકારે શ્રદ્ધાળુ બુદ્ધિમાન્ પુરુષને બોધ થાય છે.

## ૨૪ સમ્બન્ધનું વર્ણન.

## दोहा।

**प्रतिपादक प्रतिपाद्यता, ग्रंथ ब्रह्म संबंध ॥**
**प्राप्य प्रापकता कहत है, फल अधिकृतको फंद॥२४॥**

શબ્દાર્થઃ—ગ્રંથ પ્રતિપાદક છે તથા બ્રહ્મ સંબંધી વિષય પ્રતિપાદ્યતારૂપે છે. તે જ પ્રમાણે ફળ પ્રાપ્ય છે તથા અધિકારીને પ્રાપકતા હોય છે.

વિવરણ ૨૪–ગ્રંથનો તથા વિષયનો પ્રતિપાદ્ય તથા પ્રતિપાદક ભાવ સંબંધ છે. ગ્રંથ પ્રતિપાદક છે તથા વિષય પ્રતિપાદ્ય છે. જે પ્રતિપાદન કરવાવાળું હોય તેને પ્રતિપાદ્ય કહે છે. અધિકારીનો તથા ફળનો પ્રાપ્યપ્રાપક ભાવ સંબંધ છે. ફળ પ્રાપ્ય છે તથા અધિકારી પ્રાપક છે. જે વસ્તુ પ્રાપ્ત હોય તેને પ્રાપ્ય કહીએ તથા જેને પ્રાપ્ત થાય તેને પ્રાપક કહીએ. અધિકારીનો તથા વિચારનો કર્તૃ કર્તવ્ય ભાવ સંબંધ છે. અધિકારી કર્તા છે તથા વિચાર કર્તવ્ય છે. જે કરવાવાળું હોય તેને કર્તા કહે છે તથા જે કરવાયોગ્ય હોય તેને કર્તવ્ય કહે છે. ગ્રંથનો તથા જ્ઞાનનો જન્યજનક ભાવ સંબંધ છે. વિચારદ્વારા ગ્રંથ જ્ઞાનનો જનક છે તથા જ્ઞાન જન્ય છે. જે ઉત્પત્તિ કરવાવાળું હોય તેને જનક કહીએ તથા જેની ઉત્પત્તિ હોય તેને જન્ય કહીએ. ઇત્યાદિથી* બીજા પણ સંબંધો જાણી લેવા.

* મૂળમાં આદિ શબ્દ કહેવાવડે શ્રવણાદિક સાધન તથા જ્ઞાનનો તેમ જ વિજ્ઞાનનો તથા મોક્ષનો સાધ્ય સાધન ભાવ સંબંધ જાણી લેવો. જળ તથા સિંચનની માફક પરસ્પર ઉપયોગી બે પદાર્થનો સંબંધ સિદ્ધ હોય છે. નિરૂપયોગી પદાર્થનો હોતો નથી. માટે યોગ્યતા વિના સંબંધના અસંભવ જ્ઞાનરૂપે અર્થાપત્તિ પ્રમાણવડે તે તે પદાર્થની યોગ્યતાની કલ્પનારૂપે અર્થાપત્તિ પ્રમા હોય છે. આ હેતુથી શાસ્ત્રમાં સંબંધનો વ્યવહાર લખ્યો છે. અન્ય પ્રયોજનમાટે નહિ.

## ૨૫ વિષયનું વર્ણન.

### दोहा ।

**जीवब्रह्मकी एकता, कहत विषय जन बुद्धि ॥**
**तिनको जे अंतर लहै, ते मतिमंद अबुद्धि ॥२५॥**

શબ્દાર્થ–જે જન બુદ્ધિમાન્ છે, તે જીવ તથા બ્રહ્મની એકતાનો વિષય કહે છે. પણ જે બુદ્ધિથી રહિત મતિમંદ છે, તે જીવ તથા બ્રહ્મને વિશે અંતર જુવે છે. (૨૫)

વિવરણ ૨૫–જીવ બ્રહ્મની એકતા એ આ ગ્રંથનો વિષય છે (જે પ્રતિપાદન કરીએ તે વિષય કહેવાય છે. આ ગ્રંથમાં જીવબ્રહ્મની એકતા પ્રતિપાદન કરી છે માટે તે એકતા ગ્રંથનો વિષય છે. આ એકતા સર્વ વેદનાં વચનો પ્રતિપાદન કરે છે.) આ એકતા છતાં જે પુરૂષ જીવબ્રહ્મનો ભેદ કહે છે તે પુરૂષ શઠ છે તથા તે વેદનો વિરોધી છે. (૨૫)

## ૨૬ પ્રયોજનનું વર્ણન.

### दोहा ।

**परमानंद स्वरूपकी, प्राप्ति प्रयोजन जानि ॥**
**जगत समूल अनर्थ पुनि, है ताकी अति हानि ॥२६॥**

**શબ્દાર્થ**:–પરમાનંદ સ્વરૂપની પ્રાપ્તિ તથા જગત જે મૂળ સહિત અનર્થ રૂપ છે તેની નિવૃત્તિ, તે આ ગ્રંથનું પ્રયોજન છે. (૨૬)

વિવરણ ૨૬–પ્રપંચના કારણ રૂપ અજ્ઞાન તેમ જ પ્રપંચ બંને જન્મમરણ રૂપી દુઃખના હેતુ રૂપ હોવાથી અનર્થ રૂપે કહેવાય છે. આ અનર્થની નિવૃત્તિ તથા પરમાનંદની જે પ્રાપ્તિ તેને મોક્ષ કહે છે. તે જ ગ્રંથનું પરમ પ્રયોજન છે તથા અવાંતર પ્રયોજન જ્ઞાન છે. જેમાં પુરૂષની અભિલાષા હોય, તે પરમ પ્રયોજન કહેવાય છે. તેને પુરુષાર્થ પણ કહે છે. આ અભિલાષા દુઃખની નિવૃત્તિમાં તથા સુખની પ્રાપ્તિમાં સર્વ પુરુષને હોય છે તથા તે જ મોક્ષનું સ્વરૂપ છે. આથી પરમ પ્રયોજન મોક્ષ છે, પણ જ્ઞાન નથી. કારણ કે સુખની પ્રાપ્તિ તથા દુઃખની નિવૃત્તિનું સાધન જ્ઞાન છે, પણ સુખની પ્રાપ્તિ તથા દુઃખની નિવૃત્તિરૂપે જ્ઞાન નથી. માટે જ્ઞાનને અવાંતર પ્રયોજન કહ્યું છે. જે વસ્તુદ્વારા પરમ પ્રયોજનની પ્રાપ્તિ થાય, તેને અવાંતર પ્રયોજન કહે છે. કારણ કે ગ્રંથવડે જ્ઞાન-દ્વારા મુક્તિરૂપ પ્રયોજનની પ્રાપ્તિ થાય છે. આથી જ્ઞાન અવાંતર પ્રયોજન છે.

**૨૭ ગ્રંથના પ્રયોજનમાં શંકા તથા તેનું સમાધાન.**

**जीवको स्वरूप अति आनंद कहत वेद,**
**ताकूं सुखप्राप्तिको असंभव बखानिये।**
**आगे जो अप्राप्त वस्तु ताकी प्राप्ति संभवत,**
**नित्यप्राप्त वस्तुकी तौ प्राप्ति किम मानिये॥**
**ऐसी संका लेस आनि कीजे न विश्वासहानि,**
**गुरुके प्रसादतैं कुतर्क भले भानिये।**

**करको कंकन खोयो ऐसो भ्रम भयो जिहिं, ज्ञानतैं मिलत इम प्राप्तप्राप्ति जानिये ॥ २७ ॥**

શબ્દાર્થઃ—વેદ એમ કહે છે કે, જીવનું સ્વરૂપ અત્યંત આનંદરૂપ છે. (જ્યારે જીવનું સ્વરૂપ આ રીતનુંજ છે તો પછી) જીવને આનંદની પ્રાપ્તિ કહેવી, એ તદ્દન અસંભવ છે. કારણ કે જે વસ્તુ પ્રથમ અપ્રાપ્ત હોય, તેની પ્રાપ્તિનો સંભવ છે, પણ જે વસ્તુ નિત્ય પ્રાપ્ત હોય, તેની પ્રાપ્તિ કેવી રીતે માનવી ? આ રીતની જરા પણ શંકા આણી (ગ્રંથના પ્રયોજનમાં) વિશ્વાસની હાનિ કરવી નહિ. પણ ગુરુના પ્રસાદવડે કુતર્કને કાપી નાંખવો જોઇએ. જેને પોતાના હાથમાં કંકણ પહેરલું છતાં તે મેં ગુમાવ્યું છે, એવો ભ્રમ થાય છે. (પણ) કોઈ કહે કે કંકણ તો તમારા હાથમાં જ છે, એટલે તેનો ભ્રમ ટળી જાય છે તે જ પ્રમાણે) ગુરૂના ઉપદેશરૂપી જ્ઞાનવડે પ્રાપ્ત વસ્તુની પ્રાપ્તિ અર્થાત્ આત્મોપલબ્ધિ થાય છે, એમ જાણો. ૨૭.

વિવરણ ૨૮—પૂર્વે કહેવામાં આવે છે કે, અનર્થની નિવૃત્તિ તથા પરમાનંદની પ્રાપ્તિ, એ ગ્રંથનું પ્રયોજન છે. આ બની શકે એમ નથી. કારણ કે સર્વ વેદો* જીવનું પરમાનંદ સ્વરૂપે વર્ણન કરે છે તથા તમે પણ તે અંગીકાર કરો છો. વળી જે વસ્તુ અપ્રાપ્ત હોય તેની પ્રાપ્તિનો સંભવ છે, પણ સર્વથા પ્રાપ્ત વસ્તુની પ્રાપ્તિ કદી બની શકે નહિ. માટે સદા પરમાનંદ સ્વરૂપ આત્માને પરમાનંદની પ્રાપ્તિ કહેવી, એ તો સર્વ પ્રકારે અસંભવ છે. આ રીતની કોઇ શંકા કરે છે.

* '**प्रज्ञानमानंदं ब्रह्म** કહેતાં જે જીવ તે આનંદરૂપ બ્રહ્મ છે. ઈત્યાદિ ચારે વેદનાં વાક્યો જીવને સ્વભાવથી સિદ્ધ આનંદરૂપે કહે છે.

વિવરણ ૨૯—તે શંકાને સાંભળી ગ્રંથના પ્રયોજનમાં જે વિશ્વાસ થાય, તેને દૂર કરવો નહી. પણ આત્મવિદ્યાના ઉપદેશ કરવાવાળા ગુરુની કૃપાથી શંકારૂપી કુતર્કને દૃષ્ટાંતવડે દૂર કરી દેવો. આ દૃષ્ટાંત નીચે પ્રમાણે છેઃ—જેમ કોઇના હાથમાં કંકણ પહેરેલું હોય, છતાં તેને એવી રીતનો ભ્રમ થઇ જાય કે, મેં મારા હાથનું કંકણ ખોઈ નાંખ્યું. ત્યાર પછી કોઈના કહેવાવડે કંકણનું એ પ્રમાણેનું જ્ઞાન ઉત્પન્ન થાય કે, કંકણ તો મારા હાથમાં જ છે ત્યારે તે એ પ્રમાણે કહે છે કે, મારું કંકણ મને મળી ગયું. એ રીતે પ્રાપ્ત થયલું જે કંકણ છે, તેની પ્રાપ્તિ કહેવામાં આવે છે.

તે જ પ્રમાણે પરમાનંદ સ્વરૂપ આત્મામાં અવિદ્યાના બળથી એવી ભ્રાંતિ થાય છે કે, આત્મા પરમાનંદ સ્વરૂપ નથી, પણ પરમાનંદ સ્વરૂપ તે બ્રહ્મ છે. તે બ્રહ્મનો તથા મારો વિયોગ થયલો છે. પણ હું ઉપાસનાવડે તે બ્રહ્મને પ્રાપ્ત થઈશ. આ રીતની ભ્રાંતિ અનેક મૂર્ખ પ્રાણીઓને થયા કરે છે. જો કે અનેક પંડિતો પણ આ પ્રમાણે કહે છે, છતાં તેઓ મૂર્ખ છે. કારણ કે જે લોકો જીવ બ્રહ્મનો વિયોગ અંગીકાર કરે છે, તેઓ મૂર્ખ કહેવાય છે. જો તે પુરુષને ઉત્તમ સંસ્કારવડે કદાપિ બ્રહ્મજ્ઞાની એવા આચાર્યથી વેદાંત ગ્રંથના શ્રવણની પ્રાપ્તિ થાય તો તે સાંભળી, અર્થનો નિશ્ચય કરી, તે કહે છે કે, પરમાનંદ, મને ગ્રંથ તથા આચાર્યોની કૃપાવડે પ્રાપ્ત થયો છે. તેના કહેવાનો અભિપ્રાય આ પ્રમાણે છે કે, આત્મા તો પરમાનંદ સ્વરૂપે પૂર્વે પણ હતો. પણ મારો આત્મા પરમાનંદ રૂપ છે, એવી રીતનું ભાન હતું નહીં, માટે નહિ મેળવેલી વસ્તુની પ્રાપ્તિ થઈ હોય, તેની માફક આ છે. આચાર્યદ્વારા ગ્રંથશ્રવણથી બુદ્ધિમાં પરમાનંદનું ભાન થાય છે. આને પરમાનંદની પ્રાપ્તિ કહે છે. આ રીતે પ્રાપ્ત વસ્તુની પ્રાપ્તિ બનવાથી પરમાનંદની પ્રાપ્તિરૂપે આ ગ્રંથનું પ્રયોજન છે, તેમ નિત્ય નિવૃત્તિની નિવૃત્તિ રૂપ પ્રયોજન પણ સંભવે છે.

૩૦—જેમ પ્રાપ્તની પ્રાપ્તિ ગ્રંથનું પ્રયોજન છે, તેમ નિત્ય નિવૃત્તની નિવૃત્તિ પણ પ્રયોજનરૂપે સંભવે છે. દૃષ્ટાંત—રજ્જુમાં સર્પ, જો કે નિત્ય નિવૃત્ત છે તથા રજ્જુમાં જ્ઞાનવડે સર્પ નિવૃત્ત થાય છે તેમ આત્મા સંસારમાં નિત્ય નિવૃત્ત છે, પણ તેની નિવૃત્તિ આત્માના જ્ઞાનથી થાય છે. †માટે નિત્ય નિવૃત્તની નિવૃત્તિ તથા નિત્ય પ્રાપ્તની પ્રાપ્તિ, એ ગ્રંથનું પ્રયોજન છે.

†શિષ્યઃ—નિત્ય નિવૃત્તની નિવૃત્તિ તથા નિત્ય પ્રાપ્તની પ્રાપ્તિ એ ગ્રંથનું પ્રયોજન છે, તે કેવી રીતે થઇ શકે? ગુરૂ—વ્યાવહારિક અથવા પ્રાતિભાસિક પ્રપંચનાં વર્તમાન કાળમાં ભાવનું અસ્તિત્વ હોવા છતાં પારમાર્થિક સત્તાવડે પ્રપંચના ત્રણે કાળમાં નિષેધમુખ શ્રુતિ તથા વિદ્વાનોના અનુભવવડે જે સિદ્ધ અર્થ, તે અત્યંતાભાવ છે. આ જે અત્યંતાભાવ, તે જ તેની નિત્ય નિવૃતિ છે. આને વિષયરૂપ નિવૃત્તિ પણ કહે છે. ઉક્ત નિત્ય નિવૃત્તિવાળો જે પ્રપંચ, તે નિત્યનિવૃત્ત કહેતાં તુચ્છ છે. આ નિત્ય નિવૃત્ત પ્રપંચની નિવૃત્તિ કહેતાં વિદ્યમાન પરમાર્થની સત્તાવડે શ્રુતિયુક્ત તથા તત્વજ્ઞાનવડે ત્રણે કાળના અભાવની જે વિષયરૂપી નિવૃત્તિ, તે નિત્ય નિવૃત્તની નિવૃત્તિ છે. વળી જેમ પોતાના ઘરમાં દાટેલો ભંડાર નહી જાણમાં હોવાથી તે પ્રાપ્ત નથી એમ કહેવાય છે, પણ જ્યારે અંજનાદિકરૂપી સાધનવડે ભંડાર છે, એ રીતનું જે જ્ઞાન થાય છે તે નિત્ય પ્રાપ્તની પ્રાપ્તિ છે. તે જ પ્રમાણે પરમાનંદરૂપ બ્રહ્મ સર્વને પોતાની સમીપ હોવાથી નિત્ય પ્રાપ્ત છે. છતાં અજ્ઞાનવડે અપ્રાપ્ત હોય તેમ લાગે છે. આનું તત્વજ્ઞાન, તે નિત્ય પ્રાપ્તની પ્રાપ્તિ કહેવાય છે.

## ભાવ તથા અભાવ રૂપે એકજ પદાર્થની અપ્રાપ્તિ.

**વિવરણ ૩૧**—કારણ સહિત જગતની નિવૃત્તિ તથા પરમાનંદની પ્રાપ્તિ, એ આ ગ્રંથનું પ્રયોજન છે, આમ જે પૂર્વે કહ્યું તે સંભવતું નથી. કારણ કે નિવૃત્તિનો અર્થ ધ્વંસ થાય

છે. ધ્વંસ તથા નાશ બંને પર્યાય શબ્દ છે. નાશ અભાવરૂપ છે, માટે મોક્ષમાં ભાવ રૂપતા તથા અભાવ રૂપતા બંને પ્રતીત થાય છે. અનર્થની નિવૃત્તિ કહેવાથી અભાવરૂપતા પ્રતીત થાય છે તથા પરમાનંદની પ્રાપ્તિ કહેવાથી ભાવરૂપતા પ્રતીત થાય છે. આ બંને એક પદાર્થમાં હોઈ શકે નહિ. કારણ કે ભાવરૂપતા તથા અભાવરૂપતા બંને એક બીજાના વિરોધી છે. જે વિરોધી ધર્મવાળો હોય, તે એક જ સમયે એક જ વસ્તુમાં રહી શકે નહી. માટે ગ્રંથનું પ્રયોજન સંભવતું નથી. આવી રીતની કોઇ શંકા કરે તો તેના ઉત્તરઅર્થે નીચે પ્રમાણે દોહો છે.

### ૩૨ ઉપરની શંકાનો ઉત્તર.

## दोहा ।

**अधिष्ठानतैं भिन्न नहीं, जगतनिवृत्ति बखान ॥**
**सर्पनिवृत्ती रज्जु जिम, भये रज्जुको ज्ञान ॥२८॥**

શબ્દાર્થ—જેમ સર્પની નિવૃત્તિ રજ્જુરૂપ છે અને તે રજ્જુના જ્ઞાનવડે થાય છે, તેમ જગતની નિવૃત્તિ અધિષ્ઠાનરૂપ બ્રહ્મથી ભિન્ન નથી. (૨૮)

શ્લોક ૨૮—કારણ સહિત જગતની નિવૃત્તિ અધિષ્ઠાન બ્રહ્મરૂપ છે, પણ તેથી પૃથક્ નથી. જેમ સર્પની નિવૃત્તિ અધિષ્ઠાન રજ્જુરૂપે છે. કલ્પિત વસ્તુની નિવૃત્તિ અધિષ્ઠાનરૂપ ગ્રંથ છે, પણ તેથી ભિન્ન નથી, એ ભાષ્યકારનો સિદ્ધાંત છે. આથી આ સ્થળે અનર્થની નિવૃત્તિ બ્રહ્મરૂપ છે. *કારણ કે સર્વ અનર્થનું અધિષ્ઠાન જે બ્રહ્મ છે, તે બ્રહ્મ ભાવરૂપે છે. આથી અનર્થની નિવૃત્તિ ભાવ રૂપ હોવાથી ગ્રંથનું પ્રયોજન બને છે, એ વાત સિદ્ધ થઈ.

* શિષ્ય—અનર્થની નિવૃત્તિ બ્રહ્મરૂપે કેવી રીતે થાય? ગુરૂ—કલ્પિત અનર્થની નિવૃત્તિમાં બે પક્ષ છે. જ્ઞાન ધર્મવડે ઉપલક્ષિત અધિષ્ઠાનરૂપ કલ્પિતની નિવૃત્તિ, એ પ્રથમ પક્ષ છે તથા કલ્પિતની નિવૃત્તિ, કહેતાં અભાવ, તે અધિષ્ઠાન કહેતાં અધિકરણથી અનિર્વચનીય છે, એ બીજો પક્ષ છે. આમાં પ્રથમ પક્ષ ભાષ્યકારનો કહેવાય છે તથા બીજો પક્ષ વાચસ્પતિ મિશ્રનો છે. પ્રથમ પક્ષઃ—'જેમ પુરુષ સ્થાણુ છે,' આ વાકયનો પુરૂષના અભાવરૂપ સ્થાણુ છે, એવો બાધસમાનાધિકરણવડે અર્થ થાય છે. તેમ 'सर्वं खल्विदं ब्रह्म' કહેતાં આ સર્વ જગત્ બ્રહ્મ રૂપ છે, આવી વિધિમુખતાવડે સર્વ જગતની બ્રહ્મરૂપતાના પ્રતિપાદક શ્રુતિ વાકયનો પણ 'આ પ્રતીયમાન સર્વ જગતના અભાવરૂપ બ્રહ્મ છે,' એવા સર્વ તથા પદનો બ્રહ્મ એ બીજા પદનો બાધ સમાનાધિકરણરૂપી સંબંધવડે અર્થ થાય છે. આથી કલ્પિત અનર્થની નિવૃત્તિ કહેતાં પરમાનંદ સત્તાવડે અત્યંતાભાવ બ્રહ્મરૂપ હોવાથી, મોક્ષમાં ભાવરૂપતા તથા અભાવ રૂપતાના અભાવથી દ્વૈતાપત્તિની શંકા રહેતી નથી. બીજો પક્ષ;—'પુરુષ સ્થાણુ છે' આ વાકયનો પુરુષના અભાવવાળો સ્થાણુ છે એવો અર્થ થાય છે તથા सर्वं खल्विदं ब्रह्म' આ શ્રુતિવાકયને પણ આ દૃશ્ય સર્વ જગતના અભાવવાળો બ્રહ્મ છે એવો અર્થ થાય છે. આ અભાવરૂપ નિવૃત્તિ પણ મિથ્યા છે. જે વિસ્તુ મિથ્યા હોય, તે ખરા અધિષ્ઠાનથી ભિન્ન નથી પણ અધિષ્ઠાનરૂપજ હોય છે. માટે મોક્ષમાં દ્વૈતાપત્તિની શંકા રહેતી નથી. આ બે પક્ષોમાં પ્રથમ પક્ષ શ્રેષ્ઠ છે. પણ બેઉ રીતિવડે મોક્ષમાં દ્વૈતાપત્તિની શંકા રહેતી નથી.

## दोहा।

जो जन प्रथमतरंग यह, पढै ताहि तत्काल ॥
करहु मुक्त गुरुमूर्ति है, दादू दीनदयाल ॥ २९ ॥

શબ્દાર્થઃ—જે મનુષ્ય આ પ્રથમ તરંગનો પાઠ કરે છે, તે ગરીબને કૃપા કરવાવાળા એવા ગુરૂ મુર્તિરૂપ દાદુ કહેતાં ઈશ્વર મોક્ષપ્રાપ્તિ કરે છે. (૨૯)

इति अनुबंधसामान्यनिरूपणं नाम प्रथमस्तरंगः समाप्तः

श्रीगणेशाय नमः।

# श्रीविचारसागर।

---

## द्वितीय तरंग.

### *अथ अनुबंध विशेष निरूपण.

दोहा।

याके प्रथमतरंगमें, किय अनुबंधविचार ॥
कहुं द्वितीयतरंगमें, तिनहीको विस्तार ॥ १ ॥

શબ્દાર્થ—(૧) આના પ્રથમ તરંગમાં અનુબંધ સંબંધ વિસ્તાર કરવામાં આવ્યો. હવે બીજા તરંગમાં અનુબંધનું વિસ્તારથી નિરૂપણ કરવામાં આવે છે.

૩૩ જગતની નિવૃત્તિરૂપ મોક્ષનો અભાવ.

જગતની નિવૃત્તિરૂપ મોક્ષના પ્રથમ અંશની ઈચ્છાનો અભાવ અધિકારીને ચાર સાધનયુક્ત કહ્યો. આ ચાર સાધનમાં મુમુક્ષુતાનો સમાવેશ થાય છે. મોક્ષની જે ઈચ્છા, તેને મુમુક્ષુતા કહે છે. કારણ સહિત જગતની નિવૃત્તિ તથા બ્રહ્મની પ્રાપ્તિ, તે મોક્ષ કહેવાય છે. તેમાં કારણસહિત જગતની નિવૃત્તિરૂપ મોક્ષનો જે અંશ તે મોક્ષના પ્રથમ અંશને કોઇ ઈચ્છતું નથી.

## અથ અધિકારીખંડન–પૂર્વપક્ષ.

### दोहा ।

**मूलसहित जगध्वंसकी, कोउ करत नांहिं आस ॥**
**किंतु विवकी चहत हैं, त्रिविधदुःखको नास ॥ २ ॥**

### ૩૪ અધિકારનું ખંડન.

શબ્દાર્થ–(૨) મૂળસહિત જગતધ્વંસની આશા કોઇ કરતું નથી, પણ વિવેકી ત્રણ પ્રકારના દુઃખના નાશની ઇચ્છા કરે છે.

શ્લોક ૨–મૂળ અવિદ્યા સહિત જે જગતનો ધ્વંસ કહેતાં નિવૃત્તિ તેની આશા કહેતાં ઇચ્છા કોઈ પુરૂષ કરતું નથી. ત્યારે તેઓ શેની ઈચ્છા કરે છે? તેના ઉત્તરમાં કહેલું છે કે, ત્રણ પ્રકારનાં જે દુઃખ છે તેના નાશની વિવેકી પુરૂષો ઇચ્છા કરે છે. આ સર્વનો અભિપ્રાય એ છે કે, દુઃખ ત્રણ પ્રકારનાં છે. અધ્યાત્મ, અધિભૂત તથા અધિદૈવ. રોગ ક્ષુધાદિકથી જે દુઃખ થાય, તે અધ્યાત્મ દુઃખ છે. ચોર વ્યાધિ સર્પાદિકથી જે દુઃખ થાય, તે આધભૂત દુઃખ છે અને યક્ષ, રાક્ષસ, પ્રેત ગ્રહાદિક તેમ જ શીત વાત આતપથી જે દુઃખ થાય, તે અધિદૈવ દુઃખ છે. આ રીતે ત્રણ પ્રકારનાં જે દુઃખ છે, તેના નાશની સર્વ પુરૂષને ઈચ્છા થાય છે. આ દુઃખથી ભિન્ન જે પદાર્થ છે, તેના નાશની વિવેકી પુરુષ ઇચ્છા કરતા નથી, માટે અજ્ઞાન સહિત સકળ જગતની નિવૃત્તિની કોઈને ઇચ્છા થતી નથી.

વિવરણ ૩૫—જે સિદ્ધાંતી એમ કહે કે, જો કે સર્વ પુરુષ દુઃખની નિવૃત્તિની ઈચ્છા કરે છે, છતાં અજ્ઞાન સહિત સર્વ જગતની નિવૃત્તિ વિના દુઃખની નિવૃત્તિ થતી નથી. માટે દુઃખનિવૃત્તિ અર્થે અજ્ઞાન સહિત જગતની નિવૃત્તિને ચાહે છે.

વિવરણ ૩૬—આમ બની શકે નહિ. કારણ કે આયુર્વેદમાં જે ઔષધ છે, તેથી રોગજન્ય દુઃખની નિવૃત્તિ થાય છે તથા ભોજનથી ક્ષુધાજન્ય દુઃખની નિવૃત્તિ થાય છે. આ રીતે પોતપોતાના ઉપાયથી સર્વ દુઃખની નિવૃત્તિ થાય છે. માટે અજ્ઞાન સહિત જગતની નિવૃત્તિ વિના પણ દુઃખની નિવૃત્તિ બને છે. દુઃખની નિવૃત્તિ માટે અજ્ઞાન સહિત જગતની નિવૃત્તિની ઇચ્છા બને નહિ. કારણ સહિત જગતની નિવૃત્તિ તથા બ્રહ્મની પ્રાપ્તિ મોક્ષ કહેવાય છે. તેમાં કારણ સહિત જગતની નિવૃત્તિરૂપ મોક્ષના અંશની ઇચ્છા કોઇને હોતી નથી. આ વાત પ્રથમના દોહામાં છે.

* અનુબંધવિશેષઃ—જેમ કોઇ પુરુષે ગૃહ બંધાવવાનો આરંભ કર્યો, તેને બીજો પ્રતિપક્ષી રોકવા તૈયાર થાય ત્યારે તે ફરિયાદ કરી પછી નિઃશંક થઇ ઘર બાંધે છે. તે જ રીતે અહીં ગ્રંથકારે પ્રથમ તરંગમાં ચાર અનુબંધનું સામાન્યપણે નિરૂપણ કર્યું. તે જાણે આ ગ્રંથરૂપ ગૃહ બાંધવાનો આરંભ કર્યો છે. તેને દ્વિતીય તરંગના પૂર્વાર્થરૂપી પ્રતિપક્ષીએ રોકાણ કર્યું ત્યારે સિદ્ધાંતીરૂપી ગ્રંથકારે શ્રુતિરૂપી રાજાને અનુસરનાર યુક્તિરૂપી મંત્રિની પાસે ફરિયાદ કરી. ત્યાર પછી તેના બળવડે નિઃશંક થઇ, ચાર અનુબંધના નિરૂપણરૂપ આ ગૃહરૂપ ગ્રંથ રચવાનો આરંભ કર્યો છે. આ પ્રમાણે બીજા તરંગમાં ચારે અનુબંધનું વિશેષે કરી નિરૂપણ કર્યું છે. શિષ્યઃ—કયા મતવાળાઓ દુઃખના નાશને ચાહે છે?

ગુરૂઃ—જેમ પુરુષ ભિક્ષુકોના ભયથી અન્નત્યાગને ઇચ્છતો નથી, જૂના ભયથી વસ્ત્રત્યાગને ઇચ્છતો નથી તથા પશુપક્ષિના ભયથી ક્ષેત્રત્યાગને ઇચ્છતો નથી તેમ વિવેકી પુરુષ પણ ત્રણ પ્રકારના દુઃખના ભયથી કારણ સહિત જગતના નાશની ઇચ્છા કરતો નથી. પણ ત્રિવિધ દુઃખના નાશની ઇચ્છા કરે છે. આવી રીતનો મત સાંખ્ય શાસ્ત્રવાળાઓનો છે.

અધ્યાત્મ દુઃખઃ—આત્માનો આશ્રય કરી વર્તવાવાળું જે સ્થૂલ સૂક્ષ્મ શરીર, તે અધ્યાત્મ કહેવાય છે. આથી ઉત્પન્ન થયેલું જે દુઃખ, તે અધ્યાત્મ દુઃખ કહેવાય છે. આને આધ્યાત્મ તાપ પણ કહે છે. અધિભૂતઃ—સ્વસંગતથી ભિન્ન હોય તથા ચક્ષુ ઇંદ્રિયનો વિષય હોય, તે અધિભૂત કહેવાય. આથી ઉત્પન્ન થયેલું જે દુઃખ તે અધિભૂત દુઃખ છે. અધિદૈવ દુઃખઃ—સ્વસંગતથી ભિન્ન હોય તેવા ચક્ષુ ઇંદ્રિયોનો જે વિષય ન હોય, તે અધિદૈવ છે. આથી ઉત્પન્ન થયેલું જે દુઃખ, તે અધિદૈવ દુઃખ છે.

## ૩૭ બ્રહ્મ પ્રાપ્તિરૂપ મોક્ષના દ્વિતીય અંશની ઇચ્છાનો અભાવ.

## दोहा ।

किय अनुभव जा वस्तुको, ताकी इच्छा होइ ॥
ब्रह्म नहीं अनुभूत इमि, चहै न ताकूं कोइ ॥ ३ ॥

શબ્દાર્થ—જે વસ્તુનો અનુભવ કરવામાં આવ્યો હોય તેની ઇચ્છા થાય છે. પણ બ્રહ્મનો અનુભવ કરવામાં આવતો નથી તેથી તેની કોઈ ઇચ્છા કરતું નથી. (૩)

શ્લોક ૩—જે વસ્તુનો અનુભવ કહેતાં જ્ઞાન હોય, તે વસ્તુની પ્રાપ્તિની ઇચ્છા થાય છે પણ જે વસ્તુનું જ્ઞાન હોતું નથી તેની પ્રાપ્તિની ઈચ્છા પણ થતી નથી. જેમ બીજા દેશના અનંત પદાર્થો જે જાણવામાં આવેલા નથી હોતા, તેની પ્રાપ્તિની ઈચ્છા કોઈ પુરુષને થતી નથી. વળી અધિકારી પુરુષને બ્રહ્મનું જ્ઞાન હોતું નથી તથા જેને બ્રહ્મનું જ્ઞાન છે, તે અધિકારી નથી, પણ મુક્ત છે. તેને બ્રહ્મપ્રાપ્તિની ઈચ્છા સંભવી શકે નહિ. માટે વેદાંત શ્રવણવડે પૂર્વ અજ્ઞાત જે બ્રહ્મ, તેની પ્રાપ્તિની ઇચ્છા કોઇને સંભવતી નથી. માટે મુમુક્ષુ કોઇ નથી.

## ૩૮ મુમુક્ષુતાના અભાવથી વૈરાગ્યાદિનો અભાવ.

### दोहा.

चहत विषयसुख सकल जन, नहीं मोक्षको पंथ ।
अधिकारी यातै नहीं, पढै सुनै जो ग्रंथ ॥ ४ ॥

શબ્દાર્થ—સર્વ મનુષ્ય વિષય સુખને ચાહે છે. આથી મોક્ષનો કોઈ માર્ગ નથી તેમ ગ્રંથનું પઠન તથા શ્રવણ કરનારો અધિકારી પણ કોઈ નથી. (૪)

શ્લોક ૪—સર્વ પુરુષ વિષય સુખને ઈચ્છે છે, તેમજ જે કોઇ સકળ વિષયનો ત્યાગ કરી તપમાં આરૂઢ હોય, તે પણ પરલોકના ઉત્તમ ભોગની ઇચ્છાવડે અનેક પ્રકારના ક્લેશનો સંહાર કરે છે. આથી આ લોકનું અથવા તો પરલોકનું વિષય સુખ સર્વ ચાહે છે. આ વિષયસુખ મોક્ષમાં નથી માટે મોક્ષના પંથ કહેતા સાધનની ઈચ્છા કોઇ પુરુષ કરતું નથી. આ રીતે મોક્ષની ઇચ્છારૂપ મુમુક્ષુતાનો અસંભવ છે તથા સઘળા પુરુષને વિષય સુખની ઇચ્છા થાય છે, માટે વૈરાગ્ય, શમ, દમ, ઉપરતિનો સંભવ કોઇમાં પણ હોતો નથી. આ પ્રમાણે સાધનચતુષ્ટય સહિત અધિકારીનો અભાવ થવાથી ગ્રંથનો આરંભ નિષ્ફળ છે. (૪)

## જીવ બ્રહ્મની એકતાનો અસંભવ.

### दोहा.

जीवब्रह्मकी एकता कह्यो विषय सो क्रूर ।
क्लेसरहित विभु ब्रह्म इक, जीव क्लेसको मूर ॥५॥

શબ્દાર્થ—જીવબ્રહ્મની એકતાનો વિષય જે કહ્યો, તે અયોગ્ય છે. કારણ કે સર્વ વ્યાપક બ્રહ્મ એક તથા કલેશ રહિત છે તથા જીવો તો કલેશના મૂળરૂપ છે. (૫)

શ્લોક ૫—પૂર્વે જે કહ્યું છે કે, જીવ બ્રહ્મની એકતા એ આ ગ્રંથનો વિષય છે, તે સંભવી શકતું નથી. કારણ કે બ્રહ્મ *અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ તથા અભિનિવેશ, આ પાંચ કલેશથી રહિત છે. વળી તે વિભુ કહેતાં વ્યાપક છે તેમજ એક છે અર્થાત્ સજાતીય બીજો બ્રહ્મ નથી તથા જીવમાં સર્વ કલેશ તથા પરિછિન્નપણું રહેલું છે. જીવ અનેક પ્રકારનો છે. કારણ કે જેટલાં શરીરો છે, તેટલા જીવ છે. જો સર્વ શરીરમાં જીવ એક હોય તો એક શરીરમાં સુખ અથવા દુઃખ થવાથી સર્વ શરીરમાં સુખ તથા દુઃખ થવું જોઇએ.

* અવિદ્યાઃ—જેનો વિચાર થઇ શકતો નથી તે અવિદ્યા છે. આ અવિદ્યા બે પ્રકારની છે, મૂલા તથા તુલા. જે શુદ્ધ ચૈતન્યને આવરણ કરે તેને મૂલા અવિદ્યા કહે છે. જે ઘટાદિ ઉપાધિવાળા ચૈતન્યને આવરણ કરે, તે તુલા અવિદ્યા છે. આમ મૂલા અવિદ્યા પણ કાર્ય કારણના ભેદવડે બે પ્રકારની છે. અન્યમાં અન્યની બુદ્ધિરૂપ જે પ્રતીતિ થાય, તે કાર્ય રૂપ અવિદ્યા છે. આવરણ વિક્ષેપવાળા અનાદિભાવરૂપે જે પ્રતીતિ થાય, તે કારણ રૂપ અવિદ્યા છે. આમાં કારણરૂપ અવિદ્યા પણ ચાર પ્રકારની છે. એક અનાત્મ દેહાદિકમાં આત્મ બુદ્ધિ થવી, બીજું અનિત્ય આકાશાદિકમાં નિત્ય બુદ્ધિ થવી, ત્રીજું દુઃખરૂપ ધનાદિકમાં સુખબુદ્ધિ થવી તથા અશુચિ જે સ્ત્રીપુત્રો તેના મુખ ચુંબનાદિકમાં પવિત્ર બુદ્ધિ થવી. અહિં પાંચ કલેશના પ્રસંગમાં આ ઉપર કહેલી ચાર પ્રકારની કાર્ય-અવિદ્યાનું ગ્રહણ કર્યું છે. અસ્મિતાઃ—બુદ્ધિ તથા આત્માની એકતાની જે પ્રતીતિ તે અસ્મિતા. આને સામાન્યરીતે અહંકાર

પણ કહે છે. રાગઃ—અનુકૂળતાના જ્ઞાનવડે ઉત્પન્ન થયેલી જે બુદ્ધિવૃત્તિ તે રાગ છે. પ્રતિકૂળ વસ્તુના જ્ઞાનવડે ઉત્પન્ન થયેલી જે બુદ્ધિવૃત્તિ, તે દ્વેષ છે. અભિનિવેશઃ—મરણના ભયથી શરીરની રક્ષામાં જે આગ્રહ, તે અભિનિવેશ છે.

વિવરણ ૪૦—વેદાંતી એમ કહે છે કે સુખથી આદિ લઈ ધર્મ જે અંતઃકરણના છે, તે અંતઃકરણ અનેક પ્રકારનાં છે. માટે એકના સુખી દુઃખી થવાથી સર્વ સુખી દુઃખી થતા નથી. વળી સાક્ષી સુખ દુઃખથી રહિત છે, એક છે તથા સર્વ ક્લેશથી રહિત છે, માટે તેની સાથે બ્રહ્મની એકતા બની શકે તેમ છે.

## ૪૧ સાક્ષીનું અનેકપણું.

આમ બની શકે નહિ, કારણ કે જે કર્તા ભોક્તા જીવ છે તેથી ભિન્ન સાક્ષી ચૈતન્ય વંધ્યા પુત્ર સમાન છે. વળી જો સાક્ષી ચૈતન્ય અંગીકાર કરીએ તોપણ તે એક બને નહિ, પણ અનેક સાક્ષી ચૈતન્યો માનવાં પડશે. કારણ કે આ વેદાંતનો સિદ્ધાંત છે કે, અંતઃકરણ તથા સુખદુઃખથી લઇ અંતઃકરણના જે ધર્મ છે, તે ઇંદ્રિય તથા અંતઃકરણના વિષયરૂપ નથી, પણ સાક્ષીના વિષયરૂપ છે. કારણ કે ઇંદ્રિય પંચીકૃત ભૂતનો વિષય કરે છે તથા તેમાં ભેદ એટલો છે કે, નેત્ર ઇંદ્રિય *રૂપવાન જે વસ્તુ છે તેના રૂપનો તથા રૂપના આશ્રયનો બંનેનો વિષય કરે છે. જેમ કે નીલપીતાદિક ઘટના રૂપનો તથા તે રૂપના આશ્રયભૂત ઘટનો નેત્ર ઇંદ્રિય વિષય કરે છે. તે જ રીતે ત્વચા ઇંદ્રિય પણ સ્પર્શનો તથા તેના આશ્રયનો વિષય કરે છે-તથા રસના, ઘ્રાણ તથા શ્રવણ આ ત્રણ તો રસ, ગંધ તથા શબ્દ માત્રનો જ વિષય કરે છે, પણ તેના આશ્રયનો વિષય કરતા નથી. માટે આ ત્રણમાંથી કોઈ અંતઃકરણના

જ્ઞાનરૂપ બને નહિ. વળી નેત્રવડે તથા ત્વચાવડે *અંતઃકરણનું જ્ઞાન બને નહિ. કારણ કે પંચીકૃત ભૂત અથવા પંચીકૃત ભૂતનાં કાર્ય જે રૂપવાન અથવા સ્પર્શવાન થાય, તે નેત્ર તથા ત્વચાનો વિષય થાય છે. અંતઃકરણ અપંચીકૃત ભૂતનું કાર્ય છે માટે તે નેત્ર તથા ત્વચાનો વિષય નથી. આ કારણથી અપંચીકૃત ભૂતનું કાર્ય નેત્ર ઇંદ્રિય પણ નેત્રના વિષયરૂપ નથી. વળી બાહ્ય વસ્તુ ઇંદ્રિયના વિષરૂપ હોયછે પણ અંતઃકરણ તો ઇંદ્રિયની અપેક્ષાથી અંતર રૂપે છે, માટે તે ઇંદ્રિયના વિષયનો વિષય બની શકે નહિ.

* 'અહીં મૂળમાં રૂપ શબ્દ લીધો છે, તેવડે રૂપત્વ' જાતિનું તથા રૂપત્વના વ્યાપ્યનું અર્થાત્ તેની અંદર રહેલ શુકલત્વ, નીલત્વ આદિ સાત જાતિનું પણ ગ્રહણ કરવું. તેમ જ સ્પર્શ શબ્દવડે સ્પર્શના આશ્રયરૂપ સ્પર્શત્વજાતિનું તથા સ્પર્શત્વના વ્યાપ્ય કઠિન, કોમળ આદિ ચાર જાતિનું પણ ગ્રહણ કરવું. વળી રસ, ગંધ તથા શબ્દ ગુણ આ ત્રણવડે ક્રમશઃ રસત્વ, ગંધત્વ તથા શબ્દત્વ આ ત્રણ જાતિનું તેમ જ રસત્વના વ્યાપ્ય સુગંધત્વ તથા દુર્ગંધત્વરૂપ બે જાતિનું તેમજ શબ્દત્વરૂપ વ્યાપકનું અર્થાત્ અધિક દેશવર્તી જાતિનું તથા વ્યાપ્યનું કહેતાં ન્યૂન દેશવર્તી જાતિનું, એમ બે જાતિનું પણ ગ્રહણ કરવું.

### અથ પ્રયોજનખંડન—પૂર્વપક્ષ.

### दोहा.

बंधनिवृत्ती ज्ञानतैं, बनै न बिन अध्यास ।
सामग्री ताकी नहीं, तजो ज्ञानकी आस ॥६॥

### અથ અધ્યાસસામગ્રી નિરૂપણ.

दोहा—सत्यवस्तुके ज्ञानतै, संस्कार इक जान ।
त्रिविध दोष अज्ञान पुनि, सामग्री पहिचान ॥७॥

## ૪૨ અંતઃકરણની વૃત્તિનો પણ અંતઃકરણ વિષય નથી.

**વિવરણઃ**—આ પ્રમાણે ન હોવાનું કારણ એ છે કે, અંતઃકરણ વૃત્તિના આશ્રયરૂપ છે. માટે અંતઃકરણ પોતાની વૃત્તિનો વિષય બને નહિ. જેમ અગ્નિ દાહના આશ્રયરૂપ છે, તેથી દાહના વિષયરૂપે હોય નહિ. પણ અગ્નિથી ભિન્ન કાષ્ઠાદિ જેટલી વસ્તુ છે, તે સર્વ દાહના વિષયરૂપ થાય છે. તેમ અંતઃકરણથી ભિન્ન જે વસ્તુ છે, તે અંતઃકરણજન્ય વૃત્તિના વિષયરૂપ છે, પણ અંતઃકરણરૂપ નથી.

**ટીકાઃ**—શિષ્યઃ—હે ભગવન્! જેમ અંધકારના આશ્રયરૂપે ગૃહનો મધ્ય ભાગ છે તથા વિષયરૂપ પણ છે તથા જેમ ચેતન અજ્ઞાનના આશ્રયરૂપ છે તથા વિષયરૂપ પણ છે તેમ જ્યારે અંતઃકરણ વૃત્તિના આશ્રયરૂપ છે ત્યારે તે શું વૃત્તિના વિષયરૂપ નહિ બનશે? ગુરૂઃ—હે શિષ્ય! આમાં એક રહસ્ય રહેલું છે. ગૃહના મધ્ય તથા અંધકાર આદિની માફક જ્યાં આશ્રય તથા આશ્રિતનો ભેદ છે ત્યાં તો એક જ વસ્તુ આશ્રય તથા વિષયરૂપ થાય છે. પણ જ્યાં અગ્નિ તથા દાહની માફક આશ્રય તથા આશ્રિતનો ભેદ નથી ત્યાં આશ્રય તથા વિષય એક હોઇ શકે નહિ. તેમ અંતઃકરણથી વૃત્તિનો ભેદ નથી, તેથી અંતઃકરણ વૃત્તિના ઉપાદાનરૂપ આશ્રય છે, પણ વિષયરૂપે બની શકે નહિ.

## ૪૩ અંતઃકરણનો ધર્મ પણ અંતઃકરણની વૃત્તિના વિષયરૂપ હોય નહિ.

**વિવરણ**—આ પ્રમાણે હોય નહિ, તેનું કારણ એ કે, અંતઃકરણને વિષય કરવા માટે જે અંતઃકરણની વૃત્તિ હોય,

તે અંતઃકરણના સુખાદિ ધર્મનો પણ વિષય કરે. પણ અંતઃ-કરણનો વિષય કરવાવાળી વૃત્તિ અંતઃકરણની સન્મુખ હોતી નથી. આથી અંતઃકરણનો ધર્મ પણ અંતઃકરણની વૃત્તિનો વિષય નથી. વળી આ રીતનો નિયમ છે કે, જે વસ્તુ વૃત્તિના આશ્રયથી કિંચિત્ દૂર હોય, તે વૃત્તિના વિષયરૂપ થાય છે. જે વસ્તુ વૃત્તિના આશ્રયથી અત્યંત સમીપ હોય, તે વૃત્તિના વિષય રૂપ થાય નહિ. જેમ નેત્રની વૃત્તિના આશ્રયરૂપ જે નેત્ર, તેની અત્યંત સમીપ અંજન, નેત્રની વૃત્તિનો વિષય નથી. તે જ પ્રમાણે અંતઃકરણની વૃત્તિના આશ્રયરૂપ અંતઃકરણની અત્યંત સમીપ સુખાદિ જે ધર્મ છે, તે અંતઃકરણની વૃત્તિના વિષયરૂપ બને નહિ. આ રીતે ધર્મ સહિત અંતઃકરણનું ભાન ઇન્દ્રિયથી અથવા તો પોતાથી બનતું નથી, પણ સાક્ષીના વિષયરૂપ છે.

**ટીકાઃ**—શિષ્યઃ–અંતઃકરણનું ભાન ઇન્દ્રિયથી કેમ બનતું નથી, તેનું શું કારણ? ગુરૂઃ–જેમ નેત્ર ઇન્દ્રિય પોતાથી દૂર રહેલી અન્ય સ્વરૂપવાન્ વસ્તુને પ્રકાશે છે, પરંતુ અંધત્વ, મંદત્વ તથા પટુત્વરૂપ ધર્મ સહિત પોતાને પ્રકાશતી નથી, પણ નેત્રદેશમાં રહેલ અંતઃકરણ ઉક્ત ધર્મ સહિત નેત્રને પ્રકાશે છે. તેમ અંતઃકરણ પણ પોતાથી ભિન્ન સર્વ જડ વસ્તુને પ્રકાશે છે, પરંતુ સુખાદિ ધર્મ સહિત પોતે પોતાને પ્રકાશતું નથી. સાભાસ અંતઃકરણમાં આરૂઢ જે સાક્ષી, તે ધર્મ સહિત અંતઃકરણને પ્રકાશે છે. માટે સાભાસયુક્ત અંતઃકરણ આપેક્ષિક સ્વયંપ્રકાશ છે, પણ નિરપેક્ષ સ્વયંપ્રકાશ નથી. વળી શાક્ષી પોતે પ્રકાશમાં અન્ય પ્રકાશની અપેક્ષા કરતો નથી. પણ તે સર્વનો પ્રકાશક છે. આથી તેને નિરપેક્ષ સ્વયંપ્રકાશ કહે છે.

૪૪ વિવરણ—વળી સાક્ષીને એક માનીએ તો જેમ એક અંતઃકરણને સુખદુઃખનું ભાન થાય છે, તેમ સર્વને સુખ દુઃખનું ભાન થવું જોઇએ. માટે સાક્ષી અનેક છે. જો સાક્ષી અનેક માનીએ તો પછી કંઈ દોષ નડશે નહિ. કારણ કે જે સાક્ષીના ઉપાધિરૂપે અંતઃકરણ છે, તે સાક્ષીવડે પોતાની ઉપાધિનું ભાન થાય છે, પણ સર્વના સુખદુઃખનું ભાન થતું નથી. આ રીતે જે સાક્ષી અનેક છે, તેની એકતા એક બ્રહ્મની સાથે બની શકે નહિ. ૫

### ૪૫ પ્રયોજન ખંડન.

## दोहा।

**बंधनिवृत्ती ज्ञानतैं, बनै न बिन अध्यास।**
**सामग्री ताकी नहीं, तजो ज्ञानकी आस ॥६॥**

શબ્દાર્થઃ—અધ્યાસનું જો અસ્તિત્વ નથી, તો પછી જ્ઞાનવડે બંધનિવૃત્તિ હોઇ શકે નહિ. તેમ જ જો બંધનિવૃત્તિનો કોઈ કારણસમુદાય નથી, તો પછી જ્ઞાનવડે બંધનિવૃત્તિની આશા વ્યર્થ છે. ૬

વિવરણ—અહંકારથી માંડી જેટલી અનાત્મ વસ્તુ છે, તે બંધરૂપ કહેવાય છે. આ બંધ જો અધ્યાસરૂપે હોય તો જ્ઞાનવડે તેની નિવૃત્તિ થાય. પણ અધ્યાસરૂપે ન હોય તો જ્ઞાનવડે તેની નિવૃત્તિ નથી. કારણ કે જ્ઞાનનો એવો સ્વભાવ છે કે, જે વસ્તુનું જ્ઞાન થાય તો તેમાં રહેલા અધ્યાસ તથા અજ્ઞાનને તે દૂર કરે છે. જેમકે રજ્જુનું જ્ઞાન રજ્જુમાં રહેલા સર્પ અધ્યાસને તથા રજ્જુના અજ્ઞાનને દૂર કરે છે.

ભ્રાંતિજ્ઞાનના વિષયરૂપ જે મિથ્યા વસ્તુ તથા ભ્રાંતિજ્ઞાન, તેનું નામ અધ્યાસ છે. જેમાં જે વસ્તુ મિથ્યા નથી, પણ સત્ય છે, તેની જ્ઞાનવડે નિવૃત્તિ થતી નથી. તે જ પ્રમાણે ... કારાદિ બંધનો અધ્યાસ કહેતાં મિથ્યા હોય ... નિવૃત્તિ થાય. આત્મામાં મિથ્યા બંધનો ... નથી, પણ બંધ પ્રતીતિરૂપે છે. માટે બંધ સત્ય છે. તો પછી સત્ય બંધની જ્ઞાનવડે નિવૃત્તિની આશા નિષ્ફળ છે. ૬

**ટીકા**:—શિષ્ય:—અધ્યાસ એટલે શું? ગુરૂ:—પોતાના અભાવના અધિકરણમાં (આશ્રયમાં) જે અવભાસ કહેતાં વિષય તથા જ્ઞાન થાય છે, તે અધ્યાસ કહેવાય છે. જેમ કલ્પિત સર્પના વ્યાવહારિક તથા પારમાર્થિક અભાવના આશ્રયરૂપ રજ્જુમાં પ્રાતિભાસિક સર્પનું જે ભાસવું, તે જ્ઞાનને અધ્યાસ કહે છે. અથવા તો અધિષ્ઠાનથી વિષમ સત્તાવાળો જે ભાસ, તે અધ્યાસ કહેવાય. જેમ વ્યાવહારિક સત્તાવાળા રજ્જુરૂપ અધિષ્ઠાનથી વિષમ કહેતાં પ્રાતિભાસિકરૂપ વિપરીત સત્તાવાળો જે અવભાસ અર્થાત્ સર્પ તથા તેનું જે જ્ઞાન, તે અધ્યાસ છે. આ અધ્યાસ અર્થાધ્યાસ તથા જ્ઞાન અધ્યાસના ભેદથી બે પ્રકારનો છે. ભ્રાંતિ જ્ઞાનનો વિષય જે સર્પાદિ મિથ્યા વસ્તુ, તે અર્થાધ્યાસ છે તથા ભ્રાંતિજ્ઞાન અર્થાત્ મિથ્યા વસ્તુનું જે મિથ્યા જ્ઞાન, તે જ્ઞાનાધ્યાસ છે. આ જ્ઞાનાધ્યાસ પરોક્ષ તથા અપરોક્ષના ભેદથી બે પ્રકારનો છે. અર્થાધ્યાસ છ પ્રકારનો છે. જેમ કે:— કેવળ સંબંધાધ્યાસ, સંબંધ સહિત સંબંધીનો અધ્યાસ, કેવળ ધર્માધ્યાસ, ધર્મસહિત ધર્મીનો અધ્યાસ, અન્યોન્યાધ્યાસ તથા અન્યતરાધ્યાસ અથવા તો સંસર્ગાધ્યાસ તથા સ્વરૂપાધ્યાસના ભેદથી અર્થાધ્યાસ બે પ્રકારનો છે. સારાંશ એ છે કે, સંબંધાધ્યાસ જ સંસર્ગાધ્યાસ છે તથા તે જ અન્યોન્યાધ્યાસ છે.

સંસર્ગ તથા સ્વરૂપ આ બેનો મિશ્રભાવ થાય છે તથા તે બેમાંથી એકનો જે અધ્યાસ, તે અન્યતરાધ્યાસ કહેવાય છે. મિથ્યા વસ્તુને સ્વરૂપાધ્યાસરૂપ કહે છે તથા સત્ય વસ્તુને સંબંધાધ્યાસરૂપ કહે છે. અન્યતરાધ્યાસનું અથવા કેવળ સંબંધાધ્યાસનું પૃથક્ ભાવે કરી જે કથન છે, તે આત્મા તથા અનાત્માના અધ્યાસના ભેદજ્ઞાન અર્થે છે. પરંતુ સર્વ અર્થાધ્યાસ તો અન્યોન્યાધ્યાસરૂપ જ છે. પણ તેથી પૃથક્ નથી. આ અન્યોન્યાધ્યાસ કેટલીકવાર કેવળ ધર્મનો હોય છે તથા કોઇ સમય ધર્મ સહિત ધર્મીનો હોય છે. આથી અન્યોન્યાધ્યાસ બે પ્રકારનો છે.

## ૪૬ અધ્યાસ સામગ્રીનિરૂપણ.

### दोहा ।

सत्य वस्तुके ज्ञानत, संसकार इक जान ।
त्रिविध दोष अज्ञान पुनि, सामग्री पहिचान ॥७॥

શબ્દાર્થ:—સત્ય વસ્તુના જ્ઞાનથી ઉત્પન્ન થયલો સંસ્કાર, ત્રણ પ્રકારના દોષ તથા અજ્ઞાન, આ ત્રણ પ્રકારની સામગ્રીઓ છે. (૭)

વિવરણ:—સત્ય વસ્તુનો જ્ઞાનજન્ય સંસ્કાર, ત્રણ પ્રકારના દોષ જેવા કે પ્રમેયનો દોષ, પ્રમાતાનો દોષ તથા પ્રમાણનો દોષ તેમ જ અધિષ્ઠાનના વિશેષ રૂપનું અજ્ઞાન, આટલી અધ્યાસની સામગ્રી છે. આ વિના અધ્યાસ થતો નથી. જેમ છીપમાં રૂપાનો તથા રજ્જુમાં સર્પનો અધ્યાસ થાય છે, તે જે પુરુષે સત્ય રૂપું તથા સર્પ જોયો છે, તેને જ થાય છે, પણ જેને સત્ય રૂપાનું તથા સર્પનું જ્ઞાન નથી, તેને હોતું નથી. માટે સત્ય વસ્તુના જ્ઞાનનો સંસ્કાર અધ્યાસના હેતુ-

રૂપ છે. છીપમાં સર્પનો તથા રજ્જુમાં રૂપાનો અધ્યાસ થતો નથી. માટે પ્રમેયમાં સાદૃશ્ય દોષ અધ્યાસના હેતુ-રૂપ છે. આ રીતે પ્રમાતામાં લોભ ભયાદિ તથા નેત્રાદિક પ્રમાણમાં પિત્તના મળ આદિ જે દોષો છે, તે અધ્યાસના હેતુ રૂપ છે. છીપનું इदं રૂપે કરી સામાન્ય જ્ઞાન થાય તથા આ છીપ જ છે એવું વિશેષ જ્ઞાન નહિ થાય ત્યારે અધ્યાસ થાય છે. છીપ છે એવું વિશેષરૂપે જ્ઞાન થાય ત્યારે અધ્યાસ થતો નથી. માટે અધિષ્ઠાનના વિશેષરૂપે કરી અજ્ઞાન તથા સામાન્ય-રૂપે કરી જ્ઞાન, તે અધ્યાસના હેતુરૂપ છે. આટલી અધ્યાસની સામગ્રી—કારણ છે. આમાંનું એક પણ ન હોય તો અધ્યાસ થતો નથી. જેમકે કુંભાર, ચક્ર તથા દંડ ઘટની સામગ્રી છે. આ સામગ્રીમાંથી એક પણ ન હોય તો ઘટ બનતો નથી, તેમ અધ્યાસ પણ ઉક્ત સામગ્રીને લીધે થાય છે.

**ટીકાઃ**—શિષ્યઃ—સામગ્રી એટલે શું? ગુરુઃ—કારણના સમુદાયને સામગ્રી કહે છે. જેમ લાકડાં તથા ચુલો આદિ કારણ મળી સ્વયંપાક થાય છે. તેથી તેઓ સ્વયંપાકની સામગ્રી કહેવાય છે. તેમ અધ્યાસના કારણરૂપ જે સામગ્રી છે, તે અહીં કહેવામાં આવી છે. શિષ્યઃ—પ્રમેયમાં સાદૃશ્ય દોષ અધ્યાસના હેતુરૂપ કેવી રીતે? ગુરુઃ—પ્રમા જ્ઞાનનો જે વિષય, તે પ્રમેય કહેવાય. કલ્પિત સર્પ રજત આદિનું અધિ-ષ્ઠાન રજ્જુ શુક્તિ આદિ પ્રમાજ્ઞાનના વિષયરૂપછે. માટે તે પ્રમેય છે. તેમાં જે સર્પાદિની તુલ્યતા છે તે સાદૃશ્ય દોષ છે. આને પ્રમેય કહે છે. રજ્જુમાં પૃથ્વીને અડકવાપણું, દીર્ઘત્વ તથા વલાયાકારતારૂપ સર્પનું સાદૃશ્ય છે. આ રીતે અન્ય ઠેકાણે પણ અધિષ્ઠાનમાં અધ્યસ્તનું સાદૃશ્ય જાણી લેવું.

### ૪૭ બંધના અધ્યાસમાં સંસ્કારની અસિદ્ધિ.

**વિવરણઃ**—બંધના અધ્યાસમાં એક પણ કારણ નથી.

બંધ જો કદી સત્ય હોય તો તેના જ્ઞાનજન્ય સંસ્કારવડે આત્મામાં મિથ્યા બંધ પ્રતીત થાય. આ સિદ્ધાંતમાં આત્મથી ભિન્ન કોઇ સત્ય વસ્તુ નથી. માટે સત્યબંધના જ્ઞાનજન્ય સંસ્કારનો અભાવ થવાથી આત્મામાં બંધનો અધ્યાસ હોઈ શકે નહિ.

## ૪૮ બંધના અધ્યાસમાં પ્રમેયના દોષની અસિદ્ધિ.

**વિવરણ**–આત્મા તથા બંધનું સાદૃશ્ય પણ નથી. પણ તમ તથા પ્રકાશની માફક તેમાં વિપરીત સ્વભાવ છે. આત્મા પ્રત્યક્ છે તથા બંધ પરાક્ છે. પ્રત્યકનો અર્થ આંતર થાય છે તથા પરાકનો અર્થ બાહ્ય થાય છે. આત્મા વિષયી છે તથા બંધ વિષય છે. જે પ્રકાશ કરવાવાળો હોય, તે વિષયી કહેવાય છે તથા જેનો પ્રકાશ કરવામાં આવે તે વિષય કહેવાય છે. પ્રત્યકમાં પરાકનો તથા પરાકમાં પ્રત્યકનો અધ્યાસ થતો નથી. જેમ કે પુત્રાદિકની અપેક્ષાથી દેહ પ્રત્યક છે. આથી દેહમાં પુત્રાદિકનો તથા પુત્રાદિમાં દેહનો અધ્યાસ થતો નથી. વિષયમાં વિષયીનો તથા વિષયીમાં વિષયનો અધ્યાસ થતો નથી. જેમ વિષયરૂપ ઘટાદિકમાં વિષયી દીપકનો તથા દીપકમાં ઘટાદિકનો અધ્યાસ થતો નથી, તેમ સાદૃશ્યનો અભાવ થવાથી પ્રત્યક્ વિષયી રૂપ આત્મામાં પરાક વીષયરૂપ બંધનો અધ્યાસ બની શકે નહિ. પ્રત્યક તથા પરાકનો વિરોધ છે, તે જ રીતે વિષયનો તથા વિષયીનો વિરોધ છે, પણ શાદૃશ્ય નથી. માટે બંધનો અધ્યાસ આત્મામાં હોઇ શકે નહિ

## ૪૯ બંધના અધ્યાસમાં પ્રમાતાદિક દોષની અસિદ્ધિ

**વિવરણ**—પ્રમાતાના દોષનો તથા પ્રમાણના દોષનો પણ અભાવ છે. કારણ કે પ્રમાતાથી લઈ સર્વ પ્રપંચો

[illegible]

સિદ્ધાંત છે. આ પ્રમાણે બંધના અધ્યાસવડે પૂર્વ પ્રમાતા પ્રમાણનું સ્વરૂપ અસિદ્ધ છે. માટે બંધનો અધ્યાસ બની શકે નહિ.

ટીકાઃ—વેદાંતનો સિદ્ધાંત છે કે, બ્રહ્મ ચૈતન્યથી ભિન્ન અજ્ઞાન તથા તેના કાર્યરૂપ સ્થૂલ સૂક્ષ્મ પ્રપંચ છે. આ સર્વ ચેતનમાં અધ્યસ્ત છે. આના અંતર્ગત અંતઃકરણરૂપ પ્રમાતા તથા ઇન્દ્રિયરૂપ પ્રમાણ છે. માટે તે પણ અધ્યસ્ત છે. આથી પ્રપંચના અધ્યાસથી પૂર્વે સિદ્ધ નથી. પણ તે ઉપનિષદના નિર્ણિત અર્થરૂપ સિદ્ધાંત છે.

## ૫૦ બંધના અધિષ્ઠાનરૂપ બ્રહ્મના વિશેષરૂપે અજ્ઞાન હોઈ શકે નહિ.

વિવરણ—વળી અધિષ્ઠાનના વિશેષરૂપે કરી અજ્ઞાન બની શકે નહિ. કારણ કે જે બંધનું અધિષ્ઠાન બ્રહ્મ છે, તે સ્વયંપ્રકાશ જ્ઞાનરૂપ છે. સ્વયંપ્રકાશ જ્ઞાનરૂપ બ્રહ્મમાં, સૂર્યમાં જેમ તમ નથી તેમ અજ્ઞાન બની શકે નહિ. જેમ પ્રકાશમાન સૂર્ય તમનો વિરોધી છે, તેમ ચેતન પ્રકાશ તમરૂપ અજ્ઞાનનો વિરોધી છે. અધિષ્ઠાનને અજ્ઞાનરૂપ માનીએ, છતાં બંધનો અધ્યાસ થઈ શકે નહિ. કારણ અત્યંત અજ્ઞાતમાં તેમ જ અત્યંત જ્ઞાતમાં અધ્યાસ થઈ શકે નહિ. પણ અધ્યાસ વિશેષરૂપે કરી અજ્ઞાતમાં તથા સામાન્ય રૂપે કરી જ્ઞાતમાં હોય છે. વળી બ્રહ્મ સામાન્ય તથા વિશેષ ભાવથી રહિત છે અર્થાત્ નિર્વિશેષ છે. આ રીતનો સિદ્ધાંત છે. માટે વિશેષરૂપે કરી અજ્ઞાત તથા સામાન્યરૂપે કરી જ્ઞાત બ્રહ્મ થઈ શકે નહિ. જો અધ્યાસના લોભે કરી બ્રહ્મમાં સામાન્ય વિશેષ ભાવ અંગીકાર કરશો તો સિદ્ધાંતનો ત્યાગ થશે. આ રીતે નિર્વિશેષ જે પ્રકાશરૂપ બ્રહ્મ છે, તેનો વિશેષરૂપે કરી અજ્ઞાન તથા સામાન્ય-

રૂપે કરી જ્ઞાનનો અભાવ થવાથી તેમાં અધ્યાસ હોઈ શકે નહિ. માટે બ્રહ્મમાં બંધ અધ્યાસરૂપ છે, એમ કહેવું બની શકે એમ નથી. પણ બંધ સત્ય રૂપ છે. આ સત્યબંધની જ્ઞાનવડે નિવૃત્તિનો અસંભવ છે. માટે જ્ઞાનદ્વારા મોક્ષરૂપે ગ્રંથનું પ્રયોજન હોઇ શકે નહિ. વળી જ્ઞાનવડે મોક્ષની પ્રાપ્તિ કરાવનારો સિદ્ધાંત યોગ્ય નથી. પણ કર્મવડે મોક્ષ થાય છે. આ વાત એકભવિક વાદની રીતિ પ્રમાણે પ્રતિપાદન કરી છે.

૫૧ કેવળ કર્મવડે મોક્ષની સિદ્ધિ.

## दोहा ।

सत्यबंधकी ज्ञानतैं, निवृत्ति सयुक्त ॥
नित्यकर्म संतत करै, भयो चहै जो मुक्त ॥ ८ ॥

શબ્દાર્થઃ—જ્ઞાનવડે સત્યબંધની નિવૃત્તિ કહેવી, એ સયુક્તિક નથી. જો મનુષ્ય મુક્ત થવા ચહાતો હોય તો તેણે સર્વદા નિત્ય કર્મ કરવાં. ૮

વિવરણઃ—જ્ઞાનવડે સત્ય બંધની નિવૃત્તિ માનવી, તે સયુક્તિક કહેતાં યુક્તિ સહિત નથી. પણ અયુક્ત છે. માટે જે પુરુષ મુક્ત થવા ચહાતો હોય તો તેણે સંતત કહેતાં નિરંતર નિત્ય કર્મ કરવાં. આનો અભિપ્રાય નીચે પ્રમાણે છેઃ—

૫૨ વિવરણ—કર્મ બે પ્રકારનાં છેઃ—એક વિહિત તથા બીજું નિષિદ્ધ. પુરુષની પ્રવૃત્તિને લીધે જેના સ્વરૂપનો વેદે બોધ કર્યો છે તે વિહિત કર્મ કહેવાય. જેણે પુરુષની નિવૃત્તિનો બોધ કર્યો છે, તે નિષિદ્ધ કર્મ કહેવાય. વળી સ્વભાવસિદ્ધ જે ક્રિયા છે, તે કર્મ નથી. કારણ કે વેદે પ્રવૃત્તિ તથા નિવૃત્તિને નિમિત્ત જે બોધ કર્યો છે, તે કર્મ કહેવાય છે. ઉદાસીન

ક્રિયા કર્મરૂપ નથી. માટે કર્મ ત્રણ પ્રકારનાં નથી, પણ બે પ્રકારનાં છે.

ટીકા:—શિષ્ય:-ઉદાસીન ક્રિયા એટલે શું. ગુરુ:—જેનો વેદમાં વિધાન તથા નિષેધ કર્યો નથી, એવી રાગદ્વેષથી રહિત સ્વાભાવિક ગમન શૌચાદિરૂપે જે ક્રિયા, તે ઉદાસીન ક્રિયા છે.

૫૩ વિવરણ–વિહિત કર્મ ચાર પ્રકારનાં છે:–(૧) પ્રાયશ્ચિત્ત, (૨)કામ્ય, (૩)નૈમિત્તિક તથા (૪) નિત્ય. (૧)પાપના નાશને નિમિત્ત વિધાન કરેલું જે કર્મ તે પ્રાયશ્ચિત્ત કહેવાય. જેમકે પ્રમાદથી દ્રવ્યના ગ્રહણજન્ય યતિના પાપનાશને નિમિત્ત દ્રવ્યનો ત્યાગ અથવા તો ત્રણ ઉપવાસ તે પ્રાયશ્ચિત્ત કહેવાય. (૨) ફળને નિમિત્ત વિધાન કરાયલું જે કર્મ, તે કામ્ય કહેવાય. જેમ કે વૃષ્ટિની કામનાને માટે કારીરી યાગ કહ્યો છે તથા સ્વર્ગની કામનાને માટે અગ્નિહોત્ર સોમયાગ આદિ કહેલ છે. (૩) જે કર્મ નહિ કરવાથી પાપ થાય તથા કરવાથી પુણ્ય પાપરૂપ ફળ થતું નથી તથા સર્વદા જેનું વિધાન નથી; પણ કોઇ નિમિત્તને લઇ વિધાન કર્યું હોય, તે કર્મ નૈમિત્તિક કર્મ કહેવાય. જેમકે ગ્રહણ શ્રાદ્ધ. તેમજ અવસ્થાવૃદ્ધ, જાતિવૃદ્ધ, આશ્રમવૃદ્ધ, વિદ્યાવૃદ્ધ, ધર્મવૃદ્ધ તથા જ્ઞાનવૃદ્ધ પુરુષના આગમનથી ઉઠીને નમસ્કાર કરવારૂપ કર્મ છે. વિદ્યા શબ્દથી શાસ્ત્રજ્ઞાનનું ગ્રહણ કરવું તથા જ્ઞાન શબ્દવડે અપરોક્ષ વિદ્યાનું ગ્રહણ કરવું. તેમાં પૂર્વ પૂર્વના કરતાં ઉત્તર ઉત્તર ઉત્તમ છે. (૪) જેના નહિ કરવાથી પાપ થાય, કરવાથી ફળ થતું નથી તથા સર્વદા જેનું વિધાન થાય, તે નિત્યકર્મ કહેવાય. જેમ કે સ્નાન સંધ્યાદિક છે. આ રીતે ચાર પ્રકારનાં વિહિત તથા નિષિદ્ધ મળી કર્મ પાંચ પ્રકારનાં છે.

ટીકા—શિષ્ય:—પ્રમાદ એટલે શું? ગુરુ:—અવશ્ય કરવા

યોગ્ય કાર્યનું વિસ્મરણ તે પ્રમાદ કહેવાય. અથવા તો શાસ્ત્રવડે કરવાયોગ્ય હોય તથા જે કરવાની ઇચ્છા પણ હોય તે કાર્યને ન કરવું તે પ્રમાદ કહેવાય. જેમ કે યતિ અર્થાત્ સંન્યાસીએ દ્રવ્યને ગ્રહણ કરવું નહિ, એમ શાસ્ત્રમાં વિધાન કર્યું છે તથા પોતાને નહિ ગ્રહણ કરવાની ઇચ્છા થાય, છતાં તેમ નહિ કરતાં દ્રવ્યને ગ્રહણ કરવું, તે પ્રમાદ છે. શિષ્યઃ–કારીરી યાગ એટલે શું ? ગુરુઃ—સ્વદેશમાં વૃષ્ટિની કામનાવાળો રાજા પોતાની પ્રજા પાસેથી ધનના વિભાગરૂપ કર લઇ જે યાગ કરે છે અથવા વાંસના અંકુર અર્થાત્ કરીરના હોમવડે જે યાગ, તે કારીરી યાગ કહેવાય. શિષ્યઃ–પૂર્વ પૂર્વથી ઉત્તર ઉત્તર ઉત્તમ છે એમ કહેવાનું શું તાત્પર્ય ? ગુરુઃ—અવસ્થાવૃદ્ધથી જાતિ વૃદ્ધ કહેતાં વર્ણવૃદ્ધ ઉત્તમ છે. વર્ણવૃદ્ધના કરતાં અવસ્થાવૃદ્ધ તથા વર્ણવૃદ્ધ ઉત્તમ છે. અવસ્થા તથા વર્ણવૃદ્ધથી આશ્રમવૃદ્ધ ઉત્તમ છે. આશ્રમવૃદ્ધથી અવસ્થાવૃદ્ધ તથા આશ્રમવૃદ્ધ ઉત્તમ છે. અવસ્થાવૃદ્ધ, આશ્રમવૃદ્ધ તથા વર્ણવૃદ્ધ આ ત્રણેના કરતાં વિદ્યાવૃદ્ધ ઉત્તમ છે. વિદ્યાવૃદ્ધ કરતાં અવસ્થાવૃદ્ધ તથા વિદ્યાવૃદ્ધ ઉત્તમ છે. અવસ્થાવૃદ્ધ તથા વિદ્યાવૃદ્ધ કરતાં વર્ણવૃદ્ધ તથા વિદ્યાવૃદ્ધ ઉત્તમ છે. વર્ણવૃદ્ધ તથા વિદ્યાવૃદ્ધ કરતાં આશ્રમવૃદ્ધ તથા વિદ્યાવૃદ્ધ ઉત્તમ છે. અવસ્થાવૃદ્ધ, વર્ણવૃદ્ધ તથા આશ્રમવૃદ્ધ કરતાં ધર્મવૃદ્ધ ઉત્તમ છે. અવસ્થાવૃદ્ધ તથા ધર્મવૃદ્ધથી વર્ણવૃદ્ધ તથા ધર્મવૃદ્ધ ઉત્તમ છે. વર્ણવૃદ્ધ તથા ધર્મવૃદ્ધ કરતાં આશ્રમવૃદ્ધ ધર્મવૃદ્ધ ઉત્તમ છે. આશ્રમવૃદ્ધ ધર્મવૃદ્ધ કરતાં વિદ્યાવૃદ્ધ ધર્મવૃદ્ધ ઉત્તમ છે. અવસ્થાવૃદ્ધથી લઇ ધર્મવૃદ્ધ પર્યંતના કરતાં જ્ઞાનવૃદ્ધ ઉત્તમ છે. કેવળ જ્ઞાનવૃદ્ધથી અવસ્થાવૃદ્ધ જ્ઞાનવૃદ્ધ ઉત્તમછે. અવસ્થાવૃદ્ધ જ્ઞાનવૃદ્ધ કરતાં વર્ણવૃદ્ધ જ્ઞાનવૃદ્ધ ઉત્તમ છે. વર્ણવૃદ્ધ જ્ઞાનવૃદ્ધ કરતાં આશ્રમવૃદ્ધ જ્ઞાનવૃદ્ધ ઉત્તમ છે. આશ્રમવૃદ્ધ જ્ઞાનવૃદ્ધ કરતાં વિદ્યાવૃદ્ધ જ્ઞાનવૃદ્ધ ઉત્તમ છે. વિદ્યાવૃદ્ધ જ્ઞાનવૃદ્ધ કરતાં ધર્મવૃદ્ધ જ્ઞાનવૃદ્ધ ઉત્તમ છે. અહીં ધર્મ શબ્દવડે શાસ્ત્રોક્ત અર્થના અનુષ્ઠાનનું ગ્રહણ.

કરવું. વિદ્યાવૃદ્ધ શબ્દવડે અધિક શાસ્ત્રાભ્યાસવાળાને ગ્રહણ કરવો તથા જ્ઞાનવૃદ્ધ શબ્દવડે જ્ઞાનનિષ્ઠામાં અધિક આરૂઢને ગ્રહણ કરવો.

૫૪ વિવરણ—મોક્ષની ઈચ્છાવાળાએ કામ્ય તથા નિષિદ્ધ કર્મ કરવાં નહિ. કારણ કે કામ્ય કર્મથી ઉતમ લોકને પમાય છે તથા નિષિદ્ધ કર્મવડે નીચ લોકને પમાય છે. માટે બેઉ લોકનો ત્યાગ કરવો તથા નિત્યકર્મ સદા કરવાં તથા જ્યારે કાંઈ નિમિત્ત હોય ત્યારે નૈમિત્તિક કર્મ પણ કરવાં. કારણ નિત્ય નૈમિત્તિક કર્મ નહી કરવામાં આવે તો પાપ લાગે. માટે પાપને રોકવા માટે નિત્ય નૈમિત્તિક કર્મ કરવાં. નિત્ય નૈમિત્તિકનું ફળ બીજું કાંઇ નથી. તેનું ફળ નીચે પ્રમાણે છેઃ—તેના નહિ કરવાથી પાપ થાય છે તથા તેના કરવાથી કાંઈ થતું નથી. માટે મુમુક્ષુએ નિત્ય નૈમિત્તિક કર્મ અવશ્ય કરવાં.

૫૫ વિવરણ—વળી જો કદાપિ પ્રમાદથી નિષિદ્ધ કર્મ થઇ જાય તો તેના દોષ દૂર કરવા પ્રાયશ્ચિત્ત કરવું. જો નિષિદ્ધ કર્મ નહિ કરવામાં આવે, છતાં જન્માતરના પાપને દૂર કરવા પ્રાયશ્ચિત્ત કર્મ કરવું. પણ તેમાં ભેદ નીચે પ્રમાણે છેઃ—પ્રાયશ્ચિત્ત બે પ્રકારનાં છે.—એક અસાધારણ તથા બીજું સાધારણ. જો કાંઈ પાપવિશેષને દૂર કરવા માટે શાસ્ત્રે વિધાન કર્યું હોય, તે અસાધારણ પ્રાયશ્ચિત્ત કહેવાય. જેમકે ઉપવાસ છે. સર્વ પાપને દૂર કરવા માટે શાસ્ત્રવડે વિધાન કરાયલું જે કર્મ, તે સાધારણ પ્રાયશ્ચિત્ત કહેવાય. જેમકે ગંગાસ્નાન તથા ઈશ્વરના નામનું ઉચ્ચારણ છે. આ સિવાય બીજાં પણ જાણી લેવાં. આ રીતે પ્રાયશ્ચિત્ત બે પ્રકારનાં છે. જો જાણી જોઇને પાપ કરવામાં આવે તો તે પાપનો નાશ કરવા અસાધારણ પ્રાયશ્ચિત્તનો શાસ્ત્રે બોધ કર્યો છે. તેમ જ જે જન્માંતરનાં અજ્ઞાત

પાપ છે, તેનો નાશ કરવા સાધારણ પ્રાયશ્ચિત્ત કરવાં. સાધારણ પ્રાયશ્ચિત્તનો સ્વભાવ નીચે પ્રમાણે છેઃ—જે પાપનો નાશ કરવા શાસ્ત્રે જે પ્રાયશ્ચિત્ત વિધાન કર્યું છે, તે જ પાપ પ્રાયશ્ચિત્તથી દૂર થાય છે, પણ બીજું નહી. વળી જન્માંતરના પાપને માટે એવું જ્ઞાન થતું નથી કે તે કયું પાપ છે તથા કયા પ્રાયશ્ચિત્તથી તે દૂર થશે? માટે સાધારણ પ્રાયશ્ચિત્ત કરવું.

૫૬ **વિવરણ**—સાધારણ પ્રાયશ્ચિત્તથી સર્વ પાપ દૂર થઈ જાય છે. જોકે ગંગા સ્નાનથી લઈ જે સાધારણ પ્રાયશ્ચિત્ત કહ્યું, તે કેવળ પ્રાયશ્ચિત્તરૂપ નથી, પણ કામ્યરૂપ તથા પ્રાયશ્ચિત્તરૂપ છે. કારણ કે ગંગાસ્નાન વડે ઉત્તમ લોકની પ્રાપ્તિ શાસ્ત્રમાં કહેલ છે. તેમ ઈશ્વરના નામોચ્ચારણથી પણ ઉત્તમ લોકની પ્રાપ્તિ કહી છે. માટે તે કામ્યરૂપ કર્મ છે. વળી તે પાપનો નાશ કરે છે, માટે તે પ્રાયશ્ચિત્તરૂપ પણ છે. જેમ અશ્વમેધ બ્રહ્મહત્યાદિ પાપને નાશ કરે છે તથા સ્વર્ગની પ્રાપ્તિરૂપ ફળનો હેતુ છે, તેમ ગંગા સ્નાનાદિક કેવળ પ્રાયશ્ચિત્તરૂપ નથી. માટે ગંગાસ્નાનાદિકવડે ઉત્તમ લોકની પ્રાપ્તિ થાય છે. આ પ્રાપ્તિની ઇચ્છા મુમુક્ષુને હોતી નથી. છતાં જેને ઉત્તમ લોકની ઈચ્છા છે તે તો ગંગા સ્નાનાદિવડે પાપનો નાશ કરી ઉત્તમ લોકને પ્રાપ્ત કરે છે. જેને કોઇ પણ લોકની કામના નથી, તેનાં તો કેવળ પાપ જ નાશ કરે છે. માટે કામના સહિત અનુષ્ઠાન કરવું, તે કામ્યરૂપ પ્રાયશ્ચિત્ત છે. લોક કામના વિના અનુષ્ઠાન કરવું, તે કેવળ પ્રાયશ્ચિત્ત રૂપ છે જેમ વેદાંતમાં સંપૂર્ણ કર્મ સકામ પુરૂષને સંસારના હેતુ રૂપ છે તથા નિષ્કામને અંતઃકરણની શુદ્ધિવડે મોક્ષના હેતુરૂપ છે. તેમ ગંગાસ્નાન તથા ઇશ્વર નામ ઉચ્ચારણમાંથી એક, સકામને કામ્યરૂપ પ્રાય-

શ્ચિત્ત છે તથા નિષ્કામને કેવળ પ્રાયશ્ચિત્તરૂપ છે. માટે મુમુક્ષુએ સાધારણ પ્રાયશ્ચિત્ત કરવું. આ રીતે જન્માંતરનાં સર્વ પાપનો નાશ થાય છે.

૫૭ વિવરણ–તે જ રીતે મુમુક્ષુનાં જન્માંતરનાં કામ્ય કર્મ પણ વંધ્યા સમાન છે. પણ ફળના હેતુ રૂપ નથી. કારણ કે કર્મના અનુષ્ઠાન કાળે પુરુષની ઇચ્છા, ફળના હેતુરૂપે, વેદાંત મતમાં અંગીકાર કરી છે. ઈચ્છા સહિત અનુષ્ઠાન કરવું, તે કર્મ સ્વર્ગાદિ ફળના હેતુરૂપ છે તથા નિષ્કામ અનુષ્ઠાન કરવું, તે સ્વર્ગાદિ ફળના હેતુરૂપ નથી. આ વેદાંતનો સિદ્ધાંત છે. તેમ કર્મની સિદ્ધિ થવા પછી પુરુષની ઇચ્છા ફળના હેતુરૂપ છે. પણ પુરૂષની તે ઈચ્છા જે કાળે પુરુષ મુમુક્ષુ થયો, તે જ કાળે દૂર થઈ ગઈ. માટે જન્માંતરનાં કામ્યકર્મ પણ ફળના હેતુરૂપ નથી. જેમ કોઇ પુરુષે ધનની પ્રાપ્તિની ઇચ્છાથી ધની પુરુષનું આરાધન કર્યું, પણ ધનીની આરાધના કરવા પછી ધનની ઇચ્છા દૂર થઈ જાય તો તેથી તેને ધનની પ્રાપ્તિરૂપ ફળ થતું નથી. તેમ જન્માંતરનાં કામ્યકર્મનું પણ મુમુક્ષુને ઇચ્છાના અભાવથી ફળ થતું નથી. આ રીતે કેવળ અર્થાત્ નિષ્કામ કર્મવડે મોક્ષ થાય છે.

૫૮ વિવરણ—(૧) ઉર્ધ્વ લોક તથા અધો લોકને પમાડનારા કામ્ય તથા નિષ્કામ કર્મ વર્તમાન જન્મમાં જો ન કર્યા હોય તો જન્માંતરનાં પ્રારબ્ધ, નિષિદ્ધ તથા કામ્યનો ભોગવડે નાશ થાય છે. નિત્ય તથા નૈમિત્તિક નહી કરવાથી જે પાપ થાય, તે પાપ, કર્મ કરવાથી મુમુક્ષુને થતું નથી. વળી જન્માંતરનાં સંચિત જે નિષિદ્ધ છે, તેનો સાધારણ પ્રાયશ્ચિત્તથી નાશ થાય છે. જન્માંતરનાં સંચિત કામ્ય કર્મ મુમુક્ષુને ઈચ્છાના

અભાવથી ફળ આપતાં નથી. માટે મુમુક્ષુએ નિત્ય, નૈમિત્તિક તથા પ્રાયશ્ચિત્તરૂપ કર્મ કરવાં તથા વર્તમાન જન્મનું જ્ઞાત નિષિદ્ધ કર્મ હોય તો અસાધારણ પ્રાયશ્ચિત્ત કરવું. (૨). અથવા તો નિત્ય અને નૈમિત્તિક જ કર્મ કરવાં. પણ પ્રાયશ્ચિત્ત કરવું નહિ. કારણ કે જે સંચિત નિષિદ્ધ કર્મ તથા કામ્ય કર્મ છે તે, મુમુક્ષુ પુરુષનાં નાશ થઇ જાય છે. જેમ જ્ઞાનવાનનાં સંચિત કર્મનો નાશ વેદાંત મતમાં અંગીકાર કર્યો છે તેમ નિષિદ્ધ તથા કામ્ય કર્મના ત્યાગવડે નિત્ય તથા નૈમિત્તિક કર્મમાં રહેલો જે મુમુક્ષુ છે, તેનાં સંચિત કર્મનો નાશ થાય છે. (૩). અથવા તો સંચિત જે કામ્ય તથા નિષિદ્ધ કર્મ છે, તે સર્વ મળી એક જન્મનો આરંભ કરે છે. માટે મુમુક્ષુને એક બીજો જન્મ થાય છે. (૪). અથવા યોગીના કાય વ્યૂહની માફક એક જ કાળે સર્વ સંચિત અનંત શરીરનો આરંભ કરેછે. તેથી મુમુક્ષુ ઉત્તર જન્મમાં સર્વનું ફળ ભોગવી લે છે. (૫). અથવા નિત્ય તથા નૈમિત્તિક કર્મના અનુષ્ઠાનથી જે કલેશ થાય છે, તે જન્માંતરના સંચિત નિષિદ્ધ કર્મનું ફળ છે. માટે જન્માંતરનું સંચિત નિષિદ્ધ બીજા જન્મનો આરંભ કરી શકે નહિ. કામ્ય જે સંચિત છે, તે એક જન્મ અથવા એક કાળમાં અનંત શરીરનો આરંભ કરે છે. માટે મુમુક્ષુને ઉત્તર જન્મમાં દુઃખનો લેશ પણ હોતો નથી. કારણ કે જન્માંતરનાં સંચિત જે વિહિત કર્મ છે, તે નિત્ય નૈમિત્તિકના અનુષ્ઠાનના કલેશવડે પૂર્વ જન્મમાં ભોગવી લીધાં આ રીતે પ્રાયશ્ચિત્ત વિના કેવળ નિત્ય તથા નૈમિત્તિક કર્મના અનુષ્ઠાનથી મોક્ષ થાય છે. માટે નૈમિત્તિક કર્મને સમયે નૈમિત્તિક અનુષ્ઠાન કરવું તથા નિત્ય કર્મનું સર્વદા અનુષ્ઠાન કરવું. આ મતને શાસ્ત્રમાં એકભવિક વાદ કહેછે.

ટીકાઃ—સાધારણ પ્રાયશ્ચિત્ત તથા અસાધારણ પ્રાયશ્ચિત્ત કરવામાં અત્યંત શ્રમ જોઈ મુમુક્ષુને સ્વમતમાં અરુચિ થશે. આ કારણથી એક ભવિક વાદી એક અન્ય સુગમ પ્રકાર બીજાપક્ષવડે કહે છે. नाभुक्तं क्षीयते कर्म कल्पकोटिशतैरपि । अवश्यमेव भोक्तव्यं कृतं कर्म शुभाशुभम् ॥ અર્થઃ—સો કોટિ કલ્પોવડે પણ અજ્ઞાનીનું કર્મ ભોગવ્ય વિના તેનો નાશ થતો નથી. પણ કીધેલું જે શુભાશુભ કર્મ છે, તે અવશ્ય ભોગવવા યોગ્ય છે. જો ભોગ વિના કર્મનો નાશ માનીએ તો ઉક્ત શાસ્ત્રવચનનો વિરોધ થશે. આના નિવારણ અર્થે આ ત્રીજો પક્ષ કહ્યો છે. અનંત વિલક્ષણ જન્મને લીધે અનંત કર્મનું ફળ એક જન્મમાં સંભવે નહિ. આ શંકાને લીધે આ ચોથો પક્ષ કહ્યો છે. યોગીના કાય કહેતાં શરીરનો, વ્યૂહ કહેતાં જે સમૂહ તેની માફક એક કાળે અનંત પ્રકારનાં જન્મવડે અનંત પ્રકારનાં સુખની માફક અનંત પ્રકારનાં દુઃખ પણ ઉત્તર જન્મમાં ભોગવવાં પડશે. આના ભયથી મુમુક્ષુની આ મતમાં અપ્રવૃત્તિ થશે. આ કારણથી એક ભવિકવાદી ઉત્તર જન્મમાં મુમુક્ષુને કેવળ સુખનો ભોગ દર્શાવી પોતાના મતમાં પાંચમા પક્ષવડે રુચિ ઉપજાવે છે. એક ભવિકવાદઃ—એક ભવિક કહેતાં એક જન્મનું અથવા મોક્ષના સાધનરૂપ એક જ કર્મનું, વાદ કહેતાં કથન, તે એક ભવિકવાદ કહેવાય.

## ૫૯ બંધનિવૃત્તિ જ્ઞાનદ્વારા ગ્રંથનું પ્રયોજન નથી.

વિવરણ—ઉપર કહેલ સર્વ કારણને લીધે બંધની નિવૃત્તિ, તે જ્ઞાનદ્વારા ગ્રંથનું પ્રયોજન નથી. કારણ કે જે વસ્તુ કોઈ બીજાવડે થાય નહિ, તે મુખ્ય પ્રયોજનરૂપ હોય છે. જેમ કે રૂપનું જ્ઞાન નેત્ર વિના બીજાથી થતું નથી, આથી રૂપજ્ઞાન નેત્રનું પ્રયોજન છે. તે જ રીતે બંધની નિવૃત્તિ ગ્રંથ વિના કર્મથી થાય છે, માટે બંધનિવૃત્તિ ગ્રંથનું પ્રયોજન નથી. આ રીતે ગ્રંથને અધિકારી, વિષય તથા પ્રયોજન હોઇ શકે નહિ.

## ૬૦ સંબંધનું ખંડન.

વિવરણ—અધિકારી આદિના અભાવથી સંબંધ પણ થઇ શકે નહિ. કારણ કે (૧) વિષયના અભાવથી ગ્રંથનો તથા વિષયનો પ્રતિપાદ્ય પ્રતિપાદક ભાવ સંબંધ બની શકે નહિ. (૨) અધિકારી તથા ફળના અભાવથી તેનો પ્રાપ્ય પ્રાપક ભાવ પણ થઈ શકે નહિ. (૩) અધિકારીના અભાવથી તેનો તથા વિચારનો કર્તૃ કર્તવ્ય ભાવ સંબંધ પણ થઇ શકે નહિ. (૪) જ્ઞાનને નિષ્ફળતા હોવાથી ગ્રંથનો તથા જ્ઞાનનો જન્ય જનક ભાવ સંબંધ પણ બની શકે નહિ. સફળ વસ્તુ જન્ય હોય છે તથા પૂર્વે કહેલી રીતિવડે જ્ઞાન સફળરૂપ નથી. (૫) જ્ઞાનના સ્વરૂપનો પણ અભાવ છે. માટે જ્ઞાનનો તથા ગ્રંથનો સંબંધ પણ બને નહિ. કારણ કે જીવ બ્રહ્મના અભેદનિશ્ચયનું નામ સિદ્ધાંતમાં જ્ઞાન છે. આ અભેદનિશ્ચય હોઇ શકે નહિ. કારણ જીવબ્રહ્મનો અભેદ નથી. આ વાત વિષયના નિરાકરણમાં પૂર્વે પ્રતિપાદન કરી છે. માટે અભેદનિશ્ચય રૂપ જ્ઞાન હોઇ શકે નહિ. આ પ્રમાણે અધિકારી આદિ અનુબંધના અભાવથી ગ્રંથનો આરંભ થઇ શકે નહિ.

## ૬૧ પૂર્વ પક્ષીનો ક્રમવડે ઉત્તર--અધિકારીનું મંડન.

વિવરણ—મોક્ષના પ્રથમ અંશની ઇચ્છા બને છે. પૂર્વ પક્ષીએ પ્રથમ કહ્યું કે મોક્ષની ઇચ્છા કોઈને પણ બનતી નથી. કારણ મોક્ષમાં બે અંશ છે:—એક કારણસહિત જગત્‌ની નિવૃત્તિ મોક્ષનો અંશ છે તથા બીજો અંશ બ્રહ્મની પ્રાપ્તિરૂપ છે. આમાં કારણ સહિત જગતની નિવૃત્તિરૂપ મોક્ષના પ્રથમ અંશની ઇચ્છા કોઇને થતી નથી. પણ ત્રણ પ્રકારનાં દુઃખની નિવૃત્તિની ઇચ્છા સર્વ પુરૂષને હોય છે. માટે દુઃખની નિવૃત્તિ

પોત પોતાના ઉપાયથી થઇ જાય છે માટે મૂળ સહિત જગતની નિવૃત્તિની ઇચ્છાવાળો મુમુક્ષુ અધિકારી હોઇ શકે નહિ."

**૬૨ આ પ્રથમ પક્ષનું સમાધાન કહેવામાં આવે છે.**

## दोहा।

**मूलसहित जगहानि बिन, ह्वै न त्रिविधदुःखध्वंस।**
**यातैं जन चाहत सकल, प्रथम मोक्षको अंस ॥९॥**

શબ્દાર્થઃ—અજ્ઞાન સહિત જગતના નાશ વિના ત્રણ પ્રકારના દુઃખનો કદી નાશ થતો નથી. માટે સર્વ મનુષ્ય મોક્ષના પ્રથમ અંશને ચાહે છે. ૯

વિવરણ—મૂળ કહેતાં જગતનું કારણ જે અજ્ઞાન તથા જગતના નાશ વિના ત્રણ પ્રકારના દુઃખનો કોઇ બીજા ઉપાયથી ધ્વંશ કહેતાં નાશ થતો નથી. મૂળ અવિદ્યાના નાશથી સર્વ દુઃખનો, દુઃખના કારણ રોગાદિકનો તથા રોગાદિકના આશ્રયરૂપ શરીરાદિનો નાશ થાય છે. માટે ત્રિવિધ દુઃખના નાશને અર્થે કારણ સહિત જગતની નિવૃત્તિરૂપ મોક્ષના પ્રથમ અંશને સર્વ પુરુષ ચાહે છે. તાત્પર્ય કે જે સર્વ ઓષધાદિક ઉપાય કરવામાં સમર્થ છે, તેને પણ નિયમે કરી દુઃખ દૂર થતું નથી. કોઈ પુરુષને રોગાદિજન્ય દુઃખ ઔષધાદિક ઉપાયથી નાશ થાય છે તથા કોઇના દુઃખનો ઔષધાદિક ઉપાયથી નાશ થતો નથી. માટે ઔષધાદિક ઉપાયથી રોગાદિજન્ય દુઃખની નિયમવડે નિવૃત્તિ થતી નથી. જેને ઔષધાદિક ઉપાયથી દુઃખની નિવૃત્તિ થાય છે, તેને પણ ફરી દુઃખની ઉત્પત્તિ થાય છે. માટે ઔષધાદિક ઉપાયથી દુઃખની અત્યંત નિવૃત્તિ થતી નથી. જેની નિવૃત્તિ થઇ છે, તેની ફરી

ઉત્પત્તિ થતી નથી. આને અત્યંત નિવૃત્તિ કહે છે. ઔષધાદિક ઉપાયથી દુઃખની નિવૃત્તિ નિયમવડે થતી નથી પણ નિવૃત્ત થયા પછી દુઃખની ફરી ઉત્પત્તિ થાય છે. માટે અત્યંત નિવૃત્તિ આ ઉપાયથી થતી નથી. જો દુઃખના સકળ સાધનનો નાશ થાય તો પછી દુઃખ થતું નથી. માટે દુઃખની નિવૃત્તિને અર્થે દુઃખના સાધનની નિવૃત્તિની ઈચ્છા સર્વને થાય છે.

**ટીકાઃ**—શિષ્યઃ–દુઃખના સાધનની નિવૃત્તિની ઇચ્છા કેવી રીતે થાય છે, તે કાંઈ દૃષ્ટાંત હોય તો કહો? ગુરુઃ–જેમ કફકારક પદાર્થના ત્યાગવિના કફ રોગની નિવૃત્તિ થતી નથી. માટે કફ રોગની નિવૃત્તિની ઇચ્છાવાળો 'હું વૈદ્ય પાસે જઈ કફ પદાર્થનો ત્યાગ કરીશ' એવા કફના સાધનની નિવૃત્તિને ઇચ્છે છે. તેજ રીતે દુઃખના સાધનની નિવૃત્તિવિના દુઃખની નિવૃત્તિ થતી નથી. માટે દુઃખની નિવૃત્તિની ઇચ્છાવાળો પુરુષ 'હું શાસ્ત્રરૂપ ગુરુ પાસે જઈ દુઃખના સાધનનો ત્યાગ કરીશ' આવા દુઃખના સાધનની નિવૃત્તિને ઇચ્છે છે.

૬૩ **વિવરણ**—દુઃખનું સાધન અજ્ઞાન તથા તેનું કાર્ય પ્રપંચ છે. આ વાત છાંદોગ્ય ઉપનિષદમાં ભૂમાવિદ્યામાં પ્રસિદ્ધ છે. ત્યાં નીચે પ્રમાણેનો પ્રસંગ છેઃ—એક સમયપર સનત્કુમાર પાસે નારદ મુનિ ગયા. નારદે કહ્યુંઃ—હે ભગવન્! આત્મજ્ઞાની પુરૂષને શોક થતો નથી. હું શોક સહિત છું, માટે હું અજ્ઞાની છું. મને કંઈ એવો ઉપદેશ કરો કે, જેથી મારું અજ્ઞાન દૂર થાય. ત્યારે સનત્કુમારે નારદને કહ્યુંઃ—હે નારદ! ભૂમા શોક રહિત છે તથા સુખરૂપ છે. આ ભૂમાથી સર્વ તુચ્છ રૂપ છે તથા દુઃખના સાધનરૂપ છે. અહીં ભૂમા એ નામ બ્રહ્મનું છે. આ રીતે બ્રહ્મથી ભિન્ન સર્વ વસ્તુ દુઃખના સાધનરૂપ કહેવાય છે. અજ્ઞાન તથા તેનું કાર્ય બ્રહ્મથી ભિન્ન છે;

માટે તે દુઃખનું સાધન છે. આની નિવૃત્તિ થવાથી સર્વ દુઃખની નિયમવડે અત્યંત નિવૃત્તિ થાય છે. માટે સકલ દુઃખની નિવૃત્તિ અર્થ અજ્ઞાન સહિત પ્રપંચની નિવૃત્તિરૂપ મોક્ષના પ્રથમ અંશની ઇચ્છા હોય છે.

**ટીકાઃ**—શિષ્યઃ-જે વસ્તુનો પૂર્વે અનુભવ કર્યો હોય, તેની ઇચ્છા થાય છે, આ રીતનો નિયમ છે. બ્રહ્મરૂપ અધિષ્ઠાનના જ્ઞાનવડે અજ્ઞાન સહિત પ્રપંચની નિવૃત્તિનો અનુભવ મુમુક્ષુને પૂર્વે કોઇ કાળે થયો નથી. માટે તેને અજ્ઞાન સહિત પ્રપંચની નિવૃત્તિની ઇચ્છા હોઇ શકે નહિ. ગુરુઃ—ના, તેમ થઇ શકે નહિ. કારણકે અનુભવ કરેલી વસ્તુની જ ઇચ્છા થાય છે, એવો કાંઈ નિયમ નથી. પણ અનુભવ કરેલ વસ્તુના સજાતીયની ઇચ્છા થાય છે, આવો નિયમ છે. જો અનુભવ કરેલી વસ્તુની ઇચ્છા થતી હોય તો ભુક્ત ભોજનમાં ફરી પ્રવૃત્તિ થવી જોઇએ, પણ થતી નથી. પણ સજાતીયની અથવા તેથી વિલક્ષણ અન્ય ભોજનની ઇચ્છા થાય છે. જેમ અજ્ઞાન સહિત પ્રપંચનો અધિષ્ઠાન બ્રહ્મ છે, તેમ કલ્પિત સર્પાદિકના અધિષ્ઠાન રજ્જુ આદિ છે. આથી તેઓ અધિષ્ઠાનતાને લીધે પરસ્પર સજાતીય છે. તેમ જ સર્પાદિની નિવૃત્તિ તથા અજ્ઞાન સહિત પ્રપંચની નિવૃત્તિ પણ પરસ્પર સજાતીય છે. જેમ રજ્જુ આદિકના જ્ઞાનવડે સર્પાદિના જ્ઞાનની નિવૃત્તિ મુમુક્ષુને અનુભવાય છે તેમ તેના સજાતીય બ્રહ્મના જ્ઞાનવડે અજ્ઞાન સહિત પ્રપંચની નિવૃત્તિની ઇચ્છા થાય છે.

૬૪ **વિવરણ**—(મોક્ષના દ્વિતીય અંશની ઇચ્છા બનેછે.)

**પૂર્વ પક્ષીએ વિવરણ ૩૭ મામાં કહ્યું છે કે " જે વસ્તુનો અનુભવ કર્યો હોય છે તેની પ્રાપ્તિની ઈચ્છા થાય છે. બ્રહ્મનો અનુભવ કોઇએ કર્યો નથી, માટે બ્રહ્મની પ્રાપ્તિરૂપ મોક્ષના દ્વિતીય અંશની ઇચ્છા કોઇને થતી નથી." આના સમાધાનમાં ગુરૂ કહે છે કે,**

## दोहा।

**क्रिय अनुभव सुखको सबहि, ब्रह्म सुन्यो सुखरूप।**
**ब्रह्मप्राप्ति या हेतुतैं, चहत विवेकीभूप ॥ १० ॥**

શબ્દાર્થ:–સર્વ પુરુષે સુખનો અનુભવ કર્યો છે, માટે સુખની ઈચ્છા સર્વને છે. "બ્રહ્મ નિત્ય સુખ સ્વરૂપ છે' આવું સત્ શાસ્ત્રમાં સાંભળ્યું છે. માટે વિવેકીભૂપ કહેતાં ઉત્તમ વિવેકી, સુખ સ્વરૂપ બ્રહ્મની પ્રાપ્તિને ઇચ્છે છે. ૧૦

**ટીકા**:—આ સમાધાન નીચે પ્રમાણે છે.:-

શિષ્ય:—બ્રહ્મની પ્રાપ્તિની ઇચ્છા કેવી રીતે બની શકે? ગુરૂ:–જો અનુભવ કરેલ વસ્તુ માત્રની ઇચ્છા થતી હોય તો અનુભવ કીધેલ રોગાદિ નિમિત્તથી ઉત્પન્ન થયેલ દુ:ખ તથા તેના સાધન રોગાદિરૂપ પ્રતિકૂલ વસ્તુની ઇચ્છા પણ થવી જોઈએ, પણ થતી નથી. માટે અનુભવ કરેલ સુખ તથા સુખના સાધનરૂપ અનુકૂલ વસ્તુની ઇચ્છા થાય છે. તેમાં પણ અનુભવ કરેલ અનુકૂલ વસ્તુના સજાતીયની ઇચ્છા થાય છે. આ રીતનો નિયમ છે. બુદ્ધિમાં બ્રહ્માનંદના પ્રતિબિંબરૂપ વિષય સુખનો અનુભવ સર્વેએ કર્યો હોય છે તથા તેના સજાતીય બિંબભૂત સુખરૂપ બ્રહ્મ શાસ્ત્રમાં સાંભળ્યું છે, માટે બ્રહ્મની પ્રાપ્તિની ઇચ્છા બને છે.

## दोहा।

**केवल सुख सब जन चहैं, नहीं विषयकी चाह।**
**अधिकारी यातैं बनै, है जु विवेकीनाह ॥ ११ ॥**

૬૫ શબ્દાર્થ:–કેવળ સુખની ઇચ્છા જેને થાય છે, પણ વિષયની ઇચ્છા થતી નથી, તે અધિકારી થાય છે. આ રીતે અધિકારી થવાથી તે વિવેકી બનેછે. બીજો બનતો નથી.૧૧

વિવરણ—"પૂર્વે ૩૮ મા વિવરણમાં કહ્યું કે, સર્વ પુરુષ વિષયજન્યસુખને ચાહે છે. આ વિષયજન્ય સુખ મોક્ષમાં પ્રાપ્ત થતું નથી. પણ જગતમાં પ્રાપ્ત થાય છે. માટે મોક્ષની ઈચ્છાવાળા અધિકારીના અભાવથી ગ્રંથનો આરંભ નિષ્ફળ છે." આ રીતની જો કોઇ શંકા કરે તો તેને એમ પૂછવું કે, (૧) શું કોઇ મુમુક્ષુ નથી? અથવા (૨) મુમુક્ષુ છે, પણ તેની ગ્રંથમાં પ્રવૃત્તિ શું નથી થતી?

(૧) જો કોઈ એમ કહે કે, મુમુક્ષુ નથી, તો તેમ બની શકે નહી. કારણ કે સર્વ પુરુષ સર્વ દુઃખનો નાશ તથા નિત્ય સુખની પ્રાપ્તિ ચાહે છે. આ સર્વ દુઃખનો નાશ તથા નિત્યસુખની પ્રાપ્તિરૂપ મોક્ષ છે. માટે સર્વ પુરૂષ મુમુક્ષુ છે. વળી એમ કહ્યું કે, વિષયજન્ય સુખ ચાહે છે તેમ પણ થઈ શકે, નહિ. પણ સુખ માત્રને ચાહે છે. પછી તે સુખ વિષયથી હોય અથવા વિષય વિના હોય. જો વિષયજન્ય સુખને જ ચાહે તો સુષુપ્તિના સુખની ઈચ્છા થવી જોઇએ નહિ. સુષુપ્તિનું સુખ વિષયજન્ય નથી. માટે સુખ માત્રને ચાહે છે. કેવળ વિષયજન્યને નહિં. પણ આત્મસુખને ચાહે છે તથા વિષયજન્યને ચાહતા નથી. કારણ કે સર્વ પુરુષને ન્યૂન અથવા અધિક વિષયસુખ પ્રાપ્ત પણ હોય છે. પણ સર્વને સદા એવી ઇચ્છા રહે છે કે, મને એવું સુખ પ્રાપ્ત થાય કે, જે સુખનો કદી નાશ થાય નહિ. આવું સુખ આત્મસ્વરૂપ મોક્ષ છે. માટે સર્વ પુરૂષ મુમુક્ષુ છે. પણ કોઈ મુમુક્ષુ નથી, એમ કહેવું બની શકે નહી.

**૬૬ મુમુક્ષુની સિદ્ધિવડે ગ્રંથના આરંભની સફળતા.**

**વિવરણ**—" વળી જે એમ કહ્યું કે, મુમુક્ષુ તો છે, પરંતુ ગ્રંથમાં પ્રવૃત્તિ થતી નથી. માટે ગ્રંથનો આરંભ નિ-

ષ્ફળ છે." આની શંકા કરનારને પૂછવું કે, (૧) ગ્રંથ મોક્ષના સાધનરૂપ નથી, માટે શું ગ્રંથમાં પ્રવૃત્તિ થતી નથી ? (૨) અથવા ગ્રંથ શિવાય બીજું પણ કંઈ સાધન છે, જેમાં પ્રવૃત્તિ થવાથી ગ્રંથમાં પ્રવૃત્તિ થતી નથી ? (૩) અથવા જે શમાદિવડે ગ્રંથમાં અધિકાર કહ્યો, તે શમાદિના જ્ઞાનને યોગ્ય કોઇ અધિકારી નથી, માટે શું ગ્રંથમાં પ્રવૃત્તિ થતીનથી? આ ત્રણમાં પ્રથમ એમ કહ્યું કે, ગ્રંથમાં મોક્ષનું સાધન નથી, એ વાત બને જ નહિ. કારણ મોક્ષ જ્ઞાનવડે નિયમે કરી થાયછે. આ રીતનો વેદાંતનો સિદ્ધાંત છે. આ જ્ઞાન શ્રવણવડે થાય છે. વળી શ્રવણ બે પ્રકારનાં છે. એક વેદાંતવાકય તથા શ્રોત્રના સંયોગરૂપ છે તથા બીજું વેદાંત વાકયના વિચારરૂપ છે. જ્ઞાનના હેતુરૂપ પ્રથમ શ્રવણ છે, પણ બીજું નથી. કારણ કે શબ્દજન્ય જ્ઞાનમાં ઇન્દ્રિયની સાથે શબ્દનો સંયોગ સર્વત્ર હેતુ છે. માટે વેદાંતવાકય તથા શ્રોત્રના સંયોગરૂપ શ્રવણ બ્રહ્મજ્ઞાનના હેતુંરૂપ છે. અવાંતર વાકયનું શ્રવણ પરોક્ષ જ્ઞાનના હેતુરૂપ છે તથા મહા વાકયનું શ્રવણ અપરોક્ષ જ્ઞાનનો હેતુ છે. આ વાત પૂર્વે પ્રતિપાદન કરી છે. જેને જ્ઞાન હોવા છતાં અસંભાવના તથા વિપરીત ભાવના થાય તો તેણે બીજીવાર શ્રવણ, મનન તથા નિદિધ્યાસન કરવું. વેદાંત વાકયના વિચારરૂપી શ્રવણથી વેદાંત વાકયમાં થતી અસંભાવના દૂર થાય છે. અહીં વેદાંતવાકય બ્રહ્મનું પ્રતિપાદક છે અથવા બીજા અર્થનું પ્રતિપાદક છે, એવો જે સંશય, તે વેદાંતવાકયની અસંભાવના છે. આ સંભાવના વિચારવડે દૂર થાય છે. વળી મનનવડે પ્રમેયની અસંભાવના દૂર થાય છે. જીવ બ્રહ્મની એકતા વેદાંતનું પ્રમેય કહેવાય છે. આ એકતા સત્ય છે અથવા જીવ બ્રહ્મનો ભેદ સત્યછે, આવો જે સંશય, તે પ્રમેયની અસંભાવના કહેવાય. આ સં-

શય મનનવડે દૂર થાય છે. વિપરીત ભાવના નિદિધ્યાસન-વડે દૂર થાય છે. આ રીતે પ્રથમ શ્રવણ જ્ઞાનદ્વારા મોક્ષના હેતુરૂપ છે તથા વિચારરૂપ શ્રવણ, મનન તથા નિદિધ્યાસન, અસંભાવના તથા વિપરીત ભાવનાની નિવૃત્તિદ્વારા મોક્ષના હેતુરૂપ છે. વેદાંત નામ ઉપનિષદનું છે. તે જો કે આ ગ્રંથથી ભિન્ન છે, છતાં તેના સમાન અર્થવાળું ભાષાવાક્ય આ ગ્રંથમાં છે. આના શ્રવણથી પણ જ્ઞાન થાય છે. આ વાત આગળ પ્રતિપાદન કરીશું. આ રીતે જ્ઞાનદ્વારા ગ્રંથ મોક્ષના હેતુરૂપ છે. તેમ જ વિચારરૂપ તથા મનનરૂપ આ ગ્રંથ છે. માટે અસંભાવના દોષની નિવૃત્તિદ્વારા તે મોક્ષનો હેતુ છે. માટે ગ્રંથવડે મોક્ષ થતો નથી, આ કેવળ હઠ માત્ર છે.

**ટીકા:**—શિષ્ય:-શ્રવણ બે પ્રકારનાં શી રીતે કહેવાય? ગુરૂ-અંગ અંગી ભેદથી શ્રવણ બે પ્રકારનાં છે. તેમાં દ્વિતીય શ્રવણ પ્રથમ શ્રવણનું ઉપકારક છે. માટે દ્વિતીય શ્રવણ, અંગ (સાધન) શ્રવણ કહેવાય તથા પ્રથમ શ્રવણ ઉપકાર્ય છે, માટે અંગી (ફળ) શ્રવણ કહેવાય.

૬૭ **વિવરણ:**—વળી જે એમ કહેવામાં આવ્યું કે, "ગ્રંથવડે મોક્ષ થાય, તેમ જ બીજાં સાધનવડે મોક્ષ થાય છે, માટે ગ્રંથનો આરંભ નિષ્ફળ છે." આવી શંકા કરનારને પૂછવું કે, બીજું સાધન કયું છે કે, જેથી મોક્ષ થાય છે? વળી જો એમ કહે કે, જીવ બ્રહ્મની એકતાના પ્રતિપાદક ઉપનિષદ્ સૂત્ર ભાષ્ય આદિ સંસ્કૃત ગ્રંથ અનેક છે. તેનાથી પણ જ્ઞાનદ્વારા મોક્ષ થાય છે. માટે આથી બીજો ભિન્ન અધિકારી નથી, જેથી આ ગ્રંથ નિષ્ફળ છે. આ વાત જો કે સત્ય છે, છતાં તેનો અર્થ ગ્રહણ કરવામાં જેની બુદ્ધિ સમર્થ નથી, એવો જે મુમુક્ષુ હોય છે તેને તેવડે જ્ઞાન થતું નથી. આથી મંદબુદ્ધિ

મુમુક્ષુની તેમાં પ્રવૃત્તિ થતી નથી. પણ આ ગ્રંથમાં તેની પ્રવૃત્તિ થશે.

૬૮ **વિવરણ**—વળી એમ કહેવામાં આવ્યું છે કે, ગ્રંથવડે મોક્ષ પણ થાય છે તથા સંસ્કૃત ગ્રંથવડે મંદ બુદ્ધિને બોધ થતો નથી, તેમ જ મુમુક્ષુ હોવા છતાં તેની ગ્રંથમાં પ્રવૃત્તિ થતી નથી. કારણકે જે વિવેક વૈરાગ્ય શમાદિવાળો અધિકારી કહ્યો, તે દુર્લભ છે. માટે પોતામાં સાધનનો અભાવ જોઇ ગ્રંથમાં પ્રવૃત્તિ થતી નથી. આવી રીતની જે કોઇ શંકા કરતું હોય, તેને પૂછવું કે, શું અનેક અધિકારી નથી અથવા કોઈ પણ નથી ? જો તે એમ કહે કે, અનેક અધિકારી નથી તો તે વાત અમે પણ અંગીકાર કરીએ છીએ. વળી જો એમ કહે કે, કોઈ પણ જ્ઞાનનો યોગ્ય અધિકારી નથી તો તે વાત સંભવિત નથી. કારણકે અંતઃકરણમાં ત્રણ દોષ હોય છે. એક મળ, બીજો વિક્ષેપ તથા ત્રીજું સ્વરૂપનું આવરણ મળનો અર્થ પાપ થાય છે, વિક્ષેપનો અર્થ ચંચળતા છે તથા આવરણનો અર્થ અજ્ઞાનતા છે. શુભ કર્મથી મળદોષ દૂર થાય છે, ઉપાસનાથી વિક્ષેપદોષ દૂર થાય છે તથા જ્ઞાનવડે આવરણદોષ દૂર થાય છે. જેના અંતઃકરણમાં મળ તથા વિક્ષેપદોષ છે, તે અધિકારી નથી, પણ આ જન્મમાં તથા પૂર્વ જન્મમાં શુભ કર્મ તથા ઉપાસનાના અનુષ્ઠાનથી જેના મળ તથા વિક્ષેપદોષ નાશ થયા છે, તે જ જ્ઞાનયોગ્ય અધિકારી છે તથા તેની જ ગ્રંથમાં પ્રવૃત્તિ બની શકે છે.

**ટીકાઃ**—શિષ્યઃ-અધિકારી કેટલા પ્રકારના છે ? ગુરૂ-અધિકારી બે પ્રકારના છેઃ-કૃતોપાસન તથા અકૃતોપાસન. સગુણ બ્રહ્મની સંપૂર્ણ ઉપાસના, જે પુરુષે કરી છે તે કૃતોપાસન છે. તેનામાં શાસ્ત્રોક્ત સાધન જણાય છે. જેની જ્ઞાનપૂર્વક સગુણ

ઉપાસના અપૂર્ણ છે, તે પુરુષ અકૃતોપાસન છે. તેનામાં સર્વ સાધન પ્રસિદ્ધ રીતે જણાતાં નથી, પણ કેટલાંક સાધન પ્રસિદ્ધ જોવાય છે તથા કેટલાંક ગૌણુ રહે છે માટે તેને, ચિત્તની એકાગ્રતાનો અભાવ હોવાથી જ્ઞાન ઉત્પન્ન થયા પછી વિપરીત ભાવના રહે છે, જેથી તેના નિવારણુ અર્થે નિદિધ્યાસન કર્તવ્ય છે.

## ૬૯ પામર તથા વિષયી પુરુષનું લક્ષણુ.

વિવરણુઃ—વળી પૂર્વે એમ કહ્યું કે, સર્વને વિષયસુખ-માં બુદ્ધિ હોય છે. પણુ નિત્ય સુખને કોઇ ચહાતું નથી. આ બની શકે નહી; કારણુ કે પુરુષ ચાર પ્રકારના છે. (૧) પામર, (૨) વિષયી, (૩) જિજ્ઞાસુ તથા (૪) મુક્ત. આ લોકના નિષિદ્ધ તથા વિહિત ભોગમાં આસક્ત શાસ્ત્રસંસ્કાર રહિત જે પુરુષ છે, તે પામર કહેવાય. શાસ્ત્રના અનુસાર વિષયને ભોગવતો છતો પરલોકના તથા આ લોકના ભોગને માટે જે કર્મ કરે, તે વિષયી કહેવાય.

ટીકાઃ–શિષ્યઃ–પામર કેટલા પ્રકારના છે તથા વિષયી કેટલા પ્રકારના છે? ગુરુઃ–ઉત્તમ, મધ્યમ તથા કનિષ્ઠના ભેદથી પામર ત્રણુ પ્રકારના છે. જે શાસ્ત્રવેત્તા છતાં આ લોકના જ ભોગમાં આસક્ત છે, તે ઉત્તમ પામર છે, જે અશાસ્ત્રવેત્તા છતાં અન્યના મુખવડે શ્રવણુ કરેલા શાસ્ત્રના અર્થમાં અવિશ્વાસ રાખી આ લોકના જ ભોગમાં આસક્ત હોય છે, તે મધ્યમ પામર છે. જે સર્વથા શાસ્ત્ર સંસ્કાર રહિત હોવાથી આ લોકના જ ભોગમાં આસક્ત છે, તે કનિષ્ઠ પામર છે, આ રીતે ઉત્તમ, મધ્યમ તથા કનિષ્ઠના ભેદથી વિષયી પણુ ત્રણુ પ્રકારના છે. જે વૈકુંઠ વા બ્રહ્મલોકની ઇચ્છાવડે સકામ ઉપાસનામાં પ્રવૃત્ત થાય છે, તે ઉત્તમ વિષયી છે. જે સ્વર્ગ લોકની ઇચ્છાવડે સકામ કર્મમાં પ્રવૃત્ત થાય છે તે મધ્યમ વિષયી છે તથા જે આ લોકમાં

રહેલા રાજ્ય ભોગાદિકની ઈચ્છાવડે પુણ્યથી કર્મમાં પ્રવૃત્ત થાય છે, તે કનિષ્ઠ વિષયી છે.

## ૭૦ જિજ્ઞાસુનું લક્ષણ.

વિવરણઃ—જે પુરુષને ઉત્તમ સંસ્કારવડે ષટ્શાસ્ત્રનું શ્રવણ થાય એવો જે પુરુષ, તે જિજ્ઞાસુ કહેવાય. આવા ઉત્તમ જિજ્ઞાસુને નિચે પ્રમાણેનો વિવેક થાય છે. વિષયસુખ અનિત્ય છે. જેટલો કાળ વિષયસુખ હોય છે, તેટલા સમયમાં પણ કાંઇ દુઃખ અવશ્ય રહે છે તથા પરિણામે વિનાશી સુખ દુઃખના હેતુરૂપ હોય છે તથા વર્ત્તમાન કાળે પણ નાશના ભયથી દુઃખના હેતુરૂપ છે. આ રીતે વિષયસુખનો દુઃખવડે ગ્રાસ થયેલો છે, માટે તે દુઃખરૂપ જ છે. વળી દુઃખની નિવૃત્તિ લૌકિક ઉપાયોવડે થતી નથી; કારણ કે જે ઉપાય કરવામાં આવે છે, તેનાથી પણ સમગ્ર દુઃખ નિવૃત્ત થતું નથી. તેમ જ નિવૃત્ત થવા છતાં ફરી થાય છે. વળી જેટલો સમય શરીર છે, તેટલો સમય દુઃખની નિવૃત્તિ સંભવતી નથી. કારણ કે શરીર કેવળ પુણ્ય તથા પાપવડે ઉત્પન્ન થએલું છે. મનુષ્યશરીર મિશ્રિત કર્મના ફળરૂપ છે, એ પ્રસિદ્ધ છે. દેવશરીર પણ મિશ્રિત કર્મના ફળરૂપ છે. જો કેવળ પુણ્યનું ફળ દેવશરીર-રૂપ હોય તો પોતાથી અધિક અન્ય દેવની વિભૂતિ જોઇ, દેવને જે પરિતાપ થાય છે, તે થવો જોઈએ નહીં. સર્વ દેવમાં પ્રધાન જે ઇંદ્રિ, તેને પણ અનેક દૈત્ય દાનવોના ભયથી ઉત્પન્ન થયલું દુઃખ, શાસ્ત્રમાં કહ્યું છે. જો દેવશરીર કેવળ પુણ્યના જ ફળરૂપ હોય તો દેવને દુઃખ થવું જોઇએ નહીં. માટે દેવ-શરીર પણ પુણ્યપાપના ફળરૂપ છે. વળી શ્રુતિમાં એમ કહ્યું છે કે, દેવતા પાપ રહિત છે. આમ કહેવાનો અભિપ્રાય એ છે કે, કર્મનો અધિકાર કેવળ મનુષ્યશરીરમાં છે, પણ બીજામાં

નથી. માટે દેવશરીરવડે કરાયલું જે શુભ અથવા અશુભ કર્મ, તેનું ફળ દેવને થતું નથી. વળી દેવશરીરવડે પૂર્વ-શરીરમાં કરાયલું જે શુભ અથવા અશુભ કર્મ, તેનું ફળ તો દેવશરીરમાં પણ હોય છે. આ રીતે દેવશરીર મિશ્રિત કર્મના ફળરૂપ છે. વળી તિર્યક્ પશુ પક્ષીનું શરીર પણ મિશ્રિત કર્મના ફળરૂપ છે. કારણ કે તેને જે દુઃખ થાય છે, તે પાપના ફળરૂપ હોય છે તથા મૈથુનાદિકનું જે સુખ થાય છે, તે પુણ્યના ફળ-રૂપ છે. અહિં ઉદરવડે ગમન કરનારાં પ્રાણીને તિર્યક્ કહે-વામાં આવે છે. પાંખવડે ગમન કરનારને પક્ષી કહેવામાં આવે છે. ચાર પગવડે ગમન કરનારને પશુ કહેવામાં આવે છે તથા કેટલેક સ્થળે પશુ પક્ષી બંનેને તિર્યક્ કહેવામાં આવે છે. આ રીતે સર્વ શરીર પાપ તથા પુણ્યથી રચાયલાં છે.

કેટલાંક શરીર ઓછું પાપ તથા અધિક પુણ્યથી રચાય-લાં હોય છે. જેવાં કે દેવ શરીર. પોતપોતાનાં જે પુણ્ય હોય છે, તેમાં ન્યૂન પાપ તથા અધિક પુણ્યથી રચાયલું શરીર, દેવશરીર કહેવાય છે. આ અભિપ્રાયથી જ શાસ્ત્રમાં કેવળ પુણ્યનું ફળ દેવશરીર કહ્યું છે, તેમાં વિરોધ નથી. જેમકે અનેક બ્રાહ્મણવડે વસાયલું ગામ બ્રાહ્મણગ્રામ કહેવાય છે, તેમ આધક પુણ્યના ફળરૂપ હોવાથી દેવશરીર કેવળ પુણ્ય-ના ફળરૂપ કહેવાય છે. પણ ખરું જોતાં કેવળ પુણ્યના ફળ-રૂપ નથી. તિર્યક્ પશુ પક્ષીનું શરીર અધિક પાપ તથા ન્યૂન પુણ્યથી રચાયલું છે. જે ઉત્તમ મનુષ્ય છે, તેની દેવસમાન રીતિ હોય છે તથા નીચની સર્પાદિ સમાન રીતિ હોય છે. આ રીતે સર્વ શરીર પાપ પુણ્યથી રચાયલાં છે. વળી પાપનું ફળ દુઃખ હોય છે; માટે જ્યાં સૂધી શરીર રહે છે, ત્યાં સૂધી દુઃખની નિવૃત્તિ થતી નથી. આ શરીર ધર્મ તથા અધર્મના

ફળરૂપ હોય છે. માટે તે બેઉની નિવૃત્તિ વિના શરીરની નિવૃત્તિ થતી નથી; કારણકે વર્તમાન શરીર જતું રહેવા છતાં પુણ્ય પાપવડે બીજું શરીર થશે. માટે પુણ્ય પાપની નિવૃત્તિ વિના કદી શરીરની નિવૃત્તિ કહેવાય નહી.

આ પુણ્ય તથા પાપ રાગદ્વેષના નાશ વિના દૂર થતું નથી; કારણ કે વર્તમાન પુણ્યપાપના ભોગવડે નિવૃત્તિ થવા છતાં પણ રાગદ્વેષવડે બીજું પુણ્ય પાપ થશે, માટે રાગદ્વેષની નિવૃત્તિ વિના પુણ્ય પાપ દૂર થતું નથી. આ રાગદ્વેષ અનુકૂળ જ્ઞાન તથા પ્રતિકૂળ જ્ઞાનવડે થાય છે. જેમાં અનુકૂળ જ્ઞાન હોય, તેમાં રાગ થાય છે તથા જેમાં પ્રતિકૂળ જ્ઞાન હોય, તેમાં દ્વેષ થાય છે. માટે અનુકૂળ જ્ઞાન તથા પ્રતિકૂળ જ્ઞાનની નિવૃત્તિ વિના રાગદ્વેષની નિવૃત્તિ થતી નથી.

આ અનુકૂળ જ્ઞાન તથા પ્રતિકૂળ જ્ઞાન ભેદજ્ઞાનવડે થાય છે; કારણ કે વસ્તુને તેના પોતાના સ્વરૂપથી ભિન્ન જો જાણીએ તો તેમાં અનુકૂળ જ્ઞાન અથવા પ્રતિકૂળ જ્ઞાન થાય છે. પોતાના સ્વરૂપમાં અનુકૂળ જ્ઞાન તથા પ્રતિકૂળ જ્ઞાન થતું નથી. વળી સુખનાં સાધનોનું નામ અનુકૂળ છે તથા દુઃખના સાધનનું નામ પ્રતિકૂળ છે. પોતાના સ્વરૂપરૂપે સુખનું અથવા દુઃખનું સાધન નથી. જો કે તે સુખરૂપે હોયછે, છતાં સુખનાં સાધનરૂપ નથી. માટે સ્વરૂપથી ભિન્ન જે વસ્તુ જાણી છે, તેમાં અનુકૂળ જ્ઞાન તથા પ્રતિકૂળ જ્ઞાન થાય છે. આ રીતે પદાર્થમાં મૂળ સ્વરૂપથી જે ભેદજ્ઞાન, તે અનુકૂળ તથા પ્રતિકૂળ જ્ઞાનના હેતુરૂપ છે. આ ભેદજ્ઞાનની નિવૃત્તિ વિના અનુકળ જ્ઞાન તથા પ્રતિકૂળ જ્ઞાનની નિવૃત્તિ થતી નથી.

આ ભેદજ્ઞાન અવિદ્યાજન્ય હોય છે; કારણ કે સર્વ પ્રપંચ તથા તેનું જ્ઞાન સ્વરૂપના અજ્ઞાનકાળમાં હોય છે. આ વાત સર્વ વેદ તથા શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે. આ રીતે સંપૂર્ણ દુઃખના હેતુરૂપે સ્વરૂપનું અજ્ઞાન છે. આ સ્વરૂપનું અજ્ઞાન સ્વરૂપના જ્ઞાન વિના દૂર થતું નથી. કારણ કે જે વસ્તુનું અજ્ઞાન થાય, તે અજ્ઞાન તેના જ્ઞાનવડે દૂર થાય છે. જેમ રજ્જુનું અજ્ઞાન રજ્જુના જ્ઞાનવડે દૂર થાય છે, પણ બીજાથી નહી. માટે સ્વરૂપનું જ્ઞાન જ અજ્ઞાનની નિવૃત્તિદ્વારા દુઃખની નિવૃત્તિના હેતુરૂપ છે. વળી સ્વરૂપના જ્ઞાનવડે બ્રહ્મની પ્રાપ્તિ થાય છે. આ બ્રહ્મ નિત્ય, આનંદ સ્વરૂપ તથા દુઃખના સંબંધથી રહિત છે. માટે સ્વરૂપજ્ઞાનવડે નિત્ય તથા દુઃખના સંબંધથી રહિત બ્રહ્મસ્વરૂપ આનંદની પ્રાપ્તિ થાય છે. આ રીતે દુઃખની નિવૃત્તિ તથા પરમાનંદની પ્રાપ્તિના હેતુરૂપ સ્વરૂપજ્ઞાન છે. માટે સ્વરૂપ જાણવા યોગ્ય છે. આવો જેને વિવેક હોય, તે જિજ્ઞાસુ કહેવાય છે. સ્થૂલ, સૂક્ષ્મ તથા કારણ શરીરથી ભિન્ન જે પોતાનું સ્વરૂપ, તેનું બ્રહ્મરૂપે કરી અપરોક્ષ જ્ઞાન જેને થાય, તે મુકત કહેવાય છે. આ રીતે ચાર પ્રકારના પુરુષ છે.

**ટીકાઃ**–શિષ્યઃ–કર્મનો અધિકાર કેવળ મનુષ્યશરીરમાં છે પણ બીજામાં નથી, એમ કેમ કહ્યું ? ગુરૂઃ–પરમેશ્વરની ભક્તિ, દયા, સત્ય તથા જ્ઞાનાદિક શુભ ગુણનો મનુષ્ય માત્રને અધિકાર હોય છે. વળી વર્ણાશ્રમના કર્મનો વર્ણાશ્રમવાળા મનુષ્યને જ યથાયોગ્ય કર્મનો અધિકાર હોય છે, માટે દેવ તથા તિર્યક્ પશુ પક્ષીને ક્રમે કરી સર્વજ્ઞતા તથા અજ્ઞતારૂપ હેતુને લીધે જ્ઞાની તથા બાળકની માફક વર્તમાન શરીરમાં કીધેલાં શુભાશુભ કર્મનાં ફળો અન્ય જન્મમાં હોતાં નથી. આ રીતની શાસ્ત્રની મર્યાદા છે.

શિષ્ય—ભેદજ્ઞાનની નિવૃત્તિવિના અનુકૂળ જ્ઞાનની તથા પ્રતિકૂળ જ્ઞાનની નિવૃત્તિ થતી નથી, એમ કેમ કહ્યું ? ગુરૂ—અજ્ઞાનરૂપ મૂળની નિવૃત્તિ થવાથી જ્ઞાનીને જીવ ઇશ્વરનો ભેદ, જીવે જીવનો ભેદ, જીવ તથા જડનો ભેદ તથા જડ ઇશ્વરનો ભેદ, આ પાંચ ભેદ વાસ્તવિક રીતે પ્રતીત થતા નથી, પણ કલ્પિત ઉપાધિને લીધે બનેલા હોવાથી કલ્પિત પ્રતીત થાય છે. માટે બાધિતાનુવૃત્તિવડે દગ્ધ ધાન્યની માફક અનુકૂળ પ્રતિકૂળ જ્ઞાન, રાગ દ્વેષ તથા શુભાશુભ ક્રિયા પ્રતીત થાય છે. પરંતુ તેનું ફળ ભાવી જન્મ તથા સુખ દુઃખરૂપ હોય નહીં. શિષ્ય—જિજ્ઞાસુ કેટલા છે ? ગુરૂ—ઉત્તમ, મધ્યમ તથા કનિષ્ઠના ભેદથી જિજ્ઞાસુ ત્રણ પ્રકારના છે. તીવ્ર જિજ્ઞાસવાન્ થયેલો તથા ચાર સાધન અથવા મંદ બોધવડે યુક્ત જે હોય, તે ઉત્તમ જિજ્ઞાસુ છે. મંદ જિજ્ઞાસાવડે જે વેદાંત શ્રવણમાં પ્રવૃત્ત હોય, તે મધ્યમ જિજ્ઞાસુ છે. મંદ જિજ્ઞાસાવડે નિષ્કામ કર્મોપસનામાં જે પ્રવૃત્ત હોય, તે કનિષ્ઠ જિજ્ઞાસુ છે.

## ૭૧ ગ્રંથમાં જિજ્ઞાસુની પ્રવૃત્તિ થાય છે.

વિવરણ—પામર તેમ જ વિષયીને જો કે વિષયસુખમાં જ કેવળ બુદ્ધિ હોય છે તથા કોઈ વિષયીને પરમ સુખની ઈચ્છા હોય છે, છતાં તેનો જે ઉપાય નથી હોતો, તેમાં ઉપાયની બુદ્ધિવડે પ્રવૃત્ત થાય છે. કારણકે ઉપાયનું જ્ઞાન સત્સંગ તથા ષટ્શાસ્ત્રના શ્રવણવડે થાય છે. આ જ્ઞાન પામર તથા વિષયીને હોતું નથી. આથી પામર તથા વિષયીની સુખપ્રાપ્તિ માટે ગ્રંથમાં પ્રવૃત્તિ થતી નથી. દુઃખની નિવૃત્તિને અર્થે પામર તથા વિષયી અન્ય ઉપાયમાં પ્રવૃત્ત થાય છે. આથી તેઓની ગ્રંથમાં પ્રવૃત્તિ થતી નથી. તે જ રીતે જે જિજ્ઞાસુ પુરુષ છે, તેને વિષયસુખમાં અલમ્ બુદ્ધિ હોતી નથી. પણ તેને પરમ સુખની ઈચ્છા હોય છે તથા દુઃખની નિવૃત્તિની

અત્યંત ઇચ્છા હોય છે. માટે પરમ સુખની પ્રાપ્તિ તથા દુ:ખની અત્યંત નિવૃત્તિ જ્ઞાન વિના થતી નથી. પણ જેને સત્સંગવડે વિવેક થયો હોય છે, તેની જ ગ્રંથમાં પ્રવૃત્તિ થાય છે. મુક્તની પ્રવૃત્તિ હોતી નથી; કારણ કે જ્ઞાનવાન્ મુક્ત કહેવાય છે. આથી જ્ઞાની કૃતકૃત્ય છે. તેથી તેને કાંઇ કર્તવ્ય હોતું નથી. આ વાત આગળ કહેવામાં આવશે. લીલાવડે મુક્ત પ્રવૃત્ત થાય, છતાં મુક્તને ગ્રંથમાં પ્રવૃત્તિવડે કાંઈ પ્રયોજન સિદ્ધ થતું નથી, માટે મુક્તને અર્થે ગ્રંથ નથી. આ રીતે અધિકારી મોક્ષની ઇચ્છાવાળો હોય છે.

ટીકા:-શિષ્ય:-આત્મબુદ્ધિ એટલે શું? ગુરૂ-પામર તથા વિષયીને વિષયસુખમાં જે આત્મબુદ્ધિ કહી છે, તેનો અર્થ સંતોષ થતો નથી; કારણ કે અગ્નિમાં નાંખેલા ઘૃતની માફક વિષયસુખનો ભોગ અધિક ભોગની ઇચ્છારૂપ તૃષ્ણાનો વધારનાર હોવાથી તેનો અર્થ સંતોષ નથી. પણ વિષયસુખથી વિલક્ષણ નિત્ય નિરતિશય આત્મસુખ છે. જ્ઞાનના અભાવને લીધે શેખશલ્લીના મનોરથની માફક ભાવીવિષયસુખમાં કૃતાર્થતાની જે બુદ્ધિ, તે આત્મબુદ્ધિ શબ્દનો અર્થ છે.

## ૭૨ વિષયનું મંડન.

## પૂર્વના ૩૯-૪૪ વિવરણનો ઉત્તર.

## दोहा ।

**साक्षी ब्रह्मस्वरूप इक, नहीं भेदको गंध ॥**
**रागद्वेष मतिके धरम, तामैं मानत अंध ॥१२॥**

શબ્દાર્થ:—બ્રહ્મરૂપ એવો શાક્ષી એક છે. તેમાં જરા પણ ભેદનો અંશ નથી. રાગ તથા દ્વેષ મતિના ધર્મ છે તથા અજ્ઞાની તે ધર્મ પોતામાં માને છે. ૧

**વિવરણ**—પૂર્વે કહ્યું કે " જીવ રાગાદિક કલેશ સહિત છે તથા બ્રહ્મ કલેશરહિત છે. માટે જીવ બ્રહ્મની એકતા ગ્રંથનો વિષય બને નહીં." આ વાત જો કે સત્ય છે, છતાં રાગદ્વેષ રહિત જે સાક્ષી છે, તેની બ્રહ્મની સાથે એકતા બને છે. તેમ જ પૂર્વે કહ્યું છે કે " કર્ત્તા ભોક્તાથી ભિન્ન સાક્ષી વંધ્યાપુત્ર સમાન અસત્ છે," એ બની શકે નહીં. કારણ કે કર્ત્તા ભોક્તા જે સંસારી, તેના વિશેષ ભાગનું નામ સાક્ષી છે. જો સાક્ષીનો નિષેધ કરવામાં આવે તો સંસારીના વિશેષ ભાગનો નિષેધ થવાથી કર્ત્તા ભોક્તા જે સંસારી, તેનો પણ નિષેધ થશે. એક જ ચૈતન્યમાં શાક્ષી ભાવનું અંતઃકરણ ઉપાધ છે તથા તે કર્ત્તા ભોક્તાપણાનું વિશેષણ છે. જે વિશેષણ સહિત છે તે વિશિષ્ટ કહેવાય છે તથા જે ઉપાધિવાળો છે, તે ઉપહિત કહેવાય છે. જે વસ્તુ જેટલા સ્થાનમાં પોતે હોય, તેટલા સ્થાનમાં સ્થિત વસ્તુને જણાવે તથા પોતે પૃથક્ રહે, તે ઉપાધિ કહેવાય. જેમ કે, નૈયાયિક મતપ્રમાણે કર્ણગોલક વૃત્તિ-આકાશ શ્રોત્ર કહેવાય છે. માટે કર્ણ ગોલક શ્રોત્રની ઉપાધિ છે. કારણ કે આ કર્ણગોલક જેટલા સ્થાનમાં પોતે રહે છે, તેટલા સ્થાનમાં રહેલા આકાશને શ્રોત્રરૂપે કરી જણાવે છે તથા પોતે પૃથક્ રહે છે. માટે કર્ણગોલક શ્રોત્રની ઉપાધિ છે. તેજ રીતે અંતઃકરણ પણ જેટલા સ્થાનમાં પોતે રહે છે, તેટલા સ્થાનમાં રહેલા ચેતનને સાક્ષી સંજ્ઞા કરી જણાવે છે તથા પોતે પૃથક્ રહે છે. માટે અંતઃકરણ સાક્ષીની ઉપાધિરૂપ હોય છે. આથી એમ સિદ્ધ થાય છે કે, અંતઃકરણમાં વૃત્તિરૂપી જે ચેતનમાત્ર, તે સાક્ષી કહેવાય છે.

**ટીકાઃ**–શિષ્યઃ–ઉપર કહ્યું કે, એક જ ચૈતન્યમાં સાક્ષી ભાવનું અંતઃકરણ ઉપાધિ છે, તે કેવી રીતે ? ગુરૂઃ–એક જ

અંતઃકરણ વિવેકીની દૃષ્ટિવડે ચેતનની ઉપાધિરૂપ છે તથા અવિવેકીની દૃષ્ટિવડે વિશેષણરૂપ છે. માટે એક જ ચેતન વિવેકીને સાક્ષીરૂપે તથા અવિવેકીને જીવરૂપે ભાસે છે. શિષ્યઃ—સાક્ષીનું લક્ષણ શું ? ગુરૂ–અંતઃકરણ પોતે પણ સાક્ષીરૂપે છે, પરંતુ તે પોતામાં વૃત્તિ કહેતાં વર્તનવાળું નથી. ચેતન પણ ચિદાભાસરૂપે છે, પણ ચેતન માત્ર નથી. ચેતન માત્ર બ્રહ્મરૂપે છે, તેથી અંતઃકરણને વિષે તેની વૃત્તિ નથી. માટે ઉપર લખ્યા પ્રમાણે સાક્ષીનું લક્ષણ નિર્દોષ છે.

૭૩ **વિવરણ**–પોતા સહિત વસ્તુને જે જણાવે, તે વિશેષણ કહેવાય. જેમ કે કુંડળવાળો પુરુષ આવ્યો છે. આ સ્થાનમાં પુરુષનું કુંડળ વિશેષણ છે. કારણ કે પોતા સહિત પુરુષનું આગમન કુંડળ જણાવે છે. માટે કુંડળ વિશેષણ છે. તે જ રીતે કાળા રંગવાળા ઘરને હું જોઉં છું. આ સ્થાનમાં પણ કાળો રંગ, એ ઘરનું વિશેષણ છે. આ જ રીતે અંતઃકરણ પણ કર્ત્તા ભોક્તા જીવ ચેતનનું વિશેષણ છે. કારણ કે અંતઃકરણ સહિત ચેતનને કર્ત્તા ભોક્તારૂપે અંતઃકરણ જણાવે છે. માટે સંસારીનું અંતઃકરણ વિશેષણ છે. આથી એમ સિદ્ધ થાય છે કે, અંતઃકરણમાં વૃત્તિ ચેતન તથા અંતઃકરણ સંસારી કહેવાય છે. આ અર્થનું સ્ફોટન આગળ ઉપર કરવામાં આવશે.

૭૪ **વિવરણ**—રાગ દ્વેષાદિક ક્લેશ સંસારીમાં છે, પણ સાક્ષીમાં નથી. સંસારીનું પણ જે વિશેષણ અંતઃકરણ છે, તેમાં-જ હોય છે; પણ વિશેષે કરી જે ચેતન, તેમાં હોતું નથી. કારણ કે સંસારીમાં વિશેષ્ય જે ચેતન્યભાગ, તેનો સાક્ષીવડે ભેદ નથી. કારણ કે એક ચૈતન્ય અંતઃકરણસહિત સંસારી છે તથા અંતઃકરણ ભાગત્યાગવડે સાક્ષી કહેવાય છે. આથી

સાક્ષીનો તથા સંસારીનો વિશેષ્ય ભાગનો ભેદ નથી જો વિશેષ્ય ભાગમાં કલેશ અંગીકાર કરીએ તો સાક્ષીમાં પણ કલેશ અંગીકાર કરવો પડશે. પણ વેદનો સિદ્ધાંત છે કે, સાક્ષી સર્વ કલેશ રહિત છે. માટે સંસારીના વિશેષ્ય ભાગમાં કલેશ નથી. પણ વિશેષણરૂપ અંતઃકરણમાં છે. આ અભિપ્રાયથી ઉપરના દોહામાં રાગદ્વેષ, બુદ્ધિના ધર્મ કહ્યા; પણ જીવના નહીં. આ રીતે અંતઃકરણવિશિષ્ટની બ્રહ્મ સાથે એકતા ન પણ બને, પણ અંતઃકરણ ઉપહિત સાક્ષીની બ્રહ્મસાથે એકતા બને છે.

ટીકા-વિશેષ્યઃ-જેને આશ્રિત થઈ વિશેષણ રહે, તેને વિશેષ્ય કહે છે.

૭૫ વિવરણ—પૂર્વે કહ્યું છે કે; " સાક્ષી અનેક છે તથા બ્રહ્મ એક છે, માટે અનેક સાક્ષીની એક બ્રહ્મ સાથે એકતા બને નહિ. વળી જો વ્યાપક એક બ્રહ્મથી સાક્ષીનો અભેદ અંગીકાર કરશો તો સાક્ષી પણ સર્વ શરીરમાં વ્યાપકરૂપે એક જ થશે. માટે સર્વ શરીરને સુખદુઃખનું ભાન એક જ સમયે થવું જોઈએ." આવી શંકા ખોટી છે. કારણકે ઇશ્વર સાક્ષી એક છે તથા જીવ સાક્ષી અનેક તથા પરિચ્છિન્ન છે. છતાં તેની વ્યાપક બ્રહ્મ સાથે ભિન્નતા નથી. જેમ ઘટાકાશ છે, તે જ પ્રમાણે પરિચ્છિન્ન સાક્ષી જો કે અનેક છે, તો પણ તે સર્વે બ્રહ્મરૂપ જ છે.

૭૬ વિવરણ-વળી પૂર્વે એમ કહ્યું છે કે " સુખ દુઃખ અંતઃકરણની વૃત્તિના વિષયરૂપ નથી, " આ કહેવું પણ અયુક્ત છે. કારણકે જો કે સુખદુઃખ સાક્ષીભાસ્ય છે તથા સાક્ષી અનેક છે, છતાં જ્યારે અંતઃકરણનું પરિણામ સુખરૂપ અથવા દુઃખરૂપ થાય, તે સમયે અંતઃકરણની જ્ઞાનરૂપ વૃત્તિ સુખદુઃખનો વિષય કરવાવાળી થાય છે. તે વૃત્તિમાં રહેલો જે

સાક્ષી, તેને પ્રકાશે છે. આ રીતે ગ્રંથકારે સુખદુઃખ સાક્ષીના વિષયરૂપ કહ્યું છે. વૃત્તિવિના કેવળ સાક્ષીના વિષયરૂપ તે નથી. આ સ્થાને આ રીતનું રહસ્ય રહેલું છે કે, જેમ આકાશમાં ઘટાકાશ નામ તથા જળનું લાવવારૂપ જે કાર્ય પ્રતીત થાય છે, તે ઘટરૂપ ઉપાધિની દૃષ્ટિવડે પ્રતીત થાય છે. ઘટરૂપ ઉપાધિની દૃષ્ટિવિના ઘટાકાશ એવું નામ તથા જળનું આણવારૂપ કાર્ય પ્રતીત થતું નથી, પણ આકાશ માત્ર જ પ્રતીત થાય છે. માટે ઘટાકાશ મહાકાશરૂપ છે; તેમ જ ચેતનમાં સાક્ષી એવું નામ તથા ધર્મ સહિત અંતઃકરણનું પ્રકાશરૂપ કાર્ય, અંતઃકણરૂપ ઉપાધની દૃષ્ટિવડે પ્રતીત થાય છે, પણ અંતઃકરણની ઉપાધિની દૃષ્ટિવિના સાક્ષી એવું નામ તથા ધર્મ સહિત અંતઃકરણનું પ્રકાશરૂપ કાર્ય પ્રતીત થતું નથી, પણ ચૈતન્ય માત્ર બ્રહ્મ જ પ્રતીત થાય છે. માટે સાક્ષી બ્રહ્મરૂપ છે. આ અભિપ્રાયથી ઉપરના દોહાના પ્રથમ પાદમાં સાક્ષી એક કહ્યો. કારણકે ઉપાધિની દૃષ્ટિવિના સાક્ષીમાં અનેકપણું તથા પરિચ્છિન્ન ભાવ પ્રતીત થતો નથી. આ સાક્ષી જીવપદનું લક્ષ્ય છે. આ વાત આગળ કહેવામાં આવશે. આ રીતે જીવબ્રહ્મની એકતા ગ્રંથના વિષયરૂપ છે.

ટીકાઃ—શિષ્ય—સાક્ષી તથા શુદ્ધ ચૈતન્યમાં શું ભેદ રહેલો છે, તે આપ જણાવશો ? ગુરૂ—જેમ કોરા કાગળપર સાહી લગાડી તેના મધ્યમાં શ્વેત અક્ષર લખ્યો હોય તો તે અક્ષરનો તથા કોરા કાગળનો જેમ કથન માત્ર ભેદ છે, તેમ જ સાક્ષીનો તથા શુદ્ધ ચૈત્યનનો ભેદ છે. જેમ સાહીરૂપી ઉપાધિ દૃષ્ટિવિના અક્ષર એવું નામ નથી હોતું, પણ કેવળ કોરા કાગળરૂપજ હોય છે. તે પ્રમાણે અંતઃકરણરૂપ ઉપાધિની દૃષ્ટિ વિના સાક્ષી એવું નામ નથી, પણ કેવળ શુદ્ધ ચૈતન્ય છે.

## ૭૭ પ્રયોજન મંડન-કાર્યાધ્યાસ નિરૂપણ.

### વિવરણ ૪૫ ના પૂર્વ પક્ષનો ઉત્તર.

### कवित्त-घनाक्षरी

सजातीयज्ञान संसकारतैं अध्यास होत,
सत्यज्ञानजन्य संस्कारको न नेम है।
दोषको न हेतुता अध्यासविषे देखियत,
पटविषे हेतु जैसे तुरी तंतु वेम है॥
आतमा द्विजाती शंख पीत शीत कटु भासै,
सीपमैं विरागी रूप देखे बिन प्रेम है।
नभ नील रूपवान भासत कटाह तंबू,
जिनके न कोउ पित्त प्रभृति अक्षेम है॥१३॥

શબ્દાર્થઃ-સજાતીયજ્ઞાન સંસ્કારવડે અધ્યાસરૂપે થાય છે. સત્ય વસ્તુના જ્ઞાનનો સંસ્કાર અધ્યાસના હેતુરૂપ છે, પણ મિથ્યા વસ્તુના જ્ઞાનનો નહિ, એવો નિયમ નથી. દોષ અધ્યાસમાં હેતુરૂપે નથી, પણ જેમ પટવિષે હેતુરૂપે તુરી, તંતુ તથા વેમ છે. આત્મામાં બે વિરોધી જાતનો અધ્યાસ થાય છે. જેમકે શંખ શ્વેત છતાં પીતતાનો ભાસ થાય છે અથવા સાકરમાં મધુરતા છતાં કટુતાનો જીભના દોષને લીધે ભાસ થાય છે. છીપમાં રૂપાનો અધ્યાસ જોકે વિરાગીને પણ થાય છે, પણ તેમાં તેને પ્રેમ થતો નથી. જેને પીતાદિ દોષ હોતો નથી, તેને આકાશ કાળારંગવાળું, કટાહાકાર તથા તંબુના આકારવાળું ભાસે છે, માટે દોષ અધ્યાસના હેતુરૂપ નથી. ૧૩

વિવરણઃ-પૂર્વે કહ્યું કે, "બંધ સત્ય છે તથા તેની જ્ઞાન-વડે નિવૃત્તિ થતી નથી પણ મિથ્યા વસ્તુની જ્ઞાનવડે નિવૃત્તિ થાય છે. આત્મામાં મિથ્યાબંધનું કારણ નથી, માટે બંધ સત્ય છે, તેથી જ્ઞાનવડે તેની નિવૃત્તિ થતી નથી." આ વાત બની શકે તેમ નથી. કારણકે બંધ મિથ્યા છે તથા તેની જ્ઞાનવડે જ નિવૃત્તિ થઇ શકે છે.

## ૭૮ સત્ય વસ્તુજન્ય જ્ઞાનના સંસ્કારનું ખંડન.

વિવરણ (૪૮-૪૯) પૂર્વ પક્ષનો ઉત્તરઃ-પૂર્વે કહ્યું કે, "સત્ય વસ્તુનું જ્ઞાન સંસ્કારદ્વારા અધ્યાસના હેતુરૂપછે. જેમ સત્ય સર્પનું જ્ઞાન સંસ્કારદ્વારા સર્પ અધ્યાસના હેતુરૂપ છે, તેમ સત્યબંધ હોય તો સત્યબંધનું જ્ઞાન થાય. આ સિદ્ધાં-તમાં અનાત્મ વસ્તુ કાંઈ સત્ય નથી, માટે સત્ય વસ્તુનું જ્ઞાન જે સંસ્કારદ્વારા અધ્યાસના કારણરૂપ છે, તેનો અભાવ થવાથી બંધ અધ્યાસરૂપે નથી પણ સત્યરૂપે છે." આ વાત બની શકે નહીં. કારણકે અધ્યાસમાં સંસ્કારદ્વારા સત્ય વસ્તુનું જ્ઞાન હેતુરૂપ નથી, પણ વસ્તુનું જ્ઞાન હેતુરૂપ છે. તેથી વસ્તુ સત્ય હોય અથવા તો મિથ્યા હોય. જો સત્ય વસ્તુનું જ્ઞાન જ અધ્યા-સમાં હેતુરૂપ હોય તો જે પુરુષે સત્ય ખારેકનું વૃક્ષ નહીં જોયું હોય, પણ બાજીગરે બનાવેલું મિથ્યા ખારેકનું વૃક્ષ અનેકવાર જાયું હોય તથા બાજીગરના મુખથી આ રીતે સાં-ભળ્યું હોય કે "આ ખારેકનું વૃક્ષ છે." વળી ખજુરનું વૃક્ષ કદી જોયું તથા સાંભળ્યું નહીં હોય, તેને ખજુરનું વૃક્ષ જોઇ ખારેકના વૃક્ષનો જે અધ્યાસ થાય છે, તે થવો જોઈએ નહીં; કારણકે સત્ય ખારેક વૃક્ષનું તેને જ્ઞાન હોતું નથી. વળી અ-મારી રીત પ્રમાણે જોયલું જે મિથ્યા ખારેક વૃક્ષ હોય છે

તેનું જ્ઞાન હોય છે, માટે તે અધ્યાસરૂપ છે. આથી સજાતીય વસ્તુના જ્ઞાનજન્ય સંસ્કાર અધ્યાસના હેતુરૂપ છે. આ સંસ્કારને ઉત્પન્ન કરનારું જ્ઞાન તથા તેનો વિષય મિથ્યા અથવા સત્ય હોય. પણ સંસ્કારદ્વારા જ્ઞાન હેતુરૂપ છે. વળી જ્ઞાનજન્ય સંસ્કાર હેતુરૂપ છે, એમ કહેવામાં અર્થનો ભેદ નથી. એક જ અર્થ છે. કારણકે 'સંસ્કારદ્વારા જ્ઞાન હેતુરૂપ છે' એનો અર્થ એ છે કે, જ્ઞાન સંસ્કારના હેતુરૂપ છે તથા સંસ્કાર અધ્યાસના હેતુરૂપ છે. માટે સંસ્કારદ્વારા જ્ઞાનની હેતુતા કહેવાથી જ્ઞાનજન્ય સંસ્કારની જ અધ્યાસમાં હેતુતા સિદ્ધ થાય છે.

૭૯ વાદીઃ—કેવળ વસ્તુના જ્ઞાનનો અધ્યાસમાં હેતુ કહીએ તે તો બની શકે નહીં. કારણકે આવી રીતનો નિયમ છે કે, જે હેતુ હોય, તે કાર્યથી અવ્યવહિત પૂર્વકાળમાં હોય છે. જેમ ઘટનો હેતુ દંડ હોય છે, તે ઘટથી અવ્યવહિત પૂર્વ કાળમાં હોય છે. તેમ જો અધ્યાસનો હેતુ જ્ઞાન અંગીકાર કરીએ તો તે પણ અધ્યાસથી અવ્યવહિત પૂર્વકાળમાં હોવો જોઇએ. પ્રતિવાદીઃ—આ રીતનું બની શકે નહીં. કારણકે જે પુરુષને સર્પનું જ્ઞાન થાય, તેને જ્ઞાન થયા પછી એક મહિને રજ્જુમાં સર્પનો અધ્યાસ થાય છે, તે થવો જોઇએ નહીં. કારણકે જો રજ્જુમાં સર્પ અધ્યાસના હેતુરૂપ સર્પનું જ્ઞાન છે તેનો નાશ થઇ ગયેલો હોય છે. માટે તે અવ્યવહિત પૂર્વકાળમાં નથી. જોકે પૂર્વ કાળમાં તો છે, પણ અવ્યવહિત પૂર્વકાળમાં નથી. અહિં અંતરાય રહિતનું નામ અવ્યવહિત છે તથા અંતરાય સહિતનું નામ વ્યવહિત છે. જો કોઈ એમ કહે કે, કાર્યથી પૂર્વકાળમાં હેતુ જોઇએ, જે વ્યવહિત પૂર્વકાળમાં હોય અથવા અવ્યવહિત પૂર્વકાળમાં હોય. વળી કાર્યથી અવ્યવહિત પૂર્વકાળમાં હેતુ હોય છે, એવો નિયમ અંગીકાર કરીએ તો

વિહિત કર્મ સ્વર્ગપ્રાપ્તિના હેતુરૂપ છે તથા નિષિદ્ધ કર્મ નરક-પ્રાપ્તિના હેતુરૂપ છે. આ પ્રમાણે શાસ્ત્રમાં જે કહેવું તે અપ્રમાણ થશે. કારણકે કાયિક વાચિક તથા માનસિક ક્રિયાનું નામ કર્મ છે. આ ક્રિયા અનુષ્ઠાન કાળ પછી નાશ થઈ જાય છે તથા સ્વર્ગ નરક તો કાળાંતરે પ્રાપ્ત થાય છે માટે સ્વર્ગ નરક પ્રાપ્તિના અ-વ્યવહિત પૂર્વકાળમાં વિહિત કર્મ તથા નિષિદ્ધ કર્મ નથી. જેમ વ્યવહિત પૂર્વકાળમાં શુભ કર્મ તથા અશુભ કર્મ સ્વર્ગ-પ્રાપ્તિ તથા નરકપ્રાપ્તિના હેતુરૂપ છે તેમ વ્યવહિત પૂર્વકાળમાં સર્પનું જે જ્ઞાન, તે પણ રજ્જુમાં સર્પ અધ્યાસના હેતુરૂપછે. પ્રતિવાદીઃ—આમ થઈ શકે નહીં. કારણકે જો નષ્ટ જ્ઞાન તથા નષ્ટ કર્મથી અધ્યાસ તથા સ્વર્ગ નરકની પ્રાપ્તિ અંગીકાર કરીએ, કુંભારના મૃત્યુ પછી તથા દંડનો નાશ થવા છતાં પણ ઘટ થવો જોઇએ. કારણ કે જેમ રજ્જુમાં સર્પના અધ્યાસવડે વ્યવહિત પૂર્વકાળમાં સર્પનું જ્ઞાન છે તથા સ્વર્ગ નરકની પ્રાપ્તિથી વ્યવહિત પૂર્વકાળમાં શુભ અશુભ કર્મ છે, તેમ ઘટથી વ્યવહિત પૂર્વકાળમાં નષ્ટ દંડ તથા મૃત કુંભાર પણ છે; તેથી ઘટ પણ થવો જોઇએ પણ તેમ થતું નથી. માટે વ્યવહિત પૂર્વકાળમાં જે વસ્તુ હોય તે હેતુરૂપ નથી, પણ અવ્યવહિત પૂર્વકાળમાં જે વસ્તુ હોય તે હેતુરૂપ હોય છે.

શુભ અશુભ કર્મ પણ કાળાંતરભાવી જે સ્વર્ગ નરકની પ્રાપ્તિ,તેના હેતુરૂપ નથી,પણ શુભકર્મ પોતાથી અવ્યવહિત ઉત્તરકાળમાં ધર્મની ઉત્પત્તિ કરે છે. અશુભ કર્મ અધર્મની ઉત્પત્તિ કરે છે. તેથી ધર્મ અધર્મ અંતઃકરણમાં રહે છે, જેથી કાળાંતરે સ્વર્ગ તથા નરકની પ્રાપ્તિ થાય છે. ત્યારપછી ધર્મ અધર્મનો નાશ થાય છે. આ અભિપ્રાયથી જ શાસ્ત્રમાં શુભકર્મ તથા અશુભકર્મ અપૂર્વદ્વારા ફળના હેતુરૂપ કહેવાય છે, પણ

સાક્ષાત્ નહીં. અહીં અપૂર્વ એવું નામ ધર્મ અધર્મનું છે તથા તેને અદ્રષ્ટ પણ કહે છે. તેમ જ પુણ્યપાપ પણ તેને કહે છે. જેમ કોઇ ધર્મ ઉત્પન્ન કરવાવાળી શુભ ક્રિયા કરતો હોય તેને લોક એમ કહે કે, આ તો ધર્મ કરે છે તથા કોઇ અશુભ કરવાવાળાને એમ કહે કે આ તો અધર્મ કરે છે. તેથી શુભ અશુભ ક્રિયાનું નામ ધર્મ અધર્મ નથી, પણ શુભ અશુભ ક્રિયા ધર્મ અધર્મને ઉત્પન્ન કરનાર છે. માટે જ ક્રિયાને ધર્મ અધર્મ કહે છે. જેમકે આવરદાને વધારનારું જે ઘૃત છે, તેને શાસ્ત્રમાં આયુ કરી કહેવામાં આવે છે. આ રીતે અવ્યવહિત પૂર્વકાળમાં હેતુ હોય છે.

૮૦ વિવરણ—રજ્જુમાં સર્પના અધ્યાસથી અવ્યવહિત પૂર્વ કાળમાં સર્પનું જ્ઞાન નથી, માટે સર્પનું જ્ઞાન રજ્જુમાં સર્પ અધ્યાસના હેતુરૂપ નથી; પણ સર્પજ્ઞાનજન્ય સંસ્કાર જ રજ્જુમાં સર્પના અધ્યાસનો હેતુ છે. તે જ રીતે છીપમાં રૂપુ એ અધ્યાસના હેતુરૂપ જ્ઞાનજન્ય સંસ્કાર જ છે. આ રીતે સર્વ સંસ્કાર જ અધ્યાસના હેતુરૂપ છે. તેમજ વસ્તુનું જ્ઞાન સંસ્કારના હેતુરૂપ છે. જેમ શુભ અશુભ કર્મજન્ય ધર્મ તથા અધર્મ અંતઃકરણમાં રહે છે, તેમ વસ્તુનો જ્ઞાનજન્ય સંસ્કાર પણ અંતઃકરણમાં રહે છે. જે પુરૂષને પૂર્વે સર્પનું જ્ઞાન નથી થયું, તેને પણ બીજી વસ્તુનો જ્ઞાનજન્ય સંસ્કાર તો છે જ, પરંતુ રજ્જુમાં સર્પનો અધ્યાસ હોય નહીં. જે વસ્તુનો અધ્યાસ હોય, તેની સજાતીય વસ્તુના જ્ઞાનનો સંસ્કાર અધ્યાસમાં હેતુરૂપ છે. વિજાતીય વસ્તુના જ્ઞાનનો સંસ્કાર હેતુરૂપ નથી. સર્પનો સજાતીય સર્પ હોય છે, પણ બીજો નહીં. જેને સર્પનું પૂર્વ જ્ઞાન નથી, પણ અન્યવસ્તુનું જ્ઞાન

છે, તેને સજાતીય વસ્તુનો જ્ઞાનજન્ય સંસ્કાર નથી. માટે રજ્જુમાં સર્પનો અધ્યાસ હોય નહીં. અહીં સૂક્ષ્મ અવસ્થાનું નામ સંસ્કાર છે. આ રીતે અધ્યાસથી પૂર્વે જે સજાતીય વસ્તુનું જ્ઞાન, તેનો સંસ્કાર અધ્યાસના હેતુરૂપ છે. વળી સત્ય વસ્તુના જ્ઞાનનો સંસ્કાર જ અધ્યાસના હેતુરૂપ છે, પણ મિથ્યા વસ્તુના જ્ઞાનનોહેતુ નહીં. આ રીતનો નિયમ હોતો નથી. આ વાત બરેક વૃક્ષનાં દૃષ્ટાંતવડે પ્રતિપાદન કરી છે, માટે મિથ્યા વસ્તુનો જ્ઞાનજન્ય સંસ્કાર પણ અધ્યાસના હેતુરૂપ છે.

૮૧ વિવરણઃ—આ હેતુ બંધના અધ્યાસમાં પણ બને છે; કારણ કે અહંકારાદિથી લઈ જેટલી અનાત્મવસ્તુ છે તથા તેનું જે જ્ઞાન, તેને બંધ કહે છે. આ અનાત્મ વસ્તુ રજ્જુના સર્પની માફક જ્યાં સૂધી પ્રતીત હોય છે ત્યાં સૂધી રહે છે તથા જ્યારથી પ્રતીત નથી થતી ત્યારથી તે હોતી નથી. આ અમારો વેદસંબંધી સિદ્ધાંત છે. આ કારણથી જ સુષુપ્તિમાં સર્વ પ્રપંચનો અભાવ પ્રાતપાદન કર્યો છે. સુષુપ્તિમાં કોઇ પદાર્થ પ્રતીત થતો નથી. માટે જ સર્વ પ્રપંચનો સુષુપ્તિમાં લય થાય છે. આને શાસ્ત્રમાં દૃષ્ટિસૃષ્ટિવાદ કહે છે. આ બાબતનું પ્રતિપાદન આગળ ઉપર કરવામાં આવશે. આ રીતે અનંત અહંકારાદિ તથા તેનું જ્ઞાન ઉત્પન્ન થાય છે તથા તેનો લય થાય છે. અહંકારાદિ તથા તેના જ્ઞાનની સાથેજ ઉત્પત્તિ લય થાય છે. જ્યારે અહંકારાદિની પ્રતીતિની ઉત્પત્તિ થાય ત્યારે અહંકારાદિની ઉત્પત્તિ થાય છે. પણ પ્રતીતિનો જેવો લય થાય કે, અહંકારાદિનો પણ લય થઇ છે. અહંકારાદિ તથા તેના જ્ઞાનનું નામ અધ્યાસ છે. આ વાત અનિર્વચનીય ખ્યાતિવાદમાં પ્રતિપાદન કરશું. જો કે અહંકારાદિ સાક્ષીભાષ્ય છે, આ વાત વિષયના પ્રતિપાદનમાં ક-

હેલી છે. માટે અહંકારની પ્રતીતિ સાક્ષીરૂપે છે. તેની ઉત્પત્તિ તથા લય બને નહીં. છતાં અહંકારનો પણ વૃત્તિવડે સાક્ષી પ્રકાશ કરે છે. સાક્ષાત્ રૂપે નહીં. આ વૃત્તિનો ઉત્પત્તિ તથા લય થાય છે. માટે અહંકારની પ્રતીતિનો ઉત્પતિલય કહેવાય છે. આ રીતે ઉત્તરોત્તર અહંકારાદિ તથા તેના જ્ઞાનની જે ઉત્પત્તિ, તેનો હેતુ પૂર્વ પૂર્વ મિથ્યા 'અહંકારાદિકનો જ્ઞાનજન્ય સંસ્કાર બને છે.

ટીકા:-શિષ્ય-દૃષ્ટિસૃષ્ટિવાદ એટલે શું ? ગુરૂ—દૃષ્ટિ કહેતાં અવિદ્યાની વૃત્તિરૂપ જ્ઞાન તેના જ સમયમાં સૃષ્ટિ કહેતાં પદાર્થ ( વિષય) ની ઉત્પત્તિ, તેનું વાદ કહેતાં જે કથન, તે દૃષ્ટિ સૃષ્ટિવાદ કહેવાય છે.

૮૨ વિવરણ—વળી પૂર્વે એમ કહ્યું કે, " ઉત્તરોત્તર અહંકારાદિના અધ્યાસમાં પૂર્વ પૂર્વ અધ્યાસનો સંસ્કાર હેતુ બને છે, છતાં પ્રથમ ઉત્પન્ન થયેલો જે અહંકાર તથા તેનું જ્ઞાન, તેનો હેતુ સંસ્કાર બને નહી. કારણ કે જો તેની પૂર્વે બીજો અહંકાર ઉત્પન્ન થાય તો તેના જ્ઞાનનો સંસ્કાર પણ થાય. આથી પ્રથમ અહંકારથી પૂર્વે અન્ય અહંકાર થતો નથી. તે જ રીતે સર્વ વસ્તુના પ્રથમ અધ્યાસનો હેતુ સંસ્કાર બને નહી." આ રીતની શંકા પણ વાદીને અજ્ઞાનને લીધે થાયછે. કારણ કે વેદાંતનો આ રીતનો સિદ્ધાંત છે કે, એક બ્રહ્મ, એક ઈશ્વર, જીવ, અવિદ્યા, અવિદ્યાના ચેતન સાથે સંબંધ તથા અનાદિ વસ્તુનો ભેદ, આ છ વસ્તુ પોતાના સ્વરૂપે કરી અનાદિ છે. જે વસ્તુની ઉત્પત્તિ હોય નહીં, તે વસ્તુ સ્વરૂપે કરી અનાદિ કહેવાય છે. આ છની ઉત્પત્તિ નથી, માટે તેઓ સ્વરૂપે કરી અનાદિ કહેવાય છે. શ્રુતિમાં અહંકારાદિકની ઉત્પત્તિ કહી છે, માટે સ્વરૂપે કરી જો કે અહંકારાદિ અનાદિ

નથી, છતાં પ્રવાહરૂપથી સર્વ વસ્તુ અનાદિ છે. સર્વ વસ્તુ-નો પ્રવાહ દૂર થતો નથી. અનાદિ કાળમાં એવો કોઇ સમય પૂર્વે ન હતો કે, જે સમયે કોઈ પણ ઘટ હતો નહીં, માટે ઘટ-નો પ્રવાહ અનાદિ છે. આ રીતે સર્વ વસ્તુનો પ્રવાહ અનાદિ છે. પ્રલય કાળમાં પણ સુષુપ્તિની માફક સર્વ વસ્તુ સંસ્કાર-રૂપે થઇ રહે છે. માટે પ્રપંચનો પ્રવાહ અનાદિ હોવાથી પ્રપં-ચ પણ અનાદિ કહેવાય છે. આવી રીતનું જેને જ્ઞાન નથી, તેને જ આ રીતની શંકા થાય છે કે, પ્રથમ અધ્યાસનો હેતુ સંસ્કાર બને નહીં. વળી સિદ્ધાંતમાં કોઇ અહંકારાદિક વસ્તુ-નો અધ્યાસ સર્વ કરતાં પ્રથમ નથી, પણ પોતાના કરતાં પૂર્વપૂર્વ અધ્યાસથી સંપૂર્ણ ઉત્તર છે, માટે આ રીતની શંકા બની શકે નહીં. આ રીતે સજાતીયની પૂર્વે જ્ઞાનજન્ય સંસ્કારવડે અહંકારાદિ બંધનો અધ્યાસ બને છે. આ પ્રથમ પદનો અર્થ છે.

**ટીકાઃ**—શિષ્ય–કઇ કઇ વસ્તુઓ અનાદિ છે, તેનું સંપૂર્ણ જ્ઞાન મને કહો ? ગુરૂ–બ્રહ્મ અવિદ્યાના અધિષ્ઠાનરૂપ છે માટે તેની અવિદ્યા (મૂળ પ્રકૃતિ) થી ઉત્પત્તિ સંભવતી નથી. વળી ઇશ્વર જીવાદિકની સિદ્ધિ બ્રહ્મ વિના થતી નથી. માટે તે ચારેથી બ્રહ્મની ઉત્પત્તિ સંભવતી નથી. જેથી બ્રહ્મ અનાદિ છે. બ્રહ્મ નિર્વિકાર છે, જેથી તેમાંથી અવિદ્યાની ઉત્પત્તિ થતી નથી તથા ઈશ્વરાદિક ચારેની સિદ્ધિ તો અવિદ્યાની સિદ્ધિને આધીન છે. જેથી તેમાંથી અવિદ્યાની ઉત્પત્તિ સંભવતી નથી, માટે અ-વિદ્યા અનાદિ છે. કેવળ બ્રહ્મથી અથવા કેવળ માયાથી અથવા પરસ્પરથી તેમજ સ્વસિદ્ધિના આધીન ભેદથી જીવ ઇશ્વરની ઉત્પત્તિ સંભવતી નથી. વળી અવિદ્યા ચેતનના સંબંધની સિ-દ્ધિવડે ઇશ્વર જીવની સિદ્ધિ છે. આ સંબંધ પોતે પણ અ-નાદિ હોવાથી તેની પણ ઉત્પત્તિ નથી, માટે ઇશ્વર જીવ અ-

નાદિ છે. બ્રહ્મ તથા અવિદ્યા અનાદિ છે. માટે તેનો તાદાત્મ્ય સંબંધ પણ અનાદિ છે, જેથી અવિદ્યામાંથી તેની ઉત્પત્તિ નથી. વળી ઇશ્વરાદિક ત્રણની સિદ્ધિ સંબંધની સિદ્ધિને આધીન છે, જેથી તેમાંથી અવિદ્યાની ઉત્પત્તિ નથી. માટે અવિદ્યા તથા ચેતનનો સંબંધ અનાદિ છે. પાંચે વસ્તુની પોતપોતામાંથી ઉત્પત્તિ માનીશું તો આત્માશ્રય દોષ પ્રાપ્ત થશે, માટે આ પાંચ વસ્તુની પોતપોતામાંથી ઉત્પત્તિ નથી માટે તે પાંચે વસ્તુમાં પરસ્પર ભેદ છે. પણ તે ભેદની ઉત્પત્તિ બની શકે નહી. આ રીતે આ વસ્તુની ઉત્પત્તિ નથી, જેથી તે સ્વરૂપવડે અનાદિ છે. તેમાં બ્રહ્મ ત્રિકાળાબાધ્ય છે, માટે તે અનાદિ અને અનંત છે તથા અવિદ્યાદિ પાંચે વસ્તુઓ જ્ઞાનવડે બાધને પામે છે માટે તે અનાદિ તથા અંતયુકત છે. શિષ્ય—શું પ્રપંચ સત્ય નથી? ગુરૂ—જેમ રજ્જુમાં સર્પનો ભ્રમ હોય છે તથા સ્વપ્ન હોય છે તેમાં ઘડી બે ઘડી પછી પૂર્વસિદ્ધ તથા અનાદિસિદ્ધ પ્રતીત થાય છે. વળી સર્પાદિ ભ્રમ તો વર્ષ પર્યંત પણ રહે છે, તોપણ રજ્જુનું તથા જાગ્રતનું જ્ઞાન થવા છતાં તેનું ત્રિકાલ અભાવ નિશ્ચયરૂપ બાધ થાય છે માટે મિથ્યા છે, તેમ પ્રપંચ પણ આરોપદશામાં અનાદિસિદ્ધ ભાસે છે, તોપણ અધિષ્ઠાનના જ્ઞાન થવા પછી તેનો ત્રિકાળ અભાવરૂપ બાધ થાય છે, માટે પ્રપંચ મિથ્યા છે; જેથી પ્રવાહરૂપે કરી અનાદિ અંતયુક્ત કહેવાય છે.

## ૮૩ પ્રમેયદોષનું ખંડન (વિવરણ ૪૯ નો ઉત્તર).

વિવરણ—પૂર્વે કહ્યું કે, "ત્રણ પ્રકારના દોષ અધ્યાસના હેતુરૂપ છે. વળી બંધના અધ્યાસનો કોઇ પણ દોષ હોતો નથી. માટે બંધ સત્યરૂપે છે." આ રીતની શંકા સંભવી શકે નહીં. કારણકે જો દોષ વિના અધ્યાસ હોય નહીં તો અધ્યાસનો હેતુ દોષ હોય. જેમ તુરી, તંતુ તથા વેમ પટના હેતુરૂપ છે. તુરી, તંતુ તથા વેમ હોય તો જ પટ બની શકે,

નહીં તો બની શકે નહીં. તેમ જ દોષ અધ્યાસના હેતુરૂપ નથી, કારણકે સાદૃશ્ય દોષ વિના આત્મામાં જાતિનો અધ્યાસ હોયછે.

બ્રાહ્મણથી લઈ જેટલી જાતિ છે, તે સ્થૂલ શરીરના ધર્મ છે. આત્મા તથા સૂક્ષ્મશરીરનો ધર્મ નથી. કારણકે બીજા શરીરને પ્રાપ્ત થાય ત્યારે આત્મા તથા સૂક્ષ્મ શરીર જે પૂર્વ શરીરમાં હોય છે તે જ રહે છે. પણ જાતિ તો કોઈ બીજી ગમે તે હોય છે.

આ રીતનો નિયમ નથી. જે પૂર્વ શરીરમાં જાતિ હોય છે, તે જ ઉત્તર શરીરમાં હોય છે. આત્માનો તથા સૂક્ષ્મ શરીરનો ધર્મ જાતિ હોય તો ઉત્તર શરીરમાં બીજી જાતિ થવી જોઇએ નહીં; માટે આત્માનો તથા સૂક્ષ્મ શરીરનો ધર્મ જાતિ નથી, પણ સ્થૂલ શરીરનો ધર્મ જાતિ છે. વળી હું દ્વિજાતિ છું, આ રીતે બ્રાહ્મણત્વ, ક્ષત્રિયત્વ તથા વૈશ્યત્વ જાતિનું આત્મામાં ભાન થાય છે. માટે આત્મામાં જાતિનો અધ્યાસ છે. જેમ રજ્જુમાં સર્પ પરમાર્થરૂપે નથી, છતાં ભાન થાય છે, માટે રજ્જુમાં સર્પનો અધ્યાસ થાય છે. તેમ આત્મામાં જાતિ નથી પણ ભાન થાય છે. માટે આત્મામાં જાતિનો અધ્યાસ છે. વળી આત્માની સાથે જાતિનું સાદૃશ્ય નથી. કારણ કે આત્મા વ્યાપક છે તથા જાતિ પરિચ્છિન્ન છે. આત્મા પ્રત્યક્ છે તથા જાતિ પરાક્ છે. આત્મા વિષયી છે તથા જાતિ વિષય છે. આ રીતે આત્મામાં વિરોધી જાતિનો અધ્યાસ થાય છે. અહીં દ્વિજાતિ શબ્દવડે ત્રણ વર્ણ લેવા. જેમ આત્મામાં સાદૃશ્ય વિના જાતિનો અધ્યાસ થાય છે, તેમ સાદૃશ્ય વિના અહંકારાદિ બંધનો અધ્યાસ પણ આત્મામાં બને છે. સાદૃશ્ય દોષ અધ્યાસનો હેતુ નથી. જો સાદૃશ્ય દોષ અધ્યાસનો હેતુ

હોય તો આત્મામાં જાતિનો અધ્યાસ થવો જોઇએ નહી તથા શંખમાં પીતપણાનો અધ્યાસ થવો જોઇએ નહી. તેમ જ સાકરમાં કટુતાનો અધ્યાસ થવો જોઇએ નહીં. કારણ કે શ્વેત તથા પીત વર્ણનો વિરોધ છે, સાદૃશ્ય નથી. તેમ જ મધુર તથા કટુનો વિરોધ છે, પણ સાદૃશ્યતા નથી. માટે અધિષ્ઠાનમાં મિથ્યા વસ્તુનો સાદૃશ્ય દોષ અધ્યાસના હેતુરૂપ નથી.

**ટીકાઃ**-શિષ્ય—શંખમાં પીતતાનું દૃષ્ટાંત આપવાનું શું કારણ ? ગુરૂ—ન્યાય મત પ્રમાણે નિત્ય એક તથા અનેક ધર્મી વ્યક્તિમાં જે અનુગત ધર્મ, તે જાતિ કહેવાય છે. જાતિનો તથા આત્માનો સાદૃશ્યરૂપ પ્રમેય દોષ બને છે. માટે આત્મામાં જાતિનો અધ્યાસ થાય છે. પ્રમેય દોષ અધ્યાસનો હેતુ છે. આ શંકા મનમાં લાવી બીજા શંખમાં પીતતાના અધ્યાસનું દૃષ્ટાંત આપ્યું છે. વળી શંખમાં પીતતાનો અધ્યાસ નથી, પણ કમળાના દોષવાળાં નેત્રમાં રહેલ પીત વર્ણ શંખમાં લાગે છે, માટે શંખ પીળો ભાસે છે. કોઇ એમ કહે કે, જેમ ઘટમાં મઢેલું જે સુવર્ણ, તે સોનીના તથા અન્ય પુરુષના જોવામાં આવે છે, તેમ શંખનો પીત રંગ પોતાના જોવામાં આવે છે પણ બીજાને નહીં, માટે આ રંગ નેત્રમાંથી નિકળીને શંખમાં વળગે છે એમ નહીં, પણ બ્રહ્મરૂપ છે. જેમ આકાશમાં ઉડેલું જે પક્ષી હોય છે, તે જેના નેત્ર સમીપ થઇ ગયેલું હોય છે, તેને દૂર દેશ પર્યંત જોવામાં આવે છે, અન્યને નહીં. તે જ પ્રમાણે આ પીતરંગ પણ જેનાં નેત્રમાંથી નિકળીને શંખમાં ગયો હોય છે, તેને જ તે જોવામાં આવે છે, બીજાને નહીં. માટે પીત રંગ સત્ય છે. આ રીતની શંકા થાય તો તેના સમાધાનમાં કહ્યું છે કે, આકાશમાં ઉડેલું જે પક્ષી, જેની દૃષ્ટિની સમીપથી જાય છે, તે પુરૂષ આંગળીવડે કરીને બતલાવે તો અન્ય પુરુષના જોવામાં આવે છે, તેમ શંખનો પીત રંગ આંગળીવડે કરીને બતાવે, તોપણ અન્ય પુરુષના

જોવામાં આવતો નથી માટે તે સત્ય નથી, પણ બ્રહ્મરૂપ છે. આ રીતે શંખમાં પીતતાનો અધ્યાસ સાદૃશ્ય દોષ વિના થાય છે. છતાં આ દૃષ્ટાંત ઉપર કહેલા શંકા સમાધાનરૂપી વિવાદવડે સિદ્ધ છે પણ પ્રત્યક્ષ સિદ્ધ વસ્તુમાં વિવાદ હોય નહીં. આ રીતની શંકા મનમાં લાવી શાસ્ત્રમાં કટુતાના અધ્યાસનું દૃષ્ટાંત કહ્યું છે.

## ૮૪ પ્રમાતા દોષનું ખંડન.

વિવરણઃ—તે જ પ્રમાણે પ્રમાતાનો લોભ ભયાદિ દોષ અધ્યાસના હેતુરૂપ નથી; કારણ કે જે લોભ રહિત વૈરાગ્યવાન્ પુરુષ છે, તેને પણ છીપમાં રૂપાનો અધ્યાસ થાય છે, તે થવો જોઇએ નહીં. માટે પ્રમાતાનો દોષ પણ અધ્યાસના હેતુરૂપ નથી.

## પ્રમાણ દોષનું ખંડન.

પ્રમાણનો દોષ પણ અધ્યાસના હેતુરૂપ નથી. કારણ કે સર્વ પુરુષને રૂપ રહિત આકાશ નિલરૂપવાળું પ્રતીત થાય છે. તેમજ કઢાઇના તથા તંબુના આકારવાળું પ્રતીત થાય છે. માટે સર્વને આકાશમાં નીલ રૂપનો, કઢાઇનો તેમજ તંબુનો અધ્યાસ થાય છે. વળી સર્વના નેત્રરૂપ પ્રમાણમાં દોષ કહેવો સંભવી શકે નહીં, માટે પ્રમાણનો દોષ અધ્યાસનો હેતુ નથી.

આકાશમાં નીલાદિકનો જે અધ્યાસ છે, તેમાં એક પ્રમાણ દોષનો જ અભાવ નથી, પણ સર્વ દોષનો અભાવ છે. સાદૃશ્ય પણ નથી તેમ પ્રમાતાનો દોષ પણ નથી. જેમ સર્વ દોષના અભાવવડે આકાશમાં નીલાદિકનો અધ્યાસ થાય છે, તેમ આત્મામાં બંધનો અધ્યાસ દોષ વિના પણ બને છે. માટે દોષના અભાવવડે બંધ અધ્યાસ રૂપે નથી. આ રીતની શંકા હોઇ શકે નહીં. કારણ કે સર્વ દોષનો અભાવ છતાં પણ આ-

કાશમાં નીલાદિકનો અધ્યાસ સર્વ પુરુષને થાયછે, માટે દોષ અધ્યાસનો હેતુ નથી. કવિત્તના ચોથા ચરણનો અર્થ નીચે પ્રમાણે છેઃ—જેને પિત્ત પ્રભૃતિ કહેતાં પીત આદિ અક્ષેમ કહેતાં દોષ નથી, તેને પણ આકાશ કાળા વર્ણવાળું, કઢાઇના આકારવાળું તથા તંબુના આકારવાળું ભાસે છે. માટે પ્રમાણ દોષ અધ્યાસનો હેતુ નથી. ક્ષેમ શબ્દ કુશળવાચક છે, તેનો વિરોધી જે પ્રમાણ દોષ, તે અક્ષેમ કહેવાય છે. જ્ઞાનનું સાધન જે ઇંદ્રિય, તે પ્રમાણ કહેવાય છે. આ રીતે દોષ અધ્યાસના હેતુરૂપ નથી, માટે બંધના અધ્યાસમાં દોષની અપેક્ષા નથી. સંક્ષેપ શારીરકમાં બંધના અધ્યાસ સમયે દોષ પણ પ્રતિપાદન કરેલો છે. વિસ્તારના ભયને લીધે એ વાત અહીં લેવામાં આવી નથી. જો અધ્યાસનો હેતુ દોષરૂપ હોત તો તે નિરૂપણ કરત. પણ દોષ અધ્યાસનો હેતુ નથી, માટે તે દોષનું નિરૂપણ કર્યું નથી.

**ટીકાઃ**—'દોષ અધ્યાસના હેતુ રૂપ નથી;'—આ વાકયનો આશય નિચે પ્રમાણે છેઃ—સર્વ દોષ હોય તો જ અધ્યાસ થાય. આ રીતનો નિયમ નથી. પણ કાંઈક દોષ હોય તો અધ્યાસ થાય છે. જો કે અહીં આકાશમાં નીલાદિકના અધ્યાસમાં સર્વ દોષનો અધ્યાસ પ્રતિપાદન કર્યો છે, જેથી કોઈપણ દોષ અધ્યાસનો હેતુ નથી. છતાં જ્યાં કોઇ દોષ નથી ત્યાં અવિદ્યા દોષ હોય છે. જો સર્વથા દોષનો અભાવ હોય તો અધ્યાસ થાય નહીં. માટે જ શ્રી મધુસૂદન સ્વામીએ અદ્વૈતસિદ્ધિમાં દોષજન્યતા બ્રહ્મનું લક્ષણ કહ્યું છે. અહીં સર્વ દોષના અભાવવડે જે અધ્યાસનું નિરૂપણ કર્યું છે, તે પ્રૌઢીવાદ છે. પ્રૌઢી કહેતાં પોતાની ઉત્કૃષ્ટતાને માટે, વાદ કહેતાં જે કહેવું, તે પ્રૌઢીવાદ કહેવાય. કોઇ દ્વૈતવાદી શંકા કરે કે, વિવાદ યા વિષયરૂપ જે જગત્ છે તે મિથ્યા નથી. કારણ કે તે અધિષ્ઠાનના સમાન સત્તાવાળા દોષવડે અજન્ય છે. જે જે અધિષ્ઠાનના સમાન સ-

ત્તાવાળા દોષવડે અજન્ય હોય છે, તે મિથ્યા હોય નહીં. જે અધિષ્ઠાનના સમાન સત્તાવાળા દોષવડે અજન્ય નથી પણ દોષવડે અજન્ય છે, તે વસ્તુ મિથ્યા ન હોય તેમ નથી, પણ મિથ્યા જ છે. જેમકે રજ્જુ સર્પાદિક. આ વ્યતિરેકી અનુમાનવડે જગતના અધ્યાસનો અભાવ છે. આ રીતની દ્વૈતવાદીની શંકા ખરી નથી; કારણ કે વ્યાવહારીક રજ્જુઆદિ કલ્પિત સર્પાદિકનું જો અધિષ્ઠાન હોય તો તે દૃષ્ટાંતવડે ઉક્ત અનુમાનની સિદ્ધિ થાય. વિચાર કરી જોતાં તો સર્પાદિકનું અધિષ્ઠાન રજ્જુ આદિ ઉપહિત ચેતન છે અથવા વૃત્તિ ઉપહિત ચેતન છે. આ વાત ચોથા પ્રકરણમાં અનિર્વચનીય ખ્યાતિ વાદમાં કહેવામાં આવશે. માટે ચેતનની પરમાર્થ સત્તા હોવાથી સમાન સત્તાવાળા દોષમાં અભાવ છે. વળી મુખ્ય સિદ્ધાંત દૃષ્ટિસૃષ્ટિ વાદમાં તો સર્વ કાર્યની પ્રાતિભાસિક સત્તા હોવાવડે દૃષ્ટાંત રજ્જુ સર્પાદિ તથા દાર્ષ્ટાન્ત જગતની વિલક્ષણતાના અભાવથી એક જ ચેતન, રજ્જુ સર્પાદિકનું તથા ઘટાદિકનું અધિષ્ઠાન છે. માટે અધિષ્ઠાનની સમ સત્તાવાળા દોષનો અભાવ છે. માટે સર્વ અધ્યાસ, અધિષ્ઠાનથી વિષમ સત્તાવાળા દોષવડે ઉત્પન્ન થાય છે. આ રીતે હેતુદૃષ્ટાંતના અભાવથી વ્યતિરેક તથા અનુમાનની અસિદ્ધિ છે, જેથી પ્રપંચ સત્ય નથી, પણ મિથ્યા છે.

શિષ્ય:—સંક્ષેપ સારીરીકાદિ ગ્રંથમાં અધ્યાસના કારણરૂપ દોષને કેવી રીતે પ્રતિપાદન કરેલો છે? ગુરૂ—અંતઃકરણ પ્રદેશને વિષે રહેલ અજ્ઞાનની વિક્ષેપહેતુ શક્તિમાં જે શુભાશુભ કર્મના સંસ્કારરૂપ અદૃષ્ટ છે, તે પ્રમાતા દોષરૂપ છે. ચેતનમાં અન્ય પ્રમાણના અભાવથી પોતાનું સ્વરૂપ જ પ્રમાણ છે. આમાં રહેલી જે અવિદ્યા, તે પ્રમાણ દોષ છે. ચેતનમાં નિરપેક્ષ આંતરતા છે તથા પ્રપંચમાં સાપેક્ષ આંતરતા છે. તેમ જ ચેતનમાં પારમાર્થિક વસ્તુતા છે તથા પ્રપંચમાં અનીર્વચનીય વસ્તુતા છે. માટે આંતરતાવડે તથા વસ્તુતાવડે ચેતનમાં પ્રપંચનુ સાદૃશ્ય

છે. તે જ પ્રમેય હોય છે. આ પ્રમાણે અધ્યાસના કારણરૂપે દોષ પ્રતિપાદન કર્યો છે.

૮૫ કારણ અધ્યાસ નિરૂપણ.

અધિષ્ઠાનના વિશેષરૂપે કરી અજ્ઞાનનું ખંડન (વિવરણ ૫૦ માનો ઉત્તર.)

## दोहा।

**चित् सामान्य प्रकाशतैं, नहीं नसै अज्ञान ॥**
**ल्है प्रकाश सुषुप्तिमैं, चेतनतैं अज्ञान ॥१४॥**

શબ્દાર્થઃ—ચૈતન્યના સામાન્ય પ્રકાશવડે અજ્ઞાનનો નાશ થતો નથી, કારણકે સુષુપ્તિમાં સામાન્ય પ્રકાશ હોય છે, છતાં ચૈતન્યમાં અજ્ઞાનતા રહેલી હોય છે: ૧૪

વિવરણ—પૂર્વે કહ્યું કે, "વિશેષ રૂપવડે અજ્ઞાત વસ્તુમાં અધ્યાસ હોય છે તથા આત્મા તો સ્વયંપ્રકાશરૂપ છે માટે તેને વિષે અજ્ઞાન બને નહીં. કારણકે તમનો તથા પ્રકાશનો પરસ્પર વિરોધ છે. આથી જેમ અત્યંત પ્રકાશમાં રહેલ રજ્જુમાં સર્પનો અધ્યાસ થાય નહીં, તેમ સ્વયંપ્રકાશ આત્મામાં બંધનો અધ્યાસ બની શકે નહીં." આ રીતની શંકા અયોગ્ય છે. કારણ કે આત્મા જો કે પ્રકાશરૂપ છે, છતાં આત્માનો સ્વરૂપરૂપ પ્રકાશ અજ્ઞાનનો વિરોધી નથી. જો આત્મસ્વરૂપ પ્રકાશ અજ્ઞાનનો વિરોધી હોય તો સુષુપ્તિમાં પ્રકાશરૂપ આત્મામાં જે અજ્ઞાનતા પ્રતીત થાય છે, તે થવી જોઇએ નહીં. ઘોર નિંદ્રામાંથી જાગેલા પુરુષને એવું જ્ઞાન થાય છે કે, હું સુખેથી સુતો છું તથા હું કાંઇ પણ જાણતો નથી. આ જ્ઞાનનું સુખ તથા અજ્ઞાન વિષયરૂપે છે. આ સુખ તથી

અજ્ઞાનનું જે જાગ્રતમાં જ્ઞાન છે, તે પ્રત્યક્ષરૂપે નથી. કારણકે જે જ્ઞાનનો વિષય સન્મુખ હોય, તે જ્ઞાન પ્રત્યક્ષરૂપે છે. વળી જાગ્રત કાળમાં સુખ તથા અજ્ઞાન હોતું નથી, માટે જાગ્રતમાં સુખ તથા અજ્ઞાનનું જ્ઞાન પ્રત્યક્ષરૂપે નથી, પણ સ્મૃતિરૂપે છે. આ સ્મૃતિ અજ્ઞાત વસ્તુની હોય નહીં, પણ જ્ઞાત વસ્તુની હોય છે. માટે સુષુપ્તિમાં સુખ તથા અજ્ઞાનનું જ્ઞાન છે. વળી સુષુપ્તિનું જ્ઞાન અંતઃકરણ તથા ઇંદ્રિયજન્ય નથી. કારણ કે સુષુપ્તિમાં અંતઃકરણ તથા ઇંદ્રિયનો અભાવ છે. માટે સુષુપ્તિમાં આત્મસ્વરૂપ જ જ્ઞાન છે. જ્ઞાન તથા પ્રકાશનો એક જ અર્થ છે. આ રીતે સુષુપ્તિમાં આત્મા પ્રકાશરૂપે છે. આ પ્રકાશરૂપ આત્માવડે સ્વરૂપસુખ તથા અજ્ઞાનની પ્રતીતિ થાય છે. જો આત્મસ્વરૂપ પ્રકાશ અજ્ઞાનનો વિરોધી હોય તો સુષુપ્તિમાં અજ્ઞાનની પ્રતીતિ થવી જોઈએ નહીં. માટે આત્મા જો કે પ્રકાશરૂપ છે, પણ આત્માનું સ્વરૂપ પ્રકાશ અજ્ઞાનનું વિરોધી નથી, પણ આત્મસ્વરૂપ પ્રકાશ અજ્ઞાનનો સાધક છે. આ અભિપ્રાયથી વેદાંત શાસ્ત્રમાં કહ્યું છે કે, સામાન્ય ચૈતન્ય અજ્ઞાનનો વિરોધી નથી, પણ વિશેષ ચૈતન્ય જ અજ્ઞાનનો વિરોધી છે. વ્યાપક જે ચૈતન્ય છે, તે સામાન્ય ચૈતન્ય કહેવાય છે તથા વ્યક્તિમાં સ્થિતિ કરીને રહેલું જે ચૈતન્ય, તે વિશેષ ચૈતન્ય કહેવાય છે જેમ કાષ્ઠમાં રહેલો જે સામાન્ય અગ્નિ છે, તે અંધકારનો વિરોધી નથી, પણ મંથનથી ઉત્પન્ન થએલો જે અગ્નિ દીવામાં સ્થિતિ કરીને રહે છે, તે અંધકારનો વિરોધી છે. તે જ પ્રમાણે વ્યાપક ચૈતન્ય અજ્ઞાનનો વિરોધી ન પણ હોય, પણ વેદાંતના વિચારવડે અંતઃકરણની જે બ્રહ્માકાર વૃત્તિ હોય છે તથા તેને વિષે રહેલું જે ચૈતન્ય, તે અજ્ઞાનનો વિરોધી છે. આ રીતે કેવળ ચૈતન્ય અ-

જ્ઞાનનો વિરોધી નથી. પણ વૃત્તિસહિત ચૈતન્ય અજ્ઞાનનો વિરોધી છે અથવા ચૈતન્ય સહિત વૃત્તિ અજ્ઞાનનો વિરોધી છે. આમાં પ્રથમ પક્ષ પ્રમાણે અજ્ઞાનના નાશનો હેતુ ચૈતન્ય છે તથા વૃત્તિ સહાયક છે તથા બીજા પક્ષ પ્રમાણે અજ્ઞાનના નાશનો હેતુ વૃત્તિ છે તથા ચેતન્ય સહાયક છે. આ અવચ્છેદવાદની રીતિ છે. આભાસ વાદમાં તો સામાન્ય ચેતન્યની માફક વિશેષ ચેતન્ય પણ અજ્ઞાનનો વિરોધી નથી, પણ વૃત્તિ સહિત આભાસ અથવા આભાસ સહિત વૃત્તિ અજ્ઞાનનો વિરોધી છે. આ રીતે પ્રકાશરૂપી ચૈતન્ય અજ્ઞાનનો વિરોધી નથી, તેથી ચૈતન્યના આશ્રિત અજ્ઞાન છે. આ અજ્ઞાનવડે આવૃત જે આત્મા, તે બંધના અધ્યાસરૂપે બને છે.

**ટીકાઃ**—શિષ્ય—કારણ અધ્યાસ એટલે શું ? ગુરૂ—પ્રપંચના કારણરૂપ જે અધિષ્ઠાનના વિશેષ રૂપનું અજ્ઞાન, તેનો જે અધ્યાસ, તે કારણ અધ્યાસ કહેવાય છે. જો કે પ્રપંચના અધ્યાસનું કારણ અજ્ઞાન છે તથા અજ્ઞાનના અધ્યાસનું કારણ બીજું કોઇ નથી, જેથી અજ્ઞાનનો અધ્યાસ બને નહીં. છતાં દીપકની માફક તથા સાંખ્યાભિમત સ્વપ્રકાશ આત્માની માફક તથા નૈયાયિક અભિમત ભેદની માફક અજ્ઞાન સ્વપરનો નિર્વાહક છે. માટે તેનો અધ્યાસ બને છે. શિષ્ય–આત્માનો સ્વરૂપપ્રકાશ અજ્ઞાનનો વિરોધી કેમ નથી ? ગુરૂ—જેમ અંધકાર આકાશ આદિ ચાર ભૂતોના ગુણો શબ્દ, સ્પર્શ, રસ તથા ગંધને આવરણ કરતો નથી પણ તેજના ગુણ રૂપને આવરણ કરે છે, માટે અંધકાર તેજના સામાન્યરૂપનો આશ્રિત થઈ રહે છે તથા તેજને જ ઢાંકી નાંખે છે. આથી સામાન્ય તેજ અંધકારનો વિરોધી નથી. તેજ રીતે અજ્ઞાન પણ ચેતનના સામાન્ય પ્રકાશને આશ્રિત થઈ રહે છે તથા તેને જ વિષય કરે છે, માટે સામાન્ય ચૈતન્ય અજ્ઞાનનો વિરોધી નથી. વૃત્તિ સહિત ચૈતન્યઃ-આનો અર્થ ચૈતન્ય સહિત વૃત્તિ અથવા વિશેષ ચૈતન્ય કહેવામાં આવે છે. આ વિશેષચૈ-

તન્ય વૃત્તિના આવરણના નાશનો હેતુ હોવાથી અજ્ઞાનનો વિરોધી છે તથા તે શ્રેષ્ઠ છે. શિષ્ય:—ચૈતન્યવિષે અજ્ઞાન કેવી રીતે સંભવે ? કારણ કે ચૈતન્ય પ્રકાશરૂપ છે તથા જેમ સૂર્યમાં અંધકાર સંભવી શકતો નથી, તેમ આત્મામાં અજ્ઞાન સંભવે નહીં. ગુરૂ—આમ નથી. કારણ કે સૂર્યાદિક જ્યોતિ મહા તેજના વિશેષરૂપે છે. પણ સામાન્ય તેજરૂપે નથી તથા આત્માનું સ્વરૂપ તો સામાન્ય પ્રકાશરૂપે છે, માટે તે અજ્ઞાનનો વિરોધી નથી, માટે સૂર્યનું દૃષ્ટાંત અહીં સંભવી શકે નહીં.

૮૬ વિવરણ:—પૂર્વે કહ્યું કે "સામાન્યરૂપવડે જ્ઞાત તથા વિશેષરૂપવડે અજ્ઞાત વસ્તુમાં અધ્યાસ હોય છે તથા આત્મામાં સામાન્ય વિશેષભાવ નથી, માટે નિર્વિશેષ આત્મા જ્ઞાત તેમજ અજ્ઞાત બની શકે નહિ. કારણ કે આત્મામાં અધ્યાસનો અસંભવ છે." આ રીતની શંકા કરવી અયોગ્ય છે. કારણ કે 'આત્મા છે' આ રીતની સર્વને પ્રતીતિ થાય છે. આત્મા એટલે પોતાનું સ્વરૂપ છે. 'હું નથી' એવી કોઇને પ્રતીતિ થતી નથી. પણ 'હું છું" એવી પ્રતીતિ સર્વને થાયછે. માટે સત્ રૂપે કરી આત્માનું ભાન સર્વને થાય છે. વળી ચૈતન્યરૂપ, આનંદરૂપ, વ્યાપકરૂપ, નિત્ય, શુદ્ધરૂપ તથા નિત્ય મુક્તરૂપથી આત્મા અજ્ઞાત છે તથા સત્રૂપે કરી જ્ઞાત છે. આ વાત અનુભવસિદ્ધ છે. આ અનુભવસિદ્ધ વાર્તા યુક્તિવડે દૂર થતી નથી. આત્માનું સત્રૂપ જે સર્વને પ્રતીત થાય છે, તે સામાન્યરૂપે છે. ચેતન આનંદાદિરૂપ આત્મા કેવળ જ્ઞાનીને જે પ્રતીત થાય છે, તે વિશેષરૂપે છે. અહીં અધિક કાળમાં અધિક દેશવિષે જે હોય, તે સામાન્યરૂપ કહેવાય તથા ન્યૂન દેશમાં ન્યૂન કાળમાં જે હોય, તે વિશેષરૂપે કહેવાય. જો કે આત્માનું સ્વરૂપ ચેતન આનંદાદિ છે, માટે સત્-

ની માફક ચેતન આનંદાદિ સર્વત્ર વ્યાપક છે, પણ સતની અપેક્ષાએ ચેતન આનંદાદિને ન્યૂન દેશમાં તેમ જ ચેતન આનંદાદિની અપેક્ષાથી સત્ રૂપને અધિક દેશમાં કહેવું, એમ બની શકે એમ નથી. માટે આત્માનો સામાન્ય અંશ સત્રૂપ છે તથા વિશેષ અંશ ચેતન આનંદાદિરૂપ છે. આ રીતનું કહેવું પણ બની શકે એમ નથી. છતાં સત્‌ની પ્રતીતિ સર્વને અવિદ્યાકાળમાં પણ થાય છે તથા ચેતન આનંદરૂપ આત્મા છે, આવી પ્રતીતિ સર્વને અવિદ્યા કાળમાં થતી નથી, પણ કેવળ જ્ઞાનીને જ થાય છે. અવિદ્યાકાળમાં આત્મા ચેતનરૂપ, આનંદરૂપ, મુક્તતારૂપ તથા શુદ્ધતારૂપે છે, પણ તે રીતની પ્રતીતિ થતી નથી. માટે પ્રતીતિ ન થતી હોય તે સમાન તે ભાસેછે. આ કારણથી ચેતન્ય આનંદાદિક ન્યૂન કાળ વૃત્તિરૂપે કહેવાય છે તથા સત્રૂપ અધિક કાળ વૃત્તિરૂપે કહેવાય છે. આ રીતે સત્રૂપનો તથા ચૈતન્ય આનંદાદિકનો સામાન્ય વિશેષ ભાવ નથી, છતાં અલ્પ કાળ તથા અધિક કાળમાં પ્રતીતિ થવાથી સામાન્ય વિશેષ ભાવની માફક પ્રતીતિ થાય છે. આ રીતે આત્માનું સત્રૂપ સામાન્ય અંશરૂપે કહેવાય છે તથા ચૈતન્ય આનંદાદિ વિશેષ અંશરૂપે કહેવાય છે. 'આત્મા નિર્વિશેષ છે', આ રીતના સિદ્ધાંતને હાનિ પહોંચતી નથી. જો આત્મામાં સામાન્ય વિશેષ ભાવ અંગીકાર કરીએ તો નિર્વિશેષ આત્મા છે, આ સિદ્ધાંતને હાનિ થાય. પણ તે સામાન્ય વિશેષ ભાવ અંગીકાર કીધો નથી. કેવળ અવિદ્યાને લીધે સામાન્ય વિશેષની માફક પ્રતીતિ થાય છે, જેથી સામાન્ય વિશેષ ભાવ કહેવાયછે. આ રીતે સત્યરૂપે કરીને જ્ઞાત તથા ચેતન રૂપે, આનંદરૂપે, નિત્ય શુદ્ધરૂપે, નિત્ય મુક્તરૂપે તથા બ્રહ્મરૂપે કરી અજ્ઞાત આત્માનાં

બંધનો અધ્યાસ બને છે. આ અધ્યાસરૂપ બંધની જ્ઞાનવડે નિવૃત્તિ થાય છે, માટે ગ્રંથનું પ્રયોજન સંભવે છે.

## વિવરણ ૮૭–(૫૧–૫૮) પૂર્વ પક્ષનો ઉત્તર.

વિવરણઃ—વાદીએ પૂર્વે કહ્યું કે, નિષિદ્ધ કામ્ય કર્મના ત્યાગવડે નિત્ય નૈમિત્તિક પ્રાયશ્ચિત્ત કર્મ કરવાં. જેથી નિષિદ્ધ કર્મના અભાવથી નીચ લોકની પ્રાપ્તિ થતી નથી, તથા કામ્ય કર્મના અભાવથી ઉત્તમ લોકની પ્રાપ્તિ થતી નથી. વળી નિત્ય નૈમિત્તિક કર્મ નહીં કરવાથી જે પાપ થાય, તે પાપ એ કર્મના કરવાવડે કરીને થતું નથી. વળી આ જન્મમાં અથવા અન્ય જન્મમાં પૂર્વે કરેલાં જે પાપ હોય છે, તેનો નાશ સાધારણ તથા અસાધારણ પ્રાયશ્ચિત્તવડે થાય છે. વળી પૂર્વે કરેલ જે કામ્ય કર્મ છે, તેના ફળની ઈચ્છાના અભાવથી મુમુક્ષુને તેનું ફળ થતું નથી. આથી મુમુક્ષુને જ્ઞાન વિના જન્મના અભાવરૂપ મોક્ષ થાય છે."

આ રીતની વાદીની શંકાનું સમાધાન કરતાં પ્રતિવાદી કહે છે કે, "નિત્ય તથા નૈમિત્તિક કર્મનું ફળ પણ સ્વર્ગરૂપે છે. આ વાત ભાષ્યકારે યુક્તિ તથા પ્રમાણવડે પ્રતિપાદન કરી છે. માટે નિત્ય નૈમિત્તિક કર્મવડે ઉત્તમ લોકની પ્રાપ્તિ થશે, પણ જન્મનો અભાવ બનશે નહીં. વળી નિત્ય નૈમિત્તિક કર્મનું ફળ જો અંગીકાર કરવામાં નહીં આવે તો નિત્ય નૈમત્તિક કર્મનો બોધ કરનાર જે વેદ છે, તે પણ નિષ્ફળ થશે. કારણ કે જે નિત્ય નૈમિત્તિક કર્મ નહિ કરવાથી પાપ થાય, તે પાપની અનુત્પત્તિ તેનું ફળ બની શકે. માટે નિત્ય નૈમિત્તિક કર્મ નહી કરવાથી પાપ થતું નથી. કારણ કે નિત્ય નૈમિત્તિકને નહીં કરવું, તે અભાવરૂપે છે તથા પાપ ભાવરૂપે છે.

વળી અભાવવડે ભાવની ઉત્પત્તિ હોય નહીં, માટે નિત્ય નૈમિત્તિક કર્મ નહીં કરવાથી પાપ થાય છે આમ કહેવું બને નહીં. જો નિત્ય નૈમિત્તિક કર્મ નહીં કરવાથી પાપની ઉત્પત્તિ અંગીકાર કરીએ તો અભાવવડે ભાવની ઉત્પત્તિ થાય નહીં. એ રીતની વાત ભગવાને બીજા અધ્યાયમાં જે કહી છે તેમાં વિરોધ આવશે. માટે નિત્ય નૈમિત્તિક કર્મના અભાવથી ભાવ-રૂપ પાપની ઉત્પત્તિ બને નહીં. આ રીતે નિત્ય નૈમિત્તિક કર્મના પાપની અનુત્પત્તિ ફળરૂપ નથી, પણ નિત્ય નૈમિત્તિક કર્મ વિના પણ પાપની ઉત્પત્તિ સિદ્ધ છે, માટે નિત્યનૈમિત્તિક કર્મનું સ્વર્ગરૂપે ફળ જો નહીં અંગીકાર કરીએ તો કર્મ નિષ્ફળ થશે. વળી જો નિત્ય નૈમિત્તિક કર્મનું સ્વર્ગરૂપે ફળ જો નહીં અંગીકાર કરીએ તો કર્મ નિષ્ફળ થશે. વળી જો નિત્ય નૈમિત્તિક કર્મ નિષ્ફળ થશે તો તેનો બોધ કરનારાં વેદ-વચનો પણ નિષ્ફળ થશે. માટે નિત્ય નૈમિત્તિક કર્મથી સ્વર્ગ ફળ હોય છે.

૮૮ વિવરણઃ—પૂર્વે વાદીએ કહ્યું કે "જન્માંતરનાં જે કામ્ય કર્મ છે, તેની ઇચ્છાના અભાવથી ફળ થતું નથી." આમ કહેવું પણ યોગ્ય નથી. કારણ કે કર્મરૂપી બીજવડે બે અંકુર ઉત્પન્ન થાય છે. એક વાસના તથા બીજું અદૃષ્ટ કરી કહેવામાં આવે છે. શુભ કર્મવડે શુભ વાસના તથા ધર્મરૂપ અંકુર ઉત્પન્ન થાય છે તથા અશુભ કર્મવડે અશુભ વાસના તથા અધર્મરૂપ અંકુર ઉત્પન્ન થાય છે. શુભ વાસનાથી ભવિષ્યમાં શુભ કર્મવિષે પ્રવૃત્તિ થાય છે તથા ધર્મવડે સુખ ભોગવવામાં આવે છે. આ રીતે અશુભ વાસનાથી અશુભ કર્મમાં પ્રવૃત્તિ થાય છે તથા અધર્મવડે દુઃખ ભોગવવામાં

આવે છે. આ પ્રમાણે વાસનારૂપ તથા અદૃષ્ટરૂપ અંકુર કર્મરૂપી બીજવડે થાય છે. તેમાં વાસનારૂપી અંકુરનો ઉપાયવડે નાશ થાય છે તથા અદૃષ્ટરૂપી અંકુરનો ફળની ઉત્પત્તિ વિના કોઈ પણ રીતે નાશ થતો નથી. શાસ્ત્રમાં આ રીતનો નિર્ણય કહેલો છે કે, અશુભ કર્મવડે ઉત્પન્ન થયેલ અશુભ વાસનારૂપ જે અંકુર છે, તેનો સત્સંગાદિક ઉપાયવડે નાશ થાય છે તથા શુભ કર્મવડે ઉત્પન્ન થનારી જે શુભ વાસના, તેનો કુસંગાદિવડે નાશ થાય છે. શાસ્ત્રમાં એટલા માટે પુરૂષાર્થ કહ્યા છે, તેવડે પ્રવૃત્તિના હેતુરૂપ વાસનાનો જ નાશ થાય છે. માટે પુરૂષાર્થ સફળ છે. વળી ભોગના હેતુરૂપ દૃષ્ટનો નાશ થતો નથી, માટે ફળ આપ્યા વિના કર્મની નિવૃત્તિ થતી નથી. આ વાત શાસ્ત્રમાં જે કહી છે, તેમાં પણ વિરોધ આવશે નહીં. આ પ્રમાણે અજ્ઞાનીને ફળ ભોગવ્યા વિના કર્મની નિવૃત્તિ બની શકશે નહીં. પણ જ્ઞાનીને ભોગ ભોગવ્યાવિના પણ કર્મની નિવૃત્તિ બને છે. કારણ કે, કર્મ, કર્ત્તા તથા ફળ પરમાર્થને લીધે નથી, પણ અવિદ્યાવડે કલ્પિત છે. વળી અવિદ્યાનો જ્ઞાન વિરોધી છે. માટે અવિદ્યાકલ્પિત કર્માદિકનો જ્ઞાનવડે નાશ થાય છે. જેમ સ્વપ્નમાં નિંદ્રાવડે જે પદાર્થ પ્રતીત થાય છે, તેનો જાગ્રતમાં અવિદ્યાની નિવૃત્તિવડે અભાવ થાય છે. તે જ પ્રમાણે અવિદ્યારૂપ નિંદ્રાવડે કર્મ, કર્ત્તા તથા ફળ જે કાંઇ પ્રતીત થાય છે, તેનો જ્ઞાનદશારૂપ જાગ્રતમાં અવિદ્યાની નિવૃત્તિવડે અભાવ થાય છે. આ અભાવ જ્ઞાનવિના બની શકે નહી. વળી ઈચ્છાના અભાવવડે જો કર્મનો ફળભોગ હોય નહીં તો ઈશ્વરનો સંકલ્પ મિથ્યા થશે. કારણ કે ફળ ભોગ વિના અજ્ઞાનીના કર્મની નિવૃત્તિ થતી નથી. આ રીતનો ઈશ્વરનો સંકલ્પ છે. જો ઈચ્છાના અભાવને લીધે કીધેલ

કર્મનું ફળ હોય નહીં તો ઈશ્વરનો સંકલ્પ મિથ્યા થશે. વળી ઈશ્વર સત્યરૂપે છે, આ વાત શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે. માટે ઇચ્છાના અભાવથી પૂર્વે કીધેલાં કામ્ય કર્મનું ફળ હોય નહીં એમ કહેવું, એ તદ્દન વિરુદ્ધ છે. જો ઈચ્છાના અભાવથી કામ્ય કર્મરૂપ ફળ ન હોય તો અશુભ કર્મનું ફળ પણ કોઇને થવું જોઈએ નહીં. કારણ કે અશુભ કર્મનું ફળ દુઃખરૂપ છે. તેની કોઇને ઈચ્છા થતી નથી, માટે જ્ઞાન વિના કર્મના ફળનો અભાવ હોય નહીં.

૮૯ વિવરણ—પૂર્વે વાદીએ કહ્યું કે, "જેમ કર્મના અનુષ્ઠાન કાળે જે ઈચ્છા રહિત પુરુષ છે, તેને કર્મનું ફળ વેદાંત મત પ્રમાણે અંગીકાર કીધું નથી. તેમ કર્મના અનુષ્ઠાન થવા પછી પણ જો પુરુષની ઇચ્છા જતી રહે તો તેને કર્મનું ફળ હોય નહીં." આ રીતની શંકાના સમાધાનમાં પ્રતિવાદી કહે છે કે, "વાદીએ જે આ વાત કહી છે, તે વેદાંત મતના નહીં સમજવાથી કહી છે; કારણકે ફળની ઇચ્છા સહિત જે કર્મ કરે છે, અથવા તો ફળની ઈચ્છા રહિત જે કર્મ કરે છે, તે સર્વને કર્મનો ફળભોગ તો નિશ્ચય હોય છે. પણ ઈચ્છા રહિત કર્મવડે અંતઃકરણ શુદ્ધ થાય છે તથા ઇચ્છા સહિત જે કર્મ કરે છે, તેને કેવળ સુખ તો થાય છે પણ અંતઃકરણ શુદ્ધ થતું નથી. જો ઈચ્છા રહિત કર્મ કરવાથી શુદ્ધ અંતઃકરણ થઇ શ્રવણવડે જ્ઞાન થઇ જાય તો તેને કર્મનું ફળ થતું નથી. જેણે કર્મ, ફળની ઈચ્છા રહિત કર્યું છે, પણ શ્રવણના અભાવને લીધે અથવા કોઇ અન્ય કારણને લીધે જ્ઞાન ન થાય તો તેને ઇચ્છા રહિત કર્મના ફળનો ભોગ દૂર થતો નથી. આ રીતનો વેદાંતનો સિદ્ધાંત છે. માટે જ્ઞાનવિના કર્મનો ફળભોગ દૂર થતો નથી."

ટીકાઃ–શિષ્યઃ–કર્મની નિવૃત્તિ શાથી થાય ! ગુરૂઃ–ભોગ, પ્રાયશ્ચિત્ત તથા જ્ઞાન આ ત્રણવડે કર્મની નિવૃત્તિ થાય છે, પણ ચોથી વસ્તુ હોતી નથી. તેમાં પ્રારબ્ધ કર્મની ભોગવડે નિવૃત્તિ થાય છે. ક્રિયમાણ કર્મની પ્રાયશ્ચિત્તવડે તેમજ જ્ઞાનવડે નિવૃત્તિ થાય છે તથા સંચિત કર્મની કંઇ એક નિવૃત્તિ સામાન્ય પ્રાયશ્ચિત્તવડે થાય છે પણ સંપૂર્ણ નિવૃત્તિ તો જ્ઞાનવડે થાય છે.

૯૦ વિવરણઃ—પૂર્વે કહ્યું કે "પ્રાયશ્ચિત્તવડે સંપૂર્ણ અશુભ કર્મનો નાશ થાય છે," આ કહેવું પણ યોગ્ય નથી. કારણકે અનંત કલ્પના અશુભ કર્મનું એક જન્મમાં પ્રાયશ્ચિત્ત હોય, એમ સંભવે નહીં. વળી ગંગાસ્નાન તથા ઇશ્વરના નામોચ્ચારણવડે સર્વ પાપનો નાશ કરનાર જે સાધારણ પ્રાયશ્ચિત્ત કહ્યું છે, તે પણ જ્ઞાનના સાધનરૂપ છે; માટે સર્વ પાપનો નાશ કરનાર કહ્યું છે. આથી જ્ઞાનવડે જ સર્વ પાપનો નાશ થાય છે.

૯૧ વિવરણઃ—પૂર્વે કહ્યુ કે, "નિત્ય નૈમિત્તિક કર્મ કરવાથી જે ક્લેશ થાય છે, તે પૂર્વ સંચિત નિષિદ્ધકર્મના ફળરૂપ છે, માટે સંચિત નિષિદ્ધકર્મોનું ફળ બીજું હોય નહી." આ કહેવું પણ અયોગ્ય છે. કારણકે અનંત પ્રકારનાં જે સંચિત નિષિદ્ધ કર્મ છે, તેનું ફળ પણ અનંત પ્રકારનું દુઃખ છે. કેવળ કર્મના અનુષ્ઠાનનો કલેશ તેનું ફળ હોય નહીં.

૯૨ વિવરણઃ–વળી પૂર્વે કહ્યું કે, "સંપૂર્ણ સંચિત કામ્યકર્મવડે એક જ શરીર થાય છે. આ પણ અયોગ્ય છે. કારણકે સંચિત કામ્ય કર્મ અનંત છે, તેનો એક જન્મમાં ભોગ બને નહીં. વળી એક પુરુષને એક કાળમાં અનેક શરીરવડે જે ભોગ કહ્યો, તે પણ સિદ્ધ યોગી વિના બીજા કોઇથી થાય નહીં તથા

સિદ્ધ યોગીને તો બીજું પણ સંપૂર્ણ સામર્થ્ય હોય છે, પણ જ્ઞાન વિના મોક્ષ નથી, આ વેદાંતનો સિદ્ધાંત છે. આ રીતે કામ્યકર્મ તથા નિષિદ્ધ કર્મનો ત્યાગ કરી જે અજ્ઞાની, કેવળ નિત્ય નૈમિત્તિક કર્મ કરે, તેને નિત્ય નૈમિત્તિક કર્મનું ફળ તથા પૂર્વનાં કરેલાં શુભાશુભ કર્મનું ફળ ભોગવવા માટે અનંત શરીર થશે. પણ મોક્ષ પ્રાપ્ત નહીં થાય. માટે જ્ઞાનદ્વારા બંધની નિવૃત્તિ, એ ગ્રંથનું પ્રયોજન બને છે. જેમ સ્વપ્નમાં જે પદાર્થ મિથ્યા પ્રતીત થાય છે, તેની નિવૃત્તિ જાગ્રત વિના થતી નથી, તેમ બંધ પણ મિથ્યા પ્રતીત થાય છે તથા તેની નિવૃત્તિ જ્ઞાનરૂપ જાગ્રત વિના હોતી નથી.

૯૩ વિવરણઃ—આ રીતે ગ્રંથના અધિકારી વિષય તથા પ્રયોજન સંભવે છે તથા અધિકારી આદિના સંભવથી બંધ પણ સંભવે છે, માટે ગ્રંથનો આરંભ બની શકે છે.

## दोहा ।

**दादू दीनदयालजु, सत सुख परमप्रकास ।**
**जामैं मतिकी गति नहीं, सोई निश्चलदास ॥१५॥**

શબ્દાર્થઃ—જે દાતારરૂપે, દીનના ઉપર કૃપાવાનરૂપે, સતરૂપે, સુખરૂપે તથા પરમ પ્રકાશરૂપે છે તથા જેને વિષે બુદ્ધિનો પ્રવેશ થઈ શકતો નથી, એવા શુભ ચૈતન્યરૂપ હું નિશ્ચલદાસ છું. ૧૫



# ॥ श्री विचारसागर. ॥

## તૃતીય તરંગ.

ગુરુશિષ્યનું લક્ષણ ( ૯૪-૯૬ )

ગુરુ ભક્તિ ફળ પ્રકાર નિરૂપણ ( ૯૭-૧૦૮ )

### ૯૪ ગ્રંથારંભની પ્રતિજ્ઞા.

दोहा ।

पेखि च्यारि अनुबंधयुत, पढै सुनै यह ग्रंथ ।
ज्ञानसहित गुरुसैं जु नर, लहै मोक्षको पंथ ॥१॥

શબ્દાર્થ:—ચાર અનુબંધ સહિત ગ્રંથને જે જાણે, જ્ઞાન સહિત ગુરુના મુખથી જે પુરુષ આનું પઠન કરે અથવા એકાગ્ર ચિત્તવડે સાંભળે, તે પુરુષ મોક્ષના પંથરૂપ જ્ઞાનને પ્રાપ્ત થાય. ૧

दोहा ।

अनायासहि मतिभूमिमें, ज्ञानचिमन आबाद ।
व्है इहि कारन कहतहूं, गुरुशिष्यसंवाद ॥२॥

શબ્દાર્થ:—અનાયાસે કરી બુદ્ધિરૂપી પૃથ્વીમાં જ્ઞાનરૂપી બાગ પ્રફુલ્લિત થાય છે. આ કારણથી ગુરુ શિષ્યના સંવાદરૂપે હું ગ્રંથનો આરંભ કરૂં છું. ૨

વિવરણઃ—ગુરુ શિષ્યના સંવાદવડે અર્થનું નિરૂપણ કરવાથી શ્રોતાને બોધ અત્યંત સહેલાઇથી થાય છે. આ કારણથી ગુરુ શિષ્યના સંવાદવડે ગ્રંથનો આરંભ કરવામાં આવે છે. ૨

૯૫ ગુરુનું લક્ષણ.

चोपाई ।

वेदअर्थकूं भलै पिछानै । आतम ब्रह्मरूप इकजानै ॥
भेद पंचकी बुद्धि नसावै । अद्वय अमल ब्रह्मदरसावै ३
भव मिथ्या मृगतृषासमाना ।
अनुभव इमि भाषत नहिं आना ॥
सो गुरु दे अद्भुत उपदेशा ।
छेदक शिखा न लुंचितकेशा ॥ ४ ॥

શબ્દાર્થઃ—જે વેદના અર્થને સારી રીતે જાણતો હોય, જીવ તથા બ્રહ્મ એકરૂપે છે એમ જાણતો હોય, પાંચ પ્રકારના ભેદવાળી બુદ્ધિનો નાશ કરવા જે સમર્થ હોય તથા અદ્વૈતરૂપ નિર્મળ બ્રહ્મનું દર્શન જે કરાવે, સંસાર મિથ્યા મૃગતૃષ્ણારૂપે છે એવું જેનું કહેવું માત્ર નથી પણ અનુભવ જેને થયેલો છે, તે જ ગુરુ અદ્દ્ભુત ઉપદેશ આપી શકે છે. પણ કેવળ પોતાનું મસ્તક મુડાવી શિષ્યનું પણ મસ્તક મુડાવનારો ગુરુ કહેવાય નહીં. ૩–૪

વિવરણ—વેદના અર્થને સારી રીતે જાણવું, આમ કહેવાથકી વેદનું જેણે અધ્યયન કરેલું છે એવો આચાર્ય લેવો. વળી કહ્યું છે કે જીવ બ્રહ્મની એકતા નિશ્ચયવડે કરીને

જે જાણે તથા તેથી આત્મજ્ઞાનમાં જેની સ્થિતિ થાય, તે આચાર્ય કહેવાય છે. જેણે વેદનું પઠન કર્યું હોય, પણ જ્ઞાનમાં જેની નિષ્ઠા ન હોય, તે આચાર્ય નથી. તેમજ જ્ઞાનમાં જેની નિષ્ઠા હોય પણ જે વેદ ભણ્યો નહીં હોય, તે પોતે જો કે મુક્ત છે, છતાં તે ઉપદેશ કરવા યોગ્ય આચાર્ય નથી. કારણકે જિજ્ઞાસુની શંકા નિવૃત્ત કરવા માટે તેને યુક્તિ પ્રયુક્તિ આવડતી નથી. જેના ચિત્તમાં કોઈ પણ પ્રકારની શંકા થતી નથી, એવો જે ઉત્તમ સંસ્કારવાળો જિજ્ઞાસુ છે, તે જો કે ઉપદેશ કરવા સમર્થ છે પણ સર્વને ઉપદેશ કરવા સમર્થ નથી, માટે તે આચાર્ય નથી. પણ જેણે વેદનું અધ્યયન કરેલું હોય તથા જ્ઞાનમાં જેની નિષ્ઠા હોય, તે જ આચાર્ય કહેવાય છે. શિષ્યની બુદ્ધિમાં પાંચ પ્રકારના ભેદનું ભાન થાય છે. તેનું અનેક પ્રકારની યુક્તિવડે દૂર કરવા આચાર્ય સમર્થ હોવો જોઈએ. આ પાંચ પ્રકારના ભેદ નિચે પ્રમાણે છે:—જીવ ઇશ્વરનો ભેદ, જીવે જીવનો પરસ્પર ભેદ, જીવ તથા જડનો ભેદ, ઇશ્વર તથા જડનો ભેદ, તેમજ જડે જડનો ભેદ. આ ભેદનું ખંડન કરવું જોઇયે; કારણ કે ભેદ એ ભયના કારણરૂપ છે, માટે ભેદનું નિરાકરણ અવશ્ય કર્ત્તવ્ય છે. આ પ્રમાણે ભેદનું નિરાકરણ કરી અદ્રય તથા અમલ કહેતાં અવિદ્યાદિ મળ રહિત બ્રહ્મને જે આચાર્ય દર્શાવે અર્થાત્ આત્મસ્વરૂપે કરી સાક્ષાત્કાર કરાવે, તેમજ સર્વ સંસાર મિથ્યારૂપે છે, એ રીતનો ઉપદેશ વાણી માત્રવડે નહીં, પણ અનુભવવડે આપી શકે, તેવો અદ્ભુત ઉપદેશ આપવાવાળો આચાર્ય કહેવાય છે. પણ કેવળ પોતે બોડાવીને શિષ્યની શિખા છેદન કરવાવાળો અથવા તો બીજા કોઇ સંપ્રદાયના ચિન્હ માત્રવડે અંકિત કરવાવાળો જે ગુરુ છે, તે આચાર્ય કહેવાય નહીં.

दोहा ।

करत मोक्ष भवग्राहतैं, दे असि निज उपदेस ।
सो दैसिक बुध जन कहत, नहिं कृत गैरिकवेस ५

શબ્દાર્થઃ—ભવરૂપી ગ્રુડમાંથી જે મુક્ત કરી શકે છે તથા ઉપદેશરૂપી તલવાર જે આપી શકે છે, તેને વિદ્વાનો ઉપદેશકરૂપે કહે છે, પણ ગેરૂરંગે રંગેલાં કપડાં ધારણ કરવાવાળો આચાર્ય હોઇ શકે નહીં. ૫

ટીકાઃ-પાંચ પ્રકારના ભેદના ખંડનની યુક્તિઓ નીચે પ્રમાણે છેઃ-(૧) જીવવડે ઇશ્વરનો ભેદ કલ્પિત છે; કારણકે ઘટાકાશ ભેદની માફક, આ ભેદ અવિદ્યા માયારૂપ ઉપાધિવડે થયેલો છે. (૨) જીવે જીવનો ભેદ પરસ્પર કલ્પિત છે; કારણકે અનેક ઘટાકાશોના ભેદની માફક આ ભેદ સાભાસ અંતઃકરણરૂપ ઉપાધિવડે બનેલો છે. (૩) જીવ તથા જડનો ભેદ કલ્પિત છે; કારણ કે સ્વપ્નમાં રહેલા જડ તથા ચૈતન્યની માફક આ ભેદ સાભાસ અંતઃકરણ તથા નિરાભાસ નામરૂપમય ઉપાધિવડે થયેલો છે. (૪) ઇશ્વર તથા જડનો ભેદ કલ્પિત છે; કારણકે સાક્ષી તથા સ્વપ્ન પ્રપંચના ભેદની માફક આ ભેદ સાભાસ માયા તથા નામરૂપમય ઉપાધિવડે થયેલો છે. (૫) જડ તથા જડનો ભેદ કલ્પિત છે; કારણ કે રજ્જુમાં કલ્પિત સર્પ દંડાદિના ભેદની માફક નામ રૂપમય ઉપાધિવડે આ ભેદ થયેલો છે. આ રીતે પાંચે પ્રકારના ભેદના ખંડનની યુક્તિઓ છે.

## ૯૬. શિષ્યનું લક્ષણ.

दोहा ।

दैसिकके लक्षण कहे, श्रुति मुनि वच अनुसार ।
सो लक्षण हैं शिष्यके, व्है जिनतैं अधिकार ॥६॥

**શબ્દાર્થ**:—શ્રુતિ તથા મુનિનાં વચનને અનુસરી આચાર્યનાં જે કાંઈ લક્ષણ કહ્યાં, તે જ લક્ષણ શિષ્યનાં જાણવાં તથા આ સાધનવડે જ ગ્રંથમાં અધિકાર થાય છે. ૬

**વિવરણ**:—શાસ્ત્રને અનુસાર દૈસિક કહેતાં ગુરુ તેનું લક્ષણ કહ્યું તથા જે સાધનવડે ગ્રંથમાં આધકાર થાય, તે સાધન શિષ્યના લક્ષણરૂપ છે. અર્થાત્ સારાંશ એ કે, અધિકારીનાં જે કાંઇ લક્ષણ પૂર્વે કહ્યાં, તે જ લક્ષણ શિષ્યનાં જાણી લેવાં. [૬]

### ૯૭. ગુરુ ભક્તિનું ફળ નિરૂપણ.

**दोहा।**

**ईश्वरतैं गुरुम अधिक धारै भक्ति सुजान।**
**बिन गुरुभक्ति प्रवीनहू, लहै न आतमज्ञान ॥७॥**

**શબ્દાર્થ**:—ઇશ્વર કરતાં ગુરુવિષે સારા પુરુષે વધારે ભક્તિ ધારણ કરવી. કારણ કે સર્વ શાસ્ત્ર વિષે પ્રવીણ એવા શિષ્યને ગુરુવિષે ભક્તિ વિના આત્મજ્ઞાન પ્રાપ્ત થતું નથી. ૭

**વિવરણ**:—સુજ્ઞ પુરુષે ગુરુમાં ઇશ્વર કરતાં અધિક ભક્તિ કરવી. કારણ કે જે શાસ્ત્રમાં પ્રવિણ પુરુષ હોય, તે પણ ગુરુના ઉપદેશ વિના જ્ઞાનને પ્રાપ્ત થતો નથી. પૂર્વના દોહામાં જે વાત કહી, તે જ વાત હવે દૃષ્ટાંતવડે પ્રતિપાદન કરે છે. ૭

**दोहा।**

**वेद उदधि बिन गुरु लखै, लागै लौन समान।**
**बादर गुरुमुखद्वार व्है अमृतसें अधिकान ॥८॥**

**શબ્દાર્થઃ**—વેદરૂપી સમુદ્ર ગુરુવિના મીઠાની માફક ખારો છે. વાદળીરૂપે બ્રહ્મનિષ્ઠ ગુરુના મુખનું દ્વાર છે, જેમાં થકી નિકળતાં વચનો સાંભળી અમૃત કરતાં પણ અત્યંત આનંદ થાય છે. ૮

**વિવરણઃ**—વેદરૂપી ઉદધિ કહેતાં જે સમુદ્ર, તે મીઠાની પેઠે ખારો છે. જેમ ખારા સમુદ્રમાં પેસી જળનું જે પાન કરે છે, તે કેવળ ક્ષારપણાનો જ અનુભવ કરે છે તથા તેને કલેશ જ પ્રાપ્ત થાય છે. તેમજ ગુરુવિના જે વેદના અર્થનો વિચાર કરે છે, તે વેદરૂપી ક્ષારનો અનુભવ કરી જન્મ મરણરૂપી ખેદને પામે છે. આ કારણથી જ રામાનુજ તથા મધ્વથી લઈ જેટલા અનેક પુરુષો છે, તેઓએ વેદના અર્થનો જો કે વિચાર તો કર્યો છે પણ ગુરુદ્વારા નથી કર્યો. માટે ભેદમાં નિશ્ચય કરી તેઓ જન્મ મરણ રૂપી ખેદને જ પ્રાપ્ત થયા, પણ મુક્તિરૂપ આનંદ તેઓને પ્રાપ્ત થયો નહિ.

જો કે રામાનુજ આદિ જે થયા છે, તેઓએ પણ વેદ પોતપોતાના ગુરુ પાસેથી પઠન કરી વિચાર્યો છે તથા વિચાર કરી તેનું વ્યાખ્યાન કર્યું છે, છતાં જેઓની પાસેથી તેઓએ વેદનું પઠન કર્યું, તે ગુરુ હોઈ શકે નહિ. કારણકે જીવ બ્રહ્મની એકતાનો જે ઉપદેશ કરે, તે જ ગુરુ હોય છે. આ વાત પૂર્વે ગુરુ લક્ષણના પ્રસંગમાં કહી આવ્યા. વળી તેના જે પાઠક હોય છે, તેઓ પણ જીવ બ્રહ્મના ભેદનો ઉપદેશ આપવાવાળા હોય છે. માટે તેને વિષે જે ગુરુ શબ્દનો ઉપયોગ કરે છે તે અર્હંતની માફક કરે છે. જેમ અર્હંતનો શિષ્ય અર્હંતને ગુરુ કહે છે પણ અર્હંત ગુરુપદનો વિષય અર્થાત્ અર્થ નથી. તેમ ભેદવાદી પુરુષના જે શિષ્ય છે, તેઓ પોતાના પાઠકોને ગુરુ કહે છે, પણ તે ગુરુ નથી. માટે રામાનુજથી લઈ જેટલા ભેદ-

વાદીઓ છે, તેઓએ ગુરુદ્વારા વિચાર કર્યો નથી. આ કારણ-થી ભેદમાં અભિનિવેશ કરી જન્મમરણરૂપી ક્લેશને તેઓ પ્રાપ્ત થયા.

તે જ પ્રમાણે બીજો પણ કોઇ પૂર્વ લક્ષણયુક્ત ગુરુ વિના વેદના અર્થનો જો વિચાર કરે અથવા તો ભેદવાદી પુરુષ પાસે પઠન કરી તેનો વિચાર કરે, તે પણ ભેદરૂપી ક્ષારનો અનુભવ કરી જન્મમરણરૂપી ક્લેશનો જ અનુભવ કરે છે. આ આઠમા દોહાના પૂર્વાર્ધનો અર્થ છે. વાદળરૂપી બ્રહ્મવેત્તા ગુરુના મુખ-દ્વારા વચનને સાંભળી જે જનો વિચાર કરે, તેને અમૃત કરતાં પણ અધિક આનંદના હેતુરૂપ જ્ઞાન પ્રાપ્ત થાય છે. જેમ સ-મુદ્રનું જળ સ્વરૂપવડે કરીને ખારું છે તથા વાદળદ્વારા તે મધુર થાય છે, તેમ વેદનો અર્થ બ્રહ્મજ્ઞાની ગુરુદ્વારા આનંદના હેતુરૂપ છે. ૮

## ૯૮ જ્ઞાની ગુરુ પાસેથી વેદના પઠન તથા શ્રવણની યોગ્યતા.

**વિવરણઃ**—પૂર્વના દોહામાં એ પ્રમાણે કહ્યું છે કે, "જે કોઇ ગુરુ પાસેથી વેદના અર્થનું પઠન કરે છે, તેને વિચારવડે મુક્તિરૂપી જ્ઞાનનું ફળ પ્રાપ્ત થાય છે. પણ તેનો ગુરુ જ્ઞાની હોય અથવા અજ્ઞાની હોય, તે રીતનો કાંઈ ભેદભાવ દર્શાવ્યો નથી. તે હવે કહે છે. જો કે જ્ઞાનહીન ગુરુ નથી, એ પૂર્વે કહી ગયા. છતાં પૂર્વે કહી ગયલી વાતને દૃષ્ટાંતવડે પ્રતિપાદન કરે છે.

### दोहा।

**हतिपुट घट सम अज्ञजन, मेघसमान सुजान।**
**पढै वेद इहि हेतुतैं, ज्ञानीप तजि आन॥९॥**

**શબ્દાર્થ:**—અજ્ઞાની ગુરુ ચામડાની મસક સમાન અથવા તો ઘડાના જેવો છે તથા જ્ઞાની જન મેઘના જેવો છે. આ કારણથી અજ્ઞાની ગુરુનો ત્યાગ કરી જ્ઞાની પાસેથી વેદનું પઠન કરવું જોઇએ. (૯).

**વિવરણ:**—અજ્ઞ કહેતાં જે અજ્ઞાની પુરુષ છે, તે દૃતિપુટ કહેતાં મસક તથા ચરસ આદિ ચર્મપાત્ર અથવા ઘટ દ્વારા ગ્રહણ કરવામાં આવેલું સમુદ્રનું જળ, વિલક્ષણ સ્વાદના હેતુરૂપ નથી તેમ અજ્ઞાની પુરુષદ્વારા ગ્રહણ કરવામાં આવેલું વેદરૂપી જળ વિલક્ષણ આનંદના હેતુ રૂપ નથી. માટે અજ્ઞાની ગુરુચર્મપાત્ર તથા ઘટ સમાન છે. વળી સુજાણ કહેતાં જ્ઞાની મેઘ સમાન છે, એ વાત પૂર્વે પ્રતિપાદન કરી છે. માટે ચર્મપાત્ર અથવા ઘટ સમાન જ્ઞાની ગુરુનો ત્યાગ કરી, મેઘ સમાન જ્ઞાની ગુરુ પાસેથી શિષ્યે વેદના અર્થનું શ્રવણ કરવું અથવા પઠન કરવું.

### ૯૯ ભાષાગ્રંથથી પણ જ્ઞાન થાય છે.

**વિવરણ:**—જ્ઞાનવાનની પાસેથી વેદનું પઠન કરવું, આ કહેવાથી શંકા એ થાય છે કે, વેદની શ્રુતિદ્વારા જીવ બ્રહ્મના સ્વરૂપનો વિચાર કરવાથી જ્ઞાન પ્રાપ્ત થાય છે. આથી અન્ય સંસ્કૃત ગ્રંથથી તથા ભાષાગ્રંથવડે જ્ઞાન પ્રાપ્ત થતું નથી. માટે ભાષા ગ્રંથનો આરંભ નિષ્ફળ થશે. આ સમાધાન માટે નીચેનો દોહો આપ્યો છે.

**दोहा ।**

**ब्रह्मरूप आहि ब्रह्मवित, ताकी बानी वेद ।**
**भाषा अथवा संसकृत, करत भेदभ्रम छेद ॥१०॥**

શબ્દાર્થઃ—બ્રહ્મવેત્તા જે પુરુષ છે, તેની વાણી વેદરૂપ છે. તેની ભાષા જો કે ભાષારૂપે હોય અથવા તો સંસ્કૃતરૂપે હોય, છતાં તે સર્વ પ્રકારના ભેદભ્રમનું છેદન કરે છે. (૧૦)

વિવરણઃ—પૂર્વે એમ કહ્યું છે કે "વેદના વચન વિના જ્ઞાન થતું નથી" આ રીતનો નિયમ હોતો નથી. જેમ આયુર્વેદમાં કહેલા રોગ, તેનું નિદાન તથા ઔષધ, આ સર્વનું અન્ય સંસ્કૃત ગ્રંથવડે તથા ફારસી ગ્રંથવડે જ્ઞાન થઇ જાય છે, તેમ સર્વ આત્મા રૂપ બ્રહ્મનું જ્ઞાન પણ ભાષાદિ ગ્રંથવડે થાય છે. આટલા માટે સર્વજ્ઞ એવા ઋષિ તથા મુનિઓએ સ્મૃતિ, પુરાણ તથા ઇતિહાસ ગ્રંથમાં બ્રહ્મવિદ્યાનાં પ્રકરણો કર્યાં છે. જો વેદ વિના જ્ઞાન ન થાય તો તે સંપૂર્ણ પ્રકરણો નિષ્ફળ થઈ જશે. માટે આત્માના સ્વરૂપના પ્રતિપાદક વાક્યોવડે જ્ઞાન પ્રાપ્ત થાય છે. પછી તે વાક્યો વેદમાંથી હોય અથવા તો અન્ય ગ્રંથોમાંથી હોય. આ રીતે ભાષાગ્રંથવડે પણ જ્ઞાન થાય છે. આ વાત સિદ્ધ થઇ.

ટીકાઃ-શિષ્યઃ-શું ભાષા ગ્રંથવડે જ્ઞાન થાય છે? ગુરૂ-આના સમાધાનમાં નીચેની શંકાઓ આવે છે;-ભાષાગ્રંથ વેદને અનુસારે નથી તેથી તેનું જ્ઞાન થતું નથી અથવા તે ભાષારૂપ છે તેથી તેવડે જ્ઞાન થતું નથી અથવા અવતારરૂપ શરીરવડે રચાયલું નથી માટે તેનું જ્ઞાન થતું નથી અથવા તો તે અશુદ્ધ છે માટે તેવડે જ્ઞાન થતું નથી. આ રીતના ચાર વિકલ્પો છે. તેમાં વેદને અનુસાર નથી, આવી રીતનો પ્રથમ પક્ષ લઇએ તો વેદના પાઠને અનુસાર નથી અથવા વેદના અર્થને અનુસાર નથી એમ કહીએ તો અન્ય સંસ્કૃત ગ્રંથ પણ વેદના પાઠને અનુસારી નથી, માટે તેવડે જ્ઞાન ન થવું જોઇએ. જો વેદના અર્થને અનુસાર ભાષા ગ્રંથ નથી, એમ કહેશો તો તે અસંભવિત છે; કારણકે જેમ કેટલાક સંસ્કૃત ગ્રંથ વેદ અ-

ર્થના અનુસારી છે તેમ કેટલાક પ્રાકૃત ગ્રંથ પણ વેદ અર્થના અનુસારી છે. માટે આ વેદને અનુસારે અન્ય સંસ્કૃત ગ્રંથ તથા પ્રાકૃત ગ્રંથવડે ઔષધિ આદિનું જ્ઞાન થાય છે. તેમ વેદ અર્થના અનુસારી સંસ્કૃત તથા પ્રાકૃત ગ્રંથવડે જ્ઞાન થાય છે. જો ભાષા ગ્રંથ ભાષારૂપ છે, માટે તેવડે જ્ઞાન થતું નથી, એમ કહેશો તો જેમ સંસ્કૃત ગ્રંથ દેવ ભાષારૂપ છે તેમ પ્રાકૃત ગ્રંથ નર ભાષારૂપે છે. ભાષાપણું બેઉમાં સરખું છે. જો ભાષાગ્રંથ અવતાર શરીર રચિત નથી, માટે તેવડે જ્ઞાન થતું નથી એમ માનશો તો કેટલાક સંસ્કૃત ગ્રંથો પણ અવતાર રચિત નહીં હોવાથી જ્ઞાન થવું જોઇએ નહીં. જો એમ કહો કે ભાષાગ્રંથ અશુદ્ધ છે તો પ્રાકૃતના નિયમવડે સંસ્કૃત ગ્રંથ અશુદ્ધ છે, તેમ સંસ્કૃતના નિયમવડે પ્રાકૃત ગ્રંથ અશુદ્ધ છે. આ રીતે અશુદ્ધતા બેઉનામાં સરખી છે.

આ પ્રમાણે ભાષા ગ્રંથવડે જ્ઞાન થતું નથી એમ કહેવું, એ કેવળ હઠવાદ છે. આ અભિપ્રાયથી નાનક, દાદુજી, રામદાસ સ્વામિ, એક નાથ સ્વામિ, જ્ઞાનુબા આદિ અનેક મહાત્મા પુરુષોએ પ્રાકૃત વાણી રચેલી છે તેમ આધુનિક બ્રહ્મવેત્તા પુરુષો જે પ્રાકૃત ગ્રંથ કરે છે અને કરશે, તે સર્વ સંસ્કૃત ગ્રંથના અભ્યાસથી રહિત અધિકારી પુરુષના જ્ઞાનદ્વારા કલ્યાણના હેતુરૂપ છે. અપ્પય દિક્ષિત પંડિતે સિદ્ધાંત લેશ નામના ગ્રંથમાં અપભ્રંશિત શબ્દમાં ઉચ્ચારણનો નિષેધ કરી શ્રુતિનું પ્રમાણ આપ્યું છે કે ભાષગ્રંથ નિષેધરૂપે છે. તે કેવળ તેણે પોતાના પાંડિત્યની પ્રબળતા બતાવવા માટે કહ્યું છે; કારણકે શ્રી વ્યાસ રચિત સૂતસંહિતામાં કહ્યું છે કે, સંસ્કૃત પ્રાકૃતવડે, ગદ્યપદ્ય અક્ષરોવડે તથા દેશ ભાષાના અક્ષરોવડે જે બોધ કરે, તે ગુરુ કહેવાય છે. આ અર્થવાળા વાકયવડે પ્રાકૃત ભાષાથી પણ બોધ થાય છે, આ રીતનું સૂચન કર્યું. જો સર્વથા પ્રાકૃત ભાષા અન ઉચ્ચારણીય હોય તો સર્વ લૌકિક વ્યવહાર તથા શાસ્ત્ર વ્યાખ્યાન આદિ વૈદિક વ્યવહારનો લોપ થશે.

પણ અનાદિ કાળથી ચાલતી આવેલ ભાષા વ્યવહારનો સર્વથા નિષેધ હોઈ શકે નહિં. માટે પૂર્વે શ્રુતિનો જે નિષેધ કરવામાં આવ્યો છે, તે કેવળ યજ્ઞ સંબંધી વ્યવહારમાં અપભ્રંશી શબ્દનો ઉચ્ચાર નહીં કરવો, તેટલા માટે છે.

## ૧૦૦ જિજ્ઞાસુને બ્રહ્મવેત્તા આચાર્યની સેવાની કર્તવ્યતા.

### दोहा।

**बानी जाकी वेदसम, कीजे ताकी सेव।**
**व्है प्रसन्न जब सेवतैं, तब जानैं निजभेव ॥११॥**

શબ્દાર્થઃ—જે બ્રહ્મવેત્તાની વાણી વેદ સમાન છે, તે બ્રહ્મવેત્તા આચાર્યની જિજ્ઞાસુએ સેવા કરવી. કારણકે જ્યારે સેવાવડે આચાર્ય પ્રસંન થાય છે ત્યારે તેણે નિજ ભેવ કહેતાં પોતાનું સ્વરૂપ ઓળખવું જોઇએ. ૧૧

વિવરણઃ—આમ કહેવાથકી એ વાત સિદ્ધ થાય છે કે, આચાર્યની સેવા ઇશ્વરની સેવા કરતાં પણ અધિક છે; કારણ કે ઈશ્વરની સેવા અદ્રષ્ટ ફળના હેતુરૂપ છે અને આચાર્યની સેવા અદ્રષ્ટ ફળ તથા દ્રષ્ટ ફળ બેઉના હેતુરૂપ છે. જે વસ્તુ ધર્મ અધર્મની ઉત્પત્તિદ્વારા ફળના હેતુરૂપ હોય, તે અદ્રષ્ટ ફળના હેતુરૂપ કહેવાય તથા જે વસ્તુ ધર્મ અધર્મની ઉત્પત્તિ વિના સાક્ષાત્ ફળના હેતુરૂપે હોય તે દ્રષ્ટફળના હેતુરૂપ કહેવાય. ઈશ્વરની સેવા ધર્મની ઉત્પત્તિદ્વારા અંતઃકરણની શુદ્ધિરૂપ ફળના હેતુરૂપ હોવાથી અદ્રષ્ટ ફળના હેતુરૂપ છે તથા આચાર્યની સેવા ધર્મની અપેક્ષા વિના આચાર્યની પ્રસન્નતાવડે ઉપદેશરૂપી ફળના હેતુરૂપ હોવાથી દ્રષ્ટફળના હેતુરૂપ છે તથા ધર્મની ઉ-

ત્પત્તિદ્વારા અંતઃકરણની શુદ્ધિરૂપ ફળના હેતુરૂપ છે. માટે અદૃષ્ટ ફળના પણ હેતુરૂપ છે. આ પ્રમાણે આચાર્યની સેવા ઈશ્વરસેવા કરતાં પણ ઉત્તમ છે. માટે જિજ્ઞાસુએ સર્વ પ્રકારે બ્રહ્મવેત્તા આચાર્યની સેવા કરવી.

### ૧૦૧ આચાર્યની સેવાનો પ્રકાર.

सोरठा ।

ह्वै जबही गुरुसंग, करै दंडाजिम दंडवत ।
धारै उत्तम अंग, पावन पादसरोजरज ॥१२॥

શબ્દાર્થઃ—જ્યારે ગુરુ સમીપ આવે ત્યારે દંડની માફક તેને સાષ્ટાંગ પ્રણામ કરવા; તથા પવિત્ર પાદરૂપી કમળની રજને ઉત્તમ અંગ કહેતાં મસ્તકપર ધારણ કરવી.(૧૨).

ટીકાઃ-શિષ્યઃ-આઠ અંગ કયાં ? ગુરુઃ-બે જાનુ, બે પાદ, બે હસ્ત, હૃદય તથા શિર, આ આઠ અંગને ભૂમિ ઉપર પાથરી જે દંડની માફક દીર્ઘ નમસ્કાર હોય છે, તે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કહેવાય છે.

चौपाई ।

गुरुसमीप पुनि करिये वासा ।
जो अति उत्कट ह्वै जिज्ञासा ॥
तन मन धन वच अर्पी देवै ।
जो चाहै हिय बंधन छेवै ॥ १३ ॥

શબ્દાર્થઃ—જો અત્યંત ઉત્કંઠ જિજ્ઞાસા થાય તો તેણે ગુરુની સમીપ જ વાસ કરવો. જો ભવબંધનને કાપવાની ઈ-

ઇચ્છા રાખતો હોય તો તેણે તન મન ધન વચન અર્પણ કરી દેવાં. ૧૩

૧૦૨ તનના અર્પણનો પ્રકાર.

चोपाई—तनकरि बहु सेवा विस्तारै।
आज्ञा गुरुकी कबहू न टारै ॥

શબ્દાર્થઃ—શરીરવડે ગુરુની ઘણી જ સેવા કરવી તથા ગુરુની આજ્ઞાનો કદી પણ લોપ કરવો નહીં.

૧૦૩ મનના અર્પણનો પ્રકાર

मनमैं प्रेम रामसम राखै।
व्है प्रसन्न गुरु इम अभिलाखै ॥ १४ ॥
दोषदृष्टि स्वपने नहिं आनै।
हरि हर ब्रह्म गंग रवि जानै।
गुरुमूरतिको हियमैं ध्याना।
धारै जो चाहै कल्याना ॥ १५ ॥

શબ્દાર્થઃ—ગુરુને વિષે અંતઃકરણમાં પ્રેમ પરમેશ્વર તુલ્ય રાખવો તથા જે રીતે ગુરુ પ્રસન્ન થાય એવી ઇચ્છા રાખવી. સ્વપ્નમાં પણ ગુરુને વિષે દોષદૃષ્ટિ રાખવી નહી તથા જે શિષ્ય પોતાનું કલ્યાણ ઇચ્છતો હોય તો તેણે ગુરુને હરિ, હર, બ્રહ્મા, ગંગા તથા સૂર્ય સમાન જાણવા તથા ગુરુની મૂર્તિનું હૃદયમાં ધ્યાન ધરવું. ૧૪-૧૫

**ટીકાઃ—मनमैं प्रेम राम सम राखैः—**પ્રેમ જે ભક્તિ તે રામ **કહેતાં પરમેશ્વરની તુલ્ય રાખવી અર્થાત્ ગુરુને પરમેશ્વર**

તુલ્ય જાણી તેની ભક્તિ કરવી. શ્રુતિમાં પણ કહ્યું છે કે, જેને દેવમાં પરમ ભક્તિ છે તથા જેવી દેવમાં છે તેવી જ ગુરુમાં પણ છે, તે મહાત્માને બ્રહ્મ તથા આત્માની એકતારૂપ જ્ઞાન પોતાની મેળે પ્રકાશે છે.

ગુરુને હરિ, હર, બ્રહ્મા વગેરે જાણવામાં રહસ્ય એ છે કે, ગુરુ જ્યારે શિષ્યના ઉપર વત્સલતા રાખે ત્યારે શિષ્યે તેમને હરિરૂપ કહેતાં વિષ્ણુરૂપે જાણવા. જ્યારે ગુરુ ક્રોધ કરે ત્યારે શિષ્યે તેમને હર કહેતાં શિવરૂપે જાણવા; ગુરુ જ્યારે રાજસી વ્યવહારમાં તત્પર થાય ત્યારે તેમને બ્રહ્મ કહેતાં બ્રહ્મારૂપે જાણવા; ગુરુ જ્યારે શાંતિવિષે સ્થિત હોય ત્યારે ગંગ કહેતાં ગંગારૂપે જાણવા. ગુરુ જ્યારે વચનરૂપ કિરણોવડે ભ્રમ સંદેહરૂપી અજ્ઞાનને દૂર કરે ત્યારે તેને રવિરૂપે કહેતાં શુદ્ધ રૂપે જાણવા. આ પ્રમાણે બ્રહ્મવેત્તા ગુરુમાં શિષ્યે સદા ઇશ્વરભાવ રાખવો. પણ સ્વપ્નમાંએ તેના તરફ દોષદૃષ્ટિ રાખવી નહીં.

## ૧૦૪ ધનના અર્પણનો પ્રકાર.

चौपाई—पत्नी पुत्र भूमि पसु दासी ।
दास द्रव्य गृह व्रीहि विनासी ॥
धनपद इन सबहिनकूं भाखै ।
व्है गुरुशरन दूरि तिहि नाखै ॥१६॥

શબ્દાર્થ:—પત્ની, પુત્ર, ભૂમિ, પશુ, દાસી, દાસ, દ્રવ્ય, ગ્રહ તથા વ્રીહિ કહેતાં ધાન્ય આ સર્વ સંપતને વિનાશી માનવાં તથા તે સર્વનો દૂરથી ત્યાગ કરી ગુરુને શરણ થવું. ૧૬

सोरठा ।

धनअर्पनको भेव, एक कह्यो सुन दूसरो ।

**न्है गृहस्थ गुरुदेव, याज्ञवल्क्यसम देह तिहि ॥१७॥**

શબ્દાર્થઃ—આ એક પ્રકારના ધન અર્પણનો ભેદ કહ્યો. હવે બીજા પ્રકારનો ભેદ એ છે કે ગ્રહસ્થ યાજ્ઞવલ્ક સરખા ગુરુ દેવને આ સર્વ ધન અર્પણ કરવું. ૧૭

વિવરણ—પત્ની આદિથી લઇ વિહિ કહેતાં ધાન્ય પર્યંત સર્વ ધનનો ત્યાગ કરી ત્યાગી એવા ગુરુને શરણે જવું, આનું નામ ધન અર્પણ કહેવાય છે. કારણકે ગુરુ ત્યાગી હોવાથી પોતે કાંઈ અંગીકાર કરતા નથી; પણ તે ગુરુની પ્રાપ્તિ માટે ધનનો ત્યાગ કરવાનો છે, માટે આવી રીતનો જે ત્યાગ છે, તે પણ ગુરુને અર્પણ કરવું કહેવાય છે. વળી ગ્રહસ્થ એવા જે ગુરુ હોય તેને સર્વ અર્પણ કરી દેવું, આ બીજા પ્રકારનું ધન અર્પણ કહેવાય છે. આના સંબંધમાં કોઇ શંકા કરે કે, બ્રહ્મવિદ્યાનો જે આચાર્ય હોય તે ગ્રહસ્થ હોઈ શકે નહી. આ રીતની શંકાનો અસંભવ છે, કારણ કે યાજ્ઞવલ્કય તથા ઉદ્દાલકથી લેઇ બ્રહ્મવિદ્યાના આચાર્ય ગ્રહસ્થ જ વેદ વિષે સાંભળવામાં આવે છે, માટે ગ્રહસ્થ પણ આચાર્યરૂપે સંભવે છે. ૧૭

### ૧૦૫ વાણીનું અર્પણ.

**दोहा।**

**भाखत गुनगन गुरुके, बानी शुद्ध ।**
**दोष न कबहू अर्पण, करि इम बुद्ध ॥ १८ ॥**

શબ્દાર્થઃ—ગુરુના ગુણગણોનું શુદ્ધ વાણીવડે વર્ણન કરવું. પણ જ્ઞાની એવા શિષ્યે કદી પણ તેને વિષે દોષ અર્પણ કરવા નહીં. ૧૮

१०६ શિષ્યનો ગુરુના સંબંધમાં વ્યવહાર.

सोरठा।

जो चाहै कल्यान, तन मन धन वच अर्पि इम।
बसै बहुत गुरुथान, भिक्षातैं जीवन करै ॥ १९॥

શબ્દાર્થઃ—જે મનુષ્ય તન, મન, ધન તથા વચન અર્પણ કરી કલ્યાણને ઇચ્છે તો તેણે ગુરુની સમીપમાં પોતે રહેવું તથા ભિક્ષાવડે પોતાના પ્રાણ ધારણ કરવા. ૧૯

વિવરણઃ—જે પુરુષ પોતાનું કલ્યાણ ઇચ્છે, તેણે પૂર્વ રીત પ્રમાણે તન આદિ અર્પણ કરી પોતે ઘણો સમય સૂધી ગુરુ જ્યાં હોય તે સ્થાનમાં અથવા તો તેના સમીપમાં વાસ કરવો. તેમ જ તે શિષ્યે ભિક્ષાવડે જ પોતાના જીવ કહેતાં પ્રાણને ધારણ કરવા. (આ પ્રમાણેની રીતિ બ્રહ્મચારી અથવા ત્યાગી શિષ્યની છે પણ ગ્રહસ્થની નથી.)

चौपाई—सो भिक्षा धरि दैशिक आगै।
निजभोजनकूं नहिं पुनि मागै।
जो गुरु देइ तु जाठर डारै।
नहिं दूजे दिन वृत्ति संभारै ॥ २० ॥

१०७ શબ્દાર્થઃ—ભિક્ષાનું જે કાંઇ અન્ન શિષ્ય લાવે, તે શિષ્યે પોતે જ ભક્ષણ કરી લેવું નહી. પણ દૈશિક કહેતાં ગુરુની સમક્ષ તે ભિક્ષા ધરી દેવી. ભિક્ષા ગુરુની સમીપ ધર્યા પછી પોતે ભોજનને માટે ગુરુ પાસે માગવું નહીં. તેમજ એક દિવસે બીજીવાર ભિક્ષા ગામમાં માગવી નહીં; પણ ગુરુ

જે કૃપાવડે આપે, તે ભોજન કરવું. વળી ગુરુ શિષ્યની શ્રદ્ધાના પરીક્ષા નિમિત્ત ન આપે તો બીજે દિવસે ભિક્ષા માટે જવું. ૨૦

दोहा।

पुनि गुरूके आगे धरै, भिक्षा शिष्य सुजान।
निर्वेद न जियमैं करै, जो निज चहै कल्यान॥२१॥

શબ્દાર્થઃ—વળી સુજાણ એવા શિષ્યે જે કાંઇ ભિક્ષા હોય, તે ગુરુની આગળ ધરી દેવી. જે શિષ્ય કલ્યાણ ઇચ્છતો હોય, તેણે જરા પણ મનમાં ગ્લાનિ ધરવી નહી. ૨૧

चौपाई—इम व्यवहृत अवसर जब पेखै।
मुख प्रसन्न गुरुसन्मुख लेखै॥
विनती करै दोउ कर जोरी।
गुरुआज्ञातैं प्रश्न बहोरि॥ २२॥

૧૦૮ શબ્દાર્થઃ—આ રીતનો વ્યવહાર કરતાં જ્યારે ગુરુનો અવકાશ જોવામાં આવે તથા પ્રસન્ન મુખવડે ગુરુ પોતાની સન્મુખ જુવે ત્યારે હાથ જોડી ગુરુની સ્તુતિ તથા વિનતિ કરવી કે, હે ભગવન્! હું પૂછવા ચાહું છું. પછી ગુરુ જો આજ્ઞા કરે તો પ્રશ્ન પૂછવો. ૨૨

વિવરણ—કદાપિ જન્માંતરના ઉત્તર કર્મને લીધે ગુરુ કૃપા કરી શિષ્યને તન અર્પણાદિ સેવા વિના ઉપદેશ કરી દે તો વિશુદ્ધ અધિકારીનું કલ્યાણ થઇ જાય છે. કારણકે ગુરુની સેવાનાં બે ફળ છે. એક તો ગુરુની પ્રસન્નતા તથા અંતઃકરણની શુદ્ધિ, તે બેઉ તેને સિદ્ધ છે.

दोहा ।

तन मन धन बानी अरपि, जिहिं सेवत चितलाय ।
सकलरूप सो आप हैं, दादू सदा सहाय ॥२३॥

શબ્દાર્થ:—તન, મન, ધન તથા વચનને અર્પણ કરી ચિત્ત દઇ જેનું સેવન કરવામાં આવે છે તે પોતે જ સકળ-રૂપે છે તથા ઈશ્વર તેને સહાય કરે છે. ૨૩



# ॥ श्री विचारसागर. ॥

## ચતુર્થ તરંગ

### ઉત્તમાધિકારી ઉપદેશ નિરૂપણ.

दोहा ।

गुरुशिषके संवादकी, कहूं व गाथ नवीन ॥
पेखि जाहि जिज्ञासु जन, होत विचार प्रवीन॥१॥

શબ્દાર્થઃ—ગુરુ શિષ્યના સંવાદરૂપે એક નવિન ગાથા કહું છું, જેનું ચિંતન કરી જિજ્ઞાસુ જન વિચારને વિષે પ્રવિણ થાય છે. ૧

ટીકાઃ—નવીનઃ-નવીન કહેતાં અનાદિ વેદમાં કહેલ જનક યાજ્ઞવલ્કયની કથાના સરખી આ ગુરુ શિષ્યના સંવાદની ગાથા બુદ્ધિવડે કલ્પિત છે. પુરાણાદિ પ્રાચીન ગ્રંથોક્ત નથી.

૧૦૯ શુભ સંતતિ નામનો રાજા તથા તેનો તત્વદષ્ટિ, અદષ્ટિ તથા તર્કદષ્ટિ નામના ત્રણ પુત્રોની વાત.

तीनि सहोदर बाल शुभ, चक्रवर्ती संतान ॥
शुभसंततिपितुतिहिं नमै, स्वर्ग पताल जहान॥२॥

શબ્દાર્થઃ—આ ત્રણે બાળકો સગા ભાઇઓ થતા હતા તથા તેઓ ચક્રવર્તીના પુત્રો થતા હતા. તેના પિતાનું નામ

શુભસંતતિ હતું તથા તેને સ્વર્ગ, પાતાળ તથા મૃત્યુલોક સઘળા નમતા હતા. ૨

तत्त्वदृष्टि इक नाम अहि, दूजो कहत अदृष्ट ॥
तर्कदृष्टि पुनि तीसरो, उत्तम मध्य कनिष्ठ ॥ ३ ॥

શબ્દાર્થઃ—એકનું નામ તત્વદૃષ્ટિ હતું, બીજાનું નામ અદૃષ્ટ હતું તથા ત્રીજાનું નામ તર્કદૃષ્ટિ હતું. આ ત્રણે અનુક્રમે ઉત્તમ, મધ્યમ તથા કનિષ્ઠ હતા. ૩

चौपाई—बालपनो सब खेलत खोयो ।
तरुण पाय पुनि मदन विगोयो ॥
धारि नारि गृह मार प्रकाशी ।
भोग लहै तिहुँ सब सुखराशी ॥ ४ ॥

શબ્દાર્થઃ—આ ત્રણેએ બાલકપણું રમવામાં ગુમાવ્યું. યુવાવસ્થાને જ્યારે તેઓ પ્રાપ્ત થયા ત્યારે તેઓ કામ પીડિત દેખાતા હતા. કામદેવના પ્રકાશને લીધે તેઓએ સ્ત્રીસંગ કર્યો તથા સર્વ પ્રકારનું સુખ ભોગવવા લાગ્યા. ૪

दोहा ।

स्वर्ग भूमि पातालके, भोगहि सर्व समाज ॥
शुभ संतति निजतेजबल, करत राजके काज ॥५॥

૧૧૦ શબ્દાર્થઃ—સ્વર્ગ, પૃથ્વી તથા પાતાળના સર્વ ભોગ. સામગ્રી શુભ સંતતિ ભોગવતો હતો તથા પોતાના તેજ બળવડે કરી રાજ્યનાં સર્વ કાર્ય કરતો હતો. ૫

लहिअवसरइककालिहिंपिता। निजहियरच्योविचार॥ .

सुखस्वरूपअजआतमा, तासूं भिन्न असार ॥ ६ ॥

શબ્દાર્થઃ—એક સમય પર તે રાજાને વિચાર આવ્યો કે, આત્મા કે જે જન્મરહિત છે તેજ સુખસ્વરૂપે છે. તેનાથી ભિન્ન સર્વ અસારરૂપે છે. ૬

इहिं कारण ताजि राज यह, जानूं आतमरूप ॥
स्वर्ग भूमि पातालके, तिहुं पुत्रह करि भूप ॥७॥

શબ્દાર્થઃ—આ કારણથી રાજ્યનો ત્યાગ કરી મારે આત્માના સ્વરૂપને જાણવું જોઇએ તથા આ ત્રણ પુત્રને સ્વર્ગ, ભૂમિ તથા પાતાળના રાજાઓ તરીકે હું સ્થાપું. ૭

चौपाई—अस विचार शुभसंतति कीना ।
मांत्रि पेखि तिहुं पुत्र प्रबीना ॥
देश इकंत समीप बुलाये ।
निज विरागके वचन सुनाये ॥ ८ ॥

શબ્દાર્થઃ—આ પ્રમાણેનો વિચાર કરી શુભસંતતિ નામના રાજાએ મંત્રીને સંજ્ઞા કરી પોતાના ત્રણે પ્રવીણ પુત્રોને પોતા પાસે એકાંતસ્થાનમાં બોલાવ્યા તથા પોતાના વૈરાગ્યનું વચન તેઓને સંભળાવ્યું. ૮.

भाष्यो पुनि यह राज सँभारहु ।
इक पताल इक स्वर्ग सिधारहु ॥
अपर बसहु काशीभुवि स्वामी ।
रहत जहाँ शिव अंतरजामी ॥ ९ ॥

શબ્દાર્થઃ—વળી તેણે કહ્યું કે, "હે પુત્રો ! આ રાજ્યને

તમે સંભાળી લ્યો. એક પાતાળને વિષે તથા એક સ્વર્ગમાં રાજ્ય કરો તથા એક કાશીને વિષે રહી પૃથ્વીનું રાજ્ય કરો કે જ્યાં અંતરયામી એવા શિવનો વાસ છે." ૯.

जिहि मरतहि सुनि शिवउपदेशा ।
अनयासहि तिहिं लोक प्रवेशा ॥
गंग अंग मनु कीर्ति प्रकासै ।
उत्तरवाहिनि अधिक उजासै ॥ १० ॥

શબ્દાર્થઃ—આ કાશીમાં મરતી વેળા શિવનો ઉપદેશ સાંભળવાથી અનાયાસે શિવલોક પ્રતિ પ્રવેશ કરી શકાયછે તેમ જ ત્યાં આગળ ઉત્તરવાહિની એવા ગંગાનો પ્રવાહ જાણે કીર્તિ પ્રકાશતી હોય તેમ અત્યંત પ્રકાશે છે. ૧૦

दोहा ।

करहु राज इमि भिन्न तिहुँ, पालहु निज निज देश ।
बिन विभाग भ्रातानको, भूमिकाज है क्लेश ॥११॥

શબ્દાર્થઃ—આ રીતે તમે ત્રણે જણાઓ ભિન્ન સ્થાનપ્રતિ રાજ્ય કરો તથા પોતપોતાના દેશનું પાલન કરો. જો વિભાગો નથી કરવામાં આવતા તો ભાઈઓને ભૂમિ માટે માંહોમાંહે ક્લેશ ઉત્પન્ન થાય છે. ૧૧

राजसमाज तजौं सब मैं अब ।
जानि हिये दुख ताहि असारा ॥
और तु लोक दुखी अपने दुख ।
मैं भुगत्यो जग क्लेश अपारा ॥

जे भगवान प्रधान अजान ।
समान दारिद्रन ते जन सारा ॥
हेतु विचार हिये जगके भग ।
त्यागि लखूं निजरूप खुखारा ॥१२॥

શબ્દાર્થ:—હવે હું આ સર્વ રાજ્યસમાજને અંતઃકરણવડે અસાર જાણી તેનો ત્યાગ કરૂં છું. વળી સર્વ લોક પોતાના દુઃખવડે દુઃખી હોય છે પણ મેં તો જગતને માટે અત્યંત ક્લેશ સહન કર્યો. જે પુરૂષો ભગવાન્ પ્રધાન કહેતાં ઐશ્વર્યવાનોને વિષે મુખ્ય છે તથા અજાણ કહેતાં અજ્ઞાની છે, તે સર્વ જન દરિદ્રી મનુષ્યોની માફક અંદરખાનેથી દુઃખી હોય છે. આ રીતનાં કારણોનો હૃદયમાં વિચાર કરી જગતના ઐશ્વર્યનો ત્યાગ કરી પરમ સુખ સ્વરૂપ એવા નિજ સ્વરૂપને હું ઓળખવા માગું છું.

वाक्य अनंत कहे इम तात ।
सुनै तिहुँ भ्रात सुबुद्धिनिधाना ॥
बैठि इकंत विचार अपार ।
भनै पुनि आपसमांहिं सुजाना ।
दे दुखमूल समाज हमैं यह ।
आप भयो चह ब्रह्मसमाना ॥
सो जन नागर बुद्धिकसागर ।
आगर दुःख तजै जु जहाना ॥१३॥

111 શબ્દાર્થ:—આ રીતનાં ઘણાં વચનો પિતાએ પોતાના

પુત્રોને કહ્યાં તથા સારી બુદ્ધિના નિધાનરૂપ તે ત્રણે ભાઇઓએ સાંભળ્યાં. ત્યાર પછી એકાંત સ્થળને વિષે બેસી પુષ્કળ વિચાર કરી તે સુજાણ ભાઇઓ પોતપોતામાં કહે છે કે "દુઃખના મૂળરૂપ એવા રાજય કાર્યને આપણને સોંપી આપણા પિતા બ્રહ્મસદૃશ થવા ઈચ્છે છે. આ જગતને વિષે તેજ મનુષ્ય ચતુર તથા વિવેકના સાગરરૂપછે કે જેણે દુઃખના સમૂહરૂપ આ જગતનો ત્યાગ કર્યો છે. ૧૩.

## ૧૧૨ ત્રણ પુત્રનું ગૃહમાંથી નિકળવું તથા ગુરૂને મળવું.

दोहा ।

यातैं तजि दुखमूल यह, राज करौ निजकाज ।
करि विचार इम गेहतै, निकस्यो भ्रात समाज ॥१४॥

શબ્દાર્થ:—માટે દુઃખના મૂળરૂપ આ રાજ્યનો ત્યાગ કરી આપણે આપણા દેહની સાર્થકતા કરવી જોઈએ. આ પ્રમાણેનો વિચાર કરી તે ત્રણે ભાઈઓ પોતાને ઘેરથી નિકળ્યા. (૧૪).

तिहुँ खोजत सद्गुरु चले, धारि मोक्ष हिय काम ।
अर्थसहित किय तातको, शुभसंतति यह नाम ॥१५॥

શબ્દાર્થ:—હૃદયને વિષે મોક્ષની કામના ધારણ કરીને આ ત્રણે જણાઓ સદ્ગુરૂને ખોળવા માટે આગળ ચાલ્યા તથા આ પ્રમાણે તેઓએ પોતાના પિતાનું શુભસંતતિ એવું નામ અર્થયુક્ત કર્યું. (૧૫).

खोजत खोजत देश बहु, सुरसरितीर इकंत ।
तरु पल्लव शाखा सघन, बन तामैं इक संत ॥१६॥

શબ્દાર્થ:—અનેક દેશ ખોળતાં તેઓ ગંગા નદીના તીર પર આવ્યા. ત્યાં તરૂ પલ્લવ તથા શાખાઓથી નીવડેલું એકાંત સ્થાન તેઓએ જોયું તથા તેમાં એક સંતને જોયા. ૧૬

**बैठयो वटविटपहिं तरै, भद्रामुद्रा धारि ।**
**जीवब्रह्मकी एकता, उपदेशत गुण टारि ॥ १७ ॥**

શબ્દાર્થ:—ત્યાં એક વટ વૃક્ષની નીચે ભદ્રા મુદ્રા ધારણ કરી એક સંત બેઠા હતા તથા તેઓ ત્રણ ગુણનો ત્યાગ કરી જીવબ્રહ્મતાની એકતાનો ઉપદેશ કરતા હતા. (૧૭).

ટીકા:-વન:-આ વન ત્રણ પ્રકારની સઘનતાથી યુક્ત હતું જે નિચે પ્રમાણે છે:—તરૂની સઘનતાવડે વનની શોભા છે, શાખાની સઘનતાવડે તરૂની શોભા છે તથા પલ્લવની સઘનતાવડે શાખાની શોભા છે.

ભદ્રામુદ્રા:-હસ્તગત, અંગુષ્ટ તથા તર્જનીના સંયોગવડે ભદ્રામુદ્રા થાય છે. આને લોપામુદ્રા, તર્કમુદ્રા તથા જ્ઞાનમુદ્રા પણ કહે છે.

**दोषरहित एकाग्रचित, शिष्यसंघ परिवार ।**
**लखिदैशिकउपदेश हिय,बहुधा करत विचार ॥ १८ ॥**

શબ્દાર્થ:—ત્યાં આગળ દોષથી રહિત, એકાગ્ર ચિત્તવાળો તથા પરિવારરૂપ શિષ્યસમૂહ ગુરૂના ઉપદેશને અંતઃકરણમાં ધારણ કરી સર્વ પ્રકારે મનન કરતો હતો. (૧૮).

ટીકા:-દોષ રહિત:-ચોરી, યારી તથા હિંસા આ ત્રણ શરીરના દોષ છે. નિંદા, જુઠું બોલવું, કઠોરતા તથા વાકયનું ચંચળપણું આ ચાર વાણીના દોષ છે. તૃષ્ણા ચિંતા તથા બુદ્ધિમંદતા આ મનના દોષ છે.

मनहु शंभु कैलासमें, उपदेशत सनकादि ।
पेखितिहितिहिंलहिसरण, करिदंडवत आदि॥१९॥

શબ્દાર્થ:—જાણે કૈલાસમાં (દક્ષિણામૂર્તિ સ્વરૂપ ધારી) શિવજી ચારે સનકાદિકોને ઉપદેશ કરતા હોય એવા તે ગુરૂને જોઇ તેને શરણનું સ્થાન જાણી દંડવત્ નમસ્કાર કરવા લાગ્યા. (૧૯).

कियो वास षट मास पुनि, शिष्यरीतिअनुसार ।
करी अधिक गुरुसेव तिहुँ, मोक्षकामहियधार॥२०॥

શબ્દાર્થ:—શિષ્યની રીત પ્રમાણે તેઓએ છ માસ સૂધી ગુરૂની સમીપ નિવાસ કર્યો તથા મોક્ષની કામના અંતઃકરણમાં ધારણ કરી તેઓ ત્રણે ગુરૂની અત્યંત સેવા કરવા લાગ્યા. (૨૦).

ह्वै प्रसन्न श्रीगुरु तबै, ते पूछे मृदुबानि ॥
किहिंकारन तुम तात तिहुँ, बसहु कौन कह आनि२१

શબ્દાર્થ:—જ્યારે ગુરુ પ્રસન્ન થયા ત્યારે તેઓ અત્યંત મૃદુવાણીવડે પોતાના શિષ્યોને પૂછવા લાગ્યા; "હે સૌમ્ય પુરુષો ! તમે શા કારણ થકી અહીંયાં વાસ કરો છો ! તમો કોણ છો તથા કોના પુત્ર તમે છો ?" (૨૧).

तत्त्वदृष्टि तब लखि हिये, निजअनुजनकी सैन ।
कहे उभय कर जोरि निज, अभिप्रायके बैन॥ २२॥

શબ્દાર્થ:—જ્યારે પોતાના નાનાભાઈની સમસ્યાને જાણી

લેઇ તત્ત્વદૃષ્ટિ પોતાના બે હાથ જોડી નીચે પ્રમાણેનાં વચન કહેવા લાગ્યો. (૨૨)

## ૧૧૩ ગુરુની આજ્ઞા માગવી તથા ગુરુએ આજ્ઞા આપવી.

**भो भगवन् हम भ्रात तिहुँ, शुभसंततिसंतान ॥**
**लख्यो चहैं बहु भेव हिय, दीन नवीन अजान २३**

શબ્દાર્થઃ—તત્વ દૃષ્ટિઃ—હે ભગવન્! અમો ત્રણે ભાઈઓ શુભ સંતતિના સંતાન છીએ તથા દીન, નવીન તથા અજ્ઞાન એવા અમો મોક્ષના રહસ્યને જાણવા ઇચ્છીએ છીએ. ૨૩

**जो आज्ञा है रावरी, तौ व्हे पूछि प्रवीन ।**
**आप दयानिधि कल्पतरु, हम अतिदुखित अधीन २४**

શબ્દાર્થઃ—જો આપ મહારાજની આજ્ઞા હોય તો અમે આપને શંકા પૂછી જોઇ સમાધાન યુક્ત થઇએ. આપ તો દયાનાનિધિરૂપ કલ્પવૃક્ષ રૂપે છો તથા અમે અત્યંત દુઃખવડે કરીને યુક્ત છીએ. ૨૪

### सोरठा ।

**सुनहु शिष्य मम बात, जो पूछहु तुम सो कहूं ।**
**लहो हिये कुशलात, संशय कोऊ ना रहै ॥२५॥**

શબ્દાર્થઃ—ગુરૂઃ—હે શિષ્યો! હું કહું તે સાંભળો; તમારે જે કાંઇ પૂછવું હોય તે કાંઈ મને પૂછો, તથા મનને વિષે કોઈ પણ પ્રકારનો સંશય રહે નહીં, એવી રીતના તમે [illegible] સુખસમાધિ કરો. ૨૫

## ૧૧૪ તત્વદષ્ટિની મોક્ષ ઈચ્છાસૂચક વિનતિ.

### दोहा ।

गुरुकी लखी दयालुता, शिष्यहिये भौ चैन ।
काज सिद्ध निज मानिहिय,भाषेसविनयबैन ॥२६॥

શબ્દાર્થ:—ગુરુની આ રીતની કૃપા જોઈ શિષ્ય અત્યંત પ્રસન્ન થયા તથા મનને વિષે કાર્ય સિદ્ધ થયલું જાણી તત્વદૃષ્ટિ વિનય યુક્ત નિચે પ્રમાણે વચન કહેવા લાગ્યો. ૨૬

चापाई—भो भगवन् तुम कृपानिधाना ।
हौ सर्वज्ञ महेशसमाना ॥
हम अजानमति कछ न जानै ।
जन्मादिक समृतिभय मानै ॥ २७ ॥

શબ્દાર્થ:—તત્વ દૃષ્ટિ:—હે ભગવન્! આપ કૃપાના નિધાનરૂપ છો, સર્વજ્ઞ છો તથા મહેશ્વર સમાન છો તથા અમે મૂઢ બુદ્ધિવાળા આપને કાંઈ પણ જાણી શકતા નથી; તથા જન્માદિકરૂપી સંસારને ભયરૂપ માનીએ છીએ. ૨૭

कर्म उपासन कीने भारी ।
और अधिक जगपाशी डारी ॥
आप उपाय कहौ गुरुदेवा ।
व्है जातैं भवदुखको छेवा ॥ २८ ॥

શબ્દાર્થ:—અમોએ કર્મ તથા ઉપાસના કીધાં અને તેથી કરી અમોને વધારે બીજા ઘણા જગતના પાશ ધારણ કર-

વા પડયા. પણ હે ગુરુ દેવ ! જેથી સંસારદુઃખનું દહન થાય એવો જે કાંઇ ઉપાય હોય તે અમોને કહો. ૨૮

पुनि चाहत हम परमानंदा ।
ताको कहो उपाय सुछंदा ॥
जातें कृपा करि कहिहो ताता ।
तब व्है है हमरे कुशलाता ॥ २९ ॥

**શબ્દાર્થઃ**—હમે પરમઆનંદ સ્વરૂપની પ્રાપ્તિને ઈચ્છીએ છીએ. આપ સ્વચ્છંદયુક્ત તે ઉપાયને કહો. હે તાત, કૃપા કરી આપ અમને કહેશો ત્યારે અમને સુખપ્રાપ્તિ થશે. ૨૯

**વિવરણઃ**—હે ભગવન્ ! આપ કૃપાનિધાન છો તથા આપ સદાશિવ સમાન સર્વજ્ઞ છો. વળી હે ભગવન્ ! અમે જન્મ મરણથી લઇ જે કંઇ દુઃખરૂપ સંસાર છે, તેથી ડરીએ છીએ; માટે તેની નિવૃત્તિના ઉપાયનો માર્ગ કહો તથા પરમાનંદની પ્રાપ્તિનો ઉપાય કહો.

હે ગુરૂ ! ઉપાસના તથા કર્મનાં અનંત અનુષ્ઠાનો કર્યાં છતાં તેનાથી વાંચ્છિત ફળ પ્રાપ્ત થયું નહીં. પણ ઉલટો સંસાર તેથી વધતો ગયો, માટે આપ કોઈ અન્ય ઉપાય બતાવો કે જેવડે અમે કૃતાર્થ થઇએ.

૧૧૫ ગુરૂનો ઉત્તર.

मोक्षकाम गुरु शिष्य लखि, ताको साधन ज्ञान।
वेदउक्त भाषन लगे, जीवब्रह्म भिद मान ॥३०॥

**શબ્દાર્થઃ**—શિષ્યના અંતઃકરણમાં મોક્ષની કામના જોઈ મોક્ષના સાધનરૂપ જ્ઞાનનો ગુરૂ ઉપદેશ કરે છે. જીવ

તથા બ્રહ્મના ભેદને દૂર કરવાવાળું જે જ્ઞાન છે, તેજ વેદમાં કહેલું છે તથા સદ્ગુરૂ તેનો ઉપદેશ કરે છે. ૩૦

**વિવરણઃ**-દુઃખની નિવૃત્તિ તથા પરમાનંદની પ્રાપ્તિને મોક્ષ કહે છે. તેની કામના શિષ્યના હૃદયમાં જોઈ તેના સાધનરૂપ વેદોક્ત જ્ઞાન ગુરૂ કહેવા લાગ્યા. જો કે જ્ઞાનનું સ્વરૂપ અનેક શાસ્ત્રોમાં ભિન્ન ભિન્ન પ્રકારે કરેલું છે, છતાં જીવ બ્રહ્મનો ભેદ દૂર કરાવવવાવાળું જે જ્ઞાન કહ્યું છે તેનેજ વેદમાં મોક્ષનું સાધન કહ્યું છે. માટે ગુરૂ તે જ જ્ઞાનને કહે છે.

**परमानंदमिलाप तूं, जो शिष चहै सुजान ।**
**जन्मादिक दुखनाश पुनि, भ्रांतिजन्य तिहिं मान३१**

**શબ્દાર્થઃ**—ગુરૂ–હે સત્ શિષ્ય ! તું પરમાનંદની પ્રાપ્તિ તથા જન્માદિક દુઃખના નાશની જે ઇચ્છા રાખે છે તે કેવળ ભ્રાંતિથી ઉત્પન્ન થએલી છે એમ તું જાણ. ૩૧

**परमानंदस्वरूप तूं, नहिं तौमें दुखलेश ।**
**अज अविनाशी ब्रह्म चित, जिन आनै हिय क्लेश ३२**

**શબ્દાર્થઃ**—તું પોતે જ પરમાનંદરૂપ છે. તારામાં જરાપણ દુઃખનો અંશ નથી. તારો આત્મા અજરૂપ, અવિનાશીરૂપ તથા બ્રહ્મ ચૈતન્યરૂપે છે. માટે તારે તારા અંતઃકરણમાં જરા પણ કલેશ આણવો નહીં. ૩૨

**વિવરણઃ**—હે શિષ્ય ! પરમાનંદની પ્રાપ્તિમાં તથા જન્મમરણથી લઈ સર્વ દુઃખરૂપ સંસારની નિવૃત્તિમાં જે તારી ઈચ્છા થઇ છે, તે ઇચ્છાની ઉત્પત્તિ ભ્રાંતિવડે થઇ છે એમ તું જાણ. કારણકે તું પોતેજ પરમાનંદ સ્વરૂપ છે; માટે તેની પ્રાપ્તની ઈચ્છા બની શકે નહીં. જે વસ્તુ અપ્રાપ્ત હોય તેની

પ્રાપ્તિની ઈચ્છા બને છે પણ જે પોતાનું સ્વરૂપછે તે તો સદા પ્રાપ્ત છે. માટે તેની પ્રાપ્તિ વિષે જે ઇચ્છા છે તે ભ્રાંતિ વિના બને નહીં. વળી જન્મથી માંડી જે કાંઇ સંસાર થાય છે તેની નિવૃત્તિમાં ઇચ્છા હોઈ શકે. પણ તે જન્માદિ સંસારનો લેશ પણ તારામાં નથી, માટે અપ્રાપ્ત દુઃખની નિવૃત્તિમાં જે ઇચ્છા થાય છે તે ભ્રાંતિ વિના બને નહીં. હે શિષ્ય! જન્મ તથા નાશથી રહિત જે ચેતન બ્રહ્મ છે તે તો તું પોતેજ છે; માટે તું તારા હૃદયમાં જન્માદિ ખેદ મા રાખ.

૧૧૬ પ્રશ્ન—મારો આત્મા આનંદરૂપ હોય તો વિષયના સંબંધવડે આત્મામાં આનંદનું ભાન કેમ થાય છે?

## दोहा।

**विषयसंग क्युं भान व्है, जो मैं आनंदरूप ॥**
**अब उत्तर याको कहौ, श्रीगुरु मुनिवरभूप॥३३॥**

તત્વદૃષ્ટિઃ—જો હું આનંદરૂપ છું તો મને વિષયના સંબંધનું ભાન કેમ થાય છે? મુનિવરોમાં શ્રેષ્ઠ એવા હે ગુરુ! આપ આનો ઉત્તર આપો. ૩૩

વિવરણઃ—હે ભગવન્! જો મારો આત્મા આનંદરૂપ હોય તો વિષયના સંબંધવડે આત્મામાં આનંદનું ભાન થવું જોઇએ નહિં. માટે આત્મા આનંદરૂપ નથી પણ વિષયના સંબંધને લીધે આત્મામાં આનંદ થાય છે.

**૧૧૭ ઉત્તરઃ—આત્મવિમુખને અંતર્મુખ વૃત્તિમાં આનંદનું ભાન, વિષયમાં આનંદ નથી.**

**चौपाई—आतमविमुखबुद्धि जन जोई।**

इच्छा ताहि विषयकी होई ॥
तासूं चंचलबुद्धि बखानी ।
सुखअभास होइ तहँ हानी ॥ ३४ ॥

ગુરૂઃ—જે મનુષ્ય આત્મવિમુખ બુદ્ધિવાળો છે તેને વિષય ઇચ્છા થાયછે. તેની બુદ્ધિ ચંચળ થઇ જાય છે તથા તેને વિષે સુખનો આભાસ થાયછે. તથા તેનો આખરે નાશ થાય છે.૩૪

जब अभिलषित पदारथ पावै ।
तब मति छन विछेप नशावै ॥
तामें व्हैं अनँदप्रतिबिंबा ।
पुनि छणमैं बहु चाह विडंबा ॥ ३५ ॥

શબ્દાર્થઃ—પણ જ્યારે ઇષ્ટ પદાર્થની પ્રાપ્તિ થાય છે ત્યારે બુદ્ધિના વિક્ષેપનો નાશ થાય છે. પછી બુદ્ધિમાં પ્રતિબિં-બરૂપ આનંદ થાય છે તથા ક્ષણવારમાં તે પ્રતિબિંબને દૂર કરવા ઇચ્છા થાય છે. ૩૫

ટીકાઃ-મૂળમાં ૩૫ મા શ્લોકમાં વિડંબા શબ્દ આવ્યો છે તેનો અર્થ આનંદના પ્રતિબિંબને ઠગવાવાળી થાય છે. આત્મ સ્વરૂપ આનંદના પ્રતિબિંબનો અનુભવ કરી પુરૂષને વિષયમાં આનંદની જે ભ્રાંતિ કહી છે, તે શુષ્ક એવા વાસણને ચાટવા વડે પોતાના મોઢામાંથી નિકળતા રૂધિરનું આસ્વાદન કરી શ્વાનને તે પાત્રમાં રૂધિરની ભ્રાંતિ થાય છે તેના સરખી છે.

तातै व्है थिरताकी हानी ।
सो आनँदप्रातिबिंब नसानी ॥
बिषयसंग आनंद जु होई ।

बिन सतगुरु यह लखै न कोई ॥ ३६ ॥

શબ્દાર્થઃ—આમ થવાથી સ્થિરતાની હાનિ થાય છે તથા પ્રતિબિંબરૂપ આનંદનો નાશ થાય છે. આ રીતે વિષય-સંગનો આનંદ હોય છે. ગુરૂવિના કોઇને પણ આના સંબંધમાં ખબર પડતી નથી. ૩૬

વિવરણઃ—હે શિષ્ય! આત્માથી વિમુખ બુદ્ધિવાળા પુરુષને વિષયની ઈચ્છા થાય છે. અહીં ભોગના સાધનને વિષય કહેવામાં આવે છે, માટે ધન પુત્રાદિકને પણ વિષયરૂપે જાણવા. વિષયની ઇચ્છાથી બુદ્ધિ ચંચળ બને છે તથા ચંચળબુદ્ધિમાં આત્મસ્વરૂપાનંદનો આભાસ કહેતાં પ્રતિબિંબ થતો નથી.

જે પુરુષને જે વિષયની ઇચ્છા થાય, તે વિષય જો તેને પ્રાપ્ત થાય તો તે પુરુષની બુદ્ધિ ક્ષણમાત્ર સ્થિત થઇ અંતર્મુખ બુદ્ધિની વૃત્તિ થાય છે તથા આ અંતરમુખ વૃત્તિમાં આત્માના સ્વરૂપાનંદનું પ્રતિબિંબ થાય છે આ આત્મસ્વરૂપ આનંદના પ્રતિબિંબનો અનુભવ કરી પુરુષને ભ્રાંતિ થાય છે કે, મને વિષયને લીધે આનંદ પ્રાપ્ત થયો છે, પણ વિષયમાં આનંદ નથી. જો કદી વિષયમાં આનંદ હોય તો એક વિષયથી તૃપ્ત પુરુષને જ્ય.રે બીજા વિષયની ઇચ્છા થાય ત્યારે પણ પ્રથમ વિષયવડે આનંદ થવો જોઇએ, પણ તેમ થતું નથી. માટે અમારી રીત પ્રમાણે સ્વરૂપાનંદનું ભાન બની શકતું નથી. કારણકે બીજા વિષયની ઈચ્છાવડે ચંચળ એવી બુદ્ધિમાં આનંદરૂપ પ્રતિબિંબ હોઈ શકે નહીં. જો વિષયમાં જ આનંદ હોય તો જે પુરુષનો પ્રિય પુત્ર અથવા તો બીજું કોઇ અત્યંત વહાલું અકસ્માત્ ઘણા સમય પછી મળી જાય ત્યારે તેને જોતાં જ

જે પ્રથમ આનંદ થાય છે, તે આનંદ ફરીથી સદા થતો નથી. જો બુદ્ધિની ચંચળતા ન હોય તો આ આનંદ સદા રહેવો જોઇએ. કારણ કે આનંદના હેતુરૂપ પુરુષ તેની સમીપ હોય છે તથા અમારી રીત પ્રમાણે તો પ્રથમ જ આનંદ હોયછે. પણ સદા આનંદ હોતો નથી. કારણ કે એકવાર ઇચ્છિત વસ્તુને જોઈ વૃત્તિ સ્થિત થાય છે, પણ પછી વૃત્તિ પાછી બીજા પદાર્થમાં આસક્ત થાય છે, તેથી બુદ્ધિને વિષે ચંચળતા રહેલી હોવાથી પદાર્થમાં આનંદ થતો નથી. વળી જો વિષયમાં આનંદ હોય તો સમાધ કાળમાં જે યોગાનંદનું ભાન થાય છે તે ન થવું જોઇએ. કારણ કે સમાધિમાં કોઈ વિષયનો સંબંધ હોતો નથી. વળી જો વિષયમાં જ આનંદ હોય તો સુષુપ્તિમાં આનંદનું ભાન થવું જોઈએ નહિ. કારણ કે સુષુપ્તિમાં કોઈ વિષયનો સંબંધ નથી. માટે વિષયમાં આનંદ નથી, પણ આત્મ સ્વરૂપ આનંદનું ભાન સર્વત્ર થાય છે. આથી જ કરીને વેદમાં લખ્યું છે કે, આત્મ સ્વરૂપ આનંદને લઈ સર્વ પદાર્થ આનંદ યુક્ત થાય છે.

## दोहा ।

विषयसंगतैं व्है प्रगट, आतम आनंदरूप ।
शिष्य सुनायों तोहिं मैं, यह सिद्धांत अनूप ॥ ३७॥

શબ્દાર્થઃ—વિષયસુખને લીધે આત્મા આનંદ સ્વરૂપે પ્રગટ થાય છે. આ રીતનો ઉત્તમ સિદ્ધાંત, હે શિષ્ય! મેં તને જણાવ્યો. ૩૭.

## सोरठा ।

तूं मोहिं व भाख, जो यामैं शंका रही ।

**निजमतिमें मति राख, मैं ताको उत्तर कहूं ॥ ३८ ॥**

શબ્દાર્થઃ—આ આનંદમાં કોઈ પણ રીતની શંકા હોય તો તે મને કહે. તું તારી બુદ્ધિમાં કોઈ રીતની શંકા રાખ નહિ. હું તારી શંકાનું સમાધાન કરીશ. ૩૮

૧૩૮ પ્રશ્નઃ—જ્ઞાનીને વિષયની ઇચ્છા તથા તેના સંબંધવડે પૂર્વ રીતિથી શું સુખનું ભાન થાય છે કે નથી થતું?

**चौपाई—भो भगवंन् तुम दीनदयाला ।**
**मेटयो मम संशय ततकाला ॥**
**यामैं कछुक रही आशंका ।**
**सो भाषूं अब व्है निर्वंका ॥ ३९ ॥**

તત્વદૃષ્ટિઃ—હે ભગવન્! આપ દીન પુરુષના ઉપર કૃપા કરવાવાળા છો. આપે મારા સંશયનું જરાવારમાં છેદન કર્યું. પણ જે એક કંઇ આશંકા રહી ગઇ છે, તેનું છેદન કરો કે જેથી હું શંકારહિત થાઉં. ૩૯

**आतमविमुख बुद्धि अज्ञानी ।**
**ताकी यह सब रीति बखानी ॥**
**ज्ञानी जनको कहो विचारा ।**
**कोउ न तुमसम और उदारा ॥ ४० ॥**

શદાર્થઃ—આપે પૂર્વે જે પ્રકારની રીતિ કહી, તે આત્મવિમુખ જે અજ્ઞાન બુદ્ધિવાળા છે, તેઓની કહી. જ્ઞાનીજનના સબંધમાં કેવી રીતે હોય છે, તે મને કહો. આપ સરખા મારા સંશયનું છેદન કરનાર કોઈપણ ઉદાર નથી. ૪૦

વિવરણઃ—હે ભગવન્! આપે પૂર્વ વિષયના સંબંધવડે આત્માનંદના ભાનની જે રીતિ કહી, તે અજ્ઞાની પુરુષની રીતિ કહી; પણ જ્ઞાનીની કહી નહિ. કારણ કે આત્માથી વિમુખ બુદ્ધિવાળાનું આપે વિવેચન કર્યું તથા જેની બુદ્ધિ આત્માથી વિમુખ છે તે અજ્ઞાની છે પણ જ્ઞાની નથી. માટે આપ હવે જ્ઞાનીના સંબંધમાં વિચાર કરો. શું જ્ઞાનવાનને વિષયની ઇચ્છા તથા તેના સંબંધવડે પૂર્વ રીતિને લીધે સુખનું ભાન થાય છે કે નથી થતું? તે આપ સ્પષ્ટ રીતે કહો.

૧૧૯ ઉત્તરઃ—આત્મવિમુખ બે પ્રકારના છે. વિષયાનંદ સ્વરૂપાનંદથી ભિન્ન નથી.

**सुनहु शिष्य इक बात मम, सावधान मन कान।**
**हैं द्वविध आतमविमुख, अज्ञानी रु सुजान ॥ ४१॥ ॥**

શબ્દાર્થઃ—ગુરુઃ—હે શિષ્ય, તું મનને એકાગ્ર કરી હું કહું તે સાંભળ. આત્મવિમુખ બે પ્રકારના છેઃ—અજ્ઞાની તથા જ્ઞાની. ૪૧

**व्है विस्मृत व्यवहारमैं, कबहुँक ज्ञानी संत ।**
**अज्ञानी विमुखहि रहै, यह तू जान सिद्धंत॥४२॥**

શબ્દાર્થઃ—જો કદી સંત એવા જ્ઞાની પુરુષ વ્યવહારમાં વિસ્મૃત થાય છે તો તે અજ્ઞાની અર્થાત્ આત્મવિમુખ જ બને છે, એ રીતનો સિદ્ધાંત તું જાણ. ૪૨

વિવરણઃ—હે શિષ્ય! તું ચિત્ત તથા કાનને સાવધાન કરી સાંભળ. પૂર્વે મેં જે આત્મવિમુખ કહ્યા, તે આત્મવિમુખ અજ્ઞાની જ નહિ, પણ જ્ઞાનવાનની બુદ્ધિ જ્યારે વ્યવહારમાં આસક્ત થાય છે ત્યારે તે પણ તત્વને ભૂલી જાય છે. તે સમયે

જ્ઞાનવાન્ પણ આત્મવિમુખ બની જાય છે. જો જ્ઞાનીની બુદ્ધિ સદા આત્માકાર રહેતી હોય તો ભોજનાદિક વ્યવહાર થાય નહિ. માટે બેઉની બુદ્ધિ આત્મવિમુખ બને છે.

અજ્ઞાનીની બુદ્ધિ સદા આત્મવિમુખ છે તથા જ્ઞાનીની બુદ્ધિ જ્યારે આત્મવિમુખ થાય ત્યારે જ્ઞાનીને પણ ઇચ્છા તથા વિષયના સંબંધવડે આત્મ સ્વરૂપાનંદનું ભાન અજ્ઞાનીની સમાન જ છે; પણ ભેદ એટલો કે, વિષયના સંબંધવડે આનંદનું જે ભાન થાય છે તેને જ્ઞાની જાણે છે કે, આ આનંદ મારા સ્વરૂપથી ભિન્ન નથી પણ તે આભાસ રૂપ છે. માટે જ્ઞાનીને વિષય ભોગમાં પણ સમાધિ છે. વળી અજ્ઞાની એમ નથી જાણતો કે, મારું સ્વરૂપ આનંદરૂપ છે. બેઉનું રૂપ આનંદરૂપ છે, પણ વિષયવડે કેવળ અજ્ઞાનીને ભ્રાંતિ થાય છે.

**ટીકા:**—શિષ્ય:—જ્ઞાનવાનની બુદ્ધિ જ્યારે વ્યવહારમાં, આવી જાય ત્યારે તે તત્વને કેવી રીતે ભૂલી જાય છે? ગુરૂ:—જ્યારે જાગૃતાકાર વૃત્તિ હોય ત્યારે સ્વપ્નાકાર વૃત્તિ હોતી નથી. તેમજ જ્યારે સ્વપ્નાકાર વૃત્તિ હોય ત્યારે જાગૃતાકાર વૃત્તિ હોતી નથી. તે જ રીતે જ્ઞાનવાનની બુદ્ધિ પણ જ્યારે આત્માકાર હોય ત્યારે અનાત્મકાર હોય નહીં તથા જ્યારે અનાત્માકાર હોય ત્યારે આત્માકાર હોતી નથી. જોકે એક અંતઃકરણમાં એક કાળે ભિન્ન વિષયાકાર સામાન્ય તેમજ વિશેષરૂપ બે વૃત્તિઓ હોય છે, છતાં બેઉ વિશેષ વૃત્તિઓ હોતી નથી; માટે અન્ય વ્યવહારમાં આસક્ત પુરુષને જેમ પેટીમાં જાણી બુજીને રાખેલા ધનની વિસ્મૃતિ થાય છે, પણ વ્યવહારની સમાપ્તિ થયા પછી તે ધનનું સ્મરણ થાય છે. તેજ રીતે જ્ઞાનવાનની બુદ્ધિ પણ વ્યવહારમાં વિશેષ સંલગ્ન હોય ત્યારે તેને તત્વનું વિસ્મરણ થાય છે પણ જ્યારે વ્યવહારથી ઉપરામ થાય છે ત્યારે તેને પૂર્વની માફક જ સ્મરણ હોય છે. આથી જ ભગવાન્ ભા-

પ્રકારે સારીરક ભાષ્યના પ્રથમ અધ્યાયમાં આવેલા પ્રથમ પાદમાં કહ્યું છે કે, વ્યવહારમાં જ્ઞાનવાન્ પણ પશુ અર્થાત્ અવિવેકી જનની માફક વ્યવહાર કરે છે.

શિષ્યઃ—જ્ઞાનીને વિષય ભોગમાં જે સમાધિ છે, તે સમાધિ કેવી? ગુરુ–આ જે સમાધિ કહી, તે વિષયમાં દોષદષ્ટિરૂપ વિવેકના જાગરણવડે, મિથ્યાત્ત્વ બુદ્ધિરૂપ દ્રઢ વૈરાગ્યના અસ્તિત્વ હોવાવડે, બંધમુક્ત મહિપાળની માફક સ્વલ્પ ભોગવડે સંતોષ થવાવડે તથા વધ કરવા યોગ્ય પુરુષના ભોગની માફક પરિણામે ભોગની દુઃખ હેતુતાનું જ્ઞાન થવાવટે દ્રઢ રાગના અભાવથી તેમજ વિષયાનંદની સ્વરૂપાનંદવડે અભિન્નતાના ભાનથી અર્થાત્ આત્માનંદના પ્રતિબિંબથી અતિરિક્ત વિષયમાં સર્વથા આનંદના અભાવના જ્ઞાનથી સ્વરૂપાનુસંધાનરૂપ સમાધિના ગુણની શમતાવડે 'આ પુરુષ સિંહ છે' તેની માફક ગૌણુ છે. જેમ બાળક પોતાના પગના અંગુઠાને ધાવે છે તથા દંત રહિત વૃદ્ધ પુરુષ પોતાના ઓઠનું ચર્વણ કર્યા કરે છે, તે કાંઈ અન્ય વિષયભોગનો ભાગી નથી. તેજ પ્રમાણે જ્ઞાની પણ શાસ્ત્રથી વિરૂધ વિષયયોગને કરે છે, છતાં સ્વરૂપાનુસંધાનથી રાગનો અભાવ હોવાથી તે પુરુષને વિષય ભોગમાં સમાધિ કહેવાય છે. આ સમાધિ વિક્ષેપયુક્ત હોવાથી અત્યંત અધમ છે. માટે શ્વાનના પાત્રમાં નાંખેલા દુધની માફક તેનો વિષય આદર કરવા યોગ્ય નથી; પણ ક્ષણિક વિષયાનંદ થવાથી જ્ઞાનીને તે ઉપેક્ષ્ય છે. વળી દેહાભિમાનરૂપ આવરણના અભાવવડે તથા શુદ્ધ ચીન્માત્ર વાસનાના સદ્ભાવથી જ્ઞાનીનું મન જ્યાં જાય ત્યાં જોડાથી રક્ષણ કરાયલા પુરુષને ચર્મ વેષ્ટિત પૃથ્વીની માફક સમાધિ છે.

### ૧૨૦ જન્માદિ દુઃખ શેમાં છે?

चापाई—हे प्रभु परमानंद बखान्यो ।
मेरो रूप सु मैं पहिचान्यो ॥

नाहिं ताम भवबंधनलेसा ।
कह्या आप पुनि यह उपदेसा॥ ४३ ॥

શબ્દાર્થઃ–શિષ્ય–હે ભગવન્ ! આપે પરમાનંદના સ્વરૂપની પ્રશંસા કરી, તેથી પરમાનંદરૂપ જ મારૂં સ્વરૂપ છે એમ મેં જાણ્યું તથા તેમાં ભવનું બંધન જરા પણ નથી, એ રીતનો આપે મને જે ઉપદેશ કર્યો, તે પણ મેં જાણ્યો. ૪૩

यामैं संक मुहि यह आव ।
जातैं तव वच हिय न सुहावै ॥
नाहि मोमैं यह बंध पसारो ।
कहौ कौन तौ आश्रय न्यारो ? ॥४४॥

શબ્દાર્થઃ––પણ તેમાં મને એક શંકા થાય છે, જેથી આપનું વચનઃ મારા અંતઃકરણમાં ઉતરી શકતું નથી. જો મારામાં સંસારબંધન નથી તો પછી મારામાં અન્ય કોણ આશ્રયરૂપે છે, તે મને કહો ? ૪૪

વિવરણઃ—હે ભગવન્ ! આપે કહ્યું કે, તું પરમાનંદ સ્વરૂપ છે તે મેં સારી·રીતે જાણ્યું. તેમ જ આપે કહ્યું કે, જન્મ મરણથી માંડી સંસારરૂપ સર્વ દુઃખ તારામાં નથી, માટે તેની નિવૃત્તિ બની શકે નહી.આને વિષે મને શંકા થાય છે, કે જો જન્માદિ દુઃખ મારામાં નથી તો જેને વિષે આ સંસાર છે તે મારાથી ભિન્ન આશ્રયરૂપે કવી રીતે છે, તે આપ કૃપા કરી બતાવો, કે જેથી સંસાર દુઃખરૂપે માની, હું તે મારાવિષે માનું નહીં.

## ૧૨૧. જન્માદિ દુઃખ છે જ નહીં.

### सोरठा ।

**सुनहु सिष्य मम बानि, जातैं तव संका मिटै ।**
**है जगकी अतिहानि, तो मोमैं नहिं औरमैं ॥४५॥**

શબ્દાર્થઃ—ગુરૂ—હે શિષ્ય ! હું જે વચન કહું તે સાંભળ, જેથી તારી શંકાની નિવૃત્તિ થશે. જગતની નિત્ય નિવૃત્તિ તારામાં, મારામાં તથા બીજા સર્વમાં એક સરખી છે. ૪૫

ટીકાઃ—નિત્ય નિવૃત્તિઃ—જેમ રજ્જુ કલ્પિત સર્પમાં વ્યાવહારિક સત્તાવડે અત્યંત અભાવ છે, તેમ બ્રહ્મ કલ્પિત જગતની પરમાર્થ સત્તાવડે અત્યંત અભાવ છે. આ જ જગતની અતિ હાનિ કહેતાં નિત્ય નિવૃત્તિ છે.

## ૧૨૨ દુઃખનો અભાવ છતાં પ્રત્યક્ષ પ્રતીતિ કેમ ?

### दोहा ।

**जो भगवन् कहुं है नहीं, जन्म मरन जगखेद ।**
**व्है प्रत्यक्षप्रतीति क्युं ?, कहो आप यह भेद ॥४६॥**

શબ્દાર્થઃ—તત્વ દૃષ્ટિઃ—હે ભગવન્ ! આપ કહો છો કે, જન્મ મરણ તથા જગતનો ક્લેશ આત્મા વિષે નથી, છતાં તેની પ્રત્યક્ષ પ્રતીતિ કેમ થાય છે, તેનું કારણ આપ મને સમજાવો. ૪૬

વિવરણ—હે ભગવન્ ! જન્મ મરણથી લઈ સર્વ સંસારનાં દુઃખો મારામાં તેમ જ બીજા કોઈમાં નથી. તો પછી તે પ્રત્યક્ષ પ્રતીત કેમ થાય છે ? જો વસ્તુ ન હોય તો તેની પ્રતીતિ થવી જોઈએ નહીં. જો વંધ્યાનો પુત્ર તથ અ

પુષ્પ નથી તો પછી તેની પ્રતીતિ થતી નથી. તેમ જો સંસાર ન હોય તો તેની પણ પ્રતીતિ થવી જોઇએ નહીં. વળી જન્મથી આદિ લઇ સંસાર પ્રતીત થાય છે, માટે જન્માદિ સંસારરૂપી દુ:ખ નથી, એમ કહેવું બની શકે નહીં.

૧૨૩ રજ્જુસર્પનું દૃષ્ટાંત.

दोहा।

आतमरूप अज्ञानतैं, व्है मिथ्या परतीति।
जगत स्वप्न नभनीलता, रज्जुभुजगकीरीति॥४७॥

શબ્દાર્થ:—જન્માદિ જગત્ પરમાર્થવડે નથી, તો પણ આત્માના બ્રહ્મ સ્વરૂપવડે અજ્ઞાનથી મિથ્યા પ્રતીત થાય છે. જેમ સ્વપ્નનો પદાર્થ, આકાશમાં નીલતા તથા રજ્જુમાં સર્પ પરમાર્થરૂપે નથી, પણ મિથ્યા પ્રતીત થાય છે, તેજ પ્રમાણે જન્માદિ જગત્ પરમાર્થરૂપે નથી, છતાં તેની મિથ્યા પ્રતીતિ થાય છે. ૪૭

૧૨૪ રજ્જુમાં સર્પનો ભાસ કેમ થાય છે?

चौपाई—मिथ्यासर्प रज्जुमैं जैसे।
भाख्यो भव आतममैं तैसे॥
कैसे सर्प रज्जुमैं भासै।
यह संशय मन बुद्धि विनासै॥४८॥

શબ્દાર્થ:—તત્વ દૃષ્ટિ:—જેમ રજ્જુમાં સર્પ મિથ્યા છે, તેમ આત્મામાં ભવદુ:ખ મિથ્યા કહ્યો (તેમાં દૃષ્ટાંતના જ્ઞાન વિના દાર્ષ્ટાંતિકનું જ્ઞાન હોય નહીં તેમ) રજ્જુ વિષે સર્પનો ભાસ કેવી રીતે થાય, આ રીતનો મારા મનવિષે સંશય છે.

માટે તે સંશય બુદ્ધિ અર્થાત્ નિશ્ચયપણાનો નાશ કરે છે. ૪૮.

### ૧૨૫ ભ્રમ સ્થાનમાં ચાર ખ્યાતિઓ.

चौपाई—असतख्याति पुनि आतमख्याती ।
ख्याति अन्यथा अरु अख्याती ॥
सुने च्यारि मत भ्रमकी ठौरा ।
मानूं कौन कहौ यह ब्यौरा ॥ ४९ ॥

શબ્દાર્થઃ—અસત્ખ્યાતિ, આત્મખ્યાતિ, અન્યથાખ્યાતિ. અને અખ્યાતિ, આ ચાર ખ્યાતિ ભ્રમના કારણરૂપ છે. એ સિવાય બીજું કંઇ પણ ભ્રમરૂપે નથી. બીજું હું તમને શું કહું ? ૪૯

વિવરણઃ—જ્યાં રજ્જુમાં સર્પ તથા છીપમાં રૂપું ઇત્યાદિ ભ્રમ છે ત્યાં ચાર મતોનો સંભવ છે. જેમકે શૂન્યવાદી અસત્ખ્યાતિ કહે છે, ક્ષણિક વિજ્ઞાનવાદી આત્મખ્યાતિ કહે છે, ન્યાય તથા વૈશેષિક મતમાં અન્યથા ખ્યાતિ કહે છે, તેમ જ સાંખ્ય તથા પ્રભાકર અખ્યાતિ કહે છે.

### ૧૨૬ અસત્ ખ્યાતિવાદ.

શૂન્ય વાદીનો નીચે પ્રમાણે અભિપ્રાય છેઃ—રજ્જુના સ્થાનમાં જેમ સર્પ અત્યંત અસત્ છે, તેમ અન્ય દેશમાં પણ અત્યંત અસત્ છે. આ રીતે અત્યંત અસત્ સર્પની રજ્જુમાં પ્રતીતિ થાય છે. આને અસત્ ખ્યાતિ કહે છે. અર્થાત્ અત્યંતઅસત્ સર્પની ખ્યાતિ કહેતાં ભાન અને કથન છે.

### ૧૨૭ આત્મખ્યાતિવાદ.

વિજ્ઞાન વાદીનો અભિપ્રાય નીચે પ્રમાણે છેઃ—રજ્જુમાં

તથા અન્ય સ્થળમાં બુદ્ધિની બહાર કંઈ પણ સર્પ નથી અર્થાત્ સર્વ પદાર્થ બુદ્ધિથી ભિન્ન નથી. પણ સર્વ પદાર્થના આકારને બુદ્ધિ ધારણ કરે છે. માટે બુદ્ધિ ક્ષણિક વિજ્ઞાનરૂપે છે. ક્ષણે ક્ષણે નાશ તથા ઉત્પત્તિને પ્રાપ્ત થાય, એવું જે વિજ્ઞાન, તે જ સર્પરૂપે પ્રતીત થાય છે. આને આત્મખ્યાતિ કહે છે. અહીં આત્મા કહેતાં ક્ષણિક વિજ્ઞાનરૂપ બુદ્ધિ તથા તેનું સર્પરૂપે ખ્યાતિ કહેતાં ભાન તથા કથન છે.

## ૧૨૮ અન્યથા ખ્યાતિવાદ.

નૈયાકિ તથા વૈશેષિક દર્શનનો અભિપ્રાય નીચે પ્રમાણે છે:—રાફડા આદિ સ્થાનમાં સાચો સર્પ છે તથા તે નેત્રવડે જોવાય છે. વળી નેત્રમાં દોષના બળને લીધે સન્મુખ તેમજ સમીપ (રજ્જુના સ્થાને સર્પ) પ્રતીત થાય છે. જો કે સાચો સર્પ તથા નેત્રમાં ભીતિ આદિ અંતરાય છે, છતાં દોષ સહિત નેત્રવડે અંતરાય સહિત સર્પ જોવામાં આવેછે. આના સંબંધમાં કોઈ શંકા કરે કે, દોષને લીધે સામર્થ્ય ઘટે છે, પણ વધતું નથી. જેમ જઠરાગ્નિમાં પાચન સામર્થ્યવાત પિત્તકફ દોષથી ઘટે છે, તેમ નેત્રમાં પણ તિમિર આદિ દોષવડે સામર્થ્ય ઘટવું જોઇએ. વળી રાફડા આદિ સ્થાનમાં રહેલા સર્પનું જ્ઞાન દોષયુક્ત નેત્રવડે કહ્યું, ત્યાં શુદ્ધ નેત્રવડે અન્ય સ્થળ વિષે રહેલા સર્પનું પ્રત્યક્ષ જ્ઞાન થતું નથી, પણ દોષયુક્ત નેત્રવડે થાય છે. માટે દોષ કરતાં નેત્રનું સામર્થ્ય અધિક હોય છે. આ રીતનું ધારવામાં કોઈ રીતનું દૃષ્ટાંત નથી.

ગુરૂ—તારી આ શંકા અયોગ્ય છે. કારણ કે કોઈને પિત્ત દોષથી, એવો રોગ થાય છે કે ચારગણું ભોજન કરવા છતાં પણ તૃપ્તિ થતી નથી. જેમ પિત્ત દોષથી જઠરાગ્નિમાં પાચન

સામર્થ્ય વધે, તેમ નેત્રમાં પણ તિમિરાદિ દોષને લીધે પરદેશમાં રહેલ સર્પનું પ્રત્યક્ષ કરવાનું સામર્થ્ય વધે છે. આ પ્રમાણે રાફડા આદિ સ્થાનમાં રહેલ સર્પનું અન્યથા કહેતાં બીજા પ્રકારે કરી સન્મુખ રહેલ રજ્જુ સ્થાનમાં જે ખ્યાતિ કહેતાં ભાન તથા કથન થાય છે, તેને અન્યથા ખ્યાતિવાદ કહે છે.

૧૨૯ ચિંતામણિકારનો મત નિચે પ્રમાણે છેઃ—જે દોષ સહિત નેત્રવડે રાફડામાં રહેલા સર્પનું જ્ઞાન થાય તો વચમાં રહેલા અન્ય પદાર્થનું પણ જ્ઞાન થવું જોઈએ. માટે પરસ્થાનમાં રહેલ વસ્તુનું નેત્રવડે જ્ઞાન થતું નથી, પણ દોષયુક્ત નેત્રવડે રજ્જુનું પોતાના સ્વરૂપે કરી ભાન થતું નથી, પણ સર્પરૂપે કરી ભાન થાય છે. માટે રજ્જુનું અન્યથા કહેતાં બીજા પ્રકારે કરી સર્પરૂપે જે ખ્યાતિ કહેતાં ભાન તથા કથન, તે અન્યથા ખ્યાતિવાદ કહેવાય.

## ૧૩૦ અખ્યાતિ તથા ઉપર કહેલી ત્રણે ખ્યાતિનું ખંડન.

વિવરણઃ—અખ્યાતિ વાદીનો અભિપ્રાય નીચે પ્રમાણે છેઃ—જો અસત્‌ની પ્રતીતિ થાય તો વંધ્યાપુત્ર તથા શશશૃંગની પ્રતીતિ થવી જોઇએ, માટે અસત્ ખ્યાતિ અસંગત છે. ક્ષણિક વિજ્ઞાનનો આકાર જો સર્પાદિક હોય તો ક્ષણમાત્રે કરી અધિક કાળ સ્થીર પ્રતીતિ નહીં થવી જોઈએ. માટે આત્મખ્યાતિ અસંગત છે. વળી અન્યથા ખ્યાતિની પ્રથમ રીતિ ચિંતામણિના મતપ્રમાણે દૂષિત જ છે. તેમ ચિંતામણિની રીત પ્રમાણે અન્યથા ખ્યાતિ મત અસંગત છે; કારણ કે જ્ઞેયને અનુસાર જ્ઞાન હોય છે. જ્ઞેય રજ્જુ તથા સર્પનું જ્ઞાનુ

એમ કહેવું તદ્દન વિરુદ્ધ છે. આથી આ રીતિ માનવાયોગ્ય છે કે, જ્યાં રજ્જુમાં સર્પ ભ્રમ છે ત્યાં રજ્જુવડે નેત્રની પોતાની વૃત્તિદ્વારા સંબંધ થઈ રજ્જુનું ઇદમ્ રૂપે કરી સામાન્ય જ્ઞાન થાય છે તથા સર્પની સ્મૃતિ થાય છે. "આ સર્પ છે" એમાં બે પ્રકારનું જ્ઞાન છે. "આ" શબ્દવડે રજ્જુનું સામાન્ય પ્રત્યક્ષ જ્ઞાન છે તથા "સર્પ છે" એવું સર્પનું સ્મૃતિરૂપ જ્ઞાન છે. આ પ્રમાણે આ સર્પ છે, અહીં બે પ્રકારનું જ્ઞાન છે. પણ ભય દોષ પ્રમાતામાં તથા તિમિરદોષ પ્રમાણમાં બળથી પુરુષને એવો વિવેક નથી થતો કે, મને બે જ્ઞાન થાય છે. જો કે "આ" અંશ રજ્જુનું સામાન્ય જ્ઞાન યથાર્થ છે તથા પૂર્વે જોયલા સર્પનું સ્મૃતિ જ્ઞાન પણ યથાર્થ છે, તો પણ મને બે જ્ઞાન થાય છે તેમાં રજ્જુનું સામાન્ય પ્રત્યક્ષ જ્ઞાન છે તથા સર્પનું સ્મૃતિ જ્ઞાન છે, એવો વિવેક થતો નથી. આ બે જ્ઞાનના અવિવેકને જ સાંખ્ય મત પ્રભાકરે ભ્રમ કહ્યો છે. આ રીત સર્વ ભ્રમ સ્થળમાં જાણવી. આ પ્રમાણે રજ્જુ આદિકમાં સર્પાદિ ભ્રમ જ્યાં થાય ત્યાં ચાર મત સાંભળ્યા છે. તેમાં કયો મત શ્રેષ્ઠ છે, તે મને કહો કે જે મતને હું પ્રમાણરૂપે માનું. આ પ્રમાણેનો શિષ્યનો પ્રશ્ન છે.

ટીકાઃ—અન્યથા ખ્યાતિઃ—આ મત પ્રાચીન છે. આ મત પ્રમાણે અન્ય દેશમાં રહેલી વસ્તુની અન્ય દેશમાં પ્રતીતિરૂપે ભ્રાંતિ થાયછે. આ ભ્રાંતિ અર્થાધ્યાસ અથવા જ્ઞાનાધ્યાસરૂપે નથી.

ચિંતામણિકારઃ—ચિંતામણિ નામના ગ્રંથના કર્ત્તા નવિન નૈયાયિકનો આ પ્રમાણે મત છે કે, અન્ય વસ્તુની અન્યરૂપે કરી પ્રતીતિરૂપ જ્ઞાનાધ્યાસને પ્રતીતિ કહે છે. જો સોનીના બજારમાં રહેલા રજ્જુનું શુક્તિરૂપે ભાન થાય તો બજાર તથા તેમાં રહેલ સર્વ સામગ્રી સહિત સોનીની પ્રતીતિ પણ

દોષના બળવડે જોવી જોઇએ, પણ તે થતી નથી.

## ૧૩૧ ગત પ્રશ્નનો ઉત્તર—અખ્યાતિમતનું ખંડન.

**ख्याति अनिर्वचनीय लखि, पंचम तिनतैं और।**
**युक्तिहीन मत च्यारि ये, मानहु भ्रमकी ठौर॥५०॥**

**શબ્દાર્થ:**—ગુરૂ:-હે શિષ્ય ! આ ચારે મતો યુક્તિથી રહિત છે. આ સર્વથી અન્ય પાંચમો મત જે અનિર્વચનીય ખ્યાતિ છે, તે ભ્રમ સ્થાનને વિષે માનવા યોગ્ય છે. ૫૦

**વિવરણ:**—હે શિષ્ય ! આ ચાર ખ્યાતિથી બીજા ભ્રમ સ્થાને અનિર્વચનીય ખ્યાતિ નામનો પાંચમો મત તું જાણ. વળી અસત્ ખ્યાતિ, આત્મ ખ્યાતિ, અન્યથા ખ્યાતિ તથા અખ્યાતિ આ ચારે મત યુક્તિથી રહિત છે. જેમ ઉત્તર ઉત્તર મતના નિરૂપણમાં ત્રણે મત અસંગત કહ્યા, તેમ અખ્યાતિ-મત પણ અસંગત છે. કારણ કે "આ સર્પ છે" આ જ્ઞાનમાં પ્રથમ "આ" અંશ રજ્જુનું સામાન્ય જ્ઞાન પ્રત્યક્ષ છે તથા "સર્પ છે" એટલો અંશ પૂર્વે જોયલા સર્પનું સ્મરણ જ્ઞાન છે. આ રીતનો અખ્યાતિ વાદીનો મત છે. તેમાં પૂર્વે જોયલા સ-ર્પનું સ્મરણ જ માનીએ તથા સન્મુખ રજ્જુદેશમાં સર્પનું જ્ઞાન નહીં માનીએ તો સન્મુખ રજ્જુથી પુરુષને ભય થઈ ઉલ-ટો તે નાશે છે. આ ભય તથા નાશવું થવું જોઇએ નહીં. માટે સન્મુખ રજ્જુ દેશમાંજ સર્પની પ્રતીતિ થાય છે. પણ પૂર્વ દૃષ્ટ સર્પની સ્મૃતિ નથી.

**૧૩૨ વિવરણ:**—વળી વિશેષરૂપે કરી રજ્જુનું યથાર્થ જ્ઞાન થવા પછી એવો બોધ થાય છે કે, મને રજ્જુમાં સર્પ-ની પ્રતીતિ મિથ્યા થઈ. આ બાધવડે પણ રજ્જુમાં સર્પની

પ્રતીતિ થાય છે. પણ પૂર્વ દૃષ્ટ સર્પની સ્મૃતિ થતી નથી. વળી "આ સર્પ છે" અહીં એક જ જ્ઞાન પ્રતીત થાય છે. બે નહી. એક કાળમાં અંતઃકરણવડે સ્મૃતિરૂપ તથા પ્રત્યક્ષ રૂપ બે જ્ઞાન થાય નહીં. માટે અખ્યાતિ મત પણ તદ્દન અસંગત છે. આ ચારે મતનું પ્રતિપાદન તથા ખંડન વિવરણ તથા સ્વારાજ્ય સિદ્ધિ આદિ ગ્રંથમાં વિસ્તારપૂર્વક લખ્યું છે. ત્યાં પ્રતિપાદન તથા ખંડનની યુક્તિ કઠણ છે, માટે અહીં જિજ્ઞાસુને સંક્ષેપે કરી જણાવી છે. અમે અહીં વિસ્તારપૂર્વક જણાવી નથી.

## (૧૩૩) અનિર્વચનીય ખ્યાતિની રીતિ.

**વિવરણઃ**—સિદ્ધાંતમાં અનિર્વચનીય ખ્યાતિની રીતિ નીચે પ્રમાણે છેઃ—[redacted]ઃકરણની વૃત્તિ નેત્રાદિ વૃત્તિદ્વારા બહાર નિકળી વિષય સમા[redacted]ારને પામે છે. આથી વિષયનું આવરણ ભંગ થઈ, તેન[redacted]ીતિ થાય છે. ત્યાં પ્રકાશ (સૂર્યાદિ જ્યોતિ) પણ સહાયક હોય છે. પ્રકાશ વિના પદાર્થની પ્રતીતિ થતી નથી. જ્યાં રજ્જુમાં સર્પ ભ્રમ થાય છે, ત્યાં અંતઃકરણની વૃત્તિ નેત્રદ્વારા બહાર નિકળવા છતાં તેનો સંબંધ રજ્જુવડે થાય છે, પણ તેનો પ્રતિબંધક તિમિરાદિ દોષ છે. માટે રજ્જુની સમાનાકાર વૃત્તિનું સ્વરૂપ હોતું નથી. માટે રજ્જુના આવરણનો નાશ થતો નથી. આ પ્રમાણે આવરણ ભંગને લીધે વૃત્તિનો સંબંધ થવાથી જ્યારે રજ્જુનો આવરણ ભંગ થતો નથી ત્યારે રજ્જુ ચેતનમાં રહેલ અવિદ્યામાં ક્ષોભ થઇ, તે અવિદ્યા સર્પાકાર પરિણામને પામે છે. આ અવિદ્યાનું કાર્ય જો સર્પ સત્ હોય તો રજ્જુના જ્ઞાનવડે તેનો બાધ થાય નહીં; પણ બાધ થાય છે માટે તે સત્ નથી. વળી જો અસત્ હોય

તો વંધ્યાપુત્રની માફક તેની પ્રતીતિ થવી જોઇએ નહી; પણ પ્રતીતિ થાય છે, માટે અસત્ પણ નથી. માટે સત્ અસત્થી વિલક્ષણ અનિર્વચનિય છે. છીપ આદિમાં રૂપાદિનું પણ ભ્રમ તે પણ અનિર્વચનિય ખ્યાતિથી ઉત્પન્ન થાય છે. આ અનિર્વચનીયની ખ્યાતિ કહેતાં પ્રતીતિ તથા કથન, તે અનિર્વચનિયખ્યાતિ કહેવાય છે.

**ટીકાઃ**-તિમિરાદિ દોષઃ-તિમિર શબ્દવડે મંદ અંધકારનું ગ્રહણ કરવું. કારણ કે નિર્દોષ નેત્રવાળાને સ્પષ્ટ પ્રકાશમાં રજ્જુ આદિક અધિષ્ઠાનના વિશેષ રૂપનું અજ્ઞાન થતું નથી, ગાઢ અંધકારમાં અધિષ્ઠાનના સામાન્ય રૂપ ઈંદતાનું જ્ઞાન થતું નથી તથા અધિષ્ઠાનના વિશેષ રૂપના અજ્ઞાનવિના તથા સામાન્ય રૂપના જ્ઞાન વિના અધ્યાસ થતો નથી. આ વાત દ્વિતીય તરંગમાં અધ્યાસના પ્રસંગમાં કહી છે. મંદ અંધકારમાં વિશેષ રૂપનું અજ્ઞાન તથા સામાન્ય રૂપનું જ્ઞાન બને છે. માટે નેત્રના વિષયગત અધ્યાસમાં મંદ અંધકારની અપેક્ષા હોવાથી તેનું ગ્રહણ છે. તેમ જ નેત્રની મંદતારૂપ તિમિર દોષનું પણ ગ્રહણ છે; આ બેઉમાંથી એક હોય ત્યારે ભ્રમ થાય છે. અહીં આદિ શબ્દવડે કમળાદિ નેત્ર રોગનું પણ ગ્રહણ છે.

શિષ્યઃ—સત તથા અસત્થી અનિર્વચનીય વિલક્ષણ કેમ કહેવાય છે ? કારણ કે સત્થી વિલક્ષણ અસત્ છે. તેને અસત્થી વિલક્ષણ કહેવું તે વિરુદ્ધ છે તથા અસત્થી સત્ વિલક્ષણ છે માટે તેને સત્થી વિલક્ષણ કહેવું તે વિરુદ્ધ છે. માટે સત્ અસત્થી ભિન્ન ત્રીજા પદાર્થનો અભાવ છે. તેથી અનિર્વચનિય શબ્દની ઉપલબ્ધિ જ નથી.

ગુરુઃ-ત્રિકાલાબાધ્ય સત્ કહેવાય છે. તેથી વિલક્ષણ કહેવાવડે બાધયોગ્યનું ગ્રહણ છે તથા સ્વરૂપહીન વંધ્યાપુત્રાદિક અસત્ કહેવાય છે તેથી વિલક્ષણ કહેવાવડે સ્વરૂપવાનનું ગ્રહણ

છે, માટે બાધયોગ્ય સ્વરૂપવાન્ અનિર્વચનિય પદાર્થ છે. તેજ પ્રમાણે પ્રપંચ તથા રજ્જુ સર્પાદિ છે. તેની ઉપલબ્ધિ અર્થાત્ પ્રતીતિ વેદાંત નિપુણ પંડિતને જ થાય છે.

## ૧૩૪ ભ્રમ સ્થળમાં અંતઃકરણથી ભિન્ન અવિદ્યાનું પરિણામ–સર્પાદિક વિષય તથા તેનું જ્ઞાન એકજ સમયે ઉત્પન્ન થાય છે તથા લીન થાયછે. તે સાક્ષીભાસ્ય છે.

**વિવરણઃ**–જેમ સર્પ અવિદ્યાનું પરિણામ છે, તેમ તેની જ્ઞાનરૂપ વૃત્તિ પણ અવિદ્યાનું જ પરિણામ છે, પણ અંતઃકરણનું નથી; કારણકે જેમ રજ્જુ જ્ઞાનથી સર્પનો બાધ થાય છે તેમ તેના જ્ઞાનનો પણ બાધ થાય છે. અંતઃકરણનું જ્ઞાન હોય તો આવો બાધ થવો જોઇએ નહીં. માટે જ્ઞાન પણ સર્પની માફક અવિદ્યાના કાર્યરૂપ સત્ અસત્થી વિલક્ષણ અનિર્વચનીય છે. પરંતુ રજ્જુ ઉપહિત ચેતનમાં રહેલ તમો ગુણ પ્રધાન અવિદ્યા અંશનું પરિણામ સર્પ છે તથા સાક્ષી ચેતનમાં રહેલ અવિદ્યાના તત્વગુણનું પરિણામ વૃત્તિ જ્ઞાન છે. જે સમયે રજ્જુ ચેતનની અવિદ્યાનું સર્પાકારે પરિણામ થાય છે, તેજ સમયે સાક્ષી આશ્રિત અવિદ્યાનું જ્ઞાનાકાર પરિણામ થાય છે. કારણકે રજ્જુ ચેતન આશ્રિત અવિદ્યામાં જે ક્ષોભનું નિમિત્ત છે તે નિમિતવડે જ સાક્ષી આશ્રિત અવિદ્યા અંશમાં ક્ષોભ થાય છે. માટે ભ્રમસ્થાનમાં સર્પાદિક વિષય તથા તેનું જ્ઞાન એક જ સમયે ઉત્પન્ન થાય છે. તેમ જ રજ્જુ આદિ અધિષ્ઠાનના જ્ઞાનવડે એક જ સમયે લીન થાય છે. આ રીતે સર્પાદિ ભ્રમમાં બાહ્ય અવિદ્યા અંશ સર્પાદિક વિષયનું ઉપાદાન કારણ છે તથા સાક્ષી ચેતન આશ્રિત અંતર અવિદ્યાઅંશ જ્ઞાન-

રૂપ વૃત્તિના ઉપાદાન કારણરૂપ છે. વળી સ્વપ્નમાં તો સાક્ષી આશ્રિત અવિદ્યાનું જ તમોગુણ અંશ વિષયરૂપે પરિણામને પામે છે તથા અવિદ્યામાં સત્વગુણ અંશ જ્ઞાનરૂપે પરિણામને પામે છે, માટે સ્વપ્નમાં અંતર અવિદ્યા જ વિષય તથા જ્ઞાન આ બેઉના ઉપાદાન કારણરૂપ છે; માટે બાહ્ય રજ્જુ સર્પાદિક તથા અંતર સ્વપ્ન પદાર્થ સાક્ષીભાસ્ય કહેવાય છે. અવિદ્યાની વૃત્તિદ્વારા જેને સાક્ષી ભાસે કહેતાં પ્રકાશે, તે સાક્ષી ભાસ્ય કહેવાય છે.

## ૧૩૫ રજ્જુમાં સર્પ તથા તેનું જ્ઞાન અવિદ્યાના પરિણામરૂપે તથા ચેતનના વિવર્તરૂપે છે.

**વિવરણઃ**—રજ્જુ આદિમાં અનિર્વચનીય સર્પાદિક તથા તેનું જ્ઞાન ભ્રમરૂપે કહેવાય છે તથા અધ્યાસરૂપે કહેવાય છે. આ ભ્રમ અવિદ્યાના પરિણામરૂપે તથા ચેતનના વિવર્તરૂપે છે. ઉપાદાન કારણના સમાન સ્વભાવવાળું જે અન્યથા સ્વરૂપ, તે પરિણામ કહેવાય તથા અધિષ્ઠાનથી વિપરીત સ્વભાવવાળું જે અન્યથા સ્વરૂપ, તે વિવર્ત કહેવાય. આ ઉપાદાન કારણરૂપ અવિદ્યા તે અનિર્વચનીયરૂપે છે. તે જ પ્રમાણે રજ્જુમાં સર્પ તથા તેનું જ્ઞાન અવિદ્યાના સમાન સ્વભાવવાળું અન્યથા સ્વરૂપે કહેતાં અવિદ્યાથી અન્ય પ્રકારના આકારરૂપે છે. આ જ અવિદ્યાનું પરિણામ છે. આ પ્રમાણે રજ્જુ અવિચ્છિન્ન આધિષ્ઠાન ચેતન સત્‌રૂપ છે તથા સર્પ અને તેનું જ્ઞાન સત્‌થી વિલક્ષણરૂપે છે. માટે રજ્જુ સર્પ તથા તેનું જ્ઞાન અધિષ્ઠાન ચેતનથી વિપરીત સ્વભાવવાળું અર્થાત્ અન્યથા સ્વરૂપે કહેતાં ચેતનથી અન્ય પ્રકારના આકારરૂપ છે.

### ૧૩૬ રજ્જુ તથા અંતઃકરણ ઉપહિત ચેતન અધિષ્ઠાનરૂપે છે; પણ રજ્જુરૂપે નથી તથા સર્પ અને તેના જ્ઞાનની નિવૃત્તિ રજ્જુ જ્ઞાનવડે થાયછે.

વિવરણઃ—મિથ્યા સર્પનું અધિષ્ઠાન રજ્જુ ઉપહિત ચેતન છે, પણ રજ્જુ નથી; કારણ કે સર્પની માફક રજ્જુ પણ કલ્પિતછે. કલ્પિત વસ્તુ અન્ય કલ્પિતનું અધિષ્ઠાન બને નહીં. માટે રજ્જુ ઉપહિત ચેતન જ અધિષ્ઠાનરૂપે છે, પણ રજ્જુ રૂપે નથી. વળી રજ્જુ વિશિષ્ટને જો અધિષ્ઠાનરૂપે કહીએ તો પણ રજ્જુ તેમજ ચેતન બેઉ અધિષ્ઠાનરૂપે થશે. તેમાં રજ્જુ ભાગમાં અધિષ્ઠાનપણું બાધિત છે. માટે રજ્જુ ઉપહિત ચેતન જ અધિષ્ઠાન છે, પણ રજ્જુ વિશિષ્ટ ચેતન અધિષ્ઠાનરૂપે નથી. તે જ પ્રમાણે સર્પના જ્ઞાનનું સાક્ષી ચેતન અધિષ્ઠાન રૂપ છે. આ રીતે ભ્રમસ્થાનમાં વિષયનું તથા તેના જ્ઞાનનું અધિષ્ઠાન ઉપાધિ ભેદે કરી ભિન્ન છે, પણ એક રૂપે નથી. વળી વિશેષરૂપે કરી રજ્જુની અપ્રતીતિ અવિદ્યામાં ક્ષોભ થવાથી બેઉની ઉત્પત્તિમાં નિમિત્ત રૂપે છે, તેમજ રજ્જુનું જ્ઞાન પણ બેઉની નિવૃત્તિમાં નિમિત્તરૂપે કહ્યું છે.

### ૧૩૭ શું રજ્જુના જ્ઞાનવડે સર્પની નિવૃત્તિ બને?

વિવરણઃ–રજ્જુના જ્ઞાનવડે સર્પની નિવૃત્તિ બની શકે નહીં. કારણ કે મિથ્યા વસ્તુનું જે અધિષ્ઠાન હોય, તે અધિષ્ઠાનના જ્ઞાનવડે મિથ્યાની નિવૃત્તિ થાય છે, આમ અદ્વૈત સિદ્ધાંતનો મત છે. વળી મિથ્યા સર્પનું અધિષ્ઠાન રજ્જુ ઉપહિત ચેતન છે, પણ રજ્જુ નથી, માટે રજ્જુના જ્ઞાનવડે સર્પની નિવૃત્તિ બને નહીં

## ૧૩૮ રજ્જુનું જ્ઞાનજ સર્પના અધિષ્ઠાનનું જ્ઞાન.

વિવરણઃ—ઉપરના પ્રશ્નનો ઉત્તર આ પ્રમાણે છેઃ- જ્યાં રજ્જુ આદિ જડ પદાર્થનું જ્ઞાન અંતઃકરણની વૃત્તિરૂપે હોય ત્યાં આવરણનો ભંગ વૃત્તિના પ્રયોજનરૂપ છે. આવરણ અજ્ઞાનની શક્તિરૂપે છે, માટે તે આવરણ જડને આશ્રિત નથી; પણ જડના આધિષ્ઠાનરૂપ ચેતનને આશ્રિત છે. માટે રજ્જુ સમાન આકાર અંતઃકરણની વૃત્તિવડે રજ્જુ અવિચ્છિન્ન ચેતનના આવરણનો ભંગ થાય છે. વૃત્તિમાં જે ચિદાભાસ છે, તેવડે રજ્જુનો પ્રકાશ થાય છે. વળી ચેતન સ્વયં પ્રકાશ છે તેમાં આભાસનો ઉપયોગ નથી. આ બાબતની પૂર્ણ સમજણ આગળ ઉપર કહેવામાં આવશે. આ રીતે ચિદાભાસ સહિત અંતકરણની વૃત્તિરૂપી જ્ઞાનમાં વૃત્તિ ભાગના આવરણના ભંગરૂપે ફળ ચેતનમાં થાય છે તથા ચિદાભાસ ભાગના પ્રકાશરૂપે ફળ રજ્જુમાં થાય છે. માટે ઉક્ત જ્ઞાનનો વિષય કેવળ જડ રજ્જુ નથી પણ સાભાસ વૃત્તિનો વિષય આધિષ્ઠાન ચેતન સહિત રજ્જુ છે. માટે સિદ્ધાંત ગ્રંથમાં લખ્યું છે કે, અંતઃકરણજન્ય વૃત્તિ જ્ઞાન બ્રહ્મનો વિષય કરે છે. આ રીતે રજ્જુ જ્ઞાન વડે નિરાવરણ થઇ સર્પના આધિષ્ઠાનરૂપ રજ્જુ અવિચ્છિન્ન ચેતનનું પોતાના પ્રકાશવડે ભાન થાય છે. માટે રજ્જુનું જ્ઞાનજ સર્પના અધિષ્ઠાનના જ્ઞાનરૂપ છે; માટે સર્પની નિવૃત્તિ સંભવે છે.

## ૧૩૯ પ્રશ્નઃ—શું રજ્જુ જ્ઞાનવડે સર્પજ્ઞાનની નિવૃત્તિ બને?

વિવરણઃ—જો કે સર્પની નિવૃત્તિ રજ્જુના જ્ઞાનથી સંભવિત છે, પણ સર્પના જ્ઞાનની નિવૃત્તિ સંભવતી નથી; કે..

રણ કે સર્પનું અધિષ્ઠાન રજ્જુ અવિચ્છિન્ન ચેતન છે તથા સર્પના જ્ઞાનનું આધષ્ઠાન સાક્ષી ચેતન છે. આ રીતે પૂર્વ કહેલા પ્રકારવડે રજ્જુ જ્ઞાનવડે રજ્જુ અવિચ્છિન્ન ચેતનનું ભાન થાય છે પણ સાક્ષી ચેતનનું ભાન થતું નથી. માટે રજ્જુનું જ્ઞાન થવા છતાં પણ સર્પ જ્ઞાનના આધષ્ઠાનરૂપ સાક્ષી ચેતન અજ્ઞાત છે. વળી અજ્ઞાત આધષ્ઠાનમાં કલ્પિતની નિવૃત્તિ હોઇ શકે નહીં, પણ જ્ઞાત અધિષ્ઠાનમાં જ કલ્પિતની નિવૃત્તિ હોય છે. માટે રજ્જુ જ્ઞાનવડે સર્પ જ્ઞાનની નિવૃત્તિ સંભવી શકે નહીં.

## ૧૪૦ ઉત્તરઃ—સર્પના અભાવથીજ સર્પ-જ્ઞાનની નિવૃત્ત.

**વિવરણ**ઃ—પૂર્વે કહેલા પ્રશ્નનો ઉત્તર નીચે પ્રમાણે છેઃ—વિષયના આધીરૂપ જ્ઞાન હોય છે. વિષયરૂપ સર્પની નિવૃત્તિ થવાથી તેમજ સર્પના જ્ઞાનની, વિષયના અભાવથી, એની મેળે નિવૃત્તિ થાય છે.

**૧૪૧ વિવરણઃ**—વળી પૂર્વે કહ્યું કે, કલ્પિતની નિવૃત્તિ અધિષ્ઠાનના જ્ઞાન વિના થતી નથી તથા સર્પનું જ્ઞાન કલ્પિત છે તથા તેનું આધષ્ઠાન સાક્ષી ચેતન હોવાથી ચેતન જ્ઞાન વિના કલ્પિત સર્પ જ્ઞાનની નિવૃત્તિ બની શકે નહીં.

**૧૪૨ વિવરણ**ઃ—આ પ્રમાણેની શંકાનું સમાધાન નીચે પ્રમાણે છેઃ—નિવૃત્તિ બે પ્રકારની છે. ૧. અત્યંત નિવૃત્તિ તથા ૨. કારણમાં લયરૂપે નિવૃત્તિ. કારણ સહિત કાર્યની નિવૃત્તિ અત્યંત નિવૃત્તિ કહેવાય છે. સર્વ કલ્પિત વસ્તુના કારણરૂપ અધિષ્ઠાનને આશ્રિત અજ્ઞાન છે. આ અજ્ઞાન સહિત કલ્પિત કાર્યની નિવૃત્તિ અધિષ્ઠાન જ્ઞાનવડે થાય છે; પણ કા-

રણમાં લયરૂપ નિવૃત્તિ અધિષ્ઠાન જ્ઞાન વિના હોતી નથી. જેમ સુષુપ્તિ તથા પ્રલયમાં સર્વ પ્રદાર્થનો અજ્ઞાનમાં લય અધિષ્ઠાન જ્ઞાન વિના હોય છે. તેમાં સર્વ પ્રદાર્થના લયમાં નિમિત્ત ભોગની સમક્ષ કર્મનો અભાવ છે, તે જ પ્રમાણે અધિષ્ઠાન સાક્ષીના જ્ઞાન વિના સર્પ જ્ઞાનનો લય થાય છે. તેમાં સર્પ જ્ઞાનના વિષયરૂપ સર્પનો અભાવ સર્પ જ્ઞાનના લયમાં નિમિત્તરૂપે છે. આ રીતે રજ્જુ જ્ઞાનવડે સર્પની નિવૃત્તિ થાય છે તથા સર્પ જ્ઞાનના વિષયરૂપ સર્પનો અભાવ થવાથી સર્પ જ્ઞાનનો લય થાય છે.

## ૧૪૩ રજ્જુજ્ઞાન સમયે સાક્ષીનું ભાન.

વિવરણઃ—સર્પ તથા તેના જ્ઞાનની નિવૃત્તિ રજ્જુજ્ઞાનથી જ થાય છે. કારણકે જ્યારે રજ્જુનું પ્રત્યક્ષ જ્ઞાન થાય ત્યારે અંતઃકરણની વૃત્તિ નેત્રદ્વારા નિકળી રજ્જુ દેશમાં પ્રાપ્ત થાય છે તથા રજ્જુની સમાન વૃત્તિનો આકાર થાય છે. માટે રજ્જુના પ્રત્યક્ષ સમયે વૃત્તિ ઉપહિત ચેતન તથા રજ્જુ ઉપહિતચેતન બેઉ એક થાય છે. પણ તેનો ભેદ રહેતો નથી. આમાં નીચે પ્રમાણે હેતુ રહેલો છેઃ—ચેતનના સ્વરૂપવડે ભેદ કદી ન હોય, પણ ઉપાધિના ભેદથી ચેતનનો ભેદ થાય છે. વૃત્તિ ઉપહિત ચેતન તથા રજ્જુ ઉપહિત ચેતનની ભેદ કરનારી ઉપાધિ વૃત્તિરૂપ તથા રજ્જુરૂપે છે. જ્યારે આ વૃત્તિ તથા રજ્જુ ભિન્ન ભિન્ન દેશમાં સ્થિત હોય ત્યારે ઉપાધિવાળા ચેતનનો ભેદ થાય છે. પણ જ્યારે બેઉ ઉપાધિ એક દેશમાં સ્થિત હોય ત્યારે ઉપહિત ચેતનનો ભેદ બની શકે નહિ. આ વાત વેદાંત પરિભાષાદિ ગ્રંથમાં લખી છે. ભિન્ન દેશમાં રહેલ ઉપાધિથી ઉપહિત ચેતનનો ભેદ થાય છે તથા એક દેશમાં

જ્યારે બેઉ ઉપાધિ સ્થિત હોય ત્યારે બેઉ ઉપાધિવડે ઉપહિત ચેતન એક થાય છે.

આ પ્રકારે રજ્જુના પ્રત્યક્ષ જ્ઞાન સમયે રજ્જુ ઉપહિત ચેતન તથા વૃત્તિ ઉપહિત ચેતન એક છે. તેમાં સાક્ષી ચેતન જ વૃત્તિ ઉપહિત ચેતનરૂપે છે. કારણકે અંતઃકરણ તથા તેની વૃત્તિમાં રહેલ જે પ્રકાશક ચેતન માત્ર છે, તે સાક્ષી કહેવાયછે. આ રીતે રજ્જુજ્ઞાન સમયે સાક્ષી ચેતન તથા રજ્જુ ઉપહિત ચેતનનો અભેદ થાય છે. વળી રજ્જુ ઉપહિત ચેતનનું રજ્જુ જ્ઞાનવડે ભાન થાય છે તથા રજ્જુ ઉપહિત ચેતનવડે અભિન્ન સાક્ષીનું પણ રજ્જુ જ્ઞાનવડે ભાન થાય છે. આ રીતે રજ્જુ જ્ઞાન સમયે અધિષ્ઠાન સાક્ષીનું ભાન થવાથી કલ્પિત સર્પ જ્ઞાનની નિવૃત્તિ સંભવે છે.

## ૧૪૪ સર્વ ત્રિપુટિના જ્ઞાનમાં સાક્ષીનું જ્ઞાન.

વળી કૂટસ્થ દીપમાં વિદ્યારણ્ય સ્વામીએ આ પ્રક્રિયા કહી છેઃ—આભાસ સહિત અંતઃકરણની વૃત્તિ ઇન્દ્રિયદ્વારા નિકળી ઘટાદિ વિષયને પ્રકાશે છે. ઘટાદિ વિષય, આભાસ સહિત વૃત્તિરૂપ તેનું જ્ઞાન, તથા આભાસ સહિત અંતઃકરણરૂપ જ્ઞાતા આ ત્રણેને સાક્ષી પ્રકાશે છે. આ ઘટ છે, આ રીતે આભાસ સહિત વૃત્તિવડે ઘટ માત્રનો પ્રકાશ થાય છે તથા ( હું ઘટને જાણું છું ) આ રીતિવડે હું શબ્દના અર્થરૂપ જ્ઞાતા, જ્ઞેય ઘટ તથા તેનું જ્ઞાન આ ત્રિપુટીનો સાક્ષીવડે પ્રકાશ થાય છે. આ રીતે સર્વ ત્રિપુટીઓનો પ્રકાશક સાક્ષી છે. જો સાક્ષી પોતે અજ્ઞાત હોય તો ત્રિપુટીનું જ્ઞાન સાક્ષીવડે બને નહિ. માટે સર્વ ત્રિપુટીઓના જ્ઞાનમાં સાક્ષીનું જ્ઞાન અવશ્ય હોય છે. આ સાક્ષી જ્ઞાનવડે સર્પ જ્ઞાનની નિવૃત્તિ સંભવે છે. આ પૂર્વ

રીતિ પ્રમાણે સર્પ તથા તેના જ્ઞાનનું અધિષ્ઠાન ભિન્ન ભિન્ન કહ્યું. તેમાં આટલું શંકા સમાધાન છે. આ પક્ષમાં શંકા સમાધાનરૂપ વિવાદ આના કરતાં પણ અનેક છે.

૧૪૫ સર્પ તથા તેના જ્ઞાનનો અધિષ્ઠાન સાક્ષી.

વિવરણઃ—સર્પ તથા તેના જ્ઞાનનું અધિષ્ઠાન એક જ છે, આ પક્ષ કહે છેઃ–બાહ્યરૂપ ચેતન રજ્જુને સર્પ તથા તેના જ્ઞાનનું અધિષ્ઠાન કહીએ તો બની શકે નહિ. કારણકે જેટલું જ્ઞાન હોય છે, તે પ્રમાતા અથવા સાક્ષીના આશ્રિત હોય છે. પણ બાહ્ય રજ્જુ ચેતનના આશ્રિત જ્ઞાન હોઇ શકે નહિ. તે જ પ્રમાણે સર્પ તથા સર્પના જ્ઞાનનું અધિષ્ઠાન અંતઃકરણ ઉપાહિત સાક્ષી ચેતનને માનીએ તો શરીરની અંદર અંતઃકરણ પ્રદેશમાં સર્પની પ્રતીતિ થવી જોઇએ. પણ રજ્જુપ્રદેશમાં સર્પની પ્રતીતિ થવી જોઇએ નહિ. અંતરને વિશે ઉપજેલ સર્પની બાહ્ય પ્રતીતિ જો માયાના બળવડે માનીએ તો આત્મખ્યાતિ મતની સિદ્ધિ થશે. આ રીતે રજ્જુ ઉપહિત ચેતન જ્ઞાનનું અધિષ્ઠાન બને નહિ. તેમ જ અંતઃકરણ ઉપહિત ચેતન સર્પનું અધિષ્ઠાન બને નહિ. માટે સર્પ તથા તેના જ્ઞાનનું અધિષ્ઠાન એક બને નહિ. તેમ છતાં રજ્જુના સમીપ પ્રાપ્ત થયેલી અંતઃકરણની ઇદમાકાર વૃત્તિમાં રહેલ ચેતનના આશ્રિત અવિદ્યા સર્પાકાર તથા જ્ઞાનાકાર પરિણામને પ્રાપ્ત થાય છે. વૃત્તિ ઉપહિત ચેતનમાં રહેલ અવિદ્યાનો તમોગુણ અંશ સર્પનું ઉપાદાન કારણ છે તથા તેમાં રહેલ સત્વગુણ અંશ સર્પના જ્ઞાનનું ઉપાદાન કારણ છે. આ રીતે સર્પ તથા તેના જ્ઞાનનું વૃત્તિ ઉપહિત ચેતન અધિષ્ઠાન છે. રજ્જુ દેશમાં વૃત્તિ બાહ્ય જવાથી વૃત્તિ ઉપહિત ચેતન પણ બાહ્ય થાય છે, થી તે સર્પના આશ્રયરૂપ બને છે. જેટલું અંતઃકરણનું

સ્વરૂપ હોય, તેટલુંજ સાક્ષીનું સ્વરૂપ હોય છે. વળી શ
અંદર રહેલ અંતઃકરણ વૃત્તિ સ્વરૂપ પરિણામને પા
માટે વૃત્તિ ઉપહિત ચેતન સાક્ષીરૂપે હોવાથી સર્પના
આશ્રયરૂપે બને છે. જ્યારે રજ્જુનો સાક્ષાત્કાર થાય
રજ્જુ ચેતન તથા વૃત્તિ ચેતન બન્ને એક થાય છે. મ
જ્જુના જ્ઞાનવડે સર્પ તથા તેના જ્ઞાનની નિવૃત્તિ બને

૧૪૯ **વિવરણઃ**—જ્યાં એક રજ્જુમાં દશ પુરુષમાંથી
સર્પ, કોઇને દંડ, કોઇને માળા, કોઇને પૃથ્વીની ફાટ, કોઇ
ળધાર, આ રીતે ભિન્ન ભિન્ન પ્રતીતિ થાય, અથવા તો
સર્પ જ પ્રતીત થાય. તેમાં જે પુરુષને રજ્જુનો સાક્ષાત્કાર
છે, તેની વૃત્તિ ચેતનમાં કલ્પિત અધ્યાસની નિવૃત્તિ થા
પણ જેને રજ્જુજ્ઞાન નથી થતું, તેને અધ્યાસની નિવૃત્તિ
થતી. માટે વૃત્તિચેતન જ કલ્પિતનું આધષ્ઠાન છે, પણ
આદિ વિષયથી ઉપહિત ચેતન નથી.

જો રજ્જુથી ઉપહિત ચેતનને સર્પ દંડાદિકનું અ
માનીએ તો દશ પુરુષને જે દશ પદાર્થ પ્રતીત થાય, તે
સર્વ પ્રતીત થવા જોઇએ. પણ અમારી રીત પ્રમાણે તો
વૃત્તિચેતનમાં જે પદાર્થ કલ્પિત છે, તે પદાર્થ તેને પ્રતીત
પણ અન્યને નહિ.

આ રીતે બાહ્ય સર્પાદિ તથા તેના જ્ઞાનનું વૃત્તિ
હિત સાક્ષી આધષ્ઠાનરૂપે છે. સ્વપ્નનો પદાર્થ તથા તેન
નનું પણ અંતઃકરણ ઉપહિત સાક્ષી જ અધિષ્ઠાનરૂપે
રીતે સદસતથી વિલક્ષણ અનિર્વચનીય અવિદ્યાનું જે
ણામ અનિર્વચનીય સર્પાદિક છે, તેની ખ્યાતિ કહેતાં
તથા કથન, અનિર્વચનીય ખ્યાતિ કહેવાય છે.

૧૪૭ પ્રશ્નઃ—અપાર મિથ્યા જગતનું આધાર તથા અધિષ્ઠાન કોણ ?

दोहा ।

यह मिथ्या परतीत व्है, जामें जगत अपार ।
सो भगवन मोकूं कहौ, को याको आधार ॥५१॥

શબ્દાર્થઃ—શિષ્ય કહે છેઃ—હે સદ્ગુરુ ! જેમાં આ અપાર જગત્ મિથ્યા પ્રતીત થાય છે, એવો આ જગતનો આધાર કોણ છે, તે મને કહો. ૫૧

૧૪૮ ઉત્તરઃ—મિથ્યા જગતનો આધાર તથા અધિષ્ઠાન તું.

दोहा ।

तव निजरूप अज्ञानतैं, व्है मिथ्या जग भान ।
अधिष्ठान आधार तूं, रज्जु भुजंग समान॥ ५२ ॥

શબ્દાર્થઃ—શ્રી ગુરુ કહે છેઃ—તારા પોતાના સ્વરૂપનું તને અજ્ઞાન થવાથી તને મિથ્યા જગતનું ભાન થયલું છે. પણ ખરૂં જોતાં જેમ મિથ્યા સર્પનો અધિષ્ઠાન તથા આધાર રજ્જુ છે, તેમ જગતનો અધિષ્ઠાન તથા આધાર તું છે. ૫૨

વિવરણઃ—હે શિષ્ય ! તારૂં નિજરૂપ કહેતાં બ્રહ્મરૂપે કરીને અજ્ઞાન, તેથી મિથ્યા જગત્ પ્રતીત થાય છે. માટે જગતના આધારરૂપ તથા અધિષ્ઠાનરૂપ તું છે. જેમ રજ્જુના અજ્ઞાનથી મિથ્યા ભુજંગ પ્રતીત થાય છે. તેમાં મિથ્યા ભુજંગનો આધાર તથા અધિષ્ઠાન રજ્જુ છે. જોકે મિથ્યા સર્પનું અધિષ્ઠાન મુખ્ય એવા દ્વિતીય પક્ષમાં વૃત્તિ ઉપહિત ચેતન છે

તથા પ્રથમ પક્ષમાં રજ્જુ ઉપહિત ચેતન છે, પણ કોઇ પક્ષમાં રજ્જુ અધિષ્ઠાન નથી, તેમ છતાં પ્રથમ પક્ષમાં ચેતનમાં અધિષ્ઠાનપણાની ઉપાધિ રજ્જુ છે, જેથી સ્થૂલ દૃષ્ટિવડે રજ્જુ અધિષ્ઠાન કહેવાય છે. જેમ મિથ્યા ભુજંગનું અધિષ્ઠાન તથા આધાર રજ્જુ છે, તેમ મિથ્યા જગતનું અધિષ્ઠાન તથા આધાર તું છે.

## ૧૪૯ આત્માનો સામાન્યરૂપ આધાર તથા વિશેષરૂપ અધિષ્ઠાન.

વિવરણઃ—આ સ્થળે નીચે પ્રમાણે રહસ્ય છેઃ—જેમ રજ્જુનાં બે સ્વરૂપો છે, એક સામાન્ય તથા બીજું વિશેષ. અહીં સામાન્યરૂપ 'ઇદં' રૂપે છે તથા વિશેષરૂપ રજ્જુરૂપે છે. 'આ સર્પ છે' આ રીતે મિથ્યા સર્પથી અભિન્ન થઈ ભ્રાંતિકાળમાં જે ઇદંરૂપે પ્રતીત થાય, તે સામાન્યરૂપ છે. પણ જે સ્વરૂપની પ્રતીતિ ભ્રાંતિકાળમાં નથી થતી, પણ જેની પ્રતીતિ થવાથી ભ્રાંતિ દૂર થાય, તે રજ્જુનું વિશેષરૂપ છે. તેજ પ્રમાણે આત્માનાં પણ બે સ્વરૂપો છેઃ—એક સામાન્ય રૂપ તથા બીજું વિશેષ રૂપ. સત્‌રૂપ સામાન્યરૂપ છે તથા અસંગતા, કૂટસ્થતા અને નિત્ય મુક્તાદિ વિશેષરૂપે છે. કારણકે સ્થૂળ સૂક્ષ્મ સંઘાત છે. આમાં સ્થૂળ સૂક્ષ્મ સંઘાતની ભ્રાંતિ સમયે પણ મિથ્યા સંઘાતથી અભિન્ન થઈ સત્‌રૂપે પ્રતીતિ થાય છે. માટે આત્માનું સત્‌સ્વરૂપ સામાન્ય રીતે છે. વળી સ્થૂળ સૂક્ષ્મ સંઘાતની ભ્રાંતિ સમયે આત્માનું અસંગ કૂટસ્થ નિત્ય મુક્ત સ્વરૂપ પ્રતીત થતું નથી, પણ અસંગાદિ સ્વરૂપ આત્માની પ્રતીતિ થવાથી સંઘાત ભ્રાંતિ દૂર થાય છે. માટે અસંગતા કૂટસ્થતા, નિત્યમુક્તતા તથા વ્યાપકતાદિ વિશેષરૂપ છે.

સર્વ ભ્રાંતિમાં સામાન્યરૂપે આધાર કહેવાય છે તથા વિશેષ-રૂપે અધિષ્ઠાન કહેવાય છે. જેમકેઃ-સર્પના આશ્રય રજ્જુનું સામાન્ય ઇદમ્ સ્વરૂપ સર્પના આધારરૂપે છે તથા વિશેષ રજ્જુસ્વરૂપ અધિષ્ઠાનરૂપે છે. તેમ મિથ્યા પ્રપંચના આશ્રય-રૂપ આત્માનું સામાન્ય સત્રૂપ પ્રપંચના આધારરૂપ છે તથા અસંગતાદિ વિશેષરૂપ અધિષ્ઠાનરૂપે છે. આ રીતે આ-ધાર તથા અધિષ્ઠાનનું પ્રતિપાદન સર્વજ્ઞાત્મ નામના મુનિએ કિંચિદ્ ભેદયુક્ત કર્યું છે.

ટીકા—સર્વજ્ઞાત્મઃ-સંક્ષેપ શારીરક નામક ગ્રંથના કર્ત્તા શ્રીમદ્ શંકરાચાર્યના શિષ્યના શિષ્ય.

૧૫૦ પ્રશ્નઃ-જગતના દ્રષ્ટા આત્માથી ભિન્ન.

दोहा ।

भगवन् मिथ्याजगतको, द्रष्टा कहिये कौन ।
अधिष्ठान आधार जो, द्रष्टा होय न तौन ॥ ५३ ॥

શબ્દાર્થઃ—શિષ્યઃ-હે ભગવન્ ! મિથ્યા જગતના દ્રષ્ટા-રૂપ કોને કહેવો ? જે અધિષ્ઠાન તથા આધારરૂપ હોય, તે દ્ર-ષ્ટારૂપ હોઈ શકે નહિ. ૫૩

વિવરણ—તાત્પર્ય એ છે કે, જગતના આધાર તથા અ-ધિષ્ઠાન આત્મા છે, માટે જગતનો દ્રષ્ટા આત્માથી ભિન્ન ક-હેવો જોઈએ. જેમકે સર્પના આધાર તથા અધિષ્ઠાનરૂપ રજ્જુ-થી ભિન્ન પુરુષ સર્પના દ્રષ્ટારૂપ હોય છે.

૧૫૧ સર્વ કલ્પિતના અધિષ્ઠાનરૂપે દ્રષ્ટા.

चौपाई—मिथ्यावस्तु जगतमैं जे ह ।

अधिष्ठानमें कल्पित ते हैं ॥
अधिष्ठान सो द्विविध पिछानहु ।
इक चेतन दूजो जड जानहु ॥ ५४ ॥

શબ્દાર્થઃ—ગુરુઃ—જગતમાં જે કાંઇ વસ્તુ મિથ્યા છે, તે અધિષ્ઠાનમાં કલ્પિત છે. આ અધિષ્ઠાનને બે પ્રકારનું જાણુઃ—એક ચેતન તથા બીજું જડ. ૫૪

अधिष्ठान जड वस्तु जहां है ।
द्रष्टा तातें भिन्न तहां है ॥
जहां होय चेतन आधारा ।
तहां न द्रष्टा होवै न्यारा ॥ ५५ ॥

શબ્દાર્થઃ—જ્યાં અધિષ્ઠાનરૂપ જડ વસ્તુ છે, ત્યાં તેથી ભિન્ન દ્રષ્ટા છે, પણ જ્યાં ચેતન જ આધારરૂપે હોય, ત્યાં ભિન્ન દ્રષ્ટા માનવો નહીં. ૫૫

વિવરણ—ભાવ એ છે કે, જ્યાં જડ અધિષ્ઠાન હોય ત્યાં અધિષ્ઠાનથી ભિન્ન દ્રષ્ટા હોય છે. જ્યાં ચેતન અધિષ્ઠાન હોય ત્યાં અધિષ્ઠાન જ દ્રષ્ટારૂપ હોય છે, પણ ભિન્ન નથી. ૫૫

दोहा ।

चेतन मिथ्यास्वप्नको, अधिष्ठान निर्धार ।
सोइ द्रष्टा भिन्न नाहिं तैसे जगत विचार ॥ ५६ ॥

શબ્દાર્થઃ—તું મિથ્યા સ્વપ્નનો અધિષ્ઠાન ચેતન આત્માને માન તથા તે ચેતન જ દ્રષ્ટારૂપ છે પણ ભિન્ન દ્રષ્ટા

નથી. તે જ પ્રમાણે જગતના અધિષ્ઠાનરૂપ આત્મા છે તથા તે જ દ્રષ્ટારૂપ છે. ૫૮

વિવરણઃ—જેમ સ્વપ્નના અધિષ્ઠાનરૂપ સાક્ષી ચેતન છે તથા તે જ સ્વપ્નના દ્રષ્ટારૂપ છે. તે જ પ્રમાણે જગતનો આત્મા અધિષ્ઠાનરૂપે છે તથા તે જ દ્રષ્ટારૂપે છે. આ શંકા તથા સમાધાન સ્થૂળ દૃષ્ટિવડે રજ્જુ તથા સર્પનું અધિષ્ઠાન માનીને કહ્યું છે તથા સિદ્ધાંત મત પ્રમાણે તો સર્પનું અધિષ્ઠાન સાક્ષી ચેતન છે તથા તે જ દ્રષ્ટારૂપ છે; માટે સર્વ કલ્પિતનું અધિષ્ઠાન દ્રષ્ટા છે, તેથી કોઈ ચીજની શંકા સમાધાન હોઈ શકે નહીં. ૫૬

## ૧૫૨ મિથ્યા સંસારની નિવૃત્તિનો અભાવ.

### दोहा ।

इमि मिथ्या संसारदुख, व्है तोम भ्रम मात ।
ताकी कहा निवृत्ति तूं, चाहै शिष्य सुजान॥५७॥

શબ્દાર્થઃ—હે શિષ્ય! આ રીતે તારામાં સંસારરૂપી દુઃખ મિથ્યા ભ્રાંતિવડે પ્રતીત થાય છે. તેની નિવૃત્તિ તું શી રીતે ઇચ્છી શકે છે? ૫૭

વિવરણઃ—હે શિષ્ય! આ પ્રમાણે તારામાં સંસારરૂપી દુઃખ મિથ્યા ભ્રાંતિવડે પ્રતીત થતું હોવાથી મિથ્યાની નિવૃત્તિની ઇચ્છા હોઈ શકે નહીં. દ્રષ્ટાંત તરીકે જેમ બાજીગરે કોઈ પુરુષને મિથ્યા શત્રુ, મંત્રના બળવડે દર્શાવ્યો હોય તો તેને મારવામાં તે પુરુષ ઉદ્યોગ કરતો નથી. તે જ પ્રમાણે મિથ્યા સંસારની નિવૃત્તિની ઈચ્છા હોઈ શકે નહીં. ૫૭

૧૫૩ પ્રશ્ન—જન્માદિક સંસાર દુઃખના હેતુરૂપ હોવાથી
તેની નિવૃત્તિનો ઉપાય શું?

चौपाई—जग यद्यपि मिथ्या गुरुदेवा ।
तद्यपि मैं चाहूं तिहि छेवा ॥
स्वप्न भयानक जाकूं भासै ।
करि साधन जन जिमितिहि नासै ॥५८॥

શબ્દાર્થ:—શિષ્ય:—હે ગુરુદેવ! જોકે જગત મિથ્યા જ છે, છતાં તેનો નાશ કરવાની હું ઈચ્છા રાખું છું. જેને સ્વપ્ન ભયાનક ભાસે છે તે સાધનવડે કરીને તેનો નાશ કરે છે. ૫૮

यातैं न्है जातैं जग हाना ।
सो उपाव भाखो भगवाना ॥
तुम समान सद्गुरु नहिं आना ।
श्रवण फूँक दे वंचक नाना ॥ ५९ ॥

શબ્દાર્થ:—માટે જગતનો નાશ જે ઉપાયોવડે કરીને થાય, તેવો ઉપાય, હે ભગવન! મને કહો. આપ સમાન કોઈ અન્ય સદ્‌ગુરુ નથી. બીજા ઠગારાઓ તો કેવળ કાન ફુંકવામાં જ હોંશિયાર હોય છે. ૫૯

વિવરણ:—હે ભગવન્! આપે કહ્યું કે, જગત તારામાં મિથ્યારૂપે છે તથા સત્‌રૂપે કરી નથી. એ જોકે સત્ય છે છતાં હે ભગવન્, આ મિથ્યારૂપે કરી અથવા તો જે ઉપાયવડે મરણાદિ સંસારનું ભાન મારામાં ન થાય, તે ઉપાય આપ મને કહો. વળી આપે કહ્યું હતું કે, મિથ્યાની નિવૃત્તિ માટે સાધન જોઇએ નહીં. આ વાત પણ સત્ય છે. પણ હે ભગવન! જેને

મિથ્યા પદાર્થ પણ દુઃખના હેતુરૂપ હોય, તેને તે મિથ્યા પણ સાધનવડે દૂર કરવા યોગ્ય છે. જેમ કોઇ પુરુષને દરરોજ ભયાનક સ્વપ્ન આવતું હોય તે જોકે મિથ્યા છે, છતાં તેને દૂર કરવા માટે જાપ તથા પાદ પ્રક્ષાલન આદિ અનેક સાધનો કરવામાં આવે છે. તેમ આ સંસાર મિથ્યા છે, છતાં જન્માદિકના હેતુરૂપે મને પ્રતીત થાય છે; માટે સંસારની નિવૃત્તિની જ હું ઈચ્છા રાખું છું. આપ કૃપા કરી તે ઉપાય મને બતાવો.

### ૧૫૪ આત્માને અજ્ઞાનથી જગતની પ્રતીતિ તથા તેની નિવૃત્તિનો ઉપાય.

**सो मैं कह्यो बखानि, जो साधन तैं पूछियो।**
**निजहिय निश्चय आनि, रहै न रंचक खेद जग॥६०॥**

શબ્દાર્થ:—ગુરુ:—જે સાધન તેં મને પૂછ્યું, તે સાધન મેં તને સારી રીતે કરી કહ્યું. આ ઉપદેશ નિશ્ચયવડે કરીને તું મનમાં રાખ. જેથી કરીને તને જરાપણ જગતરૂપી ખેદ થશે નહીં. ૬૦

વિવરણ:—હે શિષ્ય! તેં જગતરૂપી દુઃખની નિવૃત્તિનું સાધન જે પૂછ્યું, તે મેં પ્રથમ જ કહી દીધું છે. તેને વિષે તું દૃઢ નિશ્ચય કર, જેથી તને જગતરૂપી ખેદ રહેશે નહિ. ૬૦

### दोहा।

**निजआतम अज्ञानतैं, व्है प्रतीत जगखेद॥**
**नशै सु ताके बोधतैं, यह भाखत मुनि वेद॥६१॥**

શબ્દાર્થ:—સ્વાત્માના અજ્ઞાનને લીધે જગતરૂપી ખેદ પ્રતીત થાય છે, પણ આત્મજ્ઞાનવડે આ ખેદનો નાશ થાય છે, એમ મુનિઓ તથા વેદો કહે છે. ૬૧

जग मोमें नहिं "ब्रह्म मैं" "अहं ब्रह्म यह ज्ञान।
सो तोकूं शिष मैं कह्यों, नहिं उपाय को आन॥६२॥

શબ્દાર્થઃ—મારે વિષે જગત નથી તથા હું બ્રહ્મરૂપ છું, એવું અહં બ્રહ્મરૂપી જ્ઞાન, હે શિષ્ય! મેં તને કહ્યું. તે શિવાય બીજું સાધન તું જાણ નહીં. ૬૨

વિવરણઃ—હે શિષ્ય! પોતાના આત્મસ્વરૂપના અજ્ઞાનવડે જગતરૂપી ખેદ પ્રતીત થાય છે તથા તે ખેદ આત્મજ્ઞાનવડે મટે છે. જે વસ્તુ જેના અજ્ઞાનથી પ્રતીત થાય, તે તેના જ્ઞાનવડે મટે છે. આ રીતનો નિયમ છે. જેમ રજ્જુના અજ્ઞાનથી સર્પ પ્રતીત થાય છે, તે રજ્જુના બોધવડે મટે છે. તેમ આત્મજ્ઞાનવડે જગત મટે છે. આ આત્મજ્ઞાન મેં તને કહી દીધું. મારે વિષે ત્રણે કાળમાં જગત નથી. કારણું કે તે મિથ્યા છે. જે વસ્તુ મિથ્યા હોય, તે અધિષ્ઠાનને હાનિ કરતી નથી. જેમ મૃગજળ પૃથ્વીને ભીંજાવી શકતું નથી, તેમ જગત પ્રતીત થાય છે પણ તે મિથ્યા છે, તેથી મારે વિષે કાંઇ પણ હાનિ કરવામાં સમર્થ નથી. વળી હું સચ્ચિત્ આનંદરૂપ બ્રહ્મ છું, એવા નિશ્ચયનું નામ જ્ઞાન છે તથા તે જ મોક્ષનું સાધન છે તથા બીજું કાંઇ નથી તથા આ જ્ઞાનનો મેં તને ઉપદેશ કર્યો.

૧૫૫. જ્ઞાનવડે અજ્ઞાનનો નાશ, પણ કર્મોપાસનાથી અજ્ઞાનના નાશનો અભાવ.

दोहा।

कर्म उपासनतैं नहीं, जगनिदान तम नाश।
अंधकार जिम गेहमैं, नशै न बिन परकाश॥६३॥

શબ્દાર્થઃ—કર્મ તથા ઉપાસનાથી જગતના ઉપાદાન કારણરૂપ અજ્ઞાનતાનો નાશ થતો નથી. જેમ ઘરમાં અંધકાર હોય તેનો નાશ પ્રકાશ વિના થતો નથી, તેમ અજ્ઞાનતાનો નાશ જ્ઞાન વિના થતો નથી. ૬૩

વિવરણઃ—હે શિષ્ય! જગતનું નિદાન કહેતાં ઉપાદાન કારણ તમ કહેતાં અજ્ઞાન છે. આ અજ્ઞાનના નાશથી જગતનો પોતાની મેળે જ નાશ થઈ જાય છે. કારણ કે ઉપાદાનના નાશ થવા પછી કાર્ય રહેતું નથી. આ અજ્ઞાનનો નાશ કેવળ જ્ઞાનવડે છે. કર્મ તથા ઉપાસનાવડે નાશ થતો નથી. કારણકે અજ્ઞાનનો વિરોધી જ્ઞાન છે, પણ કર્મ ઉપાસના અજ્ઞાનનો વિરોધી નથી. દૃષ્ટાંત તરીકે જેમ ગૃહમાં અંધકાર હોય તો તે બીજી કોઇ ક્રિયાથી દૂર થતું નથી, પણ કેવળ પ્રકાશવડે દૂર થાય છે. અજ્ઞાનરૂપી અંધકાર જ્ઞાનરૂપી પ્રકાશવડે દૂર થાય છે, પણ બીજા કોઇ સાધનથી નહિ. ૬૩

## दोहा ।

भाख्यो शिष उपदेश मैं, जगभंजक हिय धारि ।
जो यामैं संशय रह्यो, सो तूं पूछ बिचारि ॥६४॥

શબ્દાર્થઃ—હે શિષ્ય! આ રીતે મેં તને જગતના નાશનો ઉપાય કહ્યો. તેનો તું મનવડે નિશ્ચય કર. વળી જો કાંઇ તને આમાં સંશય રહેતો હોય તો તેનો વિચાર કરી તું તે મને પૂછ. ૬૪

### ૧૫૬. જીવ તથા બ્રહ્મ બેઉ એક કેવી રીતે?

चौपाई—भो भगवन् जो कछु तुम भाख्यो ।
सो सब सत्य जानि हिय राख्यो ॥

जगनिदान अज्ञान बखान्यो ।
ताको भंजक ज्ञान पिछान्यो ॥ ६५ ॥

શબ્દાર્થ—શિષ્યઃ-હે ભગવન્! જે કંઇ તમે મને કહ્યું, તે સર્વે સત્ય જાણી મેં મારા મનમાં નિશ્ચય કર્યો. જગતના ઉપાદાન કારણરૂપ અજ્ઞાન આપે મને કહ્યું તથા તેનો નાશ જ્ઞાનવડે થાય છે એ મેં જાણ્યું. ૬૫

ज्ञानरूप वर्णन पुनि कीन्हा ।
जग मिथ्या सो मैं भल चीन्हा ।
सुखस्वरूप आतम परकास्यो ॥
दया तिहारी सो मुहि भास्यो ॥ ६६ ॥

શબ્દાર્થઃ-વળી આપે જ્ઞાનસ્વરૂપનું વર્ણન કર્યું તથા જગત મિથ્યા છે તે મેં ગ્રહણ કર્યું.આત્મા સુખ સ્વરૂપે પ્રકાશે છે, એવા ઉપદેશનો ભાસ આપની કૃપાવડે થયો. ૬૬

पुनि भाख्यो "तू ब्रह्मस्वरूपं"।
यह मैं लख्यो न भेद अनूपं ॥
यामैं मुहि शंका इक आवै ।
जीव ब्रह्मको भेद जनावै ॥ ६७ ॥

શબ્દાર્થઃ-વળી આપે એમ કહ્યું કે, તું બ્રહ્મસ્વરૂપે છે તથા તેમાં કંઈ પણ પ્રકારનો ભેદ માન્યો નહિ; પણ મને એક શંકા થાય છે કે, જીવ તથા બ્રહ્મ બંને ભિન્ન છતાં એક કેવી રીતે? ૬૭

વિવરણઃ—હે ભગવન્! આપનું વચન સત્ય કરી જાણું છું. આપે કહ્યું કે, જગતનું કારણ અજ્ઞાન છે તથા તે અજ્ઞા-

નના નાશવડે જગતની નિવૃત્તિ થાય છે અને તે નિવૃત્તિનો ઉપાય જ્ઞાન છે. તે સર્વ વાત મેં જાણી. વળી જ્ઞાનનું સ્વરૂપ આપે મને કહ્યું કે જગત મિથ્યા છે તથા જીવ આનંદ સ્વરૂપે છે. આ જીવ બ્રહ્મથી ભિન્ન નથી પણ બ્રહ્મરૂપ જ છે. આવી રીતના નિશ્ચયનું નામ જ્ઞાન છે. તેમાં જગત મિથ્યા છે તથા જીવ આનંદ સ્વરૂપ છે આ વાત મેં જાણી. પણ જીવ બ્રહ્મ બેઉ એક છે આ હું જાણી શકયો નહિ. કારણ કે જીવ બ્રહ્મના ભેદને જણાવવાવાળી શંકા મારા હૃદયમાં સ્ફુરે છે. ૬૫-૬૭

## ૧૫૭. બ્રહ્મ તથા મારૂં સ્વરૂપ પરસ્પર ભિન્ન હોવાથી તેને વિષે એકતાનો અભાવ.

पुण्यपापका हुं मैं कर्त्ता ।
जन्म मरण औ सुखदुखधर्त्ता ॥
और अनेकभांति जग भासै ।
चहूं ज्ञान अज्ञान जु नासै ॥ ६८ ॥

શબ્દાર્થઃ—હું પુણ્ય પાપના કર્ત્તારૂપ છું, તેમજ જન્મ મરણ તથા સુખ દુઃખને ધારણ કરવાવાળો છું. વળી અનેક પ્રકારના જગતનો ભાસ મારે વિષે થાય છે. આ અજ્ઞાનને દૂર કરવા માટે હું જ્ઞાનની ઇચ્છા રાખું છું. ૬૮

जो यातैं विपरीतस्वरूपा ॥
ताकूं ब्रह्म कहत मुनिभूपा ॥
कहो एकता कैसे जानूं ।
रूप विरुद्ध हिये पहिंचानूं ॥ ६९ ॥

શબ્દાર્થઃ—આ રીતના વિપરીત સ્વરૂપવાળો જે જીવ, તેને

મુનિઓને વિષે શ્રેષ્ઠ બ્રહ્મરૂપે કહે છે, માટે હૃદયમાં જેનું સ્વરૂપ હું વિરૂદ્ધરૂપે માનું છું, તેની એકતા હું કેવી રીતે પીછાણું?

વિવરણઃ–હે ભગવન્! હું પુણ્ય પાપનો કર્તા છું, તેમજ પુણ્ય પાપના ફળરૂપ જન્મ મરણ તથા સુખ દુઃખને હું ધારણ કરૂં છું, નાના પ્રકારનું જગત મારામાં પ્રતીત થાય છે તથા જગતના કારણરૂપ અજ્ઞાનને દૂર કરવા હું જ્ઞાન ચાહું છું. બ્રહ્મમાં પુણ્ય તેમજ પાપ નથી, તેમાં જન્મ, મરણ, સુખ તથા દુઃખ નથી, તેમાં કોઈ પણ કલેશ નથી તથા તેને ઈચ્છા હોતી નથી. માટે બ્રહ્મનું તથા મારૂં સ્વરૂપ પરસ્પર વિરૂદ્ધ છે. માટે બેઉમાં એકતા બને નહિ. જો કે મારામાં પણ જન્માદિ સંસાર પરમાર્થવડે નથી, છતાં મિથ્યા જન્માદિ મને ભ્રાંતિથી પ્રતીત થાય છે, પણ તે બ્રહ્મમાં નથી. આટલો મારામાં તથા તેનામાં ભેદ છે. માટે એકતા બની શકે નહિ. ૬૯

## ૧૫૮. જીવ બ્રહ્મની એકતાથી વેદની નિષ્ફળતા.

सुनहु गुरू दूजो पुनि संशै ।
जीवब्रह्म एकत्व प्रनंशै ॥
एक वृक्षमें सम द्वै पच्छी ।
फल भोगै इक दूजो स्वच्छी ॥ ७० ॥

શબ્દાર્થઃ—હે ગુરુ! વળી મને એક બીજો સંશય થાય છે, તે સાંભળો. આ સંશયથી જીવ બ્રહ્મની એકતાનો નાશ થાય છે. એક વૃક્ષને વિષે બે પક્ષીઓ રહે છે, તેમાં એક ફળનો ભોક્તા છે તથા બીજો શુદ્ધ રહે છે. ૭૦

भोगसहित परकास असंगा ।

वेदवचन यह कहत प्रसंगा ॥
कर्मउपासन पुनि बहु भाखै ।
जीव ब्रह्म यातैं द्वय राखै ॥ ७१ ॥

શબ્દાર્થઃ—વળી તે બીજો પ્રકાશરૂપ, ભોગ રહિત તથા સંગ રહિત છે. વેદમાં અનેક વચનો કહ્યાં છે કે, કર્મ તથા ઉપાસના જીવે કરવાં જોઇએ. આમ કહેવાથી જીવ તથા બ્રહ્મની દ્વૈતતા થાય છે. ૭૧.

વિવરણઃ—હે ગુરુ! મારો એક બીજો સંશય છે, તે આપ સાંભળો. આ સંશય એવો છે કે, જેથી જીવ બ્રહ્મની એકતાનો નિશ્ચય પ્રનંશે કહેતાં દૂર થઇ જાય. તે સંશય હું આપને કહું છું. આપ સાંભળી તે સંશયને દૂર કરો. વેદમાં મેં નીચે પ્રમાણે જોયું છે. એક બુદ્ધિરૂપી વૃક્ષમાં બે પક્ષી છે. આ બેઉ પક્ષી સમાન છે. તેમાં એક કર્મના ફળને ભોગવે છે તથા એક સ્વચ્છ કહેતાં શુદ્ધ ભોગ રહિત, અસંગ તથા ભોગવવાવાળાને પ્રકાશે છે. આમાં ભોગવવાવાળો એક જીવરૂપે પ્રતીત થાય છે તથા એક પરમાત્મારૂપે પ્રતિત થાય છે. માટે બેઉની એકતા બને નહિ. વળી વેદમાં કર્મ તથા ઉપાસના અનેક પ્રકારની કહી છે. આથી જીવ બ્રહ્મની એકતા નિષ્ફળ થઈ જશે. કારણ કે આપ, જે જીવ અને બ્રહ્મની એકતા કહો છો, તે બ્રહ્મમાં જીવનાં સ્વરૂપનો અંતરભાવ કહો છો? કે જીવમાં બ્રહ્મના સ્વરૂપનો અંતરભાવ કહો છો? જો કદી બ્રહ્મમાં જીવના સ્વરૂપનો અંતર્ભાવ કહેશો તો જીવ બ્રહ્મરૂપ હોવાથી, અધિકારીનો અભાવ થશે. માટે કર્મ તથા ઉપાસના નિષ્ફળ થશે. વળી જો જીવમાં બ્રહ્મના સ્વરૂપનો અંતર્ભાવ કહેશો તો બ્રહ્મ જીવરૂપ થવાથી જેની ઉપાસના કરીએ છીએ, તે ઉપાસનાનો અભાવ.

થશે. આથી ઉપાસના નિષ્ફળ થશે. તેમજ કર્મનું ફળ આપવાવાળા પરમાત્માનો અભાવ થશે, જેથી કર્મ નિષ્ફળ થશે. વળી મીમાંસકો એમ કહે છે કે, કર્મ જ ઇશ્વરરૂપ છે તથા તેનાથીજ ફળ થાય છે. આ વાત યોગ્ય નથી. કારણ કે કર્મ જડરૂપ હોવાથી તેમાં ફળ આપવાનું સામર્થ્ય નથી. માટે કર્મનું ફળ ઇશ્વર જ આપે છે. આ રીતે પરમાત્મા તથા જીવની એકતા બને નહિ. ૭૦-૭૧

૧૫૯. ચાર આકાશ તથા ચાર ચેતન.

चौपाई–सुनहु शिष्य इक कहूं विचारा ।
व्है जातैं शंका निस्तारा ॥
घटाकाश इक जलआकाशा ।
मेघाकाश महाआकाशा ॥ ७२ ॥

શબ્દાર્થઃ—શ્રી ગુરુ કહે છે;—હે શિષ્ય! હું એક વિચાર કહું, તે તું સાંભળ; જેથી તારી શંકાનું નિરાકરણ થશે. આકાશ ચાર પ્રકારનાં છે, જેવાં કે ઘટાકાશ, જળાકાશ, મેઘાકાશ તથા મહાકાશ. ૭૨

चारि भेद ये नभके जानहु ।
पुनि चेतनके तथा पिछानहु ॥
इक कूटस्थ जीव पुनि कहिये ।
इश ब्रह्म हिय जानै रहिये ॥ ७३ ॥

શબ્દાર્થઃ—આ રીતે આકાશના ચાર ભેદ જાણ. તે જ રીતે ચેતનનાં પણ ચાર ભેદ છેઃ—જેવાકે એક કૂટસ્થ, બીજો

જીવ, ત્રીજો ઇશ તથા ચોથો બ્રહ્મ. એ પ્રમાણે તું મનમાં નિશ્ચય કર. ૭૩

जब इनको तूं रूप पिछाने ।
निजशंका तबहीं सब भाने ॥
यातैं सुन इनको अब भेदा ।
नशै सुनत जन्मादिक खेदा ॥ ७४ ॥

શબ્દાર્થઃ—જ્યારે તું આ સર્વનું સ્વરૂપ જાણીશ, ત્યારે તારી શંકાનું છેદન થશે. માટે આમાં શું ભેદ રહેલો છે, તે તું સાંભળ, કે જેથી તારો જન્માદિથી થનારો ખેદ નાશ પામે.૭૪

વિવરણઃ—તને જે શંકા થઇ, તેનું જેથી નિરાકરણ થઇ જાય, એવો વિચાર હું તને કહું છું તે તું સાંભળ. જેમ એક આકાશમાં ચાર ભેદ છે.જેવાકેઃ—ઘટાકાશ, જળાકાશ, મેઘાકાશ તથા મહાકાશ—તેજ પ્રમાણે ચેતનના ચાર ભેદ છે. જેવાકેઃ—કૂટસ્થ, જીવ, ઇશ્વર તથા બ્રહ્મ આ ચાર ભેદો આકાશની માફક ચેતનમાં છે. હે શિષ્ય ! જ્યારે તું આના સ્વરૂપને સારી રીતે પીછાણશે ત્યારે તારી શંકાનું તું તારી મેળે જ સમાધાન જાણી લેશે. માટે તેના સ્વરૂપનું હું વર્ણન કરૂં છું, તે તું સાંભળ. આ સાંભળી સંશય રહિત જ્ઞાનને પ્રાપ્ત થઇ તારા જન્માદિ દુઃખનો નાશ થશે. ૭૩–૭૪

### ૧૬૦ ઘટાકાશ વર્ણન.

दोहा ।

जलपूरित घटकूं जुदे, जितनो नभ अवकाश ॥
युक्तिनिपुण पंडित कहैं, ताकूं घटआकाश ॥७५॥

શબ્દાર્થ:—હે શિષ્ય! જળથી ભરેલા ઘટને આકાશ જેટલો અવકાશ આપે છે, તેટલા આકાશને યુક્તિનિપુણ પંડિતો ઘટાકાશ કહે છે. ૭૫

ટીકા:-ઘટાકાશ:-આના સંબંધમાં નીચે પ્રમાણે એક શંકા છે:—ઘટથી બહાર જે આકાશ છે તે મહાકાશ છે. આથી ભિન્ન ઘટની ભીતર જે આકાશ છે, તે ઘટાકાશ છે, ઘટાકાશનું આ લક્ષણ સુગમ છે. આ લક્ષણને છોડી દઇ જળપૂરિત ઘટને મહાકાશ જેટલો અવકાશ આપે તેટલું આકાશ ઘટાકાશ છે. આ રીતનું લક્ષણ કરવાનું શું પ્રયોજન છે? આનું સમાધાન નીચે પ્રમાણે છે:—ઘટાકાશનું પૂર્વોક્ત લક્ષણ કરીએ તો ઘટની જેમાં સ્થિતિ છે તેટલું આકાશ પાંચમું કપાલાકાશ (ઠીંકરાકાશ) કહેવું પડશે. પણ તે શાસ્ત્રથી વિરૂદ્ધ છે, માટે પૂર્વોક્ત લક્ષણ યોગ્ય નથી.

## ૧૬૧. જળાકાશનું વર્ણન.

### दोहा ।

जलपूरित घटमें जु पुनि, है नभको आभास ॥
घटाकाशयुतविज्ञजन, भाखात जलआकाश ॥७६॥

શબ્દાર્થ:—હે શિષ્ય! જળથી ભરેલા ઘટમાં નક્ષત્રાદિ સહિત આકાશનું પ્રતિબિંબ થાય છે. આ આકાશનું પ્રતિબિંબ તથા ઘટાકાશ બેઉ મળી જળાકાશ કહેવાય છે. ૭૬

ટીકા:—શિષ્ય:—આકાશનું પ્રતિબિંબ કેવી રીતે હોય? ગુરૂ:—જળ વિના પ્રતિબિંબ હોય નહિ. માટે અહીં આકાશનું પ્રતિબિંબ કહેવાવડે ઘટમાં રહેલ જળ સહિત આકાશના પ્રતિબિંબનું ગ્રહણ છે.

વિવરણ:—આના સંબંધમાં કોઈ શંકા કરે કે, આકાશ-

નું પ્રતિબિંબ હોય નહિ, પણ કેવળ નક્ષત્રાદિનું જ પ્રતિબિંબ હોય છે. કારણકે આકાશ રૂપત્વડે રહિત છે તથા રૂપવાળા પદાર્થોનું પ્રતિબિંબ હોય છે. માટે આકાશનું પ્રતિબિંબ હોઈ શકે નહિ. આ રીતની કોઈ શંકા કરે, તેના સમાધાનમાં કહ્યું છે કે,

## दोहा ।

जो जलमें आकाशको, नहिं प्रतिबिंब लखाइ ॥
थोरे मैं गंभीरता, व्है प्रतीत किहि भाइ ॥ ७७ ॥

શબ્દાર્થઃ—જો જળમાં આકાશનું પ્રતિબિંબ ન હોય તો થોડા જળમાં કેવી રીતે ગંભીરતા પ્રતીત થાય છે? ૭૭

यातैं जलमैं व्योमको, लखि आभास सुजान ॥
रूपरहित जिमि शब्दतैं, व्है प्रतिध्वनिको भान. ७८

શબ્દાર્થઃ—જેવી રીતે રૂપ રહિત શબ્દવડે પ્રતિધ્વનિનું ભાન થાય છે તે જ પ્રમાણે જળમાં રૂપ રહિત આકાશનું પ્રતિબિંબ જાણવું. ૭૮

વિવરણઃ—જો જળમાં આકાશનું પ્રતિબિંબ ન થાય તો જાનુ પરિમાણ જળમાં મનુષ્ય પરિમાણ ગંભીરતાની જે પ્રતીતિ થાય છે, તે થવી ન જોઇએ. માટે આકાશનું પ્રતિબિંબ અંગીકાર કરવું યોગ્ય છે. જો કોઇ એમ કહે કે, રૂપ રહિત આકાશનું પ્રતિબિંબ નથી, તો તેનો પણ નિયમ નથી. કારણકે રૂપરહિત શબ્દનો જે પ્રતિધ્વનિ છે, તે શબ્દનો પ્રતિબિંબ છે. આજ પ્રમાણેનો રૂપ રહિત આકાશનો પ્રતિબિંબ હોય છે. ૭૭—૭૮

ટીકાઃ—શિષ્યઃ-રૂપરહિત આકાશને પ્રતિબિંબ કેવી રીતે ાય ? ગુરુઃ-ગુણને આશ્રિત ગુણ રહેતો નથી, પણ આકાશા- દે દ્રવ્યને આશ્રિત ગુણ રહે છે. આ નિયમથી નીલ પીતાદિ ંગમય રૂપગુણનો અનાશ્રિત હોવાથી તે રૂપ રહિત કહેવાય . આ રૂપ રહિત નીલ પીતાદિ રંગનો દર્પણ આદિ સ્વચ્છ પાધિમાં પ્રતિબિંબ થાય છે. તે જ પ્રમાણે રૂપ રહિત આકા- નો તથા રૂપ રહિત ચેતનનો પ્રતિબિંબ થાય છે.

### ૧૬૨ મેઘાકાશનું વર્ણન.

### दोहा ।

जो मेघहि अवकाश दे, पुनि तामैं आभास ॥
तिन दोनूंकूं कहत हैं, बुधजन मेघाकाश ॥७९॥

શબ્દાર્થઃ—મેઘ અર્થાત્ વાદળને આકાશ જે અવકાશ આપે છે, તેમજ મેઘના જળમાં આકાશનું જે પ્રતિબિંબ છે, આ બેઉને મેઘાકાશ કહે છે. ૭૯

વિવરણઃ—આના સંબંધમાં કોઇ શંકા કરે કે, આકા- માં જે મેઘ છે તેમાં જળ તથા આકાશનું પ્રતિબિંબ જોયા ેના કેવી રીતે જણાય છે? આના સમાધાનમાં કહ્યું છે કે,

### दोहा ।

र्षत मेघ अनंत जल उदकसहित इहि हेत ॥
दक नहिंनभआभासबिन, इम प्रतिबिंबसमेत॥८०॥

શબ્દાર્થઃ—મેઘમાંથી અનંત જળની વૃષ્ટિ થાય છે, ેથી મેઘને જળયુક્ત કહે છે. જો મેઘમાં જળ ન હોય તો ેઘમાંથી જળવૃષ્ટિ થાય નહિ. આ રીતે મેઘમાં રહેલ જળ ણ આકાશના પ્રતિબિંબવાળું છે. ૮૦

વિવરણ:—એક મેઘમાં જળ તથા આકાશનું પ્રતિબિંબ પ્રત્યક્ષ નથી, છતાં અનુમાનવડે જણાય છે કે, મેઘ જળની વૃષ્ટિ કરતો હોવાથી એમ અનુમાન થાય છે કે, મેઘમાં જળ છે. જો મેઘમાં જળ ન હોય તો જળની વૃષ્ટિ મેઘવડે થાય નહિ. વળી મેઘમાં રહેલ જળ આકાશના પ્રતિબિંબ સહિત છે. કારણ કે જે જળ હોય છે તે આકાશના પ્રતિબિંબ વિના હોય નહિ. આથી મેઘમાં જે જળ છે, તે પણ આકાશના પ્રતિબિંબવાળું છે. આ રીતે મેઘમાં જળના તથા આકાશના પ્રતિબિંબનું અનુમાન થાય છે. અહીં ઉદક તથા દક બેઉ જળનાં નામ છે. ૮૦

૧૬૩ મહાકાશનું વર્ણન.

दोहा।

बाहिर भीतर एक रस, व्यापक जो नभरूप॥
महाकाश ताकूं कहैं, कोविद बुद्धिअनूप॥८१॥

શબ્દાર્થ:—બહાર તથા ભીતર સર્વત્ર એકરસ વ્યાપકરૂપે નભ કહેતાં આકાશનું સ્વરૂપ છે. આને અદ્ભુત બુદ્ધિમાન્ પંડિતો મહાકાશ કહે છે. ૮૧

૧૬૪. ચેતનનો ઉપોદ્ઘાત.

दोहा।

चतुर्भांति नभके कहे, लक्षण श्रुतिअनुसार॥
अब चेतनके शिष्य सुन, जासूं लहै विचार॥ ८२॥

શબ્દાર્થ:—હે શિષ્ય! ચાર પ્રકારનાં નભનાં લક્ષણ મેં તને શ્રુતિને અનુસાર કહ્યાં. હવે હું તને ચેતનનાં ચાર લક્ષણો કહું છું તે તું સાંભળ. આ સાંભળવાથી વિચાર કહેતાં વિચા-

રનું ફળ જ્ઞાન પ્રાપ્ત થાય. ૮૨.

૧૬૫. કૂટસ્થનું વર્ણન.

दोहा ।

मति वा व्यष्टिअज्ञानको, अधिष्ठानचैतन्य ॥
घटाकाशसम मानिये, सो कूटस्थ अजन्य ॥८३॥

શબ્દાર્થ:—બુદ્ધિ અથવા વ્યષ્ટિ અજ્ઞાનના અધિષ્ઠાનરૂપે જે ચૈતન્ય છે, તે ઉત્પિત્તિથી રહિત ઘટાકાશની માફક કૂટસ્થ કહેવાય છે.

વિવરણ:—બુદ્ધિ અથવા વ્યષ્ટિ અજ્ઞાનનું જે અધિષ્ઠાન ચેતન છે, તે કૂટસ્થ કહેવાય છે. જે પક્ષે બુદ્ધિ સહિત ચેતન જીવ છે, ત પક્ષે બુદ્ધિના અનુષ્ઠાનરૂપ કૂટસ્થ કહેવાય છે. વળી જે પક્ષે વ્યષ્ટિ અજ્ઞાન સહિત ચેતન કહેવાય છે, તે પક્ષમાં વ્યષ્ટિ અજ્ઞાનનું જે અધિષ્ઠાન છે તે કૂટસ્થ કહેવાય છે. આ સ્થળે નીચે પ્રમાણેનો સિદ્ધાંત છે. જીવપણાના વિશેષણના અધિષ્ઠાનનું નામ કૂટસ્થ કહે છે. આ કૂટસ્થ અજન્ય અર્થાત્ ઉત્પત્તિથી રહિત છે. આનો ભાવ એ છે કે, બ્રહ્મથી ભિન્ન જેમ ચિદાભાસ ઉત્પન્ન થાય છે તેમ કૂટસ્થ ઉત્પન્ન થતો નથી. પણ બ્રહ્મરૂપજ છે. જેમ ઘટાકાશ મહાકાશથી ભિન્ન થતું નથી, પણ મહાકાશરૂપ જ હોય છે. આ રીતનો જે કૂટસ્થ છે, તે જ આત્મપદનો લક્ષ્ય અર્થ છે. વળી તેને પ્રત્યક્ તથા નિજરૂપ કહે છે. એ જ જીવ સાક્ષીરૂપ છે.

૧૬૬. જીવ વર્ણન.

दोहा ।

काम कर्मयुत बुद्धिमें, जो चेतनप्रतिबिंब ॥

जीव कहैं विद्वान तिहिं, जलनभतुल्य साबिंब ८४

શબ્દાર્થ:—કામ તથા કર્મયુક્ત બુદ્ધિમાં જે ચેતનનું પ્રતિબિંબ છે, તેને વિદ્વાન્ જીવ કરી કહે છે. જળાકાશની માફક કૂટસ્થ સહિત ચિદાભાસને જીવ કહે છે. ૮૪

વિવરણ:—અનેક કામના તથા કર્મ સહિત બુદ્ધિમાં ચેતનના પ્રતિબિંબને વિદ્વાન્ કહેતાં જ્ઞાની, જીવ કરી કહે છે. પણ કેવળ પ્રતિબિંબ માત્રને જીવ કહેતા નથી. જેમ ઘટાકાશ સહિત આકાશના પ્રતિબિંબને જળાકાશ કહે છે, તેમ સબિંબ કહેતાં બિંબરૂપ કૂટસ્થ સહિત ચિદાભાસને જીવ કહે છે. આથી નીચે પ્રમાણેનો સિદ્ધાંત થાય છે. બુદ્ધિમાં ચિદાભાસ તથા બુદ્ધિનું આધષ્ઠાન ચેતન એ બન્નેનું નામ જીવ છે.

ટીકા:—ચિદાભાસ:—અહીં ચિદાભાસ શબ્દવડે બુદ્ધિ સહિત ચિદાભાસનું ગ્રહણ છે. આ વાત આજ તરંગના ૧૧૬મા દોહાના વિવરણના આરંભમાં ગ્રંથકારે લખી છે. તેજ પ્રમાણે પંચદશીમાં વિદ્યારણ્ય સ્વામીએ પણ બુદ્ધિ, તેમાં રહેલા ચિદાભાસ તથા તે બેઉનું અધિષ્ઠાન કૂટસ્થ ચૈતન્ય, આ ત્રણના સમૂહને જીવ કહે છે, એમ લખ્યું છે. માટે બુદ્ધિ અથવા અવિદ્યા, તેમાં રહેલ ચિદાભાસ તથા તેનું અધિષ્ઠાન કૂટસ્થ આ ત્રણ મળી જીવ કહેવાય છે. જીવ:—કામના તથા કર્મરૂપ જળ સહિત બુદ્ધિરૂપી ઘટમાં ચેતનનું પ્રતિબિંબ છે. સ્થૂળ દેહરૂપી ઘટમાં નખ શિખા પર્યંત ભરેલું બુદ્ધિરૂપી જળ છે. તેમાં ચેતનનું પ્રતિબિંબ તથા કૂટસ્થ, આ બેઉનું નામ જીવ છે. આ રીત સુગમ છે. અહીં કેવળ બુદ્ધિ સહિત ચિદાભાસને त्वं પદના અર્થરૂપ જીવ કહીએ તો તેમાં ભાગ ત્યાગ લક્ષણ સંભવશે નહિ. પણ સર્વ વાચ્ય ભાગના ત્યાગરૂપ જહત્ લક્ષણ સંભવે છે. એમ માનવું તે આચાર્યની યુક્તિથી વિરૂદ્ધ છે. વળી અધિષ્ઠાનથી અભિન્ન થઇ અધિષ્ઠાનને ઢાંકે, તે આરોપ્ય કહેવાય.

અધિષ્ઠાનથી ભિન્ન થનારા કોઇપણ આરોપ્યની પ્રતીતિ થતી નથી. આ વાત અનુભવથી પણ વિરૂદ્ધ છે. માટે ચિદાભાસ સહિત બુદ્ધિવિશિષ્ટ કૂટસ્થ ચેતન જીવ છે, એમ માનવું યોગ્ય છે.

## दोहा।

अधिष्ठान कूटस्थमैं, व्है अभास बहाल ॥
रक्तपुष्पऊपर धर्‌यो, स्फटिक होइ जिम लाल ८५

૧૬૭ શબ્દાર્થઃ—અધિષ્ઠાનરૂપ કૂટસ્થવડે તેનું પ્રતિબિંબ, જેમ રક્ત પુષ્પપર શુદ્ધ સ્ફટિક પથ્થર ધર્યો હોય તો તે લાલ દેખાય છે તેમ બહાલ થાય છે. ૮૫

વિવરણઃ—પૂર્વના દોહામાં બિંબ જે કૂટસ્થ તે સહિત આભાસને જીવ કહ્યો. આથી નીચે પ્રમાણે પ્રતીતિ થાય છે—બુદ્ધિમાં જે પ્રતિબિંબ છે તે કૂટસ્થનું છે પણ બહારના બ્રહ્મ ચેતનનું નથી. કારણકે જેનું પ્રતિબિંબ હોય, તે પોતે બિંબ કહેવાય છે. અહીં કૂટસ્થને બિંબ કહ્યો તેથી તેનું પ્રતિબિંબ છે, એમ પ્રતીતિ થાય છે. તે આ દોહાથી પ્રતિપાદન કર્યું છે. જેમ અત્યંત લાલ પુષ્પના પર ધરેલ સફેત સ્ફટિકમાં ફુલની લાલીની ધમક હોય છે. આ લાલ ફુલનું પ્રતિબિંબ છે. તેમ કૂટસ્થના આશ્રિત બુદ્ધિમાં કુટસ્થના પ્રકાશની ધમક હોય છે. જેમ સ્ફટિક અત્યંત ઉજ્વળ છે, તેમ બુદ્ધિ પણ અત્યંત શુદ્ધ છે. કારણકે બુદ્ધિ સત્વ ગુણનું કાર્ય છે. તેથી કૂટસ્થના ધમકનું નામ પ્રતિબિંબ છે અથવા તો બ્રહ્મ ચેતનનું પ્રતિબિંબ છે. જેમકે મહાકાશનું ઘટના જળમાં પ્રતિબિંબ થાય છે પણ તે ભીતરના આકાશનું નથી. કારણકે જેટલી ગંભીરતા જળમાં પ્રતીત થાય છે તેટલી ગંભીરતા ભીતરના આકાશમાં નથી. આ ગંભીરતા આકાશના પ્રતિબિંબરૂપ છે. તેથી તે બહા-

રના આકાશના પ્રતિબિંબરૂપ છે. વળી આ રીતની શંકા કોઇ કરે કે, વ્યાપક ચેતનનું પ્રતિબિંબ બને નહિ તો તેનું સમાધાન આકાશના દૃષ્ટાંતવડે થાય છે. કારણ કે જેમ આકાશ વ્યાપક છે તથા તેનું પ્રતિબિંબ છે તેમ વ્યાપક ચેતનનું પણ પ્રતિબિંબ બને છે. વળી એમ કહ્યું કે રૂપવાળા પદાર્થનું જ રૂપવાળા પદાર્થમાં પ્રતિબિંબ થાય છે. આ રીતનો પણ નિયમ હોતો નથી. કારણકે રૂપ રહિત શબ્દનું રૂપ રહિત આકાશમાં પ્રતિબિંબ થાય છે, એમ પૂર્વે કહી ગયા છીએ. તેથી ચેતનનું પ્રતિબિંબ બને છે. આ રીતે બુદ્ધિમાં આભાસ તથા બુદ્ધિનું અધિષ્ઠાન ચેતન બેઉનું નામ જીવ છે એમ કહ્યું. આ જીવ ત્વં પદનું વાચ્ય કહેવાય છે. તેમાં ચિદાભાસના ત્યાગવડે કેવળ જે કુટસ્થ છે, તે ત્વં પદનું લક્ષ્ય કહેવાય છે. વળી અહં શબ્દનું વાચ્ય પણ જીવ છે તથા અહં શબ્દનું લક્ષ્ય કેવળ કૂટસ્થ છે.

दोहा ।

बुद्धिमाहि आभास जो, पुण्यपाप फलभोग ॥
गमन आगमन सो करै, नाहिं चेतनमें योग ॥ ८६ ॥

૧૯૮ શબ્દાર્થઃ—બુદ્ધિમાં પ્રતિબિંબરૂપે પુણ્ય, પાપ, ફળ, ભોગ, ગમન, આગમન સર્વ કરવામાં આવે છે. આ સર્વ પુણ્ય પાપાદિનો યોગ ચેતનમાં નથી. ૮૬

मिथ्या नभ घटसंग ज्यों, लहै क्रिया बहुभांति ॥
घटाकाश अक्रिय सदा, रहै एकरस शांत ॥ ८७ ॥

શબ્દાર્થઃ—જેમ જળ સહિત ઘટમાં આકાશનું પ્રતિબિંબ પડે છે તથા નીલ પીતાદિ અનેક ઉપાધિને લીધે બે

પ્રતિબિંબરૂપ આકાશમાં અનેક ક્રિયાઓ દેખાય છે, પણ આકાશમાં તે કોઈ પણ પ્રકારની ક્રિયા હોતી નથી. તેમ જ ચેતનનું સ્વરૂપ અખંડ એકરસ તથા શાંત છે. ૮૭

વિવરણઃ—જોકે ચિદાભાસ તથા કૂટસ્થ આ બન્નેનું નામ જીવ છે, છતાં જીવપણાનો ધર્મ સર્વ આભાસમાં છે. પુણ્ય તથા પાપ, તેમ જ પુણ્ય પાપનાં ફળ સુખ દુઃખ, લોકાંતરમાં ગમન તથા આ લોકમાં આગમન ઇત્યાદિ સર્વ આભાસ રહિત બુદ્ધિ કરે છે, પણ કૂટસ્થ કરતું નથી. છતાં કૂટસ્થમાં તેની પ્રતીતિ કેવળ ભ્રાંતિવડે થાય છે. ભ્રાંતિવડે પ્રતીતિ પણ બુદ્ધિ સહિત આભાસને થાય છે, પણ કૂટસ્થને નહિ. કારણકે કૂટ કહેતાં લુવારની એરણ, તેની માફક નિર્વિકારરૂપે જેની સ્થિતિ હોય તે કૂટસ્થ કહેવાય છે. અથવા તો કૂટ કહેતાં મિથ્યા બુદ્ધિ તથા ચિદાભાસમાં અસંગરૂપે કરી જેની સ્થિતિ હોય, તે કૂટસ્થ કહેવાય છે. માટે કુટસ્થમાં ભ્રાંતિ આદિ બની શકતું નથી, પણ ચિદાભાસમાં બને છે.

૧૬૯. વિવરણઃ—વળી અત્યંત વિચારવડે જોઇએ તો પુણ્ય પાપ, સુખ દુઃખ, લોકાંતરમાં ગમન તથા આગમન કેવળ બુદ્ધિમાં છે, આભાસમાં નથી. બુદ્ધિના સંયોગને લીધે આભાસમાં જણાય છે. જેમ જળ સહિત ઘટ વાંકો, તથા સીધો જાય છે અને આવે છે તથા તેના સંબંધવડે આકાશનું પ્રતિબિંબ સંપૂર્ણ ક્રિયા કરે છે, પણ તે સ્વતંત્ર કંઈપણ કરતું નથી, તેમજ કામ કર્મરૂપી જળવડે ભરેલ બુદ્ધિરૂપી ઘટ છે. તે પુણ્ય આદિને લીધે સંપૂર્ણ વિકારને ધારણ કરે છે. તેના સંબંધવડે ચિદાભાસ વિકાર ધારણ કરે છે. પણ કૂટસ્થ આ સર્વ વિકારથી રહિત છે. જેમ જળ પૂરિત ઘટના વિકાર-

વડે રહિત ઘટાકાશ છે, તેની માફક કૂટસ્થને જાણ. તેથી જીવ-પણાનો ધર્મ ચિદાભાસમાં છે, છતાં કૂટસ્થમાં અજ્ઞાનને લીધે પ્રતીત થાય છે. આથી બુદ્ધિમાં કૂટસ્થ સહિત જે ચિદાભાસ, તે જીવ કહેવાય છે.

ટીકા:-શિષ્ય:-કેવી રીતે આભાસમાં પણ સુખ દુ:ખ હિ નથી. ગુરૂ:—જેમ લોખંડની કઢાઈનાં તપાવેલા તેલમાં આકાશનું પ્રતિબિંબ થાય છે, ત્યાં અગ્નિનો તાપ તેલને જ છે, પણ તેમાં રહેલા આકાશના પ્રતીબિંબને નથી તો પછી તેલથી પૂરાયલા કઢાઈના અધિષ્ઠાનરૂપ આકાશને તો ક્યાંથીજ હોય? તે જ પ્રમાણે પુણ્ય પાપાદિરૂપ સંસાર કેવળ બુદ્ધિમાં છે, આભાસમાં પણ ભ્રાંતિ વિના નથી. તો પછી તેના અધિષ્ઠાન કૂટસ્થમાં તો ક્યાંથી જ હોય? પણ તેની કૂટસ્થમાં પ્રતીતિ, તે કેવળ અજ્ઞાનકૃત ભ્રાંતિ જ છે.

૧૭૦. વિવરણ:—આ જે જીવનું સ્વરૂપ વર્ણન કર્યું, તેમાં પ્રાજ્ઞની હાનિ થાય છે. કારણ કે જે સુષુપ્તિના અભિમાની જીવનું નામ પ્રાજ્ઞ છે, તે સુષુપ્તિમાં બુદ્ધિનો અભાવ થાય છે, જેથી બુદ્ધિમાં આભાસ પણ બને નહિ, તેથી પ્રાજ્ઞના સ્વરૂપના પ્રતિપાદક શાસ્ત્રનો વિરોધ થશે. માટે જીવના સ્વરૂપને બીજી રીતે પ્રતિપાદન કરવામાં આવે છે.

## दोहा ।

अथवा व्यष्टिअज्ञानमैं, जो चेतन आभास ॥
अधिष्ठान कूटस्थयुत, कहै जीवपद तास ॥८८॥

શબ્દાર્થ:—અથવા તો વ્યષ્ટિ અજ્ઞાનમાં જે ચેતનાભાસ તથા અજ્ઞાની અધિષ્ઠાનરૂપ જે કૂટસ્થ, આ બેઉને જીવ એવું નામ આપ્યું છે. ૮૮

વિવરણ:—અજ્ઞાનના અંશનું નામ વ્યષ્ટિ અજ્ઞાન કહે છે તથા સંપૂર્ણ અજ્ઞાનનું નામ સમષ્ટિ અજ્ઞાન છે. આ અજ્ઞાનના અંશમાં જે ચેતનનો આભાસ તથા અજ્ઞાનના અંશનું અધિષ્ઠાન જે કૂટસ્થ, તે બેઉને જીવ પદ કરી કહે છે. સુષુપ્તિમાં અજ્ઞાન રહેતું હોવાથી પ્રાદીનો અભાવ નથી. સુષુપ્તિમાં ચેતનના પ્રતિબિંબ સહિત અજ્ઞાનનો જે અંશ છે, તે જ બુદ્ધિ રૂપને પામે છે તથા ચેતનનું પ્રતિબિંબ સાથે જ હોય છે. આ ચિદાભાસ સહિત બુદ્ધિમાં પુણ્યાદિ સંસાર પ્રતીત થાય છે. આ અભિપ્રાયથી બુદ્ધિને જ કેટલાક શાસ્ત્રમાં જીવપણાની ઉપાધિરૂપે વર્ણન કરી છે, પણ ખરી રીતે વિચાર કરતાં જીવપણાની ઉપાધરૂપે અજ્ઞાન છે.

ટીકા:—શિષ્ય:—જીવપણાની ઉપાધિરૂપે અજ્ઞાન કેવી રીતે? ગુરુ:—અહીં બુદ્ધિ અથવા બુદ્ધિના સંસ્કારરૂપ ઘટમાં વ્યષ્ટિ અજ્ઞાનરૂપ જળ ભર્યું છે. તેમાં ચેતનનું પ્રતિબિંબ છે. અથવા તો વ્યષ્ટિ અજ્ઞાનરૂપ ઘટમાં મલિન સત્વ ગુણરૂપ જળ ભર્યું છે. તેમાં ચેતનનું જે પ્રતિબિંબ છે, તે અધિષ્ઠાન કુટસ્થ સહિત જીવ કહેવાય છે.

## ૧૭૧ ઈશ્વર વર્ણન.

### दोहा ।

चित्छाया मायाविषे, अधिष्ठानसंयुक्त ॥
मेघ व्योमसम ईश सो, अंतरयामी मुक्त ॥८९॥

શબ્દાર્થ:-માયામાં ચિદાભાસ તથા માયાનું અધિષ્ઠાન ચેતન એ બેઉ મળીને મેઘાકાશ સદૃશ ઇશ્વર કહેવાય છે. તે અંતર્યામી તથા મુક્ત સ્વરૂપ છે. ૮૯

વિવરણ:—માયામાં ચેતનની છાયા અર્થાત્ આભાસ

તથા માયાના અધિષ્ઠાનરૂપ ચેતન, આ બેને ઈશ્વર કહે છે. આ ઈશ્વર મેઘાકાશના સદૃશ છે. વળી તે ઈશ્વર અંતર્યામી છે. કારણકે તે સર્વની અંદર પ્રેરણા કરનાર હોવાથી અંતર્યામી કહેવાય છે. વળી તે સદામુક્ત છે. કારણકે તેને પોતાના સ્વરૂપમાં આવરણ નહિ હોવાથી જન્મ મરણાદિ બંધની પ્રતીતિ નથી. આ હેતુથી ઈશ્વર નિત્યમુક્ત છે. વળી તે સર્વજ્ઞ છે અર્થાત્ સર્વ પદાર્થના જાણવાવાળા છે. તેમાં નીચે પ્રમાણે હેતુ છેઃ—માયામાં શુદ્ધ સત્વ ગુણ છે. જે ગુણ તમોગુણ તથા રજોગુણથી દબાયલો ન હોય, પણ જે ગુણ રજોગુણ તથા તમોગુણને દબાવવાવાળો હોય, તેને શુદ્ધ સત્વગુણ કહે છે.

સત્વગુણથી જ્ઞાનની ઉત્પત્તિ થતી હોવાથી તે પ્રકાશ સ્વભાવવાળો છે. આવી સત્વ ગુણવાળી માયામાં રહેલ ચેતનાભાસને સ્વરૂપમાં અથવા તો બીજા પદાર્થમાં આવરણ સંભવે નહિ. માટે તે મુક્ત તથા સર્વજ્ઞ છે. અધિષ્ઠાન ચેતનરૂપ જીવ તથા ઈશ્વર બેઉમાં બંધમોક્ષ નથી. તે આકાશની માફક એક રસ છે. પણ આભાસ અંશમાં બંધમોક્ષ છે. અધિષ્ઠાનમાં આભાસ પ્રતીત થતો હોવાથી કેવળ આભાસમાં બંધમોક્ષ છે. તેમાં પણ નીચે પ્રમાણે ભેદ છેઃ—જે આભાસમાં આવરણ છે, તેનામાં બંધ છે. પણ જેમાં સ્વરૂપનું આવરણ નથી, તે મુક્ત છે. ઈશ્વરમાં આવરણ નથી, માટે તે સદામુક્ત છે. વળી જીવમાં આવરણ છે તેથી તે બદ્ધ છે. (બદ્ધ કહેતાં બંધાયલો છે). કારણ જે અવિદ્યાના અંશમાં ચેતનાભાસને જીવ કહ્યો, તે અવિદ્યાનો સ્વભાવ આવરણ કરવાનો છે. જોકે અવિદ્યા, અજ્ઞાન તથા માયા એક જ વસ્તુને કહે છે, છતાં શુદ્ધ સત્વગુણની

પ્રધાનતાથી માયા કહેવાય છે તથા મલિન સત્વગુણની પ્રધાનતાથી અજ્ઞાન તથા અવિદ્યા કહેવાય છે. રજોગુણ તથા તમોગુણવડે જે સત્વગુણ દબાયો હોય, તે મલિન સત્વગુણ કહેવાય છે. આથી તમોગુણ તથા રજોગુણની અધિકતા થવાથી અવિદ્યામાં રહેલ જીવના આભાસ અંશને અવિદ્યા પોતાના સ્વરૂપનું આવરણ કરે છે. તેથી જીવમાં બંધન છે, પણ ઈશ્વરમાં નથી. અધિષ્ઠાન ચેતન સહિત માયામાં જે આભાસરૂપ ઈશ્વર છે તે તત્પદનો વાચ્ય કહેવાય છે તથા કેવળ અધિષ્ઠાન ચેતન તત્પદનું લક્ષ્ય છે—"ઈશ્વર જ જગતની ઉત્પત્તિ, પાલન તથા સંહાર કરે છે." એમ સર્વ શાસ્ત્રમાં કહ્યું છે. આનો અભિપ્રાય એ કે, ચેતન અંશ આકાશની માફક અસંગ છે તથા આભાસ અંશ જગતની ઉત્પત્તિ આદિ કરે છે તથા તેમાં જ સર્વજ્ઞતા છે. વળી ભક્તજનના ઉપર જે અનુગ્રહ કરે છે, તે પણ કેવળ આભાસ અંશ કરે છે. વળી જે કાંઈ ઐશ્વર્ય છે, તે કેવળ આભાસમાં છે તથા ચેતન અંશ એકરસ છે. તેનામાં સત્તા સ્ફુર્તિ આપવા સિવાય બીજું ઐશ્વર્ય હોઈ શકે નહિ.

**ટીકાઃ**—શુદ્ધ સત્વગુણઃ-જેમ કોઈ બ્રાહ્મણ જાતિવાળો રાજા ક્ષત્રિય તથા શુદ્ર જાતિવાળા બે મંત્રીવડે પોતે દબાતો નથી, પણ તે બન્નેને પોતે દબાવે છે. તેમ રજોગુણ તમોગુણવડે નહિ દબાયલો પણ બેઉને દબાવવાવાળો જે સત્વગુણ છે તે શુદ્ધ સત્વગુણ છે. મલિન સત્વગુણ—જેમ શુદ્ર જાતિવાળા બે રાજપુત્રોથી બ્રાહ્મણ જાતિવાળો એક મંત્રી દબાય છે, તેમ રજોગુણ તમોગુણથી દબાયલો જે સત્વગુણ છે, તે મલિન સત્વગુણ છે.

## ૧૭૨ બ્રહ્મસ્વરૂપવર્ણન.

### दोहा ।

**अंतर बाहिर एकरस, जो चेतन भरपूर ॥**
**विभु नभसम सो ब्रह्म है, नहिं नेरे नहिं दूर॥९०॥**

શબ્દાર્થ:—જે ચૈતન્ય ભરપૂર અંદર તથા બહાર એક રસરૂપે તથા ભરપૂર છે, તે બ્રહ્મરૂપે છે તથા આકાશની માફક સર્વત્ર વ્યાપક છે. તે સમીપ નથી, તેમ દૂર પણ નથી. ૯૦

વિવરણ:—બ્રહ્માંડની અંતર કહેતાં માંહે તથા બહાર જે મહાકાશની માફક ભરપૂર ચેતન છે, તે બ્રહ્મ કહેવાય છે. આ બ્રહ્મ સમીપ નથી, તેપ દૂર પણ નથી. કારણકે જે વસ્તુ પોતાનાથી ભિન્ન હોય તથા દેશ રૂપ ઉપાધિવાળી હોય, તે સમીપ અથવા દૂર કહેવાય છે. બ્રહ્મ ભિન્ન નથી, પણ સર્વના આત્મારૂપે છે. વળી તે દેશાદિક સર્વ ઉપાધિથી રહિત છે, માટે તે સમીપ અથવા દૂર કહેવાતો નથી. જોકે બ્રહ્મ શબ્દનો વાચ્ય પણ સોપાધિક છે, કારણ કે વ્યાપક વસ્તુનું નામ બ્રહ્મ છે. આ વ્યાપકતા બે પ્રકારની છે; એક આપેક્ષિક વ્યાપકતા તથા બીજી નિરપેક્ષિક વ્યાપકતા. જે વસ્તુ કોઈ પદાર્થની અપેક્ષાવડે વ્યાપક થાય તથા કોઇની અપેક્ષાવડે થાય નહિ, તેને વિષે આપેક્ષિક વ્યાપકતા કહેવાય છે. જેમ પૃથ્વી આદિકની અપેક્ષાવડે માયા વ્યાપક છે તથા ચૈતન્યની અપેક્ષાવડે નથી. આથી માયામાં આપેક્ષિક વ્યાપકતા છે. વળી જો વસ્તુ સર્વની અપેક્ષાવડે વ્યાપક હોય તો તેનામાં રહેલી જે વ્યાપકતા, તે નિરપેક્ષિક વ્યાપકતા કહેવાય છે. આ નિરપેક્ષિક વ્યાપકતા ચૈતન્યમાં છે. કારણ કે ચૈતન્યની સમાન

અથવા ચૈતન્યથી અધિક બીજું કોઈ વ્યાપક નથી, પણ ચૈતન્ય જ સર્વથી વ્યાપક છે. માટે ચૈતન્યમાં નિરપેક્ષિક વ્યાપકતા છે. આ બે પ્રકારની વ્યાપકતા સહિત જે વસ્તુ છે, તે બ્રહ્મ શબ્દનો વાચ્ય છે. આ બે પ્રકારની વ્યાપકતા માયાવિશિષ્ટ ચૈતન્યમાં છે. કારણ કે વિશિષ્ટમાં જે માયા અંશ છે, તેમાં આપેક્ષિક વ્યાપકતા છે. તથા ચૈતન્ય અંશમાં નિરપેક્ષિક વ્યાપકતા છે. જો કે માયા વિશિષ્ટ ચૈતન્યમાં નિરપેક્ષિક વ્યાપકતા હોઇ શકે નહિ, કારણ કે માયા ચૈતન્યના એક દેશમાં છે. આ માયા વિશિષ્ટ ચૈતન્યથી શુદ્ધ ચૈતન્યની વ્યાપકતા અધિક છે, માટે શુદ્ધ ચૈતન્યમાં નિરપેક્ષિક વ્યાપકતા છે. છતાં માયાવિશિષ્ટ જે ચૈતન્ય છે, તે પરમાર્થ દૃષ્ટિએ કરી શુદ્ધથી ભિન્ન નથી, પણ શુદ્ધરૂપ જ છે. માટે માયાવિશિષ્ટમાં પણ જે ચૈતન્ય અંશ છે, તેમાં નિરપેક્ષિક જ વ્યાપકતા છે. આ રીતથી માયાવિશિષ્ટ જ બ્રહ્મ શબ્દનું વાચ્ય બનેછે. વળી શુદ્ધ ચૈતન્ય બ્રહ્મ શબ્દનું લક્ષ્ય છે. આથી ઈશ્વર શબ્દ તથા બ્રહ્મ શબ્દ બેઉનો સમાન અર્થ પ્રતીત થાય છે. પણ ભિન્ન નહિ, છતાં બ્રહ્મ શબ્દનો સ્વભાવ છે કે, અનેક સ્થાનમાં લક્ષ્ય અર્થનું બોધન કરે છે તથા કેટલેક સ્થાને વાચ્ય અર્થનું બોધન કરે છે. વળી ઈશ્વર શબ્દનો સ્વભાવ એ છે કે, અનેક સ્થાનમાં વાચ્ય અર્થનું બોધન કરે છે. આ રીતનો ભેદ હોવાથી જ લક્ષ્ય અર્થને લઈ બ્રહ્મ શબ્દનો અર્થ ભિન્ન નિરૂપણ કર્યો છે. ૯૦

(૧૫૮ મા પ્રશ્નનો ઉત્તર.)

**૧૭૩. કૂટસ્થ પ્રકાશમાન છે તથા આભાસ ભોગવે છે.**

**दोहा ।**

**चतुर्भांति चेतन कह्यो, तामैं मिथ्या जीव ॥**

पुण्यपापफल भोगवै, चित्कूटस्थ सुसीव ॥९१॥

**શબ્દાર્થ:**—ચૈતન્ય ચાર પ્રકારનું કહ્યું, તેમાં મિથ્યારૂપ એવો જીવ પુણ્ય તથા પાપના ફળને ભોગવે છે અને કૂટસ્થ ચૈતન્ય શિવરૂપે છે. ૯૧

**વિવરણ:**—હે શિષ્ય! ચાર પ્રકારનું ચૈતન્ય કહ્યું તેમાં જીવના સ્વરૂપમાં જે મિથ્યા આભાસ અંશ છે, તે પુણ્ય પાપ કરે છે; તથા તેના ફળને ભોગવે છે. વળી કૂટસ્થ જે ચૈતન્ય છે, તે શિવ કહેતાં શિવરૂપ છે. શિવનો અર્થ કલ્યાણ થાય છે, માટે પ્રથમ જે શંકા કરી હતી કે બુદ્ધિરૂપી વૃક્ષમાં બે પક્ષી છે. એક પરમાત્મા તથા બીજો જીવ. આનો ઉત્તર એમ કહ્યો કે, પરમાત્મા તથા જીવનું ગ્રહણ કરવું નહિ. પણ કૂટસ્થ પ્રકાશમાન છે તથા આભાસ ભોગવે છે. ૯૧

### ૧૭૪. આભાસ કર્મ કરે છે તથા ફલ આપે છે, ચૈતન્ય નહિ.

## दोहा ।

कर्मी छाया देत फल, नहिं चेतनमैं जोग ॥
सो असंग इकरूप है, जानै भिन्न कुलोग॥९२॥

**શબ્દાર્થ:**—ચૈતન્યની છાયા કર્મયુક્ત છે તથા ફળ આપવાવાળી છે પણ ચૈતન્યમાં એ રીતનો સંયોગ હોતો નથી. ચૈતન્ય તો એકરૂપે તથા અસંગ છે, પણ મૂઢ લોકો તેને ભિન્ન જાણે છે. ૯૨

**વિવરણ:**—જીવના સ્વરૂપમાં ચૈતન્યની જે છાયા કહી, તે આભાસ અંશ છે. તે કર્મી કહેતાં કર્મ કરે છે. તે કર્મ

કરવાવાળાને, છાયા જે ઈશ્વરનો આભાસ અંશ છે, તે ફળ આપે છે. છાયા શબ્દનો દેહલી દીપક ન્યાયવડે પૂર્વ ઉત્તર બેઉ બાજુની સાથે સંબંધ છે. જેમ દેહલીના ઉપર ધરેલો દીવો બેઉ બાજુને પ્રકાશે છે, તે પ્રમાણે ચૈતન્યની છાયા કર્મી રૂપ છે તથા તે જ છાયા ફળ આપે છે. માટે આ વાત સિદ્ધ થઇ કે, જીવના સ્વરૂપમાં જે આભાસ અંશ છે, તે પુણ્ય પાપ કરે છે તથા તેનું ફળ ભોગવે છે વળી ઈશ્વરમાં જે આભાસ અંશ છે, તે કર્મનું ફળ આપે છે. વળી દેવમાં જે ચૈતન્ય અંશ છે, તેમાં કોઈ વાતનો યોગ નથી. જીવમાં જે ચૈતન્ય અંશ છે, તેમાં તો કર્મ તથા ફળનો યોગ નથી. તેમ જ ઈશ્વ-રમાં જે ચૈતન્ય અંશ છે, તેમાં પણ ફળ આપવાનો યોગ નથી. આમ છતાં ચૈતન્યમાં ફળનો યોગ છે, એમ જે કહે છે તે મૂર્ખ છે. કારણ કે ચૈતન્ય બેઉમાં અસંગ છે તથા એકરૂપ છે. ચૈતન્યમાં ભેદ નથી. જીવ ચૈતન્યને ઈશ્વર ચૈતન્યથી અથવા ઈશ્વર ચૈતન્યને જીવ ચૈતન્યથી ભિન્ન કહેતાં જૂદા જાણવા, તે કુલાંગ કહેતાં નિંદવા યોગ્ય લોકનું કહેવું છે. આમ કહેવાથી બીજો જે પ્રશ્ન કર્યો હતો કે, જીવ તથા પરમાત્માની એકતા અંગીકાર કરવાથી કર્મ તથા ઉપાસનાનો પ્રતિપાદક વેદ નિ-ષ્ફળ થશે, તેનો ઉત્તર આ પ્રમાણે કહ્યો કે જીવ તથા ઈશ્વરમાં ચૈતન્ય ભાગ છે. તેનો તો અભેદ છે, પણ ભેદ તો માત્ર આભા-સનો છે, માટે બેઉ પ્રકારનાં વચન બની શકે છે. ૯૨

### ૧૭૫. જીવ બ્રહ્મના લક્ષ્ય અર્થનો અભેદ.

**चौपाई—अहो शिष्य तैं प्रश्न जु कीने ।**
**तिनके ये उत्तर मैं दीने ॥**

कहे जु तैं तरुमैं द्वै पच्छी ।
इक भोगै इक आहि अनिच्छी ॥९३॥

શબ્દાર્થ:—હે શિષ્ય! તેં જે પ્રશ્ન કર્યા, તે સર્વના મેં ઉત્તર આપ્યા. તેં વૃક્ષમાં જે બે પક્ષી કહ્યાં, તેમાં એક ભોક્તારૂપે છે અને બીજું પક્ષી ઇચ્છા રહિતરૂપે છે. ૯૩

ते चेतन आभास लखाये ।
नभछाया ज्यों भिन्न बताये ॥
कह्यो भिन्न कर्मी फलदाता ।
मति माया छाया सो ताता ॥९४॥

શબ્દાર્થ:—તેં ચૈતન્ય તથા આભાસ ગણાવ્યાં, તે જેમ આકાશ તથા તેની છાયા ભિન્ન છે, તે રીતે જણાવ્યાં. હે તાત! તેં કર્મી તથા ફળદાતા જે ભિન્ન કહ્યા, તેનું કારણ બુદ્ધિ અર્થાત્ માયા જેને છાયા કરી કહે છે તે છે. ૯૪

जीव ईशमैं चेतनरूपं ।
भदगंधतैं रहित अनूपं ॥
यातैं "अहं ब्रह्म" यह जानौं ।
"अहं" शब्द कूटस्थ पिछांनौ ॥९५॥

શબ્દાર્થ—જીવમાં તેમજ ઈશ્વરમાં ચૈતન્યરૂપ છે. તે ચૈતન્ય કોઇ પણ પ્રકારના ભેદના અંશથી રહિત છે તથા ઉત્કૃષ્ટ રૂપ છે, માટે હું બ્રહ્મરૂપ છું એમ તારે જાણવું. તેમ જ અહં શબ્દ કૂટસ્થને ઓળખો. ૯૫

"ब्रह्म" शब्दको अर्थ सु भाख्यो।
महाकाशसम लक्ष्य जु राख्यो।
"अहं ब्रह्म" नाहिं जौलौं जानै।
तौलौं दीन दुखित भय मानै ॥९६॥

શબ્દાર્થઃ—આ પ્રમાણે બ્રહ્મ શબ્દનો અર્થ મેં તમને કહ્યો, જે લક્ષ્ય અર્થ મહાકાશના સરખો છે. જ્યાં સૂધી અહં-બ્રહ્મ એ પ્રમાણે જાણવામાં ન આવે ત્યાં સૂધી અજ્ઞાનીને દુઃખ તથા ભય થાય છે. ૯૬

વિવરણઃ—હે શિષ્ય! તેં જે પ્રશ્ન કર્યા, તે સર્વના મેં ઉત્તર કહ્યા. તેં કહ્યું હતું કે, એક વૃક્ષમાં બે પક્ષી છે; એક પક્ષી ભોગ ભોગવે છે તથા એક પક્ષી ઈચ્છાથી રહિત છે. માટે જીવ બ્રહ્મની એકતા બની શકે નહિ. આ પ્રમાણેના તારા પ્રશ્નનો મેં તને ઉત્તર કહ્યો; જે નીચે પ્રમાણે છેઃ—

અહીં જીવ તથા બ્રહ્મને ગ્રહણ કરવા નહિ, પણ કૂટસ્થ તથા બુદ્ધિમાં જે આભાસ, તેને ગ્રહણ કરવો. આ કૂટસ્થ તથા આભાસ ઘટાકાશ તથા મહાકાશની છાયાની માફક ભિન્ન ભિન્ન છે. વળી તેં બીજો પ્રશ્ન એ કર્યો હતો કે, જીવ તો કર્મ તથા ઉપાસના કરવાવાળો છે તથા પરમાત્મા ફળ આપવાવાળો છે, માટે તેની એકતા બને નહિ. આ રીતના પ્રશ્નનો મેં તને ઉત્તર કહ્યો કે, કર્મ કરવાવાળો જીવ નથી તથા ફળ આપવા-વાળો ઈશ્વર નથી. પણ જીવમાં જે આભાસ અંશ છે, તે સર્વ કરે છે. ઈશ્વરમાં જે આભાસ અંશ છે, તે ફળ આપે છે તથા જીવ ઈશ્વરમાં જે ચૈતન્ય અંશ છે, તે ઘટાકાશ મહાકાશની માફક ભેદનો જે ગંધ કહેતાં લેશ, તેથી રહિત છે. આ પ્રમાણે

હે શિષ્ય! જીવ તથા બ્રહ્મની એકતા બને છે. માટે અહં કહેતાં હું બ્રહ્મ છું, એમ તું જાણ. અહં શબ્દનો અર્થ કૂટસ્થને જાણ તથા બ્રહ્મ શબ્દને જે મહાકાશની માફક લક્ષ્ય અર્થ કહ્યો છે, તે તું જાણ. અહં શબ્દનો જાણે તથા બ્રહ્મ શબ્દનો વાચ્ય અર્થનો અભેદ નહી હોય, પણ લક્ષ્ય અર્થનો અભેદ તો છે જ. વળી હે શિષ્ય! જ્યાં સૂધી તું અહં બ્રહ્માસ્મિ એમ નહિ જાણે, ત્યાં સૂધી તું પોતાને દીન માનશે તથા દુઃખી માનશે. વળી જે પરમાત્મા તેં ભિન્ન જાણ્યો છે, તે તને ભયના હેતુ-રૂપ થશે. માટે હું બ્રહ્મ છું, એમ તું જાણ. ૯૩-૯૬

૧૭૬. પ્રશ્ન. અહંબ્રહ્મ એવું જ્ઞાન કોને થાય?

## दोहा।

**कहौ गुरु व्है कौनकूं, "अहं ब्रह्म" यह ज्ञान?**
**नहिं जानूं मैं आपके, भाखे बिना सुजान॥९७॥**

શબ્દાર્થ:—તત્ત્વ દૃષ્ટિ કહે છે:—હે ગુરુ! હું બ્રહ્મ છું એવું જ્ઞાન કોને થાય, તે મને કહો. હું આપના કહ્યા વિના આ સઘળું સારી રીતે જાણવા શક્તિમાન્ નથી. ૯૭

વિવરણ:—હે ગુરુ! આપ કૃપા કરીને કહો કે, અહં બ્ર-હ્માસ્મિ એવું જ્ઞાન કોને થાય છે? આપના કહ્યા વિના એ વાત હું જાણતો નથી. શિષ્યના ચિત્તમાં નીચે ગૂઢ પ્રમાણેનો અભિ-પ્રાય છે:—હું બ્રહ્મ છું એવું જ્ઞાન કૂટસ્થમાં થાય છે કે આ-ભાસ સહિત બુદ્ધિમાં થાય છે? જો કૂટસ્થમાં કહેશો તો કૂટસ્થ વિકારી થશે. તેમજ જો આભાસ સહિત બુદ્ધિમાં કહેશો તો. તેને હું બ્રહ્મ છું એવું જ્ઞાન ભ્રાંતિરૂપ થશે. કારણ કે આપે પૂર્વે

એમ કહ્યું હતું કે, કૂટસ્થની તથા બ્રહ્મની એકતા છે, પણ આભાસ ભિન્ન છે માટે બ્રહ્મથી ભિન્ન જે આભાસ, તેનું બ્રહ્મરૂપે કરી જે જ્ઞાન, તે ભ્રાંતિ જ થશે. જેમ સર્પથી ભિન્ન રજ્જુનું સર્પ રૂપે કરી જ્ઞાન ભ્રાંતિરૂપ છે. આ રીતે આભાસ સહિત બુદ્ધિને હું બ્રહ્મ છું, એવું જ્ઞાન યથાર્થ નહિ થશે, પણ ભ્રાંતિરૂપ થશે. વળી જો કદાપિ અહંબ્રહ્માસ્મિ એવા જ્ઞાનને ભ્રાંતિરૂપ અંગીકાર કરશો તો એ જ્ઞાનથી મિથ્યા જગતની નિવૃત્તિ થશે નહી. પણ યથાર્થ જ્ઞાનવડે મિથ્યાની નિવૃત્તિ થાય છે. જેમ રજ્જુના યથાર્થ જ્ઞાનવડે મિથ્યા સર્પની નિવૃત્તિ થાય છે, તે રીતે આભાસ સહિત બુદ્ધિને હું બ્રહ્મ છું, એવું જ્ઞાન બની શકે નહિ. ૯૭

## ૧૭૭ આભાસની સાત અવસ્થાનાં નામ.

### सोरठा.

**कहूं अवस्था सात, सुन शिष्यऽत्र आभासकी ॥**
**नहिं चेतनकी तात, तिनहीमैं यह ज्ञान है ॥९८॥**

શબ્દાર્થઃ—ગુરુ કહે છેઃ—આભાસની જે સાત અવસ્થા હું કહું છું, તે સાંભળ. તે અવસ્થાઓમાં કોઇ પણ અવસ્થા ચૈતન્યની નથી. પણ હું બ્રહ્મ છું, એવું જ્ઞાન સાત અવસ્થાની અંદર છે. ૯૮

વિવરણઃ—હે શિષ્ય! હવે આભાસની સાત અવસ્થા હું કહું છું તે સાંભળ. આ સાત અવસ્થામાં કોઈ પણ અવસ્થા ચૈતન્ય જે કૂટસ્થરૂપે છે તેની નથી તથા હું બ્રહ્મ છું એવું જ્ઞાન પણ તે સાતે અવસ્થાઓની અંદર છે. ૯૮

### १७८ સાત અવસ્થાઓનાં નામ.

चौपाई–इक अज्ञान आवरण जानौं ।
भ्रांति द्विविध पुनि ज्ञान पिछानौं ॥
शोकनाश अतिहर्ष अपारा ।
सप्त अवस्था इम निर्धारा ॥ ९९ ॥

શબ્દાર્થઃ–તું સાત અવસ્થા નીચે પ્રમાણે જાણઃ–(૧) અજ્ઞાન, (૨) આવરણ, (૩) ભ્રાંતિ, (૪–૫) બે પ્રકારનું જ્ઞાન (પરોક્ષ તથા અપરોક્ષ), (૬) શોક નાશ તથા (૭) અત્યંત અપાર હર્ષ. ૯૯

### ૧૭૯ અજ્ઞાન તથા આવરણ નિરૂપણ.

दोहा ।

नहिं'जानूं मैं ब्रह्मकुं,' याकुं कहत अज्ञान ॥
ब्रह्म है नहिं भान व्है, यह आवरण सुजान ॥१००॥

શબ્દાર્થઃ–હું બ્રહ્મને ઓળખતો નથી, આને અજ્ઞાન કહે છે. બ્રહ્મ નથી, તથા બ્રહ્મનું ભાન થતું નથી, આને આવરણ કહે છે. ૧૮૦

વિવરણઃ–હું બ્રહ્મને નથી જાણતો, એમ જે પુરુષ કહે, આ વ્યવહારનો હેતુ અજ્ઞાનરૂપ છે. બ્રહ્મ નથી તથા બ્રહ્મનું ભાન થતું નથી. આ રીતનો વ્યવહારનો હેતુ આવરણરૂપ છે. આવરણને લીધે આ વ્યવહાર થાય છે. કારણ કે બે પ્રકારની અજ્ઞાનની શક્તિ છે–એક અસત્વાપાદક છે તથા

બીજી અભાનાપાદક છે. આ બેઉને આવરણ કહે છે. વસ્તુ નથી એવી કરાવવાવાળી જે શક્તિ, તે અસત્વાપાદક કહેવાય છે. વસ્તુનું ભાન નથી થતું, એવી પ્રતીતિ કરાવવાવાળી જે અજ્ઞાનની શક્તિ, તે અભાનાપાદક કહેવાય છે. આ પ્રમાણે બ્રહ્મ નથી, આવો વ્યવહારનો હેતુ અજ્ઞાનના અસત્વાપાદક શક્તિરૂપ છે. વળી બ્રહ્મનું ભાન નથી થતું, આ વ્યવહારનો હેતુ અજ્ઞાનના અભાનાપાદક શક્તિરૂપ છે. આ બેઉને આવરણ કહે છે. ૧૦૦

## ૧૮૦ ભ્રાંતિનું વર્ણન.

**जन्ममरण गमनागमन, पुण्यपाप सुख खेद ॥**
**निजस्वरूपमें भान व्हे, भ्रांति बखानी वेद ॥१०१॥**

શબ્દાર્થઃ—નિજ રૂપમાં અર્થાત્ કૂટસ્થમાં જન્મ મરણ, જવું આવવું, પુણ્ય પાપ, સુખ ખેદ આદિ જે ભાન થાય છે તેને ભ્રાંતિ કહે છે. ૧૦૧

વિવરણઃ—જન્મથી લઇને સંસાર છે તેની જે નિજસ્વરૂપ કહેતાં કૂટસ્થમાં જે પ્રતીતિ, તેને વેદમાં ભ્રાંતિ કહે છે તથા તેને જ શોક કહે છે.

ટીકાઃ—ભ્રાંતિ વિશેષઃ-દેહ, પ્રાણેંદ્રિય તથા અંતઃકરણ સહિત ચિદાભાસના જન્માદિક સંબંધ વિશિષ્ટ કેવળ ધર્મ રૂપ સંબંધીથી અથવા સંબંધ વિશિષ્ટ ધર્મી સહિત ધર્મ રૂપ સંબંધીની આત્મામાં પોતાના વિષય સહિત પ્રતીતિ, તેમજ આત્માના તાદાત્મ્ય સંબંધની અથવા સત્યત્વાદિ ધર્મના સંબંધની અનાત્મામાં પોતાના વિષય સહિત જે પ્રતીતિ, તે અધ્યાસ કહેવાય છે. આને ભ્રાંતિવિક્ષેપ તથા શોક પણ કહે છે.

## ૧૮૧ દ્વિવિધ જ્ઞાનનું વર્ણન.

### ( પરોક્ષ તથા અપરોક્ષ. )

### दोहा ।

द्वैविध ज्ञान बखानिये, इक परोक्ष अपरोक्ष ॥
"अस्ति ब्रह्म" परोक्षहै, "अहंब्रह्म" अपरोक्ष १०२

શબ્દાર્થઃ—જ્ઞાન બે પ્રકારનું છે, પરોક્ષ તથા અપરોક્ષ. બ્રહ્મ છે, આને પરોક્ષ જ્ઞાન કહે છે તથા 'હું જ બ્રહ્મ છું,' આ જ્ઞાનને અપરોક્ષ જ્ઞાન કહે છે. ૧૦૨

"नहीं ब्रह्म" या अंशको, करै परोक्ष विनाश ॥
सकलअविद्याजालकुं, दूजो नशै प्रकाश ॥१०३॥

શબ્દાર્થઃ—પરોક્ષ જ્ઞાન "બ્રહ્મ નથી" એવા અંશનો નાશ કરે છે તથા અપરોક્ષ જ્ઞાન સર્વ અવિદ્યાના સમૂહનો નાશ કરે છે. ૧૦૩

વિવરણઃ—'બ્રહ્મ નથી' આ આવરણના અંશનો 'બ્રહ્મ છે' એવું પરોક્ષ જ્ઞાન વિનાશ કરે છે. કારણકે 'સત્ય' જ્ઞાન તથા અનંતરૂપ બ્રહ્મ છે' એવું જે જ્ઞાન, તેનું નામ પરોક્ષ જ્ઞાન છે. તેથી તે બ્રહ્મ નથી એવી પ્રતીતિનો વિરોધી છે બીજાનો નહિ. વળી 'હું બ્રહ્મ છું' એવું જે અપરોક્ષ જ્ઞાન તે સકળ અવિદ્યા નામનો વિરોધી છે, માટે હું બ્રહ્મને નથી જાણતો, આ રીતનું અજ્ઞાન, તથા બ્રહ્મ નથી તથા બ્રહ્મનું ભાન થતું નથી, આ રીતનું આવરણ; તેમજ હું બ્રહ્મ નથી, પણ પુણ્ય પાપના કર્તા તથા સુખ દુઃખના ભોક્તારૂપ હું જીવ છું, આ રીતની ભ્રાંતિ, આ જે અવિદ્યાનો સમૂહ છે તેનો અપરોક્ષ જ્ઞાન નાશ કરે છે.

ટીકાઃ—શિષ્યઃ-બ્રહ્મ સત્ય, જ્ઞાન તથા આનંદરૂપે કેવી રીતે? ગુરુઃ-દેશ, કાળ તથા વસ્તુથી જેનો અંત કહેતાં પરિચ્છેદ થતો નથી, એવી જે સર્વ દેશ, સર્વ કાળ તથા સર્વ વસ્તુમાં વ્યાપક વસ્તુ, તે અનંત કહેવાય છે. આને વિભૂ તથા ભૂમા પણ કહે છે. (૧) બ્રહ્મ પોતે સર્વ દેશમાં વ્યાપક છે, માટે તેનો ઘટની માફક કોઇ દેશથી અંત નથી. (૨) વળી બ્રહ્મ પોતે ઉત્પત્તિ તથા નાશથી રહિત હોવાથી નિત્ય છે, માટે તેનો દેહની માફક કાળે કરી અંત નથી. (૩) તથા બ્રહ્મ પોતે ઘટ શરાવાદિમાં અનુગત મૃત્તિકાની માફક પોતાના સ્વરૂપમાં અધ્યસ્ત સર્વ કાર્યના આત્મારૂપ છે. માટે તેનો ઘટ પટાદિના ભેદની માફક કોઇ પણ વસ્તુવડે ભેદરૂપ અંત નથી. આથી બ્રહ્મ દેશ કાળ તથા વસ્તુના અંતથી રહિત છે. માટે શ્રુતિમાં બ્રહ્મને અનંત કહ્યો છે. અહીં અનંતરૂપ કહેવાથી આનંદરૂપ બ્રહ્મ છે, એવું કથન અર્થથી સિદ્ધ થાય છે. કારણકે છાંદોગ્ય ઉપનિષદમાં ભૂમા વિદ્યાના પ્રસંગમાં નારદના પ્રતિ સનકાદિ ગુરુએ કહ્યું છે. જે ભૂમા (પરિપૂર્ણ) છે, તે સુખરૂપ છે, અલ્પ (પરિચ્છિન્ન)માં સુખ નથી, આ રીતે કહ્યું છે. માટે જે અનંતરૂપ છે તે ભૂમા છે તથા તે આનંદરૂપ છે એમ જાણવું.

## ૧૮૨ ભ્રાંતિનાશનું વર્ણન.

### दोहा।

जन्ममरण मोमैं नहिं, नाहिं सुखदुखको लेश ॥
किंतु अजन्यकुठस्थमैं, भ्रांतिनाश यह वेश ॥१०४

શબ્દાર્થઃ—મારામાં જન્મ મરણ નથી, તેમ મારામાં સુખ દુઃખનો લેશ નથી, પણ હું અજન્મ કૂટસ્થ છું, આ ભ્રાંતિ નાશનું સ્વરૂપ છે. ૧૦૪

વિવરણઃ—મારામાં જન્મ તથા મરણ નથી તથા સુખ દુઃખનો લેશ પણ નથી. વળી કોઈ પણ સંસાર ધર્મ મારામાં નથી, પણ અજન્ય કહેતાં જન્મથી રહિત જે કૂટસ્થ, તે હું છું. હે શિષ્ય! આ રીતે જે સર્વ અનર્થનો નિષેધ, તે ભ્રાંતિ નાશનો વેશ કહેતાં સ્વરૂપ છે. અથવા તો આ ભ્રાંતિનાશ લેશ કહેતાં ઉત્તમ છે. આ સ્થળે કૂટસ્થમાં જન્મનો નિષેધ કરવાથી સર્વનો નિષેધ જાણી લેવો. કારણકે જન્મ પ્રતીતિ પછી બીજો અનર્થ પ્રતીત થાય છે. માટે જન્મના નિષેધવડે સર્વ અનર્થનો નિષેધ છે. આ રીતનો જે ભ્રાંતિનાશ છે, તેને શોકનાશ પણ કહે છે. ૧૦૪

### ૧૮૩ હર્ષ સ્વરૂપનું વર્ણન.

**दोहा।**

**संशयरहित स्वरूपको, होइ जु अद्वयज्ञान ॥**
**तब उपजे हिय मोद, तव सो तूं हर्ष पिछान १०५**

શબ્દાર્થઃ—સંશય રહિત સ્વરૂપનું અદ્વયજ્ઞાન જ્યારે તને થશે ત્યારે તને અંતઃકરણમાં જે પ્રમોદ ઉત્પન્ન થશે, તેને તું હર્ષરૂપ જાણ. ૧૦૫

વિવરણઃ—હે શિષ્ય! જ્યારે તને સંશય રહિત પોતાના સ્વરૂપનું એવું જ્ઞાન થાય કે હું અદ્વય બ્રહ્મરૂપ છું ત્યારે તને જે મોદ થશે, તેને તું હર્ષરૂપ જાણ. ૧૦૫

ટીકાઃ—આ હર્ષને શ્રી વિદ્યારણ્ય સ્વામીએ પંચદશીના તૃપ્તિ દીપમાં નિરંકુશા તૃપ્તિ એવું નામ ગ્રહણ કર્યું છે.

**दोहा।**

**कही अवस्था सात मैं, तोकं शिष्य सुजान ॥**

सो सगरी आभासकी, है तिनहीम ज्ञान ॥१०६॥

શબ્દાર્થ:—હે સુજ્ઞ શિષ્ય ! મેં તને સાત અવસ્થા જે કહી, તે સઘળી આભાસની અવસ્થા છે તથા તેને વિશે જ્ઞાન રહેલું છે. ૧૦૬

"ज्ञान होत है कौनकूं," यह पूछी तैं बात ॥
मैं ताको उत्तर कह्यो, चहै सु पूछऽत्र तात ॥१०७॥

શબ્દાર્થ:—તેં મને એમ પૂછ્યું કે, જ્ઞાન કોને થાય છે? મેં તને તેના સંબંધી ઉત્તર કહ્યો. હવે તારી ઈચ્છામાં આવે તે પ્રશ્ન, હે શિષ્ય ! તું પૂછ. ૧૦૭

૧૮૪ વિવરણ:—બ્રહ્મથી ભિન્ન આભાસને "હું બ્રહ્મ" એવું જ્ઞાન મિથ્યા થશે.

ગૂઢ અભિપ્રાયવડે જે પ્રશ્ન કર્યો હતો તેને હવે શિષ્ય પ્રકટ કરે છે.

दोहा ।

भगवन् व्है आभासकुं, "अहं ब्रह्म" यह ज्ञान ॥
तुम भाष्यो सो मैं लख्यो, पुनि शंका इक आन १०८

શબ્દાર્થ:—'અહં બ્રહ્મ' એ જ્ઞાન હે પ્રભુ ! આભાસને થાય છે. તમે આ રીતે જે કહ્યું તે મેં જાણ્યું. પણ એમાં મને એક શંકા થાય છે. ૧૦૮

चौपाई—है आभास ब्रह्मतें न्यारा ।
अस तुम पूर्व कियो निर्धारा ॥
"अहं ब्रह्म" सो कैसे जाने ।

आपहि भिन्न ब्रह्मतें मानै ॥ १०९ ॥

શબ્દાર્થ:—આભાસ બ્રહ્મથી ભિન્ન છે એમ આપે પૂર્વે નિશ્ચયપૂર્વક કહ્યું. જો તે પોતે બ્રહ્મથી ભિન્ન માને તો अहं ब्रह्म એમ તે કેવી રીતે જાણે? ૧૦૯

जो जानै तौ मिथ्याज्ञाना ।
होइ जेवरी भुजगसमाना ॥
श्रीगुरु यह संदेह मिटाऊ ।
युक्तिसहित निजउक्ति सुनाऊ ॥११०॥

શબ્દાર્થ:—બ્રહ્મથી ભિન્ન આભાસના સ્વરૂપનું જો બ્રહ્મરૂપે જ્ઞાન થાય તો તે રજ્જુ સર્પની માફક મિથ્યા છે. હે ગુરુ! આપ યુક્તિપૂર્વક આપનું વચન શ્રવણ કરાવી મારો આ સંશય મટાડો. ૧૧૦

વિવરણ:—હે ભગવન્! આપે પૂર્વે એમ કહ્યું હતું કે "કુટસ્થ તથા બ્રહ્મ એક છે તથા આભાસ બ્રહ્મથી ભિન્ન છે" તો પછી બ્રહ્મથી ભિન્ન આભાસને 'હું બ્રહ્મ છું' એવું બ્રહ્મરૂપે કરી જ્ઞાન બને નહિ. મારું આધષ્ઠાન જે કૂટસ્થ તે બ્રહ્મરૂપ છે, એવું આભાસને જે જ્ઞાન થાય, તે યથાર્થ જ્ઞાન થાય. વળી अहं ब्रह्म એવું જ્ઞાન યથાર્થ બને નહિ. કારણકે अहं એવું નામ પોતાના સ્વરૂપનું છે, જેને હું કરી કહે છે. આ આભાસનું સ્વરૂપ મિથ્યા છે, તેથી ભિન્ન છે. માટે બ્રહ્મ-થી ભિન્ન આભાસના સ્વરૂપનું બ્રહ્મરૂપે કરી જ્ઞાન થાય તો તે મિથ્યા જ્ઞાન થાય. જેમ સર્પથી ભિન્ન રજ્જુનું સર્પરૂપે કરી જ્ઞાન મિથ્યા થાય છે. મિથ્યાનો અર્થ ભ્રાંતિ છે. માટે બ્રહ્મજ્ઞાનને ભ્રાંતિરૂપ કહેવું બની શકે નહિ. ૧૧૦

ટીકાઃ—અહીં પ્રશ્નકર્તા શિષ્યનો પ્રતિ પ્રશ્ન નીચે પ્રમાણે છેઃ-બ્રહ્મજ્ઞાનનું સ્વરૂપ મિથ્યા સંસારના અંતર્ગત મિથ્યા ચિદાભાસના આશ્રિત હોવાથી મિથ્યા છે. માટે આ મિથ્યા જ્ઞાનવડે મૃગજળવડે તૃષાની નિવૃત્તિની માફક સંસારની નિવૃત્તિ કેવી રીતે થઇ શકે તે કહો. અથવા તો જ્ઞાનનો વિષય જે ચિદાભાસ તથા બ્રહ્મની એકતા, તે રજ્જુ સર્પની એકતાની માફક મિથ્યા છે. માટે મિથ્યા વિષયનું જ્ઞાન પણ મિથ્યા છે. માટે મિથ્યા જ્ઞાનવડે સંસારની નિવૃત્તિ કેવી રીતે થઇ શકે?

આ પ્રશ્નમાં જ્ઞાનનું સ્વરૂપ મિથ્યા છે, તે વાત હું પણ અંગીકાર કરું છું. પણ તે મિથ્યા જ્ઞાનથી સંસારની નિવૃત્તિ થાય છે. જેવો યક્ષ તેવો તેનો બલિ. આ રીતના લૌકિક ન્યાયવડે જેમ મિથ્યા સંસાર છે, તેમ તેની નિવૃત્તિ અર્થે જ્ઞાન પણ મિથ્યા જોઇએ.

વળી સમાન સત્તાવાળા પદાર્થ એક બીજામાં સાધક બાધક છે. આ નિયમથી પણ મિથ્યા જ્ઞાનથી મિથ્યા સંસારની નિવૃત્તિ સંભવે છે. મૃગજળની તથા તૃષાની સમાન સત્તા નથી, પણ વિષમ સત્તા છે. માટે પ્રાતિભાસિક મૃગજળવડે વ્યાવહારિક તૃષાની નિવૃત્તિ સંભવે નહિ. આ વાત આગળ પાંચમા તરંગમાં પણ કહેવામાં આવશે. વળી ચિદાભાસ તથા બ્રહ્મની એકતારૂપ જ્ઞાનનો વિષય મિથ્યા છે. માટે તેનું જ્ઞાન પણ મિથ્યા છે. આ બીજો પક્ષ જે તમે પ્રકટ કર્યો, તે સંભવે નહિ. આ વાત હવે ૧૮૫ ના અંકમાં પ્રતિપાદન કરવામાં આવશે.

૧૮૫ ઉત્તરઃ—अहं શબ્દના બે અર્થ–તેમાં કૂટસ્થનો બ્રહ્મની સાથે મુખ્ય સામાનાધિકરણ્ય તથા આભાસનો બાધ સામાનાધિકરણ્ય.

## दोहा ।

**अहंशब्दके अर्थको, सुन अब शिष्य विवेक ॥**

तव हियके जासूं नसै, संक कलंक अनेक॥१११॥

શબ્દાર્થઃ—હે શિષ્ય ! अहं શબ્દના અર્થનો વિવેક હવે તું સાંભળ. આથી તારા હૃદયમાંથી અનેક શંકારૂપ કલંકનો નાશ થશે. ૧૧૧

व्है यद्यपि आभासमैं, "अहं ब्रह्म" यह ज्ञान ॥
तथापि सो कूटस्थको, लहै आप अभिमान ॥११२॥

શબ્દાર્થઃ—જો કે આભાસમાં अहं ब्रह्म એવું જ્ઞાન થાય છે, છતાં તે પોતે કૂટસ્થનું અભિમાન લહે છે. ૧૧૨

ताको सदा अभेद है, विभु चेतनतैं तात ॥
बाध समैं निजरूपहू, ब्रह्मरूप दरसात ॥११३॥

શબ્દાર્થઃ—જેમ વિભુ તથા ચૈતન્યનો અભેદ છે તેમ કૂટસ્થ તથા બ્રહ્મનો અભેદ છે. જે સમયે બાધ થાય છે ત્યારે બ્રહ્મને મૂળ સ્વરૂપ જોવામાં આવે છે. ૧૧૩

વિવરણઃ—હે શિષ્ય ! જો કે હું બ્રહ્મ છું એવું જ્ઞાન બુદ્ધિ સહિત આભાસને થાય છે, પણ કુટસ્થને નહિ. છતાં તે આભાસ કુટસ્થને તથા પોતાના સ્વરૂપને બેઉને પોતાના આત્મારૂપ જાણે છે. આત્માનું હું શબ્દવડે જે ગ્રહણ થાય છે તે અહં શબ્દનો અર્થ છે. આ અહં શબ્દમાં જે ભાન થાય છે તે કૂટસ્થનો બ્રહ્મની સાથે સદા અભેદ છે. આ કારણથી કુટસ્થનો બ્રહ્મની સાથે મુખ્ય સામાનાધિકરણ્ય વેદાંત શાસ્ત્રમાં કહ્યો છે.

જે વસ્તુનો જે વસ્તુની સાથે સદા અભેદ હોય તે

વસ્તુનું તેની સાથે મુખ્ય સમાનાધિકરણ કહેવાય છે. જેમ ઘટાકાશનો મહાકાશની સાથે સદા અભેદ છે માટે ઘટાકાશ મહાકાશરૂપ છે. આ રીતે ઘટાકાશનો મહાકાશની સાથે મુખ્ય સમાનાધિકરણ છે. આ રીતે કૂટસ્થનો બ્રહ્મની સાથે મુખ્ય સમાનાધિકરણ છે. કારણ કે કૂટસ્થનો બ્રહ્મથી સદા અભેદ છે. જેથી હું શબ્દમાં જે કૂટસ્થરૂપ ભાન થાય છે, તેનો બ્રહ્મની સાથે સદા અભેદ છે. વળી હું શબ્દમાં આભાસરૂપ જે ભાન થાય છે તેનો બ્રહ્મસાથે પોતાના સ્વરૂપનો બાધ કરી (મિથ્યા જાણી) અભેદ થાય છે. જેવી રીતે મુખના પ્રતિબિંબનો બિંબસ્વરૂપ મુખની સાથે પ્રતિબિંબ સ્વરૂપનો બાધ કરી અભેદરૂપ થાય છે. આ કારણથી વેદાંત શાસ્ત્રમાં આભાસનો બ્રહ્મની સાથે બાધ સમાનાધિકરણ કહ્યો છે. જે વસ્તુનો બાધ થઇ જેની સાથે અભેદ થાય, તે વસ્તુનો તેની સાથે બાધ સમાનાધિકરણ કહેવાય છે. જેમ મુખના પ્રતિબિંબનો બાધ થઇ મુખની સાથે અભેદ થાય છે, માટે પ્રતિબિંબ મુખ છે, પણ બીજું નથી. તેજ પ્રમાણે પ્રતિબિંબનો મુખની સાથે બાધ સમાનાધિકરણ છે. વળી જેમ સ્થાણુમાં પુરુષ ભ્રમ થઇ સ્થાણુજ્ઞાન થયા પછી પુરુષ સ્થાણુ છે, આ રીતે પુરૂષનો સ્થાણુ સાથે સમાનાધિકરણ થાય છે, તેમ આભાસનો બાધ થઇ બ્રહ્મની સાથે અભેદ થાય છે. માટે હું શબ્દમાં આભાસરૂપ જે ભાન થાય તે બ્રહ્મ છે, પણ અન્ય નહિ. આ રીતે બાધ સમાનાધિકરણ આભાસના બ્રહ્મની સાથે થાય છે. આ પ્રમાણે હે શિષ્ય! અહં શબ્દમાં કૂટસ્થરૂપ જે ભાન થાય છે. તેનો મુખ્ય અભેદ છે. તેમજ આભાસનો બાધે કરી અભેદ છે.

**ટીકાઃ**—શિષ્યઃ-કુટસ્થનો બ્રહ્મની સાથે મુખ્ય સમાનાધિકરણ સંબંધ કેવી રીતે? ગુરુઃ—

સમાન વિભક્તિના બળવડે સમાન કહેતાં એક છે અધિકરણ કહેતાં અર્થરૂપ આશ્રય જેનો એવા જે બે શબ્દો, તે સમાનાધિકરણ કહેવાય છે. આ બેઉ શબ્દનો જે પરસ્પર સંબંધ, તે સામાનાધિકરણ્ય અર્થાત્ એક અર્થવાનપણું કહેવાય છે. અહીં સામાનાધિકરણ્યના સ્થાને સમાનાધિકરણ કહ્યો છે, તે ભાષાના અભ્યાસી જનોને સુગમ ઉચ્ચાર કરવા અર્થે છે. આ સમાનાધિકરણરૂપ સંબંધ જીવ ઈશ્વરની એકતાના જણાવવાવાળા એક ભક્તિવાળા પદવડે યુક્ત ચાર વેદના ચાર મહાવાકયમાં તથા તે પ્રકારના અન્ય લૌકિક વૈદિક વાકયમાં જાણી લેવું. તેમાં એક સત્તા તથા એક સ્વરૂપવાળા થવાથી વાસ્તવ ભેદ રહિત બે અર્થના બોધક વાક્યગત બે પદનું મુખ્ય સમાનાધિકરણ કહે છે. જેવી રીતે ઘટાકાશપદ તથા મહાકાશ પદનો તથા કૂટસ્થ પદનો અને બ્રહ્મ પદનો સંબંધ છે.

ભિન્ન સત્તાવાળા બે પદાર્થની એક વિભક્તિના બળવડે એકતાના બોધકરૂપ વાકયગત બે પદનું બાધ સમાનાધિકરણ્ય કહેવાય છે. જેવી રીતે સ્થાણુપદ તથા પુરુષ પદનો, તેમજ જગત્ તથા બ્રહ્મ પદનો તથા બિંબ અને પ્રતિબિંબનો સંબંધ છે.

## ૧૮૬. શું અહં વૃત્તિમાં કૂટસ્થ તથા આભાસનું ભાન ક્રમે કરી કે ક્રમ વિના થાય છે?

### दोहा।

अहंवृत्तिमें भान व्है, साक्षी अरु आभास ॥
सो क्रमतैं वा क्रमबिना, याको करहु प्रकास ११४

શબ્દાર્થઃ—તત્વદૃષ્ટિ કહે છેઃ—સાક્ષી તથા આભાસનું હું વૃત્તિમાં જે ભાન થાય છે તે ક્રમે કરી થાય છે કે ક્રમ વિના થાય છે તેનો પ્રકાશ કરો.

વિવરણઃ–હે ભગવન્! આપે કહ્યું કે, અહં વૃત્તિમાં સાક્ષી તથા આભાસ આ બેનું ભાન થાય છે. આના સંબંધમાં એક વાત હું જાણતો નથી. તે એકે કૂટસ્થ તથા આભાસનું ભાન અહં વૃત્તિમાં ક્રમે કરી થાય છે અથવા ક્રમ વિના થાય છે? અર્થાત્ ક્રમે કરી કહેતાં ભિન્ન ભિન્ન કાળમાં થાય છે અથવા બેઉને એક જ કાળમાં ભાન થાય છે. આનો આપ મને પ્રકાશ કહેતાં બોધ કરો. ૧૧૪

૧૮૭. એક જ સમયે સાક્ષીનું તથા આભાસનું ભાન.

**सावधान व्है सिष्य सुन, भाषूं उत्तर सार ॥**
**सुनत नसै अज्ञानतम, बोधभानु उजियार ॥११५॥**

**શબ્દાર્થઃ**—શ્રી ગુરુ કહે છેઃ–હે શિષ્ય! તેં જે પ્રશ્ન કર્યો, તેના સારભૂત હું તને ઉત્તર કહું છું, તે તું સાવધાન થઇ સાંભળ. આ ઉત્તર એવો છે કે, જે સાંભળતાં બોધરૂપી સૂર્યનો પ્રકાશ થઇ અજ્ઞાનરૂપી તમનો નાશ થાય છે. ૧૧૫

**एकसमयहीं भान व्है, साक्षी अरु आभास ॥**
**दूजो चेतनको विषय, साक्षी स्वयंप्रकास ॥११६॥**

**શબ્દાર્થઃ**—સાક્ષીનું તથા આભાસનું એક જ સમયે ભાન થાય થાય છે. એથી બીજો જે ચેતનનો વિષય છે તેનો ભાસ, સાક્ષી તથા સ્વયં પ્રકાશરૂપે થાય છે. ૧૧૬

**વિવરણઃ**—હે શિષ્ય! એક જ સમયે સાક્ષી તથા આભાસનું અહંવૃત્તિમાં ભાન થાય છે. સર્વ વિષયમાં આભાસ શબ્દવડે અંતઃકરણ સહિત આભાસ શબ્દનું ગ્રહણ કરવું. તેથી બીજો કહેતાં અંતઃકરણ સહિત જે આભાસ છે, તેનું તો ચેતનરૂપ સાક્ષીના વિષયરૂપ થઇ ભાન થાય છે. વળી સાક્ષીનું

સ્વયં પ્રકાશરૂપે કરી ભાન થાય છે તથા અંતઃકરણ સહિત જે આભાસ સહિત વૃત્તિ, તેનો વિષય સાક્ષી નથી. વળી ઘટાદિક બહારના પદાર્થમાં એવી રીતિ છે કે, જ્યારે ઇન્દ્રિયોનો તથા ઘટનો સંયોગ થાય ત્યારે ઈન્દ્રિયદ્વારા અંતઃકરણની વૃત્તિ નીકળી ઘટની સમાન આકારને પ્રાપ્ત થાય છે. જેમ મૂષામાં રેડેલ તાંબુ મૂષાના આકારની સમાન આકારરૂપ થાય છે, તેમ અંતઃકરણની વૃત્તિનો પણ ઘટના આકારની સમાન આકાર થાય છે.

વળી તે વૃત્તિ આભાસ વિના થતી નથી, પણ આભાસ સહિત થાય છે. કારણકે વૃત્તિ અંતઃકરણના પરિણામરૂપ છે. (અંતઃકરણનું જે પરિણામ, તેને વૃત્તિ કહે છે.) જેમ અંતઃકરણ સત્વગુણનું કાર્ય હોવાથી સ્વચ્છ છે. માટે અંતઃકરણમાં ચેતનનો આભાસ થાય છે, તેમ વૃત્તિ પણ સ્વચ્છ અંતઃકરણનું કાર્ય છે. માટે વૃત્તિમાં ચેતનનો આભાસ થાય છે તથા જે વૃત્તિ ઉત્પન્ન થાય છે તે આભાસ સહિત અંતઃકરણવડે ઉત્પન્ન થાય છે. આ કારણથી પણ વૃત્તિ આભાસ સહિત જ હોય છે.

### ૧૮૮ અજ્ઞાનનો આશ્રય તથા વિષય ચેતન છે.

વિષય જે ઘટ છે તે તમોગુણનું કાર્ય છે. માટે તે સ્વરૂપે કરી જડ છે તથા તેમાં અજ્ઞાનતાનું આવરણ છે. આના સંબંધમાં નીચે પ્રમાણે શંકા થાય છેઃ—અજ્ઞાન તથા તેનું આવરણ વિચાર દૃષ્ટિવડે ચેતનમાં છે, પણ ઘટમાં નથી. કારણ અજ્ઞાન ચેતનને આશ્રિત છે તથા ચેતનનો વિષય કરે છે. આ રીતનો વેદાંતનો સિદ્ધાંત છે. વળી સાત અવસ્થાના પ્રસંગમાં જે અજ્ઞાનના આશ્રયરૂપ અંતઃકરણ સહિત આભાસ કહ્યો, તે

અજ્ઞાનનો અભિમાની છે. 'હું અજ્ઞાની છું.' એવું અભિમાન અંતઃકરણ સહિત આભાસને થાય છે. આ કારણથી તે અજ્ઞાનના આશ્રયરૂપ કહેવાય છે તથા મુખ્ય આશ્રય ચૈતન્ય છે. પણ આભાસ સહિત અંતઃકરણ નથી. કારણકે આભાસ સહિત અંતઃકરણ અજ્ઞાનનું કાર્ય છે. વળી જે જેનું કાર્ય થાય, તે તેનું આશ્રય બને નહિ. માટે ચેતન જ અજ્ઞાનના અધિષ્ઠાનરૂપ આશ્રય છે. વળી ચેતનને જ અજ્ઞાન વિષય કરે છે. અહીં સ્વરૂપનું જે આવરણ કરવું, તે જ અજ્ઞાનનો વિષય કરવો છે. આ અજ્ઞાનકૃત આવરણ જડ વસ્તુમાં બને નહિ. કારણકે જડ વસ્તુ સ્વરૂપવડે જ આવૃત છે. તેનામાં અજ્ઞાનકૃત આવરણનો કંઇ પણ ઉપયોગ નથી. આ પ્રમાણે અજ્ઞાનનો આશ્રય તથા વિષય ચૈતન્ય છે. જેમ ગ્રહના મધ્યમાં જે અંધકાર છે તે ગ્રહના મધ્યને આવરણ કરે છે. માટે ઘટમાં અજ્ઞાન તથા તેનું આવરણ બને નહિ.

ટીકાઃ—શિષ્યઃ—અભિમાન અજ્ઞાનના આશ્રયરૂપ કેવી રીતે ? ગુરુઃ—જેમ ધનનો આશ્રય પેટી આદિ ધનનો ભંડાર છે તથા હું ધનવાન્ છું એમ ધનના અભિમાનીરૂપ આશ્રય પુરુષ છે. તેમ અજ્ઞાનનો મુખ્ય આશ્રય ચૈતન્ય છે તથા અભિમાનીરૂપ આશ્રય સાભાસ અંતઃકરણ છે.

## ૧૮૯ બાહ્ય પદાર્થમાં વૃત્તિ તથા આભાસ બેનો ઉપયોગ.

આનું સમાધાન નીચે પ્રમાણે છેઃ—જેમ ચેતનના સ્વરૂપથી ભિન્ન સત્ અસત્થી વિલક્ષણ અજ્ઞાન ચૈતન્યના આશ્રિત છે તથા અજ્ઞાનવડે ચૈતન્ય આવૃત હોય છે. તેમ ઘટના સ્વરૂપવડે ભિન્ન અજ્ઞાન જોકે ઘટના આશ્રિત નથી, છતાં અજ્ઞાનને ઘટાદિ સ્વરૂપે કરી પ્રકાશ રહિત જડ સ્વરૂપ રચ્યાં

છે. માટે તે સદા અંધની સમાન આવૃત છે. આ આવૃત સ્વભાવ ઘટાદિના અજ્ઞાને કર્યો છે. કારણ કે તમો ગુણ પ્રધાન અજ્ઞાનવડે ભૂતની ઉત્પત્તિદ્વારા ઘટાદિ ઉપજે છે. આ તમો-ગુણ આવરણ સ્વભાવવાળો છે. માટે ઘટાદિ પ્રકાશરહિત અંધ જ હોય છે.

આ પ્રમાણે અંધતારૂપ આવરણ ઘટાદિમાં અજ્ઞાનકૃત સ્વભાવસિદ્ધ છે તથા ઘટાદિના આધિષ્ઠાનરૂપ ચેતન આશ્રિત અજ્ઞાન ચેતનને આચ્છાદિત કરી સ્વભાવથી આવૃત એવા ઘ-ટાદિને પણ આવૃત કરે છે. જો કે સ્વભાવથી આવૃત પદાર્થના આવરણમાં પ્રયોજન નથી, છતાં આવરણકર્તા પદાર્થ પ્ર-યોજનની અપેક્ષા વિના નિરાવરણની માફક આવરણ સ-હિતમાં પણ આવરણ કરે છે. આ વાત લોકમાં પ્રસિદ્ધ છે. અંતઃકરણની આભાસ સહિત ઘટાકાર વૃત્તિ, જે અજ્ઞાનવડે આવૃત ઘટને વ્યાપ્ત હોય છે, તેમાં વૃત્તિ ભાગ ઘટના આવ-રણને દૂર કરે છે તથા વૃત્તિમાં જે આભાસ ભાગ છે, તે ઘટનો પ્રકાશ કરે છે. આ રીતે બહારના પદાર્થમાં વૃત્તિ તથા આ-ભાસ બેનો ઉપયોગ છે.

## ૧૯૦. અજ્ઞાન આવૃત ઘટનું ઉદાહરણ.

જેમ અંધકારમાં કુંડાવડે મૃત્તિકા અથવા લોહનું પાત્ર ઢાંકી મુક્યું હોય ત્યાં દંડવડે કુંડાને ફોડી નાંખ્યા પછી પણ દીપક વિના આ નિરાવરણ પાત્રનો પણ પ્રકાશ થતો નથી. પણ દીપકથી જ પ્રકાશ થાય છે. તેમ અજ્ઞાનવડે આવૃત જે ઘટ, તેના આવરણને વૃત્તિ ભંગ પણ કરે છે. છતાં ઘટનો પ્રકાશ થતો નથી. કારણ કે ઘટ તો સ્વરૂપે કરી જડ છે તથા વૃત્તિ પણ જડ છે. તેનું આવરણભંગ માત્ર પ્રયોજન છે.

તેવડે પ્રકાશ થતો નથી. માટે ઘટનો પ્રકાશક આભાસ છે.

નેત્રનો વિષય જે વસ્તુ છે, તેના પ્રત્યક્ષ જ્ઞાનની આ રીતિ કહી તથા શ્રવણાદિનો જે વિષય છે તેના પ્રત્યક્ષની પણ રીતિ એવી જ જાણી લેવી.

વૃત્તિ તથા ઘટ બેઉ એક દેશમાં સ્થિત હોવાથી ઘટનું જ્ઞાન પ્રત્યક્ષ કહેવાય છે; વળી અંતઃકરણની વૃત્તિ ઘટાકાર હોય તથા ઘટની સાથે વૃત્તિનો સંબંધ ન હોય, પણ અંતર જ વૃત્તિ થાય. આ ઘટનું પરોક્ષ જ્ઞાન કહેવાય છે. 'આ ઘટ છે ', આવો અપરોક્ષ જ્ઞાનનો આકાર છે. વળી 'ઘટ છે' અથવા 'તે ઘટ છે' એવો પરોક્ષ જ્ઞાનનો આકાર છે. જો કે સ્મૃતિ જ્ઞાન પણ પરોક્ષજ્ઞાન જ છે, છતાં સ્મૃતિ જ્ઞાન સંસ્કાર-જન્ય છે તથા અનુમિતિ આદિ પરોક્ષ જ્ઞાન પ્રમાણજન્ય છે, એટલો ભેદ છે.

**ટીકા**:—શિષ્યઃ—શ્રવણાદિના પ્રત્યક્ષ વિષયની રીતિ કેવી છે ? ગુરુઃ—જ્યાં શ્રોત્રેંદ્રયવડે શબ્દ વિષય પ્રત્યક્ષ થાય ત્યાં શ્રોત્રદ્વારા નીકળેલી જે અંતઃકરણની સાભાસવૃત્તિ, તે દૂર સ્થાનમાં અથવા સમીપ સ્થાનમાં રહેલ શબ્દના આકારની સમાન આકારને પામે છે. ત્યારે વૃત્તિવડે શબ્દનું આવરણ-ભંગ થાય છે તથા આભાસ ◌ શબ્દનો પ્રકાશ કરે છે. જ્યાં ત્વક્ ઇન્દ્રિયવડે સ્પર્શ ગુણ ા તેનો આશ્રય ઘટાદિ પ્રત્યક્ષ થાય ત્યાં શરીરરૂપ ગોલકને ◌ાડી વૃત્તિ બહાર જતી નથી. પણ શરીરની ક્રિયાવડે અથવા અન્યની ક્રિયાવડે શરીરરૂપ ગોલકની સાથે સંયોગને પામેલ જે ઘટાદિ વિષય, તેને તથા તેના આશ્રિત કઠિનતાદિરૂપ સ્પર્શગુણને શરીરરૂપ ગોલકમાંજ સ્થિત થઇ સાભાસ અંતઃકરણની વૃત્તિ વિષય કરે છે. આ વૃત્તિથી આશ્રય સહિત સ્પર્શનું આવરણ ભંગ થાય છે તથા ચિદાભાસ તેનો પ્રકાશ કરે છે. જ્યાં ર ઇન્દ્રિયવડે રસ વિ-

ષય પ્રત્યક્ષ થાય ત્યાં પણ જિહ્‌વારૂપ ગોલકને છોડી વૃત્તિ બહાર જતી નથી, પણ જિહ્‌વારૂપ ગોલકવડે જ્યારે રસ વિષયનો સંયોગ થાય ત્યારે જિહ્‌વાના અગ્ર ભાગવર્તી રસન ઇન્દ્રિયમાં રહેલ સાભાસ વૃત્તિ રસનો વિષય કરે છે. ત્યાં વૃત્તિવડે રસનો આવરણ ભંગ થાય છે તથા ચિદાભાસ મધુરાદિ રસનો પ્રકાશ કરે છે. જ્યાં ઘ્રાણ ઇન્દ્રિયવડે ગંધનો પ્રત્યક્ષ થાય ત્યાં પણ નાસિકારૂપ ગોલકવડે પુષ્પાદિરૂપ ગંધના આશ્રયનો અથવા તેના સૂક્ષ્મ અવયવનો જ્યારે સંયોગ થાય ત્યારે નાસિકાના અગ્રભાગવર્તી ઘ્રાણેન્દ્રિયમાં રહેલ સાભાસ અંતઃકરણની વૃત્તિ પુષ્પાદિરૂપ દ્રવ્યના આશ્રિત ગંધમાત્રને ગ્રહણ અર્થાત્ વિષય કરે છે. ત્યાં વૃત્તિ ભાગે કરી ગંધનો આવરણ ભંગ થાય છે તથા વૃત્તિમાં રહેલ ચિદાભાસભંગ ગંધનો પ્રકાશ કરે છે. આ શ્રોત્રાદિનો જે વિષય છે, તેના પ્રત્યક્ષની રીતિ છે.

## ૧૯૧. પ્રત્યક્ષ પ્રમાણ નિરૂપણ.

હવે પ્રમાણના પ્રસંગને લીધે પ્રમાણ નિરૂપણ કરવામાં આવે છે. ચાર્વાક એકલા પ્રત્યક્ષ પ્રમાણનો અંગીકાર કરે છે.

**ટીકાઃ**—ચાર્વાકઃ—જેના મત પ્રમાણે પાંચ ભૂતનો અંગીકાર છે એવા જે દેહાત્મવાદી, તે લોકાયત કહેવાય છે. આથી વિલક્ષણ જે આકાશ વિના ચાર ભૂતનો જ અંગીકાર કરે છે એવા જે દેહાત્મવાદી, તે ચાર્વાક કહેવાય છે.

## ૧૯૨. પ્રત્યક્ષ તથા અનુમાન નિરૂપણ.

કણાદ તથા સુગત મતના જે અનુયાયી છે તે બીજું અનુમાન પ્રમાણ પણ અંગીકાર કરે છે. કારણ કે એક પ્રત્યક્ષ પ્રમાણ જ જો અંગીકાર કરે તો તૃપ્તિના અર્થની ભોજનમાં પ્રવૃત્તિ થશે નહિ. કારણકે અભુક્ત ભોજનમાં તૃપ્તિની હેતુતાનું પ્રત્યક્ષ પ્રમાણજન્ય પ્રત્યક્ષ જ્ઞાન નથી. માટે ભુક્ત ભોજનમાં તૃપ્તની હેતુતારૂપ જે અનુભવ કર્યો છે, તે અભુક્ત.

ભોજનમાં પણ અનુમાનવડે જાણી તૃપ્તિના અર્થીની ભોજનમાં પ્રવૃત્તિ હોવાથી અનુમાન પ્રમાણ પણ અંગીકાર કરવું જોઇએ. આ રીતે કણાદ તથા સુગત મતના અનુસારી પ્રત્યક્ષ તથા અનુમાન આ બે પ્રમાણને અંગીકાર કર્યા છે.

ટીકાઃ—કણાદઃ—વૈશેષિક શાસ્ત્રના કર્તા, જેને કણભુક્ પણ કહે છે. સુગત મતવાળાઃ-બૌદ્ધ મતવાળા.

## ૧૯૩. પ્રત્યક્ષ, અનુમાન તથા શબ્દ પ્રમાણ.

સાંખ્ય શાસ્ત્રના કર્તા જે કપિલ છે, તેના મતને અનુસારી ત્રીજો શબ્દ પ્રમાણ પણ અંગીકાર કર્યો છે. કારણ કે જો પ્રત્યક્ષ તથા અનુમાન બે જ પ્રમાણ અંગીકાર કરે તો દેશાંતરમાં જેનો પિતા મરી ગયો હોય, તેને કોઇ યથાર્થ વક્તા આવી કહે કે, તારો પિતા મરી ગયો છે ત્યારે શ્રોતાને પિતાના મરણનો નિશ્ચય નહિ થવો જોઇએ. કારણ કે દેશાંતરમાં રહેલ પિતાના મરણનું જ્ઞાન પ્રત્યક્ષ તથા અનુમાનવડે બને નહિ. આ કારણથી કપિલ મતના અનુસારી પ્રત્યક્ષ, અનુમાન તથા શબ્દ એમ ત્રણ પ્રમાણ અંગીકાર કર્યાં છે.

## ૧૯૪. પ્રત્યક્ષ, અનુમાન, શબ્દ તથા ઉપમાન પ્રમાણ.

ન્યાય શાસ્ત્રના કર્તા જે ગૌતમ છે, તેના મત પ્રમાણે ઉપમાન પણ ચતુર્થ પ્રમાણરૂપે અંગીકાર કર્યું છે. કારણ કે પ્રત્યક્ષ આદિ ત્રણ જ પ્રમાણ અંગીકાર કરે તો જે પુરુષે રોઝ જોયું નથી તથા વનવાસી પુરુષના મુખથી એમ શ્રવણ કર્યું છે કે ગાયના જેવું રોઝ થાય છે, તે પુરુષ જો વનમાં ચાલ્યો જાય તથા રોઝને જોય ત્યારે તેને વનવાસી પુરુષે કહેલું કે, ગાયના સરખું રોઝ છે, આ વાક્યના અર્થનું સ્મરણ થાય છે. આ સ્મૃતિ થયા પછી પુરુષને એવું જ્ઞાન થાય છે કે, આ પશુ

શુ રોઝ છે, તે જ્ઞાન થવું જોઈએ નહી. માટે એવા વિલક્ષણ જ્ઞાનના હેતુરૂપ ઉપમાન પ્રમાણને પણ અંગીકાર કરે છે.

### ૧૯૫. પ્રત્યક્ષ, અનુમાન, શબ્દ, ઉપમાન તથા અર્થાપત્તિ નિરૂપણ.

પૂર્વ મીમાંસાના એકદેશી જે ભટ્ટના શિષ્ય પ્રભાકર છે, તે પાંચમા અર્થાપત્તિ પ્રમાણને પણ અંગીકાર કરે છે. દિવસમાં ભોજનના ત્યાગ કરવાવાળા પુરુષનો સ્થૂલ દેહ જોઇ એવું જ્ઞાન થાય છે કે આ પુરુષ રાતના ભોજન કરે છે. ત્યાં રાતના ભોજન વિના દિવસે ભોજનત્યાગમાં સ્થૂલતા બની શકે નહિ. માટે રાત્રિ ભોજનને સ્થૂળતા સંપાદ્ય છે તથા રાત્રિ ભોજન સંપાદક છે. સંપાદક જે રાત્રિ ભોજન તેના જ્ઞાનના હેતુરૂપ સ્થૂળતાનું જ્ઞાન તે અર્થાપત્તિ પ્રમાણ કહેવાય છે.

### ૧૯૬. પ્રત્યક્ષ, અનુમાન, શબ્દ, ઉપમાન, અર્થાપત્તિ તથા અનુપલબ્ધિનું નિરૂપણ.

પૂર્વ મીમાંસક જે ભટ્ટ છે તે ૬ ઠ્ઠા અનુપલબ્ધિ પ્રમાણને પણ અંગીકાર કરે છે તથા વેદાંત શાસ્ત્રમાં પણ છ પ્રમાણ અંગીકાર કર્યાં છે. અનુપલબ્ધિ પ્રમાણનું પ્રયોજન એ છે કે, ગૃહાદિમાં ઘટાદિના અભાવનું અજ્ઞાન થાય છે. ત્યાં જે પદાર્થની પ્રતીતિ નથી થતી, તેના અભાવનું જ્ઞાન થાય છે. અપ્રતીતિને અનુપલબ્ધિ કહે છે. ઘટની જે અનુપલબ્ધિ કહેતાં અપ્રતીતિ, તેથી ઘટનો અભાવ નિશ્ચય થાય છે. આવા પદાર્થના અભાવ નિશ્ચયના હેતુરૂપ જે પ્રદાર્થની અપ્રતીતિ, તેને અનુપલબ્ધિ પ્રમાણ કહે છે.

### ૧૯૭. પ્રમાણ તથા પ્રમાજ્ઞાનનું લક્ષણ.

પ્રમા જ્ઞાનનું જે કરણ છે, તે પ્રમાણ કહેવાય છે. સ્મૃતિ-

વડે ભિન્ન જે અબાધત અર્થનો વિષય કરવાવાળું જે જ્ઞાન છે, તે પ્રમા કહેવાય છે. જે સ્મૃતિ જ્ઞાન છે તે પ્રમા નથી. કારણ કે જે પ્રમાજ્ઞાન છે તે પ્રમાતાનું આશ્રિત થાય છે તથા સ્મૃતિ પ્રમાતાને આશ્રિત નથી, પણ સાક્ષીને આશ્રિત અંગીકાર કર્યું છે. વળી ભ્રાંતિજ્ઞાન તથા સંશય પણ સાક્ષીને આશ્રિત અંગીકાર કર્યું છે. આ કારણથી સ્મૃતિ, ભ્રાંતિ તથા સંશય જ્ઞાન આ ત્રણે આભાસ સહિત અવિદ્યાની વૃત્તિરૂપ છે. પણ અંતઃકરણની વૃત્તિરૂપ નથી. માટે પ્રમાતાને આશ્રિત નથી, પણ સાક્ષીને આશ્રિત છે. જે અંતઃકરણની વૃત્તિરૂપ જ્ઞાન થાય, તે પ્રમાતાને અશ્રિત થાય છે તથા તે જ પ્રમા કહેવાય છે. સ્મૃતિ જ્ઞાન અંતઃકરણની વૃત્તિ નથી, માટે પ્રમાતાને આશ્રિત નથી. તેમ જ પ્રમા પણ નથી. માટે પ્રમાના લક્ષણમાં સ્મૃતિથી ભિન્ન કહેવું જોઇએ. અબાધિત અર્થના વિષય કરવાવાળું જ્ઞાન સ્મૃતિ જ્ઞાન છે, પણ સ્મૃતિ જ્ઞાન સ્મૃતિથી ભિન્ન નથી. માટે અબાધિત અર્થનો વિષય કરવાવાળું જે સ્મૃતિથી ભિન્ન જ્ઞાન છે, તે પ્રમા કહેવાય છે. આ લક્ષણમાં કાંઈ પણ દોષ નથી.

**ટીકાઃ**—યથાર્થ અનુભવ તે પ્રમા છે. આ પ્રમાનું લક્ષણ સ્મૃતિવડે વ્યાવૃત અર્થાત્ ભિન્ન છે.

## ૧૯૮. સ્મૃતિજ્ઞાન તથા છ પ્રમાના કરણનું વિચારપૂર્વક લક્ષણ.

વળી કોઇ સ્મૃતિ જ્ઞાનને પણ પ્રમારૂપ માને છે. તેના મત પ્રમાણે પ્રમાના લક્ષણમાં 'સ્મૃતિથી ભિન્ન' એમ કહેવું નહિ. પણ અબાધત અર્થનો વિષય કરવાવાળું જે જ્ઞાન છે, તે પ્રમા કહેવાય છે.

ભ્રાંતિ જ્ઞાન જે છે, તે અબાધિત અર્થનો વિષય કરતું નથી, પણ બાધિત અર્થનો વિષય કરે છે. આથી પ્રમાનું લક્ષણ ભ્રાંતિજ્ઞાનમાં જતું નથી. જેના મત પ્રમાણે સ્મૃતિ જ્ઞાનમાં પણ પ્રમા વ્યવહાર છે, તેના મત પ્રમાણે સ્મૃતિ જ્ઞાન અંતઃકરણની વૃત્તિરૂપ છે. અવિદ્યાની વૃત્તિરૂપ નહિ તથા સાક્ષીને આશ્રિત પણ નહિ પણ પ્રમાતાને આશ્રિત છે. કારણકે અંતઃકરણની વૃત્તિનો આશ્રય પ્રમાતા બને છે, સાક્ષી બનતો નથી. આ રીતે સ્મૃતિ જ્ઞાન કોઇના મત પ્રમાણે અંતઃકરણની વૃત્તિરૂપ છે. જેથી પ્રમારૂપ છે તથા કેટલાકના મત પ્રમાણે અવિદ્યાની વૃત્તિરૂપ છે તેથી પ્રમારૂપ નથી. વળી ભ્રાંતિ જ્ઞાન તથા સંશય જ્ઞાન એ બેઉ સર્વના મત પ્રમાણે અવિદ્યાની વૃત્તિરૂપ છે તથા સાક્ષીને આશ્રિત છે. આમ કોઈ પણ રીતનો વિવાદ નથી. તેમજ વિચાર કરી જોઈએ તો સ્મૃતિ જ્ઞાન પણ અવિદ્યાની વૃત્તિરૂપ છે તથા સાક્ષીના આશ્રિતરૂપ છે, પણ પ્રમારૂપ નથી. કારણકે જે વેદાંત સંપ્રદાયના વેત્તા છે, તેઓએ પ્રમાજ્ઞાન છ પ્રકારનું કહ્યું છે. આ છ પ્રકારમાં સ્મૃતિ જ્ઞાન નથી, જેથી પ્રમા હોતું નથી. તેમજ મધુસૂદન સ્વામીએ સ્મૃતિ જ્ઞાન સાક્ષીના આશ્રિતરૂપ કહ્યું છે.

ટીકાઃ—પ્રમા જ્ઞાનઃ—યથાર્થ જ્ઞાન પ્રમા છે. આ પ્રમાનું લક્ષણ સ્મૃતિસાધારણ છે. અહિં નિચે પ્રમાણે વિવેક છે. ભ્રમરૂપ અનુભવના સંસ્કારવડે ઉત્પન્ન થયેલી જે સ્મૃતિ તે બાધિત અર્થનો વિશય કરવાવાળી હોવાથી અયથાર્થ છે જેથી. તે અવિદ્યાની વૃત્તિરૂપ છે પણ અંતઃકરણની વૃત્તિરૂપ નથી તેમ જ સાક્ષીને આશ્રિત છે પણ પ્રમાતાને આશ્રિત નથી. પરંતુ સ્મૃતિ જ્ઞાનમાં પૂર્વના આચાર્યોએ પ્રમા વ્યવહાર કર્યો

નથી માટે બેઉ પ્રકારની સ્મૃતિ અપ્રમા છે. તેમાં અયથાર્થ સ્મૃતિ અયથાર્થ અપ્રમા છે તથા યથાર્થ સ્મૃતિ યથાર્થ અપ્રમા છે. આટલો ભેદ છે.

## ૧૯૯. છ પ્રમાનું નિરૂપણ.

એક પ્રત્યક્ષ પ્રમા છે, બીજી અનુમતિ પ્રમા છે, ત્રીજી ઉપમિતિ પ્રમા છે, ચોથી શાબ્દી પ્રમા છે, પાંચમી અર્થાપત્તિ પ્રમા છે તથા છઠ્ઠી અભાવ પ્રમા છે. આ છ પ્રમાઓ છે. વળી પૂર્વે કહ્યું કે, પ્રત્યક્ષાદિક છ પ્રમાણ છે. તે આ ક્રમે કરી કરણરૂપે છે. પ્રત્યક્ષ પ્રમાનું જે કરણ હોય, તે પ્રત્યક્ષ પ્રમાણ કહેવાય છે. જે અસાધારણ કારણ હોય, તે કરણ કહેવાય છે. જે સર્વ કાર્યનું કારણ હોય તે સાધારણ કારણ કહેવાય છે. જેમ ધર્મ અધર્માદિક સર્વ કાર્યનું કારણ હોય છે તેથી તે સાધારણ કારણ કહેવાય છે. જે સર્વ કાર્યનું કારણ ન હોય, પણ કોઈ કાર્યનું કારણ હોય તે અસાધારણ કારણ કહેવાય છે. જેમ કે દંડ સર્વ કાર્યનું કારણ નથી, પણ ઘટાદિક જે કાર્ય વિશેષ છે તેનું કારણ છે, માટે દંડ અસાધારણ કહેવાય છે તથા ઘટનું સાધન પણ કહેવાય છે. તેમ પ્રત્યક્ષ પ્રમાનો ઈશ્વર તથા તેની ઈચ્છા આદિ સાધારણ કારણ છે. કારણ કે ઈશ્વરાદિ સર્વે કાર્યના કારણરૂપ છે. તે વિના કોઇ પણ કાર્ય હોતું નથી, માટે ઈશ્વરાદિ સાધારણ કારણ છે. વળી નેત્રાદિ જે ઇંદ્રિય છે, તે પ્રત્યક્ષ પ્રમાનું અસાધારણ કારણ છે. માટે નેત્રાદિ ઈંદ્રિય પ્રત્યક્ષ પ્રમાનું સાધન છે. આ રીતે નેત્રાદિ ઇંદ્રિયો પ્રત્યક્ષ પ્રમાણ કહેવાય છે.

**ટીકાઃ**—શિષ્યઃ—કરણ એટલે શું? ગુરુઃ—જો કેવળ અસાધારણ કારણને કરણ કહીએ તો જ્યાં બે અસાધારણ કારણ હોય ત્યાં કયું કારણ કરણ છે તેનો નિશ્ચય થશે નહી. માટે

બે કારણમાંથી એકને વ્યાપારરૂપે માની અવશેષ રહેલું જે બીજું કારણ તે વ્યાપારવાળું અસાધારણ કારણરૂપ કરણ કહેવાય છે. જે કાયને કોઇદ્વારા ઉપજાવી કઢાય તે વ્યાપારવાળું કારણ કહેવાય છે. તે જ કરણ છે. જેમ કપાળ સંયોગ દ્વારા ઘટને ઉપજાવે છે, તેથી કપાળ ઘટનું વ્યાપારવાળું કારણ છે. તેજ ઘટનું સાધન પણ છે. જે કાર્યને કોઇદ્વારા ઉપજાવે નહી, પણ સાક્ષાત્ પોતેજ ઉપજાવે, તે કેવળ કારણરૂપ છે, પણ કરણ નથી. જેમ બે કપાળનો સંયોગ સાક્ષાત્ ઘટને ઉપજાવે છે, તેથી તે ઘટનું કેવળ કારણ છે પણ કરણ નથી. જો કે ઉક્ત કરણનું લક્ષણ પ્રત્યક્ષ, અનુમાન તથા શબ્દ આ ત્રણ પ્રમાણમાં ઘટે છે, છતાં ઉપમાન, અર્થાપત્તિ તથા અનુપલબ્ધિ આ ત્રણ પ્રમાણ ઉપમિતિ આદિ પ્રમાના નિર્વ્યાપાર કારણરૂપ છે. તેમાં ઉક્ત કરણના લક્ષણની અવ્યાપ્તિ થશે. માટે વ્યાપારથી ભિન્ન અસાધારણ કારણ કરણ કહેવાય છે. આ કરણનું લક્ષણ નિર્દોષ છે. કારણ કે બેઉ ઠેકાણે વ્યાપારવડે ભિન્નતા હોવાથી કેટલેક સ્થળે વ્યાપાર છે તથા કેટલેક સ્થળે વ્યાપાર નથી. ઇચ્છા આદિઃ—અહીં આદિ શબ્દવડે ઈશ્વરનું જ્ઞાન, ઈશ્વરનો પ્રયત્ન, કાળ, દિશા, અદષ્ટ, પ્રાગભાવ, પ્રતિબંધનો અભાવ, આ સાતનું ગ્રહણ છે તથા ઉપર દર્શાવેલ નવ સર્વ કાર્યનું સાધારણ કારણ છે.

## ૨૦૦. પ્રમાતા, પ્રમા, પ્રમાણ, પ્રમિતિ તથા પ્રમેય ચેતન.

જો કે ઇંદ્રિયને વેદાંત સિદ્ધાંતમાં પ્રમા જ્ઞાનની કારણતા કહેવી બને નહિ. કારણ કે ચેતનના ચાર ભેદ છેઃ—એક પ્રમાતા ચેતન, બીજું પ્રમાણ ચેતન, ત્રીજું પ્રમિતિ ચેતન અર્થાત્ પ્રમા ચેતન તથા ચોથું પ્રમેય ચેતન છે. જેને વિષય ચેતન પણ કહે છે. આ રીતે પ્રમા નામ ચેતનનું છે તે નિત્ય છે. ઇંદ્રિય-

જન્ય નથી. જેથી ઇંદ્રિય તેનું કારણ નથી, છતાં ચેતનમાં પ્રમા વ્યવહારની સંપાદક વૃત્તિ પણ પ્રમા કહેવાય છે તથા તેને ઇંદ્રિય સાધનરૂપ છે. દેહના મધ્યે જે અંતઃકરણ, તેવડે અવિચ્છિન્ન જે ચેતન, તે પ્રમાતા કહેવાય છે. તે જ અંતઃકરણ નેત્રાદિક ઇંદ્રિયદ્વારા નીકળી જેટલે દૂર ઘટાદિક વિષય સ્થિત થાય, તેટલું લાંબું પરિણામ અંતઃકરણનું હોય છે તથા આગળનો વિષય જે ઘટાદિ છે, તેની સાથે મળી જેવો ઘટાદિકનો આકાર થાય, તેવો જ અંતઃકરણનો આકાર થાય છે. જેમ કુંડીમાં ભરેલું જળ છિદ્રદ્વારા નીકળી જઇ લાંબી નીકના આકારે થઇ બગીચાના ક્યારામાં જાય છે તથા ક્યારામાં જઈને જેવો ક્યારાનો આકાર હોય છે, તેવા આકારને જળ પ્રાપ્ત થાય છે, તેમ અંતઃકરણ પણ ઇંદ્રિયરૂપી છિદ્રદ્વારા નીકળી વિષયરૂપી ક્યારાને પામે છે. ત્યાં શરીરથી લઈ ઘટાદિક વિષય પર્યંત જે અંતઃકરણની નીકના સમાન પરિણામ, તેને વૃત્તિ જ્ઞાન કહે છે. આવડે અવિચ્છિન્ન જે ચેતન, તેને પ્રમાણ ચેતન કહે છે. વળી વૃત્તિ જ્ઞાનરૂપ જે અંતઃકરણ પરિણામ, તેને પ્રમાણ કહે છે. જેમ ક્યારામાં જઈ ક્યારાની સમાનાકાર થાય છે, તેમ ઘટાદિ જે વિષય છે, તેમાં વૃત્તિ જઇ ઘટાદિકની સમાનાકારને પ્રાપ્ત થાય છે. આનાવડે અવિચ્છિન્ન જે ચેતન, તે પ્રમા ચેતન કહેવાય છે. જ્ઞાનનો વિષય જે ઘટાદિ, તેવડે અવિચ્છિન્ન જે ચેતન[redacted]ને વિષય ચેતન કહેવાય છે તથા તેને પ્રમેય ચેતન [redacted]છે. આ વેદ અર્થને જાણવાવાળા જે આચાર્યો છે, તેના પરિભાષા છે.

## ૨૦૧. પ્રમાતા તથા સાક્ષી સહિત વિશેષણ તથા ઉપાધિનું લક્ષણ.

આમાં ભેદ એટલો છે કે, જે અવચ્છેદવાદ અંગીકાર

કરે છે, તેના મત પ્રમાણે તો અંતઃકરણવિશિષ્ટ જે ચેતન છે. તે પ્રમાતા છે તથા તે જ કર્તા ભોક્તા છે તથા અંતઃકરણ ઉપહિત સાક્ષી છે. એક જ અંતઃકરણ પ્રમાતાના વિશેષણરૂપ છે તથા સાક્ષીની ઉપાધિરૂપ છે. જેનો સ્વરૂપમાં પ્રવેશ હોય એવી જે વ્યાવર્તક વસ્તુ છે, તે વિશેષણ કહેવાય છે. બીજા પદાર્થ સાથે ભિન્નતાવડે વસ્તુના સ્વરૂપને જે જણાવે, તે વ્યાવર્તક કહેવાય છે. જે વસ્તુને ભિન્નતાવડે જણાવે, તે વ્યાવૃત્ય કહેવાય છે. જેમ "નીલ ઘટ છે" આ સ્થાનમાં ઘટનું નીલતા વિશેષણ છે. કારણ કે નીલ ઘટમાં નીલતાનો પ્રવેશ છે. વળી તે પીત શ્વેતાદિ સાથે ભિન્નતાવડે જણાવે છે. આથી તે વ્યાવર્તક છે. આ રીતે નીલતા ઘટનું વિશેષણ છે તથા ઘટ પરિચ્છેદ્ય છે. કારણ કે પીત શ્વેતાદિકથી ભિન્નતા કહેતાં જુદા કરવાવડે જણાવાય છે. જે ભિન્નતાવડે જણાવાય છે તે પરિછેદ્ય કહેવાયછે. તે વ્યાવર્ત્ય તથા વિશેષ પણ કહેવાય છે. વળી "દંડી પુરુષ છે" આ સ્થાને પણ પુરુષનું દંડ વિશેષણ છે. આ રીતે પ્રમાતાનું અંતઃકરણ વિશેષણ છે. કારણ કે પ્રમાતાના સ્વરૂપમાં અંતઃકરણનો પ્રવેશ છે. વળી તે પ્રમેય ચેતનવડે ભિન્નતાએ કરી પ્રમાતાના સ્વરૂપને જણાવે છે, માટે વ્યાવર્તક છે. જે વસ્તુના સ્વરૂપમાં પ્રવેશ ન હોય તથા વ્યાવર્તક હોય, તે ઉપાધિ કહેવાય છે. જેમ નૈયાયિકના મત પ્રમાણે કર્ણશષ્કુલીથી અવિચ્છિન્ન જે આકાશ છે, તે શ્રોત્ર કહેવાય છે. આ સ્થાનમાં કર્ણશષ્કુલિ શ્રોત્રની ઉપાધિરૂપ છે. કારણ કે શ્રોત્રના સ્વરૂપમાં કર્ણશષ્કુલિનો પ્રવેશ નથી તથા બહારના આકાશવડે ભિન્નતા કરી શ્રોત્રને જણાવે છે. માટે તે વ્યાવર્તક છે. વળી ઘટાકાશ છે, તે પણ પરિમાણ અન્નને અવકાશ આપે છે. આ.

સ્થાનમાં પણ આકાશની ઘટ ઉપાદિ છે. કારણ કે મણ અન્નને અવકાશ આપવાવાળું જે આકાશ છે તેના સ્વરૂપમાં તો ઘટનો પ્રવેશ નથી. ઘટ પાર્થિવ છે. તેમાં અવકાશ આપવો બને નહિ. માટે ઘટના સ્વરૂપમાં પ્રવેશ બને નહિ. વળી વ્યાપક આકાશથી ભિન્નતાએ કરી જણાવે છે. માટે મણ અન્નને અવકાશ આપવાવાળું જે આકાશ, તેની ઘટ ઉપાધિ છે. તેમજ અંતઃકરણ ઉપહિત જે ચેતન છે તે સાક્ષી છે. આ સ્થાનમાં અંતઃકરણ સાક્ષીની ઉપાધિરૂપ છે. કારણ કે સાક્ષીના સ્વરૂપમાં તો અંતઃકરણનો પ્રવેશ નથી તથા પ્રમેય ચેતનવડે સાક્ષીને ભિન્નતાએ કરી જણાવે છે. માટે એક જ અંતઃકરણ સાક્ષીની ઉપાધિ છે તથા પ્રમાતાનું વિશેષણ છે. આ રીતે અંતઃકરણ ઉપહિત જે ચેતન છે તે સાક્ષી છે. વળી અંતઃકરણ વિશિષ્ટ ચેતન પ્રમાતા છે. જે ઉપાધિવાળું હોય તે ઉપહિત કહેવાય છે. વળી વિશેષણવાળું જે હોય તે વિશિષ્ટ કહેવાય છે. જે અંતઃકરણ વિશિષ્ટ પ્રમાતા છે, તેજ કર્તા ભોકતા સુખી દુઃખી સંસારી જીવ છે—આ અવચ્છેદવાદની રીતિ છે.

## ૨૦૨. જીવ તથા સાક્ષી આદિનું લક્ષણ.

આભાસ વાદમાં આભાસ સહિત અંતઃકરણ જીવનું વિશેષણ છે તથા આભાસ સહિત અંતઃકરણ સાક્ષીની ઉપાધિરૂપ છે. આથી સાભાસ અંતઃકરણ વિશિષ્ટ ચેતન જીવ છે તથા સાભાસ અંતઃકરણ ઉપાહત ચેતન સાક્ષી છે. બેઉ પક્ષમાં વિશેષણ સાહત જે ચેતન જીવ છે, તે જો કે સંસારી છે, છતાં વિશેષ્ય ભાગ જે ચેતન છે તેમાં જન્મ મરણાદિરૂપ સંસારનો સંભવ નથી, માટે વિશેષણ માત્રમાં જે સંસાર છે, તે જ વિશિષ્ટ ચેતનમાં પ્રતીત થાય છે. કેટલેક સ્થળે વિશેષણનો

ધર્મના વિશિષ્ટમાં વ્યવહાર હોય છે, કેટલેક સ્થળે વિશેષ્યના ધર્મનો વિશિષ્ટમાં વ્યવહાર હોય છે તથા કેટલેક સ્થળે વિશેષણ વિશિષ્ય બેઉના ધર્મનો વિશિષ્ટમાં વ્યવહાર હોય છે.

જેમ દંડવડે ઘટાકાશનો નાશ થાય છે. આ સ્થાનમાં વિશેષણ જે ઘટ છે તેનો દંડવડે નાશ થાય છે તથા વિશેષ્ય જે આકાશ છે તેનો નાશ હોતો નથી. તોપણ વિશિષ્ટ જે ઘટાકાશ છે, તેનો નાશ પ્રતીત થાય છે.

તેમજ 'કુંડળવાળો પુરુષ સૂવે છે' આ સ્થળે કુંડળ વિશેષણ છે તથા પુરુષ વિશેષ્ય છે. વિશેષણ જે કુંડળ છે, તેમાં સુવું બની શકે નહિ. પણ વિશેષ્ય જે પુરુષ છે, તેમાં સુવાનું હોય છે—છતાં 'કુંડળ વિશિષ્ટ સૂવે છે' એવો વ્યવહાર થાય છે. તેમ જ શસ્ત્રયુક્ત પુરુષ યુદ્ધમાં ગયો છે. આ સ્થાનમાં વિશેષણ જે શસ્ત્ર તથા વિશેષ્ય જે પુરુષ બેઉ યુદ્ધમાં ગયા છે. માટે બેઉના ધર્મનો વિશિષ્ટમાં વ્યવહાર થાય છે. પ્રસ્તુત સ્થાને અવચ્છેદ વાદમાં અંતઃકરણ વિશેષણ છે તથા આભાસ વાદમાં સાભાસ અંતઃકરણ વિશેષણ છે. વળી બેઉ પક્ષમાં ચેતન વિશેષ્ય છે. તેમાં જન્માદિ સંસાર બને નહિ. પણ વિશેષણ અંતઃકરણ અથવા સાભાસ અંતઃકરણનો ધર્મ જે જન્માદિ સંસાર, તેનો વિશિષ્ટ ચેતનમાં વ્યવહાર કરાય છે.

**ટીકાઃ**—વ્યવહારઃ—અવિવેકી જનથી અંતઃકરણરૂપ વિશેષણના ધર્મરૂપ સંસારનો અજ્ઞાનકૃત ભ્રાંતિવડે વિશેષણ સહિત ચેતનમાં પ્રતીતિ તથા કથનરૂપ વ્યવહાર કરાય છે. વ્યવહારનો અર્થ પ્રતીતિ તથા કથન છે. આ રીતે આભાસ વાદનો તથા અવચ્છેદ વાદનો ભેદ છે.

## ૨૦૩. આભાસ વાદની શ્રેષ્ઠતા.

આભાસ વાદમાં અંતઃકરણ આભાસ સહિત છે તથા અ-

વચ્છેદ વાદમાં અંતઃકરણ આભાસ રહિત છે. બેઉ પક્ષમાં આભાસ વાદ શ્રેષ્ઠ છે. કારણ કે ભાષ્યકારે આભાસ વાદ અંગીકાર કર્યો છે. વળી અવચ્છેદવાદમાં વિદ્યારણ્ય સ્વામીએ દોષ પણ કહ્યોછે કે, જો આભાસ રહિત અંતઃકરણ અવિચ્છિન્ન ચેતનને પ્રમાતા માનીએ તો ઘટ અવિચ્છિન્ન ચેતન પણ પ્રમાતા થવો જોઇએ. કારણ કે જેમ અંતઃકરણ ભૂતનું કાર્ય છે, તેમ ઘટ પણ ભૂતનું કાર્ય છે. જેમ અંતઃકરણ ચેતનનું અવચ્છેદક કહેતાં વ્યાવર્તક છે, તેમ ઘટ પણ ચેતનનું અવચ્છેદક છે. માટે અંતઃકરણ વિશિષ્ટની માફક ઘટ વિશિષ્ટ પણ પ્રમાતા થવું જોઇએ. વળી અંતઃકરણમાં આભાસ અંગીકાર કરવાથી આ દોષ આવતો નથી. કારણ કે અંતઃકરણ ભૂતના સત્વગુણનું કાર્ય છે. માટે સ્વચ્છ છે તથા ઘટાદિ ભૂતના તમો ગુણનું કાર્ય છે, માટે સ્વચ્છ નથી. જે સ્વચ્છ પદાર્થ હોય તે આભાસને યોગ્ય હોય છે, પણ મલિન પદાર્થ આભાસને યોગ્ય નથી. જેમ કાચ તથા તેનું ઢાંકણું બેઉ પૃથ્વીનું કાર્ય છે, પણ કાચ સ્વચ્છ છે, તેથી તેમાં મુખનો આભાસ થાય છે. ઢાંકણું સ્વચ્છ નથી, માટે તેમાં આભાસ થતો નથી. તેમ સત્વગુણનું કાર્ય હોવાથી અંતઃકરણ સ્વચ્છ છે. તેમાં ચેતનનો આભાસ થાય છે. પણ શરીરાદિ તથા ઘટાદિ તમોગુણનું કાર્ય હોવાથી સ્વચ્છ નથી, તેથી તેમાં ચેતનનો આભાસ થતો નથી.

## ૨૦૪. અંતઃકરણમાં બે પ્રકારનો પ્રકાશ.

આ રીતે અંતઃકરણમાં દ્વિવિધ પ્રકાશ છે. એક વ્યાપક ચેતનનો પ્રકાશ તથા બીજો આભાસનો પ્રકાશ છે. શરીરાદિમાં તથા ઘટાદિમાં એક વ્યાપક ચેતનનો પ્રકાશ છે, પણ બીજો આભાસનો પ્રકાશ નથી. માટે દ્વિવિધ પ્રકાશ સહિત અંતઃકરણ

વિશિષ્ટ ચેતન જ પ્રમાતા કહેવાય છે. એક પ્રકાશ સહિત જે ઘટાદિ, તેવડે સંયુક્તચેતન પ્રમાતા નથી. જેના મત પ્રમાણે અંતઃકરણમાં આભાસ નથી, તેના મત પ્રમાણે ઘટાદિની માફક અંતઃકરણમાં પણ આભાસનો બીજો પ્રકાશ નથી. વ્યાપક ચેતનનો જે એક પ્રકાશ અંતઃકરણમાં છે, તે જ વ્યાપક ચેતનનો પ્રકાશ ઘટાદિમાં છે. માટે અંતઃકરણ વિશિષ્ટની માફક ઘટ વિશિષ્ટ, શરીર વિશિષ્ટ અથવા ભીત વિશિષ્ટ ચેતન પણ પ્રમાતા થવો જોઇએ. આ રીતે ઘટ શરીરાદિથી અંતઃકરણમાં નીચે પ્રમાણે વિલક્ષણતા છેઃ—અંતઃકરણ સત્વગુણનું કાર્ય છે, માટે સ્વચ્છ હોવાથી ચેતનનો આભાસ ગ્રહણ કરવા યોગ્ય છે. બીજો પદાર્થ સ્વચ્છ ન હોવાથી આભાસ ગ્રહણ કરવા યોગ્ય નથી. આભાસ ગ્રહણને યોગ્ય જે અંતઃકરણ, તેવડે સંયુક્ત ચેતન પ્રમાતા કહેવાય છે. ઘટાદિ તથા શરીરાદિ આભાસ ગ્રહણને યોગ્ય નથી, જેથી તેવડે થતો વિશિષ્ટ ચેતન પ્રમાતા નથી. આ રીતે આભાસ વાદ જ ઉત્તમ છે, પણ અવચ્છેદ વાદ નથી.

**ટીકાઃ**—શિષ્યઃ—આભાસ વાદ એટલે શું? ગુરુઃ—જો કે આભાસ વાદમાં આભાસની કલ્પના અધિક કરવાની હોય છે, પણ અવચ્છેદવાદમાં હોતી નથી. માટે આભાસવાદમાં ગૌરવ છે તથા અવચ્છેદવાદમાં લાઘવ છે. છતાં મંદ બુદ્ધિવાળા જિજ્ઞાસુની બુદ્ધિમાં આભાસવાદનો આરોપ ઠીક બેસે છે. આ અભિપ્રાયથી અહીં આભાસવાદની સ્તુતિ કરી છે. ભાષ્યકાર આદિનો પણ આ જ તાત્પર્ય છે.

## ૨૦૫ પ્રમાતા આદિ ચાર ચેતનનું સ્વરૂપ.

જેમ અંતઃકરણ આભાસ સહિત છે, તેમ અંતઃકરણની વૃત્તિ પણ આભાસ સહિત હોય છે. સાભાસ વૃત્તિ વિશિષ્ટ ચેતન પ્રમાણ ચેતન કહેવાય છે. અંતઃકરણની ઘટાદિ વિષયા-

કાર જે વૃત્તિ, તેમાં આરૂઢ એવા ચેતનને પ્રમા તથા યથાર્થ જ્ઞાન કહે છે. તેનું સાધન જે ઇન્દ્રિય, તે પ્રમાણ કહેવાય છે. કારણ કે વિષયાકાર વૃત્તિમાં આરૂઢ ચેતનને પ્રમા કહે છે. ત્યાં ચેતન જોકે સ્વરૂપે કરી નિત્ય છે. માટે ઇંદ્રિય જન્યતાના અભાવથી પ્રમા ચેતનને સાધન ઇન્દ્રિય નથી. છતાં નિરૂપાધિક ચેતનમાં પ્રમા વ્યવહાર નથી. પણ વિષયાકાર વૃત્તિ ઉપહિત ચેતનમાં પ્રમા વ્યવહાર હોય છે. માટે ચેતનમાં પ્રમા શબ્દની પ્રવૃત્તિમાં વિષયાકાર વૃત્તિ ઉપાધિ છે. આ વિષયાકાર વૃત્તિ ઇન્દ્રિયજન્ય છે. ઇન્દ્રિય તેનું સાધન છે. પ્રમાપણાની ઉપાધિરૂપ જે વૃત્તિ, તે ઇન્દ્રિયજન્ય હોવાથી, તેની ઉપહિત જે પ્રમા તે પણ ઇન્દ્રિયજન્ય કહેવાય છે. માટે ઇંદ્રિય પ્રમાનું સાધન કહેવાય છે. પણ અંતઃકરણનું સર્વ પરિણામ પ્રમા કહેવાતું નથી. પણ શરીરની ભીતર જે અંતઃકરણ, તેનો વિષય ઘટાદિ સૂધી જે પરિણામ, તેને પ્રમાણ કહેછે. વિષય સાથે મળી વિષયની સમાન જે અંતઃકરણનું પરિણામ, તેને પ્રમા કહે છે. શરીરની અંદર જે અંતઃકરણ તેથી લઇ ઘટાદિ વિષય સૂધી પહોંચેલ જે અંતઃકરણનું પરિણામ, તેજ પ્રમારૂપને ધારણ કરે છે. માટે પ્રમાનું પ્રમાણરૂપ અંતઃકરણની વૃત્તિવડે અત્યંત ભેદરૂપે નથી. આ રીતે બહારના પદાર્થનું પ્રત્યક્ષ જ્ઞાન જ્યાં થાય, ત્યાં અંતઃકરણની વૃત્તિ બહાર જઇ ઘટાદિ વિષયના સમાન આકાર રૂપને ધારણ કરે છે. વળી શરીરની અંદર જે આત્મા, તેને પ્રત્યક્ષ થતાં સૂધી અંતઃકરણની વૃત્તિ બહાર જતી નથી. પણ શરીરની અંદરજ વૃત્તિ આત્માકારજ હોય છે. આ વૃત્તિવડે આત્માનું આશ્રિત આવરણ દૂર થાય છે તથા આત્મા પોતાના પ્રકાશવડે વૃત્તિમાં પ્રકાશે છે. આ કારણથી વૃત્તિનો વિષય આત્મા કહ્યો છે. પણ ચિદાભાસરૂપ

વૃત્તિમાં જે ફળ, તેનો વિષય આત્મા નથી. આ રીતે સાક્ષી આત્માનું સ્વરૂપપ્રકાશરૂપે ભાન થાય છે, એમ સિદ્ધ થયું.

### ૨૦૬. ઇન્દ્રિય સંબંધ વિના 'અહં બ્રહ્મ' એવું જ્ઞાન પ્રત્યક્ષ કેવી રીતે બને?

## दोहा।

**इंद्रियके संबंधबिन, "अहं ब्रह्म" यह ज्ञान ॥**
**कैसे व्हे प्रत्यक्ष प्रभु, मोकुं कहो बखान ॥११७॥**

**શબ્દાર્થ:**—તત્વદૃષ્ટિ કહે છે:–ઇંદ્રિયના સંબંધ વિના અહં બ્રહ્મ એવું જ્ઞાન, હે પ્રભુ! કેવી રીતે પ્રત્યક્ષ થાય? મને આ સંબંધી વિસ્તારપૂર્વક કહો.

**વિવરણ:**—બ્રહ્મના અપરોક્ષ જ્ઞાનથી સકળ અવિદ્યાજાળનો નાશ થાય છે, પણ પરોક્ષ જ્ઞાનથી નહિ, એમ પૂર્વે કહ્યું. આના સંબંધમાં શંકા કરે છે કે, બ્રહ્મનું જ્ઞાન પ્રત્યક્ષ બને નહિ. કારણ કે ઇંદ્રિયજન્ય જ્ઞાન જ પ્રત્યક્ષ થાય છે. વળી બ્રહ્મનું જ્ઞાન ઈન્દ્રિયજન્ય બને નહિ. કારણ કે,

### ૨૦૭. બ્રહ્મને નેત્રની અવિષયતા--રામકૃષ્ણાદિનું શરીર બ્રહ્મરૂપ નથી.

**વિવરણ:**—નેત્ર ઇન્દ્રિયથી રૂપવાનનું અથવા નીલાદિ રૂપનું જ્ઞાન થાય છે. બ્રહ્મ એવો નથી. માટે નેત્ર ઇન્દ્રિયજન્ય જ્ઞાન બ્રહ્મનું બને નહિ.

રામકૃષ્ણાદિની જે મનુષ્યાકાર મૂર્તિ છે, તે જો કે રૂપવાળી છે. છતાં તે મૂર્તિ માયા રચિત છે તેથી મિથ્યા છે અને તે મૂર્તિ બ્રહ્મરૂપ નથી. વળી પુરાણમાં રામકૃષ્ણાદિને બ્રહ્મ–

રૂપતા કહી છે, તેથી તેની શરીરરૂપ મૂર્તિ બ્રહ્મરૂપે છે. આ અભિપ્રાયથી કહી નથી, પણ તેના શરીરનું આધષ્ઠાન ચેતન-બ્રહ્મ છે. આ અભિપ્રાયથી કહી છે. આના સંબંધમાં નીચે પ્રમાણે શંકા થાય છે. સર્વ શરીરનું આધષ્ઠાન ચેતન બ્રહ્મછે, માટે અધિષ્ઠાન ચેતન અભિપ્રાયથી રામકૃષ્ણાદિને બ્રહ્મરૂપતા કહી હોય, તો સર્વ શરીરનું અધિષ્ઠાન ચેતન બ્રહ્મ હોવાથી મનુષ્ય પક્ષીથી આદિ સર્વ બ્રહ્મરૂપ છે. તેની સમાન જ રામ કૃષ્ણાદિ થશે. તેથી રામકૃષ્ણાદિને અધિષ્ઠાન ચેતન બ્રહ્મ છે. તે અભિપ્રાયથી બ્રહ્મરૂપતા કહી નથી. પણ બીજા જીવ કરતાં તેનામાં વિશેષ રૂપતાની સિદ્ધિ માટે તેનું શરીર જ બ્રહ્મ છે, એમ માનવું યોગ્ય છે.

આમ બની શકે નહિ. કારણ કે શરીરનો બાધ કર્યા પછી તેના શરીરને બ્રહ્મરૂપતા માનીએ તો સર્વ શરીરનો બાધ કરી સર્વ શરીર બ્રહ્મરૂપ છે તથા બાધ કર્યા વિના અન્ય શરીરની માફક હસ્તપાદાદિ અવયવ સહિત રૂપવાન્ ક્રિયાવાન્ શરીર નિરવયવ, નિરૂપ, અક્રિય તથા બ્રહ્મથી અભેદ રૂપ બને નહિ. માટે રામકૃષ્ણાદિનું શરીર બ્રહ્મ નથી. પણ ભેદ એટલો છે કે, જીવનું શરીર પુણ્ય પાપને આધીન છે, ભૂતના કાર્યરૂપ છે તથા જીવને દેહાદિ અન્યત્ર પદાર્થમાં અવિદ્યાના બળથી अहं मम અધ્યાસછે. આચાર્યના ઉપદેશથી તે અધ્યાસની નિવૃત્તિ થાય છે. વળી રામકૃષ્ણાદિનું શરીર પોતાના પુણ્યપાપથી રચિત નથી, ભૂતના કાર્યરૂપ નથી, પણ જેમ સૃષ્ટિના આદિમાં પ્રાણીઓને કર્મ ભોગ આપવા સન્મુખ થાય, તેવામાં આમ કામ ઇશ્વરમાં પણ પ્રાણીઓના કર્મને અનુસાર હું જગતની ઉત્પત્તિ કરું, એવો સંકલ્પ થાય છે. આ સંકલ્પથી જગતણી ઉત્પત્તિરૂપ સૃષ્ટિ થાય છે. તેમ જ

સૃષ્ટિ થયા પછી 'હું જગતનું પાલન કરું,' એવો ઈશ્વરનો સંકલ્પ થાય છે. આ સંકલ્પથી જગતનું પાલન થાય છે. કર્મના અનુસાર સુખ દુઃખનો જે સંબંધ, તે પાલન કહેવાય છે. આ પાલનં સંકલ્પની મધ્યમાં ઉપાસક પુરુષની ઉપાસનાના બળથી ઇશ્વરને એવો સંકલ્પ થાય છે કે, 'રામકૃષ્ણાદિ નામ સહિત મૂર્તિ સર્વને પ્રતીત થાય.'

આ ઇશ્વરસંકલ્પને લીધે વિશેષ નામ રૂપ રહિત ઈશ્વરમાં રામકૃષ્ણાદિક નામ પીતામ્બરધરાદિ શ્યામસુંદર વિગ્રહરૂપની ઉત્પત્તિ થાય છે. આ વિગ્રહ કર્મને આધીન નથી. જો કે રામકૃષ્ણાદિક વિગ્રહથી સાધુ તથા દુષ્ટને ક્રમે કરી સુખ દુઃખ થાય છે. જેના સુખ દુઃખના હેતુરૂપે જે હોય છે, તેના પુણ્યપાપથી રચિત તે થાય છે. માટે પુણ્યપાપ આધીન કહેવાય છે. આ રીતે અવતારનું શરીર સાધુ પુરુષને સુખના હેતુરૂપ હોવાથી સાધુપુરુષના પુણ્ય સમુદાયથી રચિત છે. તેમ અસુરાદિક અસાધુ પુરુષને દુઃખના હેતુરૂપ હોવાથી તેના પાપથી રચિત છે. માટે અવતારનું શરીર પુણ્યપાપને આધીન નથી, એમ કહેવું સંભવે નહિ. છતાં જીવે જેમ પૂર્વ શરીરમાં પુણ્યપાપ કર્મ કર્યું હોયછે, તેનું ફળ ઉત્તર દશામાં તે જીવને સુખદુઃખરૂપે થાય છે. તેમાં શરીર અભિમાની જીવના પૂર્વ શરીરના પોતાના પુણ્યપાપને આધીન ઉત્તર શરીર કહેવાયછે.

તે પ્રમાણે રામકૃષ્ણારિકનું શરીર જો કે સાધુ અસાધુ પુરુષના પુણ્યપાયને આધીન છે તથા તેને સુખ દુઃખના હેતુરૂપ છે. છતાં રામકૃષ્ણાદિકના પુણ્યપાપથી રચિત અવતાર શરીર નથી તથા તેને પોતાના શરીરવડે સુખદુઃખનો ભોગ થતો નથી. માટે રામકૃષ્ણાદિકનું શરીર પોતાના પુણ્યપાપને

આધીન નથી, એ સંભવે છે. તે જ પ્રમાણે ભૂતના પરિણામરૂપ રામકૃષ્ણાદિક શરીરથી, પણ ચેતન આશ્રિત માયાના પરિણામરૂપ છે. જો પંચીકૃત ભૂતના પરિણામરૂપ હોત તો કૃષ્ણ શરીરમાં રજ્જુ કૃત બંધનાદિકનો શાસ્ત્રમાં અભાવ કહ્યો છે, તે મિથ્યા થશે.

જો કે પંચ ભૂત રચિત સિદ્ધ યોગી શરીરમાં બંધનાદિક થતું નથી, છતાં યોગી શરીરમાં પણ પ્રથમ બંધનાધિકનો સંભવ હોય છે. પણ ત્યાર પછી યોગાભ્યાસરૂપ પુરુષાર્થને લીધે બંધન દેહાદિકની યોગ્યતાનો નાશ થાય છે. કૃષ્ણાદિકના શરીરમાં યોગીની માફક કોઈ પુરુષાર્થવડે બંધનાદિકનો અભાવ નથી, પણ તેનું શરીર સ્વાભાવિક રીતે બંધનાદિ યોગ્ય નથી માટે ભૂતના પરિણામરૂપ નથી.

માંડૂક્ય ભાષ્યની ટીકામાં આનંદગિરિએ રામાદિક શરીર ભૂતના પરિણામરૂપ કહ્યું છે, તે સ્થૂળ દૃષ્ટિવડે બીજા શરીરની સમાન તે શરીર પ્રતીત થાય છે, આ અભિપ્રાયથી કહ્યું છે. કારણ કે ભાષ્યકારે એમ કહ્યું છે કે, જીવની ઉપર અનુગ્રહ કરી શરીરધારીની માફક માયાના બળવડે પરમાત્મા કૃષ્ણરૂપે પ્રતીત થાય છે. તે જન્માદિક રહિત છે તથા તેનો વસુદેવ દ્વારા દેવકીથી જન્મ પણ માયાથી પ્રતીત થાય છે. આ રીતે ભાષ્યકારે કૃષ્ણ શરીર એ માયાનું કાર્ય કહ્યું છે. માટે ભૂતવડે અવતાર શરીરની ઉત્પત્તિ નથી પણ તેના શરીરનું ઉપાદાન કારણ માત્ર માયા છે. બીજા જીવને દેહાદિમાં આત્મ ભ્રાન્તિ છે, પણ રામકૃષ્ણાદિને નથી, કારણ કે જીવની ઉપાધિ અવિદ્યા મલીન સત્વ ગુણવાળી છે. પણ રામકૃષ્ણાદિકની ઉપાધિરૂપ માયા શુદ્ધ સત્વ ગુણવાળી હોય છે. માટે જીવને

અવિદ્યાકૃત ભ્રાન્તિ તથા રામકૃષ્ણાદિને માયાકૃત સર્વજ્ઞતા હોય છે. જીવને અજ્ઞાનકૃત આવરણરૂપ ભ્રાંતિના નાશને માટે આચાર્યદ્વારા મહાવાક્યના ઉપદેશજન્ય જ્ઞાનની અપેક્ષા છે, તેમ રામકૃષ્ણાદિને આવરણ તથા ભ્રાંન્તિ નથી. માટે ઉપદેશજન્ય જ્ઞાનની અપેક્ષા નથી. પણ જીવને અંતઃકરણની વૃત્તિરૂપ જ્ઞાનની માફક ઇશ્વરને માયાની વૃત્તિરૂપ આત્મજ્ઞાન ઉપદેશવિના પણ થાય છે. પણ તે જ્ઞાનથી કંઇ પણ પ્રયોજન સિદ્ધ થતું નથી. કારણ કે જીવને ઘટાદિકના જ્ઞાનથી આવરણ ભંગ તથા વિષયરૂપ જે ઘટાદિક, તેનો પ્રકાશ થાય છે. વળી બ્રહ્મરૂપથી આત્મજ્ઞાન જીવને થાય છે, તેમાં જ્ઞાનનો વિષય જે આત્મા તેનો આવરણભંગ જ્ઞાનથી થાય છે તથા આત્મ વિષય સ્વયં પ્રકાશ છે. માટે આત્મજ્ઞાનથી વિષયનો પ્રકાશ થતો નથી. તેમ ઈશ્વર માયા વૃત્તિ રૂપ જે અહં બ્રહ્માસ્મિ એવું જે જ્ઞાન તેનો વિષય ઇશ્વરનો આત્મા છે. તે આવરણરહિત સ્વયંપ્રકાશ છે, માટે આવરણભંગ અથવા વિષયનો પ્રકાશ ઇશ્વરના જ્ઞાનનું પ્રયોજન નથી. જેમ જીવન્મુક્ત વિદ્વાનને નિરાવરણ આત્માનો વિષય કરવાવાળી અંતઃકરણની અહં બ્રહ્માસ્મિ એવી વૃત્તિ આવરણ ભંગાદિક પ્રયોજનથી રહિત હોય છે, તેમ ઈશ્વરને પણ આવરણ ભંગાદિક પ્રયોજન વિના માયાની વૃત્તિરૂપ અહં બ્રહ્માસ્મ એવું જ્ઞાન, ઉપદેશ વિના થયા છે. આ રીતે રામકૃષ્ણાદિકને જીવથી વિલક્ષણ ઈશ્વરતા છે; તોપણ તેનું શરીર માયા રચિત છે, માટે બ્રહ્મરૂપ નથી, પણ મિથ્યા છે. માયાએ ઉત્પન્ન કરેલું જે અવતારનું શરીર, તે હસ્તપાદાદિ અવયવસહિત તથા રૂપસહિત કરેલું છે. માટે નેત્ર ઇંદ્રિયનો વિષય તેનું શરીર છે. બ્રહ્મ નેત્ર ઇંદ્રિયનો વિષય કરતું નથી.

## ૨૦૮. બ્રહ્મને ત્વચા ઇંદ્રિયની અવિષયતા.

તે જ પ્રમાણે ત્વચા ઇંદ્રિય સ્પર્શને તથા સ્પર્શના આ-શ્રયને વિષય કરે છે. બ્રહ્મ સ્પર્શનો આશ્રય નથી તથા સ્પર્શ-રૂપે નથી, માટે તે ત્વચા ઇંદ્રિયનો વિષય નથી.

## ૨૦૯. બ્રહ્મને રસના, ઘ્રાણ તથા શ્રોત્ર ઇંદ્રિયની આવષયતા.

રસના ઇંદ્રિયથી રસનું જ્ઞાન, ઘ્રાણથી ગંધનું જ્ઞાન તથા શ્રોત્રથી શબ્દનું જ્ઞાન થાય છે. રસ ગંધ શબ્દથી બ્રહ્મ વિલક્ષણ છે, માટે રસના, ઘ્રાણ તથા શ્રોત્રથી બ્રહ્મનું જ્ઞાન થતું નથી.

## ૨૧૦. બ્રહ્મને કર્મેન્દ્રિયની અવિષયતા

કર્મેન્દ્રિય જ્ઞાનના સાધનરૂપ નથી, પણ વચનાદિક ક્રિયાના સાધન રૂપ છે, માટે તેનાથી કશાનું જ્ઞાન થતું નથી. આ રીતે કોઈ ઇંદ્રિયથી બ્રહ્મનું જ્ઞાન હોઇ શકે નહિ. વળી ઇન્દ્રિયથી જે જ્ઞાન થાય છે, તે જ્ઞાન પ્રત્યક્ષ કહેવાય છે. પ્રત્યક્ષને અપ-રોક્ષ કહે છે. માટે બ્રહ્મનું અપરોક્ષ જ્ઞાન બને નહિ, પણ શબ્દવડે બ્રહ્મનું જ્ઞાન થાય છે. જે શબ્દવડે જ્ઞાન થાય, તે પરોક્ષ હોય છે. માટે બ્રહ્મનું જ્ઞાન પણ પરોક્ષ થાયછે.

## ૨૧૧. સુખ દુઃખની સાક્ષી ભાસ્યતા.

### दोहा ।

इंद्रियबिन प्रत्यक्ष नहिं, शिष यह नियम न जान ॥
बिनइंदिय प्रत्यक्ष है, जैसे सुख दुख ज्ञान ॥११८॥

**શબ્દાર્થ**:—ગુરુ કહે છે કે, હે શિષ્ય ! ઇંદ્રિય વિના પ્રત્યક્ષ જ્ઞાન થતું નથી, એવો નિયમ હોતો નથી. ઇંદ્રિય વિના પણ સુખ દુઃખ રૂપ જ્ઞાન ત્યક્ષ થાય છે. ૧૧૮

**વિવરણ**:—ઇન્દ્રિય સંબંધ વિના પ્રત્યક્ષ જ્ઞાન થાય નહિ, એ નિયમ નથી. કારણ કે જેમ સુખનું તથા દુઃખનું જ્ઞાન થાય છે, તે કોઈ ઇન્દ્રિયથી થતું નથી તથા તે સુખ દુઃખનું જ્ઞાન પ્રત્યક્ષ હોય છે. માટે ઇન્દ્રિય સંબંધથી જે જ્ઞાન થાય, તે પ્રત્યક્ષ જ્ઞાન હોય, એવો નિયમ નથી. પણ વિષયથી વૃત્તિનો સંબંધ થઇ વિષયાકાર વૃત્તિ જ્યાં થાય, ત્યાં પ્રત્યક્ષ જ્ઞાન કહેવાય છે. આ વિષયથી વૃત્તિનો સંબંધ કેટલેક સ્થળે ઇન્દ્રિય દ્વારા થાય છે તથા કેટલેક સ્થળે શબ્દથી થાય છે. જેમકે 'દશમો તું છે' આ શબ્દવડે દશમો જે પોતે, તેથી અંતઃકરણની વૃત્તિનો સંબંધ થઈ, દશમાકાર વૃત્તિ થાય છે. માટે શબ્દજન્ય દશમાનું જ્ઞાન પ્રત્યક્ષ થાય છે. તે જ પ્રમાણે પ્રમાતામાં સુખ દુઃખ થાય ત્યારે સુખાકાર દુઃખાકાર અંતઃકરણની વૃત્તિ થાય. આ વૃત્તિથી સુખ દુઃખનો સંબંધ થાય છે, માટે સુખ દુઃખનું જ્ઞાન પ્રત્યક્ષ કહેવાય છે. પૂર્વે ઉત્પન્ન થયેલ સુખ દુઃખ નષ્ટ થવા પછી જ્યાં પુરુષને યાદ આવે ત્યાં સુખાકાર દુઃખાકાર અંતઃકરણની વૃત્તિ થાય છે. પણ વૃત્તિના નષ્ટ થવા પછી સુખદુઃખ સાથે સંબંધ નથી. માટે તે જ્ઞાન સ્મૃતિરૂપ છે પણ પ્રત્યક્ષરૂપ નથી. જો કે અંતઃકરણના ધર્મ સુખદુઃખ સાક્ષી ભાસ્ય છે, છતાં સુખાકાર દુઃખાકાર અંતઃકરણની વૃત્તિદ્વારા સાક્ષી સુખદુઃખનો પ્રકાશ કરે છે. સાક્ષી ભાસ્ય પદાર્થને સાક્ષી વૃત્તિની અપેક્ષાથી પ્રકાશે છે. જેમ શુક્તિ રજત સાક્ષી ભાસ્ય છે. ત્યાં અવિદ્યાની વૃત્તિની અપેક્ષાએ સાક્ષી રજ પ્રકાશે છે. પણ સુખદુઃખના પ્રકાશમાં

અંતઃકરણની વૃત્તિ સાક્ષીની સહાય છે તથા મિથ્યા રજતાદિકના પ્રકાશમાં અવિદ્યાની વૃત્તિ સહાયક છે. આ રીતે સાક્ષી પદાર્થના જ્ઞાનમાં પણ વૃત્તિની અપેક્ષા છે. આ વૃત્તિ જ્યાં ઇંદ્રિયાદિક બાહ્ય સાધનથી હોય, તેનો વિષય સાક્ષી ભાસ્ય કહેવાતો નથી. સુખદુઃખને વિષય કરવાવાળી વૃત્તિમાં બાહ્ય ઇંદ્રિયાદિ હેતુરૂપે નથી, પણ જ્યારે સુખદુઃખ આદિ ઉત્પન્ન થાય ત્યારે અન્ય સાધનની અપેક્ષા વિના સુખાકાર દુઃખાકાર અંતઃકરણની વૃત્તિ થાય છે. આ વૃત્તિમાં આરૂઢ સાક્ષી સુખદુઃખને પ્રકાશે છે, માટે સુખદુઃખ સાક્ષીભાસ્ય કહેવાય છે.

**ટીકાઃ**—પ્રત્યક્ષ વિષય જ્ઞાનઃ—વિષય ચેતનનું વૃત્તિ ચેતનથી અભેદ જ પ્રત્યક્ષ જ્ઞાનનું લક્ષણ છે. આ ભેદ કદી ઇંદ્રિયદ્વારા હોય છે, કદી શબ્દવડે હોય છે તથા કદી ઇન્દ્રિયાદિરૂપ બાહ્ય નિમિત્ત વિના શરીરની અંદર ઉત્પન્ન થઇ, વૃત્તિદ્વારા થાય છે. ત્યાં પ્રત્યક્ષ જ્ઞાન કહેવાય છે. ચેતનના સ્વરૂપવડે કદી ભેદ નથી. પણ વિષય તથા વૃત્તિરૂપ ઉપાધિનો કરેલો ભેદ છે. આ ઉપાધિ જ્યારે ભિન્ન દેશમાં રહેલી હોય, ત્યારે તે ઉપાધિવાળા ચેતનનો ભેદ કહેવાય છે. જ્યારે વિષયાકાર વૃત્તિ થાય ત્યારે બેઉ ઉપાધિ એક દેશમાં રહેલી હોય છે માટે તે ઉપાધિવાળું વિષય ચેતન તથા વૃત્તિ ચેતન અભેદ કહેવાય છે. આ વિષય ચેતનથી વૃત્તિ ચેતનનું અભેદ પ્રત્યક્ષ જ્ઞાન કહેવાય છે. તેને જ અપરોક્ષ જ્ઞાન તથા સાક્ષાત્કાર પણ કહે છે. આ પ્રત્યક્ષ જ્ઞાન લક્ષણ ઇન્દ્રિયજન્ય બાહ્ય ઘટાદિકના પ્રત્યક્ષ જ્ઞાનમાં રહેલ હોય છે. મહાવાકય જન્ય બ્રહ્મના પ્રત્યક્ષ જ્ઞાનમાં રહેલું હે.ર છે બાહ્ય નિમિત્ત વિના અંદર ઉપજેલા સુખદુઃખના પ્રત્યક્ષ જ્ઞાનમાં રહેલું છે. માયાની વૃત્તિરૂપ ઇશ્વરના જ્ઞાનમાં રહેલું છે તથા અવિદ્યાની વૃત્તિરૂપ રજજુ સ્પર્શાદિના જ્ઞાનમાં રહે ં છે.

## २१२ તત્વદષ્ટિના ભેદભ્રમનો અંત.

બાહ્ય જે ઘટાદિક છે, તેનાવડે અંતઃકરણની વૃત્તિનો સંબંધ નેત્રાદિ ઇંદ્રિયદ્વારા થાય છે, માટે ઘટાદિ સાક્ષીભાસ્ય નથી. તેજ પ્રમાણે બ્રહ્માકાર અંતઃકરણની વૃત્તિ થાય છે. તેથા અંતઃકરણની વૃત્તિ બહાર જતી નથી, પણ શરીરની અંદર હોય છે. આ વૃત્તિવડે બ્રહ્મનો સંબંધ છે. માટે બ્રહ્મજ્ઞાન સુખ દુઃખના જ્ઞાનની માફક પ્રત્યક્ષરૂપ છે. પણ સુખાકાર દુઃખાકાર વૃત્તિમાં બાહ્ય સાધનની અપેક્ષા નથી. માટે સુખ-દુઃખ સાક્ષીભાસ્ય છે. વળી બ્રહ્માકાર જે અંતઃકરણની વૃત્તિ, તેમાં તો ગુરુ દ્વારા વેદવચનનો શ્રોત્ર સાથે સંબંધ બાહ્ય સાધન કહેવાય, માટે બ્રહ્મ સાક્ષીભાસ્ય નથી આ રીતે જ્યાં વિષયવડે વૃત્તિનો સંબંધ હોય, ત્યાં પ્રત્યક્ષ જ્ઞાન કહેવાય છે. અહં બ્રહ્માસ્મિ આ વૃત્તિનો વિષય જે બ્રહ્મ, તેની સાથે સંબંધ છે. માટે બ્રહ્મનું જ્ઞાન પ્રત્યક્ષ સંભવે છે. વળી જ્યાં ધૂમને જોઈ અગ્નિનું જ્ઞાન થાય છે, ત્યાં ધૂમનું જ્ઞાન પ્રત્યક્ષ નથી તથા અગ્નિનું જ્ઞાન પ્રત્યક્ષ નથી. કારણ કે નેત્રદ્વારા અંતઃકરણની વૃત્તિનો ધૂમ સાથે સંબંધ છે. માટે ધૂમનું જ્ઞાન પ્રત્યક્ષ કહેવાય છે. વળી અનુમાનવડે અંતઃકણની વૃત્તિ શરીરની અંદર અગ્નિના આકારને ગ્રહણ કરવાવાળી થાય. પણ અગ્નિવડે વૃત્તિનો સંબંધ નથી. માટે અગ્નિનું જ્ઞાન પ્રત્યક્ષ નથી. આ રીતે જ્યાં વૃત્તિ સાથે વિષયનો સંબંધ થાય ત્યાં પ્રત્યક્ષ જ્ઞાન કહેવાય છે. જ્યાં વૃત્તિ સાથે વિષનો સંબંધ ન થાય ત્યાં વિષય બહાર દૂર થાય; અથવા-તો ભૂત કે ભવિષ્ય થાય તથા અનુમાનથી અથવા શબ્દવડે વિષયાકાર વૃત્તિ અંદર હોય, તેથી જ્ઞાન પરોક્ષ કહેવાય છે. ઇ-

ઇન્દ્રિયજન્ય જ્ઞાન પ્રત્યક્ષ હોય છે, એ નિયમ નથી. જેમ સુખ દુઃખનું જ્ઞાન ઇન્દ્રિયજન્ય નથી તથા પ્રત્યક્ષ છે. તેમ દશમ પુરૂષનું જ્ઞાન શબ્દજન્ય છે, તો પણ પ્રત્યક્ષ હોય છે. આ રીતે ગુરૂદ્વારા શ્રવણ કરેલ જે મહા વાક્ય રૂપ વેદશબ્દ, તેવડે ઉત્પન્ન થયેલું બ્રહ્મજ્ઞાન પણ પ્રત્યક્ષ સંભવે છે. ૧૧૮

**ટીકાઃ—**બ્રહ્માકાર અંતકરણની વૃત્તિઃ—જેમ ચક્ષુમાં સૂર્યની અભેદતા છે. તેને અંગુલી આદિરૂપ સ્વરૂપ આવરણવડે આચ્છાદિત થયેલ બ્રહ્માંડવર્ત્તી સૂર્યનો પ્રકાશ જોવામાં આવતો નથી. વળી તે આવરણના નિવૃત્ત થવાથી ચક્ષુગત અંતઃકરણની વૃત્તિ સાથે બ્રહ્માંડવર્તી સૂર્યનો પ્રકાશ જોવામાં આવે છે. તેજ પ્રમાણે જેને સાક્ષી આત્મામાં બ્રહ્મની અભેદતા છે, તેને અંતઃકરણ ગત અજ્ઞાંશરૂપ સ્વરૂપ આવરણવડે આચ્છાદિત થયેલ સર્વત્ર પરીપૂર્ણ બ્રહ્મ પ્રત્યક્ષ ભાસતો નથી. પણ જ્યારે શરીરની અંદર ઉપજેલા બ્રહ્માત્માની અભેદતાનો આકારવૃત્તિવડે કહેલા આવરણનો ભંગ થાય ત્યારે ગૃહ વિષે રહેલા આકાશના અસંગતાદિકના જ્ઞાનવડે મહાકાશના અસંગતાદિકના જ્ઞાનની માફક સર્વત્ર પરિપૂર્ણ બ્રહ્મનું સ્વપ્રકાશતાવડે ભાન થાય છે.

બ્રહ્મ સાક્ષીભાસ્ય નથીઃ—જેમ બ્રહ્મ સાક્ષીભાસ્ય નથી તેમ બ્રહ્મ ચિદાભાસ સહિત અંતઃકરણની વૃત્તિરૂપ પ્રમાતાનો વિષય નથી. અન્ય દીપકની અપેક્ષાથી રહિત કેવળ નેત્રનો વિષય દીપકની માફક અંતઃકરણની अहं ब्रह्मास्मि એવા આકારવાળી કેવળ વૃત્તિનો વિષય બ્રહ્મ છે. માટે બ્રહ્મ પ્રમાતાભાસ્ય નથી. પણ પોતાના પ્રકાશમાં અન્ય પ્રકાશની અપેક્ષાથી રહિત સર્વના પ્રકાશક એવા સ્વયં પ્રકાશરૂપ બ્રહ્મ છે. વૃત્તિ પણ વસ્ત્રના મેલને જેમ સાબુ ધોઇ નાખે છે તેમ બ્રહ્મના આવરણનો ભંગ કરે છે. તેજ તેનો વિષય કરવો કહેવાય છે. પણ અન્ય

પ્રકારનો વૃત્તિનો વિષય કરવાનો હોતો નથી. વળી અહં બ્રહ્માસ્મિ એવા વૃત્તિરૂપ તત્વજ્ઞાનને બાહ્ય સાધનની અપેક્ષાવિના સાક્ષી પ્રકાશે છે, માટે તે તત્વ જ્ઞાન સાક્ષીભાસ્ય છે.

## दोहा।

गुरुको अस उपदेश सुनि, तत्त्वदृष्टि बुधिमंत ॥
ब्रह्मरूप लखि आतमा, कियो भेदभ्रम अंत ॥११९॥

શબ્દાર્થઃ—ગુરુનો આ ઉપદેશ સાંભળી બુદ્ધિમાન્ તત્વદૃષ્ટિએ આત્માને બ્રહ્મરૂપે જાણી ભેદભ્રમનો નાશ કર્યો. ૧૧૯

"अहं ब्रह्म" या वृत्तिमें, निरावरण व्है भान ॥
दादू आदूरूप सो, युं हम लियो पिछान ॥१२०॥

શબ્દાર્થઃ—અહંબ્રહ્માસ્મિ એ વૃત્તિમાં ભાન નિરાવરણ રૂપ છે તથા તેજ આત્માનું આદિરૂપ છે, એમ અમે પૂર્ણ રીતે જાણી લીધું. ૧૨૦



# ॥ श्री विचारसागर. ॥

## પંચમ તરંગ.

### ૨૧૭ ગુરુ વેદાદિ વ્યાવહારીક પ્રતિપાદન તથા મધ્યમાધિકારી સાધન નિરૂપણ.

અદૃષ્ટિનો પ્રશ્નઃ—વેદ ગુરુ સત્ય હોય અથવા મિથ્યા હોય, પણ બેઉ રીતે વેદગુરુથી અદ્વૈત જ્ઞાન બને નહિ. પૂર્વ તરંગમાં એમ કહ્યું કે, ગુરુમુખદ્વારા શ્ર[illegible] કરેલ વેદવાક્યવ[illegible] અદ્વૈત બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે. આ સાંભળી અદૃષ્ટિ નામનો બીજો શિષ્ય શંકા કરે છેઃ—વેદ ગુરુ સત્ય હોય તો અદ્વૈતની હાનિ તથા અસત્ય હોય તો તેથી પુરૂષાર્થપ્રાપ્તિ હોઈ શકે નહિ. આ રીતે વેદગુરુથી અદ્વૈત જ્ઞાન બને નહિં.

वेद रु गुरु जो मिथ्या कहिये ।
तिनतैं भवदुख नश्यो न चहिये ॥
जैसे मिथ्या मरुथलको जल ।
प्यासनाशको नहिं तामैं बल ॥ १ ॥

શબ્દાર્થઃ—વેદ તથા ગુરુને જો મિથ્યા કહેવામાં આવે તો તેથી ભય દુઃખનો નાશ ન થવો જોઈએ; જેવી રીતે મિથ્યા મૃગજળનું પાણી તૃષાતુરની તૃષા મટાડી શકતું નથી. ૧

सत्य वेदगुरु कहैं तु द्वैत ।
भयो गयो सिद्धांत अद्वैत ॥

यूं शंकरमत पेखि अशुद्धा।
तज्यो सकल मध्वादि प्रबुद्धा ॥ २ ॥

શબ્દાર્થઃ—વેદ ગુરૂને સત્ય કહે તો દ્વૈતનું પ્રતિપાદન થાય તથા અદ્વૈત સિદ્ધાંત નાશ થાય. તેમ થવા થકી શંકરમત અશુદ્ધ થાય તથા સઘળાં મધ્વાદિ તથા બુદ્ધનો ત્યાગ કરવો પડે. ૨

यह शंका भगवन् मुहिं उपजै।
उत्तर दहु दयालु न कुपिजै ॥

શબ્દાર્થઃ—હે ભગવંન્! મને આ રીતની શંકા થાય છે, તેથી કૃપા કરી મને આનો ઉત્તર આપો.

૨૧૪ ગુરૂનો ઉત્તર.

गुरु बोले शिषकी सुनि बानी।
शंकरको मत परम प्रमानी ॥ ३ ॥

चारियार मध्वादिक जे हैं।
वेदविरुद्ध कहत सब ते हैं ॥
यामैं व्यासवचन सुनि लीजै।
शंकरमताहिं प्रमाण करीजै ॥ ४ ॥

શબ્દાર્થઃ—શિષ્યની આ રીતની વાણી સાંભળી ગુરૂ બોલ્યા કે, શંકરનું મત પરમ પ્રમાણરૂપે છે. ૩ જે ચાર મધ્વાદિક છે, તે સર્વ વેદ વિરૂદ્ધ કહે છે. એમાં જે વ્યાસનું વચન હોય, તે ગ્રહણ કરવું તથા શંકરમતને પ્રમાણ ગણવું. ૪

ટીકાઃ—ચાર મતવાદિકઃ—રામાનુજ, મધ્વ, નિંબાર્ક તથા વલ્લભ.

कलिमें वेद अर्थ बहु करि हैं ।
श्रीशंकरशिव तब अवतरि हैं ॥
जैनबुद्धमतमूल उखारैं ।
गंगातें प्रभुमूर्ति निकारै ॥ ५ ॥

जसें भानुउदय उजियारो ।
दूर करैं जगमें अँधियारो ॥
सब वस्तुहि ज्यूंको त्यूं भासे ।
संशय और विपर्यय नासै ॥ ६ ॥

શબ્દાર્થઃ—કળિયુગમાં જ્યારે વેદના અનેક પ્રકારના અર્થ કરવામાં આવશે ત્યારે શ્રીશંકર ભગવાન્ અવતારને ધારણ કરશે. તેઓ જૈન તથા બુદ્ધ મતને નિર્મૂળ કરશે તથા તે પ્રભુમૂર્તિ ગંગામાંથી કાઢશે. ૫ જેવી રીતે સૂર્યનો પ્રકાશ જગતમાં રહેલા અંધકારનો નાશ કરે છે તેમ ગમે તે પ્રકારે ભાસતી સર્વ વસ્તુ વિષે રહેલો સંશય તથા વિપર્યયનો નાશ કરશે. ૬

वेदअर्थमें त्यूं अज्ञाना ।
नाशि है श्रीशंकरव्याख्याना ॥
करि हैं ते उपदेश यथारथ ।
नाशहिं संशय अरु अयथारथ ॥ ७ ॥

શબ્દાર્થ:—શ્રી શંકર ભગવાનનું વ્યાખ્યાન વેદ અર્થમાં રહેલાં અજ્ઞાનતાને દૂર કરે છે. તે યથાર્થ પ્રકારનો ઉપદેશ કરશે તથા સંશય ને ભ્રાંતિનો નાશ કરશે. ૭

और जु वेदअर्थकुं करि हैं ।
ते शठ वृथापरिश्रम धरि हैं ॥
यूं पुरानमें व्यास कही है ।
शंकरमतमें मान यही है ॥ ८ ॥

શબ્દાર્થ:—બીજા જે કોઇ વેદના અર્થ કરશે, તે શઠ વૃથા પરિશ્રમ લેશે, એમ વ્યાસ પુરાણમાં કહે છે. આ રીતે શંકર મત પ્રમાણરૂપે છે. ૮

मध्वादिकको मत न प्रमानी ।
यह हम व्यासवचनतें जानी ॥
और प्रमाण कहूं सो सुनिये ।
वाल्मीकिऋषि मुख्य जु गिनिये ॥ ९ ॥

શબ્દાર્થ:—મધ્વાદિકનો મત પ્રમાણરૂપે નથી એમ વ્યાસ વચનથી જાણવામાં આવે છે. વાલ્મીકિય નામના જે મુખ્ય ઋષિ છે, તેણે જે પ્રમાણ કહ્યું છે તે સાંભળો. ૯

तिन मुनि कियो ग्रंथ वासिष्ठा ।
तामें मत अद्वैत स्पष्टा ॥
श्रीशंकर अद्वैतहि गान्यो ।
तिनको मत यह हेतु प्रमान्यो ॥ १० ॥

શબ્દાર્થઃ–તે મુનિએ યોગવસિષ્ઠ નામનો ગ્રંથ લખેલો છે તથા તેમાં અદ્વૈતમતને સિદ્ધ કર્યો છે. શંકરે પણ અદ્વૈત મતની પ્રશંસા કરી છે તથા તેનો મત પ્રમાણરૂપે જાણવો.૧૦

**वाल्मीकिऋषि वचनविरुद्धं ॥**
**भेदवाद लखि सकल अशुद्धं ॥ ११ ॥**

શબ્દાર્થઃ–વાલ્મીકિ ઋષિના વચનથી વિરુદ્ધ જે કંઈ ભેદવાદ લખવામાં આવે, તે સઘળો અશુદ્ધ છે. ૧૧

## ૨૧૫ ભેદવાદની અપ્રમાણતા.

**વિવરણઃ**—સર્વ પ્રકરણનો ભાવ એ છે કે, વ્યાસ ભગવાને પુરાણમાં એમ કહ્યું છે કે, જ્યારે કળિમાં વેદના અર્થને અનેક પ્રકારે કરવામાં આવશે ત્યારે કૃપાળુ શિવ શ્રી શંકર નામને ધારણ કરી અવતાર લઈ બદ્રીનાથની મૂર્તિનો ગંગા નદીમાંથી ઉદ્ધાર, તેનું સ્વસ્થાને સ્થાપન, જૈન બુદ્ધ મતનું ખંડન તથા વેદનું યથાર્થ વ્યાખ્યાન કરશે. આ રીતના વ્યાસવચનથી શ્રી શંકર મત પ્રમાણરૂપી છે તથા મધ્વાદિકનું ભેદમત અપ્રમાણ રૂપ છે. વળી ઉપનિષદ, ગીતા તથા સૂત્ર આ ત્રણ જે વેદાંતના પ્રસ્થાનરૂપે છે, તેનો જોકે મધ્વાદિકોએ કોઈ રીતે તાણી તોશીને અર્થ કર્યો છે, છતાં વ્યાસવચનથી શ્રી શંકરકૃત વ્યાખ્યાન જ યથાર્થ છે. તેમજ આદિ કવિ સર્વજ્ઞ વાલ્મીકિ ઋષિએ ઉત્તર રામાયણ વશિષ્ટ નામનો ગ્રંથ કર્યો છે. ત્યાં અદ્વૈત મતમાં પ્રધાન જે દૃષ્ટિ સૃષ્ટિવાદ છે, તે અનેક ઇતિહાસવડે પ્રતિપાદન કર્યો છે. માટે વાલ્મીક વચનાનુસાર અદ્વૈતમત પ્રમાણ રૂપ છે તથા વાલ્મીક વચન વિરૂદ્ધ ભેદમત અપ્રમાણ છે. આ રીતે સર્વજ્ઞ ઋષિ મુનિના વચનના વિરોધ-

વડે ભેદવાદ અપ્રમાણરૂપે કહ્યો તથા યુક્તિવડે પણ ભેદ-વાદ વિરુદ્ધ છે. એમ ખંડનાદિક ગ્રંથમાં શ્રી હર્ષાદિકે પ્રતિપાદન કર્યું છે. ત્યાં યુક્તિ ઘણી જ કઠણ છે. માટે ભેદમત ખંડનની તે યુક્તિ અહીં લીધી નથી.

## ૨૧૬ ભેદવાદનો તિરસ્કાર.

ઋષિ મુનિ વચનથી વિરુદ્ધ ભેદ મતમાં જૈન મતની માફક અપ્રમાણતાનો નિશ્ચય થવાથી યુક્તિવડે ખંડનની આસ્તિક અધિકારીને અપેક્ષા નથી. તે ત્રણ ચોપાઇવડે કહેવામાં આવે છેઃ—

**चौपाई—कियो ग्रंथ श्रीहर्ष जु खंडन ।**
**खंडनभेद एकतामंडन ॥**
**लिख्यो तहां यह बहु विस्तारा ।**
**भेदभाव नहिं युक्ति सहारा ॥ १२ ॥**

શબ્દાર્થઃ—શ્રી હર્ષે ખંડનનો એક ગ્રંથ રચ્યો છે. તેમાં ભેદનું ખંડન કર્યું છે તથા એકતાનું મંડન કર્યું છે. આ ગ્રંથમાં પુષ્કળ વિસ્તારપૂર્વક લખ્યું છે કે, ભેદવાદ યુક્તિને સહન કરી શકતો નથી. ૧૨

**और भेदधिकार जु ग्रंथा ।**
**तहां भेदखंडनको पंथा ॥**
**कठिन दुरूह तर्क हैं ते अति ।**
**नहिं पैठिहि शिष तिनमें ते मति ॥१३॥**

શબ્દાર્થઃ—વળી ભેદાધિકાર નામનો એક ગ્રંથ છે, તેમાં ભેદના ખંડનનો માર્ગ છે, પણ તેમાંના તર્કો દુઃખે કરી

કલ્પના થાય એવા છે. હે શિષ્ય! તેઓમાં તારી બુદ્ધિ પ્રવેશ કરી શકે એમ નથી. ૧૩

यातैं कही न तें तुहिं उक्ती।
करैं जु भेदहि खंडन युक्ती॥
अप्रमाण मत भेद लख्यो जब।
खंडनमें युक्ति न चहियत तब॥१४॥

શબ્દાર્થઃ—આથી જે યુક્તિવડે ભેદનું ખંડન થાય છે તે યુક્તિ મેં તને કહી નથી. ભેદમત અપ્રમાણ જ્યારે જાણવામાં આવે ત્યારે ખંડનમાં યુક્તિની કંઇ પણ અપેક્ષા રહેતી નથી. ૧૪

વેદ વચનવડે પણ ભેદમત વિરુદ્ધ છે, તે વિષે હવે કહેવામાં આવે છે.

भेदप्रतीति महादुखदाना।
यम कठमैं यह टेरत ताता॥
यातैं भेदवाद चित त्यागहु।
इक अद्वैतवाद अनुरागहु॥ १५॥

શબ્દાર્થઃ—કઠોપનિષદમાં કહ્યું છે કે, હે તાત! ભેદ પ્રતીતિ અત્યંત દુઃખ આપવાવાળી છે. માટે ચિત્તવડે ભેદવાદનો ત્યાગ કરવો તથા એક અદ્વૈત વાદપ્રતિ અનુરાગ રાખવો. ૧૫.

१ मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति इति श्रुतिः
અર્થઃ—જે પુરુષ પરમાત્મામાં ભેદને જુવે છે, તે એક પછી એક મૃત્યુને પામ્યા કરે છે.

૧ द्वितीयाद्वै भयं भवति અર્થઃ—જેને દ્વૈતપણું હોય છે, તેને ભય હોય.

૨ अन्यो सावन्यो हमस्मीति न हम स वेद यथा पशुरेव स देवानां અર્થઃ—જ્ઞેય અન્ય છે. અને હું અન્ય છું એમ જે જાણે છે, તે દેવોનો પશુ છે તથા તે કંઈ પણ જાણતો નથી.

**ટીકાઃ**—શ્રી હર્ષઃ—શ્રી હર્ષ મિશ્રાચાર્ય નામના સરસ્વતિએ અનુગ્રહ કરેલ અદ્વૈતવાદી પંડિત થયો છે. તેણે ખંડન ખંડખાદ્ય નામનો ગ્રંથ રચ્યો છે.

દુઃખે કરી કલ્પના કહેતાં જેની દુઃખવડે બુદ્ધિમાં કલ્પના થાય એવી પ્રતિવાદીના અનિષ્ટના સંપાદનરૂપ તર્ક અર્થાત્ યુક્તિઓ છે.

યમ કહેતાં ધર્મરાજા. કઠોપનિષદમાં આ વાત ટેરત કહેતાં પોકારે છે.

अर्थः—जो द्वितीयकूं मतिमें धारै ।
भय ताकूं यह वेद पुकारै ॥
ज्ञेय ध्येय मोतैं कछु औरा ।
लखै सु पशु यह वेद ढँढोरा ॥ १६ ॥

શબ્દાર્થઃ—જે મનુષ્ય બુદ્ધિમાં દ્વૈતવાદને ધારણ કરે છે તેને ભય થાય છે, એમ વેદ પોકારે છે. જ્ઞેય તથા ધ્યેય મારાથી કંઇ એક ભિન્ન છે એમ જે ગણે, તે પશુ છે, એમ વેદનો ઢંઢેરો છે. ૧૬

शिष्य यातैं मध्वादिकबानी ।
सुनी सु बिसरह अतिदुखदानी ॥

द्वैतवचन तव हियमैं जौलौं ।
व्है साक्षात् अद्वैत न तौलौं ॥ १७ ॥

શબ્દાર્થ:—માટે હે શિષ્ય ! અતિ દુ:ખદાયક દ્વૈત વચન જે કંઇ સાંભળ્યાં હોય તે કાઢી નાંખ તથા તારા હૃદયમાં જ્યાં સૂધી દ્વૈત વચન હશે ત્યાં સૂધી અદ્વૈતનો સાક્ષાત્કાર તને થશે નહિ. ૧૭

૨૧૭ ભર્છુંનું તપસ્વી થવું.

द्वैतवचनको स्मरण जु होवै ।
व्है साक्षात तु ताहि विगोवै ॥
पूर्वस्मृति साक्षात विनाशत ।
सुन इक अस तुहिं कथा प्रकाशत ॥१८॥
राजाको इक भर्छू मंत्री ।
राजकाज सब ताके तंत्री ॥
और मुसाहिब मंत्री जेते ।
करैं ईरषा तासू तेते ॥ १९ ॥

શબ્દાર્થ:—દ્વૈત વચનનું જે સ્મરણ થાય, તે સાક્ષાત્ નષ્ટ પામે છે. આના સંબંધમાં નીચે પ્રમાણેની એક કથા હું કહું છું, તે સાંભળ. ૧૮ શબ્દાર્થ:—રાજાને ભર્છું નામે એક મંત્રી હતો. રાજ્ય કાર્ય સઘળું આ ભર્છુંને આધીન હતું. આથી જે કંઇ અમાત્ય મંત્રીઓ હતા, તે સર્વ તેની સાથે ઇર્ષા કરતા હતા. ૧૯

करि न सकत मच्छूकी हाना ।
महाराज निज जिय प्रिय जाना ॥
तब सब मिलि यह रच्यो उपाया ।
धारि दौर दंगा मचवाया ॥ २० ॥

શબ્દાર્થઃ—તેઓ ભચ્છું મંત્રીને કંઇ હાનિ કરી શકતા નહિ હતા. કારણ કે મહારાજા તેને પોતાના જીવની સમાન પ્રિય જાણતા હતા. પછી સર્વએ મળી નીચે પ્રમાણે ઉપાય કર્યો. તેઓએ ધાડ પાડીને મહાન્ દંગ મચાવ્યો. ૨૦

सो सुनि राजहिं करी कचहरी ।
लिय बुलाय मुसाहिब जहरी ॥
तिनसूं कह्यो बेग चढि जावहु ।
दौरत धारि सु धूम नशावहु ॥ २१ ॥

શબ્દાર્થઃ—આ વાત સાંભળી રાજાએ પોતાની સભા ભરી તથા તેમાં ઉગ્ર એવા સર્વ અમાત્યોને બોલાવી મંગાવ્યા તથા તેઓને કહ્યું કે તમે વેગે કરી ચઢી જાઓ તથા ધાડ મચાવનારાઓનો વેગથી ચઢી જઇ જલદીથી નાશ કરો. ૨૧

तब सब मिलि उत्तर यह दीना ।
सदा एक भच्छूहि तुम चीना ॥
मरणलिए अब हमहिं पठावतु ।
भच्छूकूं कहु क्यूं न चढावतु ॥ २२ ॥

શબ્દાર્થઃ—ત્યારે સધળાએ મળી રાજાને ઉત્તર આપ્યું કે આપે એકલા ભચ્છુંનેજ જાણ્યો છે તથા હવે મરવામાટે

અમને મોકલો છે. ભછુંને તેઓના ઉપર ચઢાઇ કરવા કેમ કહેતા નથી? ૨૨

तब बोल्यो भछूं कर जोरी ।
महाराज सुनु बिनती मोरी ॥
आज्ञा होय मोहिं यह रौरी ।
मारूं सकल धारि जो दौरी ॥ २३ ॥

શબ્દાર્થઃ—આ સમયે ભછું હાથ જોડી બોલ્યો, હે મહારાજ! હું કહું તે મારી વિનતિ સાંભળો. જો મને આપની આજ્ઞા હોય તો હું દોડી જઇ, સઘળા ધાડપાડુને મારી-આવું. (૨૩)

तब भछूंकूं बोल्यो राजा ।
तुम चढि जाहु समारहु काजा ॥
ते जातहि भछूं सब मारे ।
बनक कृषीवल किये सुखारे ॥ २४ ॥

શબ્દાર્થઃ—ત્યારે રાજાએ ભછુંને કહ્યું કે, તમે બંડ-ખોરો ઉપર ચઢી જાઓ અને આ કાર્ય સુધારો. ભછુંએ જતાંને વારમાં તે સઘળાઓનો નાશ કીધો તથા વૈશ્ય અને ખેડુતોને સુખી કીધા. (૨૪)

भछूंविजय सुन्यो तिन जबहीं ।
राजापै भाष्यो यह तबहीं ॥
भछूं मन्यो न सुधन्यो काजा ।
मिथ्यावचन सुनतही राजा ॥ २५ ॥

શબ્દાર્થઃ—પેલા અદેખા મંત્રીઓએ જ્યારે ભર્છુનો જય થયો એમ સાંભળ્યું ત્યારે રાજાને જઇ કહ્યું કે ભર્છુ મરી ગયો તથા આપનું કાર્ય સુધર્યું નહિ. આ મિથ્યા વચન સાંભળતાં જ રાજાએ, (૨૫)

और प्रधान मुसाहिब कीनो ।
छत्र रु पीनस पंखा दीनो ॥
बंदोबस तिन कीने अपनहु ।
सुनै न राजा भर्छु सुपनहू ॥ २६ ॥

શબ્દાર્થઃ—બીજા અમાત્યને પ્રધાનપદે સ્થાપ્યો તથા તેને છત્ર અને પાલખી બેસવા માટે આપ્યાં. પછી પેલા બીજા મંત્રીઓએ એવી રીતનો બંદોબસ્ત કર્યો કે, સ્વપ્નમાં પણ રાજા ભર્છુને સાંભળે નહિ. (૨૬)

सब वृत्तांत भर्छु तब सुनिके ।
रूप तपस्वि धऱ्यो यह गुनिके ॥
राजापैं मुहिं जान न दै हैं ।
गये द्वारलग प्राणहु लै हैं ॥ २७ ॥

શબ્દાર્થઃ—ભર્છુએ આ સર્વ વૃત્તાંત સાંભળ્યો ત્યારે તેણે તપસ્વીનું રૂપ ધારણ કર્યું, એમ જાણીને કે, તે પ્રધાનો મને રાજા પાસે જવા દેશે નહિ તથા દ્વારસૂધી જતામાં જ તેઓ મારા પ્રાણ લેશે. (૨૭)

अबलग सबहि पदारथ भोगे ।
देह रु इंद्रिय रहे अरोगे ॥

तिय जो चारि चतुष्पद सोहत ।
चारि फूल फल खग मन मोहत ॥ २८ ॥

શબ્દાર્થઃ—મેં આજ સુધી સર્વ પદાર્થો ભોગવ્યા. મારા દેહ તથા ઇન્દ્રિયો આરોગી રહ્યાં. સુંદર તરુણી, ચાર પગવાળા પશુની માફક, ચાર પુષ્પની માફક અને ચાર પક્ષી માફક, સુંદર થઈ, મનને મોહમાં નાખે છે. ( ૨૮ )

ટીકાઃ—અહીંથી લઇને ૩૪ મા છંદ પર્યંત કાવ્ય ગ્રંથની રીતિવડે સ્ત્રીના અંગના વર્ણનરૂપ જે આરોપ કર્યો છે, તે દોષદૃષ્ટિરૂપ અપવાદ અર્થ છે. કારણ કે લક્ષ્ય જે અમાત્ય, તે વિના બાણના પ્રહારની માફક આરોપવિના અપવાદ હોય નહિ. માટે પ્રથમ વિષયાસક્ત પામર કવિ જનના કથનના અનુવાદરૂપ આરોપ કર્યો છે. પછી આ તરંગના પાંત્રીસમા છંદવડે સ્ત્રીના અંગમાં દોષદૃષ્ટિરૂપ અપવાદ કહેશે. માટે પાછળથી અપવાદ કરેલો હોવાથી અહીં સ્ત્રીના અંગની ઉપમામાં તાત્પર્ય નથી, પણ તેની ઉપમા આપવાવાળા વિષય લંપટ જનના ઉપરામમાં તાત્પર્ય છે. સર્વ કાવ્ય ગ્રંથનો પણ આ જ અભિપ્રાય છે. ઉપર કહેલ સ્ત્રીના અંગની ઉપમાનું યથાસ્થિત ખંડન શૃંગાર વૈરાગ્યના પ્રસંગમાં લખ્યું છે.

## ૨૧૮ નારીની નિંદા—ચાર ચતુષ્પદનાં નામ.

करिकर उरु मृग खुरु पुरज, केहरी कटि मान॥
लोचन चपल तुरंगसै, बरणैं परमसुजान ॥ २९ ॥

શબ્દાર્થઃ—કવિઓએ સુંદર સ્ત્રીના સંબંધમાં ચાર પગાં પ્રાણીમાં રહેલા ચાર વાનાંનું વર્ણન કર્યું છે. હાથીની સુંઢજેવી સાથળ, મૃગની ખરી જેવું ગુહ્યસ્થાન, સિંહની કેડ જેવી પાતળી કમ્મર તથા મૃગની આંખ જેવાં ચંચળ નેત્ર. ( ૨૯ )

ચાર ફુલનાં નામ.

**कमल बदन अलसी कुसुम, चिबुकचिन्ह मतिधाम॥**
**तिलप्रसूनसी नासिका, चंपक तनु अभिराम॥३०॥**

શબ્દાર્થઃ—ચાર ફુલનાં નામઃ—કમળના જેવું મુખ, અળસીના પુષ્પ જેવું બુદ્ધિના સ્થાનરૂપ હડપચીની ઉપર છુંદણું, તલના ફૂલ જેવી નાસિકા તથા ચંપાના ફૂલ જેવું સુંદર શરીર; આવાં ચાર ફુલ સ્ત્રીની પાસે છે. ૩૦

ચાર ફળનાં નામ.

**बिंबअधर दाडिमदशन, उरज बिल्वसे धीर ॥**
**कोहरसी एँडी कहत, कोविद मतिगंभीर ॥३१॥**

શબ્દાર્થઃ—પાકા ગીલોડા જેવો નીચેનો હોઠ, દાડમના બી જેવા દાંત, બીલાના જેવા કઠણ અને સ્થિર એવા સ્તન તથા કોહર કહેતાં સલ્ગમના લાલ કંદ જેવી એડી, એ પ્રમાણે ચાર ફળવાળી સ્ત્રી છે. ( ૩૧ )

ચાર પક્ષીનાં નામ.

**है मरालसी मंदगति, कंठ कपोत सुढार ॥**
**पिकसी बानी अतिमधुर, मोरपुच्छसम बार॥३२॥**

શબ્દાર્થઃ—હંસના જેવી મંદ ગતિ, કબુતરના જેવો કંઠનો આકાર, કોયલના જેવી અત્યંત મધુરવાણી અને મોરના પીંછા જેવા વાળ, એવી રીતે ચાર પક્ષીવાળી સ્ત્રી છે.

**चौपाई—गंग पयोनिधि कबहुं न त्यागत ।**
**जातैं रसिकसु मन अनुरागत ॥**

विधि तिलोत्तमा अपर बनाई ।
हन्यो सुंद जिन सो न सुहाई ॥ ३३ ॥

શબ્દાર્થ:—જેમ સાગર ગંગાનો કદી ત્યાગ કરતો નથી, તેની માફક જે સ્ત્રીવડે રસિક જનનું મન પ્રીતિયુક્ત થાય છે એવી તથા બ્રહ્માએ જાણે બીજી તિલોત્તમા ન બનાવી હોય તેવી સુંદર અર્થાત્ તિલોત્તમાએ તો સુંદને હણ્યો હતો તેથી તેની સુંદરતા કરતાં પણ વધારે સુંદર સ્ત્રી, (૩૩)

मि[illegible] जावकक्कर पद रागा ।
तिन[illegible] मैं किय निमिष न त्यागा ॥
और भोग तिनके उपकरना ।
भो[illegible] सो निकट भौ मरना ॥ ३४ ॥

શબ્દાર્થ[illegible] જેના હાથ પગનો રંગ મેંદી અને જપાપુષ્પ જેવો રાતો છે, તેના મેં એક ક્ષણ પણ ત્યાગ કર્યો નહિ ને આ ભોગની સામગ્રી મેં ભોગવી છે. હવે મારું મરણ સમીપ આવ્યું છે. (૩૪)

अहो [illegible] को मम सम जगमैं ।
भौ [illegible] अवलग मैं मगमैं ॥
गीलो मलिन मूत्रतैं निशि दिन ।
स्रवत मांसमय रुधिर जु क्षत बिन ॥ ३५ ॥

चर्म लपेठयो मांस मलीना ।
ऊपरि बार अशुद्ध अलीना ॥

इनमैं कौन पदारथ सुंदर ।
अति अपवित्र ग्लानिको मंदिर ॥ ३६ ॥

શબ્દાર્થ:—અરે મારા જેવો જગતમાં કોણ મૂર્ખ છે? હું આજ સૂધી ભગમાં અત્યંત લંપટ રહેલો છું. આ ભગ તે કેવળ મલીન માંસ ઉપર ચામડું લપેટલું છે અને તે અલીના કહેલ તિંધ્રીના દંશવાળા ભાગવાળું છે. ને અશુદ્ધ તથા દરરોજ અંદર મૂતરથી ગંદુ અને ભીનું રહેનાર તથા તેમાંથી ક્ષત થયા વિના માંસમય રુધિર નીકળે એવું અતિ અપવિત્ર તથા ગ્લાનિના સ્થાનરૂપ છે. આની સ્ત્રીમાં કયો પદાર્થ સુંદર છે? (૩૫–૩૬)

ટીકાઃ—બ્રહ્માની રચેલી તિલોત્તમાએ સુંદ નામના દૈત્યને માર્યો છે, માટે તિલોત્તમા હત્યારી હોવાથકી સુંદર નથી, પણ મારી સ્ત્રી હત્યારી નથી માટે તે બ્રહ્મદેવે રચેલી તિલોત્તમા અપ્સરા કરતાં પણ ઉત્તમ છે. આના સંબંધમાં નીચે પ્રમાણે મહાભારતમાં કથા છે. સુંદ તથા નિસુંદ નામના બે દૈત્ય ભાઇઓ હતા. તેઓએ તપ કરી બ્રહ્મદેવ પાસેથી એવો વર માંગ્યો કે, હમે બેઉ ભાઇઓ એક બીજાના હાથવડે લડી મરીએ તો જ મરીએ, પણ બીજા કોઇના હાથથી મરીએ નહિ. આવું વરદાન મેળવી, ભગવાન્ શંકરને દુઃખ દેવા માંડ્યું. આથી બ્રહ્મદેવે બેઉ ભાઇની વચ્ચે પ્રીતિનો ભંગ થાય, માટે સર્વ જગતની સ્ત્રીઓ કરતાં અત્યંત સુંદર એવી તિલોત્તમા નામની અપ્સરા રચીને બ્રહ્મલોકમાંથી પૃથ્વી ઉપર તે બેઉ દૈત્યની પાસે મોકલી. આને જોઇ તે દૈત્યો પૂછવા લાગ્યા તું અમે બેઉને વરશે? ત્યારે તેણે કહ્યું, હું બેમાંથી એકને વરીશ-બેને નહિ. ત્યાર પછી તે બેઉને ભિન્ન ભિન્ન એકાંતમાં બોલાવી કહ્યું કે, તું બીજા ભાઈને મારે તો હું તને વરીશ. આ રીતે બેઉ સાથે ભિન્ન ભિન્ન સલાહ કરી. આથી

તે બેઉ ભાઇ પરસ્પર લડી મરી ગયા. આ રીતે તિલોત્તમા સુંદ તથા નિસુંદ બેઉ ભાઇને મારવામાં નિમિત્તરૂપ થઇ. માટે તે હત્યારી છે.

સ્ત્રી ભોગની સામગ્રીઃ—વળી ખાનપાનાદિ અન્ય ઇન્દ્રિયના વિષયનો ભોગ સ્ત્રી ભોગના ઉપકરણ—સામગ્રીરૂપ છે. બીજું ૩૫ મા શ્લોકથી માંડી ૩૮ મા શ્લોક સૂધી જે પાઠ છે, તે સ્ત્રીની પાસે પુરુષે વાંચવા યોગ્ય નથી.

ક્ષતઃ—શસ્ત્રાદિક વાગવાથી અંગમાં જે ઘા પડે છે તેને ક્ષત કહેવામાં આવે છે. આ ક્ષત વિના ઋતુકાલમાં સ્ત્રીની યોનિમાંથી માંસમય રુધિર જે સ્ત્રવે છે, તે ગ્લાનિના સ્થાનરૂપ છે.

**तियकी जंघ जघन्य सदाही ।**
**रंभा करिकर उपमित जाही ॥**
**आर्द्र मूतको मनु पतनारो ।**
**रुधिर मास त्वक् आस्थ पसारो ॥ ३७ ॥**

શબ્દાર્થઃ—સ્ત્રીની જે જાંગને કેળના સ્તંભ અને હાથીના સુંડની ઉપમા આપે છે, તે સ્ત્રીની જાંગ સદા નિંદિતજ છે. વળી હાડકાં, માંસ, લોહી અને ચામડીથી મઢેલ જાણે મૂત્રથી ભરેલ ખાળ હોય તેવી છે. ( ૩૭ )

**लगत जु नीके स्थुलनितंबा ।**
**तिनके मध्य मलिन मलबंबा ॥**
**तट ताके ते अतिदुर्गंधा ॥**
**व्है आसक्त तहां सो अंधा ॥ ३८ ॥**

શબ્દાર્થઃ—સ્થૂલ નિતંબ જે સારા લાગે છે, તેના મધ્યમ

મલિન ગુદાદ્વાર રહેલ છે, જેને તટે અતિદુર્ગંધ રહે છે. અરે! આમાં જે આસક્ત થાય છે તે અંધ છે. ( ૩૮ )

ટીકાઃ–જાંગઃ–સ્ત્રીની જાંગ સર્વ કાળે નિકૃષ્ટ છે. આને વિષયલંપટ કેટલાક કવિઓ કદળીના સ્તંભની તથા હાથીના સુંડની ઉપમા આપે છે. આ જાંગ જાણે પૂર્ણ મૂત્રને જવા માટે પરનાળ હોય તેવી છે.

अधर जो थुक लारसे भीजत ॥
त्यागि ग्लानि निजमुखमें दीजत ॥
दृष्टमदा नारी मदिरा भजि ।
शुद्ध अशुद्ध विवेक दियो तजि ॥३९॥

શબ્દાર્થઃ–થુંક તથા લાળથી ભીંજાયલા અધરને ગ્લાનિ તજી દઈ પોતાના મુખમાં આપે છે. જોતાની વારમાં મદ ચડે એવી નારીરૂપી મદિરાને સેવી, મેં શુદ્ધ અશુદ્ધનો વિવેક તજી દીધો. ૩૯

कहत नारिके अंग जु नीके ।
करत बिचार लगत यूं फीके ॥
कपट कूटको आकर नारी ।
मैं जानी अब तजन बिचारी ॥ ४० ॥

શબ્દાર્થઃ—નારીનાં જે અંગ સારાં કહેવાય છે, તે વિચાર કરતાં ફીકાં લાગે છે. મેં હવે નારીને કુડ કપટના ખાણરૂપે જાણી, તેમ હવે મેં વિચાર્યું કે તે તજવા યોગ્ય છે. ૪૦

૨૧૯ ભર્તૃહરિના વૈરાગ્યનું કથન.

कलाकंद दधि पायस पेरा ।

तंदुल घृत व्यंजन बहुतेरा ॥
और विविध भोजन जे कीने ।
तिन सबके रसना रस लीने ॥ ४१ ॥

શબ્દાર્થ:—બરફી, દહી, દુધ, પેંડા, ચોખા, ઘી, વિવિધ શાકો તથા વિવિધ ભોજનો જે કર્યા, તે સર્વનો જીભે સ્વાદ લીધો. ૪૧

अबलौं भई न तृप्ति जु याकूं ।
यातैं वृथा पोषना ताकूं ॥
क्षुधा विनाशहि बनफल कंदा ।
व्है क्यूं पराधीन यह बंदा ॥ ४२ ॥

શબ્દાર્થ:—પણ હજી શરીરને તૃપ્તિ થઇ નહિ. માટે આવા શરીરને પોષવું વૃથા છે. વનના ફળ કંદ પણ ક્ષુધાનો નાશ કરે છે, છતાં આ જીવ કેમ પરાધીન થાય છે? ૪૨

गुहा महल बन बाग घनेरा ।
क्यूं राजाको व्है हूं चेरा ॥
सेजाशिला अरु निजभुज तकिया ।
निर्झरजल कर पात्र न रुकिया ॥ ४३ ॥

શબ્દાર્થ:—ગુહારૂપી મહેલો તથા વનરૂપી બાગો અનેક છે, તો પછી હું શા માટે રાજાનો કિંકર થાઉં? અહીં શિલારૂપી શય્યા છે તથા પોતાના હાથરૂપ તકિયા છે. હાથરૂપી પાત્રમાં નિર્મળ ઝરણનું પાણી મળી શકે છે, જે કોઈથી અટકાવી શકાય એમ નથી. ૪૩

बैठि इकंत होय स्वच्छंदा ।
लहिये भर्छू परमानंदा ॥
बिन एकांत न आनँद कबहू ।
मिलैं अब्धिलौं पृथ्वी सबहू ॥ ४४ ॥

શબ્દાર્થ:—હે ભર્છુ ! એકાંતમાં બેસીને સ્વછંદી થઇ પરમાનંદને પ્રાપ્ત કરવો તે સારું. સમુદ્ર પર્યંત સઘળી પૃથ્વી મળે તો પણ એકાંત વિના કદી આનંદ પ્રાપ્ત થાય એમ નથી. ૪૪

૨૨૦ સર્વ સુખ એકાંતમાં પ્રાપ્ત થવા યોગ્ય.

दोहा ।

पृथ्वीपती निरोग युव, दृढ स्थूल बलवंत ॥
विद्यायुत तिहि भूपमैं, मानुष सुखको अंत ॥ ४५ ॥

શબ્દાર્થ:—પૃથ્વીપતિ, નિરોગી, યુવાન્, દૃઢ, સ્થૂલ, બળવાન્ તથા વિદ્વાન્ એવા રાજામાં મનુષ્યના સુખનો અંત છે. ૪૫

चौपाई—जे मानवगंधर्व कहावत ।
ता नृपतैं शतगुण सुख पावत ॥
होत देवगंधर्व जु औरा ।
तिनतैं तहँ सोगुण सुखव्यौरा ॥ ४६ ॥

શબ્દાર્થ:—જેઓ માનવ ગંધર્વ કહેવાય છે, તે રાજાથી સોગણું સુખ મેળવે છે. વળી અન્ય દેવગંધર્વો મનુષ્ય ગંધર્વના કરતાં સો ગણું વધારે સુખ મેળવે છે. ૪૬

सुख गंधर्वदेवको जो है ।
तातैं शतगुण पितरनको है ॥
पुनि आजानदेवमें तिनतैं ।
सोगुण कर्मदेवमें जिनतैं ॥ ४७ ॥

શબ્દાર્થ:—દેવ ગંધર્વના સુખ કરતાં પિતૃલોકનું સુખ સો ગણું વધારે છે. વળી પિતૃલોક કરતાં આજાન ( સ્વર્ગમાં થયેલા ) દેવોનું સુખ વધારે છે તથા તેના કરતાં કર્મ દેવમાં સો ગણું સુખ વધારે છે. ૪૭

मुख्यदेव जे हैं पुनि तिनमैं ।
कर्मदेवतैं सौगुण जिनमैं ॥
जो त्रिलोकपति इंद्र कहीजे ।
तामैं पुनि सौगुण गिनि लीजै ॥ ४८ ॥

શબ્દાર્થ:—વળી મુખ્ય દેવમાં કર્મ દેવથી સો ગણું વધારે સુખ છે તથા ત્રિલોક પતિ જે ઇંદ્ર કહેવાય છે, તેમાં દેવ કરતાં સો ગણું સુખ વધારે છે. ૪૮

ટીકા:-મુખ્ય દેવ:-મુખ્ય દેવ કહેતાં અગિયાર રુદ્ર, બાર આદિત્ય તથા આઠ વસુઓ મળીને એકત્રીશ દેવો.

सब देवनको गुरू बृहस्पति ।
लहै इंद्रतैं शतगुण सुखगति ॥
जाको नाम प्रजापति भाषत ।
गुरुतैं सुख सौगुण सो राखत ॥ ४९ ॥

શબ્દાર્થ:-સર્વ દેવનાં ગુરુ બૃહસ્પતિ છે, તે ઇન્દ્ર કરતાં

સોગણા સુખની ગતિને મેળવે છે. જેનું નામ પ્રજાપતિ છે તે ગુરુ બૃહસ્પતિ કરતાં સો ગણું વધારે સુખ મેળવે છે. ૪૯

तातैं सौगुण ब्रह्महिं सुख ।
लहै न रंचक सो कबहूं दुख ॥
इतनै गा क्रमतैं सुख पावत ।
तैत्तिरीयश्रुति यूं समुझावत ॥ ५० ॥

શબ્દાર્થઃ—આના કરતાં સો ગણું સુખ બ્રહ્મમાં છે. તેમાં જરા પણ દુઃખનો અંશ નથી. આ રીતે સર્વ સુખને મેળવે છે, એમ તૈતિરીય ઉપનિષદે કહ્યું છે. ૫૦

सोरठा ।

राजातैं ब्रह्मांत, कह्यो जु सुख सगरो लहै ।
रहत सदा एकांत, कामदग्ध जाको न हिय ॥५१॥

શબ્દાર્થઃ—રાજાથી બ્રહ્મા પર્યંત સઘળું સુખ કે જેનું વર્ણન કરવામાં આવ્યું છે તે સુખ જે મનુષ્ય એકાંતમાં રહે છે તથા જેનું હૃદય કામથી દગ્ધ થયલું નથી તેને પ્રાપ્ત થાય છે. ૫૧

૨૨ યુવતીસંગ દુઃખ વર્ણન.

रहै एकांतदेशमें अस सुख ।
युवति पुत्र धन संग सदा दुःख ॥
युवति कुरूप कुबोलनि जाके ।
सदा शोक हिय रहै यह ताके ॥५२॥

શબ્દાર્થઃ—આ રીતે એકાંત સ્થળમાં અનેક સુખ રહેલ છે, યુવતી, પુત્ર, ધન, સંગ આ સર્વ દુઃખના આશ્રયરૂપ છે.

જેની સ્રી કુરૂપ અને કુવચની હોય છે, તેને હૃદયે સર્વદા શોક હોય છે. ૫૨

प्रभु पुरीषपंडा यह रंडा ॥
दिय मुहिं कौन पापको दंडा ॥
बोलत बैन व्याल कागनिके ।
भेड भैसि न्योरी नागनिके ॥ ५३ ॥

શબ્દાર્થઃ—હે પ્રભુ! પુરુષના સમૂહરુપ આ રંડા મને કયા પાપનો દંડ દે છે. આ સ્રી સર્પ, કાગડા, બોકડા, ભેંસ, નોળીઓ તથા નાગેણના સરખું વચન બોલે છે. ૫૩

भूत भावती ऊंटनिको है ।
बोल खरीको सुनि खर मोहै ॥
रैनि जु ऊंचे स्वरहिं उचारत ।
स्यार हजारन सुनत पुकारत ॥ ५४ ॥

શબ્દાર્થઃ—ચુડેલ તથા ઉટણીના જેવા તે બોલ બોલે છે. ગધેડીનું બોલવું સાંભળી ગધેડા મોહે છે. શિયાળણી જે ઉંચ સ્વરે પોકાર કરે છે તેનો પોકાર સાંભળી હજારો શિયાળો પોકાર કરે છે. ૫૪

निरपराध तिय बिन वैरागा ॥
तजत न बनत पाप जिय लागा ॥
रहत दुखित यूं निशिदिन पिय मन ।
तिय कुबोल सुनि लखि कुरूप तन ॥५५॥

શબ્દાર્થઃ—નિરપરાધી સ્રીનો ત્યાગ કરવો, એ વૈરાગ્યવિના

બનતું નથી. પૂર્વ જન્મનું જે સ્ત્રીરૂપ ફળ પાપરૂપે જે લાગ્યું હોય છે તે છૂટતું નથી. સ્ત્રીના નઠારા વચન સાંભળી તથા તેનું કુરૂપ જોઇ પ્રિયનું મન રાત દિવસ દુઃખયુક્ત રહે છે. ૫૫

कामिनी व्है जु सुरूप सुबानी ।
सो कुरूपतैं व्है दुखदानी ॥
चमक चामकी पियहिं पियारी ।
अर्घ धर्म नशि मोक्ष बिगारी ॥ ५६ ॥

શબ્દાર્થઃ—જે કામિની સારારૂપવાળી તથા સારું વચન બોલનારી છે, તે કુરૂપ કરતાં વધારે દુઃખ આપનારી છે. ચામડીની સૌંદર્યતાને લીધે સ્ત્રી પોતાના પ્રિયને વહાલી લાગે છે, પણ તે ખરુ જોતાં અર્થ, ધર્મ તથા મોક્ષનો નાશ કરનારી છે. ૫૬

૨૨૨ યુવતીના રાગથી ધર્મનો બિગાડ.

मीठे बैन जहरयुत लड़वा ।
खाय गमाय बुद्धि व्है भड़वा ॥
और कछू सुपनहु नाहिं देखै ।
काम अंध इक कामिनि लेखै ॥ ५७ ॥

શબ્દાર્થઃ—સ્ત્રીનાં મીઠાં વેણ ઝેરવાળા લાડવા સરખાં છે. જે ભડવો આ લાડુને ખાય છે તેની બુદ્ધિનો નાશ થાય છે. તે સ્વપ્નમાં પણ પોતાની પ્રિયાવિના બીજું કાંઈ જોતો નથી. તે કામથી અંધ થયલો કેવળ કામિનીને જ જુવે છે. ૫૭

धन कछु मिलै जु बाहिर घरमैं ।
सो सब खरचै कामिनिघरमैं ॥

भूषण वस्त्र ताहि पहिरावै ।
गुरु पितु मात यादिहु न आवै ॥ ५८॥

શબ્દાર્થઃ—બહારથી તથા ઘરમાંથી જે કાંઈ ધન મળે છે, તે સઘળું કામિનીને ખાતર ખરચી નાંખે છે. સ્ત્રીને સારાં સારાં વસ્ત્રો તથા આભૂષણો પહેરાવે છે, પણ પોતાનાં માત-પિતા જેઓએ તેને જન્મ આપ્યો છે, તે યાદ આવતાં નથી.૫૮

पायस पान मिठाई मेवा ।
देय भक्तितैं तिय निजदेवा ॥
नेहनाथ नाथ्यो नहिं छूटै ।
तियकृसान पियबैलहि कूटै ॥ ५९ ॥

શબ્દાર્થઃ—સ્ત્રીરૂપી પોતાના દેવને ભક્તિવડે પતિ દૂધ-પાક, પીવાના પદાર્થો, મીઠાઇ તથા મેવા વગેરે આપે છે. સ્ત્રીરૂપી ખેડુતે નાથરૂપી બળદને સ્નેહરૂપી પાશવડે એવો નાથેલો હોય છે, કે તે છૂટી શકતો નથી. ખેતીને કરવાવાળી સ્ત્રીરૂપ ખેડુત પતિરૂપ બૈલને જરાપણ છોડતી નથી. ૫૯

૨૨૩ યુવતીના સંગવડે ધર્મનો બિગાડ.

ज्यूं सूवा पिंजरमैं बँधुवा ।
सिखयो बोलत शुद्ध अशुद्धवा ॥
तैसे जो कछु नारि सिखावत ।
सो गुरु पितु मातहीं सुनावत ॥ ६० ॥

શબ્દાર્થઃ—જેમ પાંજરામાં પૂરેલો પોપટ પોતાનો સ્વામી ખરું ખોટું જેવું ભણાવે છે તેમ પોપટ ભણે છે. તે જ પ્રમાણે

પુરુષને પોતાની સ્ત્રી જેવું ભણાવે છે, તે પ્રમાણે પોતાનાં માતા પિતા તથા ગુરુને સંભળાવે છે. ૬૦

जैसे मोर मोरनीआगै ।
नाचि रिझाय आप अनुरागै ॥
तैसे विविध वेष करि तियको ।
मन रिझाय रिझत मन पियको ॥ ६१॥

શબ્દાર્થ:—જેમ મોર પોતાની સ્ત્રીની આગળ નાચી તેને રીઝવવામાં પોતાને આનંદ માને છે, તેમ પુરુષ અનેક વેશ ધારણ કરી સ્ત્રીના મનને રીઝવવાથી પોતાનું મન રીઝવાવે છે. ૬૧

जव दुहूनको मन अनुराग्यो ।
तबहिं मदनमदिरामद जाग्यो ॥
भये बावरे वसनहु त्यागे ।
अतिउन्मत्त घुरन पुनि लागे ॥ ६२ ॥

શબ્દાર્થ:—જ્યારે બેઉનું મન અનુરાગવાળું થાય છે ત્યારે કામરૂપી મદિરાનો મદ જાગે છે. તેઓ બાવરાં બની જઇ વસ્ત્રનો ત્યાગ કરે છે તથા અત્યંત ઉન્મત્ત થઈ પછી ઘોરવા માંડે છે. ૬૨

प्रेतरूप धरि नम्र अमंगल ।
भिरि फिरि भिरत मेषमन दंगल ॥
ज्यूं लोटत मद्यापि मतवारो ।
गिनत मलीन गलीन न नारो ॥ ६३ ॥

શબ્દાર્થ:—નગ્ન તથા અપવિત્ર એવા શરીરને બાથમાં

ભીઠી ખુબ દાબે છે તથા જાણુ બે ઘેટાની લડાઇ થતી હોય તેમ વારંવાર બાથમાં ભીડે છે તથા જેમ કોઇ દારૂડિયો મદ્યપી ગમે ત્યાં આળોટયા કરે છે તથા તે જેમ આ નઠારૂં સ્થાન છે માટે અહીં મારે પડવું ન જોઇએ તે ગણતો નથી, તેમ તે ગણતો નથી. ૬૩

त्यूं नर नारि मदनमदअंधे ।
अतिमलीन अंगनमैं बंधे ॥
करत मदनमद भ्रम जे मनकूं ।
व्है अचरज मुनि त्यागी जनकूं ॥ ६४ ॥

શબ્દાર્થઃ—તથા મદના મદથી અંધ થઇને અતિ મલિન અંગમાં બંધાય છે. મદનરૂપી મદ મનને જે રીતે ભ્રમવાળું કરે છે તે સાંભળી ત્યાગી જનને આશ્ચર્ય થાય છે. ૬૪

नशै मदनमदतैं मति नरकी ।
लखत न ऊंच नीच परघरकी ॥
तियहु बावरी मदन बनाई ।
क्रिया दुखद जिहि व्है सुखदाई ॥ ६५ ॥

શબ્દાર્થઃ—મદનરૂપી મદવડે મનુષ્યની બુદ્ધિનો નાશ થાય છે. આથી સ્ત્રી ઉંચ છે કે નીચ છે, ઘરની છે કે પરઘરની છે, એ કંઇ જોતો નથી. મદને સ્ત્રીને પણ બાવરી બનાવી છે, જેથી જે ક્રિયા દુઃખ આપવાવાળી છે, તેને સુખકારી માને છે. ૬૫

प्रबलकाममादिरामद जागै ॥
तब द्विजतिय धानकतैं लागै ॥

पिये मदनमदिरा नर नारी ।
ऐसैं करत अनंत खुवारी ॥ ६६ ॥

શબ્દાર્થ:—પ્રબળ કામની મદિરાથી મદ જાગૃત થાય છે ત્યારે બ્રાહ્મણની સ્ત્રી પારધીની અથવા ભોઇની સાથે લાગે છે. મનુષ્ય તેમ જ સ્ત્રી મદનરૂપી મદિરા પીએ છે, જેથી તેઓ પોતાની અત્યંત ખુવારી કરે છે. ૬૬

कामदोष यूं नरहि बिगोवत ।
सोइ प्रकट सुंदरि तिय जोवत ॥
यातैं अतिसुरूप तिय दुखदा ।
ताको त्याग कहत मुनि सुखदा ॥ ६७ ॥

શબ્દાર્થ:—કામરૂપી દોષ આ રીતે નરને વગોવે છે. આ દોષ સુંદર સ્ત્રીને જોવાને પ્રકટ થાય છે. માટે અત્યંત સૌંદર્ય યુક્ત સ્ત્રી દુઃખને આપવાવાળી છે. તેનો ત્યાગ સુખદાયી છે, એમ મુનિ કહે છે. ૬૭

जो सुरूप तियमैं अनुरागत ।
बिषसमदुखद पेखिहु नहिं भागत ॥
उभयलोककी करत सुहानी ।
मुनिजन गन गुन साख बखानी ॥ ६८ ॥

શબ્દાર્થ:—જે સ્વરૂપવાન્ સ્ત્રીમાં અનુરાગ રાખે છે, તથા તે વિષની માફક દુઃખ આપવાવાળી છે, એમ જોઇ ભાગતો નથી, તે બહુ ઉભયલોકની બહુ હાનિ કરે છે, એમ મુનિજનનો સમૂહ સત્યરૂપે કહે છે. ૬૮

૨૪ યુવતીસંગવડે બિંદુનો નાશ.

जो नानाविध भोजन खावै ।
रस ताको फल बिंदु उपावै ॥
जीवन बिंदु अधीन सवनको ।
नशत शोक बिंदुहुतैं मनको ॥ ६९ ॥

શબ્દાર્થઃ—જે મનુષ્ય અનેક પ્રકારનાં ભોજન ખાય છે, તેનો રસ ફળરૂપ બિંદુને ( વિર્યને ) ઉપજાવે છે. સર્વનું જીવન બિંદુને અધીન છે તથા મનનો શોક બિંદુથી નાશ પામે છે. ૬૯

व्है जब जनको मन मलवासी ।
करत शोक अति धरत मन उदासी ॥
रुधिर निवास धरत मन जबहूँ ।
चंचल अधिक रजोगुण तबहूँ ॥ ७० ॥

શબ્દાર્થઃ—જ્યારે મનુષ્યનું મન મળવાસી થાય છે ત્યારે શોક કરે છે તથા અત્યંત ઉદાસીનતા ધારણ કરે છે. જ્યારે મન રુધિરમાં નિવાસ કરે છે ત્યારે તે ચંચળ થઇ અધિક રજોગુણને ધારણ કરે છે. ૭૦

जब मन करत बिंदुमें वासा ।
तबैहिं शोक चंचलता नाशा ॥
पुनि आपहि बलवत जन जानै ।
व्है प्रसन्न शुभ कारज ठानै ॥ ७१ ॥

શબ્દાર્થઃ-જ્યારે મન બિંદુમાં વાસ કરે છે ત્યારે શોક તથા ચંચળતાનો નાશ થાય છે. તે પછી પોતાને બળવાન્ મનુષ્ય માને છે તથા પ્રસન્ન થઈ શુભ કાર્ય કરે છે. ૭૧

बिंदु अधिक होवै जा जनमैं ।
सुंदरकाँतिरूप ता तनमैं ॥
बिंदुहुको तनमैं उजियारो ।
नशै बिंदु तन मनु हतियारो ॥ ७२ ॥

શબ્દાર્થઃ-જે જનમાં અધિક બિંદુ હોય છે, તેના શરીરમાં સુંદર કાંતિ તથા રૂપ હોય છે. શરીરમાં બિંદુનો જ પ્રકાશ છે. પણ જ્યારે બિંદુનો નાશ થાય છે ત્યારે મનુષ્ય હત્યારા જેવો થઇ જાય છે. ૭૨

जाको बिंदु न कबहूँ नाशै ।
बलि न पलित तिहिं तन परकाशै ॥
योगी करत खेचरीमुद्रा ।
तातैं बिंदु राखि व्है भद्रा ॥ ७३ ॥

શબ્દાર્થઃ-જેનું બિંદુ કદી નાશ પામતું નથી, તેના શરીરમાં વળિયાં પડતાં નથી તથા પળિયાં પ્રકાશતાં નથી. યોગી ખેચરી મુદ્રા કરે છે, તેથી બિંદુનું રક્ષણ થાય છે જેથી સુખ થાય છે. ૭૩

ટીકાઃ-ખેચરી મુદ્રાઃ-ઉર્ધ્વ ગમનવડે તાળુપ્રદેશમાં રહેલ પ્રાણવાયુને રોકવા માટે તાલુના છિદ્રમાં અટકાવ નાંખવો, તેને ખેચરી મુદ્રા કહે છે. આથી સર્વ શરીરમાં કામાદિ વૃત્તિ સહિત મનના પ્રચારના અભાવથી બિંદુરૂપી વીર્યની રક્ષા થવાથી યોગીનું કલ્યાણ થાય છે.

अष्टसिद्धि जे धारत योगी ।
बिंदु खसे हारत ते भोगी ॥
अस अतिउत्तम बिंदु जु जगमें
तिहिं तिय छीनि लेत निजभगमैं ॥ ७४ ॥

શબ્દાર્થ:—જે યોગી અષ્ટ સિદ્ધિને ધારણ કરે છે, તે યોગી બિંદુ ખસવાથી ભોગી થઇ હારે છે. જગતમાં જે અતિ ઉત્તમ બિંદુ છે તેને સ્ત્રી પોતાના ભગવિશે છીનવી લેછે. ૭૪

ज्यूं किसान बेलनमैं उषहि ।
पेरत लेत निचोरि पियूषहि ॥
बार बार बेलनमैं धारहि ।
ह्वे असार दथ्था तब जारहि ॥ ७५ ॥

શબ્દાર્થ—જેમ ખેડુત શેરડીને કોલમાં ઘાલી પીલે છે તથા પીલીને તેમાંથી અમૃતરૂપ રસને નીચોવી લે છે; વારંવાર કોલમાં મૂકયા કરે છે, જેથી મિથ્યા એવો કુચો બહાર નીકળે છે. ૭૫

त्युं तिय भींचि भुजनमैं पीकूं ।
भरत योनिघट खींचि अमीकूं ॥
पुनि पुनि करत क्रिया नित तौलौं ।
शेष बिंदुको बिंदू जौलौं ॥ ७६ ॥

શબ્દાર્થ—તેજ પ્રમાણે સ્ત્રી પ્રિયને બાથમાં પીસી યોનિરૂપી ઘટને અમૃતથી ભરીલે છે તથા જ્યાં સુધી તેના અંગમાં

અમૃતનું એક બિંદુ રહે ત્યાં સૂધી આ પ્રમાણે વારંવાર ક્રિયા કર્યા કરે છે. ૭૬

क्रियो असार नारि नरदेहा।
खींच फुलेल फूल ज्युं खेहा ॥
भौ अकाम सब ताहि जरावै।
सूके बैन मुरार लगावै ॥ ७७ ॥

શબ્દાર્થઃ—ફુલમાંથી જેમ સત્વ શોષી લઇ કુચા રાખવામાં આવે છે તેમ નારી નરનો દેહ સાર રહિત કરી મૂકે છે પછી જ્યારે તે અકામ શબ થાય ત્યારે તેને અર્ધ બળેલા કાષ્ઠની માફક કડવાં વચનો બોલી બાળે છે. ૭૭

व्हे जू सुरूप जोर धन भारी।
ता नरपैं नारी बलिहारी ॥
करि सुरूप धन बलको अंता।
कहत ताहि तू काको कंता ॥ ७८ ॥

શબ્દાર્થઃ—જે સ્વરૂપવાન, જોરવાન્ તથા ધનવાન્ હોય છે તેનાપર નારી સંતુષ્ટ થાય છે. પછી તેનાં રૂપ, બળ તથા ધનનો અંત કર્યા પછી કહે છે કે તું કોનો પતિ? ૭૮

तिहि पुनि मिलन चहै जू अनारी।
कर धरपै धरतहु दे गारी ॥
नाक चढाय आंखिहु मोरै।
जाय न पतिसेजहुके धोरै ॥ ७९ ॥

શબ્દાર્થઃ—એમ છતાં જો અનાડી તેને ફરી મળવાં જાય છે

તો તેનો હાથ પોતાના શરીરપર પડતાંજ તેને ગાળો ભાંડે છે, નાક ચઢાવી દે છે તથા આંખ મરોડે છે. આથી પતિ જરા પણ પાસે જઈ શકતો નથી. ૭૯

कोटिवज्रसंघात जु करिये ।
सबको सार खींचि इक धरिये ॥
तियके हियसम सो न कठोरा ।
ऋषि मुनिगण यह देत ढँढोरा ॥ ८० ॥

શબ્દાર્થ:—કરોડો વજ્રને એકઠાં કરીએ તથા તે સર્વનો સાર ખેંચી એકઠો કરીએ તો પણ તેની કઠોરતા નારીના હૃદયની કઠોરતાની બરાબર આવી શકશે નહિ. આ પ્રમાણે ઋષિ મુનિઓનો સમૂહ ગાઈ વજાડીને કહે છે. ૮૦

करत गुमान हठत तिय ज्युं ज्युं ।
चिपटत शठमति जनमन त्युं त्युं ॥
कबहुँक ताको वांछित करिकै ।
मरन अंत छोड़त न पकरिकै ॥ ८१ ॥

શબ્દાર્થ:—જેમ જેમ સ્ત્રી મગરૂર થઈ પાછી હઠે છે તેમ તેમ શઠ બુદ્ધિવાળા મનુષ્યનું મન તેના પર વધારે આસક્ત થાય છે. કેટલીક વાર તેની ઇચ્છા પાર પાડી પછી તેને પકડી લઇ મરણ સૂધી તેનો પીછો છોડતી નથી. ૮૧

पढ्यो पुरान वेद स्मृति गीता ।
तर्कनिपुण पुनि किनहुँ न जीता ॥
करत अधीन ताहि तिय ऐसै ।

बाजीगर बंदरकूं जैसै ॥ ८२ ॥

શબ્દાર્થઃ—જેણે વેદ, પુરાણ, સ્મૃતિ તથા ગીતાનું પઠન કર્યું છે, જે તર્કમાં નિપુણ છે તથા જે અજિત છે તો પણ જેમ બાજીગર વાનરને પોતાને આધીન કરી દે છે તેમ સ્ત્રી પુરુષને પોતાને આધીન કરી દે છે. ૮૨

सब कछु मनभावत करवावत ।
पढे पशुहिं भलभांति नचावत ॥
उक्ति युक्ति सब तबहीं विसरै ।
जब पंडित पढि तियपें ढिसरै ॥ ८३ ॥

શબ્દાર્થઃ—તેની પાસે પોતાને પસંદ પડતું સર્વ કામ કરાવે છે તથા ભણાવેલ પશુરૂપ મનુષ્યને સારી રીતે નચાવે છે. પંડિત સારું અધ્યયન કર્યા પછી પણ સ્ત્રી પાસે જાય તો તે સમયે પણ નારીના સમક્ષ સર્વ યુક્તિ તથા કેમ બોલવું, તે સર્વ વિસરી જાય છે. ૮૩

जब कबहुं सुमरत यह वेदा ।
तब तियमें मानत कछु खेदा ॥
तिहिं त्यागनकी इच्छा धारै ।
पुनि तिय नैनसैन शर सारै ॥ ८४ ॥

શબ્દાર્થઃ—આ મનુષ્ય જ્યારે પાછો વેદનું સ્મરણ કરે છે ત્યારે તેના મનમાં કંઇએક ખેદ થાય છે તથા તે સ્ત્રીનો ત્યાગ કરવાની ઇચ્છા ધારે છે. પણ સ્ત્રીનાં કટાક્ષરુપી બાણ પાછાં વાગે છે કે (સર્વ ભૂલી જાય છે.) ૮૪

जहर कटाक्ष नैनशर बोरै ।
तानि कमान भौंह युग जोरै ॥
मारत सारत हिय सब जनको ।
विज्ञहूं बचत न धन शेठ गन कों ॥ ८५ ॥

શબ્દાર્થઃ—નયન કટાક્ષરૂપી વિષયુક્ત શર ભ્રકુટીરૂપી કમાનને જોડી તેને મનુષ્યના હૃદયની અંદર સોંસરૂ મારે છે. આમાંથી જો વિદ્વાન પણ બચતા નથી તો શઠની તો વાત-જ શી? ૮૫

भयो न तियमैं तीव्रविरागा ।
यूं मतिमंद करत पुनि रागा ॥
करत विविध आज्ञा ज्यूं चाकर ।
हूकम करै बैठी मनु ठाकर ॥ ८६ ॥

શબ્દાર્થઃ—જે મનુષ્યને સ્ત્રીમાં તીવ્ર વૈરાગ્ય નથી થયો, તે મતિમંદ પુરુષ સ્ત્રીમાં ફરી અનુરાગ કરે છે તથા જેમ ચાકરના પર શેઠ વિવિધ આજ્ઞા કરે, તેમ શેઠની માફક સ્ત્રી બેઠી બેઠી પતિપર હુકમ કરે છે. ૮૬

जे नर नारनयनशर वींधे ।
तिनके हिये होत नाहि सीधे ॥
भलो बुरो सुख दुख सब विसरत ।
ते कैसैं भवदुखतैं निसरत ॥ ८७ ॥

શબ્દાર્થઃ—જે મનુષ્ય નારીના શરથી વિંધાયો છે તેનું હૃદય સીધું હોતું નથી. તે સાર અસાર તથા સુખ દુઃખ

સર્વનું નારીના મોઢા આગળ તેને વિસ્મરણ થાય છે, તો પછી તે ભવ દુઃખમાંથી કેવી રીતે બહાર નિકળી શકે? ૮૭

नारि बुरी वेश्या अरु परकी ।
तीजी नरकनिशानी घरकी ॥
तजत विवेकी तिहुमें नेहा ।
करै नेह तिह शठमुख खेहा ॥ ८८ ॥

શબ્દાર્થઃ-વેશ્યા નારી, પારકી સ્ત્રી તેમજ ઘરની સ્ત્રી આ સર્વ નિંદ્ય છે. તે નરકની નિશાની રૂપ છે. વિવેકી મનુષ્ય તેમાંથી સ્નેહ કાઢી નાંખે છે. આમાં શઠપુરુષજ સ્નેહ કરે છે તથા તેવાને ધિક્ છે. ૮૮

दोहा ।

अर्थ धर्म अरु मोक्षकूं, नारि बिंगारत ऐन ॥
सब अनर्थको मूल लखि, तजै ताहि व्है चैन ॥८९॥

શબ્દાર્થઃ-ધર્મ, અર્થ તથા મોક્ષ આ સર્વનો સારી રીતે સ્ત્રી નાશ કરે છે. તેને સર્વ અનર્થના મૂળરૂપ ગણીને તેનો ત્યાગ કરે છે, તેનેજ સુખ થાય છે. ૮૯

૨૨૫ પુત્રસંગ દુઃખ વર્ણન.

पुत्र सदा दुख देत यूं, बिन प्राप्ति दुख एक ॥
गर्भसमय दुख जन्मदुख, मरै तु दुःख अनेक ॥९०॥

શબ્દાર્થઃ-પુત્ર સર્વદા નીચે પ્રમાણે દુઃખ આપે છેઃ- પુત્રની અપ્રાપ્તિ એ એક દુઃખ, ગર્ભ સમયનું દુઃખ, જન્મ સમયનું દુઃખ, તથા પુત્રના મરણથી અનેક પ્રકારનું દુઃખ. ૯૦

गर्भ धरत जौलौं नहिं नारी ।
दुख दंपतिमन तौलौं भारी ॥
व्है जु गर्भ यह चिंतन नाशै ।
पुत्री होय कि पुत्र प्रकाशै ॥ ९१ ॥

શબ્દાર્થઃ—જ્યાં સૂધી નારી ગર્ભને નથી ધારણ કરતી, ત્યાં સૂધી દંપતીના મનને અત્યંત દુઃખ હોય છે. એમ છતાં જો ગર્ભ ધારણ કરે છે, તો પણ ચિંતા દૂર થતી નથી. પુત્ર થશે કે પુત્રી થશે, એ પ્રકારની ચિંતા રહેલી હોય છે. (૯૧)

गर्भ गिरनके हेतु अनंता ।
तिनतैं डरत करत अतिचिंता ॥
व्है जु पूत नवमास बिहाने ।
जननी जनक अधिक दुखसाने ॥ ९२ ॥

શબ્દાર્થઃ—ગર્ભનો પાત થવાના અનંત કારણને લીધે તે ડરી જાય છે અને અનેક પ્રકારની ચિંતા કરે છે ને નવ માસ વીતી ગયા પછી પુત્ર થાય તો માતાપિતા અત્યંત દુઃખે ભરાય છે. (૯૨)

नवग्रहमैं इक द्वै नहिं बिगरैं ।
अस जन को जन्म न जग सगरै ॥
बिगरे ग्रहकी निशि दिन चिंता ।
करत मात पितु बैठि इकंता ॥ ९३ ॥

શબ્દાર્થઃ—સર્વ જગતમાં કોઇ પણ મનુષ્યનો એવો જન્મ નથી, કે જેના નવ ગ્રહમાંથી એક બે પણ ગ્રહ નહિ

બીગરેલા હોય. આ બગડેલા ગ્રહની ચિંતા દરરોજ માતા પિતા બે .ી કર્યા કરે છે. (૯૩)

शिशु उदास व्है जब तजि बोबा ।
तब दोऊ मिलि लागत रोवा ॥
यूं चिंतत कछू गये महीने ।
दांत पूतके निकसै झीने ॥ ९४ ॥

શબ્દાર્થઃ—ધાવવું છોડી દઇ જ્યારે બાળક જરા પણ ઉદાસીન થાય છે એટલે માબાપ રોવા બેસી જાય છે. એમ ચિંતન કરતાં કેટલાક માસ ગયા પછી પુત્રને ઝીણા દાંત ફૂટી નીકળે છે. (૯૪)

मरत बाल बहु निकसत दंता ।
तब यह चिंता दुख तिय कंता ॥
जिये दूबरो दुखतैं बारो ।
देखि चुहारो धरत उतारो ॥ ९५ ॥

શબ્દાર્થઃ—દાંત ફૂટી નીકળતી વખતે અનેક બાળકો મૃત્યુ પામેછે આ રીતનું ચિંતારૂપી દુઃખ સ્ત્રી પુરુષને થાયછે. આ દુઃખમાંથી દુર્બળ બાળક જો જીવે છે તો પછી ચકલો જોઇ ત્યાં તેને માથે કંઈ વસ્તુ ઉતારી ઉતાર મૂકી આવે છે. (૯૫)

म्लेच्छ चमार चूहरे कोरी ।
तिनतैं झरवावत द्विज धोरी ॥
सइयद ख्वाजा पीर फकीरा ।
धोकत जोरत हाथ अधीस ॥ ९६ ॥

શબ્દાર્થઃ—મ્લેચ્છ, ચમાર, ચંડાળ અથવા કોળીની પાસે પણ ઉત્તમ દ્વિજ ઉજણી નખાવે છે. સૈયદ, ખોજા, પીર અથવા ફકીરને અધીરા થઇને હાથ જોડીને નમે છે.(૯૬)

जाकूं हिंदु कबहूँ नहिं मानै ।
पूत्रहेतु तिहि इष्ट पिछानै ॥
भैरव भूत मनावत नाना ।
धरत शिवाबल भूमि मसाना ॥ ९७ ॥

શબ્દાર્થઃ—જેને આર્યક કદિ હિંદુ માને નહિ, તેને પુત્રને ખાતર ઇષ્ટ તરીક માને છે. પુત્રને ખાતર અનેક ભૂત ભૈરવની માનતા લે છે તથા શિવાબલ સ્મશાનમાં મૂકી આવે છે. ૯૭

ટીકાઃ—શિવાબલ અડદ, મગ, ચોખા આદિ રાંધેલ અન્નનું તથા માંસનું બળિદાન ઠીકરામાં અથવા પત્રાળીમાં મૂકી ચકલે અથવા સ્મશાનમાં જઇ મૂકી આવે છે. આને શિવાબલ કહે છે.

धानकको डमरू घरि वाजै ॥
कर जोरत पूजत नहिं लाजै ।
और जंत्र तावीज घनेरै ।
लिखि मढवाय पूतगर गेरै ॥ ९८ ॥

શબ્દાર્થઃ—પારધિનાં ડાખલાં ઘરમાં વગડાવે છે તથા તેમના મોઢા આગળ હાથ જોડી ઉભા રહેતાં લજવાતા નથી. વળી ઘણા જંત્રો તથા તાવીજો મઢાવીને પુત્રના ગળામાં પહેરાવે છે. (૯૮)

निजकुलमैं इक अच्युतपूजा ।
किनहु न सुपनहू सुमर्यो दूजा ॥

सो कुलनेम पूतहित त्याग्यो ।
व्यभिचारनज्युं जहँतहँ लाग्यो ॥ ९९ ॥

શબ્દાર્થ:-પોતાના ઘરમાં એક અચ્યુત ભગવાનની જ પૂજા કરવાનો રિવાજ હોય છે. સ્વપ્નમાં પણ તે સિવાય અન્ય દેવનું સ્મરણ કર્યું નથી હોતું, છતાં પુત્રને ખાતર કુલની પ્રથાનો ત્યાગ કરવામાં આવે છે તથા વ્યભિચારીની માફક જ્યાં ત્યાં ફાંફાં માર્યા કરે છે. ૯૯

होत शीतलाको जब निकसन ।
नशत मातपितु मनको बिकसन ।
स्नानक्रिया तजि रहत मलीना ।
परमदेव गदहाकूं कीना ॥ १०० ॥

શબ્દાર્થ:—જ્યારે બાળકને શિતળા નિકળે છે ત્યારે માતા પિતાના મનનો ઉલ્લાસ જતો રહે છે. તે સમયે સ્નાન ક્રિયાનો ત્યાગ કરી મલીન રહે છે તથા પરમ દેવરૂપ ગધેડાને માને છે. ૧૦૦

मोरि बाग बक्सहूं शिशु मोग ।
गदहा मात चराऊं तोरा ॥
यूं कहि चना गोदमें धारे ।
विनती करि गदहाकूं चारे ॥ १०१ ॥

શબ્દાર્થ:—વળી મોઢું મરડી કહે છે કે, હે માતા ગધેડી! મારા શિશુનું રક્ષણ કરજે. હું તને ફુલતોરા ચડાવું છું. આમ કહી તેના ખોળામાં ચણા વધાવે છે. એમ વિનતિ કરી ગધેડાની ઉપાસના કરે છે. ૧૦૧

अस अनंत दुखतैं शिशुपारन ।
युवा होतलौं और हजारन ॥
उमर पूतकी व्है जो थोरी ।
मरि है करहु उपाय करोरी ॥ १०२ ॥

શબ્દાર્થ:—આ રીતે અનંત દુઃખ વેઠી શિશુનું પાલક કરવામાં આવે છે. વળી યુવાન થતાં સૂધીમાં માબાપને હજારો દુઃખ વેઠવાં પડે છે. આમ છતાં જો પુત્રનું આયુષ્ય અલ્પ હોય છે તો કરોડો ઉપાય કરવા છતાં તે મરણ પામે છે, ૧૦૨

मरै मातपित कूटहिं माथा ।
मानि आपकूं दीन अनाथा ॥
हाय हाय करि निश दिन रोवैं ।
करि धिक धिक निजजन्म विगोवैं ॥१०३॥

શબ્દાર્થ:—તો માતપિતા માથું કૂટી મરે છે તથા પોતાને દીન તથા અનાથ માને છે. તેઓ હાય હાય એમ કહી સર્વદા રડયા કરે છે તથા પોતાને ધિક્ છે એમ કહી પોતાના જન્મને વગોવે છે. ૧૦૩

पूतमरणको व्है दुख जैसो ।
लखत सपूत अपूत न तैसो ॥
जो जीवै तौ होतहि तरुना ।
लगत नारिके पोषण भरना ॥ १०४ ॥

શબ્દાર્થ:—પુત્રના મરણથી જેવું દુઃખ પ્રાપ્ત થાય છે

તે દુઃખ જેને પુત્ર થયા પછી તે મરી જાય તેને લાગે છે તેવું જેને પુત્ર થયલો નથી હોતો તેને લાગતું નથી. જો પુત્ર એમ કરતાં જીવે છે તો તે પોતાની સ્રીનું પોષણ કરવા મંડી જાય છે. ૧૦૪

जिन अनेक यत्नानि प्रतिपारो ।
तिनकूं जल प्यावन है भारो ॥
रजनि सैजपैं सिखवै नारी ।
तव पित मात देहु मुहिं गारी ॥ १०५ ॥

શબ્દાર્થઃ—જેઓએ તેને અનેક પ્રયત્નો કરી ઉછેરી મોટો કર્યો હોય છે, તેઓને પાણી આપવું પણ ભારે પડે છે. રાત્રીના શમામાં જ્યારે સ્રી સૂવે છે ત્યારે તે પોતાના પતિને શીખવે છે કે, તમારાં માતપિતાએ મને બહુ ગાળો ભાંડી.૧૦૫

व्है सुपुत तौ प्रातहि उठिकै ॥
नवै दूरतैं माथ न गठिकै ॥
चहै मात पित आवैं नेरै ।
पूत न सन्मुख आंखिहू हेरै ॥ १०६ ॥

શબ્દાર્થઃ—જો પુત્ર સપુત હોય તો પ્રાતઃકાળમાં ઉઠી માતપિતાને દૂરથી મસ્તક નમાવે છે, પણ પાસે જતો નથી. જો કે માતપિતા એમ ચાહે છે કે, પુત્ર અમારી પાસે આવે, પણ તે સમીપ આવતો નથી તથા તેઓની આંખથી દૂરનો દૂર ફરે છે. ૧૦૬

व्है कुपूत तौ उठतहि प्राता ।
वचन गारिसम बकि अघ्रुहाता ॥

जूदो होय ले सब घरको धन ।
दे पितमातहि इक तिनको तन ॥ १०७ ॥

**શબ્દાર્થઃ**—જો કુપુત્ર હોય તો પ્રાતઃકાળે ઉઠતાંની વાર-માં ગાળ સરખાં અસહ્ય વચન બોલે છે. ઘરનું સર્વ ધન લઇ જુદો રહે છે તથા માબાપને અર્થ તેઓનું પોતાનું એકલું શરીર જ રહેવા દે છે. ૧૦૭

फेरि संभारत कबहु न तिनकूं ।
पोषत सब दिन तिय निजतनकूं ॥
देखि लेत पित मात उसासा ।
या विधि पुत्र सदा दुखरासा ॥ १०८ ॥

**શબ્દાર્થઃ**—માબાપને કોઇ દિવસ સંભારતો પણ નથી તથા સર્વ દહાડો પોતાની સ્ત્રી તથા પોતાનું પોષણ કરવામાં મચ્યો રહે છે. આ જોઇ માબાપ નિઃસાસા મૂકે છે. આ રીતે પુત્ર સદા દુઃખના રાશિરૂપ છે. ૧૦૮

दोहा ।

करि विचार यूं देखिये, पुत्र सदा दुखरूप ॥
सुख चाहत जे पूततैं, ते मूढनके भूप ॥१०९॥

**શબ્દાર્થઃ**—આ રીતનો વિચાર કરી એમ માનવું કે, પુત્ર સર્વદા દુઃખરૂપ છે. જે મનુષ્ય પુત્રથી સુખની વાંછના કરે છે, તે મૂરખનો સરદાર છે. ૧૦૯

૨૨૬ ધનની આસકિતમાં દુઃખ.

ताजि तिय पूत ज्रु धन चहै, ताके मुखमें धूर ॥

**धन जोरन रक्षा करन, खरच नाश दुखमूर॥११०॥**

શબ્દાર્થઃ–સ્ત્રી પુત્રનો ત્યાગ કરી જે ધનમાં આકાંક્ષા રાખે છે, તેના મોંમાં પણ ધુળ છે. કારણકે ધનને એકઠું કરવામાં, તેનું રક્ષણ કરવામાં તથા ખરચ થવાથી તેનો નાશ થાય, એ સર્વ પ્રકારે દુ:ખના કારણ રૂપ છે. ૧૧૦

**चौपाई–जो चाहै माया बहु जोरी ।**
**करै अनर्थ सु लाख करोरी ॥**
**जातिधर्म कुलधर्म सु त्यागै ।**
**जो धनकूं जोरन जन लागै ॥ १११ ॥**

શબ્દાર્થઃ–જે મનુષ્ય બહુ માયા જોડવાને ઇચ્છે છે, તેઓ લાખો તથા કરોડો અનર્થ કરે છે. તે પોતાના જાતિ ધર્મ તથા કુળ ધર્મનો ત્યાગ કરે છે જે મનુષ્ય ધન જોડવામાં લાગેલો છે, તે આ સર્વ કરે છે. ૧૧૧

**बिना भाग तदपि न धन जुरि हैं ।**
**जुरै तु रक्षा करि करि मरि हैं ॥**
**खरचत धन घटि है यह चिंता ।**
**नाशै निशिदिन ताप अनंता ॥ ११२ ॥**

શબ્દાર્થઃ–ભાગ્ય વિના મહેનત કરવા છતાં ધન એકઠું થતું નથી. જો એકઠું કરે છે તો રખેને તેનો નાશ થશે, માટે તેનું રક્ષણ કરતો કરતો મરે છે. ધનને ખર્ચવામાં એમ ચિંતા થાય છે કે, તે રખેને ઘટી જશે. એમ છતાં જો ધનનો નાશ થાય છે તો તેને અનંત દુઃખ થાય છે. ૧૧૨

सदा करत यूं दुख धन मनकूं ।
चहै ताहि धिक धिक तिहिं जनकूं ॥
युवति पुत धन लखि दुखदाता ।
तज्यो भर्त्रु ममताको नाता ॥ ११३ ॥

શબ્દાર્થ:—જે સર્વદા આવી રીતના ધનને લીધે મનમાં દુઃખી થયા કરે છે તેવાને જે ચાહે છે તેને પણ ધિક્કાર છે. ભર્તુએ યુવતી, પુત્ર, ધન આ સર્વ દુઃખ આપવામાં છે, એમ જાણી તેનાપરથી તેણે આસક્તિ છોડી દીધી. ૧૧૩

૨૨૭ રાજાને ભર્તુમાં પ્રેતબુદ્ધિ થવી તથા
રાજાનું નાશવું.

कुंडलियाछंद ।

भर्तृ बन एकांतमैं, गयो कियो चित्त शांत ।
भयो नयो दीवान तिन, सुन्यो सकल वृत्तांत ॥
सुन्यो सकलवृत्तांत, चिंत यह उपजी ताके ॥
जो नृप जीवत सुनै, मिलै वा काहू नाके ॥
तौ झुठे हम होहिं, भूप दे सबकुं दंडा ॥
यातैं अब मिलि कहौ, भर्तृ भौ प्रेत प्रचंडा ॥११४॥

શબ્દાર્થ:—ભર્તુ આ રીતે એકાંત વનમાં ચાલ્યો ગયો તથા પોતાના ચિત્તને શાંત કર્યું. જે નવો મંત્રી થયો હતો, તેણે આ સર્વ વૃતાંત સાંભળ્યું. જ્યારે તેણે આ સર્વ વૃત્તાંત સાંભળ્યું ત્યારે તેના મનમાં ચિંતા થઇ કે, જો રાજા ભર્તુને જીવતો સાંભળે તથા જો કદાપિ કોઈ ઠેકાણે તે જોવામાં આવશે તો

અમે સઘળા જૂઠા પડીશું તથા રાજા સર્વને દંડ દેશે. આથી સર્વેએ મળી રાજાને કહ્યું કે, ભર્છુ તો મહાન્ પ્રેત થયો છે. ૧૧૪

## दोहा।

करि सलाह यह परस्पर, गये कचहरी बीच ॥
सबहीं कहि यह भूपतैं, भर्छु प्रेत भौ नीच ॥११५॥

શબ્દાર્થઃ—આ પ્રમાણે માંહોમાંહે સંતલસ કરી તેઓ કચેરીમાં ગયા તથા સર્વેએ મળી રાજાને કહ્યું કે, ભર્છુ તો નીચ પ્રેત થયો છે. ૧૧૫

राख लगाये देहमें, मिलै जाहि बतरात ॥
तिहि मारत सो नर बचत, जो निहि देखि परात ११६

શબ્દાર્થઃ—તેણે શરીર પર રાખ ચોળી છે તથા જેને મળે છે તેની સાથે વાત કરે છે તથા તેને મારે છે. જે મનુષ્ય તેને જોઇ નાશી જાય છે તે જ નર બચે છે. ૧૧૬

सुनि भूपह निश्चय कियो, भर्छू मरि भौ प्रेत ॥
साच झूठ भूप न लखत, व्है जु प्रमाद अचेत॥११७॥

શબ્દાર્થઃ—આથી રાજાએ પ્રમાદી તથા અચેત થઈ નિશ્ચય કર્યો કે, ભર્છુ પ્રેત થયો છે તથા સાચું છે કે આ વાત તર્કટી છે, તેની કશી દરકાર કરી નહિ. ૧૧૭

कछु दिन बीते भूप तब, मारन गयो सिकार ॥
पैठ्यो गिरि वनसघनमैं, जहँ मृगराज हजार ।११८।

શબ્દાર્થઃ—કેટલાક દિવસ વીતી ગયા પછી રાજા શિ-

ઠાર કરવા ગયો તથા જ્યાં હુજારો સિંહો વસતા હતા એવી ઘીચ ઝાડીમાં પેઠો. ૧૧૮

तपत तहां इक तरुतरै, मर्छू निज दीवान ॥
पेखि ताहि भाज्यो उलटि, मानि प्रेत दुखदान ॥११९॥

શબ્દાર્થઃ—ત્યાં પોતાનો દિવાન એક ઝાડ તળે તપ કરતો બેઠો હતો. તેને જોઇ આ દુઃખ આપનાર પ્રેત છે, એમ માની ત્યાંથી નાશી ગયો. ૧૧૯

૨૨૮ ભેદવાદનો ધિક્કારપૂર્વક ત્યાગ.

इंदवछंद.

मर्छु मऱ्यो रु परेत भयो यह ।
वाक्य असत्यहु सत्य पिछाना ॥
देखि लियो निजआँखिन जीवत ।
तौहु परेत हु मानि भगाना ॥
वंचकतें सुनि द्वैत तथा मति ।
मैं विश्वास करै जु अजाना ॥
ब्रह्म अद्वैत लखै परतच्छहु ।
तौहुं न ताहि हिये ठहराना ॥ १२० ॥

શબ્દાર્થઃ—મર્છુ મરી ગયો છે તથા તે પ્રેત થયો છે, એ અસત્ય વાક્યને સત્ય જાણી, પોતાની આંખે મર્છુને જોવાથી તેને પ્રેત માની રાજા નાશી ગયો. તેમ જ જે અજાણુ લોકો ઠગ લોકથી દ્વૈતને સાંભળી તેઓના કહેવામાં વિશ્વાસ કરે છે, તેઓ

અદ્વૈત બ્રહ્મને પ્રત્યક્ષ જાણ્યા છતાં છેતરનારાઓથી છેતરા-
યલા હોવાથી તેઓના મનને અદ્વૈત ખરું લાગતું નથી. ૧૨૦

दोहा ।

भेदवचन विश्वास करि, सुनत जु कोउ अजान ॥
सो जन दुख भुगतै सदा, व्है न ब्रह्मको ज्ञान ॥१२१॥

શબ્દાર્થ:—જે કોઈ અજાણ્યો ભેદ વચનપર વિશ્વાસ કરી
તેનું સાંભળે છે, તે મનુષ્યને દુ:ખ ભોગવવું પડે છે તથા
તેને બ્રહ્મનું જ્ઞાન થતું નથી. ૧૨૧

यातैं सुनै जु भेदके, वचन लखै सु असत्य ॥
तबही ताकूं ज्ञान व्है, महावाक्यतैं सत्य ॥१२२॥

શબ્દાર્થ:—અર્થ ભેદનાં વાકયને સાંભળી તેને અસત્ય
વચનતરીકે જાણે ત્યારે તેને મહા વાકયવડે સત્ય જ્ઞાન
થાય છે. ૧૨૨

चोपाई—शिष तैं सुनी जु भेदकहानी ।
जानि झूठ ते नरकनिशानी ॥
तिनके कहनहार सब झूठे ।
पुरुषारथ सुखतैं शठ रूठे ॥ १२३ ॥

શબ્દાર્થ:—હે શિષ્ય ! તેં જે ભેદની કહાણી સાંભળી
હોય, તેને તું નરકની નિશાનીરૂપે જાણ. આ વાણીના કહે-
નારાઓ સર્વે પુરુષાર્થથી રુઠેલ જૂઠા જાણવા. ૧૨૩

तिनको संग न कबहूँ कीजे ।
व्है जो संग न वचन सुनीजे ॥

जो कहूं सुनै तु सुनतहि त्यागहु ।
म्लेच्छजनवचसम लखि भागहु ॥१२४॥

શબ્દાર્થ:—તેવાઓનો કદી સંગ કરવો નહિ. વળી જો તેવાઓનો સંગ થાય, તો પણ તેઓનું વચન સાંભળવું નહિ. જો કંઇ સાંભળવામાં આવે તો સાંભળતાંની વારમાં તેનો ત્યાગ કરવો તથા તે વચનને મ્લેચ્છ કે જૈનનાં વચનની માફક ગણી ત્યાંથી નાશી જવું. ૧૨૪

૨૨૯ મિથ્યા દુઃખનો મિથ્યાવડે નાશ.

દૃષ્ટાંતઃ—એક રાજાને સ્વપ્નની પ્રાપ્તિ થઈ. તેને શિયાળવાથી દુઃખની પ્રાપ્તિ થઇ તથા મિથ્યા વૈદ્યથી તેના દુઃખનો નાશ થયો.

जो मिथ्या व्है दैशिक वेदा ।
कैसैं करही भवदुख छेदा ॥
याको अब उत्तर सुनि लीजे ।
मिथ्यादुख मिथ्यातैं छीजे ॥ १२५ ॥

શબ્દાર્થઃ—જો ઉપદેશ કરનાર તથા વેદ મિથ્યા હોય તો પછી ભવના દુઃખનો છેદ કેવી રીતે થઇ શકે? આનો તું ઉત્તર સાંભળી લે—મિથ્યા દુઃખનો નાશ મિથ્યાથી થાય છે. ૧૨૫

वेद रु गुरू सत्य जो होवै ।
तौ मिथ्या भवदुख नहिं खोवै ॥
यामैं इक दृष्टांत सुनाउं ।
जातैं तव संदेह नशाऊं ॥ १२६ ॥

શબ્દાર્થઃ—વેદ તથા ગુરૂ જો સત્ય હોય તો મિથ્યા ભવના દુઃખનો નાશ થાય નહિ. આના સંબંધમાં તમને એક દૃષ્ટાંત સંભળાવું, જેથી તમારો સર્વ સંદેહ નાશને પામે.૧૨૬

सुरपति इंद्र स्वर्गमें जैसो ।
प्रबलप्रताप भूप इक ऐसो ॥
भीमसमान शूर बहु तेरे ।
तिनके चहुधा डेरे गेरे ॥ १२७ ॥

શબ્દાર્થઃ—જેમ સુરપતિ ઇંદ્ર સ્વર્ગમાં રાજ્ય કરે છે, તેના સરખો એક અત્યંત પ્રતાપવાળો રાજા હતો. ભીમરાજાના મહાન્ શૂરવીર યોધાઓ તેની ચારે બાજુએ પ્રીતિથી રહેતા હતા. ૧૨૭

जोधा ले निज निज हथियारन ।
खरे रहे तिहि द्वार हजारन ॥
अंदिर मंदिर ड्योढी ठाढे ।
लिये खड्ग कोसनतें काढे ॥ १२८ ॥

શબ્દાર્થઃ—યોધાઓ પોતપોતાનાં હથિયારો લઇ હજારો તેનાં દ્વારપર ચોકી કરતા હતા—ખડ્ગોને કોશમાંથી કાઢી અર્થાત્ નાગી તલવાર સાથે મંદિરની અંદર તથા દોઢીપર તેઓ ઉભા રહેતા. ૧૨૮

ऊँचो महल अगारी जामैं ।
फूलसैज सोचै नृप तामैं ॥

पंछी हू पहूँचन नहिं पावै ।
तहां और कैसे चलिजावै ॥ १२९ ॥

શબ્દાર્થ:—આ મહાલયમાં એક ઉચ્ચ અટારી હતી તથા તેમાં એક પુરુષની શયા હતી, જેમાં રાજા સૂતો હતો. પક્ષી પણ ત્યાં જઈ શકે એમ નહતું તો પછી અન્યની તો વાત જ શી. ૧૨૯

तहां भूप देख्यो अस सुपना ।
पकऱ्यो पैर गादरी अपना ॥
भूप छुडायो चाहत निज पग ।
तजत न गादरि पकरि जु पगरग ॥१३०॥

શબ્દાર્થ:—ત્યાં રાજાને સ્વપ્ન આવ્યું કે, મારો પગ કોઇ શિયાળે ઝડપી પકડી લીધો છે. રાજા પોતાનો પગ છોડવવા ઈચ્છે છે, પણ શિયાળ જાણે પકડેલી પગની નસ મૂકતો નથી. ૧૩૦

तब राजा यूं खरो पुकारै ।
है को अस जो गादरि मारै ॥
योधा जो ठाढे निजद्वारा ।
तिन रंचकहु न दियो सहारा ॥ १३१ ॥

શબ્દાર્થ:—તે સમયે રાજા જાણે ઉભો થઈ એમ પોકાર કરે છે કે એવો કોણ છે કે આ શિયાળને મારે. દ્વારપર અનેક યોધાઓ જોડે ઉભા હતા, પણ તેઓએ તેને જરા પણ સહાય કીધી નહી. ૧૩૧

तब नृप दंड लियो निजकरमैं ।
आपुहि माऱ्यो स्यारनि शिरमैं ॥
लगत दंड भौ ताको अंता ।
तब निसरै पग रगतैं दंता ॥ १३२ ॥

શબ્દાર્થઃ—પછી જાણે રાજાએ પોતાનાજ હાથમાં એક દંડ લઈ તેનેજ શિયાળના શિર પર માર્યો. આ દંડ વાગતાથી શિયાળનો અંત આવ્યો તથા પગરગમાંથી શિયાળના દંત છૂટા થઈ ગયા. ૧૩૨

दाँत लगै गाढे नृपपगमैं ।
यूं लँगरात सु चालत मगमैं ॥
तब चाल्यो ले लाठी करमैं ।
पहुँच्यो घावरियाके घरमैं ॥ १३३ ॥

શબ્દાર્થઃ—રાજાના પગમાં અત્યંત દંતો લાગ્યા તથા તે માર્ગમાં લંગડાતો ચાલતો હતો. પછી તે લાકડી હાથમાં લઇ ચાલતો ચાલતો ઘા રૂઝવનારા વૈદ્યને ત્યાં ગયો. ૧૩૩

ताहि कह्यो फोहा अस दीजै ।
घाव पावको तुरत भरीजै ॥
घावरिया नृपतैं यह भाख्यो ।
फोहा नाहिं तयार घर राख्यो ॥ १३४ ॥

શબ્દાર્થઃ—પછી વૈદ્યને કહ્યું કે તું એવો મલમ આપ કે, જેથી મારા પગનો ઘા રુઝાઈ જાય. ત્યારે ઘા રુઝવનારા વૈદ્યે રાજાને કહ્યું કે, ઘરમાં હાલ મલમ તૈયાર નથી. ૧૩૪

जो तूं दै पैसा इक मोकूं ।
तौ तयार करि देहूं तोकूं ॥
तब उलट्यो नृप लाठी टेका ।
नहिं दैनकूं कौडिहु एका ॥ १३५ ॥

શબ્દાર્થઃ—જો તું મને એક પૈસો આપે તો હું તારે માટે મલમ તૈયાર કરી દઉં. તેને આપવા એક પણ કોડી નહિ હોવાથી લાકડીનો ટેકો તે દઇ ઉભો થયો. ૧૩૫

लाग्यो शोच करन टरि घरौं ।
बूजे बात कौन बिन जरतैं ॥
जो मैं होत धनी बडभागा ।
आवतु घर घावरिया भागा ॥ १३६ ॥

શબ્દાર્થઃ—તે ઘરમાંથી બહાર નિકળી મનમાં આ રીતનો શોક કરે છે કે, ધન વિના કોણ આપણી વાતનો તોલ કરે એમ છે? જો હું અત્યંત ભાગ્યવાન્ તથા ધનવાન્ હોત તો આ વૈદ્ય મારે ઘેર દોડયો આવત. ૧૩૬

मोहि निकम्मा जानि कँगाला ।
घरतैं तुरत रोग ज्यूं टाला ॥
याहींकूं कछु दोष न दीजै ।
बिनस्वारथको किहि न पतीजै ॥ १३७ ॥

શબ્દાર્થઃ—જેમ તરતનો રોગ કાઢી શકાય છે, તેમ મને નકામો રંક જાણી તેણે ઘરમાંથી કાઢી મૂકયો. એમાં એને જ-

રાપણ દોષ દેવાનો નથી. કારણકે સ્વાર્થ વિના કોઇને પ્રીતિ હોતી નથી. ૧૩૭

मात पिता बांधव सुत नारी ।
करत प्यार स्वारथतैं भारी ॥
जो नाहि स्वारथसिद्धि पावै ।
तौ इनकूं देख्योहु न भावै ॥ १३८ ॥

શબ્દાર્થઃ—માતા, પિતા, બાંધવ, સુત તથા નારી આ સર્વ સ્વાર્થને ખાતર અત્યંત પ્રીતિ કરે છે. જો કંઈ પણ સ્વાર્થ-સિદ્ધિને નથી પામતા તો તેઓને આપણી સામું જોવું પણ ગમતું નથી. ૧૩૮

जा बिन घरी एक नहिं रहते ।
दुख अपार बिछुरे सब लहते ॥
जब देखैं आयो घर पैरी ।
घरके मिलत भाजि भरि कौरी ॥ १३९ ॥

શબ્દાર્થઃ—જેના વિના એક ઘડી પણ રહી શકાતું નથી, જેના વિરહથી અપાર દુઃખ સહેવું પડે છે તથા તે ઘરના આંગણામાં આવે કે તેને જોઇ ઘરનાં સર્વ મનુષ્યો આવીને ભેટી પડે છે. ૧૩૯

त्रिविअधीन कोढी सो होवै ।
सब अंगनिमें पनी चोवै ॥
अरू जरि परी आँगुरी जाके ।
भिनभिनात मुख माखी ताके ॥ १४० ॥

શબ્દાર્થઃ—નસીમના જોગે જો તે પતના રોગવાળો થાય, તેનાં સર્વે અંગોમાંથી પાણી જો ઝરતું હોય, તેની આંગળીઓ ખરી પડતી હોય, તેના મુખપર માખી બણ બણતી હોય. ૧૪૦

कहत ताहिते घरके प्यारे ।
मरि पापी अब तौ हतियारे ॥
जिहि देखत आंखियां न अघानी ।
तिहि लखि ग्लानि वमन ज्यूं आनी ॥१४१॥

શબ્દાર્થઃ—તો તેને ઘરમાંહેલાં સગાં વહાલાં કહે કે, હત્યારો એવો તું હવે મરે તો સારું. જેને જોઇને તે તૃપ્ત થતાં નથી, તેને જોઈ વમનની માફક તેઓને ગ્લાનિ ઉત્પન્ન થાયછે.

जो तियहिय लागत पति प्यारो ।
किय न चहत पल उरतें न्यारो ॥
ताकी पवन बचायो लौं रे ।
भिरै जु बसन तु नाक सकोरै ॥ १४२ ॥

શબ્દાર્થઃ જે પતિ હૃદયથી પ્રિય લાગતો, જેને ઉરથી એક પળ પણ દૂર કરવા ચહાતી નહુતી તથા જેનો પવન પોતે સુંઘવા ચાહે તેજ જો સમીપ આવે છે તો નાક સુગડું છે. ૧૪૨

जिहि पितु मात गोदमैं लेत ।
सकुचत तिहिं करते कछु देत ॥
मिलत भ्रात जो भरि भुज कोरि ।
सो बतरात बीच दै डोरि ॥ १४३ ॥

શબ્દાર્થઃ—જેને માત પિતા પોતાના ખોળામાં લેતાં તેવાને હવે કરવડે કંઈ આપતાં પણ સંકોચાય છે. જે ભાઇઓ હાથવડે ભેટીને મળતા, તે હવે વસ્ત્ર આડું રાખી તેની સાથે વાતો કરતા. ૧૪૩

ऐसैं जग स्वारथको सारो ।
बिन स्वारथको काको प्यारो ॥
मुहि स्वारथ योग्य न विधि कीनो ।
यातैं इन फोहा नहिं दीनो ॥ १४४ ॥

શબ્દાર્થ—એમ સ્વાર્થનું સઘળું જગત્ છે. સ્વાર્થ વિના કોઈ કોઇનું પ્રિય નથી. મને વિધિએ સ્વાર્થને યોગ્ય કર્યો નહિ, જેથી વૈદ્યે મને મલમ દીધો નહિ. ૧૪૪

यूं चिंतत इक मुनि तिहि भेट्यो ।
तिन दै जरीघावदुख मेट्यो ॥
निद्रातैं जाग्यो नृप जबही ।
घावदरद मुनि नासे तबही ॥ १४५ ॥

શબ્દાર્થઃ—આ પ્રમાણે ચિંતન કરે છે, એવામાં તેને એક મુનિ મળ્યો. તેણે જડી બુટ્ટી આપી તેનું દુઃખ મટાડયું. પછી જેવો રાજા નિદ્રામાંથી જાગે છે, એટલે તેનાં દુઃખ તથા મુનિ વગેરે સર્વનો નાશ થયો. ૧૪૫

शिष यह तुहिं दृष्टांत प्रकाश्यो ।
लिखि मिथ्या तैं मिथ्या नाश्यो ॥
मिथ्यादुख देख्यो जब राजा ।
साचसमाज न किय कछु काजा ॥ १४६ ॥

**શબ્દાર્થઃ**–હે શિષ્ય! આ દૃષ્ટાંત તેને પ્રકટ કરી કહુછું. તું એમ જાણ કે મિથ્યાનો નાશ મિથ્યાવડે થયો. રાજાએ મિથ્યા દુઃખ જોયું ત્યારે સાચા સમાજે તેને કોઇ પણ પ્રકારનું સુખ કર્યું નહિ. ૧૪૬

## ૨૩૦ અંક ૨૨૯ નું વિવરણ.

**વિવરણઃ**–આ સર્ગમાં ભાવ એ છે કે, સંસારરૂપ દુઃખ મિથ્યા છે. માટે તેને દૂર કરવાનું સાધન વેદગુરૂ મિથ્યાજ જોઇએ. મિથ્યાના નાશમાં સત્ય સાધનની અપેક્ષા નથી. વળી જો સત્ય સાધન હોય તો તેથી મિથ્યાનો નાશ થાય નહિ. જેમ રાજાની સમીપ મિથ્યા શિયાળ સ્વપ્નમાં ગયું, પણ તે કોઈ સત્ય યોધાવડે રોકાઇ શકાયું નહિ. વળી રાજાએ બુમો પાડી છતાં તે કોઇથી મર્યું નહિ. જો કે રાજાની પાસે અનેક સાચાં શસ્ત્ર ધરેલાં માણસો હતાં, તો પણ તે શિયાળ મિથ્યા દંડથી મરી ગયું. વળી રાજાને મિથ્યા ઘા વાગ્યો ત્યારે કોઇ સાચો વૈદ્યરાજ મળ્યો નહિ. પણ તે મિથ્યા વૈદ્ય પાસે ગયો. અનંત ખજાના સાચા જો કે તે રાજા ધારણ કરતો હતો, છતાં રાજાને એક પૈસો પણ મળ્યો નહિ. આ રીતે કોઇ પણ સત્ય સાધન રાજાના દુઃખનો નાશ કરવામાં સમર્થ થયું નહિ, પણ મિથ્યા મુનિએ મિથ્યા પૈસો આપી મિથ્યા દુઃખનો નાશ કર્યો. આ રીતનું સ્વપ્ન સર્વને અનુભવસિદ્ધ છે. જાગ્રત પદાર્થનો સ્વપ્નમાં કોઇને કદી પણ ઉપયોગ થતો નથી. તેમ મિથ્યા જે સંસારદુઃખ તેનો નાશ મિથ્યા ગુરૂવડે થાય છે. પણ તેમાં સાચા ગુરૂની આવશ્યકતા નથી.

## ૨૩૧ મરૂ સ્થળનું જળ તથા તરસમાં સત્તાનો ભેદ.

જેમ મરૂ સ્થળના મિથ્યા જળથી તૃષાનો નાશ થતો નથી, તેમ મિથ્યા વેદ ગુરૂથી સંસારદુઃખનો નાશ થતો નથી. વળી

મિથ્યા વેદ ગુરુને માની સંસાર દુઃખનો નાશ તેનાથી અંગીકાર કરશો તો મરુ ભૂમિના જળથી પણ તૃષાનો નાશ થવો જોઇયે. આ રીતની શિષ્યે શંકા કરી, તેનું સમાધાન નીચે પ્રમાણે છેઃ--

चौपाई–यद्यपि मिथ्या मरुथलपानी ।
तातैं किनहु न प्यास बुझानी ॥
तदपि विषमदृष्टांत सु तेरो ।
सत्ताभेद दुहुँनमैं हेरो ॥ १४७ ॥

શબ્દાર્થઃ—જો કે મરુ સ્થળનું પાણી મિથ્યા હોવાથી તેનાવડે કોઇની તરસ મટતી નથી, છતાં તારું દૃષ્ટાંત વિષમ છે. કારણ કે બેઉમાં સત્તાનો ભેદ છે તે જુવો. ૧૪૭

વિવરણઃ—જો કે મિથ્યા જે મરુ ભૂમિનું પાણી, તેથી કોઇની તરશ છીપી શકતી નથી. વળી મિથ્યા ગુરૂ વેદવડે દુઃખના નાશની માફક મિથ્યા જળવડે તરશનો નાશ થવો જોઇએ તથા તરસનો નાશ થતો નથી. તેમ મિથ્યા ગુરૂ વેદથી સંસારનો નાશ બને નહિ તેમ છતાં પણ તારું દૃષ્ટાંત વિષમ છે. કારણ કે બેમાં કહેતાં મરૂસ્થળના જળમાં તથા તરશમાં એ બેમાં સત્તાનો ભેદ છે તે જુવો. ૧૪૭

૨૩૨ સમ સત્તાની આપસમાં સાધક બાધકતા.

चौपाई–समसत्ता भवदुख गुरुवेदा ।
यूं गुरुवेद करत भवछेदा ॥
आपसमैं समसत्ता जिनकी ।
लखि साधक बाधकता तिनकी ॥ १४८ ॥

**શબ્દાર્થઃ**—ભવ દુઃખ તથા ગુરુ વેદની સમસત્તા છે. માટે ગુરૂવેદ ભવનો ઉચ્છેદ કરે છે. જેની આપસમાં સમસત્તા છે તેની તું સાધક બાધકતા જાણ. ૧૪૮

**ટીકાઃ**—સમસત્તાઃ—અહીં નીચે પ્રમાણે શંકા છે. સમસત્તાવાળા પદાર્થ જ આપસમાં સાધક બાધક છે. આ નિયમ ઘટતો નથી. પણ વિષમ સત્તાવાળા પદાર્થ પણ કેટલીકવાર આપસમાં સાધક બાધક થાય છે. કારણ કે સર્વત્ર આરોપના અધિષ્ઠાનથી વિષમસત્તા છે તથા તેનો સાધકતા અધિષ્ઠાનમાં છે. જેમ કલ્પિત રજતનું અધિષ્ઠાન શુક્તિ છે તથા તેની વ્યાવહારિક સત્તા છે અને રજતની પ્રાતિભાસિક સત્તા છે. આ પ્રતિભાસિક સત્તાવાળા રજતની સાધકતા ( કારણપણું ) શુક્તિમાં છે. વળી જગતનું અધિષ્ઠાન બ્રહ્મ છે. તેની પારમાર્થિક સત્તા છે તથા જગતની વ્યાવહારિક સત્તા છે. આ વ્યાવહારિક સત્તાવાળા જગતની સાધકતા બ્રહ્મમાં છે, માટે વિષમ સત્તાવાળો પણ સાધક થાય છે. અંતઃકરણની વૃત્તિરૂપ શુક્તિના યથાર્થ જ્ઞાનવડે જ્ઞાન સહિત રજતનો બાધ થાય છે. ત્યાં જ્ઞાન સહિત રજતની પ્રતિભાસ સત્તા છે. વળી શુક્તિના જ્ઞાનની વ્યાવહારિક સત્તા છે. માટે વિષમ સત્તાવાળો પણ બાધક થાય છે. માટે વિષમ સત્તાવાળો પદાર્થ પોતાને વિષે સાધક બાધક થાય નહિ. આ રીતનો નિયમ અસંગત છે. આનું સમાધાન નીચે પ્રમાણે છેઃ—કેવળ શુદ્ધ શુક્તિ અથવા બ્રહ્મ ક્રમે કરી રજતની તથા જગતની કલ્પનાના અધિષ્ઠાનરૂપ અર્થાત વિવર્ત ઉપાદાન કારણરૂપ નથી. પણ તૂલ અવિદ્યા સહિત શુક્તિ રજતના અધિષ્ઠાનરૂપ છે. વળી મૂળ અવિદ્યા સહિત બ્રહ્મચેતન જગતના અધિષ્ઠાનરૂપ છે. કહી વિશેષણના ધર્મનો વિશિષ્ટમાં વ્યવહાર થાય છે. આ નિયમથી પ્રાતિભાસિક તૂલ અવિદ્યા સહિત શુક્તિ અથવા શુક્તિ અવિચ્છિન્ન ચેતન પ્રાતિભાસિક કહેવાય છે. તેમજ વ્યાવહારિક મૂલ અવિદ્યા અવિચ્છિન્ન

બ્રહ્મ ચેતન પણ વ્યાવહારિક કહેવાય છે. જો કે અહીં અવિદ્યા ઉપાધિરૂપ છે, વિશેષણરૂપ નથી. છતાં અવિવેકી જનની દૃષ્ટિવડે વિશેષણની માફક પ્રતીત થાય છે. માટે વિશેષણ કહેવાય છે. માટે તે અવિદ્યાના ધર્મરૂપ પ્રાતિભાસિકતાનો તથા વ્યાવહારિકતાનો પોતાના વિશેષ શુક્તિ તથા બ્રહ્મમાં વ્યવહાર થાય છે. માટે અહીં વિષમ સત્તાવાળો સાધક નથી. પણ સમસત્તાવાળો સાધક છે. વળી પંચપાદિકાકારની રીત પ્રમાણે મૂળ અવિદ્યાથી ભિન્ન તૂલ અવિદ્યા નથી. માટે તેની નિવૃત્તિ શુક્તિના જ્ઞાનથી થતી નથી. પણ બ્રહ્મજ્ઞાનવડે થાય છે. પણ વ્યાવહારિક અંતઃકરણની વૃત્તિરૂપ શુક્તિના યથાર્થ જ્ઞાનવડે શુક્તિનિષ્ઠ તૂલ અવિદ્યાનો તિરસ્કાર થાય છે. માટે તેના કાર્ય જ્ઞાન સહિત રજતનો પણ તિરસ્કાર થાય છે. માટે અહીં વિષમ સત્તાવાળો બાધક નથી. આ પ્રસંગાનુસારી સમાધાન છે. વળી વિચાર દૃષ્ટિવડે જોઈએ તો અધિષ્ઠાનરૂપ સાધકમાં તથા અધિષ્ઠાનના જ્ઞાનરૂપ બાધકમાં સમાન સત્તાનો નિયમ નથી. પણ અધિષ્ઠાનરૂપ સાધક, વિષમ સત્તાવાળો જ થાય છે, પણ સમસત્તાવાળો નથી. વળી જ્ઞાનરૂપ બાધક કહી વિષમ સત્તાવાળો થાય છે. જેમ શુક્તિ રજતનો બાધક શુક્તિ જ્ઞાન થાય છે તથા સ્વપ્ન જગતનું બાધક જાગ્રતનું જ્ઞાન છે. વળી કેટલેક સ્થળે સમ સત્તાવાળો પણ થાય છે. જેમ વ્યાવહારિક જગતનો બાધક બ્રહ્મ જ્ઞાન છે. પણ મિથ્યા જ્ઞાન જ મિથ્યા વસ્તુનો બાધક છે, આ નિયમ નથી. માટે અહીં કહેલો જે નિયમ તે અધિષ્ઠાનરૂપ સાધક તથા જ્ઞાનરૂપ બાધકને છોડી અવશિષ્ટ રહેલ પદાર્થનો વિષય કરવાવાળો છે.

વિવરણઃ—ભવ દુઃખ તથા ગુરુ વેદની સમસત્તા કહેતાં એક સત્તા છે. માટે ગુરુ વેદથી ભવ દુઃખનો છેદ થાય છે. જેની પોતામાં સમસત્તા હોય, તેની પોતામાં સાધકતા તથા બાધકતા થાય છે. જેમ મૃત્તિકા તથા ઘટની સમસત્તા છે,

માટે મૃત્તિકા ઘટના સાધકરૂપ છે. અગ્નિ તથા કાષ્ઠની સમ-સત્તા છે. ત્યાં અગ્નિ કાષ્ઠના બાધકરૂપ છે. અહીં સાધક કહેતાં કારણ તથા બાધક કહેતાં નાશ થાય છે. મરુ સ્થળના જળની તથા તરસની સમસત્તા નથી. માટે મરુ સ્થળનું જળ તર-સનું બાધક નથી. આ સર્વેનો સાર નીચે પ્રમાણે છે:—ચેતનમાં પરમાર્થ સત્તા છે. વળી ચેતનથી ભિન્ન જે મિથ્યા પદાર્થ, તેમાં બે પ્રકારની સત્તા છે. એક વ્યવહારસત્તા તથા બીજી પ્રતિભાસસત્તા.

## ૨૩૩ વ્યાવહારિક. પ્રાતિભાસિક તથા પારમાર્થિક સત્તા.

જે પદાર્થનો બ્રહ્મ જ્ઞાનવિના બાધ થાય નહિ, પણ બ્રહ્મ જ્ઞાનવડે જ બાધ થાય છે, તે પદાર્થમાં વ્યવહાર સત્તા કહે-વાય છે. આ વ્યવહાર સત્તા ઈશ્વરસૃષ્ટિમાં છે. કારણ કે દેહ ઇન્દ્રિયાદિ પ્રપંચરૂપ જે ઈશ્વરસૃષ્ટિ, તેના બ્રહ્મજ્ઞાન વિના બાધ થતો નથી. પણ બ્રહ્મ જ્ઞાનવડે જ બાધ થાય છે. જોકે ઈશ્વરસૃષ્ટિના પદાર્થનો બ્રહ્મજ્ઞાન વિના નાશ થાય પણ છે. પરંતુ બ્રહ્મ જ્ઞાનવિના બાધ થાય નહિ. અહીં અપરોક્ષ મિથ્યા નિશ્ચયનું નામ બાધ છે. આ અપરોક્ષ મિથ્યા નિશ્ચય, ઈશ્વર સૃષ્ટિના પદાર્થમાં બ્રહ્મજ્ઞાનવડે પ્રથમ કોઇને થતો નથી. પણ બ્રહ્મજ્ઞાન થયા પછી જ થાય છે. માટે મૂલ અવિદ્યાના કાર્ય-રૂપ જાગ્રતનો પદાર્થ જે ઈશ્વરસૃષ્ટિ તેમાં વ્યવહારસત્તા છે. જન્મ, મરણ, બંધ, મોક્ષ આદિ વ્યવહારને સિદ્ધ કરવાવાળી જે સત્તા કહેતાં થવું, તે વ્યવહારસત્તા કહેવાય છે.

૨૩૪ બ્રહ્મજ્ઞાનવિના જેનો બાધ થાય, તે પદાર્થમાં પ્રાતિભાસ સત્તા કહેવાય છે. જેમ કે બ્રહ્મજ્ઞાનાતના શુક્તિ, રજ્જુ, મરુ સ્થળ આદિની જ્ઞાનવડે રૂપું, સર્પ તથા જળ

આદિનો બાધ થાય છે. તેમાં પ્રાતિભાસ સત્તા છે. પ્રતિભાસ કહેતાં પ્રતીતિ માત્ર, સત્તા કહેતાં હોવું, તે પ્રતિભાસ સત્તા કહેવાય છે. તૂલ અવિદ્યાના કાર્યરૂપ રૂપા આદિ પદાર્થની પ્રતીતિ માત્ર હોવું જ છે. માટે તેની પ્રતિભાસસત્તા છે.

શિષ્ય–તૂલ અવિદ્યા એટલે શું ? ગુરુઃ–ઘટાદિ જડ પદાર્થ ઉપહિત ચેતનને ઇચ્છાદન કરવાવાળી જે અવિદ્યા, તે તૂલ અવિદ્યા કહેવાય છે. આ અવસ્થાને અજ્ઞાન તથા સાદિ દોષવાળી અવિદ્યા પણ કહે છે. આ તૂલ અવિદ્યા અંશ ભેદવડે અનેક છે તથા ભિન્નભિન્ન પદાર્થને આવરણ કરે છે. જે ઘટાદિ પદાર્થાકાર અંતઃકરણની વૃત્તિ થાય, તે પદાર્થને આચ્છાદન કરનાર તૂલ અવિદ્યાનો અંશ નષ્ટ થાય છે. વળી જ્યારે કે વૃત્તિ અન્ય દેશમાં જાય ત્યારે ત્યાં બીજો અવિદ્યાઅંશ ઉત્પન્ન થાય છે. આ તૂલ અવિદ્યાના નાશ નિમિત્ત બ્રહ્મજ્ઞાનની અપેક્ષા નથી. પણ તેને પ્રાતિભાસિક સત્તા હોવાથી ઘટાદિના જ્ઞાનવડે તેનો નાશ થાય છે.વળી પંચ પાદિકાના કર્તા પદ્મ પાદાચાર્ય મૂળ અવિદ્યા તેજ તૂલ અવિદ્યા છે, પણ તેથી ભિન્ન નથી, એમ માને છે. એના મત પ્રમાણે જેમ લોકસમૂહના મધ્યે વિજળીના પતનવડે સર્વ લોક નાશી જાય છે. પણ પછી એકત્ર થાય છે. તેમ જે પદાર્થાકાર અંતઃકરણની વૃત્તિ થાય, તે પદાર્થાકાર અવિદ્યા ત્યાંથી તિરોધાનને પામે છે. વળી જ્યારે વૃત્તિ અન્યદેશમાં જાય ત્યારે તે અવિદ્યા ફરી ત્યાં પ્રસરે છે, પણ બ્રહ્મજ્ઞાન વિના તેનો નાશ થતો નથી તથા સ્વપ્ન અને કલ્પિત સર્પાદિકનો અવિદ્યાના નાશ વિના પણ વિરોધી પદાર્થના જ્ઞાનથી અથવા અવિદ્યાના તિરોધાનવડે અવિદ્યામાં લયરૂપ નાશ અથવા તિરોધાન થાય છે. અહીં પ્રસંગાનુસાર તૂલ અવિદ્યાનું વર્ણન કર્યું.

૨૩૫ જેનો ત્રણે કાળમાં બાધ થતો નથી, તેની પરમાર્થ સત્તા કહેવાય છે. ચેતનનો બાધ કદી થતો નથી, માટે પરમાર્થ સત્તા ચેતનની છે.

## ૨૩૬ વેદગુરૂ તથા સંસારદુઃખની વ્યાવહારિક સત્તા છે, માટે તેથી ભવ દુઃખનો નાશ બને છે.

આ રીતે વેદ ગુરુ તથા સંસાર દુઃખ આ બેઉને એક વ્યવહાર સત્તા હોવાથી આપસમાં સમસત્તા છે. માટે મિથ્યા વેદ ગુરુથી મિથ્યા ભવ દુઃખનો નાશ બને છે. વળી ક્ષુધા પિપાસા પ્રાણના ધર્મ છે. પ્રાણ તથા તેના ધર્મનો બ્રહ્મજ્ઞાન વિના બાધ થતો નથી. માટે પિપાસાની વ્યવહાર સત્તા છે. મરુ સ્થળના જળનો બ્રહ્મજ્ઞાનવિના મરુસ્થળના જ્ઞાનવડે બાધ થવાથી મરુસ્થળના જળની પ્રતિભાસસત્તા છે. માટે તરશ તથા મરુ સ્થળના જળની સમસત્તા નહિ હોવાથી જળથી તરસનો નાશ થતો નથી. આ રીતે દૃષ્ટાંતમાં બાધક વેદગુરૂ તથા બાધ્ય સંસારદુઃખ તેની સત્તા એક છે. વળી દૃષ્ટાંતમાં જળ તથા તરસની સત્તાનો ભેદ છે. માટે દૃષ્ટાંત વિષમ કહેતાં દાર્ષ્ટાંતિકની સમાન નથી.

**ટીકાઃ**—વેદ ગુરુથી મિથ્યા ભવનો નાશ કેવી રીતે થાય છે. તેના સંબંધમાં કહ્યું છે કે જોકે મિથ્યા વેદ ગુરુથી મિથ્યા ભવ દુઃખનો નાશ સંભવેછે તથા એમ માનવાથી સિદ્ધાંતની પણ હાનિ નથી, છતાં વેદ ગુરૂ રૂપ ઈષ્ટ મિથ્યા કહેવું એ અયોગ્ય છે. વળી જગત્ સત્યવાદીના ઉપહાસ્યનો વિષય છે તથા જિજ્ઞાસુની વિચિત્રતાનું પણ કારણ છે. આથી તે ઉક્તિના ખંડનવડે સિદ્ધાતનો ભંગ ન થાય, તેમ અન્ય પ્રકારની ઉક્તિનું નિરૂપણ કરે છે. વેદ ગુરુને મિથ્યા કહેવાવાળાને પૂછવું કે, શિષ્યની દૃષ્ટિવડે વેદગુરૂ મિથ્યા છે કે ગુરૂની દૃષ્ટિવડે મિથ્યા છે? જો શિષ્યની દૃષ્ટિવડે કહો તો તે શિષ્ય જ્ઞાની છેકે અજ્ઞાની છે? જો શિષ્ય જ્ઞાની છે, એમ કહો તો તેને શિષ્યપણું સંભવે નહિ. જોકે ઉપદેષ્ટા ગુરુની અપેક્ષાથી સર્વ જ્ઞાનીને શિષ્યપણું છે, છતાં તેને અધિકાર હોવાથી શિક્ષાને યોગ્ય શિષ્યપણું નથી. તે શિષ્ય અજ્ઞાની છે, એમ કહો તો તેની મિથ્યા જાણેલાં વેદગુરુમાં

શ્રદ્ધાપૂર્વક પ્રવૃત્તિના અભાવથી બોધની પ્રાપ્તિ દુષ્કર છે. વળી અજ્ઞાની પુરુષને વેદાંતશ્રવણ પૂર્વે કોઈ પણ જગતના પદાર્થમા મિથ્યાત્વ બુદ્ધિ સંભવતી નથી. માટે શિષ્યની દૃષ્ટિવડે વેદગુરુ મિથ્યા છે, એમ કહેવું બને નહિ. જો ગુરુની દૃષ્ટિવડે વેદ ગુરુ મિથ્યા છે, એમ કહીએ તો ગુરુ અજ્ઞાની છે કે જ્ઞાની છે? અજ્ઞાની કહીએ તો તેને ગુરુ કહેવો તે વેદથી વિરૂદ્ધ છે. જોકે કેટલાક અજ્ઞાની પુરુષો પણ જગતમાં મૂર્ખની દૃષ્ટિવડે ગુરૂ કહેવડાવે છે. છતાં વેદવેત્તા વિદ્વાનોની દૃષ્ટિવડે તે ગુરૂ શબ્દનો વિષય નથી. આ વાત ત્રીજા તરંગમાં સ્પષ્ટ નિરૂપણ કરી છે. માટે અજ્ઞાનીની દૃષ્ટિવડે વેદગુરૂ મિથ્યાછે, એમ કહેવું બને નહિ. પણ વેદગુરૂ સહિત સર્વ જગત્ સત્ય છે એમ કહેવું બને છે. જો ગુરૂને જ્ઞાની કહીએ તો તે જ્ઞાનીને સર્વ જગત્ બ્રહ્મથી ભિન્ન પ્રતીત થાય છે કે અભિન્ન પ્રતીત થાય છે? પ્રથમ પક્ષ કહીએ તો તે ભેદવાદીને જ્ઞાની અથવા ગુરૂ કહેવો અયોગ્ય છે. દ્વિતીય પક્ષ કહીએ તો સર્વ જગત તથા પોતાને પરમાર્થ સત્તામય બ્રહ્મરૂપ જાણવાળા અદ્વૈત વાદી ગુરૂની દૃષ્ટિવડે વેદ ગુરૂ મિથ્યા છે એમ કહેવુ બને નહિ. માટે વેદ ગુરૂ મિથ્યા છે, આ ઉક્તિ અજ્ઞાનીની નથી, પણ અર્ધ દગ્ધ કાષ્ઠની માફક વેદાંત શ્રવણ મનન કરવાવાળા અર્ધ પ્રબુદ્ધ પુરૂષની અથવા બાહ્ય વ્યવહાર વડેબહિર્મુખ જ્ઞાનીના છે. આ રીતે વેદગુરૂ સત્ય છે, આ ઉક્તિ યુક્તિ સહિત છે.

૨૩૭ શંકાઃ—શુક્તિ રૂપું આદિકનો બ્રહ્મ જ્ઞાનવિના બાધ તથા સંસાર દુઃખનો બ્રહ્મ જ્ઞાન પછી બાધ, આ ભેદ કહ્યા હેતુથી રાખેલો છે?

**चौपाई—ब्रह्मभिन्न मिथ्या सब भाखौ।**
**तिनको भेद हेतु किहि राखौ॥**

उपज्यो यह मोकूं संदेहा ।
प्रभु ताको अब कीजै छेहा ॥ १४९ ॥

**શબ્દાર્થઃ**—હે પ્રભુ ! આપ બ્રહ્મથી ભિન્ન સર્વને મિથ્યા કહો છો તેનું કારણ કેવી રીતે છે તે મને કહો. મને આ બાબતનો સંદેહ થાય છે. માટે આપ તે શંકાનું છેદન કરો. (૧૪૯)

**વિવરણ**—હે પ્રભુ! બ્રહ્મથી ભિન્ન આપ સર્વને મિથ્યા કહો છો. આપ મિથ્યા પદાર્થમાં શુક્તિ રૂપું રજ્જુ સર્પ મરુસ્થળ જળ આદિનો બ્રહ્મજ્ઞાન વિના બાધ તથા સંસાર દુઃખનો બ્રહ્મજ્ઞાન થવા પછી બાધ, આવો ભેદ કયા હેતુથી રાખો છો ?

૨૩૮ **ઉત્તર**—જેના જ્ઞાનવડે જે ઉપજે, તેનો બાધ તેના જ્ઞાનવડે થાય છે.

चौपाई—सकल अविद्याकारज मिथ्या ।
शिष तामैं रंचकहु न तथ्या ॥
जा अज्ञानसैं उपजत जोई ।
ताके ज्ञान बाध तिहि होई ॥ १५० ॥

**શબ્દાર્થ**:—સર્વ આવધા કાર્ય મિથ્યા છે. હે શિષ્ય ! તેમાં રંચ માત્ર પણ સત્ય નથી. પણ જે અજ્ઞાનવડે તે ઉપજે છે, તેના જ્ઞાનવડે તેનો બાધ થાય છે. ૧૫૦

**વિવરણ**:—હે શિષ્ય ! જો કે બ્રહ્મથી ભિન્ન સર્વ અવિદ્યાના કાર્યરૂપ છે, તેથી મિથ્યા છે, એમાં રંચક પણ તથ્યા કહેતાં સત્ય નથી. પણ જેના અજ્ઞાનવડે જે ઉપજે છે, તેના જ્ઞાનવડે તેનો બાધ થાય છે. શુક્તિ રજ્જુ મરુસ્થળ આદિના અજ્ઞાનવડે રૂપું સર્પ જળ આદિ ઉત્પન્ન થાય છે. તેનો નાશ

શુક્તિ રજ્જુ મરૂસ્થળ આદિના જ્ઞાનવડે થાય છે. વળી બ્રહ્મના અજ્ઞાનવડે જે જન્મ મરણ આદિ સંસારદુઃખ ઉપજે છે, તેનો નાશ બ્રહ્મજ્ઞાનથી જ થાય છે.

૨૩૯ પ્રશ્નઃ—બ્રહ્મના અજ્ઞાનવડે સંસાર કેવા ક્રમે કરી ઉત્પન્ન થાય છે.

दोहा ।

भगवन् ब्रह्म अज्ञानतैं, जो उपजे संसार ॥
सो किहि क्रमतं होत है, कहौ मोहि निर्धार।१५१।

શબ્દાર્થઃ—શિષ્ય કહે છેઃ—હે ભગવન્ ! બ્રહ્મના અજ્ઞાનથી જે સંસાર ઉપજે છે, તે કેવા ક્રમે કરી થાય છે ? તેનો મને નિશ્ચય કરી કહો.

૨૪૦ સ્વપ્ન સમાન વિના ક્રમવડે જગતનું ભાસવું.

चौपाई—जैसे स्वप्न होत बिन क्रमतैं ।
त्यूं मिथ्या जग भासत भ्रमतैं ॥
जो ताको क्रम जान्यो लौरै ।
सो मरूथलजल वसन निचौरै ॥ १५२ ॥

શબ્દાર્થઃ—શ્રી ગુરૂ કહે છેઃ—જેમ ક્રમ વિના સ્વપ્ન થાય છે, તેમ બ્રહ્મે કરી મિથ્યા જગત્ ભાસે છે. આનો ક્રમ જે જાણવા ઇચ્છે છે, તે મરૂસ્થળના પાણીવડે વસ્ત્રને નીચોવે છે. ૧૫૨

दोहा ।

उपनिषद्नमैं बहुतविधि, जगउत्पत्तिप्रकार ॥
अभिप्राय तिनको यही, चेतनभिन्न असार ।१५३।

**શબ્દાર્થ**:—ઉપનિષદોમાં અનેક પ્રકારે જગતની ઉત્પત્તિનો પ્રકાર કહેલો છે તથા તેનો અભિપ્રાય એ છે કે, ચૈતન્યથી ભિન્ન સર્વ અસાર છે. ૧૫૩

**વિવરણ**:—જેકે ઉપનિષદમાં જગતની ઉત્પત્તિ અનેક પ્રકારે કહી છે. છાંદોગ્યમાં તો સત્ રૂપ પરમાત્માથી અગ્નિ જળ, પૃથ્વી, ક્રમે કરી ઉપજે છે, એમ કહ્યું છે; તથા તૈત્તિરીયમાં આકાશ, વાયુ, અગ્નિ, જળ તથા પૃથ્વી, ક્રમે કરી થાય છે. આ રીતે પાંચ ભૂતની ઉત્પત્તિ કહી છે. વળી કેટલેક સ્થળે પરમેશ્વર સર્વની ઉત્પત્તિ કરે છે, એ રીતે ક્રમ વિના ઉત્પત્તિ કહી છે. એમ જગતની ઉત્પત્તિ વેદમાં અનેક પ્રકારે કહી છે. ત્યાં વેદનો અભિપ્રાય નીચે પ્રમાણે છે:—જગત્ મિથ્યા છે. જો જગત્ કાંઈ પદાર્થ હોય તો તેની ઉત્પત્તિ અનેક પ્રકારે વેદ કહે નહિ. અનેક પ્રકારે જગતની ઉત્પત્તિ કહી છે, માટે જગતની ઉત્પત્તિ પ્રતિપાદનમાં વેદનો અભિપ્રાય નથી. પણ અદ્વૈત બ્રહ્મ લક્ષાવવાને જગતનો નિષેધ કરવા માટે મિથ્યા જગતનો કોઇ રીતે આરોપ કર્યો છે. દૃષ્ટાંત:—જેમ વિનોદને ખાતર લાકડાનો હાથી ઉડાવવા માટે બનાવવામાં આવે છે. તેના કાન તથા પુચ્છ વાંકા હોય તો સીધા કરવા માટે યત્ન નથી કરતા. તેમ અદ્વૈત જ્ઞાનને નિમિત્ત પ્રપંચના નિષેધને પ્રપંચનો આરોપ કર્યો છે. માટે વેદે પ્રપંચનો ઉત્પત્તિ ક્રમ એક રૂપે કહેવામાં યત્ન કર્યો નથી. પ્રપંચની ઉત્પત્તિ એકરૂપ વડે વેદે ન કહી, એથી એમ જણાય છે કે વેદનો અભિપ્રાય પ્રપંચના નિષેધમાં છે, પણ તેની ઉત્પત્તિમાં અભિપ્રાય નથી.

## ૨૪૧ સૂત્રકાર ભાષ્યકારની શ્રુતિવચનવડે જગતની ઉત્પત્તિના કથનનો અભિપ્રાય.

સૂત્રકાર ભાષ્યકારે દ્વિતીય અધ્યાયમાં ઉત્પત્તિ કહેવાવાળા

શ્રુતિવચનનો વિરોધ દૂર કરી જે એક રૂપે કરી તૈત્તિરીય શ્રુતિને અનુસાર ઉત્પત્તિમાં સર્વ ઉપનિષદનો અભિપ્રાય કહ્યો છે, તે મંદ જિજ્ઞાસુને નિમિત્ત કહ્યો છે. જે ઉત્પત્તિ વ્યાખ્યાનના પૂર્વે કહેલા અભિપ્રાયને નહિ જાણે, તે મંદ જિજ્ઞાસુને ઉપનિષદમાં અનેક પ્રકારે કરી જગતની ઉત્પત્તિ જોઈ પોતપોતામાં ઉપનિષદનો વિરોધ છે, આ રીતની ભ્રાંતિ થઇ જશે. તે દૂર કરવા માટે સર્વ ઉપનિષદમાં એક રૂપે કરી જગતની ઉત્પત્તિપ્રતિપાદનનો પ્રકાર કહ્યો છે. વળી જેને બ્રહ્મવિચારવડે યથાર્થ જ્ઞાન ન હોય, તેને લયચિંતનને નિમિત્ત ઉત્પત્તિક્રમ કહ્યો છે. જે ક્રમે કરી ઉત્પત્તિ કહી છે તેથી વિપરીત ક્રમે કરી લયચિંતન કરવું. આ લયચિંતનથી અદ્વૈતમાં બુદ્ધિ સ્થિત થાય છે. આ લયચિંતનનો પ્રકાર પંચીકરણમાં વાર્તિકકાર સુરેશ્વરાચાર્યે કહ્યો છે. આ ગ્રંથ ઉત્તમ જિજ્ઞાસુને અર્થે છે. માટે જગતની ઉત્પત્તિ તથા લયનો પ્રકાર લખ્યો નથી. વળી તે સાગરરૂપ છે. માટે તે સંક્ષેપે કરી નીચે પ્રમાણે દર્શાવ્યો છેઃ—શુદ્ધ બ્રહ્મવડે જગતની ઉત્પત્તિ થતી નથી. કારણકે શુદ્ધ બ્રહ્મ અસંગ તથા અક્રિય છે. પણ માયાવિશિષ્ટ જે ઈશ્વર, તેવડે જગતની ઉત્પત્તિ થાય છે. માટે તેઓ માયા તથા ઈશ્વરનું સ્વરૂપ પ્રતિપાદન કરે છે. ૧૫૩

**ટીકા**:—દૃષ્ટિ સૃષ્ટિવાદની રીતવડે બ્રહ્મમાં પ્રપંચનો આરોપ કરી પછી તેના અપવાદપૂર્વક પંચમ ભૂમિકામાં આરૂઢ થવા યોગ્ય જે ઉત્તમ સંસ્કારવાન્ જિજ્ઞાસુ છે, તે અહીં ઉત્તમ જિજ્ઞાસુ કહેવાય છે. માયા વિશિષ્ટ ઈશ્વરઃ—જોકે જગતનું વિવર્ત ઉપાદાન રૂપ અધિષ્ઠાન માયા ઉપહિત ચેતન છે. પણ માયા વિશિષ્ટ ચેતન નથી. છતાં માયા વિશિષ્ટને વિવર્ત ઉપાદાન કહી તેવડે જગતની ઉત્પત્તિ કહી છે. આ અવિવેકી

પુરૂષની દૃષ્ટિને અનુસાર છે. વિવેકી પુરૂષની દૃષ્ટિવડે જગતની પરિણામી ઉપાદાનતા તથા વિવર્ત ઉપાદાનતા માયા વિશિષ્ટ ચેતનમાં નથી. પણ જગતની પરિણામી ઉપાદાનતા કેવળ માયામાં છે તથા વિવર્ત ઉપાદાનતા માયા ઉપહિત ચેતનમાં છે. અવિવેકી જનને બન્ને ધર્મનો માયા વિશિષ્ટ ચેતનમાં ભ્રાંતિવડે પ્રતીતિ થાય છે. માટે શાસ્ત્રકારોએ આ અવિવેકી જનોની દૃષ્ટિનો અનુવાદ માત્ર કર્યો છે.

## ૨૪૨ પ્રસંગવડે માયા સ્વરૂપ પ્રતિપાદન.

### कवित्त.

जीवईशभेदहीन चेतनस्वरूपमांहि ।
माया सो अनादि एक सांत ताहि मानिये ॥
सत औ असततैं विलक्षण स्वरूप ताको ।
ताहिकूं अविद्या औ अज्ञानहू बखानिये ॥
चेतनसामान्य न विरोधी ताको साधक है ।
वृत्तिमैं आरूढ वा विरोधी वृत्ति जानिये ॥
मायामैं आभास अधिष्ठान अरु माया मिल ।
ईश सरवज्ञ जगहेतु पहिचानिये ॥ १५४ ॥

શબ્દાર્થ—જીવ તથા ઇશ્વર ભેદથી રહિત છે. ચેતન સ્વસ્વરૂપમાંજ માયા છે. તેને અનાદિ, એક તથા સાંત જાણવી. આ માયાનાં સ્વરૂપ સત્ તથા અસતથી વિલક્ષણ છે. તેને જ અવિચાર તથા અજ્ઞાન કહેવામાં આવે છે. સામાન્ય ચેતન તેની વિરોધી નથી, પણ સાધકરૂપ છે. તે વૃત્તિમાં આરૂઢ છે અથવા તેને વિરોધી વૃત્તિરૂપે જાણવી. માયામાં આભાસરૂપ

તથા અધિષ્ઠાનરૂપે ચૈતન્ય છે તથા ચૈતન્યનો માયામાં મેળાપ થવાથી જગતના કારણરૂપ સર્વજ્ઞ ઇશ્વર કહેવામાં આવે છે. ૧૫૪

વિવરણઃ—જીવ ઇશ્વર ભેદથી રહિત જે શુદ્ધ ચેતન, તેને આશ્રિત માયા છે. આ માયા અનાદિ કહેતાં આદિ રહિત છે. અહીં આદિનો અર્થ ઉત્પત્તિ થાય છે. જો માયાની ઉત્પત્તિ અંગીકાર કરીએ તો માયાના કાર્ય પ્રપંચવડે, પુત્રવડે પિતાની માફક, માયાની ઉત્પત્તિ બને નહિ. ચેતનથી જ માયાની ઉત્પત્તિ માનવી પડશે. વળી જીવભાવ તથા ઇશ્વરભાવ માયાના કાર્યરૂપ છે. માયાની સિદ્ધિ થયા વિના જીવ ઇશ્વરનું સ્વરૂપ અસિદ્ધ છે. માટે જીવચેતન અથવા ઇશ્વરચેતનવડે માયાની ઉત્પત્તિ કહેવી અસંભવ રૂપ છે. વળી શુદ્ધ ચેતન અસંગ, અક્રિય તથા નિર્વિકાર છે. તેથી માયાની ઉત્પત્તિ માનવાથી તે વિકારી થશે. વળી શુદ્ધ ચેતનવડે માયાની ઉત્પત્તિ હોય તો મોક્ષ દશામાં માયા ફરી ઉત્પન્ન થશે, જેથી મોક્ષ નિમિત્ત સાધન નિષ્ફળ થશે. આ રીતે માયા ઉત્પત્તિથી રહિત હોવાથી અનાદિ તથા એક છે. વળી તે સાંત કહેતાં અંતવાળી છે. જ્ઞાનવડે માયાનો અંત થાય છે. તે સત્ અસતથી વિલક્ષણ છે. જેનો ત્રણે કાળે બાધ થતો નથી, તે સત્ કહેવાય છે. આ રીતનું ચેતન છે. માયાનો જ્ઞાનથી બાધ થાય છે, માટે તે સતથી વિલક્ષણ છે. જેની ત્રણે કાળે પ્રતીતિ થતી નથી, તે શશશૃંગ, વંધ્યાપુત્ર, તથા આકાશફુલ આદિ અસત્ કહેવાય છે. જ્ઞાનના પૂર્વે માયા તથા તેનું કાર્ય પ્રતીત થાય છે. જાગ્રતમાં "હું અજ્ઞાની છું, હું બ્રહ્મને જાણતો નથી" આ રીતે માયા પ્રતીત થાય છે. વળી સ્વપ્નમાં જે અનેક પદાર્થ પ્રતીત થાય છે, તેનું ઉપાદાન કારણ માયા છે. સુષુપ્તિ થયા પછી

અજ્ઞાનની આ રીતે સ્મૃતિ થાય છે:—'હું સુખમાં સુતો હતો, હું કંઇ પણ જાણતો નહતો.' આ સ્મૃતિ અજ્ઞાન વસ્તુની થાય નહી. માટે સુષુપ્તિમાં અજ્ઞાનનું ભાન થાય છે. આ અજ્ઞાન તથા માયા એક જ છે. પણ તેનો ભેદ નથી. આ રીતે ત્રણે અવસ્થામાં માયાની પ્રતીતિ થાય છે. માટે તે અસતથી વિલક્ષણ છે. આ રીતે સત્ અસત્થી વિલક્ષણ જે માયા, તેનું કાર્ય પણ સત્ અસત્થી વિલક્ષણ છે. સત્ અસતથી વિલક્ષણને જ અદ્વૈત મત પ્રમાણે મિથ્યા કહે છે તથા અનિર્વચનીય કહે છે. આથી માયા તથા તેના કાર્યથી દ્વૈતની સિદ્ધિ થતી નથી. કારણ કે જેમ ચેતન સત્ રૂપ છે, તેમ માયા તથા તેનું કાર્ય જો સત્ રૂપ હોય તો દ્વૈત થાય. આ માયા તથા તેનું કાર્ય સત અસતથી વિલક્ષણ હોવાથી મિથ્યા છે. મિથ્યા પદાર્થવડે દ્વૈત થાય નહિ. જેમકે સ્વપ્નના પદાથ મિથ્યા હોવાથી દ્વૈત ભાવ થતો નથી.

## ૨૪૩ અજ્ઞાનની સ્વાશ્રયતા તથા સ્વવિષયતા.

જીવ ઈશ્વર વિભાગ રહિત શુદ્ધ બ્રહ્મને આશ્રિત માયા છે. તે શુદ્ધ બ્રહ્મને જ આચ્છાદન કરે છે. જેમ ગૃહને આશ્રિત અંધકાર ગૃહને આચ્છાદન કરે છે. આ પક્ષને સ્વાશ્રય સ્વવિષય પક્ષ કહે છે. સ્વ કહેતાં શુદ્ધ બ્રહ્મજ આશ્રયરૂપ છે. વળી સ્વ કહેતાં શુદ્ધ બ્રહ્મજ વિષય કહેતાં માયાથી આચ્છાદિત છે. આમાં ઉપર પ્રમાણે રહસ્ય સમાયલું છે. સંક્ષેપ શારીરીક, વિવરણ, વેદાંત મુક્તાવલિ, અદ્વૈત સિદ્ધિ તથા અદ્વૈત દીપિકા આદિ ગ્રંથકારોએ સ્વાશ્રય વિષય જ અંગીકાર કર્યો છે.

## ૨૪૪ વાચસ્પતિનું મત.

વાચસ્પતિનું મત નીચે પ્રમાણે છે.—અજ્ઞાન જીવને

આશ્રત છે તથા બ્રહ્મનો વિષય કરે છે. હું અજ્ઞાની બ્રહ્મને જાણતો નથી, આ પ્રતીત્તિવડે હું શબ્દનો અર્થ જીવ અજ્ઞાની કહેવાથી અજ્ઞાનના આશ્રયરૂપ ભાન થાય .છે. વળી બ્રહ્મને નથી જાણતો, આથી અજ્ઞાનનો વિષય બ્રહ્મ પ્રતીત થાય છે. આ રીતે અજ્ઞાન જીવને આશ્રિત તથા બ્રહ્મને વિષય કહેતાં આચ્છાદન કરે છે. આ અજ્ઞાન એક નથી, પણ અનંત છે. કારણકે જો એક અજ્ઞાન માનીએ તો એક અજ્ઞાનની એકના જ્ઞાનવડે નિવૃત્તિ થવાથી અન્યને અજ્ઞાન તથા તેનું કાર્ય સંસાર પ્રતીત થવું જોઇએ નહિ. જો એમ કહીએ કે આજ સૂધી કોઇને જ્ઞાન થયું નથી, તો હવે પછી પણ કોઈને જ્ઞાન થશે નહિ. આથી શ્રવણાદિ સાધન નિષ્ફળ થશે. આથી અનંત જીવના આશ્રિત અજ્ઞાન અનંત છે. અનંત જીવના અનંત અજ્ઞાન કલ્પિત ઈશ્વર, અનંત અને બ્રહ્માંડ પણ અનંત છે. જે જીવને જ્ઞાન થાય, તેનાં અજ્ઞાન, ઈશ્વર તથા બ્રહ્માંડની નિવૃત્તિ થાય છે. પણ જેને જ્ઞાન નથી થતું, તેને બંધ રહેછે. આ વાચસ્પતિનો મત છે, પણ તે યોગ્ય નથી. કારણ કે,

## ૨૪૫ વાચસ્પતિના મતની અયોગ્યતા તથા અજ્ઞાનની એકતા.

ઇશ્વર જીવના અજ્ઞાનવડે કલ્પિત છે, એમ કહેવું તે શ્રુતિ, સ્મૃતિ તથા પુરાણથી વિરૂદ્ધ છે. વળી ઈશ્વર અનંત તથા જીવ જીવમાં સૃષ્ટિનો ભેદ, એ પણ વિરુદ્ધ છે. માટે અનેક અજ્ઞાન માનવું તે અસંગત છે. તેમજ અનેક અજ્ઞાન માની ઈશ્વર તથા સૃષ્ટિ એક માનીએ, તો તે બને નહિ. કારણકે જીવ ઇશ્વર પ્રપંચ અજ્ઞાન કલ્પિત છે. અનંત અજ્ઞાન માનવાથી એકેક અજ્ઞાન કલ્પિત જીવની માફક ઇશ્વર તથા

પ્રપંચ પણ અનંત થશે. માટે વાચસ્પતિએ અનંત ઈશ્વર તથા અનંત સૃષ્ટિ કહી છે. તેથી અજ્ઞાન એક છે, એ મત યોગ્ય છે.

## ૨૪૬ સ્વાશ્રય સ્વવિષય પક્ષનો અંગીકાર.

**વિવરણ:**—આ એક અજ્ઞાન પણ જીવને અશ્રિત નથી, પણ શુદ્ધ બ્રહ્મને આશ્રિત છે. કારણ કે જીવ ભાવ અજ્ઞાનનું કાર્ય છે. આ અજ્ઞાન સ્વતંત્ર કદીપણરહે નહિ. માટે નિરાશ્રય રૂપ અજ્ઞાનવડે જીવ ભાવ બને નહિ. પ્રથમ કોઇના આશ્રિત અજ્ઞાન હોય તો અજ્ઞાનનું કાર્ય જીવ ભાવ થાય. જીવ-પણાની માફક ઈશ્વરતા પણ અજ્ઞાનનું કાર્ય છે. તેને આશ્રિત પણ અજ્ઞાન નથી, પણ શુદ્ધ બ્રહ્મને આશ્રિત અનાદિ અજ્ઞાન છે. અનાદિ જે ચેતન તથા અજ્ઞાન, તેનો સંબંધ પણ અનાદિ ચેતન અજ્ઞાનના અનાદિ સંબંધવડે જીવ ભાવ ઇશ્વર ભાવ પણ અનાદિ છે. પણ જીવ ભાવ તથા ઇશ્વર ભાવ અજ્ઞાનને આધીન છે, માટે તે અજ્ઞાનનું કાર્ય કહેવાય છે. જો કે હું અજ્ઞાની છું, આ રીતે જીવને આશ્રિત અજ્ઞાન પ્રતીત થાય છે, છતાં શુદ્ધ બ્રહ્મને આશ્રિત જે અજ્ઞાન, તેનું જીવને હું અજ્ઞાની છું એવું અભિમાન થાય છે. વળી જીવ અજ્ઞાનનું કાર્ય છે, માટે અજ્ઞાનના અધિષ્ઠાનરૂપ આશ્રય જીવ બને નહિ. પણ શુદ્ધ બ્રહ્મ જ અજ્ઞાનના અધિષ્ઠાનરૂપ આશ્રય છે. શુદ્ધ બ્રહ્મ અધિષ્ઠાનના આશ્રિત જે અજ્ઞાન, તે બ્રહ્મને આચ્છાદન કરે છે. ત્યાર પછી હું અજ્ઞાની છું, આ રીતે અજ્ઞાનના અભિમાની રૂપ આશ્રય જીવ થાય છે. આ પ્રકારે સ્વઆશ્રય સ્વવિષય અજ્ઞાન છે.

**ટીકા:**—શિષ્ય:-અજ્ઞાન જીવને આશ્રિત કેવી રીતે નહિ?

ગુરૂઃ—આનો અભિપ્રાય નીચે પ્રમાણે છે—જેમ અંશી રૂપ અંધકાર એક છે તથા તેના અંશ રૂપ અનેક અંધકાર પ્રતિ ગૃહમાં રહેલા છે. જો ગૃહમાં દીપક હોય તો ગૃહના અંશ રૂપ અંધકારનો નાશ થાય છે. તેમ અંશી અજ્ઞાન એક છે. તેના અંશ રૂપ અનેક અજ્ઞાન અનેક અંતઃકરણદેશમાં રહેલ સાક્ષી ચેતનમાં સ્થિતિ કરે છે. જે અંતઃકરણદેશમાં જ્ઞાન હોય, તે અંતઃકરણદેશને વિશે રહેલા અજ્ઞાન અંશનો નાશ થાય છે.

માટે એકને જ્ઞાન થવાથી સર્વને, અજ્ઞાન તથા તેના તત્કાર્યની નિવૃત્તિદ્વારા મુક્તિ પ્રતીત થતી નથી. માટે એક અજ્ઞાનને અંગીકાર કરવાથી પણ બંધ મોક્ષની વ્યવસ્થા બને છે. વળી જીવના અજ્ઞાનવડે કલ્પિત ઈશ્વર અનંત છે તથા જીવ જીવમાં સૃષ્ટિનો ભેદ છે. આ શ્રુતિ, સ્મૃતિ તથા પુરાણથી વિરુદ્ધ પક્ષનો અંગીકાર કરવો નથી પડતો, માટે આ પક્ષ યોગ્ય છે.

**ટીકાઃ**—શિષ્યઃ—અજ્ઞાન બ્રહ્મને કેવી રીતે આચ્છાદન કરે છે ? ગુરૂઃ—હું અજ્ઞાની છું, આ અનુભવવડે વાચસ્પતિમિશ્રે અજ્ઞાનના આશ્રય જીવ કહ્યા છે. આ સુગમ રીતિવડે મુમુક્ષુની બુદ્ધિમાં ઘટે તેટલા માટે કહ્યો છે, પણ વાચસ્પતિ મિશ્રનો ગૂઢ અભિપ્રાય એ છે કે, હું શબ્દનો વાચ્ય જે અંતઃકરણ વિશિષ્ટ ચેતન રૂપ જડછે, તેનો વિશેષ્ય ભાગ જે સાક્ષી ચેતન તે બ્રહ્મ છે તથા તે અજ્ઞાનના આશ્રયરૂપ છે. આ વિશેષ્ય ધર્મનો વિશિષ્ટમાં વ્યવહાર થાય છે.

## ૨૪૭ એક અજ્ઞાન પક્ષમાં બંધ મોક્ષની વ્યવસ્થા તથા સર્વ પ્રક્રિયાની શ્રેષ્ઠતાપૂર્વક માયાનું નામ ભેદે કરી સ્વરૂપ.

**વિવરણઃ**—આ અજ્ઞાન જો કે એક છે તથા જ્ઞાનથી નિવૃત્ત થાય છે, પણ જે અંતઃકરણમાં અજ્ઞાન હોય, તે અંતઃક-

રણ અવિચ્છિન્ન ચેતનમાં રહેલ જે અજ્ઞાનનો અંશ, તેની નિવૃત્તિ જ્ઞાનવડે થાય છે. તે જ મુક્ત થાય છે. જે અંતઃકરણમાં જ્ઞાન ન થાય, ત્યાં અજ્ઞાનનો અંશ રહે છે તથા બંધ રહે છે. આ રીતે એક અજ્ઞાન પક્ષમાં બંધ મોક્ષ વ્યવહાર બને છે. વળી કોઈને વાંચસ્પતિની રીતિવડે અનેક અજ્ઞાનવાદ બુદ્ધમાં પ્રવેશ થાય તો તે પણ અદ્વૈત જ્ઞાનનો ઉપાય છે. આના ખંડનમાં કંઇ આગ્રહ નથી. જે રીતે જિજ્ઞાસુને અદ્વૈત બોધ થાય, તે રીતે બુદ્ધિની સ્થિતિ કરવી. શુદ્ધ બ્રહ્મને આશ્રત જે માયા, તેને અવિદ્યા તથા અજ્ઞાન કહે છે. અચિંત્ય શક્તિ તથા યુક્તિને સહન ન કરે, માટે માયા કહે છે. તેનો વિદ્યાથી નાશ થાય છે. તેથી અવિદ્યા કહે છે. તે સ્વસ્વરૂપનું આચ્છાદન કરે છે, માટે અજ્ઞાન કહે છે. તે જે ચેતનને આશ્રિત છે, તે સામાન્ય ચેતનનો વિરોધી નથી, પણ સામાન્ય ચેતન માયાના સાધકરૂપ છે તથા સત્તા સ્ફુરણ આપે છે. વળી વૃત્તિમાં આરૂઢ કહેતાં રહેલી જે ચેતન અથવા ચેતન સહિત વૃત્તિ, તેને અજ્ઞાનની વિરોધી જાણવી. આ રીતે ઉપરના કવિત્તના ત્રણ પાદથી માયાનું સ્વરૂપ કહ્યું છે.

**ટીકાઃ**—અહીં નૈષ્કર્મ્ય સિદ્ધિ કારનું નીચે પ્રમાણે વચન છેઃ—

यथा यथा भवेत्पुंसां व्युत्पत्तिः प्रत्यगात्मनि ।
सा सैव प्रक्रियेह स्यात् साध्वी सा च व्यवस्थितिः ॥

**અર્થ**:—પુરુષને જે જે પ્રક્રિયાવડે પ્રત્યગાત્મામાં બોધ થાય, તે તે પ્રક્રિયા અહીં વેદાંત સિદ્ધાંતમાં શ્રેષ્ઠ છે તથા તે જ વ્યવસ્થા છે.

## ૨૪૮ ઇશ્વરનું સ્વરૂપ-દ્વિવિધ કારણનું લક્ષણ, જગતનું ઉપાદાન તથા નિમિત્ત કારણ ઇશ્વર.

**વિવરણ**—માયામાં આભાસ ઇત્યાદિ ચતુર્થ પાદવડે ઇશ્વરનું સ્વરૂપ કહે છે. શુદ્ધ સત્વગુણ સહિત માયા તથા માયાના અધિષ્ઠાન રૂપ ચેતન તથા માયામાં આભાસ આ ત્રણ મળી ઇશ્વર સર્વજ્ઞ છેઃ—તે જગતના હેતુરૂપ કહેતાં કારણરૂપ છે. કારણ બે પ્રકારનાં છે. એક ઉપાદાન કારણ તથા બીજું નિમિત્ત કારણ. જેનો કાર્યના સ્વરૂપમાં પ્રવેશ થાય તથા જે વિના કાર્યની સ્થિતિ થાય નહિ, તે ઉપાદાન કારણ કહેવાય છે. જેમ મૃત્તિકા ઘટનું ઉપાદાન કારણ છે.

અહીં ઘટના સ્વરૂપમાં તેનો પ્રવેશ તથા મૃત્તિકા વિના ઘટની સ્થિતિ નથી. જેના સ્વરૂપમાં પ્રવેશ નથી, પણ કાર્યને ભિન્ન સ્થિત થઇ સ્થિતિ થાય તથા તેના નાશથી કાર્ય બગડે નહિ, તે નિમિત્ત કારણ કહેવાય છે. જેમ ઘટના કુલાલ દંડ ચક્ર આદિ નિમિત્ત કારણ છે. ઘટના સ્વરૂપમાં તેનો પ્રવેશ નથી. ઘટવડે ભિન્ન કહેતાં દૂર વિશે રહી ઘટની ઉત્પત્તિ કરે છે તથા ઉત્પત્તિ થયા પછી કુલાલ દંડ ચક્ર આદિના નાશથી ઘટ બગડતો નથી. આ રીતે ઉપાદાન તથા નિમિત્ત બે પ્રકારનું કારણ થાય છે.

**ટીકાઃ**—ઘટનું ઉપાદન કારણઃ—કાર્યની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય આ ત્રણનું જે કારણ, તે ઉપાદાન કારણ કહેવાય છે. ઉપાદાનનું પણ આ જ લક્ષણ છે. જેમ કુલાલ આદિ નિમિત્ત કારણ છે અર્થાત્ કાર્યની ઉત્પત્તિ માત્રનું જે કારણ, તે નિમિત્ત કારણ કહેવાય છે. આ નિમિત્ત કારણ અનેક પ્રકારનું હોય છે,

૨૪૯ વિવરણ–જગતનું ઉપાદાન તથા નિમિત્ત બેઉ પ્રકારથી ઇશ્વર જ કારણ છે. જેમ એક જ કરોળીઓ જાળનું ઉપાદાન કારણ તથા નિમિત્ત કારણ છે. જો એમ કહીએ કે કરોળીઆનું જડ શરીર જાળનું ઉપાદાન કારણ તથા કરોળીઆના શરીરમાં જે ચેતન ભાગ, તે નિમિત્ત કારણ છે. આથી એક ઇશ્વરને નિમિત્ત કારણ અને ઉપાદાન કારણ માનવામાં આના સરખું બીજું કોઈ દૃષ્ટાંત નથી. કરોળીઆની માફક ઇશ્વરનું શરીર જડમય જગતનું ઉપાદાન કારણ તથા ચેતન ભાગ નિમિત્ત કારણ છે. આ રીતે એક જ ઈશ્વર જગતનું ઉપાદાન તથા નિમિત્ત કારણ છે. આમાં કરોળીઆનું દૃષ્ટાંત તથા મુખ્ય દૃષ્ટાંત સ્વપ્ન છે. જે સમય જીવને કર્મફળ આપવા સન્મુખ ન થાય ત્યારે પ્રલય થાય છે તથા જીવને કર્મફળ આપવા સન્મુખ થાય ત્યારે સૃષ્ટિ થાય છે. આ રીતે જીવકર્મને આધીન સૃષ્ટ છે.

**ટીકાઃ**—કરોળીઆને ઉર્ણનાભી પણ કહે છે. જેમ કરોળીઆનું શરીર જાળનું ઉપાદાન કારણ છે તથા અંતઃકરણ સહિત ચેતન ભાગ નિમિત્ત કારણ છે, તેમ તમ પ્રધાન પ્રકૃતિ રૂપ માયા જગતનું ઉપાદાન કારણ છે તથા શુદ્ધ સત્વ પ્રધાન માયા સહિત ચેતન ભાગ જગતનું નિમિત્ત કારણ છે. કેવળ ચેતન ભાગમાં કારણતા નથી. એ અભિપ્રાય છે. કરોળીઆનું દૃષ્ટાંત તથા મુખ્ય દૃષ્ટાંત સ્વપ્ન છે. આમ કહેવાનું કારણ એકે ન્યાય મત પ્રમાણે ઘટના સાથી ઇશ્વરના સંયોગમાં ઇશ્વરને અભિન્ન નિમિત્ત ઉપાદાન કારણ માન્યો છે તથા જીવાત્મ ગત, જ્ઞાનાદિ ગુણમાં જીવાત્માને અભિન્ન નિમિત્ત ઉપાદાન કારણ માન્યો છે. શ્રીમદ્ ભાગવતમાં જ્યારે બ્રહ્માએ ગાય તથા ગોવાળીઆઓનું હરણ કર્યું હતું ત્યારે શ્રી. કૃષ્ણ પરમાત્મા ગાય તથા ગોપા-

ળાદિ સર્વ રૂપ પોતે જ બન્યા છે. ત્યાં પણ શ્રી કૃષ્ણપરમાત્મા તેના અભિન્ન નિમિત્ત ઉપાદાન કારણ રૂપ છે. વળી સૂર્ય આઠ-માસ પર્યંત પૃથ્વીના રસનું શોષણ કરે છે, તથા વર્ષા ઋતુના ચારમાસ પર્યંત જળની વૃષ્ટિ કરે છે તેમ જળનું સૂર્ય અભિન્ન નિમિત્ત ઉપદાન કારણ છે. કોઇ ચિત્રકાર નખરૂપ કલમવડે પોતાના શરીરપર ચિત્ર લખે છે. પછી તેને જોઇ હર્ષ યુક્ત થાય છે ત્યાર પછી તેનો નાશ કરે છે. આથી ચિત્રકાર અભિન્ન નિમિત્ત ઉપાદાન કારણ છે. વળી જેમ સાક્ષી ચેતન સ્વપ્ન પ્રપંચના અભિન્ન નિમિત્ત ઉપાદાન કારણરૂપ છે, તેમ ઇશ્વર જગતના અભિન્ન નિમિત્ત ઉપાદાન કારણરૂપ છે.

## ૨૫૦ જીવનું સ્વરૂપ.

### दोहा।

**मलिनसत्व अज्ञानमैं, जो चेतन आभास ॥**
**अधिष्ठानयुतजीव सो, करत कर्मफलआस।१५५।**

**શબ્દાર્થ**:-નિમિત્ત મલીન સત્વગુણ સહિત અજ્ઞાનમાં જે ચેતન આભાસ, તે અધિષ્ઠાન યુકત જીવ કહેવાય છે. તે જીવ કર્મ કરે છે અને ફળની આશા કરે છે. ૧૫૫

**વિવરણ**—રજોગુણ જો તમોગુણને દાબી દે, તો શુદ્ધ સત્વગુણ કહેવાય છે તથા રજોગુણ તમોગુણથી જો પોતે દબાય તો મલીન સત્વગુણ કહેવાય છે. આ મલીન સત્વગુણ સહિત અજ્ઞાનના અંશમાં જે ચેતનનો આભાસ, અજ્ઞાન તથા તેનું અધિષ્ઠાન કૂટસ્થ આ ત્રણ મળી જીવ કહેવાય છે. આ જીવ કર્મ કરે છે તથા ફળની આશા રાખે છે. ૧૫૫

## ૨૫૧ ઇશ્વરમાં વિષમ દૃષ્ટિ તથા ક્રૂરતાનો અભાવ.

આ જીવના કર્માનુસાર ઉંચ નીચ ભોગને અર્પે છે.

શ્વર સૃષ્ટિ રચે છે. માટે ઈશ્વરમાં વિષમ દૃષ્ટિ તથા ક્રૂરતા નથી. જો કોઇ એમ કહે કે, સર્વથી પ્રથમ સૃષ્ટિમાં પૂર્વના કર્મ ન હતાં તથા પ્રથમ સૃષ્ટિમાં ઇશ્વરે ઉંચ નીચ શરીર તથા ભોગ રચેલા છે, માટે ઈશ્વરમાં વિષમ દૃષ્ટિ છે. આ કહેવું બને નહિ. કારણકે સંસાર અનાદિ છે. ઉત્તર ઉત્તર સૃષ્ટિમાં પૂર્વ પૂર્વ સૃષ્ટિનું કર્મ હેતુરૂપ છે. સર્વથી પ્રથમ કોઇ સૃષ્ટિ નથી, માટે ઇશ્વરમાં દોષ નથી.

### ૨૫૨ જીવને ભોગ અર્થે ઇશ્વરને જગત્ ઉપજાવવાની ઇચ્છા.

जीवनके पूर्व सृष्टि कर्म अनुसार ईश ।
इच्छा होय जीवभोग जग उपजाइये ॥
नभ वायु तेज जल भूमि भूत रचै तहां ।
शब्द स्पर्श रूप रस गंध गुण गाइये ॥
सत्व अंश पंचनको मेलि उपजत सत्व ।
रजोगुणअंश मिलि प्राण त्यूं उपाइये ॥
एक एक भूत सत्व अंश ज्ञान इंद्री रचै ।
कर्मइंद्रि रजोगुण अंशतैं लगाइये ॥ १५६ ॥

શબ્દાર્થ:—જીવોના પૂર્વ સૃષ્ટિના કર્મને અનુસાર જ્યારે ઈશ્વરને ઈચ્છા થાય છે, ત્યારે તે જીવ ભોગ રૂપ જગતને ઉત્પન્ન કરે છે. પ્રથમ તેણે પૃથ્વી, અપ, તેજ વાયુ તથા આકાશ, આ પંચ મહા ભૂતને રચ્યાં. આ પંચ મહા ભૂતના ગંધ, રસ, રૂપ, સ્પર્શ તથા શબ્દ આ રીતે તેના પાંચ ગુણો

થયા. આ પાંચ મળી જે સત્ત્વ ઉપજે છે, તેને સત્ત્વ અંશ કહે છે. રજોગુણ અંશ મલવા થકી પ્રાણ થાય છે એમ જાણવું. એક એક ભૂત રૂપે સત્વ અંશ મળવાથી જ્ઞાનેંદ્રિય થાય છે તથા રજો ગુણના અંશવડે કર્મેન્દ્રિય થાય છે. ૧૫૬

**વિવરણઃ**—જ્યારે જીવને કર્મ ભોગ આપવાથી ઉદાસીન થાય ત્યારે પ્રલય થાય છે. પ્રલયમાં સર્વ પદાર્થના સંસ્કાર માયામાં રહેલા હોય છે. માટે જીવનું કર્મ પણ જે બાકી રહેલ હોય છે, તે સૂક્ષ્મ થઇ માયામાં રહે છે. જ્યારે કર્મ ભોગ આપવા સન્મુખ થાય ત્યારે ઇશ્વરને એવી ઇચ્છા થાય છે કે, જીવને ભોગ નિમિત્ત જગતની ઉત્પત્તિ કરીએ.

**ટીકાઃ**—જગતની ઉત્પત્તિ કરીએઃ-અહીં એ શંકા થાય છે કે, દુઃખ તથા દુઃખના સાધનની નિવૃત્તિને અર્થે અથવ સુખ તથા સુખના સાધનની પ્રાપ્તિને અર્થે ઇચ્છા થાય છે, અન્ય વસ્તુની ઇચ્છા થતી નથી. આ રીતનો નિયમ છે. ઇશ્વરને દુઃખ તથા દુઃખના સાધનનો અભાવ છે. માટે ઇશ્વરને દુઃખ તથા દુઃખના સાધનની નિવૃત્તિ માટે ઇચ્છા બની શકે નહિ. વળી જો ઈશ્વર પૂર્ણ કામ હોય તો તેને સુખ તથા સુખના સાધનની પ્રાપ્તિ માટે ઇચ્છા પણ હોઇ શકે નહિ. કોઇ એમ કહે કે, બાળકને જેમ વિનોદની ઇચ્છા થાય છે, તેની માફક ઈશ્વરને જગત રચવારૂપ વિનોદની ઇચ્છા કોઈ પણ નિમિત્તથી રહિત હોય છે, એમ કહેવું બની શકે નહિ. કારણ કે જેવી રીતે બાળકને ચિત્તના આહ્લાદરૂપ સુખની પ્રાપ્તિનિમિત્ત ઇચ્છા થાય છે, તેમ પૂર્ણકામ ઈશ્વરને આહ્લાદરૂપ સુખપ્રાપ્તિની ઇચ્છા સંભવી શકે નહિ. આ શંકાનું સમાધાન નીચે પ્રમાણે છેઃ- જેમ કલ્પવૃક્ષ અન્ય પુરુષના સંકલ્પરૂપ નિમિત્તવડે પોતાના સ્વભાવથી જ વાંચ્છિત ફળને આપે છે, તેમ ઇશ્વર પણ ફળ

આપવાને સન્મુખ થઈ જીવના અદૃષ્ટરૂપ નિમિત્તવડે પોતાના સ્વભાવવડે ઇચ્છા, જ્ઞાન તથા પ્રયત્ન કરે છે. ઇશ્વરની આ ઇચ્છાદિકની એક એક વ્યક્તિ સૃષ્ટિના આરંભ કાળમાં ઉપજે છે તથા પ્રલય પર્યંત સ્થાયી છે. માટે તે નિત્ય કહેવાય છે. વળી ભૂત, ભવિષ્ય તથા વર્તમાન કાળમાં રહેલા સર્વ પદાર્થનો વિષય કરે છે, માટે સર્વદા સૃષ્ટિ અથવા પ્રલય તેમજ શીત, ઉષ્ણ અથવા વૃષ્ટિ હોય નહિ, પણ સમયને અનુસાર જ હોય છે.

## ૨૫૩ પંચ ભૂત તથા તેના ગુણની ઉત્પત્તિ.

**વિવરણઃ**—આ પ્રમાણે ઇશ્વરની ઇચ્છાને લીધે માયા તમો ગુણ પ્રધાન થાય છે. આ તમો ગુણ પ્રધાન માયાને લીધે આકાશ, વાયુ, તેજ, જળ તથા પૃથ્વી આ પાંચ ભૂત રચાય છે. આ ભૂતોમાં ક્રમે કરી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ આ પાંચ ગુણ થાય છે. માયાવડે શબ્દ સહિત આકાશની ઉત્પત્તિ તથા આકાશમાંથી વાયુની ઉત્પત્તિ છે. વાયુ આકાશનું કાર્ય છે, માટે આકાશનો શબ્દ ગુણ વાયુમાં હોય છે. જળનો ગુણ સ્પર્શ હોય છે. વાયુથી તેજની ઉત્પત્તિ તથા તેજમાં આકાશનો શબ્દ, વાયુનો સ્પર્શ તથા જળનું રૂપ થાય છે. તેજથી જળની ઉત્પત્તિરૂપ આકાશનો શબ્દ, વાયુનો સ્પર્શ તથા તેજનું રૂપ જળમાં થાય છે તથા જળનો રસ થાય છે. જળવડે પૃથ્વીની ઉત્પત્તિ તથા આકાશનો શબ્દ, વાયુનો સ્પર્શ, તેજનું રૂપ, જળનું રસ પૃથ્વીમાં થાય છે તથા પૃથ્વીનો ગંધ થાય છે. આકાશમાં પ્રતિધ્વનિરૂપ શબ્દ છે. વાયુમાં સીસી શબ્દ તથા સીત ઉષ્ણ કઠીનતાથી વિલક્ષણ સ્પર્શ છે. અગ્નિરૂપ તેજમાં ભુક ભુક શબ્દ, ઉષ્ણ સ્પર્શ તથા પ્રકાશ રૂપ છે. જળમાં ચુલુ ચુલુ શબ્દ સીત સ્પર્શ, શુકલ રૂપ, મધુર રસ છે. વળી ક્ષાર તથા કટુ પૃથ્વીના સમ્બંધવડે જળ

પ્રતીત થાય છે. જળનો રસ મધુર જ છે. આ મધુરતા હરડે આદિ ભક્ષણ કરવા પછી જ્યારે જળપાન કરીએ છીએ ત્યારે પ્રગટ થાય છે. પૃથ્વીમાં કટ કટ શબ્દ છે, ઉષ્ણ સીતવડે વિલક્ષણ કઠિન સ્પર્શ છે. શ્વેત, નીલ, પીત, રકત તથા હરીતાદિ રૂપ છે. મધુર આમ્લ, ક્ષાર, કટુ, કસાય તથા તિકત રસ છે. સુગંધ તથા દુર્ગંધ આ બે પ્રકારના ગંધ છે. આ રીતે આકાશમાં એક, વાયુમાં બે, તેજમાં ત્રણ, જળમાં ચાર તથા પૃથ્વીમાં પાંચ ગુણ છે. તેમાં એક એક પોતાનો છે તથા અધિક ગુણ કારણનો છે. વળી સર્વનું મૂળ કારણ ઈશ્વર છે. તેમાં માયા તથા ચૈતન્ય બે ભાગ છે. મિથ્યાપણું આત્માનો ભાગ છે તથા સત્તાસ્ફુર્તિ સર્વ ભુતમાં ચેતનનો ભાગ છે. કવિત્તનાં બે ચરણનો અર્થ આ રીતે છે.

**ટીકાઃ**—માયા તમોગુણ પ્રધાન છેઃ-જેમ પોતાના પતિના શુક્રરૂપ બીજને ધારણ કરવાવાળી તથા કૃમી આદિ અનેક જંતુયુક્ત પુત્રરૂપ ગર્ભવાળી સગર્ભા સ્ત્રી પ્રસવથી પૂર્વ સંતતિના લાભરૂપ નિમિત્તવડે સદા પ્રસન્ન રહે છે, માટે સત્વ ગુણ પ્રધાનની માફક છે. પછી પ્રસવકાળે વેદનારૂપ નિમિત્તવડે પ્રસન્નતાનો તિરોધાન થવાથી શૂન્ય ચિત્તવાળી બનવાથી તમો ગુણ પ્રધાનની માફક થાય છે તથા જેમ પૂર્વ શ્વેત રંગવાળું વાદળ છે, તે વર્ષાકાળમાં શ્યામ રંગવાળું થાય છે, તેમ સૃષ્ટિની પૂર્વે બ્રહ્મના પ્રતિબંબરૂપ જગતના બીજને અર્થાત્ કારણને ધારણ કરવાવાળી તથા અવિદ્યોપાધિક અનંત જીવયુક્ત પ્રપંચરૂપ ગર્ભવાળી શુદ્ધ સત્વ પ્રધાન માયા ઈશ્વરની ઉપાધિરૂપ છે. આ સૃષ્ટિના આરંભકાળે શુદ્ધ સત્વ પ્રધાન સ્વરૂપના તિરોધાનવડે સૃષ્ટિના યોગ્ય તમો ગુણ પ્રધાન પ્રકૃતિ રૂપ થાય છે.

## ૨૫૪ અંતઃકરણની ચાર ભેદ સહિત ઉત્પત્તિ.

**વિવરણઃ**—પંચ ભુતનો સત્વ ગુણ અંશ મળી સત્વ કહેતાં અંતઃકરણને ઉત્પન્ન કરે છે. અંતઃકરણ જ્ઞાનના હેતુ રૂપ છે તથા જ્ઞાનની ઉત્પત્તિ સત્વ ગુણમાંથી અંગીકાર કરી છે, માટે અંતઃકરણ ભૂતના સત્વ ગુણનું કાર્ય છે તથા પંચ ભૂતના કાર્ય રૂપ પંચ જ્ઞાનેંદ્રિય આ સર્વના સહાયકરૂપે છે. માટે પંચ ભૂત મળવાથી સત્વ ગુણમાંથી અંતઃકરણની ઉત્પત્તિ કહી છે. દેહની અંતર કહેતાં આભ્યંતર તથા કારણ કહેતાં જ્ઞાનનું સાધન છે, માટે અંતઃકરણ કહેવાય છે. વળી ભૂતનું સત્વ ગુણનું કાર્ય છે, માટે અંતઃકરણનું સત્વ એવું નામ પણ છે. અંતઃકરણનું જે પરિણામ, તેને વૃત્તિ કહેછે. આ અંતઃકરણની વૃત્તિ ચાર છે, પદાર્થને સારા માઠાના સ્વરૂપનો નિશ્ચય કરવાવાળી વૃત્તિ, તે બુદ્ધિ કહેવાય છે. સંકલ્પ વિકલ્પ વૃત્તિ તે મન કહેવાય છે. ચિંતારૂપી વૃત્તિ તે ચિત્ત કહેવાય છે તથા અહમ્ એવા અભિમાનવાળી જે વૃત્તિ, તે અહંકાર કહેવાય છે.

## ૨૫૫ પ્રાણની પંચ ભેદ સહિત ઉત્પત્તિ.

**વિવરણઃ**—પંચ ભૂત મળવાથી રજો ગુણ અંશમાંથી પ્રાણની ઉત્પત્તિ થાય છે. આ પ્રાણ ક્રિયા ભેદથી તથા સ્થાન ભેદથી પાંચ પ્રકારનો છે. જેનું હૃદય સ્થાન તથા ક્ષુધા પિપાસા ક્રિયા છે, તેને પ્રાણ કહે છે. વળી જેનું ગુદા સ્થાન છે, મૂત્ર મલને નીચે લાવવા રૂપ ક્રિયા છે, તેને અપાન કહે છે. જેનું નાભિ સ્થાન છે તથા ખાધેલા તેમજ પાન કરેલા અન્ન જળને પાચન યોગ્ય સમાન કરવાવાળી જે ક્રિયા છે, તેને સમાન

વાયુ કહે છે. જેનું કંઠ સ્થાન છે તથા શ્વાસરૂપી ક્રિયા છે, તેને ઉદાન કહે છે તથા જેનું સર્વ શરીર સ્થાન છે તથા રસ મેલનરૂપ ક્રિયા છે, તેને વ્યાન કહે છે. કેટલાક નાગ, કૂર્મ, કૃકલ, દેવદત્ત તથા ધનંજય, આ પાંચ પ્રાણ અધિક કહે છે. તેઓની ક્રિયા ઉદ્ગાર, નિમેષ, છીંક જૃંભ અને મરેલા શરીરને ફુલાવવું, આ ક્રમે કરી કહેલી છે. પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ આ પાંચ તેમાં રજોગુણ અંશથી એક એકની ક્રમે કરી ઉત્પત્તિ કહી છે. વળી અપાન, સમાન, પ્રાણ, ઉદાન તથા વ્યાન, આની પણ પૃથ્વી આદિક એક એક રજોગુણ અંશથી ઉત્પત્તિ કહી છે. સર્વના મળેલા રજોગુણ અંશમાંથી નહિ પરંતુ અદ્વૈત સિદ્ધાતમાં આ પ્રક્રિયા નથી. કારણ કે વિદ્યારણ્ય સ્વામીએ તથા પંચીકરણમાં વાર્તિકકારે સૂક્ષ્મ શરીરમાં તથા પંચ કોશમાં નાગ, કૂર્મ આદિનું ગ્રહણ કર્યું નથી તથા તેઓએ અપાનાદિક પાંચ પ્રાણની ઉત્પત્તિ પણ ભૂતના મળેલાં રજો ગુણ અંશમાંથી કહી છે, માટે એક એકના રજો ગુણ અંશમાંથી અપાનાદિની ઉત્પત્તિકથન અસંગત છે તથા સૂક્ષ્મ શરીરમાં નાગ કૂર્મ આદિકનું ગ્રહણ અસંગત છે. પાંચ પ્રાણનું જ સૂક્ષ્મ શરીરમાં ગ્રહણ છે. પ્રાણ વિક્ષેપ રૂપ છે તથા વિક્ષેપ સ્વભાવ રજોગુણનો છે, માટે ભૂતના રજો ગુણ અંશમાંથી પ્રાણની ઉત્પત્તિ કહી છે. આ ત્રીજા ચરણનો અર્થ છે.

## ૨૫૬ જ્ઞાનેંદ્રિય તથા કર્મેન્દ્રિયની ઉત્પત્તિ.

**વિવરણ:**—એક એક ભૂતનો સત્વ ગુણ અંશ પાંચ જ્ઞાનેન્દ્રિય રચે છે તથા એક એકના રજો ગુણ અંશ એક એક કર્મેન્દ્રિય રચે છે. આકાશના સત્વ ગુણથી શ્રોત્ર, વાયુના સત્વ

ગુણ અંશથી ત્વક્, તેજના સત્વ ગુણ અંશમાંથી નેત્ર, જળના સત્વ ગુણ અંશમાંથી રસના તથા પૃથ્વીના સત્વ ગુણઅંશમાંથી ઘ્રાણ થાય છે. આ પાંચ ઇન્દ્રિયો જ્ઞાનના સાધન રૂપ છે, માટે તે જ્ઞાનેંદ્રિય કહેવાય છે. વળી જ્ઞાન સત્વ ગુણમાંથી થાય છે, માટે ભૂતના સત્વ ગુણમાંથી તેની ઉત્પત્તિ કહીછે. શ્રોત્રેન્દ્રિય આકાશના ગુણને ગ્રહણ કરે છે, માટે શ્રોત્રેન્દ્રિયની આકાશમાંથી ઉત્પત્તિ કહી. તેમ જે ભૂતના ગુણને જે ઇન્દ્રિય ગ્રહણ કરે, તે તત્વડે તે ઇંદ્રિયની ઉત્પત્તિ કહી છે. આકાશના રજો ગુણ અંશમાંથી વાક્ ઇંદ્રિયની ઉત્પત્તિ, વાયુના રજો ગુણ અંશમાંથી હાથની ઉત્પત્તિ, તેજના રજો ગુણ અંશમાંથી ચરણની ઉત્પત્તિ, જળના રજો ગુણ અંશમાંથી ઉપસ્થની તથા પૃથ્વીના રજો ગુણ અંશમાંથી ગુદાની ઉત્પત્તિ થાય છે. સ્ત્રીની યોની તથા પુરુષના ગુહ્ય ભાગમાં જે વિષયાનંદના સાધન રૂપ ઇંદ્રિય, તે ઉપસ્થ કહેવાય છે. કર્મ નામ ક્રિયાનું છે. પાંચ ઇંદ્રિય ક્રિયાના સાધનરૂપ છે, માટે તેને કર્મેન્દ્રિય કહે છે. ક્રિયા રજો ગુણમાંથી થાય છે, માટે ભુતોના રજો ગુણ અંશમાંથી તેની ઉત્પત્તિ કહી છે.

### ૨૫૭ સૂક્ષ્મ સૃષ્ટિનિરૂપણ.

भूत अपंचीकृत औ कारज ।
इतनी सूक्षमसृष्टि पिछान ॥
पंचीकृतभूतनतैं उपज्यो ॥
स्थूल पसारो सारो मान ॥
कारण सूक्षम स्थूलदेह अरु ।
पंचकोश इनहीमें जान ॥

**करि विवेक लखि आतम न्यारो।**
**मुंजइषीकातैं ज्यूं मान ॥ १५७ ॥**

**શબ્દાર્થઃ**—ભૂત અપંચી કૃત તથા તેનાં કાર્ય, તે સૂક્ષ્મ સૃષ્ટિરૂપ જાણ. પંચીકૃત ભૂતોમાંથી સર્વ સ્થૂલ વિસ્તાર ઉત્પન્ન થયો છે. દેહ ત્રણ પ્રકારના છે. સ્થૂલ, સૂક્ષ્મ તથા કારણ તથા તેમાં પંચકોશ રહેલા છે, એમ તું જાણ. વળી વિવેકવડે આ સર્વથી આત્મા ભિન્ન છે, જેમ બરૂના ગરથી તેનું છોડું ભિન્ન છે, એ રીતે તું જાણ. ૧૫૭

**વિવરણઃ**—અપંચીકૃત ભૂત તથા તેનું કાર્ય અંતઃકરણ, પ્રાણ, કર્મેંદ્રિય તથા જ્ઞાનેંદ્રિય, આટલી સૂક્ષ્મ સૃષ્ટિ કહેવાય છે. સૂક્ષ્મ સૃષ્ટિનું જ્ઞાન ઇંદ્રિયથી થતું નથી. નેત્ર નાસિકાદિ ગોલખ ઇંદ્રિયના વિષયરૂપ છે, પણ તે ગોલખમાં રહેલ જે ઇંદ્રિય, તે કોઈ ઇંદ્રિયના વિષયરૂપ નથી. સૂક્ષ્મ સૃષ્ટિની ઉત્પત્તિ થવા પછી ઇશ્વરની ઇચ્છાવડે સ્થૂલ સૃષ્ટિને અર્થે ભૂતોનું પંચીકરણ ઉત્પન્ન થયું.

### ૨૫૮ પંચીકરણ પ્રકાર.

**વિવરણ**—પંચીકરણ બે પ્રકારનું કહેલું છે. એક એક ભૂતનાં બે બે ભાગ સમ થઇ, એક એક ભાગના ચાર ચાર ભાગ થયા. પાંચ ભૂતનો અર્ધો અર્ધો ભાગ પ્રથમનો જેવો ને તેવો રહે તથા અર્ધા અર્ધા ભાગના ચાર ભાગ થાય, તે પૃથક્ રહે. મોટા અર્ધ ભાગમાં પોત પોતાના ભાગને છોડીને એકઠો થવાથી અર્ધ ભાગ સર્વ ભૂતોમાં પોતાનો તથા અર્ધો પોતાથી અન્ય ચાર તના મળવાથી પંચીકરણ કહેવાય છે.

બીજો પ્રકાર નીચે પ્રમાણે છેઃ—એક એક તના બે બે

ભાગ જે થાય, તે સમ નહિ પણ એક ભાગ ચાર અંશનો તથા પાંચમા અંશનો એક ભાગ. આ રીતે ન્યૂનાધિક બે બે ભાગ થયા. તેમાં સર્વનો અધિક ભાગ જેમનો તેમ પૃથક્ રહે. ભૂતના ઓછા જે પાંચ ભાગ, તેના એક એક ભાગના પાંચ પાંચ ભાગ કરી પૃથક્ રહેલાં અધિક પાંચ ભાગમાં એક એક એકઠો કરવાથી પંચીકરણ થાય છે. પ્રથમ પક્ષમાં એક ભાગના ચાર ભાગ પૃથક્ રહેલા અરધા અરધા ભાગમાં પોતાના ભાગને છોડી એકઠો થાય તથા બીજા પક્ષમાં ન્યૂન ભાગના પાંચ ભાગ પૃથક્ રહેલા અધિક પાંચ ભાગમાં પોતાના ભાગ સહિત મળે. પ્રથમ પક્ષમાં પંચીકૃત ભૂતમાં પોતાનો અંશ અર્ધો તથા અર્ધો અંશ બીજાનો હોય છે. બીજા પક્ષમાં પંચીકરણ કરવાથી પોતાનો અંશ એકવીસ તથા બીજાનો અંશ ચાર હોય છે. બીજા પક્ષની સુગમ રીત એ છે કે, એક એક ભૂતના પચીસ પચીસ ભાગ થાય. આમાંથી એકવીસ એકવીસ ભાગ તથા ચચાર ભાગ પૃથક્ થયા.

ચચાર ભાગમાંથી એક ભાગ પોતાના એકવીસ ભાગને છોડી બીજાના એકવીસ એકવીસ ભાગમાં મળે. આ રીતે બે પ્રકારનું પંચીકરણ કહ્યું છે. એક એક ભૂતમાં પાંચ પાંચ ભૂત મેળવી જે કરવું, તેનું નામ પંચીકરણ છે. જે ભૂતનું પંચીકરણ કર્યું હોય છે, તેઓને પંચીકૃત ભૂત કહે છે.

**ટીકા:**—શિષ્ય:-પંચીકરણના બીજા પ્રકારનું કહેવાનું શું કારણ ? ગુરૂ:—પંચીકરણની પ્રથમ રીત પ્રમાણે સર્વ ભૂતમાં અર્ધો અર્ધો ભાગ પોત પોતાનો છે તથા અર્ધાભાગ જેટલા ચાર ભાગ અન્ય ભૂતોના મળેલા હોય છે, માટે અન્ય ભૂતના ચાર ભાગવડે પોત પોતાના અર્ધા અર્ધા ભાગનું

તિરોધાન થવાથી આકાશાદિ પ્રત્યેકા ભૂતનું પૃથક્ પૃથક્ ભાન ન થવું જોઈએ તેમ છતાં થાય છે માટે ઉકત પંચીકરણની રીતિ અઘટિત છે, એવી કોઈ મુમુક્ષુના ચિત્તમાં શંકા થાય તો તેના નિવરણાર્થે આ પંચીકરણનો બીજો પ્રકાર કહેલો છે.

## ૨૫૯ સ્થૂલ બ્રહ્માંડાદિની ઉત્પત્તિ.

વિવરણ—આ પંચીકૃત ભૂતમાં ઇંદ્રિયનો વિષય સ્થૂલ બ્રહ્માંડ થયો. આ બ્રહ્માંડની અંદર ભૂર્લોક, ભુવર્લોક, સ્વર્લોક, મહર્લોક, જનલોક, તપલોક તથા સત્યલોક આ સાત ભુવન ઉપરના ઉત્પન્ન થયા. વળી અતલ, સુતલ, પાતાલ, વિતલ, રસાતલ, તલાતલ તથા મહાતલ, એ સાતલોક નીચેના ઉત્પન્ન થયા. તેમજ તે ચૌદ લોકમાં જીવોના ભોગને યોગ્ય અનાદિ તથા ભોગના સ્થાનરૂપ દેવ મનુષ્ય પશુઆદિ સ્થૂલ શરીર ઉત્પન્ન થયાં. આ સંક્ષેપે કરી સૃષ્ટિનું નિરૂપણ કર્યું. વળી માયાના કાર્યના વિસ્તારથી નિરૂપણ કરવાથી કોટી બ્રહ્માની ઉમ્મરથી પણ માયાકૃત પદાર્થ નિરૂપણનો અંત થતો નથી. આ વાત વાલ્મીકિએ અનેક ઇતિહાસવડે વાસિષ્ઠમાં નિરૂપણ કરી છે. આ રીતનો સવૈયાના બે ચરણનો અર્થ છે.

## ૨૬૦ પંચકોષ તથા તેવડે આત્માનું આચ્છાદન.

વિવરણ-હવે તૃતીય ચરણનો અર્થ નીચે પ્રમાણે છેઃ- તેમાં કહેલી માયા તથા તેના કાર્યમાં ત્રણ શરીર તથા પાંચ કોશ છે. શુદ્ધ સત્વગુણ સહિત માયા ઈશ્વરનું કારણ શરીર છે તથા મલીન સત્વગુણ સહિત અવિદ્યા અંશ જીવનું કારણ શરીર છે. ઉત્તર શરીરના આરંભરૂપ પંચ સૂક્ષ્મભૂત, બુદ્ધિ, ચિત્ત, અહંકાર, પાંચ પ્રાણ, પાંચ કર્મેન્દ્રિય, તથા પાંચ જ્ઞાનેન્દ્રિય, આ જીવનું સૂક્ષ્મ શરીર છે તથા સર્વ જીવનું સૂક્ષ્મ

શરીર મળવાથીજ ઇશ્વરનું સૂક્ષ્મ શરીર થાય છે. સંપૂર્ણ સ્થૂલ બ્રહ્માંડ ઈશ્વરનું સ્થૂલ શરીર છે તથા જીવોનું વ્યષ્ટિ સ્થૂલ શરીર પ્રસિદ્ધ છે. આ ત્રણે શરીરમાં પંચકોશ છે. કારણ શરીરને આનંદમય કોશ કહે છે. વિજ્ઞાનમય, મનોમય તથા પ્રાણમય આ ત્રણ કોશ સૂક્ષ્મ શરીરમાં છે. પાંચ જ્ઞાનેન્દ્રિય તથા નિશ્ચયરૂપ અંતઃકરણની વૃત્તિ જે બુદ્ધિ, તે વિજ્ઞાન મય કોશ કહેવાય છે. પાંચ જ્ઞાનેન્દ્રિય તથા સંકલ્પ વિકલ્પ અંતઃકરણની વૃત્તિ ને મન, તે મનોમય કોશ કહેવાય છે. પાંચ પ્રાણ તથા પાંચ કર્મેન્દ્રિય પ્રાણમય કોશ છે. સ્થૂલ શરીરને અન્નમય કોશ કહે છે. આ રીતે ત્રણ શરીરમાં પાંચ કોશ છે. ઈશ્વરના શરીરમાં ઈશ્વરનો કોશ છે તથા જીવના શરીરમાં જીવનો કોશ છે. કોશનો અર્થ મ્યાન થાય છે. મ્યાનની માફક પાંચ કોશ આત્માના સ્વરૂપને આચ્છાદન કરે છે. માટે આ અન્ન મયાદિને કોશ કરી કહેવામાં આવે છે. અનેક મતિમંદ પુરૂષો પાંચ કોશમાં જે અનાત્મ પદાર્થ છે, તેમાં કોઈ એકને આત્મા માની મુખ્ય સાક્ષી જે આત્મ સ્વરૂપ, તેથી વિમુખ રહે છે. માટે અન્નમયાદિ આત્મસ્વરૂપનું આંચ્છાદન કરે છે.

ટીકાઃ—શિષ્યઃ-ઇશ્વરના શરીરમાં ઇશ્વરનો કોશ કેવી રીતે ? ગુરૂ—સમષ્ટિ અજ્ઞાનરૂપ માયા ઇશ્વરનું કારણ શરીર છે. આ ઇશ્વરનો આનંદમય કોશ છે. વળી જીવના સૂક્ષ્મ શરીરની સમષ્ટિ રૂપ હિરણ્ય ગર્ભ ઇશ્વરનું સૂક્ષ્મ શરીર છે. તેમાં વિજ્ઞાનમય, મનોમય, પ્રાણમય રૂપ ઇશ્વરના ત્રણ કોશ છે. આમાં દિક્પાલ, વાયુ, સૂર્ય, વરૂણ તથા અશ્વિની કુમાર આ પાંચ ઇશ્વરની જ્ઞાનેન્દ્રિય તથા સમષ્ટિ બુદ્ધિમય મહતત્વરૂપ અથવા તો સર્વ બુદ્ધિના અભિમાની બ્રહ્મારૂપ જે ઇશ્વરની બુદ્ધિ, ત મળી ઈશ્વરનો વિજ્ઞાનમય કોશ થાય છે. ઉક્ત

શ્રોત્રાદિકના અધિષ્ઠાતા દેવતારૂપ પાંચ તથા ઈશ્વરના જ્ઞાનેન્દ્રિય તથા સમષ્ટિ મનરૂપ અહંકારમય અથવા સર્વના મનના અભિમાની ચંદ્રમામય ઈશ્વરનું મન મળવાથી ઈશ્વરનો મનોમય કોશ થાય છે. અગ્નિ, ઈંદ્ર, ઉપેંદ્ર, પ્રજાપતિ તથા મૃત્યુ આ પાંચ ઈશ્વરની કર્મેંદ્રિય સમષ્ટિ પ્રાણ અથવા તો વાયુના અભિમાની દેવતારૂપ ઈશ્વરનો પ્રાણ મળી ઈશ્વરનો પ્રાણમય કોષ થાય છે. તેમજ સમષ્ટિ સ્થૂલ સૃષ્ટિરૂપ વિરાટ ઈશ્વરનું સ્થૂલ શરીર છે તથા તે ઈશ્વરના અન્નમય કોશરૂપ છે. જેમ જીવના શરીરમાં જીવનો કોશ છે તથા તે કોશકાર અર્થાત્ કીડાના કાંટાવડે રચાયલા ગૃહરૂપ કોશની માફક જીવની દૃષ્ટિવડે તેનું નીજરૂપ પ્રત્યક્ આત્માનું આચ્છાદક છે, તેજ પ્રમાણે ઈશ્વરના શરીરમાં જે ઈશ્વરનો કોશ છે, તે ઈશ્વરની દૃષ્ટિવડે તેના નીજરૂપ બ્રહ્મનું આચ્છાદન કરતું નથી, પણ જીવની દૃષ્ટિવડે બ્રહ્મને આચ્છાદન કરે છે. માટે જીવને પંચ કોશમાંથી જેમ પ્રત્યક્ આત્માનું વિવેચન કર્તવ્ય છે, તેમ સમષ્ટિ પંચ કોશમાંથી બ્રહ્મનું વિવેચન પણ જીવને કર્તવ્ય છે. ઈશ્વરને આવરણનો અભાવ હોવાથી તે નિત્યમુક્ત છે અને આથી તેને કંઇ પણ કર્ત્તવ્ય હોતું નથી.

## ૨૬૧ વિરોચનનો સિદ્ધાંત—અન્નમયકોશ આત્મા.

વિવરણઃ—કેટલાક પામર વિરોચન મતને અનુસરનારા સ્થૂલ શરીરરૂપ અન્નમય કોશને જ આત્મા કહે છે. આમ કહેવામાં તેઓની યુક્તિ નીચે પ્રમાણે છેઃ—જેમાં અહં બુદ્ધિ થાય તે આત્મા છે આ અહં બુદ્ધિ સ્થૂલ શરીરમાં થાય છે. હું મનુષ્ય છું, હું બ્રાહ્મણ છું, એવી પ્રતીતિ સર્વને થાય છે તથા આ મનુષ્યપણું, બ્રાહ્મણપણું, સ્થૂલ શરીરમાંજ છે. માટે સ્થૂલ શરીરજ અહં બુદ્ધિનો વિષય હોવાથી આત્મા છે. વળી જેમાં મુખ્ય પ્રીતિ હોય, તે આત્મા છે. સ્ત્રી, પુત્ર, ધન,

પશુ આદિ જે સ્થૂલ શરીરનાં ઉપકારક હોય તો તેમાં પ્રીતિ થાય છે, પણ જો સ્થૂલ શરીરનાં ઉપકારક ન હોય તો પ્રીતિ થતી નથી. જેને અર્થે અન્ય પદાર્થમાં પ્રીતિ થાય, તે સ્થૂલ શરીરમાંજ મુખ્ય પ્રીતિ છે. માટે સ્થૂલ શરીરજ આત્મા છે. સ્થૂલ શરીરનું વસ્ત્રાભૂષણ, અંજન, મંજન તથા અનેક પ્રકારના ભોજનવડે શૃંગારપોષણજ પરમ પુરૂષાર્થ છે. આ અસુર સ્વામી વિરોચનનો *સિદ્ધાંત છે.

## ૨૬૨ ઇન્દ્રિય આત્મવાદીનો મત.

**વિવરણઃ**—વળી કેટલાક એમ કહે છે કે, સ્થૂલ શરીર જો કે આત્મા નથી, પણ સ્થૂલ શરીરમાં જેના હોવાથી જીવન-વ્યવહાર થાય છે, તથા જેના નહિ હોવાથી મરણવ્યવહાર થાય છે, તે આત્મા સ્થૂલ શરીરથી ભિન્ન છે. જીવન તથા મરણ ઇન્દ્રિયને આધીન છે. જેટલા સમય સૂધી શરીરમાં ઈંદ્રિય હોય છે, તેટલા સમય સૂધી જીવન છે. પણ જો કોઇ પણ ઇંદ્રિય હોય ત્યારે મરણ કહેવાય છે. વળી હું દેખું છું, હું સાંભળું છું, હું બોલું છું, આ રીતે અહંબુદ્ધિ પણ ઇંદ્રિયમાં થાય છે, માટે ઈંદ્રિય આત્મા છે.

**ટીકાઃ**--શિષ્યઃ-શું ઇન્દ્રિય આત્મા છે. ગુરૂઃ-ના, ઇન્દ્રિય આત્મા નથી. કારણકે ઇન્દ્રિયના અભાવથી બહેરો, આંધળો, મૂગો તથા પાંગળો થઇને પણ શરીરે જીવે છે, માટે જીવન

* હું દેખું છું, હુ સાંભળું છું, આ રીતે ઇંદ્રિયમાં પણ અહં બુદ્ધિના જોવાથી તથા સ્થૂલ દેહવડે ઇંદ્રિયમાં અધિક પ્રીતિના જોવાથી સ્થૂલ દેહમાં અહં બુદ્ધિ તથા મુખ્ય પ્રીતિના વ્યભિચારથી તેમજ આ મારો દેહ છે, તથા મને ધિક્કારે છે, આ રીતે સ્થૂલ દેહને ઉલટો બુદ્ધિ તથા દ્વેષનો વિષય હોવાથી આ સ્થૂલ દેહ આત્મા નથી.

મરણ ઇંદ્રિયને આધીન નથી. તેમજ હું ક્ષુધાવાન્ છું, હું તૃષાવાન છું આવો ક્ષુધા તૃષારૂપ ધર્મવાલા પ્રાણમાં પણ અહંબુદ્ધિ થવાથી તથા મારીજ આંખ, મારી વાણી, આમ ઇંદ્રિયને મમ બુદ્ધિનો વિષય થવાથી ઇંદ્રિયગત અહંબુદ્ધિનો વ્યભિચાર છે, માટે ઇંદ્રિય આત્મા નથી.

## ૨૬૩ હિરણ્યગર્ભના ઉપાસકનું મત.

વિવરણઃ—હિરણ્યગર્ભના ઉપાસી પ્રાણને આત્મા કહે છે. તેઓ, એમ માને છે કે, પુત્રાદિકો જ્યારે પ્રાણ શ્રેષ્ઠ હોય તો પિતાનું જીવન જાણે છે તથા પ્રાણ શ્રેષ્ઠ ન હોય તો પિતાનું મરણ માને છે. તેમજ શરીરમાં નેત્ર ઈન્દ્રિય ન હોય તો આંધળું શરીર રહે છે, શ્રોત્ર વિના બહેરું રહે છે, વાણી વિના મુગું રહે છે, એમ જો ઈંદ્રિય ન હોય તો તેના વ્યાપાર વિના પણ શરીર સ્થિતિ કરે છે. પણ પ્રાણ વિના તરતજ સ્મશાનની સમાન શરીર અમંગળ તથા ભયંકર થઈ નીચે પડે છે. હું દેખું છું, હું સાંભળું છું, આ પ્રતીતિવડે ઇન્દ્રિયોથી ભિન્ન આત્મા સિદ્ધ થાય છે. કારણ કે નેત્ર સ્વરૂપે હું જોઉંછું, શ્રવણ સ્વરૂપે હું સાંભળું છુ, એવી જો પ્રતીતિ થાય તો ઇંદ્રિયરૂપ આત્મા સિદ્ધ થાય. પણ હું નેત્રવાળો જોઉં છું, તથા હું શ્રવણવાળો સાંભળું છું, એવી પ્રતીતિ થાય છે, માટે ઈન્દ્રિયથી ભિન્ન આત્મા છે. સુષુપ્તિમાં સર્વ ઈન્દ્રિયોનો અભાવ હોય છે, તેમ છતાં પ્રાણ હોવાથી જીવનવ્યવહાર થાય છે. માટે જીવન મરણ પણ ઇંદ્રિયને આધીન નથી પણ સ્થૂલ શરીર તથા પ્રાણ આ બેનો વિયોગ થાય છે, તેને મરણ કહેછે. માટે જીવન મરણ પ્રાણને જ આધીન છે તથા તે જ આત્મા છે.

## ૨૬૪ અનાત્મવાદીનું મત.

વિવરણ—વળી કેટલાક એમ કહે છે કે પ્રાણ જડ છે, માટે તે ઘટની માફક અનાત્મા છે. બંધ મોક્ષ મનને આધીન છે. વિષયમાં આસકત રહેલું જે મન, તે બંધનના કારણરૂપ છે. વાસના રહિત જે મન, તે મોક્ષના હેતુરૂપ છે તથા મનના સંબંધવડે ઇંદ્રિય જ્ઞાનના હેતુરૂપ છે, પણ મનના સંબંધ વિના ઇંદ્રિયવડે જ્ઞાન થતું નથી, માટે સર્વ વ્યવહારના હેતુરૂપ મન છે. તે જ આત્મા છે.

## ૨૬૫ વિજ્ઞાનવાદી બૌદ્ધનું મત.

વિવરણ—ક્ષણિક વિજ્ઞાનવાદી બૌદ્ધ એમ કહે છે કે, મનનો વ્યાપાર બુદ્ધિને આધીન છે. કારણકે બુદ્ધિના આકારવાળું મન થાય છે. માટે ક્ષણિક વિજ્ઞાનરૂપ બુદ્ધિ તે જ આત્મા છે. પણ મન આત્મા નથી. તેમનો અભિપ્રાય નીચે પ્રમાણે છેઃ—સર્વ પદાર્થ વિજ્ઞાનનાજ આકારરૂપે છે. તે વિજ્ઞાન પ્રકાશરૂપે છે તથા ક્ષણે ક્ષણે વિજ્ઞાનનાં ઉત્પત્તિ તથા નાશ થાય છે. પૂર્વ વિજ્ઞાનની સમાન અન્ય વિજ્ઞાનની ઉત્પત્તિ થવાથી પૂર્વ વિજ્ઞાનનો નાશ થાય છે. તેમ તૃતીય વિજ્ઞાનની ઉત્પત્તિ તથા દ્વિતીય વિજ્ઞાનનો નાશ તથા ચતુર્થની ઉત્પત્તિ અને તૃતીયનો નાશ થાય છે. આ રીતે નદીના પ્રવાહની માફક વિજ્ઞાનની ધારા બની રહેલી છે. આ વિજ્ઞાનની ધારા બે પ્રકારની છેઃ—એક આલય વિજ્ઞાનધારા તથા બીજી પ્રવૃત્તિ વિજ્ઞાન ધારા. અહં અહં એવી વિજ્ઞાનધારાને આલય વિજ્ઞાન ધારા કહે છે તથા તેને બુદ્ધિ કહે છે. 'આ ઘટ છે, આ શરીર છે,' આ રીતની વિજ્ઞાનધારાને પ્રવૃત્તિ વિજ્ઞાન ધારા કહે છે. આલય વિજ્ઞાન ધારાવડે પ્રવૃત્તિ વિ-

જ્ઞાન ધારાની ઉત્પત્તિ થાય છે. મનનું સ્વરૂપ પણ પ્રવૃત્તિ વિજ્ઞાન ધારામાં છે. માટે બુદ્ધિનું કાર્ય આલય વિજ્ઞાન ધારારૂપ છે તથા તે બુદ્ધિ એ જ આત્મા છે. આલય વિજ્ઞાન ધારામાં પ્રવૃત્તિ વિજ્ઞાન ધારાના બાધ ચિંતનવડે નિર્વિશેષ ક્ષણિક વિજ્ઞાન ધારાની જે સ્થિતિ, તે જ મોક્ષ છે. આ રીતે વિજ્ઞાનવાદી બુદ્ધિને જ ક્ષણિકરૂપે તથા સ્વયં પ્રકાશરૂપે કલ્પના કરી આત્મા કહે છે.

૨૬૬ ભટ્ટનું મત ( આનંદમય કોષ એ જ આત્મા )

વિવરણ—પૂર્વ મીમાંસાના વાર્તિકકાર ભટ્ટ એમ કહે છે કે, વિદ્યુતની માફક ક્ષણિક રૂપ આત્મા નથી, પણ સ્થિર સ્વરૂપ આત્મા જડ સ્વરૂપ તથા ચેતનરૂપે છે. તેનો અભિપ્રાય નીચે પ્રમાણે છેઃ—સુષુપ્તિમાંથી જાગ્યા પછી પુરૂષ એમ કહે છે કે, હું જડ થઈ સુતો હતો, માટે આત્મા જડરૂપ છે. વળી જાગ્યા પછી સ્મૃતિ થાય છે. અજ્ઞાતની સ્મૃતિ હોય નહિ. આત્મસ્વરૂપથી ભિન્ન જ્ઞાનનું સુષુપ્તિમાં બીજું સાધન નથી. માટે સ્મૃતિનો હેતુ તે સુષુપ્તમાં જ્ઞાનરૂપે છે. તે આત્માના સ્વરૂપરૂપે જ છે. આ રીતે આગીઆ કીડાની માફક આત્મા પ્રકાશરૂપ તથા અપ્રકાશરૂપ છે. જ્ઞાનરૂપ હોવાથી પ્રકાશરૂપ છે તથા જડ હોવાથી અપ્રકાશ રૂપ છે. માટે પ્રકાશરૂપ તથા અપ્રકાશ રૂપ આનંદમય કોશ છે. કારણકે સુષુપ્તિમાં ચેતનના આભાસ સહિત જે અજ્ઞાન, તેને આનંદમય કોશ કહે છે. તેમાં આભાસ પ્રકાશરૂપ તથા અજ્ઞાન અપ્રકાશરૂપ છે. માટે ભટ્ટના મત પ્રમાણે આનંદમય કોશ જ આત્મા છે.

૨૬૭ માધ્યમિક બૌદ્ધનો મત (આનંદમય કોશઆત્મા.)

વિવરણ—શૂન્ય વાદી જો એમ કહે કે, આત્મા

નિરંશ છે. માટે એક આત્માને પ્રકાશરૂપ તેમજ અપ્રકાશરૂપ કહેવો બને નહિ. આગીઆનો એક અંશ પ્રકાશરૂપ છે તથા બીજો અંશ અપ્રકાશરૂપ છે. તેની માફક અંશ રહિત આત્મામાં ઉભયરૂપ કહેવું બને નહિ. માટે ઉભય રૂપની સિદ્ધિ માટે આત્મા અંશ સહિત માનવો પડશે. જે અંશવાળો પદાર્થ ઘટાદિક છે, તે ઉત્પત્તિ તથા નાશવાળો થાય છે. તેમ આત્મા પણ અંશ સહિત હોવાથી ઉત્પત્તિ નાશવાળો જ માનવો પડશે. જે પદાર્થ ઉત્પત્તિ નાશવાળો હોય, તે ઉત્પત્તિથી પૂર્વે તથા નાશ થયા પછી અસત્રૂપે હોય છે. જે આદિ અંતમાં અસત્ રૂપ હોય, તે મધ્યમાં પણ સત્ હોય નહિ, પણ મધ્યે અસત્ રૂપ હોય છે, માટે આત્મા અસત્રૂપ છે. તેમ આત્માથી ભિન્ન પણ સર્વ પદાર્થ ઉત્પત્તિ નાશવાળા છે. માટે અસત્રૂપ છે. આ રીતે આત્મા તથા અનાત્મા સર્વ વસ્તુ અસત્રૂપ હોવાથી શૂન્ય જ પરમતત્વ રૂપ છે. આ શૂન્યવાદ માધ્યમિક બૌદ્ધનો મત છે. તે પણ અજ્ઞાનરૂપ આનંદમય કોશને પ્રતિપાદન કરે છે. કારણકે અજ્ઞાન ત્રણ રૂપવડે પ્રતીત થાય છે. અદ્વૈત શાસ્ત્રના સંસ્કાર રહિત જે મૂઢ, તેને જગતરૂપ પરિણામને પ્રાપ્ત થયેલ જે અજ્ઞાન, તે સત્યરૂપે પ્રતીત થાય છે. અદ્વૈત શાસ્ત્રને અનુસાર યુક્તિનિપુણ પંડિતને સત્ અસત્થી વિલક્ષણ અનિર્વચનીયરૂપ જે અજ્ઞાન તથા તેનું કાર્ય તે જગતરૂપે પ્રતીત થાય છે. જ્ઞાનનિષ્ઠાને પ્રાપ્ત થયેલ જીવન્ મુક્ત વિદ્વાનને કાર્ય સહિત જે અજ્ઞાન, તે તુચ્છરૂપે પ્રતીત થાય છે. અહીં તુચ્છ, અસત્ તથા શૂન્ય આ ત્રણે શબ્દ એક જ અર્થને કહે છે. આ પ્રમાણે જીવન્ મુક્તને જે અજ્ઞાનરૂપ પ્રતીતિ થાય, તેમાં

મોહિત થયેલા શૂન્યવાદીઓ પરમપુરૂષાર્થને જાણતા નથી. પણ તુચ્છરૂપ આનંદમય કોશને જ આત્મા કહે છે.

## ૨૬૮ પ્રભાકર તથા નૈયાયિકનો મત.

વિવરણ—પૂર્વ મીમાંસાના એક દેશી પ્રભાકર તથા નૈયાયિકો નીચે પ્રમાણે કહે છેઃ—આત્મા શૂન્યરૂપ નથી, કારણકે જે આત્માને શૂન્યરૂપ માને, તેને પૂછવું કે તેં શૂન્યરૂપનો અનુભવ કર્યો છે અથવા નથી કર્યો ? જો તે એમ કહે કે, મેં શૂન્યનો અનુભવ કર્યો છે તો જાણવું કે, તેણે શૂન્યનો અનુભવ કર્યો, તેથી આત્મા શૂન્યથી વિલક્ષણ સિદ્ધ થાય છે. જો તે એમ કહે કે, શૂન્ય રૂપનો અનુભવ નથી કર્યો તો આત્મા શૂન્ય નથી, એમ સિદ્ધ થયું. આ રીતે આત્મા શૂન્યથી વિલક્ષણ છે. તેનામાં મનના સંયોગવડે જ્ઞાન થાય છે. જ્ઞાન ગુણથી આત્મા ચેતન કહેવાય છે તથા સ્વરૂપથી આત્મા જડ છે. તેમ સુખ દુઃખ ઇચ્છા દ્વેષ પ્રયત્ન ધર્મ અધર્મ આદિ ગુણો આત્મામાં છે. આના મત પ્રમાણે આનંદમય કોશ જ આત્મા છે. વળી વિજ્ઞાનમય કોશમાં જે બુદ્ધિ છે, તે આત્માના જ્ઞાન ગુણરૂપ કહે છે. કારણ કે આનંદમય કોશમાં ચેતન ગઢ રહેલું છે. તે વિવેકીને પ્રતીત થતું નથી. વળી પ્રભાકર તથા નૈયાયિક આત્માને સુષુપ્તિમાં જ્ઞાનહીન માની સ્વરૂપે કરી જડ કહે છે, માટે મૂઢ ચેતન આનંદમય કોષમાંજ તેને આત્મભ્રાન્તિ થાય છે. આત્મસ્વરૂપ નિત્ય જ્ઞાનને જીવમાં માનતા નથી. પણ અનિત્ય જ્ઞાન માને છે. આ અનિત્ય જ્ઞાન સિદ્ધાંતમાં અંતઃકરણની વૃત્તિ બુદ્ધિરૂપે છે. આ રીતે પ્રભાકર નૈયાયિકના મત પ્રમાણે આનંદ-

મય કોશ આત્મા છે તથા બુદ્ધિ તેનો ગુણ છે. આ લોકોનો મત પણ યોગ્ય નથી. કારણકે,

૨૬૯ ઈશ્વરના પંચકોશવડે જીવના સ્વરૂપનું આચ્છાદન.

વિવરણ—જ્ઞાનવડે ભિન્ન જે ઘટાદિ જડ વસ્તુ છે, તે અનિત્ય છે. તેમ આત્મા પણ જ્ઞાન સ્વરૂપ ન હોય તો ઘટાદિની માફક જડ થવાથી અનિત્ય થશે. જો આત્મા અનિત્ય હોય તો મોક્ષાર્થ સાધન પણ નિષ્ફળ થશે. આ રીતે વેદાંત વાક્યમાં વિશ્વાસ હીન અનેક બહિર્મુખ પંચકોશમાંજ કોઇ પદાર્થને જ આત્મારૂપે માને છે તથા મુખ્ય આત્મસ્વરૂપ સાક્ષીને જાણતા નથી. માટે અન્નમયાદિ આત્માના આચ્છાદક હોવાથી કોશ કહેવાય છે. જેમ જીવના પંચકોશ જીવના યથાર્થ સ્વરૂપ સાક્ષીનું આચ્છાદન કરે છે, તેમ ઇશ્વરના સમષ્ટિ પંચ કોશ ઈશ્વરના યથાર્થ સ્વરૂપને આચ્છાદન કરે છે. કારણકે ઇશ્વરનું યથાર્થ સ્વરૂપ તત્પદનું લક્ષ્ય છે, તેને ત્યાગી કેટલાક માયારૂપ આનંદમય કોશ વિશિષ્ઠ અંતર્યામી જે તત્પદનું વાચ્ય, તેનેજ પરમ તત્વ કહે છે. તેમ હિરણ્ય ગર્ભ, વૈશ્વાનર, વિષ્ણુ, બ્રહ્મા, શિવ, ગણેશ, દેવી, સૂર્યથી લઈ તલવાર, કોદાળી, પીપળો, આંકડો તથા વાંસપર્યંત સર્વ પદાર્થમાં પરમાત્મા ભ્રાન્તિ કરે છે. જો કે સર્વ પદાર્થમાં લક્ષ્યભાગ પરમાત્માથી ભિન્ન નથી તથાપિ તે તે ઉપાધિ સહીતને જો પરમાત્મારૂપ માને છે તો તેને ભ્રાન્તિ રૂપ છે. આ રીતે પંચ કોશથી આવૃત જે જીવેશ્વરનું પરમાર્થ સ્વરૂપ, તેથી વિમુખ થઇ દેહાદિકમાં આત્મભ્રાન્તિવડે અન્ય પાપ કર્મ કરે છે. વળી અંતર્યામીથી લઈ વાંસ પર્યંતને ઇશ્વર રૂપ માની, તેનું આરાધન કરી

સુખ ચાહે છે. જેવી ઉપાધિનું આરાધન કરે છે, તેને અનુસાર તેને ફળ થાય છે. કારણકે સૂક્ષ્મ સ્થૂલ સર્વ પ્રપંચો ઇશ્વરનાં ત્રણ શરીરના અંતર્ભૂત છે. તેમાં ઉપાસનાને અનુસાર ફળ પણ સર્વથીજ થાય છે. પણ બ્રહ્મજ્ઞાન વિના મોક્ષ થતો નથી. જો મોક્ષની ઈચ્છા હોય તો વિવેકથી જીવ ઈશ્વરના સ્વરૂપને પંચકોશથી પૃથક્ કરવો. દૃષ્ટાંતમાં જેમ મુંજ તથા ઇષિકા કહેતાં તેનો ગર* મળેલા હોય છે તેને તોડીને પૃથક્ કરવામાં આવે છે તેમ વિવેકવડે જીવ ઇશ્વરના સ્વરૂપને પંચ કોશથી પૃથક્ જાણવો. આ રીતનો ઉપરના સવૈયાનો અર્થ છે.

## ૨૭૦ પંચકોશ વિવેકનો પ્રકાર.

स्थूलदेहको भान न होवै ।
स्वप्नमांहिं लखि आतमज्ञान ॥ ॥
सूक्षमज्ञान सुषुप्तिसमै नहिं ।
सुखस्वरूप व्है आतम भान ॥
भासै भये समाधिअवस्था ।
निरावण आतम न अज्ञान ॥
एसै तीनि देह व्यभिचारी
आतम अनुगत न्यारो जान ॥१५८॥

શબ્દાર્થ:—સ્વપ્નાવસ્થામાં સ્થૂલ દેહનું ભાન થતું નથી, પણ આત્માનું ભાન થાય છે. તેજ રીતે સુષુપ્તિમાં

* મુંજ નામ તૃણ વિશેષનું છે. લાંબા પર્ણોની અંદર ગુપ્ત થઇ રહેલ જે તૂલવડે વેષ્ટિત જે લાંબી શલાકા તે ઇષિકા તથા તુલી કહેવાય છે. આ વૃક્ષ વૃંદાવનમાં રહેલ મુંજાટવીમાં પ્રસિદ્ધ છે.

સૂક્ષ્મ શરીરનું ભાન થતું નથી, પણ સુખ સ્વરૂપ આત્માનું ભાન થાય છે. સમાધિ અવસ્થામાં આવરણ રહિત આત્મા ભાસે છે. પણ અજ્ઞાન ભાસતું નથી. આ રીતે ત્રણે દેહ વ્યભિચારી છે. પણ તે સર્વમાં વ્યાપકરૂપે રહેલા આત્માને તું ભિન્નરૂપે જાણ. ૧૫૮

વિવરણ—સ્વપ્નાવસ્થામાંજ સ્થૂલ દેહનું ભાન થતું નથી તથા આત્માનું ભાન થાય છે. તેમ સુષુપ્તિ અવસ્થામાં સૂક્ષ્મ શરીરનું જ્ઞાન થતું નથી તથા સુખ સ્વરૂપ આત્મા સ્વયં પ્રકાશથી ભાન કહેતાં પ્રતીત થાય છે. સુખનું જ્ઞાન સુષુપ્તિમાં ન હોય તો હું સુખે સુતો છું, એવી સ્મૃતિ જાગવા પછી થવી જોઇએ નહિ. માટે સુખનું જ્ઞાન સુષુપ્તિમાં થાય છે. આ સુખ વિષયજન્ય સુષુપ્તિમાં નથી, પણ આત્મસ્વરૂપજ છે. આત્મા સ્વયં પ્રકાશ છે. માટે સુખ સ્વરૂપ આત્મા સ્વયં પ્રકાશ રૂપથી સુષુપ્તિમાં ભાસે છે. નિદિધ્યાસનના ફળરૂપ નિર્વિકલ્પ સમાધિમાં નિરાવરણ કહેતાં અજ્ઞાનાવૃત આવરણ રહિત આત્મા ભાસે છે. પણ ન અજ્ઞાન કહેતાં કારણ શરીર અજ્ઞાન ભાસતું નથી. આ પ્રમાણે ત્રણ દેહ વ્યભિચારી છે. એક અવસ્થાને છોડી બીજી અવસ્થામાં ભાસતું નથી. વળી આત્મા અનુગત છે, તેથી સર્વાવસ્થામાં ભાસતો હોવાથી વ્યાપકરૂપ છે. આ રીતના વિવેકવડે ત્રણે શરીરથી આત્માને ભિન્નરૂપે જાણ. સ્થલ શરીર અન્નમય કોશ છે તથા કારણ શરીર આનંદમય કોશ છે. સૂક્ષ્મ શરીરમાં પ્રાણમય, મનોમય તથા વિજ્ઞાનમય આ ત્રણ કોશ છે, માટે ત્રણ શરીરના વિવેકવડે પંચકોશનો વિવેક થાય છે. જેમ જીવનું સ્વરૂપ પંચ કોશથી પૃથક્ છે. તેમ ઇશ્વરનું સ્વરૂપ પણ સમષ્ટિ

પંચકોશથી પૃથ છે. ચોથા તરંગમાં ચાર પ્રકારના આકાશના દૃષ્ટાંતવડે જીવ ઇશ્વરના લક્ષ્ય સ્વરૂપનો વિવેક વિસ્તારથી કીધેલો છે તથા પાછળના તરંગમાં અસ્તિ ભાતિ પ્રિય રૂપના નિરૂપણમાં તથા મહા વાક્યના અર્થનિરૂપણમાં આત્માનું પરમાર્થ સ્વરૂપ પ્રતિપાદન કરવામાં આવશે. માટે અહીં સંક્ષેપે કરી આત્મવિવેક કહ્યો છે.

## ૨૭૧ મહાવાક્યના અર્થનો ઉપદેશ.

આ પ્રમાણે પંચકોશથી આત્માને ભિન્ન જાણવાથી પણ કૃતકૃત્ય થવાતું નથી. 'પણ જીવબ્રહ્મના અભેદ નિશ્ચય કરવા માટે ફરી વિચારની આવશ્યકતા રહે છે. માટે કર્ત્તવ્યના અભાવરૂપ કૃત કૃત્યતાની સિદ્ધિ માટે મહા વાક્યનો અર્થ નીચે પ્રમાણે ઉપદેશ કરે છે.

पंचकोशतैं आतम न्यारो ।
जानि सु जानहु ब्रह्मस्वरूप ॥
तातैं भिन्न जु दीखै सुनिये ।
सो मानहु मिथ्या भ्रमकूप ॥
मिथ्याअधिष्ठान न बिगारै ।
स्वप्नभीख न दरिद्री भूप ॥
अब कछु कर्त्ता तऊ अकर्त्ता ।
तव अस अद्भुतरूप अनूप ॥ १५९ ॥

શબ્દાર્થઃ—આત્મા પંચ કોશથી ભિન્ન છે, આમ જાણનારને બ્રહ્મ સ્વરૂપનું જ્ઞાન થાય છે. આથી ભિન્ન જે કોઈ

જોવા તથા સાંભળવામાં આવે છે, તે મિથ્યા ભ્રમના કૂપરૂપે તું જાણ. મિથ્યા વસ્તુ આધિષ્ઠાનને બગાડતી નથી. સ્વપ્નમાં ભિક્ષા માંગનારો રાજા દરિદ્રી હોતો નથી. સર્વના જે કર્તા છે, તે પરમાર્થરૂપે કરી કર્તા નથી. હે આત્મા! આવો તારો આશ્ચર્યરૂપ તથા ઉપમા રહિત મહિમા છે ૧૫૯

**વિવરણ**–હે શિષ્ય! પંચકોશથી આત્માને ભિન્ન જાણી સુ કહેતાં તે આત્મા બ્રહ્મસ્વરૂપ છે એમ જાણો.

## ૨૭૨ પ્રશ્નઃ–આત્મા પુણ્ય પાપ કરે છે, સુખ દુઃખ ભોગવે છે માટે તેની બ્રહ્મસાથે એકતા કેવી રીતે?

આવી શંકા થાય છે કે આત્મા પુણ્ય પાપ કરે છે. જેથી સ્વર્ગ, નરક તથા મૃત્યુ લોકમાં અનેક પ્રકારના સુખ દુઃખ ભોગવે છે, માટે તેની બ્રહ્મ સાથે એકતા બને નહિ.

## ૨૭૩ અકર્તા, અભોકતા તથા નિત્યમુકત આત્માનો બ્રહ્મની સાથે અભેદ.

**વિવરણઃ**—આનું સમાધાન तातैं भिन्न जु दीसैं ઇત્યાદિ ત્રણ પાદમાં કહેલું છે. બ્રહ્મ રૂપ આત્માથી ભિન્ન જે જોવામાં આવે છે તથા સ્વર્ગ નરક પુણ્ય પાપ જે શાસ્ત્ર વડે સાંભળવામાં આવે છે, તે સર્વ સંપૂર્ણ મિથ્યા ભ્રમ છે, એમ જાણો. વળી મિથ્યા વસ્તુ અધિષ્ઠાનને બગાડે નહિ. જેમ સ્વપ્નની મિથ્યા ભીખ કહેતાં ભિક્ષા માગવાથી રાજા દરિદ્રી થતો નથી તથા મરૂ સ્થળના મિથ્યા જળવડે ભૂમિ ભીની થતી નથી, તેમ મિથ્યા સર્પ સ્વરૂપથી રજ્જુ વિષયુકત થાય નહિ. માટે સર્વ કંઈ કર્તા કહેતાં સંપૂર્ણ મિથ્યા શુભાશુભ ક્રિયાના કર્તારૂપ છે. તેમ છતાં પણ અકર્ત્તા કહેતાં પરમાર્થ

રીતે કર્તારૂપ નથી, એવો તત્ર કહેતાં તારો અદ્ભુતાશ્ચર્ય રૂપ અનુપ કહેતાં ઉપમા રહિત મહિમા છે. આનો ભાવ નીચે પ્રમાણે છેઃ-બ્રહ્મથી અભિન્ન તારા સ્વરૂપમાં સ્થૂલ સૂક્ષ્મ શરીર તથા તેની શુભ અશુભ ક્રિયા તથા તેનું ફળ, જન્મ, મરણ, સ્વર્ગ, નરક, સુખ, દુઃખ સર્વ અવિદ્યાથી કલ્પાયલાં છે. આ કલ્પિત સામગ્રીથી પણ તારો બ્રહ્મભાવ બગડતો નથી. કારણ કે જ્ઞાન કરતાં પ્રથમ પણ આત્મા બ્રહ્મ સ્વરૂપજ છે. તેમાં ત્રણે કાળમાં શરીર તથા તેના ધર્મનો સંબંધ નથી. પણ આત્મા સદા જ નિત્ય મુક્ત છે. તેનો બ્રહ્મથી કદી પણ ભેદ નથી.

૨૭૪ જીવન્મુક્તનો નિશ્ચય, વેદાંત શ્રવણનું ફળ.

વિવરણઃ-જો કોઇ એમ કહે કે, આત્મા સદાજ નિત્ય મુક્ત બ્રહ્મ સ્વરૂપ થાય તો શ્રવણાદિ જ્ઞાનનું સાધન નિષ્ફળ થશે. આનું સમાધાન નીચે પ્રમાણે છેઃ-

नाहिं खपुष्पसमान प्रपंच तु ।
ईश कहा करता जु कहावै ॥
साक्ष्य नहीं इमि साक्षिस्वरूप न ।
दृश्य नहीं दृक काहि जनावै ॥
बंधहु होई तु मोक्ष बनै अरु ।
होय अज्ञान तु ज्ञान नशावै ॥
जानि यही करतव्य तजै सब ।
निश्चल होतहि निश्चल पावै ॥ १६० ॥

શબ્દાર્થઃ—ખપુષ્પની માફક પ્રપંચ નથી તો પછી

ઈશ્વર તેનો કર્તા કેવી રીતે કહેવાઇ શકે? જેમ સાક્ષ્ય નથી તેમ સાક્ષી સ્વરૂપ પણ નથી. જો દૃશ્ય નથી તો પણ દૃક્ કોને જણાવી શકે? જો બંધ જેવી વસ્તુ હોય તો મોક્ષ શબ્દ સંભવી શકે. જો અજ્ઞાન હોય તો જ્ઞાન તેનો નાશ કરે. આ રીતે જાણી જે સર્વ કર્તવ્યનો ત્યાગ કરી નિશ્ચળરૂપ જો બને છે તો તેને નિશ્ચળ સ્વરૂપ આત્માનું દર્શન થાય છે. ૧૯૦

**વિવરણ**—જીવન્ મુક્ત વિદ્વાનની દૃષ્ટિમાં અજ્ઞાન તથા તેનું કાર્ય તુચ્છ છે. આથી જીવન્ મુક્તનો નિશ્ચય દર્શાવવામાં આવે છેઃ—હે શિષ્ય! આ પ્રપંચ ખપુષ્પ સમાન કહેતાં આકાશના પુષ્પની માફક હોવાથી છે નહી. માટે તેનો કર્તા ઇશ્વર પણ નથી. સાક્ષીનો વિષય અજ્ઞાનાદિ સાક્ષ્ય કહેવાય છે. તે સાક્ષ્ય નહિ હોવાથી સાક્ષી પણ નથી. તેમ દૃશ્યનો પ્રકાશક દૃક્ કહેવાય છે તથા પ્રકાશવા યોગ્ય દેહાદિક દૃશ્ય કહેવાય છે. આ દેહાદિ દૃશ્ય નહિ હોવાથી દૃક્ પણ નથી. જો કે કેવળ કૂટસ્થ ચેતન જેને સાક્ષી તથા દૃક્ કહે છે, તેનો નિષેધ બને નહિ. છતાં સાક્ષ્યની અપેક્ષાથી સાક્ષી નામરૂપે તથા દૃશ્યની અપેક્ષાથી દૃક્ નામરૂપે છે. સાક્ષ્ય તથા દૃશ્યનો અભાવ હોવાથી સાક્ષી તથા દૃક્ નામનો નિષેધ કરે છે, પણ સ્વરૂપનો નહિ. વળી બંધ હોય તો બંધની નિવૃત્તિરૂપ મોક્ષ હોય. બંધ ન હોવાથી મોક્ષ પણ નથી. વળી અજ્ઞાન હોય તો તેનો જ્ઞાનવડે નાશ હોય. પણ અજ્ઞાન ન હોવાથી તેનો નાશ કરનાર જ્ઞાન પણ નથી. આ રીતે 'કર્તવ્ય તજે' કહેતાં મારે આ કરવા યોગ્ય છે, આ રીતની બુદ્ધિનો ત્યાગ કરવો. કારણકે આ લોક તથા પરલોક તુચ્છ છે. તેને અર્થે કંઇ પણ કર્તવ્ય નથી. આ પ્રમાણે આત્માને નિત્ય મુક્ત બ્રહ્મરૂપ

જાણી નિશ્ચળ થઇ સર્વ કર્મનો ત્યાગ કરે ત્યારે નિશ્ચળ કહેતાં અક્રિય બ્રહ્મ સ્વરૂપ વિદેહ મોક્ષને પ્રાપ્ત થાય. આનો અભિપ્રાય નીચે પ્રમાણે છેઃ—જો કે આત્મા જ્ઞાનવડે પ્રથમ પણ નિત્ય-મુક્ત બ્રહ્મ સ્વરૂપ જ છે, પરંતુ જ્ઞાનવડે પૂર્વ આત્માને કર્તા ભોકતા રૂપ મિથ્યા માની સુખપ્રાપ્તિ તથા દુઃખની નિવૃત્તિ માટે અનેક સાધન કરે છે. આથી કલેશને જ પ્રાપ્ત થાય છે. જો ઉત્તમ આચાર્ય મળે તો વેદાંત વાકયનો ઉપદેશ કરે છે. આ વેદાંત વાકયના શ્રવણથી એવું જ્ઞાન થાય છેઃ—હું કર્તા ભોકતા નથી. પણ હું બ્રહ્મ સ્વરૂપ છું. માટે જરા પણ મારે કર્તવ્ય નથી. આવું જાણવું, એ શ્રવણાદિનું ફળ છે. પણ બ્રહ્મની પ્રાપ્તિ વેદાંત શ્રવણનું ફળ નથી. કારણ કે બ્રહ્મ સ્વ-સ્વરૂપ છે, માટે નિત્યપ્રાપ્ત છે. ૧૬૦

### ૨૭૫ જ્ઞાની તથા અજ્ઞાનીનું ચિહ્ન.

**यहि चिह्न अज्ञानको, जो मानै कर्त्तव्य ॥**
**सोई ज्ञानी सुघर नर, नहिं जाकूं भवितव्य ।१६१।**

શબ્દાર્થઃ—કર્તવ્ય માનવું તે અજ્ઞાનનું ચિહ્ન છે. વળી જેને ભવિતવ્ય નહિ અર્થાત્ અન્ય રૂપ નથી થવાનું, તે નર જ્ઞાની કહેવાય છે. ૧૬૧

### ૨૭૬ ગોપ્ય તત્વનો ઉપદેશ.

**एक अखंडित ब्रह्म असंग ।**
**अजन्म अदृश्य अरुप अनामैं ॥**
**मूल अज्ञान न सूक्षम थूल ।**
**समष्टि न व्यष्टिपनो नहिं तामैं ॥**

ईश न सूत्र विराट न प्राज्ञ न ।
तैजस विश्वस्वरूप न जामें ॥
भोग न योग न बंध न मोक्ष ।
नहीं कछु वामें रु है सब वामें ॥१६२॥ ॥

શબ્દાર્થઃ—બ્રહ્મ અખંડિત, એક રૂપ, અસંગ, જન્મ રહિત અદૃશ્ય, રૂપરહિત, નામ રહિત, મૂળ રૂપ, અજ્ઞાન રહિત, સૂક્ષ્મ રહિત, સ્થૂલ રહિત, વ્યષ્ટિ તથા સમષ્ટિથી રહિત, ઈશ્વર ભાવથી રહિત, સૂત્ર તથા વિરાટ ભાવથી રહિત, પ્રાજ્ઞ રહિત, યોગથી રહિત, બંધ મોક્ષથી રહિત, તેમાં કાંઈ ન હોવા છતાં વળી સર્વ તેમાં છે. ૧૬૨

जागृतमें जु प्रपंच प्रभासत ।
सो सब बुद्धिविलास बन्यो है ॥
ज्यूं सुपनेमहिं भोग्य न भोग ।
तऊं इक चित्र विचित्र जन्यो है ॥
लीन सुषूप्तिमें मति होतहि ।
भेद भगे इकरूप सुन्यो है ॥
बुद्धि रच्यो ज्यु मनोरथ मात्र सु ।
निश्चल बुद्धिप्रकाश भन्यो है ॥ १६३ ॥

શબ્દાર્થઃ—જાગ્રતમાં જે પ્રપંચ પ્રકાશે છે, તે સર્વ બુદ્ધિના વિલાસરૂપ બનેલો છે. જેમકે સ્વપ્નમાં ભોગ્ય નથી તથા ભોગ પણ નથી છતાં ચિત્ર વિચિત્ર જાણવામાં આવે છે. જેમ સુષુ-

તેમાં બુદ્ધિલીન થાય છે ત્યારે ભેદ મરી સર્વ એક સ્વરૂપે જણાય છે. આ સર્વ મનોરથો કેવળ બુદ્ધિથી રચાયલા છે. બ્રહ્મ એજ બુદ્ધિના પ્રકાશકરૂપ કહ્યો છે. ૧૬૩

जाके हिये ज्ञानउजियारो ।
तम अंधियारो खरो विनाश ॥
सदा असंग एकरस आतम ।
ब्रह्मरूप सो स्वयंप्रकाश ॥
ना कछु भयो न है नहिं व्है है ।
जगतमनोरथमात्र विलास ॥
ताकी प्राप्त निवृत्ति न चाहत ।
ज्यूं ज्ञानीक कोउ न आस ॥ १६४ ॥

શબ્દાર્થઃ—જેના હૃદયમાં જ્ઞાનનો પ્રકાશ થાય છે, તેના તમરૂપ અજ્ઞાનનો નાશ થાય છે. તે સમયે સર્વદા અસંગ એક રસ રૂપ, બ્રહ્મ રૂપ, સ્વયં પ્રકાશ આત્માજ રહે છે. કંઇ પણ થતું નથી, કંઇ છે નહિ, તેમ કંઈ થવાનું નથી. જગત્ કેવળ મનોરથના વિલાસરૂપજ છે. તેની નિવૃત્તિ તેમ તેની પ્રાપ્તિ કશું નથી. આ રીતે જ્ઞાનીને કોઇ પ્રકારની તૃષ્ણા હોતી નથી. ૧૬૪

देखै सुनै न सुनै न देखै ॥
अन्न रस ग्रहै रु लेत न स्वाद ॥
सूंघि परसि परसै नैं न सूंघै ।
बैन न बोलै करै विवाद ॥

ग्राहि न ग्रहै मल तजै न त्यागै ।
चलै नहीं अरु धावत पाद ॥
भोगै युवति सदा संन्यासी ।
शिष लखि यह अद्भुतसवाद ॥ १६५ ॥

શબ્દાર્થઃ—જે દેખવા તથા સાંભળવા છતાં દેખતો સાંભળતો નથી, સર્વ રસને ગ્રહણ કરે છે છતાં સ્વાદ લેનાર કહેવાતો નથી, જે સુંઘવા તથા સ્પર્શવા છતાં સ્પર્શ કરતો કે સુંઘતો નથી, વિવાદ કરવાં છતાં જે બોલતો નથી, જે ગ્રહી છે છતાં ગ્રહણ કરતો નથી, મળ ત્યજવા છતાં ત્યાગતો નથી, પાદથી ચાલવા છતાં જે ચાલતો નથી, જે સંન્યાસી છતાં યુવતી ભોગવે છે. હે શિષ્ય ! આ રીતના અદ્ભુત સંવાદરૂપે જાણ. ૧૬૫

**ટીકાઃ**—અહીં ગીતાના પાંચમાં અધ્યાયમાં રહેલ ૭ થી ૯ પર્યંત શ્લોકનો અભિપ્રાય લઇ ગ્રંથકર્તાએ આ સવૈયાનો યુગલ લખ્યો છે. આ ત્રણ શ્લોકનો મુમુક્ષુની બુદ્ધિમાં બોધ થવા માટે તે અર્થ સહિત આપ્યો છેઃ—

योगमुक्तो विशुद्धात्मा विजितात्मा जितेन्द्रियः ।
सर्वभूतात्मभूतात्मा कुर्वन्नपि न भिद्यते ॥ ७ ॥

**અર્થઃ**—જે કર્મરૂપ યોગવડે અથવા બ્રહ્મ નિષ્ઠારૂપ સંન્યાસયોગવડે મુક્ત છે તથા તેવડે શુદ્ધ રાગદ્વેષાદિથી રહિત આત્મા (મન) જેનો છે, જેણે બે પ્રકારની ઇન્દ્રિયોને જિતી છે, જેણે બાહ્ય વાસનારૂપ સ્વભાવ જિત્યો છે તથા જેનો પ્રત્યક્રૂપ આત્મા બ્રહ્માથી લઇ સ્તંભપર્યંત સર્વ ભૂતના આત્મભૂત થયો છે, એવા સર્વાત્મભાવને પ્રાપ્ત થયેલો જે બ્રહ્મવિત્તમ છે, તે શરીરના નિર્વાહ માટે કંઇ વિધિપૂર્વક

અથવા અવિધિપૂર્વક કર્મને કરતો છતો તે પુણ્ય અથવા અપુણ્યરૂપ કર્મવડે લેપાતો નથી. અર્થાત્ કર્મ વિશે અકર્મતાની દૃષ્ટિવડે સંબંધને પામતો નથી. (૭) હવે યોગ યુક્તતા આદિ વિદ્વાનના પાંચ લક્ષણવડે વિશિષ્ટ તેમજ આહાર આદિકમાં પ્રવૃત્ત થયેલ બ્રહ્મવેત્તાને દર્શન આદિ ઇન્દ્રિયના વ્યાપારમાં 'હુ કર્તા નથી' એવી બુદ્ધિવડે સ્થિત થવા યોગ્ય છે. એમ બે શ્લોકવડે કહેલું છેઃ—

नैव किंचित्कारोमीति युक्तो मन्येत तत्ववित् ।
पश्यन् शृण्णन् स्पृशन् जिघ्रन् अश्नन् गच्छन् स्वपन् श्वसन् ॥
प्रलपन् विसृजन् गृह्णन् उन्मिषन्निमिषन्नपि ।
इन्द्रियाणीन्द्रियार्थेषु वर्तत इति धारयन् ॥

અર્થઃ—આત્માના સ્વભાવને જાણવાવાળા જે બ્રહ્મવેત્તા છે, તે પોતાની કૂટસ્થતા, અસંગતા તથા અંતર બાહ્ય પૂર્ણતાના દર્શનરૂપ પ્રજ્ઞાવડે યુક્ત થઇ પોતે બાહ્ય વસ્તુને જોતો છતો, સાંભળતો છતો, સ્પર્શ કરતો છતો, સુંઘતો છતો, ખાતો છતો, ચાલતો છતો, નિદ્રાને કરતો છતો, ઉચ્છ્વાસ તથા નિઃશ્વાસને કરતો છતો, બોલતો તથા મળ ત્યાગ કરતો છતો, આપવું લેવું કરતો છતો, તેમજ નિમેષ તથા ઉન્મેષને કરતો છતો, "શબ્દાદિ વિષયરૂપ ઇન્દ્રિયના અર્થમાં ઇન્દ્રિયો જ વર્તે છે, પણ દ્રષ્ટા, શ્રોતા, સ્પૃષ્ટા, ઘ્રાતા, ભોક્તા તથા ગંતા નથી. આ પ્રકારનાં લક્ષણવાળી વૃત્તિને ધારણ કરતો છતો તે તે કર્મને ઇન્દ્રિયો જ કરે છે, હું તો અવિક્રિય હોવાથી કંઈ પણ કરતો નથી, પણ તે તે ક્રિયાનો સાક્ષી હોવાથી નિષ્ક્રિયરૂપે કરી તૂષ્ણી જ રહેલ છું, એમ માનવું અર્થાત્ પોતાને તે તે ક્રિયામાં નિષ્ક્રિય જોવું અર્થાત્ દેહ ઇન્યિયના વ્યાપારમાં 'હું તથા મારું' આવી ભાવનાને ત્યાગી વિદ્વાને તૂષ્ણી સ્થિત રહેવું યોગ્ય છે. એમ આ શ્લોકોનો અર્થ છે. આમાં રહસ્ય એ પ્રમાણે છેઃ—જ્ઞાનીએ હું અસંગ તથા નિર્વિકાર બ્રહ્મ

ચેતન છું, એમ નિશ્ચય કરવો. માટે જ્ઞાની વાસ્તવિકરીતે કંઈ પણ ક્રિયા કરતો નથી તથા પ્રારબ્ધના બળવડે દેહ ઇન્દ્રિયાદિવડે દર્શનાદિ વ્યાપારરૂપ ક્રિયા થાય છે. આ પ્રારબ્ધના ફળનો ભોગ છે, પણ તે ભોગમાં જે દૃઢ આસક્તિરૂપ રાગ થાય છે તે રાગ ઇન્દ્રિયોનો કીધેલો થતો નથી. કારણકે ઇન્દ્રિયો દર્શનાદિ ક્રિયા માત્રવડે કૃતાર્થ હોય છે. વળી તે રાગ આત્માનો કરેલો પણ થતો નથી, કારણકે આત્મા સદા સર્વનો સાધારણ નિર્વિકાર પ્રકાશક હોય છે. વળી આ રાગ વિષયના ગુણદોષના વિચારના કારણરૂપ મનને અનુકૂલતાના જ્ઞાને કરી થાય છે. પણ તે રાગ જ્ઞાનીના અંતઃકરણમાં થતો નથી. કારણકે જ્ઞાનીનું અંતઃકરણ શાંત છે. જો કે સર્વથા રાગનો અભાવ થવાથી ભોજનાદિરૂપ શરીર યાત્રાના હેતુ વ્યાપારમાં પણ પ્રવૃત્તિના અભાવથી જ્ઞાનીને પ્રારબ્ધનો ભોગ પણ થશે નહિ, તેમજ ઇશ્વરસંકલ્પના વિષય રૂપ પ્રારબ્ધના ભોગનો અભાવ પણ જ્ઞાનીને સંભવતો નથી. તથાપિ પ્રારબ્ધ ફળના ભોગમાં વિચારવડે નિવૃત્ત થવા યોગ્ય રાગાદિની માફક પ્રારબ્ધ જનિત અદૃઢ રાગ જ્ઞાનીને પણ થાય છે. પણ તે અદૃઢ રાગ સ્વાધીન હોવાથી તથા દગ્ધ બીજની માફક નિર્બળ હોવાથી દેહનિર્વાહના હેતુરૂપ શાસ્ત્રવિહિત ભોગના હેતુરૂપ છે. પણ વ્યસનના ઉત્પાદક શાસ્ત્ર નિષિદ્ધ ભોગના હેતુરૂપ નથી. વળી જ્ઞાનીને વિષયમાં સત્યતાની ભ્રાંતિના અભાવથી તથા મિથ્યાપણાની બુદ્ધિવડે ઉત્પન્ન થયલા દૃઢ વૈરાગ્યના સદ્ભાવથી પણ દૃઢ રાગ થતો નથી. આજ અર્થ છઠ્ઠા તરંગમાં ગ્રંથકારે નિરૂપણ કર્યો છે. વળી દોરીવડે ખેલ કરવાવાળા નટના અગ્રદેશમાં સંલગ્ન ચિત્તની માફક અથવા પરસ્પર વાર્તાલાપ કરવાવાળા પનિયારીના બેડામાં સંલગ્ન ચિત્તની માફક જ્ઞાનીનું અંતઃકરણ પડવાના ભયના વિષયમાં પ્રવૃત્ત થવાથી તથા વિશેષે કરી સ્વસ્વરૂપમાં સંલગ્ન થવાથી તથા તેના જડ દેહ તથા

ઇન્દ્રિયના રાગવિના પ્રારબ્ધના ફળ ભૂત દર્શનાદિ ક્રિયા વડે કૃતાર્થ થવાથી નિષ્ઠા યુક્ત સાભાસ અંતઃકરણ રૂપ જ્ઞાનીને વિષય ભોગમાં દૃઢ રાગ સંભવતો નથી. જોકે કોઇ પ્રવૃત્તિના હેતુરૂપ પ્રારબ્ધવાળા જ્ઞાનીનો મનરૂપ હસ્તી વિષયમાં કિંચિત્ વિક્ષિપ્ત થાય છે, છતાં વિવેકરૂપ કેશરીના જાગવાથી તે મનરુપ હસ્તી ઝટ પ્રમાદરૂપ વિક્ષેપને છોડી શાંત થાય છે. માટે જ્ઞાનીના ચિત્તમાં દૃઢ વૈરાગ્ય નથી. આથી ભોગનો હેતુ પારબ્ધ હોવાથી તે કાકાક્ષીની માફક તથા ગંગા મગ્ન અર્ધ કાયની માફક મુખ્યતાવડે સ્વરૂપસુખમાં રમે છે. તેમજ અમુખ્યતાવડે વિષ્ટિ ગૃહિતની માફક ક્લેશને પામતો છતો તીવ્ર પ્રારબ્ધન ફળને ભોગવે છે તથા શિથિલ પ્રારબ્ધના ફળરૂપ નિષિદ્ધ વિષયને પ્રયત્નથી ત્યાગે છે, તેમ છતાં તે ભોગ અથવા ત્યાગમાં ગાંડા પુરુષના ચિત્તની માફક જ્ઞાનીના ચિત્તની અમુખ્યતાના અભિપ્રાયથી તથા તેના જડ ઇન્દ્રિયવડે ભોગ તથા ત્યાગ કરવાના અભિપ્રાયવડે ઉપર કહેલ ગીતાના શ્લોકમાં ઇન્દ્રિયના અર્થમાં ઇન્દ્રિયો વર્ત્તે છે, એમ કહ્યું. ૧૬૬ મા સવૈયામાં त्याग हु विषयकी भोगहु इंन्द्रिय આ વચનવડે નિષિદ્ધ અથવા દૃષ્ટ દોષ વિષયના ત્યક્તા તેમજ અદૃઢ રાગવડે પ્રાપ્ત વિહિત વિષયના ભોક્તા ઇન્દ્રિયોને કહ્યા છે પણ અંતઃકરણને નહિ. ૧૬૫ મા સવૈયાના ચતુર્થ પાદમાં भोगे युवति सदा संन्यासी એમ કહ્યું છે, તેનો અભિપ્રાય નીચે પ્રમાણે છેઃ—જો ત્યાગી જ્ઞાનીને સ્ત્રી ભોગ પ્રાપ્ત નથી તો તેને સ્ત્રી ભોગથી થનાર સંન્યાસના નિરૂપણરૂપ નિષેધનો સંભવ પણ ક્યાંથી થશે? તેમ જે ત્યાગી થઇ વિષયભોગમાં પ્રવૃત્ત થાય તો તે વાંતાશી પુરુષ ત્યાગી નથી, પણ ત્યાગીના વેશને ધરવાવાળા નટની માફક દંભી હોવાથી ગૃહસ્થથી પણ અધમ છે. પણ પૂજાને પાત્ર નથી. માટે ગૃહસ્થ જ્ઞાનીમાં સ્ત્રી ભોગ પ્રાપ્ત છે. આ ગૃહસ્થ જ્ઞાની ત ભક્ષણના અભ્યાસીને તેલ ભક્ષણની

માફક શાસ્ત્ર રીતિથી સંતતિને નિમિત્ત ઋતુ આદિ કાળમાં પરિણુત સ્ત્રીનો સંગ કરે છે, પણ વિષયાસક્તિથી નહિ. જો વિષયમાં આસક્તિવાન્ વેદાંત વાર્તા નિપુણ ગૃહસ્થ હોય તો તે દઢરાગરૂપ અજ્ઞાનના ચિહ્નવડે યુક્ત થવાથી જ્ઞાની નહિ પણ અજ્ઞાની છે. અહીં સ્ત્રીરૂપ વિષયનો જે વિચાર છે, તે અન્ય સર્વ વિષયના વિચારનું ઉપલક્ષણ છે. વળી રાગની દઢભાવનાનો જે અભાવ કહ્યો છે, તે દ્વેષ આદિની દઢતાના અભાવનું ઉપલક્ષણ છે.

૨૭૬ આનો જ અભિપ્રાય નીચે પ્રમાણે કહે છેઃ-

निजविषयनमैं इंद्रिय वर्ते ।
तिनतैं मेरो नाहीं संग ॥
मैं इंद्रिय नहिं मम इंद्रिय नहिं ।
मैं साक्षी कूटस्थ असंग ॥
त्यागहु विषय कि भोगहु इंद्रिय ।
मोकूं लगै न रंचक रंग ॥
यह निश्चय ज्ञानीको जातैं ।
कर्त्ता दीखे करै न अंग ॥ १६६ ॥

શબ્દાર્થઃ-ઇન્દ્રિયો જો કે પોત પોતાના વિષયમાં વર્તે છે, છતાં તેઓની સાથે મારો સંગ નથી હું ઈન્દ્રિય રૂપ નથી, તેમ તે ઈન્દ્રિયો મારી નથી. હું તો સાક્ષી, કૂટસ્થ તથા અસંગ રૂપ છું. ઇન્દ્રિયો પોત પોતાના વિષયો ભોગવે છે તથા તેનો ત્યાગ કરે છે. છતાં તે તો કંઇ પણ કરતો નથી. આ રીતનો જ્ઞાનીનો નિશ્ચય છે. જેથી તે કર્તારૂપે ભાસે છે. હે પ્રિય! તે કંઈ પણ કરતો નથી. ૧૬૬

माटीको कारज घट जैसै ।
माटी ताके बाहिरमांहिं ॥
जलतैं फैन तरंग बुदबुदा ।
उपजत जलतैं जुदे सु नाहि ॥
ऐसे जो जाको है कारज ।
कारणरूप पिछानहु ताहि ॥
कारण ईश सकलको "सौ मैं"
लयचिंतन जानहु विधि याहि ॥१९७॥

શબ્દાર્થઃ—માટીના કાર્યરૂપ ઘટમાં જેમ બાહ્ય તથા અંદર માટીજ છે તેમજ જળમાંથી ફીણ, તરંગ તથા બુદબુદ ઉત્પન્ન થાય છે. પણ તે જળથી ભિન્ન નથી, તેમ જે જેના કાર્યરૂપ છે, તેને કારણ રૂપે જાણો. વળી સર્વના કારણ રૂપ ઇશ્વર તે હું છું. લયના ચિંતનરૂપ વિધિને આ પ્રમાણે જાણો. ૧૯૭

વિવરણઃ—જેમ માટીના કાર્યની બહાર તથા અંદર માટી છે, માટે માટીનું સર્વ કાર્ય માટી સ્વરૂપજ છે, ફેન આદિ જળનું કાર્ય જળ રૂપ છે. એમ જે જેનું કાર્ય છે તે તે કારણ સ્વરૂપથી ભિન્ન નથી. પણ કાર્ય કારણ સ્વરૂપજ છે. વળી સર્વ પ્રપંચનું મૂળ કારણ ઈશ્વર છે. માટે સર્વ કાર્ય પ્રપંચ ઇશ્વર સ્વરૂપથી ભિન્ન નથી, પણ સર્વ પ્રપંચનું સ્વરૂપ ઇશ્વર જ છે. 'આ ઈશ્વર હું છું.' આ રીતે લય ચિંતન જાણી તું કાર્ય કર.

## ૨૭૭ સર્વ પ્રપંચની ઈશ્વરરૂપતા.

**વિવરણ:**—આ પ્રમાણે આચાર્યે શિષ્યને ગોપ્ય તત્વનો ઉપદેશ કર્યો, તો પણ શિષ્યનું મુખ અત્યંત પ્રસન્ન નહિ જોઈ એમ જાણ્યું કે, શિષ્ય કૃતાર્થ હોય તો તેનું મુખ પ્રસન્ન હોય. માટે ફરી સ્થૂલ રીતિવડે ઉપદેશ, કરવાને લયના ચિંતન સંબંધી કહે છે:—

**ટીકા:**—વાંછિત પદાર્થની પ્રાપ્તિવડે ચિત્તની ચંચળતાના હેતુ ઈચ્છારૂપ વૃત્તિના નાશ રૂપ નિમિત્તવડે સ્થિર દર્પણની માફક અંત મુર્ખ ઉદય થયેલ સાત્વિકી વૃત્તિમાં સ્વરૂપભૂત આનંદનું પ્રતિબિંબ થાય છે. આ આનંદના અનુભવવડે મુખની પ્રસન્નતા થાય છે. શિષ્યને જ્ઞાનદ્વારા વાંછિત કાર્ય સહિત અવિદ્યાની નિવૃત્તિ તથા પરમાનંદની પ્રાપ્તિરૂપ જે મોક્ષ, તે સિદ્ધ થતો નથી. માટે ઈચ્છાની નિવૃત્તિ નહિ થવાથી અંતમુર્ખ વૃત્તિના અનુદયથી સ્વરૂપાનંદના પ્રતિબિંબનો અભાવ છે. જેથી પ્રતિબિંબ ગોચર અનુભવના અભાવથી મુખની પ્રસન્નતા થતી નથી. આ મુખની પ્રસન્નતારૂપ લિંગવડે ઈષ્ટ વસ્તુની અપ્રાપ્તિરૂપ અકૃતાર્થતાની અનુમિતિ થાય છે. લયનું ચિંતનરૂપ કાર્યને કારણરૂપ જાણી જે ચિંતન, તે લય ચિંતન કહેવાય છે.

## ૨૭૮ અપંચીકૃત ભૂત રૂપતા.

**વિવરણ:**—લય ચિંતનનો સંક્ષેપે કરી નીચે પ્રમાણે ક્રમ છે. સ્થૂલ બ્રહ્માંડ સર્વ પંચીકૃત ભૂતનું કાર્ય છે. તેમાં જે પૃથ્વીનું કાર્ય તે પૃથ્વી સ્વરૂપ તથા જલનું કાર્ય જલ સ્વરૂપ. આ રીતે જે ભૂતનું જે કાર્ય, તે તેનુંજ સ્વરૂપ છે. આ પ્રમાણે સર્વ સ્થૂલ બ્રહ્માંડ પંચીકૃત ભૂત સ્વરૂપ છે. તેમ પંચીકૃત ભૂત પણ અપંચી કૃત ભૂતનું કાર્ય છે. માટે અપંચી કૃત

સ્વરૂપજ પંચીકૃત ભૂત છે. પણ ભિન્ન નથી. વળી અંતઃકરણ આદિ સૂક્ષ્મ સૃષ્ટિ પણ અપંચી કૃત ભૂતનું કાર્ય હોવાથી અપંચી કૃત ભૂત સ્વરૂપ છે. તેમાં અંતઃકરણ સર્વ ભૂતના સત્વ ગુણનું કાર્ય છે, માટે સત્વ ગુણ સ્વરૂપ છે. ભૂતના રજો ગુણ અંશનું કાર્ય પ્રાણ રજો ગુણ સ્વરૂપ છે. ગુદા ઇન્દ્રિય પૃથ્વીના રજો ગુણ અંશનું કાર્ય પૃથ્વીના રજો ગુણ સ્વરૂપ છે તથા ઘ્રાણ ઈન્દ્રિય પૃથ્વીના સત્વ ગુણનું કાર્ય સત્વ ગુણ સ્વરૂપ છે. આ રીતે રસના તથા ઉપસ્થ જળના સત્વ ગુણ રજો ગુણ સ્વરૂપ છે. નેત્ર તથા પાદ તેજના સત્વ ગુણ રજો ગુણ સ્વરૂપ છે. ત્વક્ તથા હસ્ત વાયુના સત્વ ગુણ રજો ગુણ સ્વરૂપ છે. શ્રોત્ર તથા નાક આકાશના સત્વ ગુણ રજો ગુણ સ્વરૂપ છે. આ રીતે સર્વ સૂક્ષ્મ સૃષ્ટિ અપંચી કૃત ભૂત સ્વરૂપ છે.

## ૨૭૯ સર્વ અનાત્મ પદાર્થનું બ્રહ્મમાં લય ચિંતન.

વિવરણઃ—આ ચિંતનવડે અપંચીકૃત ભૂતનો પણ લય કરવો. પૃથ્વી જળનું કાર્ય છે. માટે જળ સ્વરૂપ છે. તેજનું કાર્ય જળ છે. તે તેજ સ્વરૂપ છે. તેજ વાયુનું કાર્ય હોવાથી વાયુ સ્વરૂપ છે. આકાશનું કાર્ય વાયુ આકાશસ્વરૂપ છે. તમો ગુણ પ્રધાન પ્રકૃતિનું કાર્ય આકાશ પ્રકૃતિ સ્વરૂપ છે તથા માયાની અવસ્થામાંજ પ્રકૃતિ હોવાથી પ્રકૃતિ માયા સ્વરૂપ છે. એક વસ્તુના પ્રધાન, પ્રકૃતિ, માયા, અવિદ્યા, અજ્ઞાન તથા શકિત નામ છે. સર્વ કાર્યનો પોતામાં લીન કરી પ્રલયમાં રહેલ ઉદાસીન સ્વરૂપને પ્રધાન કહે છે. સૃષ્ટિના ઉપાદાન યોગ્ય તમો ગુણ પ્રધાન સ્વરૂપને પ્રકૃતિ કહે છે. દેશકાલાદિ સામગ્રી વિના દુર્ઘટ પદાર્થની ઈન્દ્રજાળવડે ઉત્પત્તિ થાય છે. આ ઇન્દ્રજાળને જેમ માયા કહે છે, તેમ અસંગ અદ્વિતીય

બ્રહ્મમાં દુર્ઘટ એવી જે ઇચ્છાદિને કરે છે તેને માયા કહે છે. સ્વરૂપનું આચ્છાદન કરે છે માટે અજ્ઞાન કહે છે. બ્રહ્મ વિદ્યાથી નાશ થતો હોવાથી અવિદ્યા કહે છે. સ્વતંત્ર કદી પણ નહીં રહે, પણ ચેતનના આશ્રિત રહેલી હોવાથી શકિત પણ કહે છે. આ રીતે પ્રકૃતિ આદિ પ્રધાનના જ ભેદ છે. માટે તે પ્રધાનરૂપ છે. આ પ્રધાન બ્રહ્મ ચેતનની શકિત છે. જેમ પુરુષમાં સામર્થ્ય રૂપ શકિત પુરુષથી ભિન્ન નથી, તેમ ચેતનમાં પ્રધાનરૂપ શકિત બ્રહ્મ ચેતનથી ભિન્ન નથી. આ રીતે સર્વ પદાર્થનું બ્રહ્મમાં લય ચિંતન કરી 'હું અદ્વય બ્રહ્મ છું' એમ ચિંતન કરવું.

ટીકાઃ–શિષ્યઃ-પ્રકૃતિ એટલે શું? ગુરૂઃ-જે વડે પ્રકર્ષે કરી સર્વ જગત કરવામાં આવે છે, એવી જે સૃષ્ટિનું ઉપાદાન કારણ, તે પ્રકૃતિ છે અથવા પ્ર જે સત્ત્વ ગુણ તથા કૃ જે રજો ગુણ તેથી સહિત તિ જે તમો ગુણ, તે તમોગુણ પ્રધાન પ્રકૃતિ છે. બ્રહ્મ ચેતનથી ભિન્ન નથી અર્થાત્ જો કે બ્રહ્મની શકિત બ્રહ્મથી ભિન્ન કહીએ તો અદ્વૈત શ્રુતિથી વિરુદ્ધ તે થશે. વળી જો અભિન્ન કહીએ તો તે બ્રહ્મ રૂપ હોવાથી બ્રહ્મની ભિન્નતાનું શકિત નામ વડે કથન વ્યર્થ થશે. માટે શકિતને બ્રહ્મથી ભેદ અભેદ બેઉ કહેવા પડશે. વળી ભેદ અભેદ બેઉ ધર્મ તમ પ્રકાશની માફક એક આશ્રયમાં રહે નહિ. પણ શકિતનો બ્રહ્મની સાથે રજ્જુવડે સર્પના સંબંધની માફક કલ્પિત ભેદ તથા વાસ્તવ ભેદ રૂપ અનિર્વચનીય તાદાત્મ્ય સંબંધ છે. માટે શકિતનો પોતાના આશ્રયવડે વાસ્તવ ભેદના અભાવવડે તેમજ કોઇ પ્રમાણ વડે ભિન્ન પ્રતીતિના અભાવવડે તે શકિત બ્રહ્મથી ભિન્ન નથી. પણ જેમ કલ્પિત સર્પ પરમાર્થવડે રજ્જુરૂપ છે તેમ શકિત પરમાર્થવડે બ્રહ્મ રૂપજ છે.

## ૨૮૦ યાન તથા જ્ઞાનનો ભેદ—અહંગ્રહ ધ્યાન.

વિવરણઃ—જેને મહા વાકયનો વિચાર કરવાથી પણ બુદ્ધિની મંદતાદિ કોઇ પ્રતિબંધથી અપરોક્ષ જ્ઞાન થતું નથી, તેને આ લય ચિંતન રૂપ ધ્યાન કહ્યું છે. ધ્યાન તથા જ્ઞાનનો આટલો ભેદ છે. જ્ઞાન પ્રમાણ તથા પ્રમેયને આધીન છે. પણ વિધિ તથા પુરૂષને આધીન નથી. વળી ધ્યાન વિધિ પુરુષની ઇચ્છા, વિશ્વાસ તથા હઠને આધીન છે. પ્રત્યક્ષ જ્ઞાનમાં પ્રમાણ નેત્ર તથા પ્રમેય ઘટાદિમાં નેત્રનો તથા ઘટનો સંબંધ થવાથી પુરુષની ઇચ્છા વિના પણ ઘટનું પ્રત્યક્ષ જ્ઞાન થાય છે. ભાદ્ર પદ શુકલ ચતુર્થીને દિવસ ચંદ્ર દર્શનનો નિષેધ છે, પણ વિધિ નથી. વળી પુરુષને આ રીતની ઇચ્છા થાય છે. "મને આજે ચંદ્ર દર્શન ન થાય" તેમ છતાં કોઇ રીતે નેત્ર પ્રમાણનો જો પ્રમેય ચંદ્રવડે સંબંધ થઇ જાય તો ચંદ્રનું પ્રત્યક્ષ જ્ઞાન અવશ્ય થાય છે. આ રીતે જ્ઞાન પ્રમાણ પ્રમેયને આધીન છે. પણ તે વિધિ તથા ઇચ્છાને આધીન નથી. વળી 'શાલિગ્રામ વિષ્ણુરૂપ છે' આમ જે ધ્યાન કરે, તેને ઉત્તમ ફળ પ્રાપ્ત થાય છે. ત્યાં શાસ્ત્ર પ્રમાણવડે વિષ્ણુને ચતુર્ભુજ મૂર્તિરૂપ તથા શંખ, ચક્ર, ગદા, પદ્મ અને લક્ષ્મી સહિત જાણે છે. વળી નેત્ર પ્રમાણે કરી શાલિગ્રામને શિલા જાણે છે. છતાં વિધિ વિશ્વાસ ઇચ્છાથી શાલિગ્રામ વિષ્ણુ છે, આમ ધ્યાન થાય છે, પરંતુ તે ધ્યાન અનેક પ્રકારનું છે. કેટલીકવાર અન્ય વસ્તુનું અન્યરૂપવડે ધ્યાન,જેમ શાલિગ્રામનું વિષ્ણુરૂપવડે ધ્યાન-આને પ્રતીક ધ્યાન કહે છે. વૈકુંઠ લોકવાસી વિષ્ણુનું શંખ ચક્રાદિ સહિત ચતુર્ભુજ મૂર્તિરૂપવડે ધ્યાન છે. તેમાં અન્યનું અન્ય રૂપવડે ધ્યાન નથી. પણ ધ્યેય રૂપને અનુસાર આ ધ્યાન છે. વૈકુંઠવાસી વિષ્ણુનું સ્વરૂપ પ્રત્યક્ષ નથી. કેવળ

શાસ્ત્રથી જાણવામાં આવે છે. વળી શાસ્ત્રે શંખ ચક્રાદિ સહિત જ વિષ્ણુનું સ્વરૂપ કહ્યું છે. માટે ધ્યેય સ્વરૂપને અનુસાર જ આ ધ્યાન છે. વિધ, વિશ્વાસ તથા ઈચ્છા વિના ધ્યાન થતું નથી. તેમાં "આ ઉપાસના કરવી' એવું પુરુષનું પ્રેરક વચન વિધિ કહેવાય છે. તે વચનમાં જે શ્રદ્ધા, તેને વિશ્વાસ કહે છે. અંતઃકરણની કામનારૂપ રજોગુણની જે વૃત્તિ, તે ઈચ્છા કહેવાય છે. ધ્યાન વા હેતુરૂપે આ જાણે છે, પણ જ્ઞાનના હેતુરુપે નહી. ધ્યાન હઠવડે થાય છે, પણ જ્ઞાનમાં હઠની અપેક્ષા નથી. કારણકે નિરંતર ધ્યેયાકાર ચિત્તની વૃત્તિને ધ્યાન કહેછે. જો વૃત્તિમાં વિક્ષેપ થાય તો હઠવડે વૃત્તિની સ્થિતિ કરવી. જ્ઞાનરૂપ અંતઃકરણની વૃત્તિવડે તત્કાળ આવરણભંગ થવાથી વૃત્તિની સ્થિતિનો ઉપયોગ નથી. માટે હઠની અપેક્ષા નથી. વૈકુંઠવાસી ચતુર્ભુજ વિષ્ણુના ધ્યાનની માફક હું બ્રહ્મ છું એવું ધ્યાન પણ ધ્યેયને અનુસાર હોય છે. પણ પ્રતિકુળ હોતું નથી. પરંતુ આ અહંગ્રહ ધ્યાન છે, (ધ્યેય સ્વરૂપનું પોતાનાવડે અભેદ કરી જે ચિંતન તે અહંગ્રહ ધ્યાન કહેવાય છે). જે પુરુષને અપરોક્ષ જ્ઞાન ન થાય તથા વેદની આજ્ઞારૂપ વિધિમાં વિશ્વાસ પડે તેમજ હઠથી નિરંતર હું બ્રહ્મ છું આ વૃત્તિની સિદ્ધિરૂપ જે અહંગ્રહ ધ્યાન કરે, તેને જ્ઞાન પ્રાપ્ત થઈ મોક્ષની પ્રાપ્તિ થાય છે.

**ટીકા**:—શિષ્યઃ—બુદ્ધિની મંદતા આદિઃ-એમાં આદિ શબ્દથી શું ગ્રહણ કરવું ? ગુરૂ:-અહિં આદિ શબ્દવડે બુદ્ધિ મંદતાની સહવર્તિ વિષયાસક્તિ, કુતર્ક તથા વિપર્યય દુરાગ્રહ રૂપ ત્રિવિધ વર્તમાન પ્રતિબંધનું ગ્રહણ કરવું. ધન પુત્રાદિરૂપ પ્રિય વસ્તુનો નાશ થવા પછી તેને અનુસંધાન અવિસ્મરણરૂપ ભૂત પ્રતિબંધનું ગ્રહણ કરવું, બ્રહ્મલોકાદિકની ઇચ્છા અથવા

જન્માતરના હેતુ શેષ પ્રારબ્ધ રૂપ ભવિષ્ય પ્રતિબંધનું ગ્રહણ કરવું. આ જ્ઞાનની ઉત્પત્તિના પ્રતિબંધનું વર્ણન પંચદશીના નવમા પ્રકરણના ૩૮ થી ૫૩ સૂધીના શ્લોકમાં કહેલું છે.

જ્ઞાન પ્રમાણ તથા પ્રમેયને આધીન છેઃ-અહિં રહસ્ય એ છે કે, ભ્રાંતિજ્ઞાન, સ્મૃતિજ્ઞાન, તથા પ્રમાજ્ઞાન આ ભેદવડે જ્ઞાન ત્રણ પ્રકારનું છે. તેમાં ભ્રાંતિજ્ઞાન કેવળ વસ્તુને આધીન છે, સ્મૃતિજ્ઞાન પોતાના વિષયના સદૃશ અથવા તત્ સંબંધ વસ્તુના જ્ઞાનવડે અથવા પોતાના વિષયના ચિંતનવડે ઉદય થયેલી પૂર્વ દૃષ્ટ વસ્તુના મનોમય આકારને આધીન છે. તેમજ પ્રમા જ્ઞાનના અંતર્ગત જે સુખાદિકનું જ્ઞાન છે, તે ન્યાય મત પ્રમાણે તથા વાચસ્પતિમિશ્રના મત પ્રમાણે મનરૂપ પ્રમાણ તથા સુખાદિરૂપ પ્રમેયને આધીન છે. પરંતુ સિદ્ધાંતમાં મનવિષે પ્રમાણતાના અંગીકાર વડે સુખાદિકનું જ્ઞાન કેવળ પ્રમેય વસ્તુના આધીન છે તથા અન્ય જે પ્રમાજ્ઞાન છે, તે ઇંદ્રિય અનુમાનાદિરૂપ પ્રમાણનાં પ્રમેયરૂપ વસ્તુની સાથે જે સંબંધ થાય છે, તેને આધીન છે. તેમાં શબ્દપ્રમાણવડે જન્ય બ્રહ્મજ્ઞાન રૂપ જે શબ્દ પ્રમા છે, તે મહા વાકય રૂપ શબ્દ પ્રમાણની તથા પ્રત્યક અભિન્ન બ્રહ્મરૂપ પ્રમેયની લક્ષણ વૃત્તિરૂપ જે પરંપરા સંબંધ છે, તેના જ્ઞાનને આધીન છે. અન્ય લૌકિક પદાર્થના શાબ્દિ પ્રમારૂપ જે જ્ઞાન છે, તે કોઇ વખત શક્તિ વૃત્તિરૂપ સંબંધના જ્ઞાનને આધીન છે તથા કેટલીક વખત લક્ષણાવૃત્તિ રૂપ સંબંધના જ્ઞાનને આધીન છે. આ રીતે કોઇ જ્ઞાન જ્ઞેય રૂપ વસ્તુ માત્રને આધીન છે. તથા કોઈ જ્ઞાન પ્રમાણ તથા પ્રમેય રૂપ વસ્તુનો સંબંધ અથવા તત્ સંબંધના જ્ઞાનને આધીન છે. ભ્રમપ્રમા સાધારણ જ્ઞાનના વિષયને જ્ઞેય કહે છે. તેમાં પ્રમેયપણું નથી તથા કેવળ પ્રમાજ્ઞાનના વિષયને પ્રમેય કહે છે. તેમાં જ્ઞેયપણું છે. આ રીતે સર્વજ્ઞાન વસ્તુને આધીન છે. અહિં વસ્તુ શબ્દવડે ઇશ્વરરચિત અથવા મ-

નોમય અથવા બ્રહ્મરૂપ વસ્તુની સાથે પ્રમાણદ્વારા અથવા સાક્ષાત્ વૃત્તિના સંબંધનું ગ્રહણ છે. માટે જ્ઞાન વિધિ આદિને આધીન નથી. વળી ધ્યાન જે ઉપાસના, તે વસ્તુને આધીન નથી પણ કર્તાને આધીન છે. જો કે ધ્યાન પણ મનની વૃત્તિ-રૂપ છે, છતાં તે પુરૂષવડે કીધેલ ઇચ્છા આદિને આધીન છે, પણ વસ્તુને આધીન નથી. માટે તે માનસ જ્ઞાન નથી, પણ માનસ ક્રિયા છે.

પ્રતીક ધ્યાનઃ—જેની વૃત્તિ શાસ્ત્રદ્વારા પરોક્ષ ધ્યેય વસ્તુમાં સ્થિત ન થાય, તે પુરુષે શાસ્ત્રના વચનરૂપ વિધિવડે બોધિત અન્ય ધ્યેયના પ્રતિનિધિ રૂપ વસ્તુમાં અન્ય ધ્યેયની બુદ્ધિવડે ઉપાસના કરવી તથા તે અન્યમાં અન્ય ધ્યેયની બુદ્ધિવડે ઉપાસના કરવી. આને પ્રતીક ધ્યાન કહે છે.

ધ્યેયને અનુસાર ધ્યાનઃ-તેમજ હું બ્રહ્મ છું આ આકાર-વાળું જે નિર્ગુણ ઉપાસનરૂપ અહંગ્રહ ધ્યાન છે, તે પણ ધ્યેયાનુસાર ધ્યાન છે.

અહંગ્રહ ધ્યાનવડે મોક્ષ પ્રાપ્તિઃ-જેમ સંવાદિ ભ્રાંતિવડે પ્રવૃત્ત થયલા પુરૂષને યથાર્થ જ્ઞાનદ્વારા ઇષ્ટ વસ્તુનો લાભ થાય છે. તેમ હું બ્રહ્મ છું, આ વૃત્તિની સ્થિતિરૂપ અહંગ્રહ ધ્યાન જે કરે, તેને પણ જ્ઞાનદ્વારા મોક્ષની પ્રાપ્તિ થાય છે. જો કે ધ્યાનનો વિષય જે બ્રહ્મ, તે પરમાર્થ રૂપે નથી, પણ મન-કલ્પિત છે, માટે બ્રહ્મરૂપ છે. માટે તેને વિષય કરવાવાળી વૃત્તિરૂપ ધ્યાન પણ ભ્રાંતિજ્ઞાન જ છે, યથાર્થ જ્ઞાન નથી. છતાં મણિની પ્રભામાં મણિ બુદ્ધિ રૂપ સંવાદિ ભ્રાંતિવડે દોડતા પુરૂષને મણિના જ્ઞાનદ્વારા મણિની પ્રાપ્તિ માફક ઉક્ત ધ્યાનવડે બ્રહ્મનું જ્ઞાન થઈ મોક્ષની પ્રાપ્તિ સંભવે છે.

## ૨૮૧ પ્રણવનું અહંગ્રહ ધ્યાન.

**ध्यान अहंग्रह प्रणवरूपको।**

कह्यो सुरेश्वर श्रुति अनुसार ॥
अक्षर प्रणव ब्रह्म मम रूपसु ।
यूं अनुलव निजमति गति धार ॥
ध्यानसमान आन नहिं याके ।
पंचीकरणप्रकार विचार ॥
जो यह करत उपासन सो मुनि ।
तुरित नसै संसार अपार ॥ १६८

શબ્દાર્થ—સુરેશ્વરાચાર્યે શ્રુતિને અનુસાર અહંગ્રહ પ્રણવ રૂપનું જે ધ્યાન કહ્યું છે, તે ધ્યાન તું કર. અક્ષર પ્રણવ બ્રહ્મરૂપ છે. આ બ્રહ્મ મારૂજ સ્વરૂપ છે. આ પ્રમાણે ક્ષણ માત્ર અંતરાય રહિત તું તારી બુદ્ધિને સ્થિર કર. એના સરખું બીજું કંઈ પણ ધ્યાન નથી અને તેનું નામ પંચીકરણવિચાર રાખેલ છે. જે મુનિ આ પ્રમાણે ધ્યાન કરે છે, તેનો જલદી થકી આ અપાર સંસાર નાશ પામે છે. ૧૬૮

વિવરણ—હે શિષ્ય ! પ્રણવરૂપનું કહેતાં ઓંકાર સ્વરૂપનું અહંગ્રહ ધ્યાન માંડૂક્ય પ્રશ્ન આદિ શ્રુતિને અનુસાર સુરેશ્વરાચાર્યે કહેલ છે, તે તું કર. તેનો સંક્ષેપે નીચે પ્રમાણે પ્રકાર છે. પ્રણવ અક્ષર બ્રહ્મ સ્વરૂપ છે. આ પ્રણવ રૂપ બ્રહ્મ હું છે, એ રીતે અનુભવ કહેતાં ક્ષણ માત્ર અંતરાય રહિત પોતાની બુદ્ધિની ગતિ કહેતાં વૃત્તિ ધાર કહેતાં સ્થિત કર. આની સમાન બીજું ધ્યાન નથી તથા આ ધ્યાનનો પ્રકાર કહેતાં વિશેષ રીતિ સુરેશ્વરે કહેલી પંચીકરણ નામના ગ્રંથ વિષે તું જો. ૧૬૮

## ૨૮૨ નિર્ગુણ તથા સગુણ પ્રણવની ઉપાસનાનું ફળ સહિત કથન.

વિવરણ—જો કે પ્રણવ ઉપાસના અનેક ઉપનિષદમાં છે, છતાં માંડૂકય ઉપનિષદમાં વિશેષ છે. વ્યાખ્યાનમાં ભાષ્યકાર તથા આનંદગિરિએ તેની રીતિ સ્પષ્ટ લખી છે. તેજ રીતિ વાર્તિકકારે પંચીકરણમાં લખેલી છે, છતાં તે ગ્રંથના વિચારમાં તેની બુદ્ધિ સમર્થ નથી. તેને માટે પ્રણવ ઉપાસનાની રીતિ અમે લખીએ છીએ. બે પ્રકારવડે પ્રણવનું ચિંતન ઉપનિષદમાં કહેલું છે. એક બ્રહ્મ રૂપવડે પ્રણવનું ચિંતન કહેલું છે તથા બીજું અપર બ્રહ્મરૂપથી કહેલું છે. નિર્ગુણ બ્રહ્મને પરબ્રહ્મ કહે છે તથા સગુણ બ્રહ્મને અપર બ્રહ્મ કહે છે. પરબ્રહ્મ રૂપથી પ્રણવનું જે ચિંતન કરે, તે મોક્ષને પ્રાપ્ત થાય છે તથા અપરબ્રહ્મ રૂપથી પ્રણવનું જે ચિંતન કરે, તે બ્રહ્મલોકને પ્રાપ્ત થાય છે. આ રીતે નિર્ગુણ સગુણ ભેદવડે પ્રણવ ઉપાસના બે પ્રકારની છે.

## ૨૮૩ નિર્ગુણરૂપ પ્રણવ ઉપાસનાના પ્રકારનો પ્રારંભ.

વિવરણઃ—નિર્ગુણ ઉપાસનાની રીતિ લખેલી છે, પણ સગુણની નથી. કારણ કે જેને બ્રહ્મલોકની કામના હોય, તેને નિર્ગુણ ઉપાસનાથી પણ કામનારૂપ પ્રતિબંધકવડે જ્ઞાનદ્વારા તત્કાળ મોક્ષ થતો નથી. પણ બ્રહ્મલોકનીજ પ્રાપ્તિ થાય છે. ત્યાં હિરણ્યગર્ભની સમાન ભોગને ભોગવી જ્ઞાન થાય ત્યારે મોક્ષ થાય. વળી જેને બ્રહ્મલોકની કામના ન થાય, તેને આ લોકમાં જ જ્ઞાન થઈ મોક્ષ થાય છે. આ રીતે સગુણ ઉપાસનાનું ફળ પણ નિર્ગુણ ઉપાસનાના અં-

તર્ભૂત છે. માટે નિર્ગુણ ઉપાસનાનો પ્રકાર કહેલો છે. જે કાંઇ કારણ કાર્ય વસ્તુ છે, તે ઓંકારસ્વરૂપ છે. માટે સર્વરૂપ ઓંકાર છે. સર્વ પ્રદાર્થમાં નામ તથા રૂપ બે ભાગ છે. તેમાં રૂપ ભાગ પોતપોતાના નામ ભાગથી ભિન્ન નથી, પણ નામ-સ્વરૂપજ રૂપ ભાગ છે. કારણ કે પ્રદાર્થનું રૂપ કહેતાં આકાર, તેના નામવડે નિરૂપણ કરી ગ્રહણ અથવા ત્યાગ થાય છે. નામ જાણ્યા વિના કેવળ આકારથી વ્યવહાર સિદ્ધ થતો નથી, માટે નામજ સારરૂપે છે. આકારના નાશ થવા છતાં પણ નામ શેષ રહે છે. જેમ ઘટનો નાશ થવાથી મૃત્તિકાનો શેષ રહે છે. તેમાં ઘટ મૃત્તિકાથી પૃથક્ વસ્તુ નથી, પણ મૃત્તિકા સ્વરૂપ છે. તેમજ આકારનો નાશ થવાથી મૃતિકાની માફક શેષ રહેલ જે નામ, તેનાવડે આકાર પૃથક્ નથી. આથી નામ સ્વરૂપજ આકાર છે. વળી જેમ ઘટ શરાવાદિમાં મૃત્તિકા રહેલી છે તથા ઘટશરાવાદિ પરસ્પર વ્યભિચારી છે માટે ઘટ શરાવાદિ મિથ્યા તથા તેમાં રહેલ મૃત્તિકા સત્ય છે. તેમ ઘટ આકાર અનેક છે. તે સર્વનો ઘટ આ બે અક્ષરનું નામ એક છે. આ આકાર પરસ્પર વ્યભિચારી તથા સર્વ ઘટના આકારમાં આ નામ એક રહેલું છે, માટે મિથ્યા આકાર સત્ય નામથી પૃથક્ નથી. આ રીતે સર્વ પદાર્થનો આકાર પોતપોતાના નામથી ભિન્ન નથી, પણ નામ સ્વરૂપજ આ-કાર છે. આ સર્વ નામ ઓંકારથી ભિન્ન નથી, પણ ઓંકાર સ્વરૂપજ નામ છે. કારણ કે વાચક શબ્દને નામ કહે છે તથા લોકવેદના સર્વ શબ્દ ઓંકારથી ઉત્પન્ન થયા છે. આ શ્રુ-તિમાં પ્રસિદ્ધ છે. સંપૂર્ણ કાર્ય કારણ સ્વરૂપ હોય છે માટે ઓંકારનું કાર્ય જે વાચક શબ્દ રૂપ નામ, તે ઓંકાર સ્વરૂપ છે. આ પ્રમાણે રૂપ ભાગ જે પદાર્થનો આકાર, તે નામ સ્વ-

રૂપ છે તથા સર્વ નામ ઓંકાર સ્વરૂપ છે, માટે સર્વ સ્વરૂપ ઓંકાર છે.

**ટીકાઃ**—ઘટ શરાવાદિઃ-શરાવ અર્થાત્ કોડીયું તથા આદિ શબ્દ વડે મૃત્તિકાનાં અન્ય પાત્રો લેવાં. મૃત્તિકા સત્ય છેઃ-ઘટ શરાવદિની અપેક્ષાથી મૃત્તિકા બહુ કાળ સ્થાયી છે માટે તે આપેક્ષિક સત્ય કહેવાય છે. મિથ્યા આકાર સત્ય નામથી પૃથક્ નથી અર્થાત્ ઘટની અપેક્ષાથી ઘટ એવું બે અક્ષરવાળું નામ બહુ કાળ પર્યંત સ્થાયી છે, જેથી પુણ્યના ક્ષયવડે મરવાવાળો બહુકાળ સ્થાયી દેવ જેમ અમર કહેવાય છે, તેમ તે નામ પણ સત્ય કહેવાય છે.

## ૨૮૪ ઓંકાર તથા બ્રહ્મનો અભેદ.

**વિવરણઃ**—જેમ સર્વરૂપ ઓંકાર છે, તેમ સર્વ સ્વરૂપ બ્રહ્મ છે. માટે ઓંકાર બ્રહ્મનું વાચક છે તથા બ્રહ્મ વાચ્ય છે. આ રીતે વાચ્ય વાચકનો અભેદ હોવાથી ઓંકાર બ્રહ્મરૂપ છે. વળી વિચારદૃષ્ટિવડે જે અક્ષર બ્રહ્મમાં અધ્યસ્ત છે, તેનું અધિષ્ઠાન બ્રહ્મ છે. અધ્યસ્તનું સ્વરૂપ અધિષ્ઠાનથી ભિન્ન હોતું નથી. માટે ઓંકાર બ્રહ્મ સ્વરૂપ છે. માટે ઓંકારને બ્રહ્મરૂપે કરી ચિંતન કરવું.

## ૨૮૫ વિરાટ વિશ્વનાં સાત અંગો તથા તેનું મુખ.

**વિવરણ**—બ્રહ્મરૂપ ઓંકારનું આત્માવડે અભેદ ચિંતન કરવું. કારણ કે આત્માનો બ્રહ્મથી મુખ્ય અભેદ છે. વળી બ્રહ્મના ચાર પાદ છે, તેમ આત્માના પણ ચાર પાદ છે. પાદનો અર્થ ભાગ થાય છે. તેને અંશ પણ કહેછે. વિરાટ હિરણ્ય, ગર્ભ, ઈશ્વર તથા તત્પદનો લક્ષ્ય ઇશ્વર સાક્ષી, આમ ચાર પાદ બ્રહ્મના છે. વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ તથા ત્વં પદનો લક્ષ્ય જીવ સાક્ષી, આ

ચાર પાદ આત્માના છે. જીવ સાક્ષીને તુર્ય કહે છે. સમષ્ટિ સ્થૂળ પ્રપંચ સહિત ચેતન વિરાટ્ કહેવાય છે. વ્યષ્ટિ સ્થૂળ અભિમાની વિશ્વ કહેવાય છે. વિરાટની તથા વિશ્વની ઉપાધિ સ્થૂળ છે. માટે વિરાટ રૂપજ વિશ્વ છે. વિરાટ અભિન્ન નથી. વિરાટ રૂપ વિશ્વનાં સાત અંગો નીચે પ્રમાણે છેઃ–સ્વર્ગ લોક મસ્તક છે, સૂર્ય નેત્ર છે, વાયુ પ્રાણ છે, આકાશ ધડ છે, સમુદ્રાદિરૂપ જળ મૂત્ર સ્થાન છે, પૃથ્વી પાદ છે, જે અગ્નિમાં હોમ કરવામાં આવે, તે અગ્નિ મુખ છે. આ સાત અંગ વિશ્વનાં કહેવાય છે. માંડૂક્યમાં જો કે સ્વર્ગ લોકાદિક વિશ્વનાં અંગો કહ્યાં નથી, છતાં તે વિરાટનાં અંગ છે. આ વિરાટથી વિશ્વનો અભેદ છે, જેથી વિશ્વનું અંગ કહેવાય છે. વિરાટ વિશ્વનાં ઓગણીસ મુખ નીચે પ્રમાણે છેઃ–પાંચ પ્રાણ, પાંચ કર્મેંદ્રિય, પાંચ જ્ઞાનેન્દ્રિય, આઠ અંતઃકરણ, એ ઓગણીસ મુખની માફક ભોગના સાધનરૂપ છે, માટે મુખ કહેવાયછે. આ મુખવડે સ્થૂળ શબ્દાદિને બાહ્ય વૃત્તિવડે જાગ્રતાવસ્થામાં ભોગવે છે. માટે વિરાટરૂપ વિશ્વ સ્થૂળનો ભોક્તા તથા બહિઃ પ્રાજ્ઞ કહેવાય છે. તેમજ જાગ્રતાવસ્થાવાળો કહેવાય છે.

**ટીકાઃ**—ચાર પાદઃ–અહિં પાદ શબ્દ જે છે તે ધાન્યના પાદની માફક વિભાગરૂપ અર્થનો બોધ કરે છે, પણ ગાયના પાદની માફક અવયવ રૂપ અર્થનું બોધ કરતું નથી.

## ૨૮૬ ચતુર્દશ ત્રિપુટી.

**વિવરણ**—પ્રાણાદિક ૧૯ જે મુખનાં સાધન છે, તેમાં શ્રોત્રાદિક ઇંદ્રિયો તથા અંતઃકરણ ચાર, આ ચૌદ પોતપોતાના વિષય તથા પોતપોતાના દેવતાની સહાય ચાહે છે. દેવતા વિષયની સહાયવિના કેવળ એનાથી ભોગ થતો નથી. માટે

પાંચ પ્રાણ તથા ચૌદ ત્રિપુટી વિરાટરૂપ વિશ્વનું મુખ કહેવાય છે. સમુદાયનું નામત્રિપુટી છે. આ ત્રિપુટી નીચે પ્રમાણે કહી છે. શ્રોત્ર ઇંદ્રિય અધ્યાત્મ છે, તેનો વિષય શબ્દ આધિભૂત છે, તથા દિશાનો અભિમાની દેવતા અધિદૈવ છે. આ પ્રકરણમાં ક્રિયા શક્તિવાળી તથા જ્ઞાન શક્તિવાળી ઇંદ્રિયો તથા અંતઃકરણ અધ્યાત્મ કહેવાય છે, તેનો વિષય અધિભૂત કહેવાયછે તથા તેનો સહાયક દેવતા અધિદૈવ કહેવાય છે. ત્વચા ઇંદ્રિય અધ્યાત્મ છે, તેનો વિષય, સ્પર્શ, અધિભૂત છે, વાયુ તત્વનો અભિમાની દેવતા અધિદૈવ છે. તેમજ નેત્ર ઇંદ્રિય અધ્યાત્મ છે, રૂપ અધિભૂત છે તથા સૂર્ય દેવ અધિદૈવ છે. રસના ઇંદ્રિય અધ્યાત્મ છે, રસ આધિભૂત છે, તથા વરૂણ આધિદૈવ છે. ઘ્રાણ ઇંદ્રિય અધ્યાત્મ છે, ગંધ આધિભૂત છે તથા આશ્વનીકુમાર અધિદૈવ છે. વળી વાર્તિકકાર સુરેશ્વરાચાર્યે પૃથ્વીના અભિમાની દેવતા ઘ્રાણનો અધિદૈવ કહ્યો છે. તે પણ બની શકે એમ છે. કારણ કે પૃથ્વીવડે ઘ્રાણની ઉત્પત્તિ છે. માટે પૃથ્વી અધિદૈવ કહ્યો છે. તેમજ સૂર્યની વડવાની નાસિકામાંથી અશ્વિનીકુમારની ઉત્પત્તિ કહી છે. માટે નાસિકાનો અધિદૈવ કેટલેક સ્થળે અશ્વિનિકુમાર કહ્યો છે. વાક્ ઇંદ્રિય અધ્યાત્મ છે, વક્તવ્ય અધિભૂત છે તથા અગ્નિ દેવતા અધિદૈવ છે. હસ્ત ઇંદ્રિય અધ્યાત્મ છે, પદાર્થનું ગ્રહણ આધિભૂત છે તથા ઇંદ્ર અધિદૈવ છે. પાદ ઇંદ્રિય અધ્યાત્મ છે, ગમન આધિભૂત છે તથા વિષ્ણુ અધિદૈવ છે. ગુદા ઇંદ્રિય અધ્યાત્મ છે, મળનો ત્યાગ અધિભૂત છે તથા યમ આધિદૈવ છે. ઉપસ્થ ઇંદ્રિય અધ્યાત્મ છે, ગ્રામ્ય ધર્મના સુખની ઉત્પત્તિ અધિભૂત છે, તથા પ્રજાપતિ અધિદૈવ છે. મન અધ્યાત્મ છે, મનનનો વિષય અધિભૂત છે તથા ચંદ્રમા અધિદૈવ છે. બુદ્ધિ

અધ્યાત્મ છે, બોદ્ધવ્ય અધિભૂત છે તથા બૃહસ્પતિ અધીદૈવ છે. જ્ઞાનનો વિષય બોદ્ધવ્ય કહેવાય છે. અહંકાર અધ્યાત્મ છે, અહંકારનો વિષય અધિભૂત છે. તથા રૂદ્ર આધિદૈવ છે. ચિત્ત અધ્યાત્મ છે, ચિંતનનો વિષય આધિભૂત છે તથા ક્ષેત્રજ્ઞ જે સાક્ષી તે અધિદૈવ છે. આ ચૌદ ત્રિપુટી તથા પાંચ પ્રાણ એમ ઓગણીશ વિરાટરૂપ વિશ્વનાં મુખ છે.

**ટીકાઃ**—શિષ્યઃ–વક્તવ્ય અધિભૂત કેવી રીતે ? ગુરુઃ– વચન ક્રિયાનો વિષય પદાર્થ વક્તવ્ય કહેવાય છે. તે વચન ક્રિયાદ્વારા વાક્ ઇંદ્રિયનો અધિભૂત છે. એ પ્રમાણે સર્વ ઇંદ્રિયની પોતપોતાની ક્રિયાદ્વારા જે વિષયરૂપ અધિભૂત છે, તે જાણી લેવા, કેટલેક સ્થળે વચનાદિ ક્રિયાને અધિભૂત કહી છે. તે સ્થૂળ દૃષ્ટિવાળા જનના જ્ઞાન અર્થે છે. શ્રુતિ અર્થના વિચારવડે તેમ કહ્યું નથી. ગ્રામ્ય ધર્મક્ષેત્રજ્ઞ અધિદૈવ છેઃ– મૈથુન્ય ક્રિયારૂપ પશુ ધર્મને ગ્રામ્ય ધર્મ કહે છે. સાક્ષિ ચેતનમાંથી ચિત્તનો આશ્રય હોવાથી ચિત્તના ઉપર અનુગ્રહ કરે છે, માટે તે અધિદૈવ કહેવાય છે. આથી કેટલાક આચાર્યે ચિંતનરૂપ સ્મૃતિજ્ઞાન સાક્ષિના આશ્રિત કહ્યું છે તથા કેટલાકે ચિત્તનો અધિદૈવ નારાયણ (વાસુદેવ) કહ્યો છે.

### ૨૮૭ વિશ્વ વિરાટ તથા અકારનું અભેદ ચિંતન.

**વિવરણઃ**—જેમ વિરાટથી વિશ્વનો અભેદ છે, તેમ ઓંકારની પ્રથમ માત્રા જે અકાર તેનો પણ વિરાટરૂપ વિશ્વથી અભેદ છે. કારણ કે બ્રહ્મના ચાર પાદમાં પ્રથમ પાદ વિરાટ છે. આત્માના ચાર પાદમાં પ્રથમ વિશ્વ છે, તેમ ઓંકારની ચાર માત્રા રૂપ પાદમાં પ્રથમ પાદ અકાર છે, માટે પ્રથમતા ત્રણેમાં સમાન ધર્મવાળી હોવાથી વિશ્વ વિરાટ અકારનું અભેદ ચિંતન કરવું. આ રીતે સાત અંગ તથા ઓગણીશ મુખ વિશ્વનાં કહ્યાં છે.

## ૨૮૮ વિશ્વ તથા તૈજસની વિલક્ષણતા.

**વિવરણ**—આ સાત અંગ તથા ઓગણીશ મુખ તૈજસનાં પણ જાણવા યોગ્ય છે. પરંતુ તેમાં નીચે પ્રમાણે ભેદ છેઃ—વિશ્વનાં જે અંગો તથા મુખ છે, તે ઈશ્વર રચિત છે તથા તૈજસનાં જે ઇંદ્રિય દેવતા તથા વિષયરૂપ ત્રિપુટી તેમજ મૂર્ધાદિક અંગ મનોમય છે. તૈજસનો ભાગ સૂક્ષ્મ છે. જો કે ભોગ અર્થાત્ સુખ અથવા દુઃખનો જ્ઞાન વિષય છે. તેને વિશે સ્થૂલતા તેમજ સૂક્ષ્મતા કહેવી બની શકે નહિ, છતાં બાહ્ય જે શબ્દાદિ વિષય છે, તેના સંબંધવડે જે સુખ અથવા દુઃખનો સાક્ષાત્કાર તે સ્થૂલ કહેવાય છે. માનસ જે શબ્દાદિક, તેના સંબંધથી જે ભોગ થાય, તે સૂક્ષ્મ કહેવાય છે. આ કારણથી વિશ્વ સ્થૂલનો ભોક્તા છે, એમ શ્રુતિમાં કહ્યું છે, તથા તૈજસ સૂક્ષ્મનો ભોક્તા કહ્યો છે. કારણ કે તૈજસના ભોગ્ય જે શબ્દાદિક છે, તે તો માનસ છે. માટે સૂક્ષ્મ છે તથા તેની અપેક્ષાવડે વિશ્વના ભોગ્ય બાહ્ય શબ્દાદિક છે તે સ્થૂલ છે. વળી વિશ્વ બહિર્પ્રજ્ઞ છે, તૈજસ અંતર્પ્રજ્ઞ છે કારણ કે વિશ્વના અંતઃકરણની વૃત્તિરૂપ જે પ્રજ્ઞા છે, તે બહાર જાય છે, પણ તૈજસની બહાર જતી નથી.

## ૨૮૯ તૈજસ હિરણ્યગર્ભ તથા ઉકારનું અભેદ-ચિંતન.

**વિવરણ**—જેમ વિશ્વનો તથા વિરાટનો અભેદ છે, તેમ તૈજસને હિરણ્ય ગર્ભરૂપે જાણવો. કારણ કે સૂક્ષ્મ ઉપાધિ તૈજસની છે તથા સૂક્ષ્મ હિરણ્ય ગર્ભની હોવાથી બેઉની એકતા જાણવી. તૈજસ હિરણ્ય ગર્ભની એકતા જાણી ઓંકારની દ્વિતીય માત્રા ઉકારવડે તેનું અભેદ ચિંતન કરવું. કા-

રણ કે આત્માના ચાર પાદમાં દ્વિતીય પાદ તૈજસ છે. બ્રહ્મના પાદમાં હિરણ્ય ગર્ભ બીજો પાદ છે તથા ઓંકારની માત્રામાં દ્વિતીય માત્રા ઉકાર છે. દ્વિતીયતા ત્રણેમાં સમાન ધર્મવાળી છે, માટે ત્રણેની એકતા ચિંતન કરવી.

## ૨૯૦ પ્રાજ્ઞ ઇશ્વર તથા મકારનો અભેદ.

**વિવરણ**—પ્રાજ્ઞને ઇશ્વર રૂપ જાણવો, કારણ કે પ્રાજ્ઞનું કારણ ઉપાધિ છે તથા ઇશ્વરનું કારણ ઉપાધિ છે. ઇશ્વર તથા પ્રાજ્ઞ તૃતીય પાદ છે. ઓંકારની તૃતીય માત્રા મકાર છે. આ રીતે ત્રણપણું ત્રણેમાં સમાન ધર્મવાળું છે, માટે ત્રણેની એકતા જાણવી. વળી પ્રાજ્ઞ પ્રજ્ઞાનઘન છે. કારણ કે જાગ્રત તથા સ્વપ્નનાં જેટલાં જ્ઞાન છે, તે સુષુપ્તિમાં ઘન કહેતાં એક અવિદ્યારૂપ થઈ જાય છે. માટે પ્રજ્ઞાનઘન કહેવાય છે. વળી શ્રુતિએ આનંદ ભુક્ પણ પ્રાજ્ઞરૂપે કહ્યો છે. કારણ કે અવિદ્યાથી આવૃત જે આનંદ છે તેને પ્રાજ્ઞ ભોગવે છે. માટે આનંદભુક્ કહેવાય છે. જેમ તૈજસ તથા વિશ્વનો ભોગ ત્રિપુટીવડે થાય છે તેમ પ્રાજ્ઞના ભોગની પણ ત્રિપુટી કહેવાય છે. ચેતનના પ્રતિબિંબ સહિત જે અવિદ્યાની વૃત્તિછે, તે અધ્યાત્મ છે. અજ્ઞાનવડે આવૃત જે સ્વરૂપાનંદ, તે અધિભૂત છે તથા ઈશ્વર અધિદૈવ છે. આ પ્રમાણે વિશ્વ બહિર્પ્રજ્ઞ છે, તૈજસ અંતર્પ્રજ્ઞ છે તથા પ્રાજ્ઞ પ્રજ્ઞાનઘન છે.

**ટીકાઃ**—શિષ્યઃ-સુષુપ્તિમાં એક અવિદ્યારૂપ કેવી રીતે થાય છે? ગુરૂઃ-જેમ લોટ જળવડે પિંડરૂપે થઇ એકરૂપ થાય છે તથા વરસાદના અનેક ટીપાં એ તળાવમાં એકરૂપે થાય છે તેમ જાગ્રત સ્વપ્નનું જ્ઞાન સુષુપ્તિમાં એક અવિદ્યારૂપ થાય છે. આ અવિદ્યામાં રહેલ જે અધિષ્ઠાન કૂટસ્થ સ-

હિત ચેતનનું જે પ્રતિબિંબ રૂપ પ્રાજ્ઞ જીવ, તે પ્રજ્ઞાનઘન કહેવાય છે.

## ૨૯૧ વિશ્વ આદિક ત્રણની એકતા, તુર્યનો ઈશ્વર સાક્ષી સાથે અભેદ.

**વિવરણઃ**—આવો જે ત્રણેનો ભેદ છે, તે ઉપાધિવડે છે. વિશ્વની સ્થળ, સૂક્ષ્મ તથા અજ્ઞાન આ ત્રણ ઉપાધિ છે. વળી તૈજસની સૂક્ષ્મ તથા અજ્ઞાન ઉપાધિ છે તથા પ્રાજ્ઞની એક અજ્ઞાન જ ઉપાધિ છે. આ પ્રમાણે ઉપાધિની ન્યુનાધિકતાવડે ત્રણનો ભેદ છે. પરમાર્થ રીતે જોતાં સ્વરૂપે કરી ભેદ નથી. વિશ્વ, તૈજસ તથા પ્રાજ્ઞ આ ત્રણમાં પરોવાયલું જે ચેતન છે, તે પરમાર્થ વડે ત્રણે ઉપાધિના સંબંધથી રહિત છે. આ ત્રણ ઉપાધિનું અધિષ્ઠાન તુરીય છે. આ તુરીય બહિર્પ્રજ્ઞ નથી, અંતર્પ્રજ્ઞ નથી, પ્રજ્ઞાનઘન પણ નથી. કર્મ ઇંદ્રિયનો તથા જ્ઞાન ઇંદ્રિયનો પણ વિષય નથી, બુદ્ધિનો વિષય નથી તેમજ કોઈ શબ્દનો વિષય પણ નથી. આવો જે તુરીય છે, તેને પરમાત્માના ચતુર્થપાદ ઈશ્વર સાક્ષિ શુદ્ધ બ્રહ્મરૂપે જાણવો.

## ૨૯૨ બે સ્વરૂપવાળા ઓંકાર તથા આત્માની માત્રા તથા પાદરૂપવડે અભેદચિંતન.

**વિવરણઃ**—આ રીતે બે પ્રકારના આત્માનું સ્વરૂપ કહ્યું. એક પરમાર્થ રૂપ છે તથા એક અપરમાર્થ રૂપ છે. ત્રણ પાદ અપરમાર્થ રૂપ છે તથા એક પાદ તુરીય પરમાર્થ રૂપ છે. જેમ આત્માનાં બે સ્વરૂપ છે, તેમ ઓંકારનાં પણ બે સ્વરૂપ છે. અકાર, ઉકાર તથા મકાર. આ ત્રણ માત્રા રૂપ જે વર્ણ છે, તે અપરમાર્થ રૂપ છે તથા ત્રણે માત્રામાં વ્યાપક રૂપ અસ્તિ, ભાતિ તથા પ્રિયરૂપ જે આધિષ્ઠાન ચેતન છે, તે પર-

માર્થરૂપ છે. જે ઓંકારનું પરમાર્થરૂપ છે, તેને શ્રુતિમાં અમાત્રા શબ્દવડે કહ્યું છે. કારણ કે પરમાર્થ સ્વરૂપમાં માત્રા વિભાગ નથી, માટે તે અમાત્ર કહેવાય છે. આ રીતે બે સ્વરૂપવાળો જે ઓંકાર છે, તેનો અભેદ બે સ્વરૂપવાળા આત્માથી જાણવો. વ્યષ્ટિ તથા સમષ્ટિ જે સ્થૂળ પ્રપંચ, તે સહિત વિશ્વ તથા વિરાટનો અકારવડે અભેદ જાણવો. આત્માના જે ચાર પાદ છે તેમાં વિશ્વ આદિ છે તથા ઓંકારની માત્રામાં અકાર આદિ છે, માટે બેઉને એક જાણવા. સૂક્ષ્મ પ્રપંચ સહિત જે હિરણ્યગર્ભ રૂપ તૈજસ, તેને ઉકારરૂપ જાણવો. તૈજસ બીજો છે તેમ ઉકાર પણ બીજો છે. માટે બેઉને એક રૂપ જાણવા. કારણ ઉપાધિ સહિત જે ઈશ્વર રૂપ પ્રાજ્ઞ છે, તેને મકાર રૂપ જાણવો. જેમ ઈશ્વરરૂપ પ્રાજ્ઞ ત્રીજો છે તેમ મકાર પણ ત્રીજો છે. માટે ઈશ્વરરૂપ પ્રાજ્ઞ તથા મકારને એક રૂપે જાણવા. ત્રણેમાં રહેલો જે પરમાર્થ રૂપ તુરીય છે, તેને ઓંકાર વર્ણની ત્રણ માત્રામાં રહેલ જે ઓંકારનો પરમાર્થ રૂપ અમાત્ર છે, તેથી અભિન્ન જાણવો. જેમ વિશ્વાદિમાં તુરીય પરોવાયલો છે, તેમ અકારાદિ ત્રણે માત્રામાં અમાત્ર પણ પરોવાયલો છે, માટે ઓંકારના અમાત્ર રૂપને તેમજ તુરીયને એક રૂપે જાણવા. આ રીતે આત્માના પાદ તથા ઓંકારની જે માત્રા છે, તેની એકતા જાણી લયનું ચિંતન કરવું.

## ૨૯૩ લય ચિંતનનો અનુવાદ.

**વિવરણ**—લય ચિંતન નીચે પ્રમાણે કહેવાય છે:—વિશ્વ રૂપ જે અકાર છે, તે તૈજસ રૂપ ઉકારથી ભિન્ન નથી, પણ ઉકારરૂપ છે, એમ જે ચિંતન કરવું, તે આ સ્થાનમાં લય કહેવાય છે. તેજ પ્રમાણે બીજી માત્રામાં પણ જાણી લેવું.

જે ઉકારમાં અકારનો લય કર્યો છે, તે તૈજસરૂપ ઉકારનો પ્રાજ્ઞરૂપ જે મકાર છે, તેમાં લય કરવો. વળી પ્રાજ્ઞરૂપ જે મકાર છે, તેનો તુર્યરૂપ જે ઓંકારનો પરમાર્થ રૂપ અમાત્ર છે, તેમાં લય કરવો. કારણ કે સ્થૂળની ઉત્પત્તિ તથા લય સૂક્ષ્મમાં થાય છે. માટે વિશ્વરૂપ જે અકાર છે, તેનો તૈજશ રૂપ ઉકારમાં લય બને છે. વળી સૂક્ષ્મની ઉત્પત્તિ તથા લય કારણમાં થાય છે, માટે તૈજસ રૂપ જે ઉકાર છે, તેનો કારણ પ્રાજ્ઞરૂપ જે મકાર છે, તેમાં લય બને છે. આ સ્થાનમાં વિશ્વાદિકના ગ્રહણથી સમષ્ટિ જે વિરાટાદિ છે, તેનું તેમજ પોતપોતાની જે ત્રિપુટિ છે, તે સર્વનું ગ્રહણ જાણવું. જે પ્રાજ્ઞ રૂપ મકારમાં ઉકારનો લય કર્યો છે, તે મકારને તુરીયરૂપ જે ઓંકારનો પરમાર્થરૂપ અમાત્ર છે, તેમાં લય કરવો. કારણકે ઓંકારનો પરમાર્થ સ્વરૂપના તુરીય સાથે અભેદ છે. આ તુરીય બ્રહ્મરૂપ છે તથા શુદ્ધમાં ઇશ્વર તથા પ્રાજ્ઞ બેઉ કલ્પિત છે. જે જેમાં કલ્પિત હોય છે, તે તેનું સ્વરૂપ થાય છે. માટે ઇશ્વર સહિત પ્રાજ્ઞ રૂપ મકારનો લય બને છે. આ રીતે જે ઓંકારના પરમાર્થ સ્વરૂપ અમાત્રમાં સર્વનો લય કર્યો છે, તે હું છું, એવી રીતે એકાગ્ર ચિત થઇ ચિંતન કરવું. સ્થાવર જંગમરૂપ તથા અસંગ, અદ્વય, અસંસારી, નિત્યમુક્ત, નિર્ભય, બ્રહ્મરૂપ, જે ઓંકારનું પરમાર્થ સ્વરૂપ છે, તે હું છું. આ રીતનું ચિંતન કરવાથી જ્ઞાન ઉદય થાય છે. માટે જ્ઞાનદ્વારા મુક્તિરૂપ ફળને આપવાવાળું આ ઓંકારનું નિર્ગુણ ઉપાસન છે તથા તે સર્વથી ઉત્તમ છે.

## ૨૯૪ ઓંકાર ચિંતનમાં પરમહંસનો અધિકાર.

**વિવરણ**—જે પૂર્વ રીતિ વડે ઓંકારના સ્વરૂપને જાણે

છે, તે મુનિ છે. જે નથી જાણતો, તે મુનિ નથી. કારણ કે મુનિનો અર્થ મનન કરવાવાળો થાય છે. આ ઓંકારનું ચિંતન મનન રૂપ છે. જેના ઓંકારનું ચિંતનરૂપ મનન નથી, તે મુનિ નથી. આ માંડૂક્ય ઉપનિષદ્‌ની રીતિ પ્રમાણે સંક્ષેપે કરી ઓંકારનું ચિંતન કહ્યું છે. વળી નૃસિંહ તાપિની આદિ ઉપાનષદમાં એનો પ્રકાર કહ્યો છે. આ ઓંકારનું ચિંતન પરમહંસને ગોપ્ય ધનરૂપ છે. બહિર્મુખ પુરુષને આમાં આધકાર નથી. અત્યંત અંતર્મુખનેજ અધિકાર છે. ગૃહસ્થનો આમાં અધિકાર નથી. પણ ધન પુત્ર સ્ત્રી સંગાદિથી રહિત પરમહંસનો જ આમાં અધિકાર છે.

## ૨૯૫ ઓંકારના ધ્યાનવાળાને થતું ફળ.

વિવરણ—પૂર્વ પ્રકારે ઓંકારનું બ્રહ્મ રૂપે કરી ધ્યાન કરવાથી જ્ઞાનદ્વારા મોક્ષ પ્રાપ્ત થાય છે. પણ જે પુરુષની : . લોકના ભોગમાં અથવા બ્રહ્મ લોકના ભોગમાં કામના હોય છે તથા તીવ્ર વૈરાગ્ય હોતો નથી, તેમજ હઠવડે કામનાને રોકી ધન પુત્રાદિકને ત્યાગી પરમ હંસ ગુરૂના ઉપદેશથી ઓંકાર-પ બ્રહ્મનું ધ્યાન કરે, તેને ભોગની કામના જ્ઞાનમાં પ્રતિબંધરૂપે છે. માટે જ્ઞાન થતું નથી, પણ ધ્યાન કરવા છતાં શરીર ત્યાગ પછી અન્ય શરીરની પ્રાપ્તિ થાય છે. જો આ લોકના ભોગની કામના રોકી ધ્યાન વિશે જે લાગે, તે આ લોકમાં અત્યંત વિભૂતિવાળા પવિત્ર સત્સંગી કુળમાં જન્મે છે. ત્યાં પૂર્વ કામનામાં સર્વ ભોગ પ્રાપ્ત થાય છે તથા પૂર્વ જન્મના ધ્યાનસંસ્કારથી ફરી વિચારમાં અથવા ધ્યાનમાં પ્રવૃત્તિ થાય છે. આથી જ્ઞાન થઈ મોક્ષ થાય છે.

## ૨૯૬ બ્રહ્મ લોકના ભોગની કામના રોકવાનું ફળ.

વિવરણ—જે બ્રહ્મલોકના ભોગની કામના રોકી ઓંકારરૂપ બ્રહ્મના ધ્યાનમાં આસક્ત થાય તો શરીરનો ત્યાગ કર્યા પછી બ્રહ્મલોકને જાય છે. ત્યાં મનુષ્યને, પિતરને તથા દેવને દુર્લભ જે સ્વતંત્રતા છે, તેના આનંદને ભોગવે છે. જેટલી હિરણ્યગર્ભની વિભૂતિ છે, તે સર્વ સત્ય સંકલ્પાદિક વિભૂતિ તેને પ્રાપ્ત થાય છે.

## ૨૯૭ બ્રહ્મલોકના માર્ગનો ક્રમ.

વિવરણ—જે માર્ગવડે બ્રહ્મ લોકને જાય છે, તે માર્ગનો ક્રમ નીચે પ્રમાણે છેઃ—જે પુરુષ બ્રહ્મની ઉપાસનામાં તત્પર છે, તેના મરણ સમયે ઇંદ્રિયાદિ અંતઃકરણ જો કે સર્વ મૂર્છિત હોય છે તથા કંઇ પણ જાણવામાં સમર્થ હોતું નથી, છતાં તેના લિંગ શરીરને લઇ યમના દૂત તેની સમીપ આવી શકતા નથી. પરંતુ અગ્નિનો અભિમાની દેવતા તેને મરણ સમયે શરીરમાંથી કાઢી લઈ પોતાના લોકને લઇ જાય છે. અગ્નિ લોકમાંથી દિનનો અભિમાની દેવતા લઇ જાય છે. તેમાંથી શુકલ પક્ષના અભિમાની દેવતા પોતાના લોકમાં લઈ જાય છે. તેથી આગળ ઉત્તરાયણ જે ષટ્માસ છે, તેનો અભિમાની દેવતા તેને લઇ જાય છે. ત્યાર પછી સંવત્સરનો અભિમાની દેવતા તેને આગળ લઈ જાય છે. ત્યાંથી દેવલોકનો અભિમાની દેવતા તેને આગળ લઈ જાય છે. ત્યાંથી સૂર્યનો દેવતા તેને આગળ લઇ જાય છે. ત્યાંથી આગળ ચંદ્ર દેવતા લઇ જાય છે. ત્યાંથી આગળ વિજળીનો અભિમાની દેવતા પોતાના લોકમાં લઇ જાય છે. ત્યાં વિજળીના લોકમાં

તે ઉપાસકની સામે હિરણ્યગર્ભની આજ્ઞાથી દિવ્ય પુરુષ હિરણગર્ભ લોકવાસી હિરણ્યગર્ભ સમાન રૂપ તેને લેવા માટે આવે છે. તે પુરુષ તેને વિજળીના લોકમાંથી વરુણ લોકમાં લઈ જાય છે. આ સમયે વિજળીનો અભિમાની દેવતા તેની સાથે આવે છે. વરુણ લોકમાંથી ઇંદ્રલોક પ્રતિ લઇ જાય છે. વરુણ દેવતા પણ ઈંદ્રલોક સૂધી હિરણ્ય ગર્ભ લોકવાસી પુરુષ તથા ઉપાસકની સાથે રહે છે. ત્યાંથી આગળ ઇન્દ્ર દેવતા પ્રજાપતિના લોક સૂધી બેઉની સાથે રહે છે. ત્યાંથી આગળ પ્રજાપતિ તે બેઉની સાથે બ્રહ્મ લોક પ્રતિ લઇ જવામાં સમર્થ નથી. માટે બ્રહ્મલોકમાં તે દિવ્ય પુરુષની સાથે તે ઉપાસક પ્રાપ્ત થાય છે. બ્રહ્મલોકનો અધિપતિ હિરણ્યગર્ભ છે. સૂક્ષ્મ સમષ્ટિનો અભિમાની ચેતન હિરણ્યગર્ભ કહેવાય છે. તેને કાર્ય બ્રહ્મ કહેછે. કાર્ય બ્રહ્મના નિવાસ સ્થાનને બ્રહ્મલોક કહેછે.

**ટીકા**:—આ માર્ગનો ક્રમ યજુર્વેદના ઈષાવાસ્થ ઉપનિષદના અંતમાં તથા છાંદોગ્યમાં લખ્યો છે. મરણસમયે સ્થૂળ શરીરવડે લિંગ શરીરના વિયોગથી ચેતનાના અભાવવડે ઉપાસકની ઇંદ્રિયો તથા અંતઃકરણ અન્ય પ્રાણીની માફક મૂર્છિત થાય છે તથા તેથી સ્વતઃ તેઓ કંઇ જાણવામાં સમર્થ થતી નથી. વળી ક્રિયા શક્તિવાળા પ્રાણનું સ્વરૂપમાંથી અચેતન થવાથી ઇચ્છાના અભાવને લીધે તેવડે તેનું ગમન પણ સંભવતું નથી.

## ૨૯૮ સાયુજ્ય મોક્ષનું વર્ણન.

**વિવરણ**:—જો કે પૂર્વ રીતવડે ઓંકારની ઉપાસના શુદ્ધ બ્રહ્મરૂપે કરી કહી છે તથા શુદ્ધ બ્રહ્મના ઉપાસકને શુદ્ધ બ્રહ્મની પ્રાપ્તિ થવી જોઇએ. છતાં શુદ્ધ બ્રહ્મની પ્રાપ્તિ જ્ઞાનવડેજ થાય છે તથા કામનારૂપ પ્રતિબંધવડે જેને જ્ઞાન થયું

નથી, તેને કાર્યબ્રહ્મની પ્રાપ્તિરૂપ સાયુજ્યરૂપ મોક્ષ થાય છે. બ્રહ્મલોકમાં પ્રાપ્ત જે ઉપાસક છે, તેને હિરણ્ય ગર્ભની સમાન વિભુતિ પ્રાપ્ત થાય છે. સત્ય સંકલ્પ થાય છે તથા જેવા શરીરની ઇચ્છા કરે, તેવું તેનું શરીર થાય છે. જે ભોગની તે ઇચ્છા કરે, તે સર્વ ભોગ સંકલ્પ માત્રથી પ્રાપ્ત થાય છે તથા જો એક સમયે હજાર શરીરવડે જૂદા જૂદા ભોગની ઇચ્છા કરે તો તે સમયે હજારો શરીર તથા તેના ભોગની જૂદી જૂદી સામગ્રી ઉપજે છે. વળી વધારે તો શું કહું. પણ જે કંઇ સંકલ્પ કરે, તે સિદ્ધ થાય છે, પરંતુ જગતની ઉત્પત્તિ, પાલન તથા સંહાર છોડી બીજી સર્વ વિભૂતિ ઇશ્વર સમાન થાય છે. આને સાયુજ્ય મોક્ષ કહે છે. આ રીતે હિરણ્ય ગર્ભની સમાન થઈ અનેક કાળ પર્યંત સંકલ્પસિદ્ધ દિવ્ય પદાર્થોને ભોગવી પ્રલય કાળે જ્યારે હિરણ્ય ગર્ભના લોકનો નાશ થાય છે, ત્યારે જ્ઞાન થઈ ઉપાસકને વિદેહ મોક્ષની પ્રાપ્તિ થાય છે.

**ટીકા:**—રાજાની પ્રજાની માફક ઈશ્વરના લોકમાં જે નાશ, તેને સાલોક્ય મુક્તિ કહે છે. આના કરતાં શ્રેષ્ઠ રાજાના કિંકરની માફક ઇશ્વરની સમીપ વાસ કરવો, તેને સામીપ્ય મુક્તિ કહે છે. આ કરતાં શ્રેષ્ઠ રાજાના અનુજની માફક ઈશ્વરની સમાન રૂપની જે પ્રાપ્તિ, તેને સારૂપ્ય મુક્તિ કહે છે. આના કરતાં શ્રેષ્ઠ રાજાના જ્યેષ્ઠ પુત્રની માફક ઇશ્વરની સમાન સત્ય સંકલ્પાદિ ઐશ્વર્યની જે પ્રાપ્તિ, તેને સાર્ષ્ટિ મુક્તિ કહે છે. આ રીતે શાસ્ત્રમાં ફળરૂપ ચાર પ્રકારની મુક્તિ કહી છે, તેમાં અંત્યની સાર્ષ્ટિ મુક્તિ શ્રેષ્ઠ છે. આ સાર્ષ્ટિ મુક્તિને સાયુજ્ય મુક્તિ પણ કહેવામાં આવે છે.

## ૨૯૯ અહંગ્રહ ધ્યાનથી બ્રહ્મલોકપ્રાપ્તિનો નિયમ.

**વિવરણ**—જેમ ૐકારરૂપ બ્રહ્મની ઉપાસના કરવા

વાળો બ્રહ્મલોકની પ્રાપ્તિદ્વારા મોક્ષને પ્રાપ્ત થાય છે. તેમ બીજા જે ઉપનિષદમાં બ્રહ્મની ઉપાસના કહી છે, તેથી પણ એજ ફળ સિદ્ધ થાય છે. પરંતુ અહંગ્રહ ઉપાસના વિના બીજી ઉપાસનાવડે બ્રહ્મલોકની પ્રાપ્તિ થતી નથી. આ વાત સૂત્રકારે તથા ભાષ્યકારે ચોથા અધ્યાયમાં પ્રતિપાદન કરી છે. જેમ નર્મદેશ્વરના શિવ રૂપથી તથા શાલિગ્રામના વિષ્ણુ રૂપથી ધ્યાન કર્યું છે, પણ તે પ્રતીક ધ્યાન છે, પણ અહંગ્રહ ધ્યાન નથી. વળી મનના બ્રહ્મરૂપવડે તેમજ આદિત્યના બ્રહ્મ રૂપથી જે ધ્યાન કર્યું છે, તે પણ પ્રતીક ધ્યાન છે. અહંગ્રહ ધ્યાન નથી. આથી બ્રહ્મલોકની પ્રાપ્તિ થતી નથી. સગુણ અથવા નિર્ગુણ બ્રહ્મને પોતાથી અભેદવડે કરી ચિંતન કરવું, તેને અહંગ્રહ ધ્યાન કહે છે. આથી બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે.

## ૩૦૦ ઉત્તરાયણ માર્ગવડે બ્રહ્મલોકમાં ગયેલાને ફરી સંસારની અપ્રાપ્તિ તથા જ્ઞાનદ્વારા મોક્ષની પ્રાપ્ત.

વિવરણઃ—પૂર્વે કહેલો જે માર્ગ છે, તેને ઉત્તરાયણ માર્ગ પણ કહે છે. તેમ દેવમાર્ગ પણ કહે છે. આ દેવ માર્ગવડે બ્રહ્મ લોકને જે ઉપાસક જાય છે, તેને ફળસંસાર થતો નથી. પણ જ્ઞાન થઇ વિદેહમુક્તિને પ્રાપ્ત થાય છે. તેમજ જ્ઞાનના સાધનરૂપ જે ગુરૂ ઉપદેશાદિક છે, તેની પણ અપેક્ષા નથી. પણ બ્રહ્મલોકમાં ગુરૂ ઉપદેશાદિક સાધન વિના જ્ઞાન થાય છે. કારણ કે બ્રહ્મલોકમાં તમોગુણ રજોગુણનો લેશ પણ નથી. તે લોક કેવળ સત્વગુણ પ્રધાન છે. તમો ગુણ નહિ હોવાથી ત્યાં જડતા આવસ્થાદિક હોતાં નથી. રજો ગુણ નહિ હોવાથી કામ ક્રોધાદિ રૂપ રજોગુણના કાર્યરૂપ વિક્ષેપ હોતો

નથી. ત્યાં કેવળ સત્વગુણ હોવાથી સત્વગુણનું કાર્ય જ્ઞાન-રૂપ પ્રકાશ પ્રધાન હોય છે.

## ૩૦૧ હિરણ્યગર્ભવાસીને નિર્વિકાર બ્રહ્મરૂપ આત્માનું ભાન.

વિવરણ—ઓંકારના બ્રહ્મરૂપથી જે પૂર્વે ઉપાસના કહી છે, તે ઓંકારની માત્રાનો અર્થ નીચે પ્રમાણે ચિંતન કર્યો છેઃ–સ્થૂલ ઉપાધિસહિત વિરાટ વિશ્વ ચેતન અકારનું વાચ્ય છે. સૂક્ષ્મ ઉપાધિ સહિત ચેતન હિરણ્યગર્ભ તૈજસ ઉકારનું વાચ્ય છે તથા કારણ ઉપાધિ સહિત ચેતન ઇશ્વર પ્રાજ્ઞ મકાર-નું વાચ્ય છે. આવો જે અર્થ પૂર્વે ચિંતન કર્યો છે, તેની બ્રહ્મલોકમાં સ્મૃતિ થાય છે તથા સત્વગુણ પ્રભાવવડે નીચે પ્રમાણે વિવેચન થાય છેઃ–સ્થૂલ ઉપાધિવડે ચેતનમાં વિરાટ-પણું તથા વિશ્વપણું પ્રતીત થાય છે. સ્થૂલ સમષ્ટિની દૃષ્ટિવડે વિરાટપણું છે. વળી સમષ્ટી વ્યષ્ટિ સ્થૂલની દૃષ્ટિ વિના વિરાટ ભાવ તેમજ વિશ્વભાવ પ્રતીત થતો નથી. પણ ચેતન માત્ર જ પ્રતીત થાય છે. આ જ પ્રમાણે સૂક્ષ્મ ઉપાધિ સહિત હિરણ્ય-ગર્ભ તૈજસ ચેતન ઉકારનું વાચ્ય છે. તેમાં સમષ્ટિ સૂક્ષ્મ ઉ-પાધિની દૃષ્ટિવડે ચેતનમાં હિરણ્યગર્ભતા પ્રતીત થાય છે તથા વ્યષ્ટિ સૂક્ષ્મ ઉપાધીની દૃષ્ટિવડે તૈજસતા પ્રતીત થાય છે. ક્ષ્મ ઉપાધિની દૃષ્ટિ વિના હિરણ્યગર્ભતા તેમજ તૈજસતા પ્રતીત થતાં નથી. તેમજ મકાર વાચ્ય ઇ-શ્વર પ્રાજ્ઞ છે. તેમાં સમષ્ટિ અજ્ઞાનની ઉપાધિની દૃષ્ટિવડે ચેતનમાં ઇશ્વરતા પ્રતીત થતી નથી. વળી વ્યષ્ટિ અજ્ઞાન ઉપાધિની દૃષ્ટિવડે ચેતનમાં પ્રાજ્ઞતા પ્રતીત થાય છે. અજ્ઞાન ઉપાધિની દૃષ્ટિ વિના ઇશ્વરતા તેમજ પ્રાજ્ઞતા પ્રતીત થતી

નથી. જે વસ્તુ જેમાં અન્યની દૃષ્ટિવડે પ્રતીત થાય, તે તેમાં પરમાર્થવડે થતી નથી. જે જેનું રૂપ અન્યની દૃષ્ટિ વિના પ્રતીત થાય, તે તેનું પરમાર્થરૂપ થાય છે. જેમ એક પુરૂષમાં પિતાની દૃષ્ટિથી પુત્રતા તથા દાદાની દૃષ્ટિથી પૌત્રતાદિક રૂપ ભાન થાય છે, તે પરમાર્થવડે હોતું નથી. તેજ પ્રમાણે ૨ લ સૂક્ષ્મ કારણ ઉપાધિની દૃષ્ટિવડે, જે વિરાટ વિશ્વાદિક રૂપ ભાન થાય છે, તે મિથ્યા છે. ચેતન માત્ર સત્ય છે. આ ચેતન સર્વ ભેદ રહિત છે. કારણ કે વિરાટ તથા વિશ્વનો જે ભેદ છે, તે ઉપાદિ જો કે સ્થૂલ છે, છતાં સમષ્ટિ ઉપાધિ વિરાટની તેમજ વ્યાષ્ટ ઉપાધિ વિશ્વની છે. આ સમષ્ટિ વ્યષ્ટિ ઉપાધિથી તેનો ભેદ રહેલો છે. તેથી સ્વરૂપે કરી ભેદ નથી. તેમજ તૈજસનો હિરણ્ય ગર્ભવડે ભેદ સમષ્ટિ વ્યષ્ટિ ઉપાધિવડે છે, સ્વરૂપે કરી નથી. તેમજ ઇશ્વરવડે પ્રાજ્ઞનો ભેદ પણ સમષ્ટિ વ્યષ્ટિ ઉપાધિના ભેદથી છે, પણ સ્વરૂપે કરી નથી. આ રીતે પ્રાજ્ઞનો ઇશ્વરથી અભેદ છે, તૈજસનો હિરણ્ય ગર્ભથી અભેદ છે તથા વિશ્વનો વિરાટથી અભેદ છે. આ રીતે સ્થૂલ ઉપાધિવાળાનો સૂક્ષ્મ ઉપાધિવાળાથી અથવા તો કારણ ઉપાધિવાળાથી ભેદ નથી, કારણ કે સ્થૂળ સૂક્ષ્મ કારણ ઉપાધિની દૃષ્ટિ ત્યાગ વડે ચેતન સ્વરૂપમાં કોઇ પ્રકારનો ભેદ પ્રતીત થતો નથી. વળી અનાત્માવડે પણ ચેતનનો ભેદ નથી. કારણ કે અનાત્મ દેહાદિક અવિદ્યા કાળમાં પ્રતીત થાય છે. પરમાર્થવડે નહીં, માટે તેનો પણ ચેતન વડે ભેદ બની શકે નહિ. આ રીતે સર્વ ભેદ રહિત અસંગ નિવિકાર નિત્ય મુકત બ્રહ્મરૂપ આત્મા, જે ઓંકારનું લ ય સ્વયં પ્રકાશ રૂપ છે, તેનું ઉપાસકને ભાન થાય છે તથા ભાન

થવાથી હિરણ્ય ગર્ભ લોકવાસીને સંસારપ્રાપ્તિ થતી નથી, પણ જ્ઞાનદ્વારા મોક્ષરૂપ ફળ થાય છે.

### ૩૦૨ ૐ તથા મહાવાકયના અર્થની એકતા.

**વિવરણ**—જો કે મહાવાકયના વિવેક વિના જ્ઞાન થતું નથી, છતાં ઓંકારનો જે વિવેક, તે જ મહાવાકયનો વિવેક છે. સ્થૂળ ઉપાધિ સહિત ચેતન અકારનું વાચ્ય છે. સ્થૂલ ઉપાધિને ત્યાગી ચેતન માત્ર અકારનું લક્ષ્ય છે. તેજ પ્રમાણે સૂક્ષ્મ ઉપાધ સહિત ચેતન ઉકારનું વાચ્ય છે તથા સૂક્ષ્મ ઉપાધિનો ત્યાગ કરી ચેતન માત્ર ઉકારનું લક્ષ્ય છે. કારણ ઉપાધ સહિત ચેતન મકારનું વાચ્ય છે તથા કારણ ઉપાધિનો ત્યાગ કરી ચેતન માત્ર મકારનું લક્ષ્ય છે. આ રીતે, ઉપાધી સહિત વિશ્વાદિક અકારાદિ માત્રાના વાચ્યરૂપે છે તથા ઉપાધિ રાહત ચેતન સર્વ માત્રાના લક્ષ્ય રૂપે છે. તેજ પ્રમાણે નામ રૂપ સકળ ઉપાધિ સહિત ચેતન, ઓંકાર વર્ણના વાચ્ય રૂપે છે તથા નામરૂપ સકળ ઉપાધિ રહિત ચેતન ઓંકાર વર્ણના લક્ષ્યરૂપે છે. આ રીતે ઓંકારનો તથા મહાવાકયનો અર્થ એકજ છે. માટે ઓંકારના વિવેકથી અદ્વૈત જ્ઞાન થાય છે. આ રીતે આચાર્યના મુખથી શ્રવણ કરી અદૃષ્ટિ નામનો જે મધ્યમ શિષ્ય હતો, તે ઉપાસનામાં પ્રવૃત્ત થઇ જ્ઞાનદ્વારા પરમ પુરુષાર્થ મોક્ષને પ્રાપ્ત થયો.

### ૩૦૩ નિર્ગુણ ઉપાસનાના અનધિકારીનું કર્ત્તવ્ય.

**વિવરણ**—નિર્ગુણ ઉપાસનામાં જેનો અધિકાર નથી, તેનું કર્તવ્ય કહે છે.

**जो यह निर्गुणध्यान न व्है तौ।**

सगुणईश करि मनको धाम ॥
सगुणउपासन हू नहि व्है तौ ।
करि निष्कामकर्म भजि राम ॥
जो निष्कामकर्म हू नहिं व्है ।
तौ करिये शुभकर्म सकाम ॥
जो सकामकर्महु नहिं होवे ।
तौं शठ बारबार मरि जाम ॥ १६९ ॥

શબ્દાર્થ—જો આ નિર્ગુણ ધ્યાન ન થઈ શકે તો મનના ધામરૂપ સગુણ ઇશ્વરને તું ભજ. સગુણ ઉપાસના જો થાય નહિ તો નિષ્કામ કર્મ કર તથા રામચંદ્રજીનું ભજન કર. જો નિષ્કામ કર્મ પણ ન થઇ શકે તો સકામ શુભકર્મ પણ કર. જો સકામ કર્મ પણ ન થઇ શકે તો પછી હે શઠ ! તું વારંવાર જન્મ મરણની રેંટમાળમાં પડ. ૧૬૯

## दोहा.

ओंकारको अर्थ लखि, भयो कृतार्थ अदृष्टि ॥
पढै जु याहि तरंग तिहि, दादू करहु सुदृष्टि.॥१७०॥

શબ્દાર્થ—અદૃષ્ટિ નામનો શિષ્ય ઓંકારનો અર્થ લખી કૃતાર્થ થયો. જે કોઇ આ તરંગને ભણે છે, તેને ઇશ્વર સારી દૃષ્ટિ આપો. ૧૭૦

ટીકા:—અહિ નીચે પ્રમાણે અભિપ્રાય છે:—જે જિજ્ઞાસુની વેદાંતના શ્રવણ મનન રૂપ વિચારમાં પ્રવૃત્તિ થઇ છે, તેને તે વિચાર છોડી અન્ય સાધન કર્તવ્ય નથી. જો કદી તે વિચાર-

શીલ પુરૂષ વિચારને છોડી અન્ય સાધનમાં પ્રવૃત્ત થશે તો તે આરૂઢ પતિત થશે. વળી તેને કરંલેહી ન્યાય (લાડુ ગુમાવી હાથ ચાટવાનું દૃષ્ટાંત) પ્રાપ્ત થશે. માટે તે વિચારશીલ પુરૂષે દૃઢ બોધ પર્યંત વિચાર કરવો. વળી જેની વિચારમાં પ્રવૃત્તિ થતી નથી, તેને નિર્ગુણ ઉપાસના કર્તવ્ય છે. વળી જેનો નિર્ગુણ ઉપાસનામાં અધિકાર નથી, તેને ઉપવાસ કરતાં ભિક્ષા શ્રેષ્ઠ છે. એ ન્યાય પ્રમાણે સગુણ ઉપાસનાદિરૂપ કર્તવ્ય કહ્યું છે. માયાવિશિષ્ટ ચેતનરૂપ કારણ બ્રહ્મ સગુણ ઇશ્વર છે. તેમજ તેના ઉપલક્ષણ જે હિરણ્યગર્ભ વૈશ્વાનર હરિ હર ગૌરી ગણેશ સૂર્ય તથા તેના અવતારરૂપ કાર્ય બ્રહ્મ સગુણ ઇશ્વર કહેવાય છે. તેજ પ્રમાણે તેની પ્રતિમાદિ રૂપ પ્રતિનિધિ જે હોય છે. તે પણ સગુણ ઇશ્વર કહેવાય છે. પૂર્વે કહેલા ઉપાસ્યમાં પૂર્વ પૂર્વ શ્રેષ્ઠ છે. જો કે સાતમા તરંગમાં કહેવાયલી રીતિ પ્રમાણે માયા વિશિષ્ટ ચેતન રૂપ કારણ બ્રહ્મ જ ઇષ્ટ પદનું મુખ્ય અર્થ છે તથા તેજ ઉપાસ્ય છે. છતાં માયાને પ્રકૃતિ જાણવી તથા બ્રહ્મને મહેશ્વર જાણવા, આ શ્રુતિવડે માયાવિશિષ્ટ ચેતનથી ભિન્ન વસ્તુના અભાવવડે શ્રી વિદ્યારણ્ય સ્વામીએ સર્વ મતથી અવિશુદ્ધ ઇશ્વરનું ચિત્રદીપમાં નિરૂપણ કર્યું છે. તેને અનુસાર હિરણ્યગર્ભાદિ સર્વ ઉપાસ્ય વસ્તુ ઇષ્ટ કહેવાય છે. ફળની કામનાવડે રહિત સ્વવર્ણાશ્રમના કર્મને ઇશ્વરાર્પણ વડે રામને ભજ અથવા નિષ્કામ કર્મવડે રામને ભજ એટલે સર્વ કર્મ રામને અર્પણ કર. ફળની કામનાથી રહિત થઇ રામને અર્થે કીધેલું જે પુણ્ય કર્મ, તે પણ રામની પ્રસન્નતાના હેતુરૂપ હોવાથી રામનુંજ ભજન છે.



# ॥ श्री विचारसागर ॥



## ષષ્ઠ તરંગ.

### ગુરૂ વેદાદિ સાધનનું મિથ્યા વર્ણન—ઉપોદ્ઘાત.

दोहा ।

चेतनभिन्न अनात्म सब, मिथ्या स्वप्नसमान ।
यूं सुनि बोल्यो तीसरो, तर्कदृष्टि मतिमान ॥१॥

૩૦૪ શબ્દાર્થ:—ચેતનથી ભિન્ન સર્વ અનાત્મરૂપે છે અને તેથી તે સ્વપ્ન સમાન મિથ્યા છે. આ પ્રમાણે શ્રવણ કરી ત્રીજો શિષ્ય તર્કદૃષ્ટિ બોલ્યો. ૧

વિવરણ—ચોથા તરંગમાં ઉત્તમ અધિકારીને ઉપદેશનો પ્રકાર કહ્યો. પાંચમા તરંગમાં મધ્યમ અધિકારીને ઉપદેશનો પ્રકાર કહેવામાં આવે છે. જેને અત્યંત શંકા ઉપજે, તેની બુદ્ધિ જો કે તીવ્ર હોય છે, છતાં તે કનિષ્ઠ અધિકારી છે. આ તરંગ યુક્તિપ્રધાન છે, તેથી સાંભળેલા અર્થમાં જેને કુતર્ક ઉપજે, તેને આ તરંગનો ઉપયોગ છે. કુતર્ક દૂષિત બુદ્ધિ કનિષ્ઠ અધિકારીની હોય છે. તેને ઉપદેશનો પ્રકાર આ તરંગમાં છે. પ્રથમ તરંગમાં પ્રણવ ઉપાસના તથા જગતની ઉત્પત્તિ નિરૂપણવડે પૂર્વે નીચે પ્રમાણે કહ્યું છે:—જે ચેતન વડે ભિન્ન અજ્ઞાન તથા તેનું કાર્ય અનાત્મ કહેવાય છે, તે

અનાત્મ પદાર્થ સર્વ સ્વપ્નની માફક મિથ્યા છે. આ વાતને સાંભળી બેઉ ભાઈઓને પ્રશ્ન કરવાથી વિરામ પામેલા જોઇ તર્કદૃષ્ટિ પ્રશ્ન કરે છે.

### ૩૦૫ તર્કદષ્ટિનો પ્રશ્ન.

વિવરણઃ-સ્વપ્ન દૃષ્ટાંતવડે જાગ્રત પદાર્થ મિથ્યા સંભવે નહિ. તર્કદૃષ્ટિ પ્રશ્ન કરે છે.

**पहिली जानै वस्तुको, स्मृति स्वप्नमैं होय ॥**
**जागृतमैं अज्ञात अति, ताहि लखैं नाहिं कोय ॥२॥**

શબ્દાર્થઃ—પ્રથમ જે વસ્તુ જ્ઞાત થયેલી હોય, તેની સ્મૃતિ સ્વપ્નમાં થાય છે. જે વસ્તુ જાગ્રતમાં અજ્ઞાત હોય, તે વસ્તુને કોઇ જોઇ શકે નહિ. ૨

વિવરણ—પૂર્વ જે અત્યંત અજ્ઞાત પદાર્થ છે, તેનું સ્વપ્નમાં જ્ઞાન થતું નથી. પણ જાગ્રતમાં જેનું અનુભવ જ્ઞાન થાય, તેની સ્વપ્નમાં સ્મૃતિ થાય છે. માટે સ્મૃતિ જ્ઞાનનો વિષય જાગ્રતનો પદાર્થ સત્ય હોવાથી તેનું સ્વપ્નમાં સ્મૃતિરૂપ જ્ઞાન પણ સત્ય છે. માટે સ્વપ્નના દૃષ્ટાંતવડે જાગ્રતના પદાર્થને મિથ્યા કહેવો સંભવતો નથી.

### ૩૦૬ પ્રશ્ન.

વિવરણ—સ્વપ્ન મિથ્યા નથી—અન્ય પ્રકારથી સ્વપ્ન પદાર્થના વિષય પદાર્થની સત્યતા નીચે પ્રમાણે પ્રતિપાદન કરેછેઃ—

### दोहा ।

**अथवा स्थूलहि लिंग तजि, बाहर देखत जाय ॥**
**गिरि समुद्र वन वाजिगज, सो मिथ्या किहिं भाय ॥३॥**

શબ્દાર્થઃ—સ્વપ્નાવસ્થામાં સ્થૂલ દેહનો ત્યાગ કરી લિંગ શરીર બાહ્ય પદાર્થોને જુવે છે, માટે ગિરિ, સમુદ્ર, વન, અશ્વ, ગજ, આ સર્વ પદાર્થ મિથ્યા કેવી રીતે થાય ? ૩

વિવરણઃ—અથવા કહેતાં બીજા પ્રકારે કરી સ્વપ્નનું જ્ઞાન તથા તેનો વિષય પદાર્થ સત્ય છે, પણ મિથ્યા નથી. કારણ કે સ્વપ્નાવસ્થામાં સ્થૂલ શરીરનો ત્યાગ કરી લિંગ શરીર બહાર નિકળી સાચા ગિરિ સમુદ્રાદિને વે છે. માટે સ્વપ્ન મિથ્યા નથી.

### ૩૦૭ તર્ક દૃષ્ટિના પ્રશ્નનો ઉત્તર—જાગ્રતના પદાથની સ્મૃતિ સ્વપ્નમાં નથી.

**यह हस्ती आगै खरो, ऐसे होवै ज्ञान ।**
**स्वप्नमांहि स्मृतिरूप सो कैसै होय सुजान ॥४॥**

શબ્દાર્થ—આ હાથી પ્રત્યક્ષ ઉભો છે, એવું જ્ઞાન તે પ્રત્યક્ષ જ્ઞાન છે. જ્યારે સ્વપ્નમાં આ રીતનું પ્રત્યક્ષ જ્ઞાન હોય છે, તેને સ્મૃતિરૂપ કેવી રીતે કહેવાય ? ૪

વિવરણ—પૂર્વ કાળ સંબંધી પદાર્થનું જ્ઞાન સ્મૃતિરૂપ થાય છે. જેમ પૂર્વે જોયેલા હસ્તીની આ હસ્તી એવી સ્મૃતિ થાય છે. વળી આ હસ્તી સન્મુખ રહેલો છે, એવું જ્ઞાન સ્મૃતિરૂપે નથી, પણ પ્રત્યક્ષ કહેવાય છે. વળી સ્વપ્નમાંનો આ હસ્તી આગળ ઉભેલો છે, આ પર્વત છે, આ નદી છે, આવું જ્ઞાન થાય છે. માટે જાગ્રતમાં જોયેલા પદાર્થની સ્મૃતિ સ્વપ્નમાં નથી. પણ હસ્તી આદિનું પ્રત્યક્ષ જ્ઞાન થાય છે. વળી જો એમ કહેવામાં આવે કે, જાગ્રતમાં જાણેલા પદાર્થનુંજ સ્વપ્નમાં જ્ઞાન થાય છે, પણ અજ્ઞાત પદાર્થનું જ્ઞાન

થતું નથી. માટે જાગ્રત પદાર્થના જ્ઞાનના સંસ્કારથી સ્વપ્નના જ્ઞાનની ઉત્પત્તિ થાય છે. સંસ્કાર જન્ય જ્ઞાન સ્મૃતિ કહેવાય છે માટે સંસ્કાર જન્ય જ્ઞાન સ્મૃતિ રૂપ છે. આ રીતની શંકા બની શકે નહિ. કારણ કે પ્રત્યક્ષ જ્ઞાન બે પ્રકારનાં થાય છેઃ—એક અભિજ્ઞારૂપ પ્રત્યક્ષ જ્ઞાન તથા બીજું પ્રત્યભિજ્ઞા રૂપ પ્રત્યક્ષ જ્ઞાન. કેવળ ઇંદ્રિય સંબંધથી જે જ્ઞાન થાય, તે અભિજ્ઞા પ્રત્યક્ષ કહેવાય છે. જેમ નેત્રના સંબંધથી હસ્તીનું જ્ઞાન આ હસ્તી છે એવું જ્ઞાન અભિજ્ઞા પ્રત્યક્ષ કહેવાય છે. વળી પૂર્વ જ્ઞાનના સંસ્કારથી તથા ઇંદ્રિય સંબંધથી જે જ્ઞાન થાય, તે પ્રત્યભિજ્ઞા પ્રત્યક્ષ કહેવાય છે. જેમકે પૂર્વે જોયલા હસ્તીનું આ હસ્તી છે એવું જ્ઞાન થાય, તે પ્રત્યભિજ્ઞા પ્રત્યક્ષ કહેવાય છે. તેમાં પૂર્વના હસ્તીના જ્ઞાનનો સંસ્કાર તથા હસ્તીવડે નેત્રનો સંબંધ, તે પ્રત્યભિજ્ઞા પ્રત્યક્ષના હેતુરૂપ છે. જેથી સંસ્કારજન્ય જ્ઞાન સ્મૃતિરૂપજ થાય છે, એવો નિયમ નથી. પણ પ્રત્યભિજ્ઞા પ્રત્યક્ષ પણ સંસ્કારજન્ય થાય છે. પરંતુ ઇંદ્રિય સંબંધ વિના કેવળ સંસ્કારજન્ય જ્ઞાન થાય, તે સ્મૃતિ જ્ઞાન કહેવાય છે. સ્વપ્નમાં હસ્તી આદિકનું જ્ઞાન કેવળ સંસ્કારજન્ય નથી, પણ નિદ્રારૂપ દોષજન્ય છે. વળી હસ્તી આદિની માફક સ્વપ્નમાં કલ્પિત ઇંદ્રિય પણ છે, માટે ઇંદ્રિયજન્ય છે. જો કે સ્વપ્નના પદાર્થ સાક્ષિભાસ્ય છે, પણ ઇંદ્રિયજન્ય જ્ઞાનના વિષયરૂપ નથી. છતાં અવિવેકીની દૃષ્ટિથી સ્વપ્નનું જ્ઞાન ઇન્દ્રિય જન્ય કહેવાય છે. આ રીતે સ્વપ્નનું જ્ઞાન જાગ્રતના પદાર્થની સ્મૃતિરૂપે નથી. વળી નિદ્રામાંથી જાગીને પુરૂષ એમ કહે છે કે, મેં સ્વપ્નમાં હસ્તી આદિકને જોયા. જો હસ્તી આદિકની સ્વપ્નમાં સ્મૃતિ હોય તો જાગ્યા પછી એમ કહેવું જોઇએ કે,

મેં સ્વપ્નમાં હસ્તી આદિકનું સ્મરણ કર્યું, પણ એમ કોઈ કહેતું નથી, માટે જાગ્રતના પદાર્થની સ્મૃતિ સ્વપ્નમાં નથી. જાગ્રતમાં જે જોયલા તથા સાંભળેલા પદાર્થ છે, તેનુંજ જ્ઞાન સ્વપ્નમાં થાય, એવો નિયમ હોતો નથી, પણ જાગ્રતમાં અજ્ઞાત પદાર્થનું પણ સ્વપ્નમાં જ્ઞાન થાય છે. કોઇ વખતે સ્વપ્નમાં એવો વિલક્ષણ પદાર્થ પ્રતીત થાય છે કે, આખા જન્મમાં કદી જોયલો કે સાંભળેલો ન હોય. માટે સ્વપ્નનું જ્ઞાન સ્મૃતિરૂપે નથી. જો કે આ જન્મના પદાર્થના જ્ઞાનનો સંસ્કાર જ સ્મૃતિના હેતુરૂપ છે, આવો નિયમ હોતો નથી. પણ અન્ય જન્મના જ્ઞાનના સંસ્કારથી પણ સ્મૃતિ થાય છે. કારણ કે અનુકૂળ જ્ઞાનથી પ્રવૃત્તિ થાય છે. અનુકૂળ જ્ઞાનવિના પ્રવૃત્તિ થતી નથી. માટે બાળકની સ્તનપાનમાં જે પ્રથમ પ્રવૃત્તિ થાય છે, તેનો હેતુ એ છે કે, બાળકને પણ સ્તનપાન મને અનુકૂળ છે, એવું જ્ઞાન હોય છે. અહીં અન્ય જન્મમાં સ્તનપાન વિશે જે અનુકૂળતાનો અનુભવ કરેલો હોય છે, તેના સંસ્કારને લીધે બાળકને પ્રથમ અનુકૂળતાની સ્મૃતિ થાય છે. માટે જન્માંતરના જ્ઞાનસંસ્કારથી સ્મૃતિ થાય છે. આ પ્રમાણે આ જન્મમાં અજ્ઞાત પદાર્થની સ્વપ્નમાં સ્મૃતિનો સંભવ અન્ય જન્મના જ્ઞાનના સંસ્કારવડે હોય છે. છતાં કોઇ પદાર્થ સ્વપ્નમાં એવો પ્રતીત થાય છે કે, જેનું જાગ્રતમાં કોઈ જન્મ વિશે પણ જ્ઞાન સંભવી શકતું હોતું નથી. જેમકે આપણે પોતેજ આપણા નેત્રવડે પોતાના મસ્તકના છેદનને સ્વપ્નમાં જોઇએ છીયે. ત્યાં પોતાના મસ્તકનું છેદન નેત્રવડે જાગ્રતમાં જોતા નથી. માટે જાગ્રત પદાર્થના જ્ઞાનના સંસ્કારને લીધે સ્વપ્નમાં મૃતિ હોતી નથી. આવા સ્વપ્નને

સ્મૃતિરૂપ ખંડનમાં અનેક યુક્તિઓ ગ્રંથકારે કહી છે, પણ સ્વપ્નને સ્મૃતિરૂપે માનવામાં ઉપર કહેલું દૂષણ અત્યંત પ્રબળ છે. સ્મૃતિ જ્ઞાનનો વિષય સન્મુખ પ્રતીત થતો નથી તથા સ્વપ્નના હસ્તી આદિક સન્મુખ સ્વપ્નકાળે પ્રતીત થાય છે, માટે હસ્તી આદિકની સ્વપ્નમાં સ્મૃતિ નથી.

ટીકાઃ—પ્રત્યભિજ્ઞા પ્રત્યક્ષ જ્ઞાનની સામગ્રી સહિત સંસ્કારજન્ય જ્ઞાન પ્રત્યભિજ્ઞા પ્રત્યક્ષ કહેવાય છે. જો તેને સંસ્કાર સહીત ઇંદ્રિય સંબંધવડે જન્ય કહીએ તો તે લક્ષણ બાહ્ય પ્રત્યભિજ્ઞા પ્રત્યક્ષમાં ઘટશે. પણ આંતર પ્રત્યભિજ્ઞા પ્રત્યક્ષમાં લક્ષણની અવ્યાપ્તિ થશે. માટે પૂર્વ કહેલ પ્રત્યભિજ્ઞા પ્રત્યક્ષનું જે લક્ષણ છે તે નિર્દોષ છે તથા બાહ્ય આંતર સાધારણ છે. અહી વિશેષ એ છે કે, જો સંસ્કારજન્ય જ્ઞાનને સ્મૃતિ કહિએ તો પ્રત્યભિજ્ઞા જ્ઞાન પણ સંસ્કાર જન્ય છે. તેથી તેમાં પણ સ્મૃતિના લક્ષણની અતિવ્યાપ્તિ થશે. માટે આના નિવારણાર્થે સ્મૃતિના લક્ષણમાં માત્ર પદનો નિવેશ કરવો જોઈએ. જો સંસ્કાર માત્ર જન્ય જ્ઞાનને સ્મૃતિ રૂપે કહીએ તો સંસ્કાર માત્ર રૂપ સામગ્રીને અનુભવના નાશ પછી સદા વિદ્યમાન હોવાથી સ્મૃતિરૂપે કહેવી જાઇયે. આ દોષના નિવારણ માટે સ્મૃતિના લક્ષણમાં ઉદ્દ્ભૂત પદનો નિવેશ કરવો જોઇએ. આ પ્રમાણે ઉદ્દ્ભૂત સંસ્કાર માત્ર જન્ય જ્ઞાન સ્મૃતિરૂપ છે તથા તે સ્મૃતિનું લક્ષણ નિર્દોષ છે.

## ૩૦૮ સ્વપ્નમાં લિંગ શરીર બહાર જઈ જાગ્રત પદાર્થને જોતું નથી.

વિવરણ—લિંગ શરીર બહાર નિકળી સાચા ગિરિ સમુદ્રાદિકને જુવે છે, એમ વાદીના કહેવા થકી પ્રતિવાદી તેનો ઉત્તર આપે છે.

## દોહા ।

**बाहरि लिंग जु नीकसे. देह अमंगल होय ॥**
**प्राणसहित सुंदर लगै, यातें लिंगहि जोय ॥ ५ ॥**

શબ્દાર્થ—લિંગ શરીર જો બહાર નિકળે તો દેહ અમંગલ રૂપ થાય. લિંગ શરીર પ્રાણ સહિત સુંદર લાગે છે. આથી લિંગ શરીર જણાય છે. ૫

વિવરણ—જો સ્થૂલ શરીરમાંથી નિકળી લિંગ શરીર બહારના સત્ય ગિરિ સમુદ્રાદિકને જુવે તો લિંગ શરીરના નિકળવાથી જેમ મરણ અવસ્થાઓ શરીર ભયંકરરૂપે પ્રતીત થાય છે, તેમ સ્વપ્નાવસ્થામાં પણ લિંગના અભાવથી સ્થૂલ શરીર અમંગળ કહેતાં ભયંકર થવું જોઇયે. તેજ પ્રમાણે શરીર પ્રાણ રહિત થવાથી મરેલા સમાન થવું જોઇયે. તથા સ્વપ્નાવસ્થામાં એમ થતું નથી પણ સ્વપ્નાવસ્થામાં સ્થૂલ શરીર પ્રાણ સહિતહોય છે તથા જાગ્રતની માફક સુંદર કહેતાં મંગળરૂપ હોય છે. માટે સ્થૂલ શરીરની બહાર લિંગ શરીર સ્વપ્ન વસ્થામાં પણ નિકળતું નથી. વળી જો એમ કહીએ કે, સ્વપ્નાવસ્થામાં પ્રાણ તો જતા નથી, પણ અંતઃકરણ તથા ઇંદ્રિયો બહાર પર્વતાદિ પ્રતિ જઈને તેને જુવે છે. આ રીતે પ્રાણ બહાર નહિ જતા હોવાથી સ્થૂલ શરીર મરણ અવસ્થાની સમાન ભયંકર થતું નથી. તેમજ પ્રાણનું બહાર જવામાં કાંઇ પ્રયોજન હોતું નથી. કારણ કે પ્રાણમાં જ્ઞાન શક્તિ નથી, પણ ક્રિયા શક્તિ છે. માટે બહારના પદાર્થના જ્ઞાનનું જેમાં સામર્થ્ય છે, તેજ બહાર જાય છે. જ્ઞાનશક્તિ તો કેવળ અંતઃકરણ તથા જ્ઞાન ઇંદ્રિયમાં છે. પ્રાણની માફક કર્મેન્દ્રિયમાં જ્ઞાન શક્તિ નથી,

પણ ક્રિયા શક્તિ છે, માટે પ્રાણ તથા કર્મેન્દ્રિય શરીરમાં રહે છે, તેથી મરણ નિમિત્તમાંથી દાહાદિકની રક્ષા થાય છે. વળી અંતઃકરણ જ્ઞાન ઇંદ્રિય બહાર જાય છે તથા તે સાચા પર્વતાદિકને જોઈ પ્રાણ તથા કર્મેન્દ્રિયની સમીપ આવે છે, આમ કહેવું બની શકે નહી. કારણકે સ્થૂલ સૂક્ષ્મ સમાજમાં સર્વેનો સ્વામી પ્રાણ છે. પ્રાણ વિના શરીરને જોઇ ક્ષણ માત્ર પણ તેને રહેવા દેવામાં આવતું નથી, પણ બહાર લઇ જવામાં આવે છે, દાહ કરવામાં આવે છે તથા સ્પર્શ થયો તો સ્નાન કરવામાં પણ આવે છે. માટે પ્રાણ એજ સ્થૂલ શરીરના સારરૂપે છે. તેજ પ્રમાણે પ્રાણજ સૂક્ષ્મ શરીર વિશે પ્રધાન રૂપ છે. પ્રાણ ઇંદ્રિયાદિએ પરસ્પર શ્રેષ્ટતા વિશે વિવાદ કરી પ્રજાપતિના સમીપ જઇ કહ્યું કે, હે ભગવન્ ! અમારામાં કોણ શ્રેષ્ઠ છે ? ત્યારે પ્રજાપતિએ કહ્યું; તમે સર્વે સ્થૂલ શરીરમાં પ્રવેશ કરી એક એક બહાર નિકળી જાઓ. જેના નિકળવાથી શરીર અમંગળ રૂપ થઇ નીચે પડે તે તમારામાં શ્રેષ્ઠ છે. પ્રજાપતિના આ વચનથી નેત્રાદિક ઇંદ્રિયમાંથી એક એકના અભાવથી અંધાદિરૂપ શરીરની સ્થિતિ થઇ. પણ પ્રાણે બહાર નિકળવાનો જેવો ઉદ્યોગ કર્યો કે શરીર નીચે પડયું. આથી સર્વેએ એમ નિશ્ચય કર્યો કે અમારા સર્વના સ્વામિ પ્રાણ છે. આ કારણથી જેના શરીરમાં પ્રાણ રહે છે, તેના શરીરમાં સર્વ ઇંદ્રિયો રહે છે. શરીરમાંથી પ્રાણના નિકળવાથી સર્વ ઇંદ્રિયો નીકળી જાય છે. માટે સૂક્ષ્મ સમાજના રાજાની માફક પ્રાણજ પ્રધાન રૂપે છે. તેના નિકળ્યા વિના અંતઃકરણ જ્ઞાનેન્દ્રિય બહાર નિકળતી નથી. વળી અંતઃકરણ તથા જ્ઞાનેદ્રિય ભૂતના સત્વ ગુણનું કાર્ય છે. તેમાં જ્ઞાન શક્તિ છે, પણ ક્રિયા શક્તિ નથી.

વળી પ્રાણમાં ક્રિયા શક્તિ છે, તેથી તેના બળવડે મરણ સમયે લિંગ શરીર આ સ્થૂલને ત્યાગી લોકાંતરને પામે છે. વળી પ્રાણના બળથી ઇંદ્રિયદ્વારા અંતઃકરણની વૃત્તિ બહાર ઘટાદિકની સમીપ જાય છે તથા પ્રાણની સહાયતા વિના અંતઃકરણાદિકનું બહાર ગમન સંભવતું નથી. આ કારણથી યોગ શાસ્ત્રમાં કહ્યું છે કે, પ્રાણના નિરોધ વિના મનનો નિરોધ બની શકે નહિ. પ્રાણના સંચારવડે મનનો સંચાર થાય છે તથા પ્રાણના નિરોધવડે મનનો નિરોધ થાય છે. માટે મનના નિરોધ રૂપ જે રાજયોગ, તેની જેને ઈચ્છા હોય, તેણે પ્રાણ નિરોધરૂપ હઠ યોગનું અનુષ્ઠાન કરવું. તેથી પ્રાણના આધીન અંતઃકરણનું ગમન હોવાથી પ્રાણ નિકળ્યા વિના અંતઃકરણ જ્ઞાનેંદ્રિય બહાર નિકળતી નથી. વળી સ્વપ્નાવસ્થામાં સ્થૂલ શરીર પ્રાણ સહિત પ્રતીત થાય છે. માટે તે બહાર જઈ સત્ય પદાર્થને સ્વપ્નમાં જુવે છે, એમ કહેવું સંભવી શકે નહિ. વળી કોઇ પુરૂષ પોતાના સંબંધી સાથે સ્વપ્નમાં મળ્યા પછી જે વ્યવહાર કરે, તે જાગ્યા પછી તેજ સંબંધી જ્યારે મળે ત્યારે એ પ્રમાણે કહેતો નથી કે, હું રાત્રીના તમને મળ્યો હતો તથા અમુક વ્યવહાર કર્યો હતો. વળી પૂર્વ પક્ષની રીત પ્રમાણે તો બહાર નિકળીને તે સંબંધી સાથે મળી વ્યવહાર સાચો કરેલો છે. આ મળ્યાનું તેમજ વ્યવહારનું જ્ઞાન સંબંધીને હોવું જોઇએ અને મળે ત્યારે સંબંધીએ કહેવું જોઇએ. વળી સિદ્ધાંતમાં તો સંબંધી તથા તેનો મેળાપ સર્વ અંતર કલ્પિત છે. વળી જો બહાર જઇ સાચા પદાર્થને જુવે તો રાત્રીમાં સૂતેલો પુરૂષ હરિદ્વારમાં મધ્યાહ્નના સૂર્યથી તપેલો મહેલ ગંગાથી પૂર્વે તથા નિલ પર્વત ગંગાથી પશ્ચિમે જુવે

છે. ત્યાં રાત્રીમાં મધ્યાહ્નનનો સૂર્ય હોતો નથી. ગંગાથી પૂર્વ દિશામાં હરિદ્વાર પુરી હોતી નથી. માટે સ્વપ્નમાં સાચા પદાર્થનું એવું અસંભવયુક્ત છે. વળી જાગ્રતની સ્મૃતિ અથવા ઇશ્વર કૃત પર્વતાદિકનું બહાર નિકળીને સ્વપ્નમાં જ્ઞાન થાય છે, એ બંને પક્ષનું નિરાકરણ કર્યું.*

## ૩૦૯ સર્વ ત્રિપુટી સમાજની સ્વપ્નમાં ઉત્પત્તિ.

સિદ્ધાંતિ કહે છે:-

**યાૈં અંતર ઊપજે, ત્રિપુટી સકલસમાજ ॥**
**વેદ કહત યા અર્થકૂં, સબ પ્રમાગ સિરતાજ ॥૬॥**

શબ્દાર્થ:—ત્રિપુટીરૂપ સર્વ સમૂહ નાડીની અંદરજ ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે સર્વ પ્રમાણના શિરોમણિરૂપ જે વેદ છે, તેમાં કહેલું છે. ૬

વિવરણ:-જાગ્રતના પદાર્થની સ્મૃતિ તથા બાહ્ય લિંગનું નિકળવું સંભવતું નથી. છતાં જાગ્રતની માફક જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય આ ત્રણ ત્રિપુટી સ્વપ્નમાં પ્રતીત થાય છે, જેથી કંઠની નાડીની અંદરજ સર્વ કંઈ ઉત્પન્ન થાય છે. સર્વ પ્રમાણના શિરતાજ કહેતાં પ્રધાન જે વેદ છે, તેણે આ પ્રમાણે કહેલું છે.

ઉપનિષદ્‌માં નીચે પ્રમાણેનો પ્રસંગ છે:-જાગ્રતના પદાર્થ

---

* અહી પ્રાણ તથા ઇંદ્રિય શબ્દવડે તેના અભિમાની દેવતાને લેવા. હે સૌમ્ય ( પ્રિય દર્શન ) ! પ્રાણ રૂપ ખીલો છે તથા પક્ષીની માફક બંધનરૂપ મન છે. એ રીતની શ્રુતિવડે મન પ્રાણને આધીન છે, એમ સ્પષ્ટ જાણવામાં આવે છે.

અહિ મહેલ કહેવાવડે હરિદ્વાર પુરીમાં આવેલું મંદિર લેવું.

સ્વપ્નમાં પ્રતીત થતા નથી, પણ રથ, ઘોડા, માગ તેમજ રથમાં બેસવાવાળો સ્વપ્નમાં નવીન ઉત્પન્ન થાય છે, જેથી પર્વત સમુદ્ર, નદી, વન, ગ્રામ પુરી, સૂર્ય તથા ચંદ્ર સ્વપ્નમાં જે કંઈ જોવામાં આવે છે, તે નવીન ઉત્પન્ન થાય છે. જો સ્વપ્નમાં પર્વતાદિક ન હોય તો તેનું પ્રત્યક્ષ જ્ઞાન જે સ્વપ્નમાં થાય છે, તે ન થવું જોઇએ. કારણ કે વિષયમાંથી ઇંદ્રિયનો સંબંધ અથવા અંતઃકરણની વૃત્તિનો સંબંધ પ્રત્યક્ષ જ્ઞાનના હેતુ રૂપ છે, જેથી પર્વતાદિક વિષય તેમજ તે જ્ઞાનનાં સાધન ઇંદ્રિયો તથા અંતઃકરણ સર્વ અંદર ઉત્પન્ન થાય છે. જો કે સ્વપ્નના પદાર્થ છીપ રૂપાદિની માફક સાક્ષીભાસ્ય છે તથા અંતઃકરણ ઇંદ્રિયનો સ્વપ્નના જ્ઞાનમાં ઉપયોગ નથી. માટે જ્ઞેય જે પવતાદિક છે, તેની જ ઉત્પત્તિ સ્વપ્નમાં માનવી યોગ્ય છે. પણ જ્ઞાતા, જ્ઞાન તથા ઇંદ્રિયની ઉત્પત્તિ માનવી યોગ્ય નથી. છતાં જેમ સ્વપ્નમાં પવતાદિક પ્રતીત થાય છે, તેમ ઈંદ્રિય અંતઃકરણ પ્રાણ સહિત સ્થૂળ શરીર પણ સ્વપ્નમાં પ્રતીત થાય છે. માટે તેની પણ ઉત્પતિ માનવી જોઇયે. વળી સ્વપ્નના પ્રદાર્થમાં નેત્રાદિકની વિષયતા ભાનરૂપે હોય છે. આ વ્યાવહારીક નેત્રાદિકની વિષયતા સ્વપ્નના પ્રાતિભાસીક પદાર્થમાં બની શકે નહિ. કારણ કે સમસત્તાવાળા પદાર્થજ એક બીજા-માં સાધક બાધક રૂપે હોય છે. આ વાત પાંચમા તરંગમાં પ્રતિપાદન કરેલી છે. માટે વ્યાવહારીક નેત્રાદિક શરીરમાં છે, છતાં સ્વપ્નના પદાર્થની વિષમ સત્તા હોવાથી તેના જ્ઞાનની વિષયતા સ્વપ્નના પર્વતાદિકકને હોઇ શકે નહિ. વળી વ્યાવ-હારીક જે ઇંદ્રિયો છે, તે પોતપોતાના ગોલકોનો ત્યાગ કરી કાર્ય કરવા.સમર્થ થતી નથી. તેમંજ સ્વપ્નાવસ્થામાં હસ્ત,

પાદ તથા વાકના ગોલક નિશ્ચયરૂપે બીજાને જોવામાં આવે છે. વળી હાથમાં દ્રવ્ય લઇ પોકાર કરતો દોડે છે, માટે સ્વપ્નમાં ઇદ્રિયની ઉત્પત્તિ અવશ્ય માનવી જોઈયે. તે જ પ્રમાણે સુખ દુઃખ, તેનું જ્ઞાન તથા સુખ દુઃખ જ્ઞાનના આશ્રય રૂપ પ્રમાતા સ્વપ્નમાં પ્રતીત થાય છે. પણ નહિ થયેલા પદાર્થની પ્રતીતિ હોય નહિ. આથી સર્વ ત્રિપુટીસમાજ સ્વપ્નમાં ત્પન્ન થાય છે. અનિર્વચનીય ખ્યાતિની રીતિ નીચે પ્રમાણે છે:—જેટલું ભ્રમ જ્ઞાન છે તેટલું તેનો વિષય સર્વ અનિર્વચનીય રૂપે ઉત્પન્ન થાય છે. વિષય વિના કોઇ જ્ઞાન થતું નથી, એ રીતનો સિદ્ધાંત છે. વળી શાસ્ત્રના મત પ્રમાણે અન્ય પદાર્થનું ભાન અન્ય રૂપે કદી થાય તો તે ભ્રમ કહેવાય છે. સિદ્ધાંત પ્રમાણે તો જેવો પદાર્થ હોય તેવું જ્ઞાન થાય છે. માટે ભ્રમ સ્થળમાં પણ વિષયની ઉત્પત્તિ અવશ્ય થાય છે. વિષય વિના જ્ઞાન થતું નથી. આ રીતે સ્વપ્નમાં ત્રિપુટીની પ્રતીતિ થવાથી સર્વ સમાજ ઉત્પન્ન થાય છે.

ટીકા:—ઉપનિષદમાં કહ્યુ છે કે:—

न तत्र रथा न रथयोगा न पंथानो भवंत्यथ रथान् रथयोगान् पथः सृजते.

અર્થ:—ત્યાં સ્વપ્નમાં રથ નથી, ઘોડા નથી, તેમજ માર્ગ નથી. પણ સ્વપ્નનો અધિષ્ઠાન સાક્ષિ અથવા બ્રહ્મ ચેતન છે. જાગ્રત થવા પછી જ રથ, ઘોડા તથા માર્ગને સ્રજે છે. આ શ્રુતિમાં સ્વપ્ન કાલમાં રથાદિ ત્રણવડે ઉપલક્ષિત સર્વ જગતની ઉત્પત્તિ કહી છે. વળી संध्ये सृष्टिराह हि. શ્રુતિ જાગ્રત તથા સુષુપ્તિની સંધિમાં સૃષ્ટિને કરે છે. આ ઉક્ત શ્રુતિરૂપ મૂળવાળું વ્યાસસૂત્ર છે, તે ઉક્ત શ્રુતિનો અર્થ સ્વપ્ન સૃષ્ટિને દૃઢ કરે છે. માટે સ્વપ્નમાં જાગ્રતના પદાર્થની સ્મૃતિ તેમ જ

લિંગ શરીરનું બહાર નિર્ગમન થઈ તેવડે સત્ય ગિરિ સમુદ્રાદિકનું દર્શન સંભવી શકતું નથી.

## ૩૧૦ સ્વપ્નની ઉત્પત્તિની શંકા કરી અંતઃકરણ અથવા અવિદ્યાનું પરિણામ તેમજ ચેતનના વિવર્ત સ્વપ્નની સિદ્ધિ.

વિવરણઃ—આ સ્થળે કોઇને એવી રીતે શંકા થાય કે, સ્વપ્નના જે પદાર્થ પ્રતીત થાય છે, તેની ઉત્પત્તિને અંગીકાર કરીએ તો જેમ સ્વપ્ન દૃષ્ટાંતવડે જાગ્રતના પદાર્થો મિથ્યા સિદ્ધાંત પ્રમાણે કહ્યા છે, તેમ જાગ્રતના પદાર્થની માફક ઉત્પત્તિવાળા થવાથી સ્વપ્નના પદાર્થજ સત્યરૂપે થવા જોઇયે. વળી સ્વપ્નમાંહે પદાર્થની ઉત્પત્તિ માનીએ નહી ત્યારે આ દોષ હોતો નથી. કારણ કે જાગ્રતના પદાર્થ ઉત્પન્ન થયા પછી પ્રતીત થાય છે તથા સ્વપ્નમાં પદાર્થ ઉત્પન્ન થયાવિના પ્રતીત થાય છે. માટે સ્વપ્નમાં નહિ થયેલા પદાર્થનું જ્ઞાન ભ્રમરૂપે હોય છે તથા તેની ઉત્પત્તિ માનવી યોગ્ય નથી.

## ૩૧૧ શંકાનું સમાધાન.

### दोहा ।

साधनसामग्री विना, उपजै झूठ सु होय ॥
बिन सामग्री ऊपजै, यूं तिहि मिथ्या जोय ॥७॥

શબ્દાર્થઃ—સાધન સામગ્રી વિના જે કંઈ જ્ઞાન ઉત્પન્ન થાય છે, તે જૂઠું કહેવાય છે. તેમજ સામગ્રી રહિત જે કંઇ ઉત્પન્ન થાય, તે મિથ્યા કહેવાય છે. ૭

વિવરણઃ—જે વસ્તુની ઉત્પત્તિમાં જેટલી દેશકાલાદિ સામગ્રી સાધન કહેતાં કારણરૂપે છે, તેટલી સામગ્રી વિના

જે ઉત્પન્ન થાય, તે મિથ્યા કહેવાય છે. વળી સ્વપ્નના હસ્તી આદિકની ત્પત્તિને યોગ્ય દેશકાળ નથી. અનેક કાળમાં તથા અનેક દેશમાં ઉપજવા યોગ્ય હસ્તી આદિક ક્ષણ માત્ર કાળમાં સૂક્ષ્મ કંઠ પ્રદેશમાં ઉપજે છે, માટે તે મિથ્યા છે. જો કે સ્વપ્નાવસ્થામાં કાળ દેશ પણ અધિક પ્રતીત થાય છે, છતાં અન્ય પદાર્થની માફક સ્વપ્નમાં અધિક કાળ તથા અધિક દેશ અનિર્વચનીય પ્રાતિભાસીક રૂપે ત્પન્ન થાય છે. કારણ કે વિષયવિના પ્રત્યક્ષ જ્ઞાન થતું નથી તથા સ્વપ્નમાં અધિક દેશ કાળનું જ્ઞાન થાય છે તથા વ્યાવહારીક દેશકાળ ન્યૂન છે. માટે પ્રાતિભાસીકરૂપે જ્ઞાન ઉત્પન્ન થાય છે. પણ સ્વપ્નાવસ્થામાં ઉપજેલું જે પ્રતિભાસીક દેશ કાળ જ્ઞાન છે, તે સ્વપ્નાવસ્થાના હસ્તી આદિકના કારણ રૂપ નથી. કારણ કે કારણ હોય તો તે પ્રથમ ઉત્પન્ન થવું જોઇયે તથા કાર્ય ત્યાર પછી ઉત્પન્ન થવું જોઈયે. સ્વપ્નના દેશકાલ તથા હસ્તી આદિક એકજ સમયમાં થાય છે. માટે તેનો કાર્ય કારણ ભાવ બને નહિ તથા વ્યાવહારીક દેશકાળ ન્યૂન છે. તેમજ હસ્તી આદિકને યોગ્ય નથી, માટે દેશકાળ રૂપ સામગ્રી વિના ઉપજે છે, માટે સ્વપ્નના પદાર્થ મિથ્યા છે. વળી માતાથી લઇ હસ્તી આદિકની સામગ્રી સ્વપ્નમાં હોતી નથી. છતાં સ્વપ્નમાં પ્રાણી પદાર્થના માતા પિતા પણ પ્રતીત થાય છે, છતાં સ્વપ્નના માતા પિતા પુત્રની ઉત્પત્તિના કારણ રૂપ નથી. કારણ કે માતા, પિતા તથા પુત્ર એક ક્ષણમાં સાથે ઉપજે છે, માટે તેનો કાર્યકારણ ભાવ નથી. જે નિદ્રા સહિત અવિદ્યાવડે સ્વપ્નનો પદાર્થ ઉપજે છે તેજ અવિદ્યા તે પદાર્થમાં માતાપણું, પિતાપણું તથા પુત્રપણું ઉપજાવે છે. આ રીતે સ્વપ્નના પદાર્થની ઉત્પત્તિમાં અન્ય કોઇ

સામગ્રી નથી, પણ અવિદ્યાજ નિદ્રારૂપ દોષ સહિત કારણરૂપે છે. એ દોષ સહિત અવિદ્યાથી તે જન્ય હોય તો શુક્તિ રજતની માફક તે મિથ્યા થાય છે. આથી સ્વપ્નના પદાર્થ સત્ય નથી, પણ મિથ્યા છે. આનું ઉપાદાન કારણ અંતઃકરણ છે અથવા તો સાક્ષાત્ અવિદ્યા જ તેનું ઉપાદાન કારણ છે. પ્રથમ પક્ષ પ્રમાણે સાક્ષી ચેતન વપ્નના આધિષ્ઠાનરૂપ છે તથા બીજા પક્ષ પ્રમાણે બ્રહ્મ ચેતન સ્વપ્નના અધિષ્ઠાનરૂપે છે. આ રીતે અંતઃકરણનું અથવા અવિદ્યાનું પરિણામ તેમ જ ચેતનનું વિવર્ત સ્વપ્ન છે.

ટીકાઃ—બ્રહ્મ ચેતન સ્વપ્નના અધિષ્ઠાન રૂપઃ—" આ સ્થળે નિચે પ્રમાણે વિશેષતા છેઃ—સ્થૂળ સૂક્ષ્મ દેહદ્વય અવિચ્છિન્ન કૂટસ્થ ચેતનરૂપ પારમાર્થિક જીવ છે. માયાવડે આવૃત ટસ્થમાં કલ્પિત અંતઃકરણમાં ચિદાભાસરૂપે દેહ દ્વયમાં અભિમાનનો કર્તા વ્યાવહારિક જીવ છે તથા નિદ્રારૂપ માયાવડે આવૃત તથા વ્યાવહારીક જીવ રૂપ અધિષ્ઠાનમાં કલ્પિત પ્રાતિભાસીક જીવ છે. આ રીતના ભેદવડે જીવ ત્રણ પ્રકારનો છે. આના વાદી જે વિદ્યારણ્ય સ્વામી આદિ છે, તેઓએ સ્વપ્નનું અધિષ્ઠાન વ્યાવહારીક જીવ તથા જગત્ કહ્યું છે. તેમાં સ્વપ્નના જીવનું અધિષ્ઠાન જાગ્રતનો જીવ છે. સ્વપ્નના જગતનું અધિષ્ઠાન જાગ્રતનું જગત્ છે તથા સ્વપ્ન અધ્યાસનું ઉપાદાન વ્યાવહારીક જીવ જગતના આવરણ કરનાર નિદ્રારૂપ અવસ્થાજ્ઞાન છે. વ્યાવહારીક દ્રષ્ટા તથા દૃશ્ય જડ છે. તેને સત્તા સ્ફુર્તિ આપવારૂપ અધિષ્ઠાનતા સંભવતી નથી. માટે અહંકારાવચ્છિન્ન ચેતન અથવા તો અહંકાર અનવચ્છિન્ન ચેતન સ્વપ્નના અધિષ્ઠાન રૂપ છે. આ બેઉ મત યોગ્ય છે. આમાં પ્રથમ મત માનીએ તો અહંકારાવચ્છિન્નનું આચ્છાદક તુલા જ્ઞાન જ સ્વપ્નના ઉપાદાનરૂપે સં-

ભવે છે તથા જાગ્રતના બોધવડે બ્રહ્મજ્ઞાન વિના તેની નિવૃત્તિ સંભવે છે. વળી અવિદ્યામાં પ્રતિબિંબ રૂપ જીવ ચેતન અથવા બિંબરૂપ ઇશ્વર ચેતન વિવરણકારની રીત પ્રમાણે વ્યાપક હોવાથી અહંકાર અનવચ્છિન્ન ચેતન છે. તેને સ્વપ્નના અધિષ્ઠાનરૂપે માનીએ તો તેનો આચ્છાદક મૂલા જ્ઞાન જ સ્વપ્નના ઉપદાનરૂપે માનવું પડે છે. જાગ્રત બોધવડે સ્વપ્નના બોધરૂપ નિવૃત્તિ થતી નથી. પણ ઉપાદાનમાં વિલયરૂપ નિવૃત્તિ થાય છે, પણ અહંકાર અનવચ્છિન્ન ચેતનને સ્વપ્નના અધિષ્ઠાન રૂપ માનીએ, છતાં શરીરના અંતર દેશસ્થ ચેતન અધિષ્ઠાનરૂપે સંભવે છે. બાહ્ય દેશસ્થ ચેતનરૂપ સંભવતું નથી. અવિદ્યામાં પ્રતિબિંબ રૂપ જીવ ચેતન અથવા અવિદ્યામાં બિંબરૂપ ઇશ્વર ચેતન બંને અહંકાર અનવચ્છિન્ન છે. વળી વ્યાપક હોવાથી તે શરીરની અંદર પણ છે. અંતર દેશસ્થ ચેતનમાંજ જે સ્વપ્નની અધિષ્ઠાનતા છે, તેના અંતઃકરણને અવચ્છેદક માનીએ તો અહંકાર અવચ્છિન્નને અધિષ્ઠાનતા સિદ્ધ થાય છે. તેમ ચેતનમાં સ્વપ્નની અધિષ્ઠાનતાના અંતઃકરણને અવચ્છેદક નહિ માનીએ તો અહંકાર અનવચ્છિન્નને અધિષ્ઠાનતા સિદ્ધ થાય છે. અહંકાર અવચ્છિન્ન, અવિદ્યા પ્રતિબિંબરૂપે તેમજ બિંબરૂપે છે. વળી મતભેદ પ્રમાણે બંન્નેને સ્વપ્નની અધિષ્ઠાનતા છે, છતાં અવિદ્યામાં પ્રતિબિંબરૂપ જીવ ચેતનને અધિષ્ઠાનતા કહેવી યોગ્ય નથી. વળી અવિદ્યામાં પ્રતિબિંબ કલ્પિત થવાથી અધિષ્ઠાનતાની અયોગ્યતા છે, માટે અંતઃકરણ ઉપહિત અથવા અવિદ્યા ઉપહિત સાક્ષી ચેતન જ સ્વપ્નના અધિષ્ઠાનરૂપે માનવું યોગ્ય છે. આ સર્વ ત્રિસત્તા વાદિની રીતિઓ છે. દૃષ્ટિ સૃષ્ટિ વાદની રીતિ પ્રમાણે તો સર્વ અનાત્મ પદાર્થની એક પ્રાતિભાસીક સત્તા થવાથી જાગ્રત સ્વપ્ન બેઉનું બ્રહ્મ ચેતન જ અધિષ્ઠાન માન્યું છે.

### ૩૧૨ ત્રિવિધ સત્તા પક્ષમાં વિલક્ષણ જાગ્રત સ્વપ્નની બે સત્તાના માનવાથી અવિલક્ષણતા.

વિવરણ—આ રીતની કોઇને શંકા થાય કે, બીજા પક્ષ-

માં બ્રહ્મ ચેતન સ્વપ્નના અધિષ્ઠાન રૂપ કહ્યું તથા અવિદ્યાને ઉપાદાન કારણ રૂપ કહી તેમાં અધિષ્ઠાન જ્ઞાનવડે કલ્પિતની નિવૃત્તિ થાય છે તથા સ્વપ્નનું અધિષ્ઠાન બ્રહ્મ છે, માટે બ્રહ્મ જ્ઞાનવિના અજ્ઞાનીને જાગરણમાં સ્વપ્નની નિવૃત્તિ થવી જોઇયે નહિ.

### ૩૧૩ બીજી શંકાઃ—

જેમ સ્વપ્નનું અધિષ્ઠાન બ્રહ્મ તથા ઉપાદાન કારણ અવિદ્યા છે; તેમ વેદાંત સિદ્ધાંત પ્રમાણે જાગ્રતના વ્યાવહારીક પદાર્થનું અધિષ્ઠાન બ્રહ્મ છે તથા ઉપાદાન કારણ અવિદ્યા છે; માટે જાગ્રતના પદાર્થને વ્યાવહારીક કહ્યા છે. આવો ભેદ થવો જોઇયે નહિ. કારણ કે બેઉનું અધિષ્ઠાન બ્રહ્મ છે તથા ઉપાદાન કારણ અવિદ્યા છે; માટે જાગ્રત તથા સ્વપ્ન બેઉ વ્યવહારીક થવા જોઇયે અથવા તો બેઉ પ્રાતિભાસિક થવા જાઇએ.

### ૩૧૪ આ બેઉ શંકાઓનો અભાવ.

આ બે શંકામાંથી પ્રથમ શંકાનું સમાધાન નિચે પ્રમાણે છેઃ—નિવૃત્તિ બે પ્રકારની હોય છે, એમ પૂર્વે ખ્યાતિ નિરૂપણમાં કહ્યું છે. કારણ સહિત કાર્યની વિનાશરૂપ અત્યંત નિવૃત્તિ સ્વપ્નની જાગ્રતમાં બ્રહ્મજ્ઞાન વિના બને નહિ. પરંતુ દંડના પ્રહારવડે જેમ ઘટનો મૃત્તિકામાં લય થાય છે, તેમ સ્વપ્નના હેતુરૂપ જે નિદ્રાદોષ, તેના નાશથી અથવા સ્વપ્નના વિરોધી જાગ્રતની ઉત્પત્તિવડે અવિદ્યામાં લય રૂપ સ્વપ્નની નિવૃત્તિ, બ્રહ્મજ્ઞાન વિના સંભવે છે.

### ૩૧૫ બીજી શંકાનું સમાધાન નિચે પ્રમાણેઃ—

જાગ્રત સ્વપ્ન બેઉ સમાન હોવા જાઇએ, એમ બની

શકે નહિ. કારણ કે જાગ્રતનાં દેહાદિક પદાર્થની ઉત્પત્તિમાં અન્ય દોષ રહિત કેવળ અનાદિ અવિદ્યા જ ઉપાદાન કારણ રૂપે છે. વળી સ્વપ્નના પદાર્થમાં સાદિ નિદ્રા દોષ પણ અવિદ્યાના સહાયકરૂપે છે; માટે અન્ય દોષ રહિત કેવળ અવિદ્યાજન્ય વ્યાવહારીક કહેવાય છે તથા સાદ દોષ સહિત અવિદ્યા જન્ય પ્રાતિભાસિક કહેવાય છે. સ્વપ્નના પદાર્થ નિદ્રા દોષ સહિત અવિદ્યા જન્ય હોવાથી પ્રાતિભાસિક છે તથા જાગ્રતના પદાર્થ અન્ય દોષ રહિત અવિદ્યા જન્ય હોવાથી વ્યાવહારિક કહેવાય છે. આ રીતે સ્વપ્નના પદાર્થમાં જાગ્રત પદાર્થ કરતાં વિલક્ષણતા છે: પરંતુ આ સંપૂર્ણ ત્રણ પ્રકારની સત્તા સ્થુલ દૃષ્ટિવડે કહેલી છે વિચારદૃષ્ટિ ડે તો ત્રણ પ્રકારની સત્તા બની શકે નહિ. વળી જાગ્રત સ્વપ્નની પરસ્પર વિલક્ષણતા પણ બની શકે નહિ.

૩૧૬ વિવરણઃ-જો કે વેદાંત પરિભાષાદિક ગ્રંથમાં પૂર્વ પ્રકારે કરી વ્યાવહારિક પદાર્થ તથા પ્રાતિભાસિક પદાર્થનો ભેદ કહ્યો છે; માટે ત્રણ સત્તા માની છે. તે જ પ્રમાણે વિદ્યારણ્ય સ્વામીએ પણ ત્રણ સત્તા માનેલી છે. કારણ કે આ પ્રસંગે તેણે લખ્યું છે કે, દેહાદિક પદાર્થો બે પ્રકારના નીચે પ્રમાણે છેઃ—

૧ એક ઈશ્વર રચિત છે જે બાહ્ય રૂપે છે તથા બીજો જીવના સંકલ્પવડે કરીને રચાયલો છે, જે મનોમય કહેવાય છે તથા આંતર રૂપે છે. આ બેમાં જીવ સંકલ્પવડે રચાયેલ અંતર મનોમય સાક્ષી ભાસ્ય છે તથા જે ઇશ્વર રચિત બાહ્યરૂપે છે, તે પ્રમાતા પ્રમાણના વિષય રૂપે છે. વળી અંતર મનોમયદેહાદિકજ જીવને સુખદુઃખના હેતુરૂપે છે. પણ બાહ્ય જે ઇશ્વર રચિત છે, તે સુખ દુઃખના હેતુ રૂપ નથી. માટે આંતર મનો-

મય પદાર્થની નિવૃત્તિ મુમુક્ષુને અપેક્ષિત છે તથા બાહ્ય પ્રપંચ સુખદુઃખના હેતુ રૂપ નહિ હોવાથી તેની નિવૃત્તિ અપેક્ષિત નથી. જેમ બે પુરૂષના બે પુત્રો વિદેશમાં ગયા હોય તથા તેમાં એકનો પુત્ર મરી જાય, પણ બીજાનો જીવતો હોય તો તે જીવતો પુત્ર મહાન્ વિભૂતિને પ્રાપ્ત થઈ કોઇ પુરુષદ્વારા પોતાના પિતાને પોતાની વિભૂતિની પ્રાપ્તિનો સમાચાર તથા બીજાના મરણનો સમાચાર મોકલે. તેમાં સમાચાર સંભળાવનાવાળો જો દુષ્ટ હોય તો જીવતા પુત્રના પિતાને કહે કે તારો પુત્ર મરી ગયો તથા મરેલા પુત્રના પિતાને કહે કે, તારો પુત્ર શરીરે નીરોગી છે, અત્યંત વિભૂતિને પ્રાપ્ત થયલો છે તથા થોડા સમયમાં હસ્તી આરૂઢ થઈ મોટા સમાજ સાથે આવશે. આ વંચક પુરુષનાં વચનને સાંભળી જીવતા પુત્રનો પિતા રડે છે તથા મહાન્ દુઃખનો અનુભવ કરે છે તથા મરેલા પુત્રનો પિતા મહાન્ હર્ષને પ્રાપ્ત થાય છે. તેજ પ્રમાણે દેશાંતરમાં ઈશ્વરરચિત પુત્ર જીવે છે તો પણ મનોમય પુત્ર મરી ગયો માટે દુઃખ થાય છે તથા ઇશ્વર રચિત જીવતા પુત્રનું સુખ થતું નથી. તેમજ બીજાનો ઈશ્વર રચિત પુત્ર મરી ગયેલો છે તેને દુઃખ થતું નથી તથા મનોમય રીતે જીવે છે. તેથી તેને સુખ થાય છે. આથી જીવસૃષ્ટિ જ સુખદુઃખના હેતુ રૂપ છે. ઇશ્વર-સૃષ્ટિ સુખ દુઃખના હેતુરૂપ નથી. આ પ્રમાણે વિદ્યારણ્ય સ્વામીએ જીવસૃષ્ટિ તથા ઈશ્વરસૃષ્ટિ એમ બે પ્રકારની કહી છે. તેમાં જીવ સૃષ્ટિ પ્રાતિભાસિક છે તથા ઇશ્વરસૃષ્ટિ વ્યાવહારીક છે. એજ પ્રમાણે બીજા ગ્રંથકારોએ પણ સત્તા ત્રણ પ્રકારની કહી છે. ચેતનની પરમાર્થ સત્તા છે તથા ચેતનવડે ભિન્ન જડ પદાર્થની બે પ્રકારની સત્તા છે, એક વ્યાવહારીક સત્તા તથા

બીજી પ્રાતિભાસિક સત્તા. સૃષ્ટિના આદિ કાળમાં ઇશ્વર સંકલ્પથી ઉપજેલ જે કેવળ અવિદ્યાના કાર્ય પંચભૂત તથા તેના કાર્યની વ્યાવહારીક સત્તા છે તથા દોષ સહિત અવિદ્યાનાં કાર્ય રૂપ સ્વપ્ન શુક્તિ રજતાદિકની પ્રાતિભાસિક સત્તા છે. આ રીતે જાગ્રત પદાર્થની વ્યાવહારીક સત્તા તથા સ્વપ્નની પ્રાતિભાસિક સત્તા કહી છે.

૩૧૭ વિવરણઃ—એમ છતાં અનાત્મ પદાર્થની સર્વની પ્રાતિભાસિક સત્તા છે; માટે બે પ્રકારની સત્તા છે. ચેતનની પ્રરમાર્થ સત્તા તથા ચેતનવડે ભિન્ન સકલ અનાત્માની પ્રાતિભાસિક સત્તા. જાગ્રત સ્વપ્નના પદાર્થની કિંચિત્ માત્ર પણ વિલક્ષણતા સિદ્ધ થતી નથી, જે ઉત્તમ સિદ્ધાંતને પ્રતિપાદન કરે છે.

चौपाई—

बिन सामग्री उपजत यातैं ।
स्वप्नसृष्टि सब मिथ्या तातैं ॥
देशकालको लेश न जामैं ।
सर्व जगत उपजत है तामैं ॥ ८ ॥

स्वप्नसमान झूठ जग जानहु ।
लेश सत्य ताकूं मति मानहु ॥
जाग्रतमांहि स्वप्न नहिं जैसैं ॥
स्वप्नमाहि जाग्रत नहिं तैसैं ॥ ९ ॥

શબ્દાર્થ—સામગ્રી વિના ઉત્પત્તિ થવાથી સ્વપ્ન સૃષ્ટિ

મિથ્યા કહેવાય છે. જેમાં દેશ કાળનો પણ લેશ હોતો નથી, તેમાં સર્વ જગતની ઉત્પત્તિ થાય છે. ૮ આ સ્વપ્નની સમાન જગત્‌ને જૂઠું જાણવું, પણ તેને લેશ માત્ર પણ સત્યરૂપે માનવું નહિ. જેમ જાગ્રતમાં સ્વપ્ન ખોટું છે, તેમ સ્વપ્નને લેખે જાગ્રત ખોટું છે. ૯

**વિવરણ**—દેશ કાળ સામગ્રી વિના સ્વપ્નના હસ્તી પર્વતાદિક ઉપજતા હોવાથી મિથ્યા કહેવાય છે. તેમ આકાશાદિ પ્રપંચની સૃષ્ટિ બ્રહ્મથી થાય છે. આ બ્રહ્મમાં દેશકાળનો પણ લેશ નથી. સ્વપ્નમાં હસ્તી પર્વતાદિકને યોગ્ય દેશકાળ નથી. છતાં અલ્પ દેશકાળ છે. તેમ આકાશાદિકની સૃષ્ટિમાં અલ્પ દેશકાળ પણ નથી. કારણ કે દેશકાળ રહિત પરમાત્માવડે આકાશાદિકની સૃષ્ટિ કહેલી છે. આ કારણથી તૈત્તિરીય શ્રુતિમાં આકાશાદિકની ક્રમે કરી સૃષ્ટિ કહી છે. પણ દેશકાળની સૃષ્ટિ કહી નથી. તેમાં સૂત્રકાર ભાષ્યકારે પણ દેશકાળની સૃષ્ટિ કહી નથી. અહી સૃષ્ટિનો અર્થ ઉત્પત્તિ થાય છે. આમાં તૈતીરીય શ્રુતિનો તથા સૂત્રકાર ભાષ્યકારનો અભિપ્રાય નીચે પ્રમાણે છેઃ—આકાશાદિક પ્રપંચની ઉત્પત્તિ દેશકાળ સામગ્રિ વિના થાય છે, માટે આકાશાદિક સ્વપ્નની માફક મિથ્યા છે.

**ટીકાઃ**—આકાશાદિ સ્વપ્નની માફક મિથ્યા છેઃ—આમાં રહસ્ય નિચે પ્રમાણે રહેલું છેઃ—જેમ કોઇ બે બળવાન્ પુરૂષ શુન્ય વનમાં પોતપોતાની બલિષ્ઠતાના વિવાદવડે પોતપોતાના જ બળની પરીક્ષા માટે (જે અન્યને મારે તે બળવાન્) એવી પ્રતિજ્ઞા કરી ઉભય ફળ યુક્ત શક્તિ (શસ્ત્ર વિશેષ) ને વચમાં ધરી તેના એક એક ફળને હૃદયદેશમાં લગાવી પરસ્પરના સન્મુખ બળ કરવાવડે બેઉ મૃત્યુને પામે. તેમ બ્રહ્મ રૂપ ન્ય વનમાં જાગ્રત પ્રપંચ તથા સ્વપ્ન પ્રપંચ રૂપ બે

બળવાન્ પુરૂષ છે. તેનો પરસ્પરમાં પરસ્પરના દૃષ્ટાંતવડે જે પરસ્પરનો પ્રહાર થાય છે, તે દર્શાવવામાં આવે છે:—જે દેશ કાળાદિ લાગણી વિના ઉપજે, તે જૂઠું હોય છે. જેમ દેશ રૂપ સામગ્રીની ન્યુનતાવાળું પાંખવાળું કબુતર, ચામડાનો સર્પ ઇત્યાદિ ઐન્દ્રજાલીક (બાજીગરે રચેલા) પદાર્થ મિથ્યા કહેવાય છે, તેમ હિતા નામની કંઠની નાડી રૂપ અલ્પ દેશ તથા અલ્પ કાળમાં ઉપજેલો સ્વપ્નપ્રપંચ મિથ્યા છે. તેના દૃષ્ટાંતવડે (તેના સદૃશ હોવાથી) જાગ્રત પ્રપંચ પણ મિથ્યા છે. આ પ્રમાણે સ્વપ્નના દૃષ્ટાંતવડે જાગ્રતનો પ્રહાર છે. તેમજ દેશ કાળ રૂપ સામગ્રીના લેશથી રહિત બ્રહ્મમાં જાગ્રત પ્રપંચ પ્રતીત થાય છે, માટે તે અસત્ય છે. કારણ કે પ્રતીયમાન દેશ કાળ જાગ્રત પ્રપંચના અંતર્ગત છે. આથી ભિન્ન દેશકાળ પ્રપંચના કારણરૂપે જો કોઈ કહે તો તેને પૂછવું જોઇએ કે, તે દેશ કાળ બ્રહ્મથી અભિન્ન છે કે ભિન્ન છે ? જો તે અભિન્ન કહે તો બ્રહ્મ ભિન્ન દેશકાળના અભાવથી દેશકાળ રહિત બ્રહ્મમાં પ્રપંચની પ્રતીતિ સિદ્ધ થાય. વળી જો બ્રહ્મથી ભિન્ન દેશ કાળ કહે તો તે સત્ય છે કે મિથ્યા છે ? જો સત્ય કહે તો અદ્વૈત શ્રુતિથી વિરોધ થશે. વળી જો મિથ્યા કહે તો તેને પણ પ્રપંચની માફક કાર્યરૂપ હોવાથી તેનું કારણ કોઇ દેશકાળ કહેવો જોઇયે. જો પોતાનું કારણ પોતેજ છે તો આત્માશ્રય થશે. જો પ્રથમ દેશ કાળનું કારણ દ્વિતીય તથા દ્વિતીયનું પ્રથમ કહીએ તો પરસ્પરની ઉત્પત્તિમાં પરપસ્પરની અપેક્ષા હોવાથી અન્યોન્યાશ્રય થશે. વળી જો દ્વિતીયનો તૃતીય તથા તૃતીયનો પ્રથમ દેશકાળ કારણ રૂપે કહીએ તો ચક્રની માફક ભ્રમણરૂપ ચક્રિકાદોષ થશે. વળી જો તૃતીય દેશકાળના કારણ રૂપ ચતુર્થ તથા ચતુર્થના કારણરૂપ પંચમ કહીએ તો અનંત દેશ કાળની ધારારૂપ અનવસ્થા દોષ થશે માટે બ્રહ્મમાં કોઇ પણ દેશકાળ સિદ્ધ થતો નથી. આ રીતે દેશકાળ રહિત બ્રહ્મથી જાગ્રત જગ-

તની ઉત્પત્તિ પ્રતીત થાય છે. માટે જાગ્રત પ્રપંચ અસત્ અર્થાત્ તુચ્છ છે. વળી જાગ્રત કાળમાં સ્વપ્ન પદાર્થની સ્મૃતિ થાય છે તથા સ્વપ્નમાં ઘણું કરીને જાગ્રતના પદાર્થની સ્મૃતિ થતી નથી, માટે જાગ્રત પ્રપંચ પણ અસત્ છે. આના દૃષ્ટાંતે કરી સ્વપ્ન પ્રપંચ પણ અસત્ ( વંધ્યા પુત્રની સમાન ) છે. વળી જ્યારે જાગ્રતનો અભાવ છે ત્યારે તેના અંતર્ગત સમાધિ અવસ્થાનો પણ ચેતનમાં અભાવ છે. વળી જ્યારે જાગ્રત સ્વપ્નનો અભાવ છે ત્યારે બેઉ અવસ્થામાં રહેલ બુદ્ધિના અભાવથી તેના વિલયરૂપ સુષુપ્તિ તથા તેના અંતર્ગત મરણ મૂર્છાનો પણ અભાવ છે આ પ્રમાણે બ્રહ્મમાં સર્વ પ્રપંચની અસિદ્ધિ થવાથી અજાતવાદ સિદ્ધ થાય છે.

૩૧૮ વિવરણઃ—જોકે મધુસૂદન સ્વામીએ દેશકાળ સાક્ષાત્ અવિદ્યાના કાર્યરૂપે કહ્યો છે, માટે માયા વિશિષ્ટ પરમાત્માથી પહેલી માયાનું પરિણામ દેશકાળ થાય છે. ત્યાર પછી આકાશાદિકની ઉત્પત્તિ થાય છે. માટે યોગ્ય દેશકાળવડે આકાશાદિક પ્રપંચની ઉત્પત્તિ સંભવે છે. છતાં મધુ સૂદન સ્વામીનો અભિપ્રાય એ પ્રમાણે નથી કે, દેશકાળ પ્રથમ થાય છે તથા આકાશાદિક પછી થાય છે. અતીત કાળમાં હોય તે પ્રથમ તથા પૂર્વ કહેવાય છે તથા ભવિષ્ય કાળમાં જે હોય, તેને ઉત્તર કહે છે અથવ પાછળ કહે છે. આકાશાદિકની ઉત્પત્તિવડે પ્રથમ દેશકાળ ઉત્પન્ન થાય છે, આમ કહેવાથી આકાશાદિકની ઉત્પત્તિ કાળથી પૂર્વ કાળના અધિષ્ઠાનરૂપે છે, એમ સિદ્ધ થશે. માટે દેશકાળની ઉત્પત્તિમાં પૂર્વ કાળની અપેક્ષા થશે તથા કાળની ઉત્પત્તિ વિના પૂર્વ કાળ સિદ્ધ છે, માટે આકાશાદિકથી પૂર્વ કાળમાં દેશ કાળાદિક થાય છે, એમ કહેવું બની શકે નહિ. પણ મધુસૂદન સ્વામીનો અભિપ્રાય નીચે પ્રમાણે છેઃ—જેમ ભૂત ભૌતિક પ્રપંચ પ્રતીત થાય છે, તેમ દેશકાળ પણ પ્રતીત

થાય છે. આત્માથી ભિન્ન કોઇ પણ નિત્ય નહી હોવાથી દેશ-કાળ નિત્ય નથી, તેમ નહિ હોયલાની પ્રતીતિ હોય નહિ. માટે આકાશાદિકની માફક દેશકાળની પણ ઉત્પત્તિ હોય છે. આ દેશ કાળ માયાના પરિણામરૂપે છે તથા ચેતનના વિવર્ત રૂપે છે. જે વિવર્ત હોય, તે કોઇના કારણ રૂપ હોય નહિ. માટે આકાશાદિક પ્રપંચની ઉત્પત્તિમાં દેશ કાળ કારણ રૂપે હોય નહિ. વળી કારણ પ્રથમ હોય છે તથા કાર્ય પછી હોય છે. આકાશાદિક પ્રપંચથી દેશ કાળ પ્રથમ હોય એમ કહેવું બની શકે નહિ. એ વાત પ્રથમ કહી આવ્યા છીએ. માટે દેશ કાળને આકાશાદિ પ્રપંચની કારણતા હોય નહિ. પણ સ્વપ્નના પિતા પુત્રની માફક દેશ કાળ સહિત આકાશાદિ પ્રપંચ માયાવિશિષ્ટ પરમાત્માથી ઉત્પન્ન થાય છે. વળી કોઈ પદાર્થ કોઇ દેશમાં કોઈ કાળે ઉપજે છે તથા અન્ય દેશમાં અન્ય કાળે ઉપજતો નથી. આ રીતે સર્વ પદાર્થ પ્રલય કાળમાં ઉપજતા નથી, પણ સૃષ્ટિકાળમાં ઉપજે છે. માટે દેશ કાળને કારણ પ્રતીત થાય છે. તો પણ જે માયાવડે દેશ કાળ સહિત પ્રપંચની ઉત્પત્તિ થાય છે, તે માયાથી જ દેશ કાળમાં કારણતા તથા અન્ય પ્રપં-ચમાં કાર્યતા પ્રતીત થાય છે. વળી આકાશાદિક પ્રપંચને દેશ કાળ કારણરૂપે નથી.

ટીકાઃ—દેશકાળની ઉત્પત્તિમાં ભૂતકાળને કારણ મા-નીએ તો તે ભૂતકાળની ઉત્પત્તિમાં કોઈ કાળને કારણ માનવો જોઇયે. જો તે પોતાની ઉત્પત્તિમાં પોતે જ કારણ છે, તો આત્મા-શ્રય થશે તથા તેના અન્ય પૂર્વ કાળ તથા અન્યનું પોતે જો કારણ કહીએ તો અન્યોન્યાશ્રય થશે. જો દ્વિતીય પૂર્વ કાલનુ કારણ તૃતીય પૂર્વ કાળ તથા તૃતીય પૂર્વ કાળનું કારણ પ્રથમ પૂર્વ કાળ માનીએ તો ચક્રિકા દોષ થશે. જો તૃતીય પૂર્વ

કાળનું કારણ ચતુર્થ પૂર્વ કાળ તથા ચતુર્થનું કારણ પંચમ પૂર્વ કાળ કહીએ તો અનવસ્થા દોષ થશે. આ રીતે દોષસમૂહના સદ્ભાવથી દેશ કાલની ઉત્પત્તિમાં પૂર્વ કાળને કારણ માનવું, તે અયોગ્ય છે.

## ૩૧૯ બ્રહ્મની કારણતા દેશકાળમાં પ્રતીત થાય છે ઇત્યાદિ સ્થળે અન્યથા ખ્યાતિનો અંગીકાર.

વિવરણઃ—કોઈને નીચે પ્રમાણે શંકા થાય કે, નહી થયેલા પદાર્થની પ્રતીતિ થતી નથી તથા સિદ્ધાતમાં તેનો અંગીકાર નથી. જો નહિ થયલાની પ્રતીતિ માનીએ તો અસત્ ખ્યાતિનો અંગીકાર થશે તથા નહિ થયેલા એવા વંધ્યાપુત્ર તથા શશશૃંગાદિકની પ્રતીતિ થવી જોઇએ. માટે નહી થયલાની પ્રતીતિ હોય નહિ. આથી દેશકાળમાં કારણતા હોય નહિ, તો દેશકાળમાં સર્વ પદાર્થની કારણતા માયાના બળવડે પ્રતીત થવી જોઈયે નાહ તથા કારણતા દેશ કાળમાં પ્રતીત થાય છે, માટે દેશકાળ સર્વ પ્રપંચના કારણરૂપ છે જો કોઇ સિદ્ધાંતી એમ કહે કે, સર્વ પ્રપંચનું કારણ બ્રહ્મ છે. બ્રહ્મની કારણતા દેશ કાળમાં પ્રતીત થાય છે, પણ દેશ કાળમાં કારણતા નથી એમ કહેવું બની શકે નહિ. કારણ કે જેમ દેશ કાળનું અધિષ્ઠાન બ્રહ્મ છે, તેમ સર્વ પ્રપંચનું અધિષ્ઠાન બ્રહ્મ છે. દેશ કાળમાં જ બ્રહ્મની કારણતા પ્રતીત થાય, અન્યમાં નહિ, એમ કહેવામાં કોઈ હેતુ નથી. માટે જો અધિષ્ઠાન બ્રહ્મની કારણતા દેશકાળમાં પ્રતીત થાય તો બ્રહ્મ સર્વ પ્રપંચના અધિષ્ઠાનરૂપ છે. માટે સર્વ પ્રપંચમાં કારણતા પ્રતીત થવી જોઇએ. કોઈમાં કારણતા તથા કોઇમાં કાર્યતા એવો ભેદ થવો જોઈયે નહિ. વળી દેશ કાળમાં કારણતા નથી, પણ બ્રહ્મમાં કારણતા છે. આ બ્રહ્મની કારણતા

દેશકાળમાં પ્રતીત થાય છે, એમ કહેવાથી અન્યથા ખ્યાતિનો અંગીકાર થશે. કારણ કે અન્ય વસ્તુની અન્યરૂપે કરી પ્રતીતિને અન્યથા ખ્યાતિ કહે છે. દેશકાળ કારણ રૂપ નથી, માટે કારણથી અન્ય અકારણરૂપ છે. તેની અન્ય રૂપે કરી કહેતાં કારણ રૂપે કરી પ્રતીતિ માનવામાં અન્યથા ખ્યાતિનો અંગીકાર થશે તથા સિદ્ધાંત પ્રમાણે અન્યથા ખ્યાતિનો અંગીકાર નથી. જો આ સ્થળે અન્યથા ખ્યાતિ માનીએ તો શુક્તિમાં અનિર્વચનીય રૂપતાની ઉત્પત્તિ સિદ્ધાંતમાં માની છે તે નિષ્ફળ થશે. કારણકે અન્યથા ખ્યાતિમાં બે મત છે. એક તો અન્ય દેશમાં રહેલા પદાર્થની અન્ય દેશમાં જે પ્રતીતિ તે અન્યથા ખ્યાતિ છે. જેમકે કાંતાના હસ્તમાં રહેલ રૂપાની સન્મુખ છીપની દશામાં જે પ્રતીતિ તે અન્યથા ખ્યાતિ અથવા તો અન્ય પદાર્થની અન્ય રૂપે કરી જે પ્રતીતિ તે અન્યથા ખ્યાતિ. જેમ કે શુક્તિની જ રૂપારૂપે કરી જે પ્રતીતિ, તે અન્યથા ખ્યાતિ. આ પ્રમાણે સર્વ ભ્રમ સ્થળમાં અન્યથા ખ્યાતિવડે નિર્વાહ સંભવે છે. અનિર્વચનીય રજતાદિકનું ઉત્પત્તિકથન અસંગત થશે. વળી જો સિદ્ધાંતી એમ કહે કે, વિષયના સમાનાકાર જ્ઞાન થાય છે. અન્ય વસ્તુનું અન્ય રૂપે કરી જ્ઞાન સંભવતું નથી. માટે રજતાકાર જ્ઞાનનો વિષય પણ અનિર્વચનીય રજતરૂપે ઉત્પન્ન થાય છે. આ અદ્વૈત સિદ્ધાંત પ્રમાણે કારણથી અન્ય જે દેશકાળ છે, તેમાં બ્રહ્મની કારણતાનું જ્ઞાન સંભવે નહિ. માટે દેશકાળમાં જે કારણતા પ્રતીત થાય છે, તેનો નહી થયેલા અથવા તો બ્રહ્મમાં સ્થીતિ કરેલાનું ભાન સંભવે નહિ. પણ દેશકાળમાંજ કારણતા છે, તેનું ભાન થાય છે. આ પ્રમાણે આકાશાદિક પ્રપંચનું કારણ દેશકાળ નથી, એમ કહેવું તે અસંગત છે.

૩૨૦ પ્રતીવાદી કહે છે:—

**વિવરણ**—આ રીતની શંકા બની શકે નહિ કારણ કે બ્રહ્મની કારણતા દેશ કાળમાં પ્રતીત થાય છે. જેમકે જપાપુષ્પ સંબંધી સ્ફટિકમાં પુષ્પની રક્તતા પ્રતીત થાય છે તેમ અધિષ્ઠાનની સત્યતા સ્વપ્ન કાળમાં મિથ્યા હસ્તી પર્વતાદિકમાં પ્રતીત થાય છે. તેમાં સ્ફટિકમાં અનીર્વચનીય રક્તતાની ઉત્પત્તિનો અંગીકાર નથી. પણ પુષ્પની રક્તતા સ્ફટીકમાં પ્રતીત થાય છે. માટે શ્વેત સ્ફટિકની રકતરૂપે કરી પ્રતીતિ થવાથી રકતતાના જ્ઞાનમાં અન્યથા ખ્યાત માની છે. તેજ પ્રમાણે સ્વપ્નમાં મિથ્યા પદાર્થમાં સત્યતા પ્રતીત થાય છે. તેમાં અનિર્વચનીય સત્યતા તે પદાર્થમાં ઉત્પન્ન થાય છે. એમ કહીએ તો સત્ય મિથ્યા છે. આવા વ્યાઘાત દોષવાળા વચનની માફક સંભવે નહિ તથા નહી થયેલાની પ્રતીતિ થતી નથી. પણ સ્વપ્નના અધિષ્ઠાન ચેતનની સત્યતા મિથ્યા પદાર્થમાં પ્રતીત થાય છે માટે મિથ્યા પદાર્થની સત્યરૂપે કરી પ્રતીતિ થવાથી સત્યતાના જ્ઞાનમાં અન્યથા ખ્યાતિ માની છે. તેજ પ્રમાણે અધિષ્ઠાન બ્રહ્મની કારણતા દેશકાળમાં અન્યથાખ્યાતિવડે પ્રતીત થાય છે.

૩૨૧ **વિવરણ**:—જો કોઇ એમ કહે કે, આ સ્થળે જ અન્યથા ખ્યાતિ માનવી તો સર્વ ભ્રમમાં અન્યથા ખ્યાતિ જ માનવી જોઈએ. આ રીતની શંકાનો અસંભવ છે. કારણ કે શુક્તિ રજતાદિકમાં અન્યથા ખ્યાતિ માનવામાં નીચે પ્રમાણે દોષ કહ્યો છે:—વિષયથી વિલક્ષણ જ્ઞાન કદી હોઈ શકે નહિ. વળી જ્યાં સ્ફટિકમાં રક્તતાનું જ્ઞાન થાય ત્યાં રક્ત પુષ્પનું સ્ફટિક સાથે સંબંધપણું છે. માટે સ્ફટિક સંબંધી પુષ્પની રક્તતા સ્ફટીકમાં પ્રતીત થાય છે. કારણ કે અંતઃકરણની વૃત્તિ

જ્યારે રક્ત પુષ્પાકાર થાય ત્યારે વૃત્તિનો વિષય રક્ત પુષ્પ સંબંધી સ્ફટિક છે. માટે પુષ્પની રક્તતા સ્ફટીકમાં પ્રતીત થાય છે. વળી તે જ પ્રમાણે શુક્તિનું રજતરૂપે કરી જ્ઞાન સંભવતું નથી. કારણ કે શુક્તિ દેશમાં અનિર્વચનીય તથા વ્યાવહારીક રજત અન્ય મત પ્રમાણે નથી, પણ શુક્તિરૂપ જ છે. આ શુક્તિના સંબંધવડે શુક્તિસમા નાકારજ અંતઃકરણની વૃત્તિ થશે. પણ રજતાકાર અંતઃકરણની વૃત્તિ થશે નહિ. માટે અવિદ્યાનું પરિણામ ચેતનનું વિવર્ત અનિર્વચનીય રજત તથા તેનું જ્ઞાન બંને ઉત્પન્ન થાય છે. વળી સ્ફટિકમાં રક્તતા પ્રતીત થાય ત્યાં વૃત્તિનો સંબંધ સ્ફટિક તથા રક્ત પુષ્પ બેઉવડે થાય છે. રક્ત પુષ્પના સંબંધવડે રક્તાકાર વૃત્તિ થાય છે. આ વૃત્તિનો સ્ફટિકથી પણ સંબંધ છે તથા સ્ફટિકમાં રક્તતાની છાયા છે, માટે પુષ્પનો ધર્મ રક્તતા સ્ફટિકમાં તેજ વૃત્તિનો વિષય છે. આ રીતે જ્યાં બે પદાર્થનો સંબંધ છે, ત્યાં એકના ધર્મની બીજામાં પ્રતીતિ સંભવે છે. તેમાં અન્યથા ખ્યાતિ સંભવે છે. જેમાં બેઉ પદાર્થનો સંબંધ નથી ત્યાં અન્યથા ખ્યાતિ નથી. પણ અનીર્વચનીય ખ્યાતિ છે. જેમ પુષ્પ સંબંધી સ્ફટિકમાં પુષ્પની રક્તતા પ્રતીત થાય છે, તેમ સ્વપ્નના હસ્તી પર્વતાદિકનો અધિષ્ઠાનચેતનથી સંબંધ છે. માટે ચેતનનો ધર્મ સત્યતા પણ ચેતન સંબંધી હસ્તી પર્વત્તાદિકમાં પ્રતીત થાય છે, તે અન્યથા ખ્યાતિ છે. તેજ પ્રમાણે અધિષ્ઠાન ચેતનનો ધર્મ કારણતા અધિષ્ઠાન ચેતન સંબંધી દેશકાળમાં પ્રતીત થાય છે.

### ૩૨૨ જાગ્રત પ્રપંચ સામગ્રી વિના થાય છે માટે સ્વપ્ન સમાન મિથ્યા છે.

વિવરણઃ—વળી પૂર્વે જે શંકા કરી કે, અધિષ્ઠાન ચે-

તનનો સંબંધ સર્વ પ્રપંચને લીધે છે. જો સંબંધીનો ધર્મ અન્યથાખ્યાતિવડે અન્યમાં પ્રતીત થાય તો ચેતનની કારણતા સર્વ પ્રપંચમાં પ્રતીત થવી જોઈએ. આ શંકા બની શકે નહિ. કારણ કે જેમ સ્વપ્નમાં બે શરીર ઉત્પન્ન થાય છે. જેવાં કે એક શરીર પિતારૂપ પ્રતીત થાય છે તથા બીજું શરીર પુત્રરૂપ પ્રતીત થાય છે. તેમાં બેઉ શરીરનો સ્વપ્નના અધિષ્ઠાન ચેતનથી સંબંધ છે, છતાં પિતા શરીરમાં અધિષ્ઠાન ચેતનની કારણતા પ્રતીત થાય છે તથા પુત્ર શરીરમાં કારણતા પ્રતીત થતી નથી. પણ પિતા જન્ય પુત્ર છે. આ રીતે પુત્ર શરીરમાં કાર્યતા પ્રતીત થાય છે. આ પ્રમાણે જો કે અધિષ્ઠાન ચેતનવડે સર્વનો સંબંધ છે, છતાં દેશકાળમાં ચેતન ધર્મ કારણતાની પ્રતીતિ થાય છે. બીજામાં કાર્યતાની પ્રતીતિ થાય છે. અથવા અધિષ્ઠાન ચેતન અસંગ છે. તે કાઇના પરમાર્થવડે કારણ રૂપે નથી. માયામાં આભાસ જો કે કારણરૂપ છે, છતાં આભાસનું સ્વરૂપ મિથ્યા છે. જે પોતેજ મિથ્યા થાય તો બીજાનું કારણ બને નહિ. માટે પરમાત્મામાં પ્રપંચની કારણતા હોય તો તેની દેશકાળમાં ભ્રમવડે પ્રતીતિ સંભવે. આ પરમાત્મામાં કારણતા નથી. પરમાત્મા કારણતાદિ ધર્મ રહિત અસંગ છે. તેની કારણતા દેશકાળમાં પ્રતીત થાય છે, એમ કહેવું સંભવે નહિ. પણ માયાકૃત અનીર્વચનીય દેશકાળ અનિર્વચનીય કારણતાવાળો થાય છે. વળી પરમાર્થવડે દેશકાળ કારણ રૂપે નથી. જેમ પુત્રહીન પુરૂષ સ્વપ્નમાં પુત્ર પૌત્ર બેઉને જુવે, તેમાં પુત્ર પૌત્ર શરીર અનિર્વચનીય રૂપે હોય છે તથા પુત્ર શરીરમાં પૌત્ર શરીરની અનિર્વચનીય કારણતા હોય છે. તેમાં પરમાર્થવડે પુત્રશરીર તથા પૌત્રશરીરનો પરસ્પર કાર્યકારણ ભાવ હોતો નથી.

તેમ અનિર્વચનીય કારણ દેશકાળરૂપે પ્રતીત થાય છે. પરમાર્થવડે દેશકાળ તથા આકાશાદિક પ્રપંચનો કારણ કાર્ય ભાવ નથી. આ પ્રમાણે દેશકાળ સામગ્રીવિના જાગ્રત પ્રપંચની ઉત્પત્તિ થાય છે. માટે સ્વપ્નની માફક જાગ્રત પણ મિથ્યા છે. વળી જેમ સ્વપ્નના સ્ત્રી પુત્રાદિક સ્વપ્નમાંજ સુખદુઃખના હેતુ રૂપ છે પણ જાગ્રતમાં તેનો અભાવ છે, તેથી જાગ્રતના પ્રદાર્થનો સ્વપ્નમાં અભાવ છે. એક સમરૂપે છે.

### ૩૨૩ જાગ્રતના પદાર્થ જ્ઞાનની સાથેજ ઉત્પન્ન થાય છે માટે બીજા જાગ્રતમાં રહેતા નથી.

**વિવરણ**—જો કોઈ એમ કહે કે, જાગ્રતવડે સ્વપ્ન થઈ ફરી જાગ્રત થાય, તેમાં પહેલા જાગ્રતના જે પદાર્થ છે, તેજ સ્વપ્ન વ્યવહિત બીજા જાગ્રતમાં રહે છે તથા પ્રથમ સ્વપ્નના પદાર્થ બીજા સ્વપ્નમાં રહેતા નથી. માટે સ્વપ્નના પદાર્થથી જાગ્રતના પદાર્થ વિલક્ષણ છે. આ રીતની શંકા પણ સિદ્ધાંતને ન જાણનારા મૂઢની દૃષ્ટિવડે હોય છે. કારણ કે આવી દૃષ્ટિ મૂર્ખની છે. સંસારપ્રવાહ તો અનાદિ છે. તેમાં જીવને જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ થાય છે. જાગ્રત કાળમાં સ્વપ્ન સુષુપ્તિ નષ્ટ થાય છે. સ્વપ્નકાળે જાગ્રત સુષુપ્તિ નષ્ટ થાય છે, તેજ પ્રમાણે સુષુપ્તિ કાળે જાગ્રત સ્વપ્ન નષ્ટ થાય છે. પરંતુ સ્વપ્ન સુષુપ્તિ હોય ત્યારે જાગ્રત કાળના સ્ત્રી પુત્ર પશુ ધનાદિક દૂર થતાં નથી. તેનું જ્ઞાનજ દૂર થાય છે. વળી જાગ્રત થાય ત્યારે પ્રથમ પણ જાગ્રતના વિદ્યમાન પદાર્થનું જ્ઞાન થાય છે. આ અજ્ઞાની મૂર્ખની દૃષ્ટિ છે.

### ૩૨૪ આનો સિદ્ધાંત નીચે પ્રમાણે છેઃ—

**વિવરણ**—સર્વ પદાર્થ ચેતનના વિવર્તરૂપ છે. અ-

વિદ્યાના પરિણામરૂપ છે, માટે શુક્તિ રજતની માફક જે કાળે જે પદાર્થ પ્રતીત થાય, તે કાળે આધિષ્ઠાન ચેતન આશ્રિત અવિદ્યાનું બે પ્રકારે પરિણામ થાય છે. જેમકે અવિદ્યાના તમોગુણ અંશનું ઘટાદિ વિષય રૂપ પરિણામ થાય છે તથા અવિદ્યાના સત્વગુણનું જ્ઞાનરૂપ પરિણામ થાય છે. જો કે ચેતનને જ્ઞાન કહે છે, માટે સત્વગુણનું પરિણામ જ્ઞાન છે, એમ કહેવું બને નહિ. છતાં સર્વ વ્યાપક ચેતન જ્ઞાનરૂપ નથી. પણ સાભાસ વૃત્તિમાં આરૂઢ ચેતનને જ્ઞાન કહે છે. માટે ચેતનમાં જ્ઞાનવ્યવહારની સંપાદક વૃત્તિ છે. આ રીતે ચેતનમાં જ્ઞાનપણાની સંપાદક વૃત્તિ છે. આ રીતે ચેતનમાં જ્ઞાનપણાની પણ ઉપાધિ વૃત્તિ છે. તેમાં જ્ઞાન શબ્દનો ઉપયોગ થાય છે. જેમ લોકમાં કોઇ કહે કે, ઘટનું જ્ઞાન ઉત્પન્ન થયું તથા પટનું જ્ઞાન નાશ પામ્યું. આમાં વૃત્તિમાં આરૂઢ ચેતનનો ઉત્પત્તિ નાશ સંભવતો નથી. વૃત્તિનો ઉત્પત્તિ નાશ થાય છે તથા જ્ઞાનને ઉત્પત્તિ નાશ કહે છે. માટે વૃત્તિમાં પણ જ્ઞાન શબ્દનો પ્રયોગ થાય છે. આ વૃત્તિ રૂપ જ્ઞાન સત્વગુણનું પરિણામ છે, એમ કહેવું સંભવે છે. તે વૃત્તિરૂપ પરિણામમાં ચેતનનો આભાસ થાય છે તથા ઘટાદિક વિષય રૂપ પરિણામમાં ચેતનનો આભાસ થતો નથી. કારણ કે વિષય તથા વૃત્તિ બેઉ જો કે અવિદ્યાદ્વારા પરિણામરૂપે છે, છતાં ઘટાદિક વિષય અવિદ્યાના તમો ગુણનું પરિણામ છે, માટે મલીન છે, જેથી તેમાં આભાસ હોય નહિ તથા વૃત્તિ જે સત્વગુણનું પરિણામ છે તે સ્વચ્છ રૂપે છે તથા તેમાં આભાસ થાય છે. આ રીતે વૃત્તિને ચેતનના આભાસ ગ્રહણની યોગ્યતા થવાથી વૃત્તિ અવિચ્છિન્ન ચેતનને જ્ઞાન કહેવામાં આવે

છે તથા સાક્ષી કહેવામાં આવે છે. ઘટાદિક વિષયને આભાસ ગ્રહણની યોગ્યતા નથી. આ કારણથી વિષય અવિચ્છિન્ન ચેતન જ્ઞાનરૂપ નથી તથા સાક્ષીરૂપ પણ નથી. આ રીતે જાગ્રતના પદાર્થ તથા તેનું જ્ઞાન એક સાથેજ ઉત્પન્ન થાય છે તથા સાથેજ નષ્ટ થાય છે. આ વેદનો ગૂઢ સિદ્ધાંત છે. માટે જાગ્રતના પદાર્થ બીજા જાગ્રતમાં રહેછે, એમ કહેવું સંભવતું નથી.

## જાગ્રતના પદાર્થનો પરસ્પર કાર્ય કારણભાવ નથી.

૩૨૫ વિવરણ—જો કે સ્વપ્નમાંથી જાગતા પુરૂષને આ રીતની પ્રત્યભિજ્ઞા થાય છે કે જે પદાર્થ પૂર્વે હોય, તેજ આ પદાર્થ છે. માટે જાગ્રતના પદાર્થના જ્ઞાનની વખતેજ ઉત્પત્તિ નાશ થતા નથી. પણ જ્ઞાનના કરતાં પ્રથમ વિદ્યમાન હોય છે તથા જ્ઞાન નાશ થવા પછી પણ રહે છે. તેમ છતાં જેમ સ્વપ્નના પદાર્થ તે ક્ષણે ઉત્પન્ન થાય છે તથા એમ પ્રતીત થાય છે કે મારા જન્મવા પૂર્વે ઉત્પન્ન થયલા આ પર્વત સમુદ્રાદિ છે. ત્યાં તત્કાળ ઉપજેલા પદાર્થમાં બહુકાલ સ્થિરતાની ભ્રાંતિ થાય છે. માટે જે અવિદ્યાએ મિથ્યા પર્વત સમુદ્રાદિ ઉપજાવેલ છે તેજ અવિદ્યાવડે બહુ કાળ સ્થિરતા તથા સ્થિરતાની પ્રતીતિ અનિર્વચનીય ઉપજે છે. તેમ જાગ્રતના પદાર્થમાં પણ અનેક દિન સ્થિરતા નથી. પણ અવિદ્યાના બળથી મિથ્યા સ્થિરતા તે પદાર્થની સાથે ઉત્પન્ન થઇ પ્રતીત થાય છે. વળી જો કોઇ એમ કહે કે, સ્વપ્નના પદાર્થ સાક્ષાત્ અવિદ્યાના પરિણામરૂપ છે તથા જાગ્રતના પદાર્થ સાક્ષાત્ અવિદ્યાના પરિણામરૂપ નથી. પણ ઘટની ઉત્પત્તિ, દંડ, ચક્ર તથા કુલાલવડે થાય છે તેમ સર્વ પદાર્થની ઉત્પત્તિ પોતપોતાના કારણથી થાય છે. સાક્ષાત્ અવિદ્યાથી થતી નથી. વળી જો તે

સાક્ષાત્ અવિદ્યાના પરિણામરૂપ હોય તો આકાશાદિ ક્રમે કરી પંચ ભૂતની ઉત્પત્તિ તથા પંચીકરણવડે બ્રહ્માંડની ઉત્પત્તિ શ્રુતિમાં કહી છે તે અસંગત થશે. માટે ઇશ્વરસૃષ્ટિરૂપ જાગ્રતના પદાર્થ પોત પોતાના ઉપાદાનના પરિણામ રૂપ છે. પણ અવિદ્યાના સાક્ષાત્ પરિણામરૂપ નથી. સ્વપ્નના સર્વ પદાર્થ અવિદ્યાના પરિણામરૂપ છે. તેનું એક અવિદ્યા ઉપાદાન હોવાથી તે પદાર્થની તથા તેના જ્ઞાનની એક અવિદ્યાવડે એક કાળે ઉત્પત્તિ સંભવે છે. જાગ્રતના પદાર્થ ભિન્ન ભિન્ન કારણથી ઉત્પન્ન થાય છે. કાર્યના કરતાં પ્રથમ કારણ હોય છે તથા કારણમાં કાર્યનો લય થાય છે. માટે ઘટની ઉત્પત્તિ પહેલાં તથા ઘટના નાશ પછી મૃત્પિંડ રહે છે. આ રીતે કોઇ પદાર્થ અલ્પકાળ સ્થિર તથા કોઈ અધિક કાળ સ્થિર કાર્ય કારણ રૂપે છે, તેમ સ્વપ્નના હોતા નથી.

ટીકા:-શિષ્ય:-મિથ્યા સ્થિરતા કેમ પ્રતીત થાય છે ? ગુરૂ:-જાગ્રતના પદાર્થનું "પૂર્વના જાગ્રતમાં જોયલા આજ પદાર્થ છે." એવા આકારવાળું પ્રત્યભિજ્ઞા જ્ઞાન નિદ્રામાંથી ઉઠેલા પુરૂષને થાય છે. તે જ્ઞાન નદી પ્રવાહ આકાશમાં રહેલા તારાની સ્થિતિ તથા વૃક્ષનાં ફળરૂપ પ્રત્યભિજ્ઞા જ્ઞાનની માફક ભ્રમરૂપ છે. તેમાં મુખ્ય દૃષ્ટાંત સ્વપ્ન છે એમ ઉપર ગ્રંથકારે જણાવેલું છે.

૩૨૬ વિવરણ—આ રીતની શંકા બની શકશે નહિ. કારણકે જાગ્રતના પદાર્થની માફક સ્વપ્નના પદાર્થમાં પણ કાર્ય કારણભાવ પ્રતીત થાય છે. જેમ કે કોઇને એમ સ્વપ્ન આવ્યું કે મારી ગાયને વાછરડો થયો છે અથવા મારી સ્ત્રીને પુત્ર આવ્યો છે. તેમાં ગાય તથા સ્ત્રીમાં કારણતાની પ્રતીતિ તથા બહુકાળ સ્થાયીતાની પ્રતીતિ થાય છે. વત્સ તથા પુત્રમાં કાર્યતા

તથા અલ્પકાળ સ્થિરતા પ્રતીત થાય છે તથા સર્વ સમકાળ છે. કોઇ કોઈના કારણ રૂપ નથી. પણ ગાય, વાછરડો તથા સ્રી આદિકનું અવિદ્યાજ ઉપાદાન કારણ છે. તેમ જાગ્રતમાં પણ કોઈ અધિક કાળ સ્થાયી તથા કારણ સ્વરૂપથી કોઇ ન્યૂન કાળ સ્થાયી કાર્ય રૂપથી સ્વપ્નની માફક પ્રતીત થાય છે. કોઇ કોઇનું પરસ્પર કાર્ય કારણ નથી. પણ સાક્ષાત્ અવિદ્યાના કાર્યરૂપ છે.

૩૨૭ વિવરણ—શ્રુતિમાં જે ક્રમવડે સૃષ્ટિ કહી છે, તેમાં સૃષ્ટિપ્રતિપાદનવિશે શ્રુતિનો અભિપ્રાય નથી. પણ અદ્વૈત બોધનમાં અભિપ્રાય છે. સર્વ પદાર્થ પરમાર્થમાંથી ઉત્પન્ન થાય છે. માટે તેના વિવર્તરૂપ છે જે જેનો વિવર્ત થાય, તે તેનું સ્વરૂપ હોય છે. માટે સર્વ નામ રૂપ બ્રહ્મથી પૃથક્ નથી પણ બ્રહ્મજ છે. આ અર્થને બોધન કરવા સૃષ્ટિ કહી છે, પણ સૃષ્ટિનું બીજુ કાંઇ પ્રયોજન નથી. તેમાં ક્રમનું જે કથન છે, તે સ્થૂલ દૃષ્ટિને વિપરીત ક્રમથી લય ચિંતનના નિમિત્તરૂપ છે. તેનો પણ અદ્વૈતબોધન પ્રયોજન છે, માટે ક્રમ કથનમાં અભિપ્રાય નથી. સૃષ્ટિમાં ક્રમ નથી પણ સર્વ પદાર્થ એક અવિદ્યાથીજ ઉપજે છે. તેનું પરસ્પર કાર્ય કારણ ભાવ તથા પૂર્વ ઉત્તર ભાવ અવિદ્યાકૃત સ્વપ્નની માફક મિથ્યા પ્રતીત થાય છે. વળી શ્રુતિએ તેની પોતામાં કાર્ય કારણતા તથા પૂર્વ ઉત્તરતા કહી છે તે લય ચિંતનના નિમિત્ત કહી છે. ધ્યાનમાં નિયમ નથી. જેવું સ્વરૂપ હોય તેવુંજ ધ્યાન થાય છે. માટે જાગ્રતના પદાર્થનું પોતપોતામાં કાર્ય કારણ ભાવ નથી.

### ૩૨૮ દૃષ્ટિ સૃષ્ટિ વાદનો અંગીકાર.

વિવરણઃ—સર્વ પદાર્થ સાક્ષાત્ અવિદ્યાના કાર્યરૂપ છે

શુક્તિ રજતની માફક અથવા સ્વપ્નની માફક અવિદ્યાની વૃત્તિ ઉપહિત સાક્ષીથી તેનો પ્રકાશ થાય છે. માટે સર્વ પદાર્થ સાક્ષીભાસ્ય છે. વળી જ્ઞાનાકાર તથા જ્ઞેયાકાર અવિદ્યાનું પરિણામ એકજ કાળે ઉપજે છે. સાથે જ નષ્ટ થાય છે. માટે જ્યારે પદાર્થની પ્રતીતિ થાય ત્યારેજ પ્રતીતિનો વિષય પદાર્થ થાય છે. અન્ય કાળે થતો નથી. આને દૃષ્ટિ સૃષ્ટિ વાદ કહે છે. આ પક્ષમાં પદાર્થની અજ્ઞાતસત્તા નથી, પણ જ્ઞાત સત્તા છે. અદ્વૈત વાદમાં આ સિદ્ધાંતપક્ષ છે. આ પક્ષમાં બે સત્તા છે પણ ત્રણ નથી. કારણ કે અનાત્મ પદાર્થ સર્વ સ્વપ્નની માફક પ્રાતિભાસિક છે. પ્રતીતિ કાળવડે ભિન્ન કાળમાં આત્માની સત્તા નથી. માટે ત્રીજી વ્યાવહારીક સત્તા પણ નથી. આ પક્ષમાં સર્વ અનાત્મ પદાર્થ સાક્ષીભાસ્ય છે. કોઈ પણ પ્રમાતા પ્રમાણનો વિષય નથી. કારણ કે અંતઃકરણ, ઇંદ્રિયો તથા ઘટાદિક સર્વે ત્રિપુટી તથા જ્ઞાન સ્વપ્નની માફક એક કાળમાં ઉપજે છે. તેનો વિષય વિષયી ભાવ બને નહિ. જો ઘટાદિક વિષય તથા નિદ્રાદિક ઇંદ્રિયો, તેમજ અંતઃકરણ આ જ્ઞાનથી પ્રથમ થાય તો નેત્રાદિદ્વારા અંતઃકરણની વૃતિરૂપ જ્ઞાન પ્રમાણજન્ય થાય. આ અંતઃકરણ, ઇંદ્રિયો તથા વિષય ત્રણે જ્ઞાનના પૂર્વ કાળમાં નથી. પણ જ્ઞાન સમકાળ જ સ્વપ્નની માફક ત્રિપુટિ ઉપજે છે. માટે ત્રિપુટિજન્ય જ્ઞાન કોઈ પણ નથી. છતાં જ્ઞાનમાં સ્વપ્નની માફક ત્રિપુટીજન્યતા પ્રતીત થાય છે. માટે જાગ્રતના પદાર્થ સાક્ષીભાસ્ય છે, પણ પ્રમાણજન્ય જ્ઞાનના વિષયરૂપ નથી, જેથી સ્વપ્નસમાન મિથ્યા છે. વળી જાગ્રતમાં કેટલાક પદાર્થને મિથ્યારૂપે કરી જાણવામાં આવે છે તથા કેટલાકને સત્યરૂપે કરી જાણવામાં આવે છે. પદાર્થ અ-

નાદિ કાળના છે, તેમાં કોઈ નષ્ટ થાય છે તથા તેની સમાન ઉત્પન્ન થાય છે, એવો પ્રપંચધારાનો ઉચ્છેદ કદી હોય નહિ. જેને જ્ઞાન થાય છે, તેને પ્રપંચની પ્રતીતિ થતી નથી; પણ બીજાને પ્રપંચની પ્રતીતિ થાય છે. આ જ્ઞાનનું સાધન વેદ ગુરૂ છે, તેથી પરમ સત્યની પ્રાપ્તિ થાય છે. આવી પ્રતીતિ જાગ્રતમાં થાય છે. તેમાં કોઇ પદાર્થમાં મિથ્યાપણું, કોઈમાં નાશ, કોઇમાં ઉત્પત્તિ તથા વેદ ગુરૂથી પરમ પુરૂષાર્થની પ્રાપ્તિ, આ સર્વ અવિદ્યાકૃત સ્વપ્નની માફક મિથ્યા છે. યોગ વસિષ્ઠમાં આ રીતનો પુષ્કળ ઇતિહાસ કહેલો છે. ક્ષણ માત્રના સ્વપ્નમાં અનંત કાળ પ્રતીત થાય છે તથા જાગ્રતની માફક સ્થાયી પદાર્થ પ્રતીત થાય છે, તેમજ તેથી બહુકાળ ભોગ થાય છે. માટે જાગ્રત પદાર્થથી સ્વપ્નની જરા વિલક્ષણતા નથી, પણ આત્મભિન્ન સર્વ મિથ્યા છે.

ટીકાઃ—આ દૃષ્ટિસૃષ્ટિના વાદનું રહસ્ય છે. આ પક્ષનું પ્રતિપાદન બૃહદારણ્યક ઉપનિષદના વ્યાખ્યાનમાં ભાષ્યકારે તથા વાર્તિકકારે કીધેલું છે. તેમજ શાંકર ભાષ્ય તથા આનંદગિરિ કૃત વ્યાખ્યા સહિત માંડૂક્ય ઉપનિષદની કારિકામાં કીધેલું છે. તેમજ આત્મપુરાણમાં આનું પ્રતિપાદન કીધેલું છે.

૩૨૯ પ્રશ્નઃ—સ્વપ્નની માફક સ્વલ્પ કાળ સ્થાયી સંસાર થાય તો અનાદિ કાળનો બંધ થશે નહિ. બંધ નિવૃત્તિરૂપ મોક્ષ નિમિત્ત શ્રવણાદિ સાધન નિષ્ફળ થશે.

दोहा ।

लाख हजारन कल्पको, यह उपज्यो संसार ॥
जाते ज्ञानी मुक्त है, बंध अज्ञ हजार ॥ ११ ॥

**झूठो स्वप्नसमान जो, क्षण घटिका है याम ॥**
**बद्ध कौन को मुक्त है, श्रवणादिक किह काम ।१२।**

શિષ્ય કહે છેઃ—શબ્દાર્થ—આ સંસાર અનંત કલ્પથી ઉત્પન્ન થયેલો છે. જ્ઞાની આ સંસારથી મુક્ત થયેલો છે તથા હજારો અજ્ઞ આ સંસારવિષે બંધાયલા છે. જો સંસાર સ્વપ્ન સમાન જૂઠો હોય તથા એક ક્ષણ, એક ઘટીકા અથવા એક પ્રહર પર્યંત તે સ્થાયી રહે એમ માનવામાં આવતું હોય તો પછી બદ્ધ થયેલો કોણ છે? તેમજ મુક્ત કોણ છે તથા શ્રવણાદિકનું પણ શું કામ છે? ૧૧–૧૨

વિવરણઃ—ઈશ્વરસૃષ્ટિ અનંત કલ્પથી અનાદિ છે. તેમાં જ્ઞાની મુક્ત થાય છે તથા અજ્ઞાનીને બંધ રહે છે. જો સૃષ્ટિ સ્વપ્ન સમાન હોય તો જેમ સ્વપ્ન એક ક્ષણ, એક ઘટી તથા એક પ્રહર થાય છે. તેમ સંસાર પણ ક્ષણ, ઘટીકા અથવા પ્રહર કાળ અથવા કંઇ એક આધક કાળ થશે. સ્વપ્ન માફક સ્વલ્પ કાળ સ્થાયી સંસાર હોય તો અનાદિ કાળનો બંધ થશે નહિ. બંધનિવૃત્તિરૂપ મોક્ષ નિમિત્ત શ્રવણાદિ સાધન નિષ્ફળ થશે.

ગુરૂ—જો કે પૂર્વે કહેલા સિદ્ધાંતમાં બંધ મોક્ષ તથા વેદ ગુરૂ અંગીકાર કર્યા નથી, પણ ચેતન નિત્ય મુક્ત છે તથા અવિદ્યાના પરિણામ ચેતનમાં અનેક વિવર્ત થાય છે. તેથી આત્મસ્વરૂપથી કિંચિત્ માત્ર પણ હાનિ થતી નથી. આત્મા તો સર્વદા અસંગ એક રસરૂપ છે. આજ સુધી કોઇ મુક્ત થયો નથી, હવે પછી થવાનો નથી, પણ ચેતન નિત્ય મુક્ત છે. અવિદ્યા તથા તેના પરિણામનો ચેતનવડે કોઇ કાળે સંબંધ

નથી, માટે બંધ, વેદ ગુરૂ શ્રવણાદિ તથા સમાધિ તેમજ મોક્ષ આ સર્વની પ્રતીતિ સ્વપ્નની માફક અવિદ્યાજન્ય છે, માટે મિથ્યા છે. એમાં બહુ કાળ સ્થાયીતા પણ અવિદ્યાથી ઉત્પન્ન થયેલી છે, છતાં આ સિદ્ધાંતને નહિ જાણી સ્થૂળ દૃષ્ટિનો આ પ્રશ્ન છે.

ટીકાઃ—અહીં બંધ મોક્ષના સંબંધમાં અભિપ્રાય નિશ્ચે પ્રમાણે છેઃ-આ દૃષ્ટિ સૃષ્ટિ વાદમાં એક જીવના અંગીકારવડે અન્ય જીવરૂપ ગુરૂ અથવા શિષ્યનો અંગીકાર નથી, પણ સ્વપ્નગત એક મુખ્ય જીવથી ભિન્ન અન્ય જીવાભાસની માફક અન્ય જીવાભાસ પ્રતીત થાય છે. તેમજ આભાસ રૂપ ગુરૂ અ-થવા શિષ્ય છે. આ ગુરૂમાં ઇશ્વરભાવ પૂર્વક જે ભક્તિ કરવામાં આવે છે, તે પણ સ્વપ્ન ગુરૂની ભક્તિની માફક મિથ્યા છે. આ પક્ષમાં જીવ ઇશ્વરાદિક છ પદાર્થ સ્વરૂપે કરી અનાદિ માન્યા છે. તેઓમાં બ્રહ્મની પરમાર્થ સત્તા છે. બ્રહ્મથી ભિન્ન પ્રપંચની વ્યાવહારિક સત્તા છે, તથા અન્ય પ્રવાહરૂપથી અનાદિ સર્વ કાર્ય પ્રપંચની પ્રાતિભાસિક સત્તા છે. માટે ઉત્તરોતર અધ્યા-સનું કારણ પૂર્વ પૂર્વ અધ્યાસના જ્ઞાનજન્ય સંસ્કારના આશ્રય ભૂત અવિદ્યા વિદ્યમાન હોવાથી તેમજ ઈશ્વર વિદ્યમાન હોવાથી ક્ષણીક વિજ્ઞાન વાદની અથવા અનીશ્વર વાદની પ્રાપ્તિ આદિ દોષ નથી.

### ૩૩૦ અગૃધ દેવને સ્વપ્નની પ્રતીતિ.

**दोहा ।**

**अगृधदेवकूं स्वप्नमें, भ्रम उपज्यो जिहिं रीति ॥**
**शिष तोकूं यह ऊपजी, बंधमोक्ष परतीति ॥१३॥**

ગુરૂ– શબ્દાર્થઃ—અગૃધ દેવને સ્વપ્નમાં જે પ્રકારે ભ્રમ

ઉપજ્યો, તેમ તુંને, હે શિષ્ય ! બંધ તથા મોક્ષની પ્રતીતિ ઉપજી. ૧૩

વિવરણઃ–હે શિષ્ય ! જેમ નિદ્રા દોષથી સ્વપ્નમાં અધ્યાપક, અધ્યયન, વેદ શાસ્ત્ર પુરાણ, ધર્મશાસ્ત્ર તેમજ અધ્યયન કર્તા તથા કર્મ અને તેનુ ફળ પ્રતીત થાય છે. વળી તે સર્વ પદાર્થમાં સત્યતાની ભ્રાંતિ થાય છે, છતાં સ્વપ્નના સર્વ પદાર્થ મિથ્યા છે, તેમ જાગ્રતના સર્વ પદાર્થ મિથ્યા છે. તેમાં સત્યતાની પ્રતીતિરૂપ ભ્રમ છે. આ દોહામાં બંધ મોક્ષના ગ્રહણવડે સર્વ અનાત્માનું ગ્રહણ છે. જેમ તને હું ગુરૂરૂપે પ્રતીત થાઉં છું તથા વેદ અર્થના બંધના નાશરૂપ ઉપદેશ કરૂં છું, તે ખરૂં જોતાં તને મિથ્યા પ્રતીતિરૂપ છે. જેમ અગૃધ દેવને સ્વપ્નમાં મિથ્યા પ્રતીતિનો વિષય ગુરૂવેદાદિક અનિર્વચનીય ઉત્પન્ન થાય છે, તેમ તારી પ્રતીતિ કાળે મારાથી આદિ લઇ સર્વ અનિર્વચનીય મિથ્યા છે.

૩૩૧ વિવરણઃ—આ અગૃધ દેવને નીચે પ્રમાણે સ્વપ્ન થયુંઃ–એક અગૃધ નામનો દેવતા અનાદિ કાળની નિદ્રામાં જ્યારે સુતો હતો, ત્યારે તેને સ્વપ્ન–સંસાર જોવામાં આવ્યો. આ સ્વપ્નમાં તેને એવી પ્રતીતિ થઈ કે, હું ચંડાળ છું, મહા દુઃખી છું, અસ્થિ, મજ્જા, રૂધિર, માંસ, ત્વચા, મેદ તથા મહા ઘોર ભયંકર સર્પ હસ્તી આદિકથી યુક્ત જે આ વન–સંસાર તેમાં હું ભ્રમણ કરૂં છું. તે દેવતા જ્યારે તે ભ્રમણ કરતો હતો ત્યારે તે વનમાં તેણે અનંત સ્થાનો જોયાં. કોઈ અનેક ભયંકર પ્રાણી સન્મુખ ભક્ષણ કરવાને દોડે છે. (અહિંથી નરકનું વર્ણન છે ) કેટલેક સ્થળે પરૂ તથા રૂધિરથી ભરેલા કુંડો છે, તેમાં પડેલાં પ્રાણી હાહાકાર શબ્દ કરે છે. વળી

કેટલેક સ્થળે લોહના તપ્ત સ્થંભ છે. આવડે બંધાયલા પુરૂષો રૂદન કરે છે. કેટલેક સ્થળે તપ્ત રેતીથી યુક્ત માર્ગમાં ઉઘાડે પગે પુરૂષો જાય છે તથા તે પુરૂષને યમદૂતો લેહ યમ દંડ-વડે તાડન કરે છે. આ રીતે અનેક જે ભયંકર સ્થાન છે, તેને તે દેવતા જોવા લાગ્યો. કદાપિ પોતે પણ અપરાધ કરી સ્વપ્નમાં તે દુઃખને પ્રાપ્ત થવા લાગ્યો. વળી કેટલેક સ્થળે દિવ્ય સ્થાન જોવા લાગ્યો. ( અહિંથી સ્વર્ગ લોકનું વર્ણન છે ). આ સ્થાનમાં ઉત્તમ દેવ વિરાજે છે. તે દેવને દિવ્ય ભોગ છે, અમૃતનાં દર્શન માત્રવડે તેને તૃપ્તિ રહે છે. ક્ષુધા તૃષાની બાધા તે દેવને થતી નથી. વળી મળ મૂત્ર રહિત જેનું પ્રકાશમાન શરીર છે તથા ઉત્તમ વિમાનમાં બેસી કેટલાક દેવો રમણ કરે છે. વળી આ વિમાન પણ દેવતાની ઇચ્છાને અનુસાર ગમન કરે છે. કેટલેક સ્થળે રંભા ઉર્વશી આદિ અપ્સરાઓ નૃત્ય કરે છે. તેનાં સર્વ અંગ દોષ રહિત છે તથા તેઓ સંપૂર્ણ સ્ત્રીગુણ યુક્ત છે. ( કાવ્ય અલંકારાદિ સાહિત્ય ગ્રંથમાં જે સ્ત્રીઓની સુંદરતા આદિ બત્રીસ ગુણ કહેલા છે, તે ગુણ વડે યુક્ત ) કામનો પ્રકાશ કરનારો ઉત્તમ સુગંધ તેના શરીરમાંથી નીકળે છે તથા કેટલેક સ્થળે દેવો આ અપ્સરાઓ સાથે રમણ કરે છે. કદાપિ અગૃધદેવ પોતે પણ દેવભાવને પામી, તેઓની સાથે અનેક કાળ રમણ કરે છે તથા કદાચિત્ તે અપ્સરાઓ સાથે દિવ્ય સ્થાનમાં રમણ કરતાં પુણ્યનો ક્ષય થવાથી તથા પાપરૂપ અદૃષ્ટનો ઉદય થવાથી રૂધિર મળવડે કરીને ભરપૂર જે કુંડ છે, તેમાં તે મજ્જન કરે છે. વળી એક સ્થાને સર્વનો આધિપતિ પુરૂષ—ધર્મરાજા રહેલો હોય છે. તેના આજ્ઞાકારી યમદૂતો તેની આગળ રહેલા હોય છે. કેટલાક

પુણ્યવાનોને તે યમ જ તથા તેના દૂતો સૌમ્યરૂપે પ્રતીત થાય છે તથા કેટલાક પાપિષ્ઠ જનોને મહા ભયંકર રૂપે પ્રતીત થાય છે. વળી આ વનમાં રહેલા પુરુષને કર્માનુસાર ફળ આવે છે. આ પ્રમાણે અગૃધ નામનો દેવતા સ્વપ્ન કાળમાં અનેક સ્થાનો જોવા લાગ્યો. વળી કેટલેક અન્ય સ્થાને બ્રાહ્મણો વેદની ધ્વનિ કરે છે, કેટલીક યજ્ઞશાળામાં મનુષ્યો ઉત્તમ કર્મ કરે છે. (અહીંથી મૃત્યુ લોકમાં આવેલા ભરતખંડનું વર્ણન કરવામાં આવ્યું છે). વળી કેટલેક સ્થળે ઉત્તમ નદી વહન કરે છે. તેમાં પુણ્ય અર્થે લોકો સ્નાન કરે છે તથા કેટલાક જ્ઞાનવાન્ આચાર્ય શિષ્યને બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ કરે છે. આ બ્રહ્મવિદ્યાને પ્રાપ્ત થઈ તેઓ સંસારરૂપી વનમાંથી નીકળી છુટે છે. આ પ્રમાણે સ્વપ્નમાં અગૃધ નામનો દેવતા ક્ષણ માત્રમાં અનેક આશ્ચર્ય રૂપ પદાર્થો વનમાં જોવા લાગ્યો. તેને સ્વપ્નમાં એવી પ્રતિતિ થઇ કે, હું આ વનમાં અનેક કાળ થયાં રહેલો છું તથા આ વનનો કદી ઉચ્છેદ થતો નથી. કદાપિ બાગવાન્ અર્થાત્ બ્રહ્મા, વિષ્ણુ અથવા શિવ રૂપે કરી જગતની ઉત્પત્તિ, પાલન અથવા સંહારના કર્તા ઈશ્વર અનેક બીજોને અર્થાત્ જીવના પરિપકવ થયેલા અદૃષ્ટને કાઢી વનની ઉત્પત્તિ કરે છે. વળી જળસિંચનથી અર્થાત્ કર્મને અનુસાર સુખ દુઃખના અનુભવરૂપ ભોગ આપવાથી પાલન કરે છે તથા કદાચિત્ ઘોર હાસ્ય કરી મુખવડે અગ્નિ કાઢી વનનો દાહ અર્થાત્ સંહાર કરે છે. વનની ઉત્પત્તિની સાથે મારી ઉત્પત્તિ થાય છે તથા વનના લય સાથે મારો લય થાય છે. વળી સર્વ વનનો લય થવાથી તે માળી અર્થાત્ ઈશ્વર એકલોજ રહે છે તથા તેના શરીરમાં વનનાં બીજો

રહેલાં હોય છે. આ રીતની પ્રતીતિ સ્વપ્ન વેદના શ્રવણવડે અગૃધ દેવતાને સ્વપ્નમાં થઈ.

## ૩૩૨ અગૃધ દેવનો સ્વપ્નમાં ગુરૂસાથે મેળાપ.

આ સમયે વારંવાર પોતાનો જન્મ મરણ સાંભળી તે અગૃધ દેવે વિચાર કર્યો કે, હું કોઈ પણ પ્રકારે કરી બહાર નિકળી જાઉં. જો વનની બહાર નહિ નિકળી શકાય, તો પણ ચાંડાલ ભાવ કહેતાં જીવ ભાવ મારો ટળી જાય તથા દેવભાવ કહેતાં બ્રહ્મભાવ સદા થઇ રહે. બીજો કોઇ પણ ઉપાય વનમાંથી બહાર નિકળવાનો નથી. પણ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરવાવાળો આચાર્ય પોતાના શિષ્યને વનની બહાર કાઢી શકે છે, આમ વિચારી સ્વપ્ન કાળમાંજ તે અગૃધ દેવતા આચાર્યને પામ્યો. ત્યાર પછી વિધિપૂર્વક પાપ્ત થયેલા શિષ્યને આચાર્ય દેવવાણી-રૂપ મિથ્યા ગ્રંથનો ઉપદેશ કરવા લાગ્યા.

## ૩૩૩ મિથ્યા આચાર્યનો મિથ્યા શિષ્યને મિથ્યા સંસ્કૃત ગ્રંથવડે ઉપદેશ.

સંસ્કૃત ગ્રંથનો મિથ્યા આચાર્યે મિથ્યા શિષ્યને જે ઉપદેશ કર્યો, તે ગ્રંથને ભાષાવડે કરી લખ્યો છે. સંસ્કૃત ગ્રંથની ભાષા કરવામાં મંગળાચરણ કરીએ છીએ. કારણ કે મંગળાચરણ કરવાથી ગ્રંથની સમાપ્તિના પ્રતિબંધક વિઘ્નનો નાશ થાય છે. વિઘ્ન એ નામ પાપનું છે. પાપવડે શુભ કાર્યની સમાપ્તિ થતી નથી, પણ તે પાપનો મંગલાચરણ વડે નાશ થાય છે. વળી જે પાપ રહિત હોય, તેણે ગ્રંથના આરંભમાં મંગળાચરણ અવશ્ય કરવું. કારણ કે જો ગ્રંથારંભમાં મંગળાચરણ નથી કરવામાં આવતું, તો ગ્રંથકર્તામાં પુરૂષને નાસ્તીક ભ્રાંતિ થઇ ગ્રંથમાં પ્રવૃત્તિ થતી નથી. આ મંગળાચરણ ત્રણ

પ્રકારનું છે:– એક વસ્તુ નિર્દેશરૂપ, બીજો નમસ્કારરૂપ તથા ત્રીજો આશીર્વાદરૂપ છે. સદ્‌ગુણ અથવા નિર્ગુણ જે પરમાત્મા, તે વસ્તુ કહેવાય છે. તેના કીર્તનનું નામ વસ્તુનિર્દેશ કહેવાય છે. પોતાની અથવા શિષ્યની જે વાંછિત વસ્તુ, તેની પ્રાર્થનાનું નામ આશીર્વાદરૂપ મંગળાચરણ કહેવાય છે. પોતાની વાંછિત પ્રાર્થના ચોથા દોહામાં સ્પષ્ટ છે તથા શિષ્યના ઇષ્ટની પ્રાર્થના પાંચમા દોહામાં સ્પષ્ટ છે.

**ટીકાઃ**—અહીં સંસ્કૃત ગ્રંથના કથનવડે કોઇએ અગૃધ દેવના દૃષ્ટાંતવડે ગુક્ત સંસ્કૃત ગ્રંથનું ગ્રહણ કરવાનું નથી. પણ આ ગ્રંથના મૂલ રૂપ અનેક સંસ્કૃત ગ્રંથનું ગ્રહણ છે.

૩૩૪ ગણેશ તેમજ દેવીને ઇશ્વરતા પુરાણમાં પ્રસિદ્ધ છે. માટે અનીશ્વરનું ચિંતન નથી. વળી પુરાણમાં ગણેશનો જન્મ કહેલો છે. તે જીવની માફક કર્મના ફળ રૂપ નથી, પણ રામકૃષ્ણાદિ માફક ભક્તજનના અનુગ્રહ માટે પરમાત્માનોજ આવિર્ભાવ થાય છે. આ વ્યાસ ભગવાનનો પરમ અભિપ્રાય છે. આ સ્થળે નિચે પ્રમાણે રહસ્ય રહેલું છે:—પરમાર્થ દૃષ્ટિવડે જીવ પણ પરમાત્માથી ભિન્ન નથી, પણ જન્મ મરણાદિક બંધનો આત્મામાં જે અધ્યાસ છે, તે જીવનું જીવપણું છે. આ જન્માદિક બંધ ગણેશાદિકને આત્મામાં પ્રતીત થતો નથી. માટે તે જીવરૂપ નથી. આ પ્રમાણે ગણેશાદિકને વિશે ઇશ્વરતા રહેલી છે. માટે ગ્રંથના આરંભમાં ઈશ્વરનું ચિંતન કરવું યોગ્ય છે. અનેક રૂપે ઇશ્વરનું જે કથન છે, તે સર્વને ગણેશ, વિશ્ણુ, શિવ, દેવી તેમજ આચાર્યને ઇશ્વરતાનું દ્યોતન કરવા માટે છે. વળી ઇશ્વરભક્તિ તેમજ ગુરૂભક્તિ વિદ્યાની પ્રાપ્તિનું મુખ્ય સાધન છે તથા આ અર્થને દ્યોતન કરવા માટે છે.

### ૩૩૫ નિર્ગુણ વસ્તુ નિર્દેશરૂપ મંગળાચરણ.

दोहा।

जा विभु सत्य प्रकाशतैं, परकाशतैं रवि चंद ॥
सो साक्षी मैं बुद्धिको, शुद्धरूप आनंद ॥ १ ॥

શબ્દાર્થ—જે વિભુરૂપ તથા સત્યરૂપના પ્રકાશવડે કરીને રવિ તથા ચંદ્ર પ્રકાશે છે, તે હું બુદ્ધિના સાક્ષીરૂપ શુદ્ધ રૂપ તથા આનંદરૂપ છું. ૧

### સગુણ વસ્તુ નિર્દેશરૂપ મંગળાચરણ.

दोहा।

नाशै विघ्न समूलन, श्रीगणपतिको नाम ॥
जा चिंतन विन व्है नहीं, देवनहूके काम ॥२॥

શબ્દાર્થ—શ્રીગણપતિના નામનું સ્મરણ કરવાથી મૂળમાંથી વિઘ્નનો નાશ થાય છે. આ ગણપતિના ચિંતન-વિના દેવનું કોઇ પણ કાર્ય સિદ્ધ થતું નથી. ૨

ટીકાઃ—આ વાત ત્રિપુરવધ વિશે નિચે પ્રમાણે પ્રસિદ્ધ છેઃ-મયદાનવે રચેલા ત્રણ પુરના નાશમાં પ્રવૃત્ત થયેલા મહાદેવનો જ્યારે વિજય થયો નહિ ત્યારે મહાદેવ સર્વ દેવોની સાથે વિઘ્નરાજ ગણપતિનું પૂજન કરવા લાગ્યા. આ પૂજનથી મહાદેવના વિજયદ્વારા દેવતાનું કાર્ય સિદ્ધ થયું. આ વાત પુરાણમાં પ્રસિદ્ધ છે.

### નમસ્કારરૂપ મંગળ.

असुरनको संहार, लक्ष्मी पारवतीपति ॥
तीन्हैं प्रणाम हमार, भजत जनहूं संतत भजै ॥३॥

શબ્દાર્થ:—અસુરના સંહાર કરવાવાળા રામને લક્ષ્મી તથા પાર્વતીના પતિ વિષ્ણુ તેમજ મહાદેવને મારા પ્રણામ છે. આ દેવો સર્વદા ભકતોના પર અનુગ્રહ કરે છે.

### સ્વવાંછિત પ્રાર્થનારૂપ આશીર્વાદ.

दोहा ।

जा शक्तीकी शक्ति लहि, करै ईश यह साज।
मेरी बाणीमें वसहू, ग्रंथसिद्धिके काज ॥ ४ ॥

શબ્દાર્થ:—ઇશ્વર જે શક્તિની શક્તિ લઇ આ સર્વ સામગ્રીને કરે છે, તે શક્તિ ગ્રંથની પ્રસિદ્ધિને માટે મારી વાણીને વિશે વાસ કરો. ૪

### શિષ્ય વાંછિત પ્રાર્થનારૂપ આશીર્વાદ.

दोहा ।

बंधहरण सुखकरण श्री, दादू दीनदयाल ।
पढै सुनै जो ग्रंथ यह, ताके हरहु जँजाल ॥५॥

શબ્દાર્થ—દીનના ઉપર કૃપા કરવાવાળા પરમેશ્વર બંધનું હરણ કરવાવાળા તથા સુખને ઉત્પન્ન કરવાવાળા છે. જે કોઇ આ ગ્રંથને ભણે કે સાંભળે, તેનું જન્માદિ દુઃખનું હરણ થાય છે. ૫

### ૩૩૬ વેદાંતશાસ્ત્ર કર્તા આચાર્યને નમસ્કાર.

कवित्त ।

वेदवादवृक्षघन भेदवादीवायु आय ।
पकर हलाय क्रियाकंटक पसारकै ॥

सरल सुशुद्ध शिष्य कंज पुनि तोरि गेरि।
सूलनमैं फेरत फिरत फेरि फारिकै ॥
पेखि सुपथिक भगवान जानि अनुचित।
अंकम उठाय ध्याय व्यासरूप धारिके ॥
सूत्रको बनाइ जालबनको विभाग कीन्ह।
करत प्रणाम ताहि निश्चल पुकारिके ॥

શબ્દાર્થ—જેમ વાયુ વનમાં પેસી વૃક્ષને હલાવી તેના કાંટાને વિસ્તારી પછી સુંદર કમળનાં પુષ્પને તેના સ્થાનમાંથી તોડી લઇ કાંટાવિશે ભમાવે છે. આ ભમતા પુષ્પને જોઇ પથિકના ચિત્તમાં એમ આવે કે, આ સુંદર કમળ આ સ્થાનને યોગ્ય નથી, પણ કોઇ ઉત્તમ સ્થાનને યોગ્ય છે: એમ વિચારી તે પુષ્પને ઉઠાવી લે તથા પછી વિચાર કરે કે, હવે પછી પણ પવન પુષ્પને કાંટા વિશે તોડી ભ્રમણ કરાવશે. માટે એવો ઉપાય કરૂં કે, જેથી વાયુ કંટકને વિશે પુષ્પને ભમાવે નહિ. આ રીતનો વિચાર કરી સૂતરના જાળવડે કંટક યુક્ત વૃક્ષનો વિભાગ કરી દેતો પુષ્પનો કંટકમાં પ્રવેશ થતો નથી. આવા પુરૂષોને પુકાર કરી પ્રણામ કરવા જોઇએ.

ટીકાઃ—વેદાંત શાસ્ત્ર એટલે શું ? ગુરૂઃ—વેદાંત જે ઉપનિષદ, તેના તાત્પર્યનો નિર્ણય કરનાર હોવાથી તેને અનુસરનાર જે બ્રહ્મ સૂત્ર રૂપ ઉત્તર મીમાંસા, તે પણ વેદાંત શાસ્ત્ર કહેવાય છે. આના કર્તા શ્રી વેદ વ્યાસ છે. આચાર્ય કોને કહેવા તેના સંબંધમાં કહ્યું છે કે,

आचिनोति च शास्त्रार्थं आचारे स्थापयत्यिपि।
स्वयमाचरते यस्मादाचार्यस्तेन कथ्यते ॥ १ ॥

અર્થઃ-જે શાસ્ત્રના અર્થને આચરે, લોકને શાસ્ત્રો કહી આચારમાં સ્થાપન કરે તથા પોતે પણ શાસ્ત્રોક્ત આચારને આચરે છે તે આચાર્ય કહેવાય છે. આ શાસ્ત્રોક્ત લક્ષણવડે સંપન્ન શ્રી વેદ વ્યાસજી છે. માટે તે સામાન્ય આચાર્ય છે. તેને નમસ્કારરૂપ મંગલાચરણ ગ્રંથકાર કરે છે. અહિં ગુરૂ શિષ્યના સંવાદના નિમિત્તવડે ગ્રથકર્તાએ જે મંગલાચરણ કર્યો છે, તે આદિ અંતની માફક મધ્યમાં પણ મંગળાચરણ કરવો જોઈએ. આ રીતના વિધિને અનુસરી છે. મનવડે અથવા વાણીવડે તથા શરીરવડે પોતાની નિકૃષ્ટતાપૂર્વક ઇષ્ટની ઉત્કૃષ્ટતાની ક્રમે કરી ચિંતનકથન તથા તે પ્રમાણે કરવું, તેને નમસ્કાર કહે છે. આ ત્રણ પ્રકારના નમસ્કાર ક્રમે કરી ઉત્તમ, મધ્યમ તથા કનિષ્ઠરૂપે છે. તેમાં મનનો નમસ્કાર બીજરૂપે છે, વાણીનો નમસ્કાર અંકુરરૂપે છે, શરીરનો નમસ્કાર વૃક્ષ રૂપે છે તથા તેથી ગુરૂ આદિકની પ્રસન્નતારૂપ ફળ ઉત્પન્ન થાય છે.

૩૩૭ વિવરણઃ—તેજ પ્રમાણે ભેદવાદી આચાર્યરૂપ જે વાયુ છે તે વેદરૂપી વનમાં વાદ કહેતાં અર્થવાદ રૂપ કંટક સહિત વૃક્ષવડે સકામ કર્મ રૂપ કંટકને પ્રવૃત્ત કરી સરળ કહેતાં કપટ રહિત તથા સુશુદ્ધ કહેતાં અતિશુદ્ધ રાગાદિદોષ રહિત જે શિષ્ય રૂપી કમળ પુષ્પ છે, તેને શમાદિ રૂપી જે સ્થાન, તેમાંથી તોડી લઈને સકામ કર્મ રૂપી કંટકમાં ભમાવતાં જોઇ પથિક સમાન વ્યાપક વિષ્ણુએ વિચાર કર્યો કે, જે આ સુંદર કમળરૂપ શુદ્ધ પુરૂષ છે, તે આ સ્થાનને યોગ્ય નથી. પણ મારાં સ્વરૂપને પ્રાપ્ત થવા યોગ્ય છે, એમ વિચારી વ્યાસરૂપ ધારણકરી તે શિષ્યને ઉપદેશ રૂપી અંકમાં (ખોળામાં) સ્થાપન કર્યો. જેમ પુરૂષના અંકમાં રહેલા પુષ્પને વાત ઉડાવી શકવા સમર્થ નથી, તેમ બ્રહ્મનિષ્ઠ આચાર્યના ઉપદેશમાં રહેલા પુરૂષને ભેદવાદી

ડગાવવા સમર્થ થતો નથી. માટે ઉપદેશ એજ અંક અર્થાત્ ખોળો છે. વળી વ્યાસ ભગવાને વિચાર કર્યો કે, ભેદવાદી બીજા પુરૂષોને હવે પછી પણ સકામરૂપી કંટકમાં ભમાવશે. માટે એવો ઉપાય થવો જોઈએ કે જેથી હવે પછીના શિષ્યો ભમે નહિ. એમ વિચાર કરી સૂત્રરૂપી જાળવડે વેદનાં વાક્યરૂપ વૃક્ષનો વિભાગ કરી દીધો. જેમ વનમાં બે પ્રકારનાં વૃક્ષ હોય છે, જેવાં કે કંટકવાળાં તથા કંટક રહિત તેનો જાળવડે વિભાગ કરી દેવો તથા જાળવડે પુષ્પનો કંટક સહિત વૃક્ષમાં પ્રવેશ થાય નહિ. તેજ પ્રમાણે વેદમાં બે પ્રકારનાં વાક્ય છે. એક કર્મની સ્તુતિ કરી કર્મમા બહિર્મુખ પુરૂષની પ્રવૃતિ કરાવે છે; તથા બીજું વાકય કર્મના ફળને અનિત્યનો બોધ કરી પુરૂષની નિવૃત્તિ કરાવે છે.

ટીકાઃ-શિષ્યઃ—ભેદવાદી કોને કહેવો? ગુરૂઃ-અહિં ભેદવાદીને આચાર્ય કહ્યો છે. તે દેવદત્ત સિંહ છે એવા વાકયની માફક ગૌણી વૃત્તિવડે કહ્યો છે. પણ મુખ્ય શક્તિવૃત્તિ વડે નહિ. માટે તૃતીય તરંગ તથા આ તરંગનો વિરોધ નથી.

૩૩૮ વિવરણ—વેદવ્યાસે વિભાગ કરી સૂત્રવડે એવો બોધ કર્યો છે કે, સર્વ વાકયનું નિવૃતિમાં તાત્પર્ય છે, પણ કોઈ વાક્યનું પ્રવૃત્તિમાં તાત્પર્ય નથી. જે પ્રવૃત્તિ બોધકવાકય છે, તેનો પણ સ્વાભાવિક તથા નિષિદ્ધ જે પ્રવૃત્તિ છે, તેવડે નિવૃત્તિ કરી વિહિત પ્રવૃત્તિવડે અંતઃકરણ શુદ્ધ થઇ પછી તેમાંથી નિવૃત્ત થઇ પુરૂષ જ્ઞાનનિષ્ઠ થાય છે. આ રીતે નિવૃત્તિમાં તાત્પર્ય છે. વળી અર્થવાદ વાકયોએ કર્મનાં ફળરૂપી જે બોધન કર્યું છે, તે ગુડ જીવ્હા ન્યાયે કરી કર્યું છે. ફળમાં તેનું તાત્પર્ય નથી. સૂત્રવડે વ્યાસજીએ અર્થનું બોધન કર્યુ છે. અર્થને સૂત્રવડે જાણી પુરૂષની અકામ કર્મમાં પ્રવૃત્તિ થતી નથી. જેમ

સુતરનું જાળું પુષ્પનો કંટકમાંથી નિરોધ કરે છે, તેમ વ્યાસ ભગવાનનાં સૂત્ર સકામ કર્મમાંથી નિરોધ કરે છે. માટે તે જાળરૂપ કહેવાય છે.

ટીકાઃ-શિષ્યઃ-ગુડજિહ્વા ન્યાય એટલે શું? ગુરૂઃ-કોઇ બાળકને પોતાની માતા જિહ્વામાં ગોળની આંગળી લગાવી કડવા ઓષધમાં મધુર રસની બુદ્ધિ ઉપજાવી કડવુ ઓસડ પીવડાવી દે છે, તેમ આને શાસ્ત્રમાં ગુડજિહ્વા ન્યાય કહે છે. આની માફક શ્રુતિરૂપ માતા પામર જીવરૂપ બાળકને પોતાના જે કર્મ ફળનાં સ્તાવક વચનરૂપ અર્થવાદ વાકયો છે, તે રૂપી ગોળની આંગળી ચટાડી કર્મના સ્વર્ગાદિકની પ્રાપ્તિરૂપ ફળનું બોધન કરી તે કર્મમાં પ્રવૃત્તિ કરાવે છે. પરંતુ જેમ માતાનું તાત્પર્ય બાળકની રોગનિવૃત્તિમાં છે, પણ ગોળના સ્વાદમાં નથી, તેમ શ્રુતિરૂપ માતાનું તાત્પર્ય પાપની નિવૃત્તિદ્વારા ચિત્તની શુદ્ધિમાં છે, પણ સ્વર્ગાદિ ફળમાં નથી.

૩૩૯ અગ્રૂપ દેવનો પ્રશ્નઃ—હું કોણ છું? સંસારનો કર્તા કોણ છે? મુક્તિનો હેતુ જ્ઞાન છે, કર્મ છે? અથવા ઉપાસના છે અથવા કર્મ ને ઉપાસના બને છે?

## दोहा।

कोउक शिष्य उदारमति, गुरुके शरनै जाइ।
प्रश्न कियो कर जोरिके, पादपद्म शिर नाइ॥७॥

શબ્દાર્થઃ—ઉદાર બુદ્ધિવાળા કોઇ એક શિષ્યે ગુરૂને શરણે જઈ, ગુરૂનાં ચરણારવિંદમાં મસ્તક મૂકી હાથ જોડી નીચે પ્રમાણે પ્રશ્ન કર્યો.

## दोहा।

मे भगवन् मैं कौन यह, संसृो कातें होइ ॥
हेतु मुक्तिको ज्ञान व, कर्म उपासन दोइ ॥८॥

શિષ્ય-શબ્દાર્થ—હે ભગવન્ ! હું કોણ ? આ સંસાર કોનાથી છે ? મુક્તિનું કારણ જ્ઞાન છે અથવા કર્મ છે ? અથવા કર્મ તથા ઉપાસના બેઉ છે ? ૮

વિવરણ—હે ભગવન્ ! હું કોણ છું ? હું દેહસ્વરૂપ છું કે દેહથી ભિન્ન ? હું મનુષ્ય છું તથા આ મારું શરીર છે, એવી જે પ્રતીતિ થાય છે; માટે મને સંશય છે. વળી જો આપ મને દેહથી ભિન્ન કહો તો હું કર્તા ભોક્તારૂપ છે અથવા અક્રિય છું. જો મને અક્રિય કહો તો સર્વ શરીરમાં હું એકરૂપે છું અથવા અનેકરૂપે છું ? એ રીતે મારા પ્રથમ પ્રશ્નનો અભિપ્રાય છે. આ સંસારનો કર્તા કોણ છે ? એમ કહેવાનો અભિપ્રાય એ છે કે, આ સંસારનો કોઈ કર્તા છે અથવા પોતે જ થાય છે ? જો કર્તા કહો તો કોઇ જીવ કર્તા છે અથવા ઈશ્વર કર્તા છે ? જો ઈશ્વર કર્તા કહો તો તે ઈશ્વર એક દેશમાં રહેલ છે અથવા સર્વ વ્યાપક છે ? જો સર્વ વ્યાપક હોય તો જેમ વ્યાપક આકાશથી જીવ ભિન્ન છે તેમ ઈશ્વરથી શું જીવ ભિન્ન છે ? અથવા તો ઈશ્વરથી જીવ અભિન્ન છે ! વળી મુક્તિનો હેતુ જ્ઞાન છે ? અથવા કર્મ છે ? અથવા ઉપાસના છે ? કે કર્મ તથા ઉપાસના બેઉ છે ? જો કર્મ તથા ઉપાસના બેઉ કહો તો જ્ઞાન કર્મરૂપે છે અથવા જ્ઞાન ઉપાસના રૂપે છે ? કે કર્મ તથા ઉપાસના બેઉરૂપે છે ?

૩૪૦ હું કોણ છું ? તેનો ઉત્તર—આત્મા સંઘાતના સાક્ષીરૂપ છે.

## दोहा।

## सत चित आनंद एक तूं, ब्रह्म अजन्म असंग।

ગુરૂ–શબ્દાર્થઃ—તું સત્રૂપ, ચિતરૂપ, આનંદરૂપ તથા એકરૂપ છે; તથા બ્રહ્મ જન્મ તથા સંઘાતથી રહિત છે.

વિવરણ—પ્રથમ શિષ્યે જે પ્રશ્ન કર્યો, તેનો ગુરુ ઉત્તર આપે છે. તું સત્ ચિત્ આનંદ સ્વરૂપ છે, એમ કહેવાવડે તું દેહથી ભિન્ન છે એમ કહ્યું. કારણ કે દેહ અસત્રૂપ, જડ તથા દુઃખરૂપ છે. વળી કર્તા ભોક્તારૂપ પણ નથી. કારણકે જેમાં દુઃખ થાય, તે દુઃખની નિવૃત્તિ તથા સુખની પ્રાપ્તિ માટે ક્રિયા કરવી, તે કર્તા કહેવાય છે. તારામાં દુઃખ નથી, માટે દુઃખની નિવૃત્તિ માટે ક્રિયાના કર્તારૂપ તું નથી. તું આનંદ સ્વરૂપ છે, માટે સુખની પ્રાપ્તિ અર્થે પણ તું ક્રિયાના કર્તારૂપ નથી. જે કર્તા હોય, તે જ ભોક્તા થાય છે. તું કર્તા નથી, માટે ભોક્તા પણ નથી. પુણ્ય પાપને ઉત્પન્ન કરનાર જે કર્મ છે, તેનો કર્તા તથા સુખ દુઃખનો ભોક્તા સ્થળ સૂક્ષ્મ સંઘાત છે. તું નથી. તું તો સંઘાતના સાક્ષી રૂપ છે.

### ૩૪૧ આત્મા સુખ દુઃખાદિ ધર્મથી રહિત, વ્યાપક તથા એક રૂપે.

આત્મા એક છે, અનેક નથી. જો આત્મા કર્તા ભોક્તા હોય તો અનેક થાય. કારણ કે કોઇ સુખી છે તથા કોઇ દુઃખી છે. વળી કર્તા ભોક્તારૂપ એકને જ અંગીકાર કરીએ તો એકને સુખ થવાથી તથા દુઃખ થવાથી સર્વને સુખ તથા દુઃખ થવું જોઇએ. માટે ભોક્તા અનેક છે. વળી આત્મા ભોક્તારૂપ નથી, માટે એક છે.

૩૪૨ સાંખ્ય મતનું કથનઃ—સાંખ્યના મત પ્રમાણે આત્મા કર્તા ભોક્તા રૂપ અંગીકાર નહી કરી, અનેક પુરૂષો-રૂપે જો અંગીકાર કરીએ તો અત્યંત વિરુદ્ધ છે. કારણ કે સાંખ્યનો સિદ્ધાંત છે કે, સત્વ, રજ તથા તમો ગુણની સમ-વસ્થાનું નામ પ્રધાનરૂપ કહે છે. આ પ્રધાન પ્રકૃતિરૂપ છે; પણ વિકૃતિરૂપ નથી. કાર્યનું નામ વિકૃતિ છે તથા ઉપાદાન કારણ-નું નામ પ્રવૃત્તિ છે. આ પ્રધાન મહત્તત્વનું ઉપાદાન કારણ હોવાથી પ્રકૃતિરૂપે છે તથા અનાદિ હોવાથી વિકૃતિરૂપે નથી. મહત્ તત્વ, અહંકાર તથા પાંચ તન્માત્રા આ સાત પ્રકૃતિ વિકૃતિરૂપે છે. તે ઉત્તરોત્તરના પ્રકૃતિરૂપ છે તથા પૂર્વ પૂર્વના વિકૃતિરૂપ છે. તન્માત્રા પણ ભૂતના પ્રકૃતિરૂપ છે. આ રીતે સાત પ્રકૃતિ વિકૃતિરૂપ છે. પાંચ ભૂતો, દશ ઇંદ્રિયો તથા મન આ સોળ વિકૃતિ છે, પણ પ્રકૃતિરૂપ નથી. વળી પુરુષ પ્રકૃતિ તથા વિકૃતિરૂપ નથી. કારણ કે જો હેતુ કોઇ પદાર્થનો હોય તો પ્રકૃતિ હોય. વળી જો કાર્ય હોય તો વિકૃતિ હોય. વળી આ પુરુષ કોઇના હેતુરૂપ નથી, માટે પ્રકૃતિરૂપ નથી. તેમજ કાર્ય-રૂપે નહિ હોવાથી વિકૃતિરૂપ પણ નથી. માટે પુરુષ અસંગ છે. આ પ્રમાણે સાંખ્ય મત પ્રમાણે પચીશ તત્વો છે. તત્વનો અર્થ પદાર્થ થાય છે. સાંખ્યમત પ્રમાણે ઈશ્વરનો અંગીકાર કીધો નથી. સ્વતંત્ર પ્રકૃતિ જગતના કારણરૂપ છે તથા પુરૂ-ષના ભોગ અને મોક્ષને અર્થે પ્રકૃતિ જ પ્રવૃત્ત થાય છે. વળી બુદ્ધિદ્વારા વિવેકરૂપ પ્રકૃતિના પરિણામથી મોક્ષ થાય થાય છે. જો કે પુરુષ અસંગ છે, જેથી તેમાં ભોગ તથા મોક્ષ હોતા નથી, છતાં જ્ઞાન, સુખ, દુઃખ તથા રાગ દ્વેષાદિ બુદ્ધિના પરિણામરૂપે છે. આ બુદ્ધિનો આત્મા સાથે અવિવેક છે, પણ

વિવેક નથી. માટે આત્મામાં આરોપિત બંધ મોક્ષ છે, પણ પરમાર્થરૂપે નથી. અવિવેકસિદ્ધ જે આત્મામાં ભોગ, તેવડે જ આત્માને સાંખ્ય મતને ભોક્તા રૂપ કહ્યો છે. વળી પરમાર્થ રીતે જોતાં આત્મા ભોક્તા નથી, પણ બુદ્ધિ ભોક્તા છે. બુદ્ધિ આત્માથી ભિન્ન છે. આવા જ્ઞાનને વિવેક કરી કહે છે. આ જ્ઞાનના અભાવને અવિવેક કરી કહે છે. આ પ્રમાણે સાંખ્ય મતમાં આત્મા અસંગ છે તથા સુખ દુઃખાદિ બુદ્ધિનાં પરિણામ હોવાથી બુદ્ધિના ધર્મરૂપ છે. વળી આત્મા અનેક છે.

**પ્રતિવાદી**—આ વાત અત્યંત વિરુદ્ધ છે. જો સુખ દુઃખ આત્માના ધર્મ હોય તો સુખ દુઃખનું પ્રતિ શરીર ભેદરૂપે થવાથી આત્માના ભેદરૂપે થાય. આ સુખ દુઃખ આત્માના ધર્મરૂપ નથી, પણ બુદ્ધિના ધર્મરૂપ છે. માટે સુખ દુઃખના ભેદવડે બુદ્ધિનો ભેદ સિદ્ધ થાય છે, આત્માનો ભેદ સિદ્ધ થતો નથી. જેમ એકજ વ્યાપક આકાશમાં અનેક ઉપાધના ધર્મો ઉપાધિ તથા આકાશના અવિવેકને લીધે પ્રતીત થાય છે, તેમ એકજ વ્યાપક આત્મામાં અનેક બુદ્ધિના ધર્મો અવિવેકને લીધે પ્રતીત થાય છે. આ વાત સાંખ્ય મતમાં અંગીકાર કરવી ઉચિત છે. કારણ કે આત્માને અસંગ કહ્યા પછી અનેક પ્રકારે અંગીકાર કરવો, તે નિષ્ફળ છે. વળી કોઈ આત્મા મુક્ત છે તથા કોઇ આત્માને બંધ છે, આ પ્રમાણે બંધ મોક્ષના ભેદવડે જો આત્માનો ભેદ અંગીકાર કરીએ તો તે પણ બને નહી. કારણ કે આત્મામાં જો બંધ મોક્ષ અંગીકાર કરીએ તો બંધ મોક્ષના ભેદવડે આત્માનો ભેદ સિદ્ધ થાય. આ બંધ મોક્ષ સાંખ્ય મત પ્રમાણે અસંગ આત્મામાં અંગીકાર કર્યો નથી. પણ બુદ્ધિના અવિવેકને લીધે બંધ

અંગીકાર કર્યો છે તથા બુદ્ધિના વિવેકવડે બંધનો મોક્ષ અંગીકાર કર્યો છે. જે વસ્તુ અવિવેકથી હોય તથા વિવેકથી દૂર હોય, તે વસ્તુ રજ્જુ સર્પની માફક મિથ્યા હોય છે. આત્મામાં પણ બુદ્ધિના અવિવેકવડે બંધ થાય છે તથા વિવેકવડે તે બંધ દૂર થાય છે, માટે બંધ મિથ્યા છે. જેમાં બંધ સત્ય હોય, તેનો જ મોક્ષ સત્ય હોય છે. પણ આત્મામાં બંધ મિથ્યા હોવાથી મોક્ષ પણ મિથ્યા છે. આ રીતે મિથ્યા જે બંધ મોક્ષ, તે આકાશની માફક એક આત્મામાં બને છે. તેનો ભેદવડે આત્માનો ભેદ સિદ્ધ થતો નથી. માટે સાંખ્ય મત પ્રમાણે આત્માનો ભેદ અસંગત છે.

ટીકાઃ-સેશ્વરી સાંખ્ય તથા નિરીશ્વરી સાંખ્યના ભેદથી સાંખ્ય મત બે પ્રકારનો છે. કર્દમ તથા દેવહુતિના પુત્ર કપિલ દેવે સેશ્વરી સાંખ્ય માન્યો છે. અન્ય કોઈ કપિલ થઇ ગયો છે, તેણે નિરીશ્વરી સાંખ્ય માન્યો છે. તેના મત પ્રમાણે ઇશ્વરનો અંગીકાર નથી. પણ પ્રકૃતિને જગતનું કારણ માની પુરુષના ભોગ મોક્ષના હેતુ રૂપ કહ્યો છે. આ રીતે બની શકે નહિ. કારણ કે પ્રલય કાળમાં સત્વાદિ ગુણથી મળેલી અવસ્થાને પ્રધાન કહે છે. આ પ્રધાન જ્યારે સૃષ્ટિકાળમાં સામ્ય અવસ્થાનો ત્યાગ કરે ત્યારે જગતની ઉત્પત્તિ થાયછે. પ્રધાન જાતે જડ છે. માટે પોતે સામ્ય અવસ્થાના ત્યાગમાં પ્રવીણ હોય નહિ. વળી ચેતન પુરુષ તેના મત પ્રમાણે અસંગ હોવાથી તેનો પ્રધાનની સાથે સંબંધ નથી. તેમજ ચેતનના સંબંધ વિના જડથી કાર્યની ઉત્પત્તિ થતી નથી. માટે પ્રધાનરૂપ માયાવડે વિશિષ્ટ ચેતન અંતર્યામી ઇશ્વરરૂપ છે. તેજ જગતના કર્તારૂપ છે, એમ માનવું યોગ્ય છે. સાંખ્ય મતમાં આત્માના અનેકપણાને તથા પ્રકૃતિની નિત્યતાને અંગીકાર કરી, આત્મામાં સજાતીય સંબંધ તથા વિજાતીય સંબંધની પ્રાપ્તિવડે અનેક

આત્માનું અસંગપણું કહેવું, તે વ્યાઘાત દોષવાળું છે. વળી એક વ્યાપક આત્માના અંગીકાર કરેલા અનેક અંતઃકરણવડે ભોગાદિના અસંકર્નો વ્યવસ્થા થાય છે. વળી આત્માના અનેકપણાના અંગીકારવડે અદ્વૈત શ્રુતિ તથા ભેદ બાધક યુક્તિની સાથે વિરોધ વિના અન્ય કંઇ પણ ફળ મળતું નથી; માટે સાંખ્ય મત અસંગત છે.

આત્માનો ભેદ અસંગત છેઃ–અહિં ભેદના બાધ કરનારી યુક્તિઓ નીચે પ્રમાણે છેઃ એક આત્માનો ભેદ અન્ય આત્મામાં રહે છે, એમ કહેવાવાળા પ્રતિવાદીને પૂછવું જોઇયે કે, આ ભેદ શું ભેદ રહિત આત્મામાં રહેલો છે? અથવા તે ભેદ સહિત આત્મામાં રહેલો છે? જો પ્રથમ પક્ષ અંગીકાર કરીએ તો વ્યાઘાત દોષ આવશે. કારણ કે ભેદના આશ્રયરૂપ આત્માને ભેદ રહિત કહ્યો છે. વળી તેમાં ભેદ રહેલો છે, એમ પણ કહ્યું છે, માટે મારો પિતા બાળ બ્રહ્મચારી છે, આ વાક્યના માફક તરું વચન વ્યાઘાત દોષ યુક્ત થશે. વળી જો ભેદ સહિત આત્મામાં આત્માનો ભેદ રહે છે, એમ દ્વિતીય પક્ષ કહીએ તો જે ભેદ સહિત આત્મા છે તે ભેદ તથા આ ભેદ શું પરસ્પર એક છે અથવા બે છે? જો એક જ કહીએ તો પોતાવડે સહીત આત્મામાં પોતાના જ વર્તનથી આત્માશ્રય દોષ થશે. વળી જે ભેદવડે યુક્ત આત્મા છે તે તથા આત્માનો વિશેષણરૂપ ભેદ આ બેઉ પરસ્પર ભિન્ન છે, એમ કહીએ તો આત્માના વિશેષણ રૂપ ભેદને પણ ભેદ રહિત આત્મામાં રહેવો સંભવે નહિ, પણ ભેદ સહિત આત્મામાં રહેલો કહેવો જોઇએ. માટે આત્મામાં પ્રથમ ભેદની સ્થિતિ અર્થે બીજા ભેદને વિશેષણ રૂપ કહીએ તથા દ્વિતીય ભેદની સ્થિતિ અર્થે પ્રથમ ભેદને વિશેષણ કહીએ તો પરસ્પરની સ્થિતિ માટે પરસ્પરની અપેક્ષા થવાથી અન્યોન્યાશ્રય દોષ થશે. વળી આત્મામાં જો દ્વિતીય ભેદની સ્થિતિ અર્થે તેના આશ્રયરૂપ આત્માને ભેદ સહિત કરવાને તેના વિશેષણરૂપે તૃતીય ભેદ માનીએ તો તે

તૃતીય ભેદની સ્થિતિ અર્થે પૂર્વના માફક આત્માને ભેદ સહિત કરવો જોઇયે. જો તૃતીય ભેદના સ્થિતિ અર્થે તેના આશ્રયરૂપ આત્માનુ વિશેષણ પ્રથમ ભેદરૂપે કહીએ તો પ્રથમ ભેદને દ્વિતીયની તથા દ્વિતીયને તૃતીયની તથા તૃતીયને પ્રથમ ભેદની અપેક્ષા થવાથી ચક્રની માફક અન્યોન્યરૂપ ચક્રિકા દોષ થશે. વળી જો તૃતીયભેદની સ્થિતિ માટે ભેદના આશ્રયરૂપ આત્માને ભેદ સહિત કરવા તેના વિશેષણરૂપ અન્ય ચતુર્થ ભેદ કહીએ તથા ચતુર્થ ભેદને અર્થે પંચમ ભેદ કહીએ તો પ્રમાણ રહિત ભેદના ધારણરૂપ અનવસ્થા દોષ થશે. માટે આત્માનો પરસ્પર ભેદ અસંગત છે.

૩૪૩ વાદીઃ—તે જ પ્રમાણે ન્યાય મતથી આત્માનો ભેદ અસંગત છે. કારણ કે ન્યાયનો એ સિદ્ધાંત છે કે, સુખ દુઃખ, જ્ઞાન, ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, ધર્મ, અધર્મ, જ્ઞાનના સંસ્કાર, સંખ્યા, પરિમાણ, પૃથક્ત્વ, સંયોગ, વિભાગ આ ચૌદ ગુણ જીવરૂપ આત્મામાં છે, તથા સંખ્યા, પરિમાણ, પૃથક્ત્વ, સંયોગ, વિભાગ, જ્ઞાન, ઇચ્છા તથા પ્રયત્ન આ આઠ ગુણ ઇશ્વરમાં છે. વળી ભેદ એ કે, ઇશ્વરના જ્ઞાન, ઇચ્છા તથા પ્રયત્ન નિત્ય છે તથા જીવના ત્રણે અનિત્ય છે. ઇશ્વર વ્યાપક છે તથા નિત્ય છે. જીવ અનેક તથા સંપૂર્ણ વ્યાપક છે. વળી જીવનું જ્ઞાન અનિત્ય છે, માટે જ્યારે જ્ઞાન ગુણ થાય ત્યારે જીવ ચેતનરૂપ છે તથા જ્ઞાનગુણનો નાશ થાય ત્યારે જડરૂપ રહે છે. ઇશ્વર જીવની માફક આકાશ, કાળ, દિશા તથા મન નિત્ય છે. તેમજ પૃથ્વી, જળ, તેજ તથા વાયુનાં પરમાણુ નિત્ય છે. જરૂખામાં જે સૂક્ષ્મ રજ પ્રતીત થાય છે, તેના છઠ્ઠા ભાગને પરમાણુ કહે છે. આ પરમાણુ આત્માની માફક નિત્ય છે. વળી જાતિ આદિક કેટલાએક પદાર્થો ન્યાય

મતપ્રમાણે નિત્ય છે. વેદવિરૂદ્ધ સિદ્ધાંત સંબંધી વધારે લખવાનો જિજ્ઞાસુને ઉપયોગ નથી. માટે લખ્યો નથી. 'હું મનુષ્ય છું, હું બ્રાહ્મણ છું' એવી જે દેહમાં આત્મભ્રાંતિ તેવડે રાગદ્વેષ થાય છે. આ રાગદ્વેષવડે ધર્મ અધર્મનાં નિમિત્ત પ્રવૃત્ત થાય છે. તેથી સંસારના સંબંધદ્વારા સુખ દુઃખ થાય છે. આ રીતે ન્યાય મત પ્રમાણે આત્માને સંસારના હેતુરૂપ ભ્રાંતિજ્ઞાન છે. આ ભ્રાંતિ જ્ઞાન તત્વ જ્ઞાનવડે દૂર થાય છે. દેહાદિ સંપૂર્ણ પદાર્થવડે આત્મા ભિન્ન છે. આ નિશ્ચયનું નામ તત્વજ્ઞાન છે. આ તત્વજ્ઞાનવડે 'હું બ્રાહ્મણ છું, હું મનુષ્ય છું" એ રીતની ભ્રાંતિ દૂર થાય છે. ભ્રાંતિનાશથી રાગદ્વેષનો અભાવ થાયછે. રાગદ્વેષના અભાવથી ધર્મ અધર્મના નિમિત્તરૂપ પ્રવૃત્તિનો અભાવ થાય છે. પ્રવૃત્તિના અભાવથી શરીર સંબંધ રૂપ જન્મનો અભાવ થાય છે તથા પ્રારબ્ધના ભોગથી નાશ થાયછે. શરીર સંબંધના અભાવથી એકવીસ દુઃખનો નાશ થાય છે. આ દુઃખના નાશરૂપજ ન્યાય મત પ્રમાણે મોક્ષ છે. એક શરીર, શ્રોત્ર, ત્વક્, નેત્ર, રસના ઘ્રાણ તથા મન આ છ ઇંદ્રિયો, છ ઇંદ્રિયોનો વિષયો તથા છ ઈંદ્રિયનું જ્ઞાન તથા સુખ દુઃખ એમ એકવીસ દુઃખ છે. શરીરાદિક પણ દુઃખને ઉત્પન્ન કરતું હોવાથી દુઃખરૂપ કહેવાય છે. સ્વર્ગાદિકનું સુખ પણ નાશના ભયથી દુઃખના હેતુ રૂપ હોવાથી દુઃખરૂપ કહેવાય છે. જોકે ન્યાય મત પ્રમાણે શ્રોત્ર તથા મન નિત્ય છે. તેથી તેનો નાશ બને નહિ. છતાં જે રૂપવડે શ્રોત્ર તથા મન દુઃખના હેતુરૂપ છે, તે રૂપનો નાશ થાય છે. પદાર્થના જ્ઞાનની ઉત્પત્તિવડે તે દુઃખના હેતુરૂપ છે. આ પદાર્થનું જ્ઞાન મોક્ષ સમયે શ્રોત્ર તથા મન કરતું નથી. કારણ કે કર્ણ ગોલકમાં રહેલ જે

આકાશ છે, તે શ્રોત્ર કહેવાય છે. કર્ણ ગોલકનો મોક્ષ કાળમાં અભાવ હોવાથી આકાશરૂપ શ્રોત્ર ઇંદ્રિય છે. પરંતુ ગોલકના અભાવથી જ્ઞાન થતું નથી. આ રીતે જ્ઞાનને ઉત્પન્ન કરનારો જે શ્રોત્રઇંદ્રિયનું સ્વરૂપ છે, તે પણ દુઃખરૂપ છે તથા તેનો પણ નાશ થાય છે. આત્માની સાથે મનના સંયોગવડે જ્ઞાન થાય છે આ મનનો સંયોગ ન્યાય સિદ્ધાંત પ્રમાણે એકની ક્રિયાથી અથવા બેની ક્રિયાથી થાય છે જેમ બીજ વૃક્ષનો સંયોગ એક બીજની ક્રિયાથી થાય છે તથા બે ઘેટાંઓનો સંયોગ બેની ક્રિયાવડે થાય છે, તેમ વિભુ એવા આત્મામાં ક્રિયા કદી હોય નહિ તથા મોક્ષ કાળમાં મનમાં પણ ક્રિયા હોતી નથી, માટે સંયોગવાન્ મનનો જ મોક્ષ કાળમાં અભાવ હોય છે.

**ટીકાઃ**—આત્મા ભિન્ન છે;-અહીં નીચે પ્રમાણે વિશેષતા છેઃ—નૈયાયિક મત પ્રમાણે તત્વજ્ઞાનનો હેતુ મનન કહ્યો છે. "આત્મા ઇતર પદાર્થથી, આત્મા હોવાથી ભિન્ન છે. ઇતર પદાર્થથી ભિન્ન નથી, પણ ઈતર પદાર્થરૂપ છે તે આત્મા નથી. જેમકે "ઘટ છે." આ વ્યતિરેક અનુમાનથી આત્મામાં ઇતર પદાર્થના ભેદનું અનુમિતિ જ્ઞાન થાય, તે મનન કહેવાય છે. ઈતરપદાર્થના જ્ઞાન વિના આત્મામાં ઇતર પદાર્થના ભેદનું જ્ઞાન સંભવે નહિ. કારણ કે જેનો અન્યમાં ભેદ હોય, તે ભેદનો પ્રતિયોગી છે. આ પ્રતિયોગીના જ્ઞાનવિના ભેદજ્ઞાન થતું નથી. માટે આત્મામાં ઇતર પદાર્થના ભેદની અનુમિતિ રૂપ મનનના ઉપયોગી ઇતર પદાર્થનું નિરૂપણ પણ તત્ત્વજ્ઞાનને ઉપયોગી છે, એમ માને છે. આ સંભવે નહિ. કારણ કે શ્રવણ કરેલા અર્થના નિશ્ચયના અનુકુલ જે પ્રમેય મત સંદેહની ટાળવાવાળી જે યુક્તિઓ છે, તેના ચિંતનને મનન કહે છે. તેમજ ભેદ જ્ઞાનવડે અનર્થ થાય છે. सर्वं खल्विदं ब्रह्म ઈત્યાદિ શ્રુતિવાક્યથી અભેદમાં સર્વ વેદનું તાત્પર્ય છે.

द्वितीयाद् वै भयं भवति, मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति ઇત્યાદિ વાકયવડે ભેદજ્ઞાનની નિંદા કહી છે. માટે ભેદજ્ઞાનને સાક્ષાત્ અથવા તત્વજ્ઞાનદ્વારા પુરુષાર્થ જનકતા સંભવતી નથી. વળી મનન પદવડે આત્માથી ઇતર પદાર્થના ભેદની પ્રતીતિરૂપ અર્થ થતો નથી, પણ મનન પદનો ચિંતન માત્ર અર્થ છે. વાકયાંતરના અનુસારે કરી અભેદ ચિંતનમાં મનન શબ્દનું પર્યવસાન થાય છે. કોઈ રીતે આત્માવડે ઇતર પદાર્થનો ભેદ, એ મનન શબ્દનો અર્થ સંભવે નહિ. જો ઇતર પદાર્થના જ્ઞાનથી જ જો પુરૂષાર્થના સાધન તત્ત્વ જ્ઞાનની પ્રાપ્ત થાય તો સર્વ પુરૂષને તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ થવી જોઇએ. પણ કોઇને થતી નથી. જેમકે જો ઇતર પદાર્થનું સામાન્ય જ્ઞાન તત્ત્વજ્ઞાનમાં અપેક્ષિત હોય તો સામાન્ય જ્ઞાન સર્વ પુરુષને છે. માટે ઈતર પદાર્થના જ્ઞાનપૂર્વક ઇતર પદાર્થના ભેદ જ્ઞાનથી સર્વને તત્વજ્ઞાન થવું જોઇએ. સર્વ પદાર્થનો અસાધારણ ધર્મ (એક ધર્મીમાં ધર્મ સ્વરૂપ જે વિશેષ રૂપ) છે, તે વિશેષરૂપવડે ઇતર પદાર્થનું જ્ઞાન તત્વજ્ઞાનમાં અપેક્ષિત થાય તો સર્વજ્ઞ ઇશ્વર વિના અસાધારણ ધર્મવડે સકલ ઇતર પદાર્થનું કોઈને પણ જ્ઞાન સંભવતું નથી. માટે સર્વ ઈતર પદાર્થના જ્ઞાનવડે આત્માના ઇતર પદાર્થવડે ભેદજ્ઞાનના અભાવથી સકળ અનાત્મ પદાર્થથી ભિન્ન આત્માના જ્ઞાનરૂપ તત્વજ્ઞાન કોઇને થશે નહી. માટે નૈયામિક મત પ્રમાણે માનવામાં આવતો આત્માનો અન્ય આત્માથી તથા અનાત્માથી ભેદ જ્ઞાન સંભવતું નથી. માટે દેહાદિકમાં આત્મભ્રાંતિના અભાવવડે રાગદ્વેષનો અભાવ થાય છે. તેથી ધર્મ અધર્મના નિમિત્ત પ્રવૃત્તિનો અભાવ થાય છે. તેથી શરીર સંબંધ રૂપ જન્મનો અભાવ થાય છે. તેથી ૨૧ પ્રકારના દુઃખના નાશ રૂપ મોક્ષ નૈમાયીકોના અનુસારીને નહી થશે. પણ મહા વાક્યરૂપ શ્રુતિ અર્થમાં રહેલ અભેદ જ્ઞાન જ કારણ સહિત અનર્થની નિવૃત્તિપૂર્વક પરમાનંદની પ્રાપ્તિરૂપ મોક્ષનો હેતુ છે.

શ્રોત્ર તથા મન નિત્ય છેઃ—ન્યાય મત પ્રમાણે શ્રોત્રને આકાશરૂપ માનવાથી નિત્ય માન્યો છે, પણ એમ બની શકે નહિઃ કારણ કે શ્રુતિમાં નેત્રાદિકની માફક આકાશવડે શ્રોત્રની ઉત્પત્તિ કહી છે. જે વસ્તુ ઉત્પત્તિવાન્ હોય, તેની નિત્યતા સંભવે નહિ. વળી શ્રોત્રને આકાશરૂપે કહેવું સંભવતું નથી. કારણ કે કર્ણગોલક વૃત્તિ આકાશ છે. તેને ન્યાયમત પ્રમાણે શ્રોત્ર કહે છે. પણ તે અયુક્ત છે. કારણ કે કર્ણ ગોલકવૃત્તિ આકાશની હોવા છતાં પણ કેટલીકવાર શ્રવણક્રિયાનું મંદપણું અથવા તો અભાવ થાય છે. પણ તેમ થવું જોઇયે નહિ, માટે પંચીકૃત ભૂતરૂપ જે કર્ણ ગોલક વૃત્તિ આકાશ છે, તેથી ભિન્ન અપંચીકૃત ભૂત રૂપ આકાશનું કાર્ય, શ્રોત્રેંદ્રિય ઉત્પત્તિ નાશવાળી હોવાથી અનિત્ય છે. વળી દુર્જન તોષ ન્યાયવડે તેને આકાશ રૂપ માનીએ તો તેની નિત્યતા સંભવતી નથી. કારણ કે आत्मनः आकाशः संभुतः આત્મામાંથી આકાશ ઉત્પન્ન થયું. આ તૈત્તિરીય ઉપનિષદના વાકયમાં આકાશની ઉત્પતિ કહીને અનિત્યતાનું સૂચન કર્યું છે. જો આકાશની અનિત્યતા સિદ્ધ થાય તો તેના એક દેશ રૂપ શ્રોત્રની અનિત્યતા છે, એમાં જરાપણ અસંભવ નથી. આ પ્રમાણે શ્રોત્રની નિત્યતા સંભવતી નથી, તેમ મનની પણ નિત્યતા સંભવતો નથી. કારણ કે મનને પરમાણુરૂપ માની નિત્ય કહેવાવાળાને પૂછવું જોઇએ કે મન નિરવયવ છે કે સાવયવ છે. જો નિરવયવ કહો તો તેમાં અવયવરૂપ દેશના અભાવથી તેનો આત્માની સાથે સંયોગ સંભવતો નથી, માટે સ્વતઃ જડ આત્મામાં મનના સંયોગવડે ઉત્પન્ન થયેલ જ્ઞાન ગુણની ઉત્પત્તિના અભાવથી જગતની અંધતાનો પ્રસંગ થશે. વળી જો મન સાવયવ છે તો તેમાં ઘટપટાદિકની માફક અનિત્યતા નિર્વિવાદથી સિદ્ધ થઇ. વળી મન નિત્ય હોય તો તેનો સુષુપ્તિમાં વિશેષ જ્ઞાનની જનકતારૂપ લિંગના અભાવથી પોતાના ઉપાદાન અજ્ઞાનમાં લય થાય છે.

પણ તેમ થવું જોઇયે નહિ. માટે મન અનિત્ય છે. જો નૈયાયિક એમ કહે કે આત્મા તથા મનનો સંયોગ જ્ઞાનના હેતુરૂપ છે તો તે સંયોગ એકની ક્રિયાવડે અથવા બેની ક્રિયાવડે થાય છે? વિભુ આત્મામાં ક્રિયા કદિ બને નહિ. વળી મોક્ષ કાળમાં અથવા સુષુપ્તિ કાળમાં ભોગના સમક્ષ અદૃષ્ટનો અભાવ થવાથી મનમાં ક્રિયા થતી નથી. માટે આત્માની સાથે મનથી સંયોગના અભાવથી સુષુપ્તિ આદિમાં વિશેષ જ્ઞાન થતું નથી, એમ કહેવું અયોગ્ય છે. કારણ કે જે વસ્તુ વ્યાપક છે, તેની સાથે સર્વ વસ્તુનો ક્રિયાવિના પણ સંયોગ રહે છે. જેમકે વ્યાપક આકાશની સાથે ક્રિયા રહિત પર્વતનો અથવા વૃક્ષ પાષાણાદિકનો સદા જ સંયોગ રહે છે. તેમજ મોક્ષકાળમાં અથવા સુષુપ્તિમાં જો ક્રિયા રહિત મન વિદ્યમાન હોય તો વિભુ આત્માની સાથે સંયોગની સિદ્ધિથી વિશેષ જ્ઞાન થવું જોઇયે. પણ તેમ થતું નથી, માટે સુષુપ્તિ આદિ કાળમાં અવશ્ય મનનો વિલય થાય છે. વળી જાગ્રત કાળમાં તેની ઉત્પત્તિ થાય છે. આ રીતે ઉત્પત્તિ નાશવાળું હોવાથી મન અનિત્ય છે. તેની નિત્યતાનું કથન કેવળ વાણી માત્ર છે.

મનના સંયોગવડે જ્ઞાન થાય છે:—આત્માની સાથે મનના સંયોગથી જ્ઞાન થાય તો સુષુપ્તિમાં તે સંયોગનો અભાવ થવાથી જાગ્રતાવસ્થામાં સુખ તથા અજ્ઞાનની સ્મૃતિના મૂળભૂત અનુભવ સિદ્ધ થાય છે, પણ તે સિદ્ધ થવો જોઇયે નહિ. વળી આત્માની સાથે મનના સંયોગવડે જો જ્ઞાન થાય તો ન્યાયમત પ્રમાણે મનને અણુરૂપ માન્યુ છે. માટે તેના સંયોગથી ઉત્પન્ન થયેલું જ્ઞાન પણ શરીરના એક દેશમાં થશે. આમ સર્વ શરીરમાં થશે નહિ. માટે સર્વ શરીરમાં થયેલા કંટકવેધની પીડાનું ભાન થવું જોઇયે નહિ. જો મનને સિદ્ધાંતમો માફક આખા શરીરમાં વર્તવાવાળું માનીએ તો જોકે આખા શરીરમાં પીડાનો અસંભવ નથી, છતાં સુષુપ્તિમાં સુખ તથા અજ્ઞાનના સામાન્ય જ્ઞાનમાં અસંભવ થશે. માટે આત્માની સાથે મનના

સંયોગવડે જ્ઞાન થતું નથી. પણ આત્માના સ્વરૂપભૂત ઉત્પત્તિ નાશથી રહિત જ્ઞાન નિત્ય છે, એમ માનવું યોગ્ય છે.

૩૪૪ કોઇ એકદેશી, ત્વચાની સાથે મનના સંયોગને જ્ઞાનના હેતુરૂપ કહે છે. પણ આત્માના સંયોગને કહેતા નથી. સુષુપ્તિમાં પુરી તત્ નામની નાડામાં મન પ્રવેશ કરે છે. ત્વચા સાથે મનનો સંયોગ નથી, માટે સુષુપ્તિમાં જ્ઞાન થતું નથી. તેના મત પ્રમાણે ત્વચાવડે સંયોગવાળું મન જ જ્ઞાનદ્વારા દુઃખના હેતુરૂપ હોવાથી દુઃખરૂપ છે, પણ કેવળ મન નહિ. મોક્ષમાં ત્વચાનો નાશ થવાથી તેની સાથે સંયોગ નથી, માટે જ્ઞાન થતું નથી. મોક્ષ કાળમાં મન છે, પરંતુ દુઃખના હેતુરૂપ જે જ્ઞાનજનક ત્વચાવડે સંયોગવાળું મન, તેનો સંયોગના નાશથી નાશ થાય છે. આ રીતે મોક્ષ કાળમાં પરમાત્માથી ભિન્ન દુઃખ રહિત થવાથી વ્યાપક આત્મા જડ રૂપ સ્થિત થાય છે. કારણ કે જ્ઞાનગુણથી આત્માનો પ્રકાશ થાય છે. તેથી જીવનું જ્ઞાન સંપૂર્ણ ઇંદ્રિયજન્ય હોવાથી નિત્ય નથી. ઇંદ્રિય જન્ય જ્ઞાનનો મોક્ષ કાળમાં નાશ થાય છે, માટે પ્રકાશ રહિત જડરૂપ થઇ આત્મા મોક્ષકાળમાં સ્થિત થાય છે, એમ ન્યાયનો સિદ્ધાંત છે.

**ટીકા**—એક દેશીઃ-કેટલાક ન્યાયના એક દેશી ત્વચાની સાથે મનના સંયોગને જ્ઞાનના હેતુરૂપ કહે છે, તે પણ અસંગત છે. કારણ કે જેમ મનની સાથે આત્માનો સંયોગ જ્ઞાનના હેતુરૂપ છે, એમ અર્થ માનવામાં કોઇ પ્રમાણ નથી. તેમ ત્વચાની સાથે મનનો સંયોગ જ્ઞાનના હેતુ રૂપ છે, એમ અર્થ માનવામાં કોઇ શ્રુતિ આદિ પ્રમાણ નથી. જો પ્રમાણવડે અસિદ્ધ કપોલ કલ્પિત અર્થ માનવા યોગ્ય હોય તો કોઇએ એમ કહ્યું કે, મેં મૃગતૃષ્ણાના જળમાં સ્નાન કરી આકાશના પુષ્પના મુકૂટવડે તથા સસલાના શિંગડાંના ધનુષવડે વંધ્યાના પુત્રને

સગ્રામમાં જતો જોયો. આ વચનનો અર્થ પણ માનવા યોગ્ય થાય. માટે ત્વચાની સાથે મનના સંયોગ જ્ઞાનનો હેતુ નથી. વળી સુષુપ્તિમાં ત્વચા તથા મનના સંયોગનો અભાવ હોવા છતાં બુદ્ધિમાનોની બુદ્ધિવડે ગમ્ય સુખ તથા અજ્ઞાનનું સામાન્ય જ્ઞાન થાય છે, તે થવું જોઇયે નહિ. માટે ત્વચા તથા મનનો સંયોગ જ્ઞાનના હેતુરૂપ નથી. પણ આત્માના સ્વરૂપભૂત જ જ્ઞાન છે, એમ માનવું યોગ્ય છે. વ્યાપક આત્મા જડરૂપે સ્થિત થાય છે:-ન્યાય મત પ્રમાણે આત્માને વ્યાપક માની જડ માન્યો છે, તે શ્રુતિથી વિરુદ્ધ છે. કારણકે સ્વપ્નમાં આ પુરુષ સ્વયંજ્યોતિ હોય છે. વળી પ્રાણોમાં હૃદયવિશે અંતર્ જ્યોતિ રૂપ પુરુષ છે. તેમજ સત્ય જ્ઞાન અનંત રૂપ બ્રહ્મ પરિપૂર્ણ વસ્તુ છે ઇત્યાદિ અનેક શ્રુતિવાક્યમાં વ્યાપક આત્માની ચેતનરૂપતા સાંભળી છે. માટે આત્મા સ્વરૂપથી જડ છે, એમ જે ન્યાયનું કહેવું છે, તે અસંગત છે.

૩૪૫ ન્યાય મત પ્રમાણે પૂર્વોક્ત પ્રકારે કરી સુખ દુઃખ તથા બંધ મોક્ષ આત્માને થાય છે, માટે આત્મા અનેક છે તથા સંપૂર્ણ વ્યાપક છે. સર્વ અલ્પ પદાર્થવડે જે સંયોગ, તે ન્યાય મત પ્રમાણે વ્યાપકનું લક્ષણ છે. પણ સજાતિય, વિજાતિય તથા સ્વગત ભેદનો અભાવ, તે વ્યાપકનું લક્ષણ નથી. કારણ કે ન્યાય મત પ્રમાણે જો કે આત્મા નિરવયવ છે, માટે સ્વગત ભેદનો તેમાં અભાવ છે પરંતુ સજાતીય તથા વિજાતીય ભેદનો અભાવ નથી વળી સજાતીય જે બીજા આત્મા, તેનો ભેદ આત્મામાં છે તથા વિજાતીય ઘટાદિકનો ભેદ પણ આત્મામાં છે. માટે સજાતીય વિજાતીય તથા સ્વગત ભેદનો અભાવ વ્યાપકના લક્ષણ રૂપ નથી, પણ સર્વ અલ્પ પદાર્થની સાથે જે સંયોગ, તે વ્યાપકનું લક્ષણ છે. અહીં કોઈ એમ શંકા કરે કે, ન્યાય મત પ્રમાણે આત્માની માફક આકાશ, કાળ તથા

દિશા પણ વ્યાપક રૂપ છે તથા પરમાણુ સૂક્ષ્મરૂપ તથા નિર-વયવ છે. તેની સાથે સર્વવ્યાપક પદાર્થનો સંયોગ બને નહિ. કારણ કે જો પરમાણુ સાવયવ હોય તો કોઇ દેશમાં આત્માનો સંયોગ થાય તથા કોઈ દેશમાં અન્ય વ્યાપક પદાર્થનો સંયોગ થાય, પણ પરમાણુ સાવયવ નથી. તે તો નિર-વયવ તથા અતિ સૂક્ષ્મ છે. તેની સાથે એક જ દેશમાં સર્વ વ્યાપક પદાર્થનો સયોગ થવો બની શકે નહિ. કારણકે જે એકના સંયોગવડે સ્થાન નિરૂદ્ધ છે તે દેશમાં અન્ય પદાર્થનો સંયોગ બને નહી. માટે અનેક પદાર્થને વ્યાપકતા હોય નહિ. એકજ પદાર્થ વ્યાપક બને છે. આ રીતની શંકા હોઈ શકે નહિ. કારણ કે જે સાવયવ વસ્તુનો સંયોગ છે, તે અન્યના સંયોગનો વિરોધી છે. જેમ કે પૃથ્વી દેશમાં હસ્તીનો સંયોગ થાય, તે દેશમાં પાદનો સયોગ થતો નથી તથા નિરવયવનો સંયોગ સ્થાનને રોકતું નથી. માટે અન્યના સંયોગનો વિરોધી નથી, એ વાત અનુભવસિદ્ધ છે. જેવી રીતે ઘટના જે દેશમાં આકાશનો સંયોગ છે, તે દેશમાં જ કાળનો તથા દિશાનો પણ સંયોગ છે. જો કોઇ ઘટનો દેશ, આકાશ કાળદિશાથી બહાર હોય તો તે દેશમાં આકાશ કાળદિશાનો સંયોગ હોય નહિ. માટે બહાર કોઇ પણ દેશ નથી, પણ સર્વ પદાર્થનો સર્વદેશ આકાશ કાળ દિશામાં જ છે. તેથી સર્વ પદાર્થના સર્વ દેશમાં આકાશ કાળ દિશાનો સંયોગ છે આ રીતે પરમાણુમાં એકજ દેશમાં અનેક નિરવયવ વિભુનો સંયોગ બને છે, માટે આત્મા અનેક છે તથા સર્વ વ્યાપક છે.

**ટીકાઃ**—સ્વગત ભેદનો અભાવ વ્યાપકના લક્ષણરૂપ નથીઃ—સિદ્ધાંત મત પ્રમાણે સજાતીય, વિજાતીય તથા સ્વગત ભેદનો અભાવ એ વ્યાપકના લક્ષણ રૂપ માન્યો છે, તે एकमेवाद्वितीयं

બ્રહ્મ એકજ અદ્વિતીય બ્રહ્મ છે, આ છાંદોગ્યના છઠ્ઠા અધ્યાયના વચનાનુસાર છે. અહીં એક પદવડે સજાતીય ભેદનો નિષેધ છે. એવ પદવડે વિજાતીય ભેદનો નિષેધ છે તથા અદ્વિતીય પદવડે સ્વગત ભેદનો નિષેધ છે. આ લક્ષણને અનુસાર દેશ કાળ વસ્તુ કૃત અંતથી રહિત વ્યાપકનું લક્ષણ છે. અહીં એક પદવડે દેશકૃત અંતનો નિષેધ છે. કારણ કે જે વસ્તુ પરિછિન્ન છે, તે અનેક હોય છે. પણ જે વ્યાપક હોય, તે અનેક હોય નહિ. વળી આકાશની મફક આત્મા એક હોવાથી પરિછિન્ન નથી, પણ વ્યાપકરૂપ છે. જેથી આત્મા દેશકૃત અંતથી રહિત છે. માટે ન્યાય મત પ્રમાણે આત્મા અનેક પ્રકારે વ્યાપક કહેવો, તે અદ્વૈત શ્રુતિ તથા લોકાનુભવથી વિરૂદ્ધ છે. માટે એક પદવડે આત્મામાં દેશ કૃત અંતનો નિરોધ કહ્યો. વળી નિશ્ચયવાચક એવ પદવડે આત્માનો નિરપેક્ષ વ્યાપકતાના કથનથી આત્મામાં કાળકૃત અંતનો નિષેધ કર્યો. તેમજ અદ્વિતીય પદવડે ભેદના પ્રતિયોગી અન્ય વસ્તુના નિષેધથી આત્મામાં વસ્તુકૃત અંતનો નિષેધ કર્યો. આ રીતે સિદ્ધાંતોક્ત બેઉ પ્રકારે વ્યાપકનું લક્ષણ શ્રુતિ અનુસાર છે.

૩૪૬ **પ્રતિવાદીઃ**—સર્વનો સર્વ પદાર્થ વડે સંયોગ છે, એ ન્યાયનો સિદ્ધાંત છે. પણ તે યોગ્ય નથી, કારણ કે જો વ્યાપક આત્મા અનેક પ્રકારનો માનીએ તો સઘળા શરીરમાં સર્વ આત્માનો સંબંધ અંગીકાર કરવો પડશે, જેથી કયું કોનું છે, તેનો નિશ્ચય થશે નહી. પણ એક એક આત્માનાં સર્વ શરીર થવાં જોઇએ. જો કોઇ એમ કહે કે, જેના કર્મવડે જે શરીર ઉત્પન્ન થયું છે, તે આત્માનું તે શરીર છે. એમ પણ બની શકે નહિ. કારણ કે કર્મ જે શરીરવડે થાય છે, તે કર્મ કરવાવાળા પૂર્વ શરીરમાં પણ સર્વ આત્માનો સંબંધ છે, માટે કર્મ પણ સર્વ આત્માનુંજ થશે, પણ એકનું નહીં. વળી

જો કોઇ એમ કહે કે, જે આત્માનું મન સહિત શરીર છે, તે આત્માનું તે શરીર છે. એમ પણ બની શકે નહી. કારણ કે શરીરની માફક મન સાથે પણ સર્વ આત્માનો સંબંધ છે તેમાં આ નિશ્ચય થાય નહિ કે, કયું મન કયા આત્માનું છે. પણ સર્વ આત્માનાં સર્વ મન થવાં જોઇયે. તેમ ઇંદ્રિયો પણ સર્વ આત્માની સર્વ થશે. બહારના પદાર્થોમાં આ મારો છે, આ પારકો છે, એવો વ્યવહાર પણ શરીર નિમિત્તક છે. વળી આ શરીર સર્વ આત્માના સર્વરૂપે છે; માટે બહારનો પદાર્થ પણ સર્વ આત્માના સર્વરૂપે થવો જોઇયે. તેજ પ્રમાણે જો કોઇ એમ કહે કે, જે આત્માને જે શરીરમાં અહંબુદ્ધિ તથા મમ બુદ્ધિ થાય, તે આત્માનું તે શરીર છે. આ અહંબુદ્ધિ તથા મમ બુદ્ધિ એક છે; માટે સર્વ આત્મામાં રહેતી નથી પણ, એક ધર્મ એકજ ધર્મીમાં રહે છે. માટે એકજ આત્માનું શરીર છે.

જે આત્માનું જે શરીર છે, તે શરીરના સંબંધી મન, ઇંદ્રિય તથા બહારના પદાર્થો તે આત્માના છે, માટે વ્યાપક અનેક આત્મા અંગીકાર કરવામાં પણ દોષ નથી, આ કહેવું યોગ્ય નથી. કારણ કે જો કે અહંબુદ્ધિ એક દેહમાં એકજ આત્માને થાય છે, છતાં ન્યાય મત પ્રમાણે તેમ બને નહિ. પણ સર્વ આત્માને એક દેહમાં અહંબુદ્ધિ થવી જોઇયે. કારણ કે ન્યાયમત પ્રમાણે બુદ્ધિનો અર્થ જ્ઞાન થાય છે. આ જ્ઞાન આત્મા તથા મનના સંયોગવડે થાય છે. આ મનનો સાથી સંયોગ સર્વ આત્માનો છે, માટે મનના સંયોગવડે જેમ એક દેહમાં એક આત્માને અહંબુદ્ધિ થાય છે, તેમ એક દેહમાં સર્વ આત્માને અહંબુદ્ધિ થવી જોઈયે. જો કોઇ એમ કહે કે, જો કે મનને સંયોગ સર્વ આત્માવડે છે, છતાં જે આત્મામાં જ્ઞાનનો જન

અદૃષ્ટ છે, તે આત્માને જ અહંબુદ્ધિ થવી જોઈએ. તો પણ સર્વને જ્ઞાન થવું જોઇયે. કારણ કે જો વ્યાપક અનેક આત્મા અંગીકાર કરીએ તો એક શરીરની શુભ અશુભ ક્રિયાવડે શરીરમાં રહેલ સર્વ આત્મામાંજ અદૃષ્ટ થવો જોઇયે. આ વાત પૂર્વે આપ કહી આવ્યા. માટે વ્યાપક જો અનેક આત્મા અંગીકાર કરીએ તો એક દેહમાં સર્વને સુખ દુઃખનો ભોગ થવો જોઇયે; માટે વ્યાપક અનેક કર્તા ભોકતા રૂપ આત્મા છે. આ ન્યાયનો સિદ્ધાંત યોગ્ય નથી.

**ટીકાઃ**—અનેક કર્તા ભોકતારૂપ આત્મા છેઃ—જેમ અનેક ઘટને વ્યાપક કહેવા નિષ્ફળ છે, તેમ દરેક દેહમાં કર્તા ભોકતા રૂપ અનેક આત્માને વ્યાપક કહેવો, તે નિષ્ફળ છે. વળી અનેક અંતઃકરણના અંગીકાર કીધેલા ભોગની અસંકરની સિદ્ધિથી વ્યાપક આત્માને અનેક કહેવો, તે નિષ્પ્રયોજન છે.

૩૪૭ અમારા સિદ્ધાંતમાં કર્તા ભોકતા અંતઃકરણ છે. આ અંતઃકરણ અનેક છે. તે વ્યાપક તથા અણુ નથી, પણ શરીરની સમાન તે અંતઃકરણના પરિમાણરૂપ છે. દિપકના પ્રકાશની માફક મોટા શરીરની પ્રાપ્તિ થાય ત્યારે અંતઃકરણનો વિકાસ થાય છે તથા ન્યૂન શરીરમાં સંકોચ થાય છે. આ વાત સિદ્ધાંત બિંદુના વ્યાખ્યાનમાં શ્રી મધુસૂદન સ્વામીએ પ્રતિપાદન કરી છે. જે અંતઃકરણનો જે શરીરસાથે સંબંધ છે, તે અંતઃકરણને તે શરીરવડે ભોગ થાય છે. જો અંતઃકરણને વ્યાપક અંગીકાર કરીએ તો સર્વ શરીર સર્વનું થાય તથા ભોગ પણ સર્વને થાય. પણ વ્યાપક અંતઃકરણરૂપ નથી, જેથી દોષ નથી. વળીઅંતઃકરણને અણુ માનીએ તો શરીરના એક દેશમાં અંતઃકરણ રહે છે, એમ અંગીકાર કરવું પડશે પણ તેમ બને એમ નથી. કારણ કે જો એક કાળમાં જ પાદ તથા મસ્તકમાં કંટકવેધ

થાય તો બેઉ સ્થાનમાં એક જ કાળે પીડા થાય છે, તે થવી જોઈયે નહી. કારણ કે જો અંતઃકરણ અણુ હોય તો એકજ સ્થાનમાં એક કાળમાં તે રહે. આથી જે સ્થાનમાં અંતઃકરણ હોય, તે સ્થાનમાંજ પીડા થવી જોઈએ, પણ બેઉ સ્થાનમાં નહીં. આથી અંતઃકરણ અણુ તથા વ્યાપક નથી, પણ શરીરની સમાન છે, માટે કાંઇ દોષ નથી. અણુ તથા વ્યાપકવડે જે વિલક્ષણ છે, તેને જ મધ્યમ પરિમાણ કહે છે.

૩૪૮ વાદીઃ—ન્યાય મત પ્રમાણે કોઇ નવીને એમ અંગીકાર કર્યું છે કે, આત્મા અનેક છે તથા કર્તા ભોક્તા રૂપ છે. તે વ્યાપક નથી, જેથી ભોગના સંકરરૂપ નથી. તે અણુ નથી, જેથી બે સ્થાનમાં પીડાના અસંભવરૂપ પણ નથી. પણ જેમ વેદાંત મતપ્રમાણે અંતઃકરણ મધ્યમ પરિમાણરૂપ છે, તેમ આત્મા પણ મધ્યમ પરિમાણરૂપ છે. તેમાં ચૌદ ગુણ રહેલા છે.

**ટીકાઃ**-આત્મા મધ્યમ પરિમાણરૂપ છેઃ-અહીં નીચે પ્રમાણે રહસ્ય છે, જેથી શરીરના અંતર્ગત મન ઇંદ્રિયાદિ સર્વ અલ્પ પદાર્થવડે આત્માનો સંયોગ છે. માટે મધ્યમ પરિમાણવાળા આત્મામાં ન્યાય સંપ્રદાયોક્ત વ્યાપક લક્ષણ સંભવે છે.

૩૪૯ પ્રતિવાદીઃ—આમ કહેવું પણ યોગ્ય નથી. કારણ કે જો આત્માને સંકોચ તથા વિકાસવાળો માનીએ તો દીપ-કની પ્રભાની માફક આત્મા વિકારી તથા વિનાશવાળો થશે. માટે મોક્ષ પ્રતિપાદક શાસ્ત્ર તથા સાધન નિષ્ફળ થશે. વળી મધ્યમ પરિમાણ અંગીકાર કરી, સંકોચ તથા વિકાસને નહિ અંગીકાર કરીએ તો કયા શરીરની સમાન આત્માને અંગી-કાર કરવામાં આવે, તેનો નિશ્ચય થઈ શકે નહિ. જો મનુષ્ય-

શરીરની સમાન તેને અંગીકાર કરીએ તો જ્યારે આત્મા હસ્તીના શરીરને પ્રાપ્ત થાય, ત્યારે સર્વ શરીરમાં આત્મા રહેશે નહિ. માટે જે દેશમાં હસ્તીનો આત્મા નથી, તે દેશમાં પીડા જોઇએ નહીં. વળી હસ્તીના શરીરની સમાન અંગીકાર કરીએ તો તેવડે બીજું શરીર મોટું છે, તેના એક દેશમાં પીડા જોઈયે નહિ તથા સર્વથી મોટું કોઈનું શરીર નથી, કે જેની સમાન આત્મા અંગીકાર કરીએ. વળી સર્વ કરતાં મોટું વિરાટનું શરીર છે. તેની સમાન જો આત્મા અંગીકાર કરીએ તો વિરાટના શરીરના અંતર્ભૂત સર્વ શરીર છે. માટે સર્વ આત્માનો સર્વ શરીરવડે સંબંધ થશે. તેમાં પૂર્વ દોષ કહેલો છે. વળી આ નિયમ છે કે, જે મધ્યમ પરિમાણ વસ્તુ હોય, તે શરીરની માફક અનિત્ય થાય છે, માટે આત્મા પણ અનિત્ય થશે તથા અંતઃકરણનો અમારા મત પ્રમાણે જ્ઞાનવડે નાશ થાય છે, જેથી તે અનિત્ય છે. આથી મધ્યમ પરિમાણ અંગીકાર કરવાવડે દોષ નથી. આ રીતે નવીન તાર્કિકોનો મત પણ યોગ્ય નથી.

૩૫૦ વાદીઃ—જો કોઇ એમ કહે કે, આત્મા અનેક તથા અણુ છે, તો શું તેમ નહી બની શકે ?

પ્રતિવાદીઃ—એમ કહેવું પણ બની શકે નહિ. કારણ કે જો આત્માને કર્તા ભોક્તા અંગીકાર કરીએ તો અંતઃકરણના અણુ પક્ષમાં જે દોષ કહ્યો, તે દોષ થશે તથા કર્તા ભોક્તા અંગીકાર નહી કરીએ તો અનેક આત્માનો અંગીકાર નિષ્ફળ થશે. એક જ વ્યાપક સર્વ શરીરમાં અંગીકાર કરવો યોગ્ય છે. વળી જો કર્તા ભોક્તા રૂપ અંગીકાર નહિ કરીએ તો પોતાના સિદ્ધાંતનો પણ ત્યાગ થશે. કારણ કે અણુવાદીનો આવો સિદ્ધાંત છે કે, જ્ઞાન સુખ દુઃખ ધર્મ આદિ આત્માના ધર્મો છે. માટે

જો આત્માને અણુ માનીએ તો જે શરીરદેશમાં આત્મા નથી, તે દેશ મૃત સમાન છે તથા તેમાં પીડા આદિક નહી થવો જોઇયે.

૩૫૧ વળી જો કોઇ એમ કહે કે, જો કે આત્મા શરીરના એક દેશમાં છે, પરંતુ કસ્તુરીના ગંધની માફક તેનું જ્ઞાન સર્વ શરીરમાં વ્યાપ્ત છે. માટે સર્વ શરીરમાં અનુકૂળ પ્રતિકૂળના સંબંધને અનુભવ કહે છે. એમ પણ બની શકે નહિ. કારણ કે એવો નિયમ છે કે, જેટલા દેશમાં ગુણવાળો રહે, તેથી બહાર ગુણ રહેતો નથી. પણ ગુણમાં જ ગુણ રહે છે. જેમ રૂપ ઘટાદિકથી બહાર રહેતું નથી, તેમ આત્માથી બહાર જ્ઞાન પણ હોઈ શકે નહિ. વળી કસ્તુરીનો સૂક્ષ્મ ભાગ જેટલા દેશમાં વ્યાપ્ત હોય, તેટલા દેશમાં જ ગંધ વ્યાપ્ત થાય છે, માટે કસ્તુરીનું દૃષ્ટાંત પણ સંભવી શકે નહિ. માટે આત્મા અણુ છે, એ પક્ષ પણ બને નહિ. વળી કેટલેક સ્થળે શ્રુતિમાં આત્માને અત્યંત અણુ કરતાં પણ અણુ કહ્યો છે, તે દુર્વિજ્ઞેય હોવાથી કહ્યો છે. જેમ અત્યંત અણુ વસ્તુનું જ્ઞાન મંદ દૃષ્ટિવાળા પુરુષને થતું નથી, તેમ બહિર્મુખ પુરુષને આત્માનું જ્ઞાન થાય નહિ. માટે અણુની સમાન છે, એમ શ્રુતિનો અભિપ્રાય છે. પણ આત્મા અણુ છે એવો અભિપ્રાય નથી. કારણ કે અનેક સ્થળે વ્યાપકરૂપે વેદે આત્માને પ્રતિપાદન કર્યો છે. માટે તે અણુ નથી. આ રીતે વ્યાપક તથા મધ્યમ પરિમાણ અથવા અણુ આત્મા અનેક છે, એમ કહેવું સંભવતું નથી.

ટીકાઃ—આત્માને વ્યાપક રૂપે પ્રતિપાદન કર્યો છેઃ—**अणोरणीयान् महतो महीयान्** આ શ્રુતિનો એ અર્થ છે કે, પૃથ્વીથી જળ સૂક્ષ્મ છે તથા વ્યાપક છે; જળ કરતાં તેજ સૂક્ષ્મ તથા વ્યાપક છે; તેજ કરતાં વાયુ સૂક્ષ્મ તથા વ્યાપક

છે; વાયુ કરતાં આકાશ સૂક્ષ્મ તથા વ્યાપક છે; આકાશ કરતાં માયા સૂક્ષ્મ તથા વ્યાપક છે; માયા કરતાં આત્મા સૂક્ષ્મ તથા વ્યાપક છે; ઇત્યાદિ શ્રુતિવડે આત્માની સર્વ કરતાં સૂક્ષ્મતા તથા વ્યાપકતા કહી છે.

૩૫૨ પરિશેષવડે એક વ્યાપક આત્મા છે, તેમાં ધર્મ અધર્મ, સુખ દુઃખ તથા બંધ મોક્ષનો અંગીકાર કરીએ તો કોઇને સુખ તથા કોઈને દુઃખ, કોઇને બંધ તથા કોઈને મોક્ષ એવો વ્યવહાર થશે નહિ. માટે ધર્માદિ બુદ્ધિના ધર્મ છે. જોકે બુદ્ધિ જડ છે, માટે તેમાં ધર્મ સુખાદિક હોય નહિ, છતાં આત્માનો ધર્મ નથી; આ અભિપ્રાયથી બુદ્ધિના ધર્મરૂપે કહ્યો છે. વળી બુદ્ધિનો ધર્મ છે, એમાં કાંઈ અભિપ્રાય નથી. બુદ્ધિ તથા સુખાદિક આત્મામાં અધ્યસ્ત છે. જે વસ્તુ જેમાં અધ્યસ્ત હોય, તે તેમાં પરમાર્થવડે હોતી નથી. જેમ સર્પ રજ્જુમાં અધ્યસ્ત છે, તે પરમાર્થવડે રજ્જુમાં નથી. તેમ બુદ્ધિ તથા સુખાદિક આત્મામાં નથી. વળી અધ્યસ્ત વસ્તુ પણ કોઇનો આશ્રય હોય નહિ. માટે બુદ્ધિ પણ સુખાદિકના આશ્રયરૂપ નથી. પરંતુ અજ્ઞાન શુદ્ધ ચેતનમાં અધ્યસ્ત છે. અંતઃકરણ અજ્ઞાન ઉપહિતમાં અધ્યસ્ત છે તથા અંતઃકરણ ઉપહિતમાં ધર્મ અધર્મ, સુખ દુઃખ તથા બંધ મોક્ષ અધ્યસ્ત છે. માટે આ રીતે આત્મામાં ધર્માદિક અધિષ્ઠાનપણાનું ઉપાધરૂપ અંતઃકરણ છે, માટે અંતઃકરણના ધર્મ કહેવાય છે.

ટીકાઃ—પરિશેષવડે એક આત્મા વ્યાપક છેઃ—અનેક અર્થ પ્રાપ્ત છતાં બીજાઓનો નિષેધ થવાથી અવશેષ રહેલ એક અર્થમાં જે નિશ્ચય થાય, તે પરિશેષ કહેવાય છે.

૩૫૩ જો અંતઃકરણવિશિષ્ટમાં ધર્માદિક અધ્યસ્ત કહીએ તો તે પણ બને નહી. કારણ કે વિશેષણયુક્તનું નામ વિશિષ્ટ

છે. ધર્માદિક અધ્યાસનું અધિષ્ઠાન જે આત્મા, તેનું અંતઃકરણ જો વિશેષણ અંગીકાર કરીએ તો અંતઃકરણ પણ ધર્મ સુખાદિકનું અધિષ્ઠાન થશે. પણ આ વાત બને નહિ. કારણ કે મિથ્યા વસ્તુ અધિષ્ઠાન હોય નહિ માટે આત્મામાં ધર્માદિકના અધ્યાસનું વિશેષણ અંતઃકરણ નથી, પણ તે ઉપાધિરૂપ છે. ઉપાધિનો એવો સ્વભાવ છે કે, પોતે તટસ્થ થઈ જેટલા દેશમાં પોતે હોય, તેટલા દેશમાં રહી વસ્તુને જણાવે. વળી વિશેષણનો એવો સ્વભાવ છે કે, જેટલા દેશમાં પોતે હોય, તેટલા દેશમાં રહેલ વસ્તુને તે પોતાસહિત જણાવે. જેને વિશેષણ હોય, તેને વિશિષ્ટ કહે છે; તથા જે ઉપાધવાળો હોય, તેને ઉપહિત કહે છે. આ રીતે અંતઃકરણવિશિષ્ટમાં જો ધર્માદિ અધ્યસ્ત કહીએ તો જેટલા દેશમાં અંતઃકરણ છે, તેટલા દેશમાં રહેલ ચેતન ભાગ તથા અંતઃકરણ બેઉને આધિષ્ઠાનતા થાય. આ અંતઃકરણ પોતે પણ અધ્યસ્ત રૂપ છે. માટે અધિષ્ઠાન બને નહિ. આ અભિપ્રાયથી ધર્માદિક અંતઃકરણ ઉપહિતમાં અધ્યસ્ત રૂપે કહ્યા. માટે જેટલા દેશમાં અંતઃકરણ છે, તેટલા દેશમાં રહેલ ચેતન ભાગ માત્રમાં અધિષ્ઠાનતા છે. પણ અંતઃકરણમાં નથી, એમ બની શકે છે.

૩૫૪ તેમ અંતઃકરણ પણ અજ્ઞાન ઉપહિતમાં અધ્યસ્ત છે. અજ્ઞાન વિશિષ્ટમાં નથી. આ રીતે અધ્યસ્ત જે ધર્માદિક છે, તેનું અધિષ્ઠાન આત્મા છે. અધ્યાસના અધિષ્ઠાનપણાની ઉપાધિ અંતઃકરણ છે. માટે તેને બુદ્ધિના ધર્મ રૂપ કહ્યા છે. વળી અવિવેકને લીધે અંતઃકરણ તથા આત્મા બેઉમાં તે પ્રતીત થાય છે. માટે અંતઃકરણવિશિષ્ટ જે પ્રમાતા છે, તેના ધર્મરૂપે કહ્યું છે. ધર્માદિક અંતઃકરણના ધર્મ રૂપ હોય, અથવા

અંતઃકરણ વિશિષ્ટ પ્રમાતાના ધર્મ રૂપ હોય અથવા રજ્જુ સર્પ સ્વપ્નના પદાર્થ, ગંધર્વ નગર તથા નભનીલતાની માફક કોઇના ધર્મરૂપ ન હોય, પણ સર્વ પ્રકારે તે આત્માના ધર્મરૂપ નથી. જોકે આત્મામાં તેઓ અધ્યસ્ત છે, છતાં જે વસ્તુ જેમાં અધ્યસ્ત હોય, તે તેમાં પરમાર્થરૂપે હોય નહી. માટે રાગ, દ્વેષ, ધર્માધર્મ, સુખ દુઃખ તથા બંધ મોક્ષથી રહિત એકવ્યાપક આત્મા છે. અધ્યાસનો અર્થ કલ્પિત થાય છે.

### ૩૫૫ આત્મા સત્ છે.

આ આત્મા સત્ છે. જે વસ્તુનો જ્ઞાનથી અભાવ હોય, તે અસત્ કહેવાય છે. જેની નિવૃત્તિ કોઈ કાળે પણ થતી નથી, તે સત્ કહેવાય છે. સર્વ પદાર્થનું તથા તેની નિવૃત્તિનું અધિષ્ઠાન આત્મા છે. જો આત્માની નિવૃત્તિ હોય તો તેનું બીજું અધીષ્ઠાન કહેવું જોઇયે. કારણ કે શૂન્યમાં નિવૃત્તિ હોતી નથી. જો આત્મા તથા તેની નિવૃત્તિનું અન્ય અધિષ્ઠાન અંગીકાર કરીએ તો તેનું બીજું અધિષ્ઠાન અંગીકાર કરવું પડશે. આ રીતે અનવસ્થા થશે. વળી જો કોઇ આત્માની નિવૃત્તિ અંગીકાર કરે તો તેને પૂછવું કે, આત્માની નિવૃત્તિ શું કોઈએ અનુભવ કરી છે કે નથી કરી? જો કોઇ એમ કહે કે, મેં અનુભવ કરી છે તો તે બની શકે નહિ. કારણ કે જે અનુભવ કરવાવાળો છે તેજ આત્મા છે તથા પોતા સ્વરૂપ જ છે. તેથી આત્માની નિવૃત્તિનો અનુભવ પોતાના મસ્તકના છેદનના અનુભવ સમાન છે. માટે આત્માની નિવૃત્તિનો અનુભવ બને નહિ. વળી કોઇ એમ કહે કે, આત્માની નિવૃત્તિ હોય છે. પણ નિવૃત્તિનો અનુભવ કોઇને હોતો નથી તો એ વાત સિદ્ધ થઈ કે, આત્માની નિવૃત્તિ હોતી નથી. કારણ કે જે વસ્તુ કોઇએ

અનુભવ કરી નથી, તે વંધ્યાપુત્રની સમાન છે, માટે આત્માની નિવૃત્તિ હોતી નથી, જેથી આત્મા સત્ છે.

## ૩૫૬ આત્મા ચૈતન્યરૂપે.

વિવરણઃ—આત્મા ચિત્ રૂપે છે, પ્રકાશરૂપ જે જ્ઞાન, તે ચિત્ કહેવાય છે. જે સપ્રકાશરૂપ આત્મા અંગીકાર કરીએ તો અનાત્મ જડ વસ્તુનો પ્રકાશ કદી હોય નહી. જો અંતઃકરણ તથા ઇંદ્રિયથી પદાર્થનો પ્રકાશ કહીએ તો તે બની શકે નહિ. કારણ કે અંતઃકરણ તથા ઇંદ્રિયો પરિચ્છિન્ન છે. જે પરિચ્છિન્ન હોય, તે ઘટની માફક કાર્ય રૂપ છે તથા અંતઃકરણ અને ઇંદ્રિયો પણ પરિચ્છિન્ન હોવાથી કાર્યરૂપ છે. દેશ કાળ જેનો અંત હોય, તે પરિચ્છિન્ન કહેવાય છે. જે કાર્ય હોય, તે જડ હોય છે. અંતઃકરણ તથા ઇંદ્રિયો પણ જડ છે. તેનાથી કોઈ પણ વસ્તુનો પ્રકાશ બને નહિ. માટે જો આત્મા સર્વને પ્રકાશ કરે છે તો તે પ્રકાશરૂપ છે.

ટીકાઃ—પ્રકાશરૂપ જેજ્ઞાન, તે ચિત્ કહેવાય છેઃ-અલુપ્ત પ્રકાશને ચિત્ કહે છે. ચેતનરૂપ જ્ઞાનનો લોપ નથી. આ અર્થમાં નિચે પ્રમાણે શ્રુતિ છેઃ-અવિનાશી હોવાથી દ્રષ્ટાની દૃષ્ટિનો લોપ નથી.

૩૫૭ જો કોઈ એમ કહે કે, આત્મા પ્રકાશરૂપ નથી, પણ આત્મા તો જડ છે તથા તેમાં જ્ઞાન ગુણ છે તથા તે જ્ઞાન વડે આત્મા તથા અનાત્માના પ્રકાશ થાય છે. આને પૂછવું કે, આત્માનો જ્ઞાન ગુણ નિત્ય છે કે અનિત્ય છે? જો નિત્ય કહીએ તો આત્માનું સ્વરૂપજ્ઞાન સિદ્ધ થશે. કારણ કે એવો નિયમ છે કે, આત્માથી ભિન્ન હોય તે અનિત્ય હોય છે. જો જ્ઞાનને આત્માથી ભિન્ન અંગીકાર કહીએ તો તે અનિત્ય થશે. માટે

નિત્ય માની આત્માથી ભિન્ન જ્ઞાન છે, એમ કહેવું બની શકે નહિ. વળી જો કોઇ અનિત્ય માને તો તે ઘટાદિકની માફક જડ થશે. જે અનિત્ય હોય, તે જડ હોય છે. માટે જ્ઞાન અનિત્ય એમ કહેવું બની શકે નહિ. વળી જ્ઞાન નિત્ય જ છે. આ નિત્ય જ્ઞાન આત્મસ્વરૂપજ છે. જો અનિત્ય માનીએ તો કદાપ આત્મામાં જ્ઞાન થાય તથા કદાપિ ન પણ થાય માટે આત્માથી ભિન્ન જ્ઞાન હોય, પણ તેને નિત્ય અંગીકાર કરવાથી તે આત્માથી ભિન્ન હોઇ શકે નહિ. જે ગુણ હોય, તે ગુણવાનમાં કદાપિ રહે પણ ખરો અથવા ન પણ રહે. જેમ વસ્ત્રનો નીલપીત ગુણ કદાપિ રહે તથા કદાપિ ન પણ રહે. માટે જે ગુણ હોય, તે આગમાપાયી થાય છે. વળી જ્ઞાનને નિત્યતા હોવાથી તે આગમાપાયી નથી. માટે જ્ઞાન આત્માનુંજ સ્વરૂપ છે.

૩૫૮ જ્ઞાનને અનિત્ય કહીયે તો ઇંદ્રિય અથવા અંતઃકરણવડે જ્ઞાન ઉત્પન્ન થાય છે, એમ કહેવું થશે. પણ તેમ થઈ શકે નહિં. કારણ કે સુષુપ્તિમાં ઇંદ્રિયાદિક નથી તથા સુખનું જ્ઞાન થાય છે, તે ન થવું જોઇએ. જો સુષુપ્તિમાં સુખનું જ્ઞાન અંગીકાર ન કરીએ તો જાગ્યા પછી હું સુખે કરી સુનો હતો, એમ સુષુપ્તિના સુખની સ્મૃતિ થાય છે તે થવી જોઇયે નહિ. જે વસ્તુનું પૂર્વે જ્ઞાન હોય, તેની સ્મૃતિ થાય છે તથા અજ્ઞાત વસ્તુની સ્મૃતિ થતી નથી. વળી સુષુપ્તિના સુખની જાગ્યા પછી સ્મૃતિ થાય છે, માટે સુષુપ્તિમાં સુખનું જ્ઞાન થાય છે. આ સુખના જ્ઞાનને ઉત્પન્ન કરનારી ઇંદ્રિયાદિકો સુષુપ્તિમાં નથી, માટે તે નિત્ય છે. જ્ઞાનને ત્યાગી આત્મા કદી રહે નહી માટે જ્ઞાન એ આત્માનું સ્વરૂપ છે. જો આગમાપાયી. હોય તો ગુણ થાય છે. ઉષ્ણતા તથા જ્ઞાન આગમાપાયી નથી,

માટે અગ્નિ તથા આત્માના સ્વરૂપરૂપે છે. જે વસ્તુ કોઇ વખત હોય તથા કોઈ વખત ન હોય, તે આગમાપાયી કહેવાય છે.

૩૫૯ ઉત્પત્તિ તથા વિનાશ અંતઃકરણની વૃત્તિવડે થાયછે પણ જ્ઞાનવડે થતા નથી. આત્મ સ્વરૂપ જે જ્ઞાનછે, તે વિશેષ વ્યવહારના હેતુરૂપ નથી, પણ જ્ઞાન સહિત વૃત્તિ અથવા વૃત્તિમાં આરૂઢ જ્ઞાન વ્યવહારના હેતુ રૂપ છે, એમ અવચ્છેદવાદની રીતિ છે. વળી આભાસવાદમાં આભાસ સહિત વૃત્તિવડે વ્યવહાર થાય છે. આભાસદ્વારા અથવા સાક્ષાત્ વૃત્તિદ્વારા આત્મ સ્વરૂપ જ્ઞાન વડે સર્વ વ્યવહાર સિદ્ધ થાય છે. નહિ તો થતો નથી. આ રીતે સર્વનો પ્રકાશક જ્ઞાન સ્વરૂપ આત્મા છે, માટે તે ચિત્રૂપ છે.

### ૩૬૦ આત્માની આનંદરૂપતા

આત્મા આનંદરૂપ છે. જો આત્મા આનંદરૂપ ન હોય તો વિશેષ સંબંધવડે જે સ્વરૂપાનંદનું ભાન થાય છે, તે થવું જોઇયે નહી. વિષયમાં આનંદ નથી, એ વાત પૂર્વે કહી છે. જો વિષયમાં આનંદ હોય તો જે વિષયમાં એક પુરૂષને સુખ થાય, તે વડેજ બીજાને દુઃખ થાય છે. જેમ અગ્નિના સ્પર્ષથી અગ્નિ કીટકને તથા સર્પ તથા સિંહનું રૂપ જોવાથી સર્પિણી તથા સિંહણને આનંદ થાય છે. પણ અન્ય પુરૂષને દુઃખ થાય છે, તેમ થવું જોઇયે નહિ. વળી સિદ્ધાંતમાં અગ્નિ કીટકને અગ્નિ-સર્પની ઇચ્છા હોય ત્યારે ચંચળ બુદ્ધિમાં સ્વરૂપાનંદનું ભાન થતું નથી. અગ્નિ સંબંધથી ક્ષણ માત્ર ઈચ્છા દૂર થવાથી નિશ્ચળ બુદ્ધિમાં સ્વરૂપાનંદનું ભાન થાય છે. અન્ય પુરૂષને અગ્નિ સંબંધની ઇચ્છા નથી, પણ અન્ય પદાર્થની ઈચ્છા

હોય છે તથા તે પદાર્થની ઈચ્છા અગ્નિ સંબંધથી દૂર થતી નથી, માટે ચંચળ અંતઃકરણમાં અગ્નિ સંબંધવડે આનંદ થતો નથી.

**ટીકા:** –સ્વરૂપાનંદનું ભાન થવું જોઇએ નહિ:–જેથી એ-કજ વિષયથી કોઇને સુખ થાય છે તથા કોઇને દુઃખ થાય છે. માટે તે વિષય નિયમવડે પોતાની ઇચ્છાથી રહિત અથવા ઇચ્છા સહિત સર્વ પુરૂષને સુખના હેતુ રૂપ નથી. પણ વિષ-યની ઈચ્છા સહિત પુરૂષનેજ પોતાની પ્રાપ્તિવડે ઇચ્છાના તિરસ્કારદ્વારા અંતર્મુખ થઈ વૃત્તિમાં પ્રિય મોદ પ્રમોદના પર્યાયરૂપ આત્મ સ્વરૂપ આનંદના પ્રતિબંબમાં નિમિત્ત રૂપ છે, માટે વિષયમાં આનંદની કારણતાનો વ્યભિચાર છે. વળી વિષયની પ્રાપ્તિ વડે અથવા એકાંત દેશના સેવન વડે ઉત્પન્ન થયલો જે ઇચ્છાનો અભાવ છે, તે પ્રતિબિંબ રૂપ સુખના નિયમિત કારણ રૂપે છે. જો આત્મા આનંદ રૂપ ન હોય તો અતર્મુખ વૃત્તિમાં જે આનંદ થાય છે, તે થવો જો-ઇયે નહિ, માટે આત્મા આનંદ રૂપ છે, એ સર્વ પ્રકરણનો સાર છે

૩૬૧ આના સંબંધમાં નિચે પ્રમાણે શંકા થાય છે કે, જે ઇચ્છા રૂપ અંતઃકરણની વૃત્તિ છે, તે વિષય પ્રાપ્તિવડે નાશને પ્રાપ્ત થઇ જાય તથા અન્ય વૃત્તિનો કોઇ નિમિત્ત નથી, માટે ઉત્પત્તિ થતી નથી. વળી વૃત્તિવિના સ્વરૂપાનંદનું ભાન થતું નથી, માટે વિષયમાંજ આનંદ છે. આ રીતની શંકા હોઇ શકેજ નહી. કારણ કે ઇચ્છારૂપ અંતઃકરણની વૃત્તિનો અભાવ છે. આ ઇચ્છા રૂપ વૃત્તિ હોય તો પણ તેમાં આનંદ પ્રકાશ હોય નહી. કારણ કે ઇચ્છારૂપ વૃત્તિ રાજસ છે તથા આનંદનો પ્રકાશ સાત્વિક વૃત્તિમાં હોય છે; છતાં વાંછિત પદાર્થ જે મળે છે, તેના સ્વરૂપનો વિષય કરવામાટે જે જ્ઞાન રૂપ અંતઃકરણ-

ની વૃત્તિ છે, તે સાત્વિક છે. કારણ કે સત્વ ગુણથી જ્ઞાન થાય છે, એવો નિયમ છે. સ્વાત્વિક વૃત્તિમાં આનંદનું ભાન થાય છે. પરંતુ આ જ્ઞાનરૂપ વૃત્તિ બહિર્મુખ છે. તેના પાછળના ભાગમાં રહેલ જે અંતઃકરણ ઉપહિત ચૈતન સ્વરૂપ આનંદ છે, તેનું તે વૃત્તિવડે ગ્રહણ થતું નથી. માટે વિષય ઉપહિત ચેતન રૂપ આનંદનુંજ ભાન થાય છે. આ વિષય ઉપહિત ચેતન આત્માથી ભિન્ન નથી, માટે આત્માનંદનુંજ વિષયમાં ભાન કહેવાય છે. આ જ્ઞાન રૂપ વૃત્તિમાં વિષયની સાથે નેત્રાદિકનો સંબંધ નિમિત્ત રૂપ છે, અથવા તો જ્ઞાનરૂપ છે. જે બહિર્મુખ વૃત્તિ છે, તે વડે અન્ય અંતર્મુખ વૃત્તિ થાય છે. તેમાં અંતઃકરણ ઉપહિત ચૈતન રૂપ આનંદનુંજ ભાન થાય છે. આ ઉત્તમ સિદ્ધાંત છે. આ વૃત્તિની ઉત્પત્તિમાં ઇચ્છાદિકનો અભાવ નિમિત્ત રૂપ છે જેમ ઇચ્છાદિકથી રહિત એકાંતમાં ઉદાસીન પુરૂષ જો રહે છે તો તેને બહિર્મુખ જ્ઞાન રૂપથી કોઇવૃત્તિ થતી નથી, પણ આનંદનું ભાન થાય છે. માટે ઇચ્છાદિકના અભાવ રૂપ નિમિત્તવડે અંતર્મુખ વૃત્તિ આનંદને ગ્રહણ કરવાવાળી થાય છે. તેથી વાંછિત વિષયના લાભવડે ઈચ્છાદિકનો અભાવ થવાથી જ્ઞાન થયા પછી અંતર્મુખ વૃત્તિ થાય છે, તેથી અંતઃકરણ ઉપહિત આનંદનું ગ્રહણ થાય છે. આ સ્વરૂપાનંદનું ગ્રહણ તથા વિષયનું જ્ઞાન અત્યંત અવ્યવહિત છે. માટે પુરૂષને એવી ભ્રાંતિ થાય છે કે, મેં વિષયમાં આનંદ અનુભવ કર્યો છે. પ્રથમ પક્ષવડે આ પક્ષ ઉત્તમ છે. કારણ જે વિષયની ાનરૂપ વૃત્તિ છે, તે વડે અંતઃકરણ ઉપહિત આનંદનું ભાન બને નહિ. માટે વિષય ઉપહિત આનંદનું ભાન થશે. માર્ગમાં વૃક્ષની જે જ્ઞાનરૂપ વૃત્તિ છે, તે પણ સાત્વિક છે. તેવડે પણ વૃક્ષ ઉપહિત ચેતન સ્વરૂપ

આનંદનું ભાન થવું જોઈયે. તેમ સર્વ જ્ઞાનવડે જ્ઞેય ઉપહિત ચેતન રૂપ આનંદનું ભાન થવું જોઈયે. માટે અનાત્મ વસ્તુની જ્ઞાન રૂપ જે બહિર્મુખ વૃત્તિ છે, તેવડે જ્ઞેય ઉપહિત ચેતન સ્વરૂપ આનંદનું ગ્રહણ હોય નહિ. આ રીતે વિષયના સંબંધવડે આત્મ સ્વરૂપાનંદનું ભાન થાય છે. જો આત્મા આનંદ રૂપ ન હોય તો વિષય સંબંધવડે આનંદનું ભાન બને નહિ, માટે આત્મા આનંદરૂપ છે.

ટીકાઃ—બહિર્મુખ વૃત્તિ છે તે વડે અન્ય અંતર્મુખવૃત્તિ થાય છેઃ એકાગ્રતા યુક્ત જે સાત્વિકી વૃત્તિ, તેને પ્રિયમોદ તથા પ્રમોદ વૃત્તિ કહે છે. મેં વિષયમાં આનંદનો અનુભવ કર્યો છે એવી બુદ્ધિઃ—જેમ શ્વાન હાડકાંને ચાવે છે તેથી પોતાના મુખમાં રહેલી જીભમાંથી ચાટવાવડે રૂધિર નીકળે છે આ રૂધિરનુ પ્રાશન કરવાવડે આ રૂધિર તો મને હાડકાંમાથી પ્રાપ્ત થયુ છે, એમ માને છે. તેજ પ્રમાણે વાંછિત વિષયની પ્રાપ્તિ રૂપ નિમિત્તથી ઇચ્છાની નિવૃત્તિદ્વારા અંતમુંખ થયેલ વૃત્તિમાં પ્રતિબિંબિત સ્વરૂપાનંદના અનુભવવડે મેં વિષયમાં આનંદ અનુભવ કર્યો છે, એવી અવિવેકી પુરૂષને ભ્રાંતિ થાય છે. આ ભ્રાંતિથી તે વળી અધિકાધિક વિષયની પ્રાપ્તિ નિમિત્ત પ્રયત્ન કરે છે. પણ વિવેકી પુરૂષને આવી ભ્રાંતિ થતી નથી, માટે નિરૂપાધિક આનંદની પ્રાપ્તિ નિમિત્ત વિવેકી વેદાંત વિચારાદિમાં પ્રયત્ન કરે છે. જો કે વિષયમાં જે આનદનું ભાન થાય છે, તે પણ સ્વરૂપનું આનંદ છે, છતાં શ્વાનના પાત્રમાં રહેલ દુધની માફક નિષિદ્ધ હોવાથી તે વિષયાનંદ ઉપાદેય નથી. પણ અનેક વિક્ષેપનાં કારણરૂપ હોવાથી ત્યાગ કરવા યોગ્ય છે. વિષયના અભાવપૂર્વક વિચારાદિક સાધનથી જે આનંદનું ભાન થાય છે, તે સુવર્ણાદિકના પાત્રમાં રહેલી દૂધની માફક શાસ્ત્ર વિહિત હોવાથી ઉપાદેય છે.

પ્રથમ પક્ષ કરતાં આ પક્ષ ઉત્તમ છેઃ—વિષયાકારવૃત્તિવડે વિષય ઉપહિત ચેતન રૂપ આનંદનું ભાન થાય છે. આ પ્રથમપક્ષવડે અન્ય અંતર્મુખ વૃત્તિમાં અંતઃકરણ ઉપહિત ચેતન આનંદનુંજ ભાન થાય છે. એ દ્વિતીય પક્ષ ઉત્તમ છે.

૩૧૨ આત્માના સંબંધી જે વસ્તુ છે, તેમાંપ્રેમ થાય છે. તેની સાથે સંનિહિતમાં રહેલા પદાર્થપર અધિક પ્રેમ થાય છે. આ રીતે બહાર બહારના પદાર્થની અપેક્ષાથી અંતર અંતરના પદાર્થમાં અધિક પ્રીતિ થાય છે. પરંપરાથી આત્માના સંબંધી જે પુત્રનો મિત્ર છે, તેમાં પ્રીતિ થાય છે. પુત્રના મિત્રની અપેક્ષાથી પુત્રમાં આધક પ્રીતિ થાય છે. વળી પુત્ર કરતાં પણ સ્થૂલ સૂક્ષ્મ શરીરમાં અધિક પ્રીતિ થાય છે. સ્થૂલ સૂક્ષ્મ શરીરમાં સ્થૂલથી સૂક્ષ્મમાં અધિક પ્રીતિ થાય છે. આ રીતે પૂર્વ પૂર્વના કરતાં ઉત્તરોત્તર આત્માની સમીપ છે. આત્માનો આભાસ સૂક્ષ્મ શરીરમાં છે, પણ બીજામાં નથી. માટે આભાસદ્વારા આત્માનો સૂક્ષ્મ શરીર સાથે સંબંધ છે, પણ બીજા સાથે નથી. સ્થૂલ શરીર સાથે સૂક્ષ્મ શરીરનો સંબંધ છે. માટે સ્થૂલ શરીર સાથે સૂક્ષ્મ શરીરદ્વારા આત્માનો સંબંધ છે. પુત્ર સાથે સ્થૂલ શરીરદ્વારા સંબંધ છે. વળી પુત્રના મિત્ર સાથે પુત્રદ્વારા સંબંધ છે. આ રીતે ઉત્તરોત્તર જે આત્માની સમીપ છે, તેમાં આધક પ્રીતિ થાય છે. જે આત્માનો સબંધ હોવાથી પદાર્થમાં પ્રીતિ થાય, તે આત્મામાં જ મુખ્ય પ્રીતિ છે, પણ પદાર્થમાં નથી. જેમ પુત્રના મિત્રમાં પુત્રના સંબંધવડે પ્રીતિ થાય છે, જેથી પુત્રમાં પ્રીતિ છે, પણ પુત્રના મિત્રમાં નથી. તેમ આત્માના અધિક સમીપમાં આધક પ્રીતિ થાય છે. માટે આત્મામાંજ સર્વની પ્રીતિ છે. આ પ્રીતિ આનંદમાં તથા દુઃખના અભાવમાં થાય છે. પણ બીજામાં નહિ. બીજાં પદાર્થમાં જે પ્રીતિ થાય, તે આનંદ

તથા દુઃખના અભાવને નિમિત્ત થાય છે; જેથી આનંદ તથા દુઃખના અભાવવડે બીજામાં પ્રીતિ નથી. માટે સર્વની પ્રીતિનો વિષય જે આત્મા છે, તે આનંદ રૂપ છે. વળી દુઃખનો અભાવ આત્મારૂપ છે. કલ્પિતનો અભાવ અધિષ્ઠાનરૂપ થાય છે. જેમ કે સર્પનો અભાવ રજ્જુરૂપ છે. માટે કલ્પિત જે દુઃખ છે, તેનો અભાવ પણ આત્મારૂપ છે. આ રીતે આત્મા આનંદરૂપ છે.

૩૬૩ ન્યાય મત પ્રમાણે આત્માનો આનંદ ગુણરૂપ છે, તે યોગ્ય નથી. કારણ કે જો આનંદ ગુણને નિત્ય અંગીકાર કરીએ તો આગમાપાયી થાય નહિ. માટે આત્માનું સ્વરૂપજ આનંદરૂપે સિદ્ધ થશે. વળી આનંદ નિત્ય ન્યાયમત પ્રમાણે નથી. વળી અનિત્ય જો કહીએ તો અનુકૂલ વિષય તથા ઇન્દ્રિયના સંબંધવડે આનંદની ઉત્પત્તિ અંગીકાર કરવી પડશે. માટે સુષુપ્તિમાં આનંદનું ભાન થવું જોઇએ નહિ. કારણ કે સુષુપ્તિમાં વિષયનો તથા ઇન્દ્રિયોનો સંબંધ નથી. માટે આત્માનો આનંદ ગુણ નથી, પણ આત્મા આનંદરૂપ છે તથા આ રીતે આત્મા સત્ ચિત્ આનંદરૂપ છે.

## ૩૬૪ સત્, ચિત્ તથા આનંદમાં પરસ્પર ભિન્નતાનો અભાવ.

વળી સચ્ચિદાનંદ પરસ્પર ભિન્ન નથી, પણ કેવળ એક છે. જો આત્માના ગુણ હોય તો પરસ્પર ભિન્ન પણ હોય. પણ આત્મ સ્વરૂપ છે, માટે ભિન્ન નથી. એક જ આત્મા નિવૃત્તિથી રહિત છે, માટે સત્ કહેવાય છે. વળી જડથી વિલક્ષણ પ્રકાશરૂપ છે, તેથી ચિત્ કહેવાય છે તથા દુઃખથી વિલક્ષણ મુખ્ય પ્રીતિનો વિષય છે, માટે આનંદરૂપ કહેવાય છે. જેમ

ઉષ્ણ પ્રકાશ રૂપ અગ્નિ છે, તેમ સચ્ચિદાનંદ રૂપ આત્મા છે વળી સચ્ચિદાનંદ આનંદ સ્વરૂપજ શાસ્ત્રમાં બ્રહ્મ કહ્યો છે. માટે બ્રહ્મ સ્વરૂપ આત્મા છે. વળી બ્રહ્મ એ નામ વ્યાપકનું છે. દેશથી જેનો અંત ન હોય, તે વ્યાપક કહેવાય છે. જો આત્મા આથી ભિન્ન હોય તો દેશવડે અંતવાનૂ થશે. જેનો દેશથી અંત હોય, તેનો કાળવડે અંત થાય છે, એવો નિયમ છે. માટે અનિત્ય થશે. જેનો કાળવડે અંત હોય તે અનિત્ય કહેવાય છે. માટે બ્રહ્મથી ભિન્ન આત્મા નથી. વળી આત્માથી ભિન્ન જો બ્રહ્મ હોય તો અનાત્મા થશે. જે અનાત્મ ઘટાદિ છે તે જડ છે. માટે આત્માથી ભિન્ન બ્રહ્મ પણ જડ થશે. માટે આત્માથી ભિન્ન બ્રહ્મ નથી, પણ બ્રહ્મ સ્વરૂપ જ આત્મા છે.

૩૯૫ એકજ ચેતન સર્વ પ્રપંચ તથા માયાનું અધિષ્ઠાન છે, માટે બ્રહ્મ કહેવાય છે. અવિદ્યા તથા વ્યષ્ટિ દેહાદિકનું અધિષ્ઠાન છે, માટે આત્મા કહેવાય છે તત્પદનું લક્ષ્ય બ્રહ્મ કહેવાય છે. વળી ત્વં પદનું લક્ષ્ય આત્મા કહેવાય છે. ઇશ્વર સાક્ષી તત્પદનું લક્ષ્ય છે. વળી જીવ સાક્ષી ત્વં પદનું લક્ષ્ય છે. વ્યષ્ટિ સંઘાત ઉપહિત ચેતન જીવ સાક્ષી છે. વળી સમષ્ટિ સંઘાત ઉપહિત ચેતન ઈશ્વર સાક્ષી રૂપ છે. જો કે જીવની તથા ઇશ્વરની એકતા બને નહિ, છતાં જીવ સાક્ષી તથા ઇશ્વર સાક્ષીના ઉપાધિના ભેદવડે ભેદ છે, પણ સ્વરૂપે કરી એકજ છે. જેમ મઠમાં રહેલ જે ઘટાકાશ તથા મઠાકાશ છે, તેનો ઉપાધિના ભેદ વિના સ્વરૂપે કરી ભેદ નથી, તેમ આત્મા તથા બ્રહ્મનો ઉપાધિ ભેદ વિના ભેદ નથી, પણ એક વસ્તુરૂપ છે.

### ૩૯૬ બ્રહ્મરૂપ આત્મા અજન્મા.

આ બ્રહ્મરૂપ આત્મા અજન્મ કહેતાં જન્મ રહિત છે.

જો આત્માનો જન્મ અંગીકાર કરીએ તો અનિત્ય થશે. આ વાત પરલોકવાદી જે આસ્તિક છે તેને ઇષ્ટ નથી. કારણ કે જે આત્મા ઉત્પત્તિ નાશવાન્ હોય, તે પ્રથમ જન્મમાં પૂર્વ કર્મ વિના સુખ દુઃખનો ભોગ તથા કીધેલ કર્મના ભોગ વિના નાશ થશે. માટે જો કર્તા ભોક્તા રૂપ આત્માને અંગીકાર કરીએ તો પણ જન્મ નાશ રહિત જ અંગીકાર કરવો પડશે. વળી આત્માનો જન્મ જો અંગીકાર કરીએ તો હેતુવિના કોઈ વસ્તુનો જન્મ થતો નથી. માટે કોઈ હેતુવડે જ જન્મ કહેવો પડશે. પણ તે બને નહિ. કારણ કે જે આત્માનો હેતુ છે, તે આત્માથી ભિન્ન કહેવો પડશે. માટે આત્માથી ભિન્ન સર્વ આત્મામાં કલ્પિત રૂપ છે માટે આત્માનો હેતુ બને નહિ. જેમ રજ્જુમાં કલ્પિત સર્પ રજ્જુના હેતુ રૂપ નથી, તેમ આત્મામાં કલ્પિત વસ્તુ આત્માના હેતુરૂપ બને નહિ.

જેમ એક રજ્જુમાં અનેક પુરુષને દંડ, સર્પ, પૃથ્વીની રેષા અથવા જળધારાની ભ્રાંતિ થાય છે. આ ભ્રાંતિમાં બે અંશ છે—એક સામાન્ય ઈદં અંશ છે તથા એક સર્પાદિક વિશેષ અંશ છે. આ સામાન્ય ઇદં અંશ સર્પાદિક વિશેષ અંશમાં પૂર્ણપણે વ્યાપક છે. આ સર્પ છે, આ દંડ છે, આ પૃથ્વીની રેષા છે તથા આ જળની ધારા છે. આ રીતે સર્પાદિ વિશેષ અંશમાં ઈદંઅંશ સર્વ વ્યાપક છે. આ વ્યાપક સામાન્ય ઇદં અંશ રજ્જુ સ્વરૂપે છે. તે સામાન્ય ઈદં અંશના જ્ઞાનને ભ્રાંતિના હેતુરૂપ રજ્જુંનું સામાન્ય જ્ઞાન કહે છે. આ સામાન્ય ઇદં અંશ સત્ય છે. કારણ કે રજ્જુનું જ્ઞાન થવા પછી પણ આ ઈદંઅંશની પ્રતીતિ થાય છે. જેમ ભ્રાંતિ કાળમાં આ સર્પ છે, આ રીતે સર્પાદિની સાથે

મળી ઇદં અંશની પ્રતીતિ થાય છે, તેમ ભ્રાંતિની નિવૃત્તિ થયા પછી પણ આ રજ્જુ છે, આ રીતે રજ્જુની સાથે મળી ઇદં અંશની પ્રતીતિ થાય છે. જો ઈદં અંશ મિથ્યા હોય તો સર્પાદિની માફક ભ્રાંતિની નિવૃત્તિ થવા પછી તેની પ્રતીતિ ન થવી જોઈએ. માટે સર્પાદિ ભ્રાંતિમાં વ્યાપક જે ઇદં અંશ, તે સત્ય છે તથા અધિષ્ઠાન રજ્જુરૂપ છે તથા પરસ્પર વ્યભિચારી જે સર્પાદિ છે, તે કલ્પિત છે.

૩૬૮ તેમ સર્વ પદાર્થમાં પાંચ અંશ છે. એક નામ, બીજું રૂપ, ત્રીજું અસ્તિ, ચોથું ભાતિ તથા પાંચમું પ્રિય. ઘટ આ બે અક્ષરવાળું નામ છે, તેનું રૂપ ગોળ છે, ઘટ 'છે' તે અસ્તિરૂપ છે, ઘટ પ્રતીત થાય છે એ ભાતિરૂપ છે તથા ઘટ પ્રિય છે એ આનંદરૂપ છે. સર્પાદિક પણ સર્પિણી આદિકને પ્રિય છે. આ રીતે સર્પ પદાર્થમાં પાંચ અંશ છે. તેમાં અસ્તિ, ભાતિ તથા પ્રિય આ ત્રણ અંશ સર્વ પદાર્થમાં વ્યાપક છે તથા નામ રૂપ વ્યભિચારી છે. જે વસ્તુ કદી હોય તથા કદી ન હોય, તે વ્યભિચારી કહેવાય છે. ઘટ એવું નામ તથા ગોળ એવું રૂપ ઘટમાં નથી. ઘટ એવું નામ તથા તેનું રૂપ ઘટમાં નથી. આ રીતે સર્વ પદાર્થમાં નામ રૂપ અંશ વ્યભિચારી છે. અસ્તિ, ભાતિ તથા પ્રિય આ પણ સર્વમાં રહેલું છે. જેમ સર્પ દંડાદિકમાં અનુગત ઇદં અંશ સત્ય તથા અધિષ્ઠાન રૂપ છે તેમ સર્વ પદાર્થમાં રહેલ અસ્તિ, ભાતિ તથા પ્રિયરૂપ સત્ય છે, તથા અધિષ્ઠાન રૂપ છે. વળી સર્પાદિની માફક વ્યભિચારી નામ રૂપ કલ્પિત છે તથા અસ્તિ ભાતિ તથા પ્રિય સત્, ચિત્ તથા આનંદ રૂપ છે. માટે આત્મસ્વરૂપ છે. આ રીતે સત્, ચિત્ આનંદ રૂપ આત્મામાં સર્વ નામરૂપ પ્રપંચ કલ્પિત છે. આ કલ્પિત પદાર્થ આત્માના જન્મના હેતુરૂપ બને

નહિ. માટે આત્મા અજન્મા અર્થાત્ જન્મથી રહિત છે. જે વસ્તુનો જન્મ હોય તેની સત્તા, વૃદ્ધિ, પરિણામ, અપક્ષય તથા વિનાશરૂપ પાંચ વિકાર બીજા હોય છે. આત્માનો જન્મ થતો નથી, માટે આ પાંચ વિકારો આત્મામાં હોતા નથી. આ રીતે અજન્મા કહેતાં જન્માદિ છ વિકારથી રહિત આત્મા છે. વળી સત્તા એવું નામ પ્રગટતાનું છે તથા અપક્ષય એવું નામ ઘડાનું છે.

ટીકાઃ–સત્તા નામ પ્રકટતાનું છેઃ–ઘડો ઉત્પન્ન થાય છે, આ રીતના વ્યવહારને જન્મ કહે છે ત્યાર પછી ઘટ જન્મ્યો, આ વ્યવહારનો હેતુ અસ્તિતારૂપ વિકાર છે. તેને જ પ્રકટતા તથા સત્તા પણ કહે છે.

## ૩૬૯ આત્માની અસંગતા.

આ આત્મા અસંગ છે. સંગનો અર્થ સંબંધ છે. આ સંબંધ સજાતીય, વિજાતીય તથા સ્વગત ભેદથી થાય છે. ઘટનો ઘટ સાથે જે સંબંધ છે, તે સજાતીયવડે સંબંધ છે. ઘટનો પટ સાથે જે સંબંધ, તે વિજાતીય સબંધ છે. સ્વગતનો અર્થ અવયવ થાય છે. માટે પટનો તંતુ સાથે જે સંબંધ, તે સ્વગત સંબંધ છે. આત્મા બે અથવા અનંત હોય તો સજાતીયવડે આત્માનો સંબંધ થાય. પણ આત્મા એક છે, માટે સજાતીય આત્માવડે આત્માનો સંબંધ નથી. વળી આત્માથી વિજાતીય અનાત્મા છે. તે મૃગતૃષ્ણિકાના જળની માફક આત્મામાં કલ્પિત છે. આ કલ્પિત સાથે આત્માનો સંબંધ બને નહિ. જેમ મૃગતૃષ્ણિકા જળસાથે પૃથ્વીનો સંબંધ હોતો નથી. જો સંબધ હોય તો ઉપરની ભૂમિ જળવડે ભીની થવી જોઇએ. જેમ મૃગ તૃષ્ણિકાના જળ સાથે ઉપરની ભૂમિ-

નો સંબંધ નથી, તેમ આત્મામાં કલ્પિત જે વિજાતીય આત્મા છે, તે સાથે આત્માને સંબંધ નથી. જો આત્માને અવયવ હોય તો આત્માનો સ્વગત સાથે સબંધ થાય. આત્મા નિત્ય છે, માટે નિરવયવ છે. તેનો સ્વગત સાથે સંબંધ બને નહિ. આ રીતે સજાતીય, વિજાતીય તથા સ્વગત સંબંધ આત્મામાં નથી, માટે અસંગરૂપ છે. આ રીતે હે શિષ્ય! સચ્ચિદાનંદરૂપ બ્રહ્મ જન્માદિ વિકાર-રહિત અસંગ આત્મારૂપ છે. તેજ આત્મા તું છે, એમ પ્રથમ પ્રશ્નનો અર્ધા દોહાવડે આચાર્યે ઉત્તર કહ્યો.

### ૩૭૦ જગતનો કર્ત્તા ઈશ્વર.

જગતનો કર્તા કોણ છે? આ દ્વિતીય પ્રશ્નનો ઉત્તર અર્ધા દોહાવડે કહે છે.

## दोहा।

**विभु चेतनमाया करै,**
**जगको उत्पति भंग।**

શબ્દાર્થ:—વિભુ કહેતાં વ્યાપક જે ચેતન, તેને આશ્રિત તથા તેને વિષય કરવાવાળી માયા કહેતાં સત્ અસત્થી વિલક્ષણ અદ્ભુત શક્તિરૂપ અજ્ઞાન, તેવડે જગતની ઉત્પત્તિ તથ ભંગ થાય છે.

વિવરણ:—ઉત્પત્તિ તથા ભંગ કહેવાથી સ્થિતિનું ગ્રહણ અર્થથી થાય છે. માટે એમ સિદ્ધ થયું કે, માયા યુક્ત જે ચેતન, તે ઈશ્વર કહેવાય છે. આ ઈશ્વર જગતની ઉત્પત્તિ, પાલન તથા નાશના હેતુરૂપ છે. આમ કહેવાથી જગતનો કોઇ કર્તા છે અથવા શું તે પોતાની મેળે જ થાય છે. આનો ઉત્તર કહ્યો. વળી જગતનો કર્તા કોઇ જીવ છે અથવા શું ઈશ્વર છે? એનો પણ ઉત્તર કહ્યો.

### ૩૭ ઇશ્વર, સર્વજ્ઞ, સર્વ શક્તિમાન્ તથા સ્વતંત્ર.

જગતનો કર્તા ઇશ્વર છે. જગત્ પોતાની મેળે થયું નથી. જો કર્તા વિના જગત્ થાય તો કુંભાર વિના ઘટ થવો જોઈએ. માટે જગતનો કોઇ કર્તા છે. આ કર્તા સર્વજ્ઞ છે. કારણ કે જે કાર્યનો કર્તા હોય તો તે કાર્યને તથા તેના ઉપાદાનને જાણીને કરે છે. માટે જગતનો કર્તા પણ જગતને તથા જગતના ઉપાદાનને જાણીને કરે છે. આ રીતે જગતનો કર્તા જગતને તથા જગતના ઉપાદાનને જાણે છે. માટે તે સર્વજ્ઞ છે. વળી તે સર્વ શક્તિમાન્ છે. કારણ કે જે અલ્પ શક્તિવાળો જીવ છે, તેનાથી આ જગતની રચના મનવડે પણ ચિંતન થતી નથી. માટે અદ્‌ભુત જગતનો કર્તા અદ્‌ભુત શક્તિવાળો છે. આ રીતે જગતનો કર્તા સર્વ શક્તિમાન્ છે. વળી તે સ્વતંત્ર છે. કારણ કે જે ન્યૂન શક્તિવાળો હોય તો તે પરાધીન હોય છે. પણ સર્વ શક્તિવાળો પરાધીન હોય નહિ. માટે તે સ્વતંત્ર છે. આ રીતે જગતનો કર્તા સર્વજ્ઞ, સર્વ શક્તિમાન્ તથા સ્વતંત્ર છે તેથી તેને ઇશ્વર કહે છે.

૩૭૨ અલ્પજ્ઞ, તથા શક્તિમાન્ પરાધીન જીવ કહેવાય છે. જો કે અલ્પજ્ઞતાદિ જીવમાં પરમાર્થ વડે નથી, છતાં અવિદ્યાકૃત મિથ્યા અલ્પજ્ઞતાદિ જીવમાં પ્રતીત થાય છે. માટે જીવમાં પરાધીનતા કહેવાય છે. અવિદ્યાકૃત અલ્પજ્ઞતાદિની જે ભ્રાંતિ છે તે જ જીવપણું છે. આ અલ્પજ્ઞતાદિની ભ્રાંતિ ઇશ્વરમાં નથી. પણ માયાકૃત સર્વજ્ઞતાદિ ઇશ્વરમાં છે. આ વિસ્તારપૂર્વક આગળ પ્રતિપાદન કરીશું. આ રીતે જગતનો કર્તા જીવ નથી, પણ ઈશ્વર છે.

### ૩૭૩ ઇશ્વર વ્યાપક તથા નિત્ય.

આ ઇશ્વર એક દેશમાં રહેલો નથી, પણ સર્વત્ર વ્યા-

પક છે. જો એક દેશમાં અંગીકાર કરીએ તો જે વસ્તુના દેશ-વડે અંત હોય, તેના કાળવડે પણ અંત થાય છે. માટે અનિ-ત્ય થશે. જે અનિત્ય હોય તે કર્તાવડે ઉત્પન્ન થયેલ હોય છે. માટે ઇશ્વરનું કર્તાપણું અંગીકાર કરવું પડશે. પણ ઇશ્વરનું કર્તાપણું બની શકે નહિ. કારણ કે પોતે પોતાનો કર્તા બને નહિ. જો પોતે પોતાનો જ કર્તા અંગીકાર કરીએ તો આત્મા-શ્રય દોષ થશે. પોતેજ ક્રિયાનો કર્તા—આશ્રય તથા પોતે જ ક્રિયાનો કર્મ—ક્રિયા વિષયરૂપ કાર્ય હોય તો આત્માશ્રય થાય . જેમ કુંભાર ક્રિયાનો કર્તા છે તથા ઘર કર્મ છે તેમ ક્રીયાનો કર્તા તથા કર્મ ભિન્ન થાય છે. એક બને નહિ. માટે આત્માશ્રય દોષ છે. કર્મનો અર્થ કાર્ય છે તથા કાર્યના વિરો-ધીનો અર્થ દોષ છે. આત્માશ્રય કાર્યનો વિરોધી છે, માટે દોષરૂપ છે. આથી ઈશ્વરનો કર્તા અન્ય અંગીકાર કરવો પડશે. આ અન્ય પણ પ્રથમ કર્તાની માફક કર્તાજન્ય જ કહેવો પડશે. તેથી તેનો કર્તા પણ પ્રથમની માફક તેથી ભિન્ન જ કહેવો પડશે. માટે પ્રથમ જે ઇશ્વર છે, તેને દ્વિતીય કર્તાનો કર્તા અંગીકાર કરીએ તો અન્યોન્યાશ્રય દોષ થશે. માટે તૃતીય કર્તા અન્ય અંગીકાર કરવો પડશે. આ તૃતીયનો કર્તા જો દ્વિતીય માનીએ તો અન્યોન્યાશ્રય દોષ થાય તથા પ્રથમ માનીએ તો ચક્રિકાદોષ થાય. જેમ ચક્રનું ભ્રમણ થાય છે તેમ પ્રથમ કર્તા દ્વિતીય જન્ય તથા દ્વિતીય કર્તા તૃતીય જન્ય તથા તૃતીય પ્રથમ જન્ય તથા તે પ્રથમ ફરી દ્વિતીય જન્ય થાય છે. આ રીતે કાર્ય કારણ ભાવનું ભ્રમણ થશે. ચક્રિકા સ્થાનમાં કાંઇ પણ સિદ્ધ થતું નથી, પણ સર્વની પરસ્પર અપેક્ષા હોય છે. અન્યોન્યાશ્રયમાં બેની પરસ્પર અપેક્ષા હોય છે. એકની સિદ્ધિ થયા વિના બીજાની સિદ્ધિ થતી નથી.

માટે જેમ કુંભારનો કર્તા પોતે નથી, પણ તેનો પિતા છે, તેમ પ્રથમ ઇશ્વર કર્તાનો અન્ય કર્તા છે. વળી કુંભારનો પિતા પોતાના પુત્રથી ઉત્પન્ન થતો નથી, પણ અન્ય પિતાથી ઉત્પન્ન થાય છે, તેમ દ્વિતીય કર્તા પ્રથમ કર્તાથી ઉત્પન્ન થતો નથી, પણ અન્ય કર્તાવડે કહેવું પડશે. વળી કુંભારનો પિતામહ કુંભાર તથા તેના પિતાથી ઉત્પન્ન થતા નથી પણ ચોથો જે કુંભારનો પ્રપિતામહ, તેવડે ઉત્પન્ન થાય છે. તેમ તૃતીય કર્તા પણ પ્રથમ તથા દ્વિતીય કર્તાથી ઉત્પન્ન થતો નથી; માટે ચતુર્થ કર્તા બીજો અંગીકાર કરવો પડશે તથા ચોથાનો કર્તા બીજો પાંચમો માનવો પડશે. માટે અનવસ્થા દોષ થશે. ધારાનું નામ અનવસ્થા છે. જો કર્તાની ધારા અંગીકાર કરીએ તો કોણ કર્તા જગત્ કરે છે, તેનો નિર્ણય થશે નહિ. કોઈ એકને જગતનો કર્તા માનવામાં કાંઇ પણ યુક્તિ નથી. આ યુક્તિના અભાવનું નામ જ બીન ગમન વિરહ કહે છે. જો ધારાની કદી વિશ્રાંતિ અંગીકાર કરીએ તો જે કર્તામાં ધારાનો અંત અંગીકાર કર્યો હોય, તે જ કર્તા જગતનો માનવા યોગ્ય છે. પૂર્વના કર્તા સઘળા નિષ્ફળ થશે. આનું નામ પ્રાગ્લોપ કહે છે. (પાછળના અભાવનું નામ પ્રાગ્લોપ છે). આ રીતે ઈશ્વરનો દેશથી અંત અંગીકાર કરીએ તો આત્માશ્રય આદિ દોષ પ્રાપ્ત થશે. માટે ઈશ્વરનો દેશવડે અંત નથી, પણ તે વ્યાપક છે તથા તેથી તે નિત્ય છે.

## ૩૭૪ ઇશ્વર તથા જીવનો સ્વરૂપે કરી ભેદ નથી.

આ વ્યાપક ઇશ્વરનો તથા જીવનો સ્વરૂપવડે ભેદ નથી. પણ ઉપાધિવડે ભેદ છે. કારણકે સ્વચ્છેદવાદમાં માયાવિશિષ્ટ ચેતન ઇશ્વર કહેવાય છે તથા અવિદ્યા વિશિષ્ટ ચેતન

જીવ કહેવાય છે. આભાસ વાદમાં માયા તથા આભાસ વિશિષ્ટ ચેતન ઈશ્વર કહેવાય છે તથા આભાસ સહિત અવિદ્યા વિશિષ્ટ ચેતન જીવ કહેવાય છે. આભાસ વાદમાં આભાસ સહીત અવિદ્યા તથા માયાના ભેદ છે, પણ ચેતનનો ભેદ હોતો નથી. તેજ પ્રમાણે અવચ્છેદ વાદમાં પણ અવિદ્યા તથા માયાનો ભેદ હોય છે, પણ સ્વરૂપે કરી ચેતનનો ભેદ હોતો નથી. વળી અજ્ઞાનમાં ચેતનનો પ્રતિબિંબ જીવ છે તથા બિંબ ઇશ્વર છે. આ પક્ષમાં પણ ચેતનનો સ્વરૂપે કરી ભેદ નથી, પણ એકજ ચેતનમાં જીવપણું તથા ઇશ્વરપણું આરોપત છે, તે વાત આગળ કહેવામાં આવશે. આ રીતે જગતનો કર્તા સર્વજ્ઞ સર્વ શક્તિમાન્ તથા સ્વતંત્ર ઇશ્વર છે. આ ઇશ્વર વ્યાપકરૂપ છે. તેના તથા જીવનો વિશેષણ માત્ર વડે ભેદ છે તથા સ્વરૂપે કરી ભેદ નથી. આ બીજા પ્રશ્નનો ઉત્તર કહ્યો.

### ૩૭૫ મુક્તિનો હેતુ જ્ઞાન.

મોક્ષનું સાધન જ્ઞાન છે, કર્મ છે, ઉપાસના છે કે કર્મ તથા ઉપાસના બેઉ છે? આનો ઉત્તર હવે કહેવામાં આવે છે.

## दोहा।

**हेतु मोक्षका ज्ञान इक, नहीं कर्म नहिं ध्यान।**
**रज्जुसर्प तबहीं नशै, होय रज्जुको ज्ञान ॥१०॥**

શબ્દાર્થઃ—મોક્ષનો હેતુ કેવળ એક જ્ઞાન છે પણ કર્મ તથા જ્ઞાન નથી. રજજુનું સર્પ રૂપે જ્ઞાન જ્યારે નાશ પામે છે ત્યારે રજજુનું યથાર્થ જ્ઞાન થાય છે ૧૦

વિવરણઃ—મુક્તિનો હેતુ કર્મ તથા ધ્યાન કહેતાં ઉપાસના નથી પણ જ્ઞાનજ હેતુ રૂપ છે. કારણ કે જો આત્મામાં

બંધ સત્ય હોય તો તેની નિવૃત્તિરૂપ મોક્ષ જ્ઞાનવડે થાય નહી, પણ કર્મ અથવા ઉપાસનાવડે થાય. આ બંધ આત્મામાં સત્ય નથી, પણ રજ્જુ સર્પના માફક મિથ્યા છે. મિથ્યાની નિવૃત્તિ અધિષ્ઠાન જ્ઞાનવડે બને છે, પણ કર્મ અથવા ઉપાસનાવડે નહી. જેમ રજ્જુનો સર્પ કોઇ ક્રિયાથી દૂર થતો નથી, પણ કેવળ રજ્જુના જ્ઞાનવડે દુર થાય. તેમ આત્માના અજ્ઞાનવડે પ્રતીત થતો જે બંધ છે, તે બંધની પ્રતીતિ તથા અજ્ઞાન આત્માના જ્ઞાનવડે દૂર થાય છે.

## ૩૭૬ કર્મ તથા ઉપાસના યુક્તિતઃ હેતુરૂપ નથી.

જો કર્મનું ફળમોક્ષ હોય તો મોક્ષ અનિત્ય થશે. કારણ કે એવો નિયમ છે કે કૃષિ આદિકનું ફળ અન્નાદિકજ છે તે અનિત્ય છે તથા યજ્ઞાદિ કર્મનું ફળ સ્વર્ગાદિ પણ અનિત્ય છે. જો મોક્ષ પણ કર્મના ફળરૂપે માનીએ તો અનિત્ય થશે. એ માટે કર્મનું ફળ મોક્ષ નથી. તેમ ઉપાસનાના ફળરૂપ જો મોક્ષ માનીએ તો પણ મોક્ષ અનિત્ય થશે. કારણ કે ઉપાસના પણ માનસ કર્મ રૂપજ છે તથા કર્મનું ફળ અનિત્ય હોય છે. માટે ઉપાસનારૂપ કર્મનું ફળ મોક્ષ નથી.

ટીકાઃ—કર્મનું ફળ મોક્ષ નથીઃ-જેમ કર્મરચિત લોક ક્ષીણ હોય છે, તેમ પુણ્યરચિત લોક ક્ષીણ હોય છે. આમાં કર્મ રચિત લોકને અનિત્ય જાણી તેમાંથી બ્રહ્મનિષ્ઠ વૈરાગ્યને પ્રાપ્ત થાય છે. કીધેલા કર્મવડે નહીં કરવામાં આવેલો મોક્ષ થતો નથી. આ શ્રુતિવડે તથા ઉપાસનાથી ઉત્પન્ન થયલું જે ફળ છે તથા કર્મનું જે ફળ છે તે સ્થીર છે, એમ માનવું યોગ્ય નથી. દ્રવિડ દેશવાસી જનોમાં સંગતિના માફક સુરેશ્વરાચાર્યના વાક્યરૂપ સ્મૃતિવડે કર્મનુ કિંવા ઉપાસનાનું ફળમાંથી મોક્ષ નથી, એવો નિશ્ચિત અર્થ છે.

૩૭૭ કર્મ કર્ત્તાને કર્મવડે પાંચ પ્રકારનો ઉપયોગ હોયછે. જેમકે પદાર્થની ઉત્પત્તિ તથા નાશ અથવા પદાર્થની પ્રાપ્તિ તથા પદાર્થનો વિકાર તેમજ સંસ્કાર અન્ય રૂપની પ્રાપ્તિનું નામ વિકાર છે. સંસ્કાર બે પ્રકારના હોય છેઃ—મળની નિવૃત્તિ તથા ગુણની ઉત્પત્તિ. આ પાંચ પ્રકારનો કર્મવડે ઉપયોગ હોય છે. માટે મુમુક્ષુને કાંઈ પણ હોતું નથી. માટે મુમુક્ષુ જ્ઞાનના સાધનરૂપ શ્રવણાદિકમાંજ પ્રવૃત્ત થાય છે, પણ કર્મમાં નહીં. જેમ કુંભારના કર્મથી કુંભારને ઘટની ઉત્પત્તિ રૂપ ઉપયોગ હોય છે, તેમ મુમુક્ષુને કર્મથી ઉત્પત્તિરૂપ ઉપયોગ હોય નહિ. કારણકે મોક્ષ તો અનર્થની નિવૃત્તિ રૂપ તથા પરમાનંદની પ્રાપ્તિરૂપ છે. આ અનર્થની નિવૃત્તિ આત્મામાં નિત્ય સિદ્ધ છે. જેમ કે રજ્જુમાં સર્પની નિવૃત્તિ નિત્યસિદ્ધ છે. વળી આત્મા પરમ આનંદ સ્વરૂપ છે, માટે પરમ આનંદની પ્રાપ્તી પણ નિત્ય સિદ્ધ છે. આ રીતે સ્વભાવસિદ્ધ મોક્ષની કર્મવડે ઉત્પત્તિ બને નહિ. જે વસ્તુ પૂર્વથી સિદ્ધ ન હોય, તેની કર્મવડે ઉત્પત્તિ થાય છે. પણ સિદ્ધ વસ્તુની ઉત્પત્તિ થતી નથી.

**ટીકાઃ**—અનર્થની નિવૃત્તિ આત્મામાં નિત્યસિદ્ધ છેઃ—જેમ રજ્જુમાં વ્યાવહારીક સત્તાવાળા સર્પના અભાવરૂપ સર્પની નિવૃત્તિ નિત્ય સિદ્ધ છે, તેમ આત્મામાં પરમાર્થ સત્તાવાળા કાર્ય સહિત અજ્ઞાનરૂપ અનર્થની અત્યંતાભાવ રૂપ નિવૃત્તિ નિત્ય સિદ્ધ છે. પરમ આનંદની પ્રાપ્તિ નિત્ય સિદ્ધ છે. જેમ વિસ્મૃત થયેલા કંઠ મણિની પ્રાપ્તિ અથવા ઘરમાં સંતાડેલા ધનની પ્રાપ્તિ નિત્ય સિદ્ધ છે, તેમ નિજ રૂપ પરમાનંદની પ્રાપ્તિ પણ સર્વને નિત્યસિદ્ધ છે.

૩૭૮ વેદાંતશ્રવણ પણ મોક્ષની ઉત્પત્તિને અર્થ કર્યું નથી, પણ આત્મા નિત્ય મુક્ત છે. કિંચિત્ માત્ર પણ કર્તવ્ય

નથી. આ વાત જાણવા માટે શ્રવણ કહેલું છે. આ જાણવાથી કર્તવ્યભ્રાંતિ દૂર થાય છે. વેદાંતશ્રવણ થયા પછી જેને કર્તવ્યની પ્રતીતિ થાય છે તેણે તત્ત્વ જાણ્યું નથી. આ કારણથી નિત્ય નિવૃત્ત જે અનર્થની નિવૃત્તિ તથા નિત્ય પ્રાપ્ત આનંદની પ્રાપ્તિ વેદાંત શ્રવણના ફળરૂપે દેવગરૂ મંડનમિશ્ર કે જેનું બીજું નામ સુરેશ્વરાચાર્ય તથા જે શંકરના શિષ્ય થાય છે, તેણે નૈષ્કર્મ્ય સિદ્ધિમાં કહેલું છે. માટે મોક્ષની ઉત્પત્તિરૂપ કર્મનો ઉપયોગ મુમુક્ષુને હોય નહિ.

**ટીકાઃ**-જેને કર્તવ્યની પ્રતીતિ થાય છે, તેણે તત્ત્વ જાણ્યું નથી. અહીં નીચે પ્રમાણે સ્મૃતિ છેઃ-

ज्ञानामृतेन तृप्तस्य कृतकृत्यस्य योगिनः

नैवास्ति किंचिन्वक्तव्य मस्ति चेन्नस तत्ववित् .

**અર્થ**-જ્ઞાન રૂપ અમૃતવડે તૃપ્ત તથા તેથી કૃતકૃત્ય થયેલો જે યોગી છે, તેને મોક્ષને અર્થે અથવા તો જ્ઞાન માટે કંઇ પણ કર્તવ્ય રહેતું નથી તથા જેને કર્તવ્ય છે, તે તત્ત્વવેત્તા નથી.

૩૭૯ જેવી રીતે દંડના પ્રહાર રૂપ કર્મનો ઘટના નાશ રૂપ ઉપયોગ હોય છે તેમ મુમુક્ષુને કોઇ પણ પદાર્થના નાશ રૂપ ઉપયોગ હોતો નથી. કારણ કે અન્ય પદાર્થનો નાશ મુમુક્ષુને વાંછિત નથી. બંધનો નાશ એ જ કર્મવડે ઉપયોગ કહેવો પડશે. પણ આ બંધ આત્મામાં નથી, તે તો મિથ્યા પ્રતીત થાય છે. આ મિથ્યા પ્રતીતિનો નાશ કર્મ વડે બને નહિં. પણ આત્માના યથાર્થ જ્ઞાન વડે મિથ્યા પ્રતીતિનો નાશ થાય છે. માટે મુમુક્ષુને પદાર્થનો નાશ રૂપ ઉપયોગ કર્મ વડે બનતો નથી. જેમ ગમન રૂપ કર્મ વડે ગમનની પ્રાપ્તિ થાય

છે, તેમ મોક્ષની પ્રાપ્તિ રૂપ ઉપયોગ કર્મથી બનતો નથી. કારણ કે જે આત્મા નિત્ય મુક્ત છે, તેને મોક્ષની પ્રાપ્તિ કહેવી બને નહિ. જેને બંધ હોય, તેને મોક્ષની પ્રાપ્તિ કહેવી બને, પણ આત્મામાં બંધ નથી, માટે મોક્ષની પ્રાપ્તિરૂપ કર્મનો ઉપયોગ મુમુક્ષુને હોય નહિ. જેમ પાકરૂપ કર્મ વડે અન્નના વિકાર રૂપ ઉપયોગ રસોઈયાને થાય છે, તેમ મુમુક્ષુને કર્મવડે વિકાર રૂપ ઉપયોગ બની શકે નહિ. કારણ કે બીજો કોઇ વિકાર બનતો નથી જો આત્મામાં પ્રથમ બંધ અંગીકાર કર્યો તથા મોક્ષદશામાં ચતુર્ભુજાદિક વિલક્ષણ રૂપની પ્રાપ્તિ અંગીકાર કરીએ તો અન્ય રૂપની પ્રાપ્તિરૂપ વિકારના કર્મનો ઉપયોગ મુમુક્ષુને બને. પણ અન્ય રૂપની પ્રાપ્તિ આત્મામાં માની નથી, માટે કર્મવડે વિકારરૂપ ઉપયોગ પણ મુમુક્ષુને હોઈ શકે નહિ. જેમ વસ્રને ધોવારૂપ કર્મવડે મળની નિવૃત્તિરૂપ સંસ્કાર થાય છે, તેમ મળની નિવૃત્તિ રૂપ સંસ્કાર પણ મુમુક્ષુને કર્મવડે ઉપયોગી નથી. કારણ કે અન્યના મળની નિવૃત્તિ મુમુક્ષુને વાંછિત નથી, પણ આત્માના મળની નિવૃત્તિ કહેવી પડશે. પણ આ આત્મા નિત્ય શુદ્ધ છે. તેનામાં કંઈ પણ મળ નથી; માટે મળની નિવૃત્તિ રૂપ સંસ્કાર હોઇ શકે નહિ. વળી અંતઃકરણમાં પાપ રૂપ જે મળ છે, તેની નિવૃત્તિ જો કર્મવડે ઉપયોગ કહીએ તો તે વાત સત્યછે. પણ શુદ્ધ અંતઃકરણવાળો મુમુક્ષુ તેનો વિચાર કરે છે. તેના અંતઃકરણમાં પાપ નથી, માટે પાપરૂપ મળની નિવૃત્તિરૂપ સંસ્કાર મુમુક્ષુને કર્મવડે ઉપયોગ હોઇ શકે નહી. વળી અજ્ઞાનને જો મળ કહીએ તો અજ્ઞાન આત્મામાં છે, પરંતુ તેની નિવૃત્તિ કર્મવડે હોતી નથી: કારણ કે અજ્ઞાનનો વિરોધી જ્ઞાન છે, પણ કર્મ નથી. માટે મુમુક્ષુને મળથી નિવૃત્તિરૂપ સંસ્કાર કર્મ વડે થઇ શકે

નહિ. જેમ વસ્ત્રનું કસુંબાના રંગમાં બોળવારૂપ કર્મનો ઉપયોગ રક્ત ગુણની ઉત્પત્તિરૂપ સંસ્કાર હોય છે, તેમ ગુણની ઉત્પત્તિરૂપ સંસ્કાર મુમુક્ષુને કર્મ વડે ઉપયોગ બને નહિ. કારણ કે અન્યમાં તે ગુણની ઉત્પત્તિ કહેવી બની શકે નહિ, પણ આત્મામાંજ કહેવી પડશે. આત્મામાં ગુણની ઉત્પત્તિ કદી હોઈ શકે નહિ. માટે મુમુક્ષુન ગુણની ઉત્પત્તિરૂપ સંસ્કાર કર્મના ઉપયોગના રૂપ હોય નહિ. આ પ્રકરણમાં ઉપયોગનો અર્થ ફળ થાય છે. કર્મનું પાંચ પ્રકારનું ફળ હોય છે. આ પાંચ પ્રકારનું ફળ મુમુક્ષુને હોઇ શકે નહિ. માટે કર્મનો ત્યાગ કરી જ્ઞાનના સાધન રૂપ શ્રવણમાંજ મુમુક્ષુએ પ્રવૃત્ત થવું. ઉપાસના પણ માનસકર્મ છે, માટે તેના ખંડનમાં પૃથક્ યુક્તિ કહી નથી. આ રીતે કેવળ કર્મ અથવા ઉપાસના મોક્ષના હેતુ રૂપ નથી, પણ કેવળ જ્ઞાન છે.

ટીકાઃ—અન્નના વિકાર રૂપ ઉપયોગ રસોયાને થાય છેઃ-પૂર્વ રૂપને ત્યાગી અન્ય રૂપની જે પ્રાપ્તિ, તે વિકાર કહેવાય છે. તેને વિક્રિયા અથવા પરિણામ પણ કહે છે.

### ૩૮૦ કર્મ તથા ઉપાસના જ્ઞાન તથા મોક્ષના હેતુરૂપ છે.

વાદી—કોઇ કર્મ ઉપાસનાથી જ્ઞાનને મોક્ષના હેતુરૂપ માને છે તથા તેમાં યુક્તિ દૃષ્ટાંત પણ કહે છે. દૃષ્ટાંત તરીકે જેમ આકાશમાં પક્ષીનું એક પાંખવડે ગમન થતું નથી પણ બે પાંખ હોય છે તોજ ગમન થાય છે. તેમ મોક્ષવાળા પુરૂષનું પણ અજ્ઞાન રૂપ પાંખ વડે ગમન થતું નથી, પણ એક પાંખ ઉપાસના સહિત કર્મ છે તથા બીજી પાંખ જ્ઞાન છે. ઉપાસના માનસ કર્મ રૂપે છે, માટે તે એકજ પાંખ છે.

૩૮૧ બીજું દૃષ્ટાંતઃ—જેમ સેતુનાં દર્શનથી પાપનો

નાશ થાયછે; તેથી સેતુનું દર્શન પ્રત્યક્ષરૂપ જ્ઞાન છે તથા શ્રદ્ધા ભક્તિ સહિત ગમનાદિ નિયમની અપેક્ષા કરે છે. જો શ્રદ્ધાદિક રહિત પુરૂષ હોય, તેને સેતુદર્શન સફળ થતું નથી. જેમ સેતુનું પ્રત્યક્ષ જ્ઞાન ફળની ઉત્પત્તિમાં શ્રદ્ધા નિયમાદિકની અપેક્ષા કરે છે, તેમ બ્રહ્મજ્ઞાન પણ મોક્ષ રૂપ ફળની ઉત્પત્તિમાં કર્મ ઉપાસનાની અપેક્ષા કરે છે. કેવળ જ્ઞાનવડે જે મોક્ષ અંગીકાર કરેછે, તે પણ જ્ઞાનના હેતુ, કર્મ તથા ઉપાસના માને છે. શુદ્ધ તથા નિશ્ચળ અંતઃકરણમાં જ્ઞાન હોય છે. અંતઃકરણ શુભ કર્મવડે શુદ્ધ થાય છે તથા ઉપાસનાવડે નિશ્ચળ થાય છે. આ રીતે અંતઃકરણનીશુદ્ધિ તથા નિશ્ચળતાદ્વારા કર્મ તથા ઉપાસના જ્ઞાનના હેતુ રૂપ માન્યા છે.

૩૮૨ જેમ જ્ઞાનના હેતુ કર્મ ઉપાસના અંગીકાર કર્યા, તેમ જ્ઞાનનું ફળ મોક્ષના હેતુ રૂપે અંગીકાર કરવું યોગ્ય છે. દાખલા તરીકે જળનું સિંચન વૃક્ષની ઉત્પત્તિના હેતુ રૂપ છે તથા વૃક્ષનાં ફળની ઉત્પત્તિના પણ હેતુરૂપ છે. જો કે વનનાં વૃક્ષને જળસિંચન વિના ફળ થાય છે, છતાં વૃક્ષના મૂળની નીચે જળનો સંબંધ હોય છે, જેથી ફળ થાય છે. જો જળનો સંબંધ ન હોય તો વૃક્ષ સુકાઇ જાય છે તથા ફળ થતું નથી. તેમ કર્મ ઉપાસના જ્ઞાનની ઉત્પત્તિના હેતુ રૂપ છે તેમજ જ્ઞાનનું ફળ જે મોક્ષ, તેના પણ હેતુરૂપ છે. આ રીતે કર્મ, ઉપાસના તથા જ્ઞાન ત્રણે મોક્ષના હેતુરૂપ છે, માટે જ્ઞાનવાને પણ કર્મ કરવું જોઇયે.

૩૮૩ કર્મોપાસના જ્ઞાનની રક્ષાના હેતુરૂપ છે. કારણ કે જ્ઞાનવાન જો કર્મોપાસનાનો ત્યાગ કરે તો ઉત્પન્ન થયેલું જ્ઞાન પણ જળ વિના વૃક્ષની માફક નાશ પામશે. કારણકે

શુદ્ધ અંતઃકરણમાં જ્ઞાન થાય છે, પણ જો જ્ઞાનવાન્ શુભ કર્મ નહી કરે તો અને પાપ થશે તથા ઉપાસનાનો ત્યાગ કરવાથી અંતઃકરણ પાછું ચંચળ થઇ જશે. જેમ સૂકી ભૂમિમાં ઉત્પન્ન થયેલું વૃક્ષ રહેતું નથી, તેમ મલીન તથા ચચળ અંતઃકરણમાં જ્ઞાન રહેતુ નથી. દૃષ્ટાંત તરીકે સંસ્કારથી શુદ્ધ કરેલા સ્થાનમાં વેદપાઠી બ્રહ્મચારી નિવાસ કરે છે તથા શુદ્ધ કરેલું સ્થાન પણ કોઇ નિમિત્તથી મલીન થઇ જાય તો તે સ્થાનને છોડી દે છે; તેમ કર્મના ત્યાગથી મલીન તથા ઉપાસનાના ત્યાગથી ચંચળ થયેલા અંતઃકરણમાં જ્ઞાન રહેતું નથી. માટે કર્મ તથા ઉપાસના જ્ઞાનની રક્ષાના હેતુરૂપ છે. આ રીતે કર્મ, ઉપાસના તથા જ્ઞાન ત્રણેને મોક્ષના હેતુરૂપ અંગીકાર કરવાં તથા કેવળ જ્ઞાનની રક્ષાના હેતુરૂપ કર્મ તથા ઉપાસના અંગીકાર કરવાં તથા કેવળ જ્ઞાન, તે મોક્ષના હેતુરૂપે અંગીકાર કરવો. બેઉ પ્રકારે કરી જ્ઞાનવાનને કર્મ ઉપાસના કર્તવ્ય છે. આને સમુચ્ચયવાદ કહે છે.

## ૩૮૪ કર્મોપાસનાવડે જ્ઞાનનો વિરોધ.

પ્રતિવાદી—આ યોગ્ય નથી. કારણકે દેહથી ભિન્ન જે આત્મા નથી જાણતો, તેનાથી કર્મ થતું નથી. કારણકે જન્માંતરના ભોગ નિમિત્ત કર્મ કરવામાં આવે છે અને દેહનો અગ્નિમાં દાહ થાય છે, તેથી (દેહથી) જન્માંતરનો ભોગ બને નહિ. આથી શરીરથી ભિન્ન આત્માના કર્તા ભોક્તારૂપે કરી જ્ઞાન કર્મના હેતુરૂપ છે. હું પુણ્ય પાપનો કર્તા છું તથા પુણ્ય, પાપનું ફળ મને થશે, એવું જેને જ્ઞાન છે તે કર્મ કરે છે. પણ જ્ઞાનવાનને તેવ આત્માનું જ્ઞાન નથી પણ તેને પુણ્ય પાપ તથા સુખ દુઃખથી રહિત અસંગ બ્રહ્મરૂપ આત્મા છે,

એવું વેદાંત વાક્યવડે જ્ઞાન હોય છે. આ જ્ઞાન કર્મના હેતુરૂપ નથી, પણ ઉલટું વિરોધી છે. માટે જ્ઞાનવાનથી કર્મ થતું નથી. વળી કર્તા કર્મ ફળનું ભેદજ્ઞાન કર્મના હેતુરૂપ છે; તેથી કર્તા કર્મ ફળની જ્ઞાનવાનને આત્માથી ભિન્ન પ્રતીતિ થતી નથી, પણ સંપૂર્ણ આત્મસ્વરૂપજ પ્રતીત થાય છે. માટે જ્ઞાનવાનથી કર્મ થતું નથી. વળી ભાષ્યકારે જ્ઞાનવાનને અનેક પ્રકારે કર્મનો અભાવ પ્રતિપાદન કર્યો છે. કર્મનો તથા જ્ઞાનનો ફળથી વિરોધ છે, માટે જ્ઞાન કર્મનો સમુચ્ચય બને નહિ. કર્મનું ફળ અનિત્ય સંસાર છે તથા જ્ઞાનનું ફળ નિત્ય મોક્ષ છે.

**ટીકાઃ**—જ્ઞાન કર્મનો સમુચ્ચય હોય નહીઃ—જો કે વેદાંતમાં કેટલેક સ્થળે જ્ઞાન કર્મનો સમુચ્ચય લખેલો છે, છતાં સમ સમુચ્ચય તથા ક્રમ સમુચ્ચયના ભેદથી સમુચ્ચય બે પ્રકારના છે. જ્ઞાનના સાધનરૂપ શ્રવણાદિક તથા કર્મના સાધન રૂપ અગ્નિહોત્રાદિકનું એકજ કાળમાં અનુષ્ઠાન કરવાનું નામ સમસમુચ્ચય છે. વળી પ્રથમ અંતઃકરણશુદ્ધિને માટે જિજ્ઞાસાપર્યંત કર્મ કરવું. પછી કર્મની વિધિનો અનાદર કરી જ્ઞાનના સાધનરૂપ શ્રવણાદિકદ્વારા જ્ઞાનને સંપાદન કરવાનું નામ ક્રમસમુચ્ચય છે. આમાં સમ સમુચ્ચય ત્યાગ કરવા યોગ્ય છે તથા ક્રમ સમુચ્ચય ગ્રહણ કરવા યોગ્ય છે. આ રીતનું વેદનું તાત્પર્ય છે. માટે અહિં સમ સમુચ્ચયનું ખંડન કર્યું, પણ ક્રમ સમુચ્ચયનું નહિ.

૩૮૫ આત્મામાં જાતિ આશ્રમ અવસ્થાનો અધ્યાસ કર્મના હેતુરૂપ છે. કારણકે જાતિ આશ્રમ અવસ્થાને યોગ્ય ભિન્ન ભિન કર્મ લોકો કહે છે. માટે જાતિ આદિકનો અધ્યાસ, એ કર્મના હેતુ રૂપ છે. જો કે જાતિઆશ્રમાવસ્થા દેહના ધર્મરૂપ છે તથા કર્મીને દેહમાં આત્મબુદ્ધિ હોતી નથી, પણ

થી ભિન્ન કર્તા આત્મા કર્મરૂપ જાણે છે. આ વાત પૂર્વે
, માટે જાતિ તથા આશ્રમ અવસ્થાની પ્રતીતિ આત્મામાં
ને હોય નહિ. છતાં દેહથી ભિન્ન આત્માનું કર્મીને અપ-
જ્ઞાન નથી, પણ શાસ્ત્રવડે પરોક્ષ જ્ઞાન છે. વળી દેહમાં
રોક્ષ છે. જો દેહથી ભિન્ન આત્માનું અપરોક્ષ જ્ઞાન હોય
દેહમાં અપરોક્ષ આત્મજ્ઞાનનો વિરોધી થાય. પણ પરોક્ષ
નો અપરોક્ષ જ્ઞાનવડે વિરોધ નથી, માટે દેહથી ભિન્ન
આત્માનું જ્ઞાન તથા દેહમાં આત્મબુદ્ધિ બેઉ એકને જ
છે. દૃષ્ટાંત તરીકે મૂર્તિમાં ઈશ્વરજ્ઞાન શાસ્ત્રથી પરોક્ષ છે
પાષાણ બુદ્ધિ અપરોક્ષ છે. આ બેઉ એકનેજ હોય છે.
વિરોધ હોતો નથી. વળી રજ્જુમાં જેને સર્પથી અપ-
ભેદજ્ઞાન છે, તેને અપરોક્ષ સર્પ ભ્રાંતિ દૂર થાય છે.
આ નિયમ સિદ્ધ થયો કે અપરોક્ષ ભ્રાંતિનો અપરોક્ષ
વડે વિરોધ છે, પણ પરોક્ષવડે નહિ. માટે દેહથી ભિન્ન
માનું પરોક્ષ જ્ઞાન તથા દેહમાં અપરોક્ષ જ્ઞાન બને છે.
બેઉ કર્મના હેતુરૂપ છે. દેહથી ભિન્ન કર્તા રૂપે કરી
માનું જ્ઞાન કર્મના હેતુરૂપ છે. કર્તારૂપે કરી આત્મજ્ઞાન
રૂપ છે. વળી ભ્રાંતિ વિદ્વાનને નથી, માટે તેને કર્મનો
કાર નથી. વળી જ્યારે દેહમાં અપરોક્ષ આત્મા બુદ્ધિ
, ત્યારેજ દેહના ધર્મરૂપ જાતિ, આશ્રમ તથા અવસ્થા
ત થાય છે, પણ દેહમાં આત્મબુદ્ધિ વિદ્વાનને નથી, પણ
રૂપે કરી આત્માનું અપરોક્ષ જ્ઞાન છે. માટે જાતિ આ-
અવસ્થાની ભ્રાંતિના અભાવથી વિદ્વાનને કર્મનો અધિ-
નથી. વળી ઉપાસના પણ હું ઉપાસકરૂપે છું તથા દેવ
સ્ય છે, આ બુદ્ધિથી હોય છે. પણ વિદ્વાનને ઉપાસ્ય ઉપા-
ભાવ પ્રતીત થતો નથી. દેહાદિક સંઘાત મારો તથા દેવનો

સ્વપ્નની માફક કલ્પિત છે, પણ ચૈતન્ય એક છે એવો વિદ્વાનનો નિશ્ચય છે. માટે જ્ઞાનનો ઉપાસનાસાથે વિરોધ છે.

૩૮૬ આમાં પક્ષીના ગમનનું દૃષ્ટાંત પણ હોઇ શકે નહિ. કારણકે પક્ષીની બે પાંખ એક કાળે રહે છે. તેનો પરસ્પર વિરોધ નથી તથા જ્ઞાનનો કર્મોપાસના સાથે વિરોધ છે, માટે બેઉ એક કાળે બને નહિ.

## ૩૮૭ જ્ઞાનમાં કર્મ ઉપાસનાની અપેક્ષાનો અભાવ.

સેતુના જ્ઞાનનું દૃષ્ટાંત પણ બને નહિ. કારણ કે સેતુનું દર્શન દૃષ્ટ ફળના હેતુરૂપ નથી, પણ અદૃષ્ટ ફળના હેતુરૂપ છે. પ્રત્યક્ષ જે ફળ પ્રતીત થાય, તે દૃષ્ટ ફળ કહેવાય છે. જેમ ભોજનનું ફળ તૃપ્તિ પ્રત્યક્ષ છે, માટે ભોજન એ દૃષ્ટ ફળના હેતુરૂપ છે, તેમજ સેતુનાં દર્શનવડે પ્રત્યક્ષ ફળ પ્રતીત થતું નથી. પણ પાપના નાશ રૂપ ફળ શાસ્ત્રવડે જાણવામાં આવે છે. જે ફળ શાસ્ત્ર વડે જાણવામાં આવે તથા પ્રત્યક્ષ પ્રતીત થતું નથી, તે ફળ અદૃષ્ટ કહેવાય છે. માટે જેમ યજ્ઞાદિક કર્મ સ્વર્ગાદિક અદૃષ્ટ ફળના હેતુરૂપ છે, તેમ સેતુનું દર્શન પણ પાપના નાશરૂપ અદૃષ્ટ ફળના હેતુ રૂપ છે. જે અદૃષ્ટ ફળના હેતુરૂપ હોય છે, તે જેટલા ફળની ઉત્પત્તિમાં શાસ્ત્રે સહાયરૂપ બોધન કર્યું છે, તે સહિત ફળના હેતુરૂપ થાય છે, પણ કેવળ નહિ. માટે શ્રદ્ધા નિયમાદિ સહિત સેતુનું દર્શન પાપનાશરૂપ ફળના હેતુરૂપ છે. પણ શ્રદ્ધા નિયમાદિકથી રહિત તે હેતુરૂપે નથી. કારણ કે સેતુનાં દર્શનથી પ્રત્યક્ષ કાંઇ ફળ પ્રતીત થતું નથી. આ ફળ કેવળ શાસ્ત્રવડે જાણવામાં આવે છે તથા શાસ્ત્ર શ્રદ્ધાદિક સહિત સેતુનાં દર્શનવડે ફળનો બોધ કરે છે. કેવળ દર્શનવડે ફળની ઉત્પત્તિમાં કાંઈ પ્રમાણ નથી. માટે

સેતુનું દર્શન ફળની ઉત્પત્તિમાં શ્રદ્ધા, નિયમ તથા ભક્તિની અપેક્ષા કરે છે.

૩૮૮ બ્રહ્મવિદ્યા પોતે પોતાનાં ફળની ઉત્પત્તિમાં કર્મોપાસનાની અપેક્ષા કરતું નથી. કારણ કે બ્રહ્મવિદ્યાનું ફળ પણ સ્વર્ગની માફક લોકવિશેષ અદૃષ્ટ હોય. આ લોકવિશેષ પણ કેવળ બ્રહ્મવિદ્યાવડે શાસ્ત્રે બોધન કર્યું નહી હોય, પણ કર્મ ઉપાસના સહિત બોધન કર્યું હોય. પણ જો કર્મ ઉપાસના સહિત બોધ કર્યો હોય તો બ્રહ્મવિદ્યા પણ સેતુનાં દર્શનની માફક ફળની ઉત્પત્તિમાં કર્મોપાસનાની અપેક્ષા કરે. વળી બ્રહ્મ વિદ્યાનું ફળ મોક્ષ સ્વર્ગની માફક લોક વિશેષરૂપ અદૃષ્ટ નથી, પણ મોક્ષ નિત્ય પ્રાપ્ત છે, તથા ભ્રાંતિવડે બંધ પ્રતીત થાય છે. આ ભ્રાંતિની નિવૃત્તિ તે બ્રહ્મવિદ્યાનું ફળ છે. આ ભ્રાંતિની નિવૃત્તિ કેવળ બ્રહ્મ વિદ્યાવડે બ્રહ્મવેત્તા જ્ઞાનીને પ્રત્યક્ષ છે તથા રજ્જુ જ્ઞાનવડે સર્પ ભ્રાંતિની નિવૃત્તિ સર્વને પ્રત્યક્ષ છે. માટે અધિષ્ઠાન જ્ઞાનની ભ્રાંતિની નિવૃત્તિ એ દૃષ્ટ ફળ છે. દૃષ્ટ ફળની ઉત્પત્તિ જેટલી સામગ્રીવડે પ્રત્યક્ષ પ્રતીત થાય છે, તે સામગ્રી દૃષ્ટ ફળના હેતુરૂપ કહેવાય છે. જેમ કે તુરી, તંતુ તથા સાળ પટના હેતુરૂપ છે, તેમજ કેવળ ભોજનવડે તૃપ્તિરૂપ ફળ પ્રત્યક્ષ પ્રતીત થાય છે, માટે કેવળ ભોજન તૃપ્તિના હેતુ રૂપ છે, તેમ કેવળ આધષ્ઠાનથી ભ્રાંતિની નિવૃત્તિ પ્રત્યક્ષ પ્રતીત થાય છે, માટે કેવળ અધિષ્ઠાનનું જ્ઞાનજ ભ્રાંતિની નિવૃત્તિના હેતુરૂપ છે. જેમ રજ્જુનું જ્ઞાન ભ્રાંતિની નિવૃત્તિમાં અન્યની અપેક્ષા કરતું નથી, તેમ બંધની ભ્રાંતિનું અધિષ્ઠાન જે નિત્યમુક્ત આત્મા, તેનું જ્ઞાન પણ બંધ ભ્રાંતિની નિવૃત્તિમાં કર્મ ઉપાસનાની અપેક્ષા કરતું નથી.

૩૮૯ જ્ઞાનના ફળ મોક્ષને જે સ્વર્ગની માફક લોકવિશેષ અદૃષ્ટ અંગીકાર કરે છે, તે વેદવાકયથી વિરૂદ્ધ છે. કારણ કે જ્ઞાનવાનના પ્રાણ કોઈ પણ લોકનેવિશે ગમન કરતા નથી, એમ વેદમાં કહ્યું છે. વળી લોકવિશેષ અંગીકાર કરવાથી સ્વર્ગની માફક મોક્ષ અનિત્ય થશે, માટે લોકવિશેષ રૂપ મોક્ષ નથી. લોક વિશેષ મોક્ષ જે અંગીકાર કરે, તેને પણ કેવળ જ્ઞાનવડેજ મોક્ષલોકની પ્રાપ્તિ અંગીકાર કરવી યોગ્ય છે. કારણ કે શાસ્ત્રે પ્રતિપાદન કરેલો જે અર્થ હોય, તે શાસ્ત્રના અનુસારેજ અંગીકાર કરેલ છે. વળી શાસ્ત્ર કેવળ જ્ઞાનવડે મોક્ષ કહે છે, માટે કેવળ જ્ઞાન મોક્ષના હેતુરૂપ છે, પણ કર્મ, ઉપાસના તથા જ્ઞાન આ ત્રણ નથી.

*ટીકાઃ*—લોકવિશેષ મોક્ષઃ-અહિ દુર્જનતોષ ન્યાયવડે જો લોકવિશેષને મોક્ષ માનીએ તો તે મોક્ષ જ્ઞાન વિના થાય નહિ, એ વાત સિદ્ધાંતી પ્રતિપાદન કરે છે. જેમ કોઇનો પ્રબળ શત્રુ હોય તે પોતાના નિર્બળ શત્રુને પ્રથમ પ્રહાર કરવાની આજ્ઞા આપીને સંતોષ પ્રાપ્ત કરે, પછી તેને મારે. આનું નામ દુર્જનતોષન્યાય છે.

૩૯૦ વૃક્ષનું દૃષ્ટાંત પણ બને નહિ. કારણ કે જળનું સિંચન વૃક્ષની ઉત્પત્તિ તથા રક્ષામાં હેતુરૂપ છે, છતાં વૃક્ષના ફળની ઉત્પત્તિમાં નથી. જે વૃક્ષ વૃદ્ધ છે, તેનામાં જળનું સિંચન વૃક્ષની રક્ષાને નિમિત્ત છે, પણ ફળને નિમિત્ત નથી. જળવડે પુષ્ટ જે વૃક્ષ, તેજ ફળના હેતુરૂપ છે. પણ જળ સિંચન નહિ. તેમ કર્મ ઉપાસનાનો જ્ઞાનની ઉત્પત્તિમાં ઉપયોગ છે, પણ મોક્ષમાં નથી. માટે જ્ઞાનની ઉત્પત્તિ પૂર્વે અંતઃકરણની શુદ્ધિ તથા નિશ્ચળતાને અર્થે કર્મ ઉપાસના કરવી, પણ જ્ઞાન પછી મોક્ષને અર્થે નહિ. જ્ઞાનની ઉત્પત્તિ પૂર્વે અંતઃકરણમાં

જેટલો મેલ તથા વિક્ષેપ હોય ત્યાં સુધીજ કર્મ ઉપાસના કરવી. પણ શુદ્ધ તથા નિશ્ચય અંતઃકરણ જેનું હોય, તે જિજ્ઞાસુએ શ્રવણના વિરોધી કર્મ ઉપાસનાનો ત્યાગ કરવો. અહિં મળ એ નામ પાપનું છે. તે અશુભ વાસનાના હેતુ રૂપ છે. જ્યાં સુધી મળ હોય ત્યાં સુધી અશુભ વાસના થાય છે. જ્યારે અશુભ વાસના થતી નથી, ત્યારે મળનો અભાવ જાણવો. અંતઃકરણની ચંચળ તથા એકાગ્રતા અનુભવસિદ્ધ છે, માટે ઉત્તમ જિજ્ઞાસુ તથા વિદ્વાનને કર્મ ઉપાસના નિષ્ફળ છે.

## ૩૯૧ કર્મ ઉપાસનાથી જ્ઞાનની રક્ષાનો અભાવ.

પૂર્વે કહ્યું કે, જ્ઞાનની રક્ષાને અર્થે કર્મ ઉપાસના કરવી. જેમ જળવડે ઉત્પન્ન થયલું જે વૃક્ષ છે, તેની જળવડે રક્ષા થાય છે તથા જળનો સંબંધ ન હોય તો ઉગેલુ વૃક્ષ પણ સુકાઇ જાય છે, તેમ કર્મોપાસનાથી ઉત્પન્ન થયલું જે જ્ઞાન, તેની રક્ષા કર્મોપાસનાવડે થાય છે. જો જ્ઞાની કર્મોપાસના કરતો નથી તો અંતઃકરણમાં સુકી ભૂમિમાં વૃક્ષની માફક ઉત્પન્ન થયેલું જ્ઞાન પણ નષ્ટ થઈ જશે. માટે જ્ઞાનવાને પણ કર્મ ઉપાસના કરવી. આ રીતે બની શકે નહિ. કારણ કે આભાસ સહિત અથવા ચેતન સહિત જે અંતઃકરણની હું અસંગ બ્રહ્મ છું, એવી વૃત્તિ, તે વેદાંતના ફળરૂપ જ્ઞાન છે. તેનો કર્મોપાસના વિના નાશ થશે અથવા ચેતન સ્વરૂપ જ્ઞાનનો નાશ થશે. જો કોઇ એમ કહે કે, સ્વરૂપ જ્ઞાન તો નિત્ય છે, માટે તેનો નાશ તથા રક્ષા બને નહિ. પરંતુ વેદાંતનું ફળ જે બ્રહ્મ વિદ્યારૂપ જ્ઞાન છે, તેની કર્મોપાસનાના ત્યાગવડે ઉત્પન્ન થયેલી વિદ્યા પણ નષ્ટ થશે. માટે તેની રક્ષાને અર્થે કર્મોપાસના કરવી. આમ બને નહિ. કારણકે એકવાર ઉત્પન્ન થયેલી અંતઃકરણની

બ્રહ્માકાર જે વૃત્તિ, તેવડે અજ્ઞાન તથા ભ્રાંતિના નાશ રૂપ ફળ, તે જ સમયે સિદ્ધ થાય છે. અજ્ઞાન તથા ભ્રાંતિનો નાશ થયા પછી ફરી વૃત્તિની રક્ષાનો ઉપયોગ નથી. અંતઃકરણની વૃત્તિની રક્ષા કર્મોપાસનાવડે બને નહિ. કારણકે જ્યારે કર્મોપાસનાનું અનુષ્ઠાન કરશે ત્યારે કર્મોપાસનાની સામગ્રીનું વૃત્તિરૂપ જ્ઞાન થશે. બ્રહ્મનું જ્ઞાન બને નહિ. બીજી વૃત્તિ થવાથી પ્રથમ વૃત્તિ રહેતી નથી. માટે કર્મોપાસના જ્ઞાનની ઉત્પત્તિની પરંપરાના હેતુ રૂપ છે તથા ઉત્પન્ન થયેલી વૃત્તિના વિરોધી રૂપે છે. માટે કર્મોપાસનાથી જ્ઞાનની રક્ષા થતી નથી.

## ૩૯૨ જ્ઞાનીને પાપ તથા ચંચળતાના અભાવથી કર્મ તથા ઉપાસનાના ઉપયોગનો અભાવ.

પૂર્વે કહ્યું કે, જ્ઞાનવાનને કર્મના ત્યાગવડે પાપ થાયછે, એમ બની શકે નહી. કારણ કે શુભ કર્મનો ત્યાગ છે, તે પાપના હેતુ રૂપ નથી. પણ નિષિદ્ધ કર્મનું અનુષ્ઠાન જ પાપના હેતુરૂપ છે, એ વાત ભાષ્યકારે અનેક પ્રકારે પ્રતિપાદન કરી છે. માટે કર્મના ત્યાગવડે પાપ થતું નથી. વળી જ્ઞાનવાનને સર્વ પ્રકારે કરી પાપનો અસંભવ છે. કારણ કે પુણ્ય પાપ તથા તેનું આશ્રય અંતઃકરણ પરમાર્થવડે નથી, પણ અવિદ્યાવડે મિથ્યા પ્રતીત થાય છે. અવિદ્યા તથા મિથ્યા પ્રતીતિ જ્ઞાનવાનને નથી, માટે જ્ઞાનવાનને શુભ કર્મના ત્યાગથી તથા અશુભના અનુષ્ઠાનથી પાપ બની શકે નહી.

## ૩૯૩ આ સ્થાને નિચે પ્રમાણે સિદ્ધાંત છે.

જ્ઞાન બે પ્રકારનાં છેઃ—મંદ તથા દૃઢ. સંશયાદિક સહિત જે જ્ઞાન તે મંદ જ્ઞાન કહેવાય છે, સંશયાદિક રહિત જે જ્ઞાન, તે દૃઢ જ્ઞાન કહેવાયછે. જેને દૃઢ જ્ઞાન થાય, તેને કંઈપણ કર્તવ્ય નથી.

એકવાર ઉત્પન્ન થયેલું જે સંશયાદિક રહિત અંતઃકરણની વૃત્તિરૂપ જ્ઞાન, તે જ અવિદ્યાનો નાશ કરી દે છે આ જ્ઞાન પોતાની મેળે જો કે દૂર થઇ જાય, તોપણ સારી રીતે જાણેલા આત્મામાં ફરી ભ્રાંતિ થતી નથી. કારણ કે ભ્રાંતિનું કારણ જે અવિદ્યા છે, તે અવિદ્યા એકવાર ઉત્પન્ન થયેલા જ્ઞાનવડે નષ્ટ થઇ ગઇ. માટે ભ્રાંતિ તથા અવિદ્યાના અભાવથી વૃત્તિ જ્ઞાનની આવૃત્તિના કાંઈ ઉપાયો નથી. વળી જીવન્મુક્તિના આનંદમાટે જો વૃત્તિની આવૃત્તિ અપેક્ષિત હોય તો વારંવાર વેદાંતના અર્થનું ચિંતન કરવું. વેદાંતના અર્થચિંતનવડે વારંવાર બ્રહ્માકાર વૃત્તિ થાય છે, પણ કર્મ ઉપાસનાથી નહિ. કારણ કે કર્મ તથા ઉપાસનાની, અંતઃકરણની શુદ્ધિ તથા નિશ્ચળતાદ્વારા જ્ઞાનનો ઉપયોગ છે, બીજી રીતે નહિ. વળી વિદ્વાનના અંતઃકરણમાં પાપ તથા ચંચળતા હોતી નથી. રાગ દ્વેષ દ્વારા પાપ તથા ચંચળતાનો હેતુ અવિદ્યા છે. આ અવિદ્યાનો જ્ઞાનવડે નાશ થાય છે. માટે વિદ્વાનને પાપ તથા ચંચળતાના અભાવથી કર્મોપાસનાનો ઉપયોગ હોતો નથી.

## ૩૯૪ જ્ઞાનીના પ્રારબ્ધની વિલક્ષણતા તથા તેની જીવન્મુક્તિનાં સુખ અર્થે ઉપાસનામાં અપ્રવૃત્તિ.

જો કોઇ એમ કહે કે, રાગદ્વેષાદિ અંતઃકરણના સહજ ધર્મ છે. માટે જ્યાં સુધી અંતઃકરણ છે ત્યાં સુધી રાગદ્વેષનો સર્વથા નાશ જ્ઞાનવાનને પણ હોય નહિ. આ રાગદ્વેષથી જ્ઞાનવાનનું અંતઃકરણ ચંચળ થાય છે, માટે ચંચળતા દૂર કરવા માટે જ્ઞાનવાને પણ ઉપાસના કરવી. જો કે જ્ઞાનવાનને અંતઃકરણની ચંચળતાથી વિદેહ મોક્ષમાં હાનિ નથી, છતાં ચંચળ અંતઃકરણમાં સ્વરૂપાનંદનું ભાન થતું નથી, માટે ચંચ-

ળતા જીવન્મુકિતની વિરોધી છે. આથી જીવન્મુક્તિ માટે ચંચળતા દૂર કરવા મનુષ્યે ઉપાસના કરવી. આ રીતે બની શકે નહિ. કારણ કે જો કે દૃઢ બોધ જેના અંતઃકરણમાં થયો છે, તેને સમાધિ તથા વિક્ષેપ સમાન છે. માટે અંતઃકરણની નિશ્ચળતા માટે કોઇ પણ યત્નનો આરંભ વિદ્વાનને બને નહિ. તથાપિ વિદ્વાનની પ્રવૃત્તિ પ્રારબ્ધને આધીન છે. પ્રારબ્ધ કર્મ સર્વનું વિલક્ષણ છે; કોઇ વિદ્વાનનું પ્રારબ્ધ જનકાદિકની માફક હેતુરૂપ છે તથા કોઇનું પ્રારબ્ધ શુકદેવ વામદેવાદિકની માફક નિવૃત્તિના હેતુ રૂપ છે. જેનું પ્રારબ્ધ ભોગના હેતુરૂપે છે, તેને પ્રારબ્ધવડે ભોગની ઇચ્છા તથા ભોગના સાધનનો યત્ન થાય છે તથા જેનું પ્રારબ્ધ નિવૃત્તિના હેતુરૂપ હોય, તેને જીવન્મુક્તિના આનંદની ઇચ્છા થાય છે તથા ભોગમાં ગ્લાનિ થાય છે. જેને જીવન્મુક્તિના આનંદની ઈચ્છા થાય, તેણે બ્રહ્માકાર વૃત્તિની આવૃત્તિ અર્થે વેદાંતઅર્થનું ચિંતન કરવું, પણ ઉપાસના કરવી નહિ. કારણ કે અંતઃકરણની નિશ્ચળતા માત્રવડે બ્રહ્માનંદનું વિશેષરૂપે કરી ભાન થતું નથી. પણ બ્રહ્માકાર વૃત્તિવડેજ ભાન થાય છે. આ બ્રહ્માકાર વૃત્તિ વેદાંત ચિંતનથી થાયછે, પણ ઉપાસનાથી નહીં. વળી અંતઃકરણની ચંચળતા પણ વિદ્વાનને વેદાંતના ચિંતનવડે દૂર થઇ જાય છે. માટે અંતઃકરણની નિશ્ચળતા અર્થે ઉપાસનામાં પ્રવૃત્તિ થતી નથી. આ રીતે જેને દૃઢ બોધ થયો. છે, તેની કર્મોપાસનામાં પ્રવૃત્તિ થતી નથી.

### ૩૯૫ દૃઢ અદૃઢ જ્ઞાની તથા ઉત્તમ મંદ જિજ્ઞાસુને કર્મોપાસનામાં અધિકારનો અભાવ.

જેનો મંદ બોધ છે, તેણે મનન તથા નિદિધ્યાસન કરવું,

પણ કર્મોપાસના કરવી નહિ. કારણકે જેને મંદ બોધ થયો છે, તે ઉત્તમ જિજ્ઞાસુ છે. આ ઉત્તમ જિજ્ઞાસુને મનન નિદિધ્યાસન વિના અન્ય કર્તવ્ય નથી. આ વાત શારીરકમાં સૂત્રકારે તથા ભાષ્યકારે પ્રતિપાદન કરી છે. વળી વિદ્વાનને મનન નિદિધ્યાસન પણ કર્તવ્ય નથી. જીવન્મુક્તિના આનંદમાટે જે વિદ્વાન્ મનન નિદિધ્યાસનમાં પ્રવૃત્ત થાય છે, તે પોતાની ઈચ્છાથી પ્રવૃત્ત થાય છે. "હું વેદની આજ્ઞા નહિ કરીશ તો જન્મમરણ સંસાર થશે." આ રીતની બુદ્ધિ રાખી જે ક્રિયા કરવામાં આવે, તે કર્તવ્ય કહેવાય છે. આ જન્માદિની બુદ્ધિ વિદ્વાનને હોતી નથી. માટે પોતાની ઇચ્છાથી વિદ્વાન્ જે મનનનિદિધ્યાસન કરે, તે કર્તવ્ય નથી. આ રીતે મંદબોધ અથવા દૃઢ બોધ જેને થયો છે, તેને કર્મોપાસના કર્તવ્ય નથી.

ટીકાઃ—વિદ્વાનને મનન નિદિધ્યાસન કર્તવ્ય નથીઃ—જે અજ્ઞાત તત્વ હોય, તે શ્રવણને કરે; પણ હું તો તત્વને જાણું છું માટે શા માટે શ્રવણ કરૂં? જે સંશયને પામે તે મનન કરે. પણ હું સંશય રહિત હોવાથી મનન કરતો નથી. જે વિપર્યયને પ્રાપ્ત થયો હોય તે નિદિધ્યાસન કરે. પણ હું દેહમાં આત્માના જ્ઞાનરૂપ વિપર્યયને કદી ભજતો નથી, માટે મને વિપર્યયના અભાવથી કોણ ધ્યાન છે? કંઇ પણ નહિ. આ રીતે વિદ્યારણ્ય સ્વામીએ વિદ્વાને કર્તવ્યનો અભાવ છે, એ સંબંધી સવિસ્તર લખ્યું છે.

૩૯૬ જેને બોધ થયો નથી, પણ આત્માને જાણવાની તીવ્ર ઇચ્છા છે, પણ ભોગની નહિ, તેનું અંતઃકરણ શુદ્ધ છે. માટે તે ઉત્તમ જિજ્ઞાસુ છે. તેને બોધ અર્થે શ્રવણાદિક કર્તવ્ય છે. પણ કર્મોપાસના નહિ. કારણ કે જે કર્મોપાસનાનું ફળ છે, તે તેને સિદ્ધ છે. વળી જ્ઞાનની સામાન્ય ઇચ્છાથી જે શ્ર-

વણમાં પ્રવૃત્ત થયો છે તથા અંતઃકરણના ભોગમાં આસક્ત છે તે મંદ જિજ્ઞાસુ છે. તે પણ શ્રવણનો ત્યાગ કરી કર્મોપાસનામાં પ્રવૃત્ત થતો નથી. કર્મોપાસનાનું ફળ જે અંતઃકરણની શુદ્ધિ તથા નિશ્ચળતા છે તે તેને શ્રવણવડે થઈ જશે. શ્રવણની આવૃત્તિથી અંતઃકરણનો દોષ દૂર થઈ આ જન્મમાં, અન્ય જન્યમાં અથવા બ્રહ્મલોકમાં જ્ઞાન થાય છે. આવૃત્તિનો અર્થ વારંવાર શ્રાવ્ય છે. શ્રવણનો ત્યાગ કરી જે કર્મોપાસનામાં પ્રવૃત્ત થાય છે, તે આરૂઢપતિત કહેવાય છે. આ રીતે જ્ઞાનવાન્ તથા ઉત્તમ જિજ્ઞાસુનો અધિકાર કર્મોપાસનામાં નથી. વળી મંદ જિજ્ઞાસુ પણ જો વેદાંતશ્રવણમાં પ્રવૃત્ત થાય છે તો તેનો તેમાં અધિકાર નથી–જ્ઞાનની તેને ઇચ્છા છે. પરંતુ ભોગમાં બુદ્ધિ આસક્ત છે. આથી શ્રવણમાં પ્રવૃત્ત નહિ થયેલો એવો જે મંદ જિજ્ઞાસુ છે, તેનો નિષ્કામ કર્મ તથા ઉપાસનામાં અધિકાર છે–વળી જેની ભોગમાં આસક્તિ છે, પણ જ્ઞાનની ઈચ્છા નથી એવો જે બહિર્મુખ છે તેનો સકામ કર્મમાં અધિકાર છે. માટે જ્ઞાનવાનને કર્મોપાસનામાં અધિકાર નથી. કર્મોપાસના જ્ઞાનનું વિરોધી છે.

## ૩૯૭ કર્મોપાસના દૃઢ બોધને વિરોધી નથી, પણ મંદ બોધવાળાને વિરોધી છે.

કર્મોપાસના પણ અંતઃકરણની ઉત્પત્તિના હેતુરૂપ છે. પરંતુ જ્ઞાનની ઉત્પત્તિ થઇ ગયા પછી જો કર્મોપાસના કરે તો ઉત્પન્ન થયેલું જ્ઞાન નષ્ટ થઇ જશે. માટે કર્મોપાસના જ્ઞાનના વિરોધી છે, પણ ઇચ્છાના હેતુરૂપ નથી. કારણ કે હું કર્તા છું તથા યજ્ઞાદિ મારે કર્તવ્ય છે અને યજ્ઞાદિનું સ્વર્ગાદિ ફળ છે, આ ભેદબુદ્ધિને લીધે કર્મ થાય છે. વળી હું ઉપાસક છું,

દેવ ઉપાસ્ય છે, આ રીતની ભેદબુદ્ધિથી ઉપાસના થાયછે. આ બેઉ પ્રકારની બુદ્ધિ, સર્વ બ્રહ્મ છે, આ રીતની બુદ્ધિ દૂર કરવાવડે થાય છે. માટે કર્મોપાસના જ્ઞાનના વિરોધી છે. જો કે જ્ઞાનવાન્ આત્માને અસંગ જાણે છે, તો પણ દેહનો ભોજનાદિ વ્યવહાર અથવા જનકાદિકની માફક અધિક રાજ્યપાલનાદિ વ્યવહાર કરે છે. જ્ઞાન આ વ્યવહારનું વિરોધી નથી તથા વ્યવહાર જ્ઞાનનું નથી. કારણ કે જે આત્માસ્વરૂપજ્ઞાનવડે અસંગ જાણ્યો છે તે આત્મામાં જો વ્યવહાર પ્રતીત થાય તો વ્યવહારનો વિરોધી જ્ઞાન તથા જ્ઞાનનો વિરોધી વ્યવહાર થાય. આથી વિદ્વાનને આત્મામાં વ્યવહાર પ્રતીત થતો નથી. પણ સર્વ વ્યવહાર દેહાદિના આશ્રિત છે તથા આત્મામાં વ્યવહાર સહિત દેહાદિનો સંબંધ નથી. આ બુદ્ધિથી સંપૂર્ણ વ્યવહાર કરે છે. આ કારણથી વિદ્વાનની પ્રવૃત્તિ નિવૃત્તિ જ કહી છે.

**ટીકાઃ**—વ્યવહારનો વિરોધી જ્ઞાન તથા જ્ઞાનનો વિરોધી વ્યવહારઃ—પ્રારબ્ધ જ્યારે જગતની સત્યતાને સંપાદન કરી ભોગને આપે ત્યારે વિદ્યાનો વિરોધી થાય, પણ ભોગ માત્રથી વિષયની સત્યતા હોતી નથી. વિદ્યા જ્યારે જગતનો વિલય કરે ત્યારે પ્રારબ્ધના વિરોધી થાય નહી. મિથ્યાપણાના બોધવડે જગતનો વિલય થતો નથી. અહીં પ્રારબ્ધ શબ્દથી તેનું કાર્ય વ્યવહારને ગ્રહણ કરવું. જે વ્યવહાર છે તે પ્રપંચની સત્યતાને તથા આત્માની જડતાને અપેક્ષા કરતું નથી. પણ સાધનનીજ અપેક્ષા કરેછે. મન, વાણી, શરીર તથા તેથી જે બાહ્ય પદાર્થ છે તે વ્યવહારના સાધનરૂપ છે. તેને તત્વવિત્ મિથ્યા જાણે છે પણ તે તેનો સ્વરૂપે કરી નાશ કરતો નથી. માટે જ્ઞાનીનો વ્યવહાર થશેજ. આ રીતે જ્ઞાનનો તથા પ્રારબ્ધ જનિત વ્યવહારનો વિરોધ નથી.

૩૯૮ જેમ અન્ય વ્યવહાર જ્ઞાનનો વિરોધી નથી, તેમ અન્ય બહિર્મુખ પુરુષને કર્મોપાસના કરાવવા માટે આત્માને અસંગ જાણી તથા દેહ, વાક્ તથા અંતઃકરણના આશ્રિત ક્રિયા જાણી જો કર્મોપાસના કરવામાં આવે તો તે જ્ઞાનના વિરોધી નથી. કારણકે જે આત્મા વિદ્વાને અસંગ જાણ્યો છે, તેને કર્તારૂપ જાણી જો કર્મોપાસના કરે તો જ્ઞાનના વિરોધી થાય પણ આત્માનો અસંગરૂપ દૃઢ નિશ્ચય કર્મોપાસનાવડે વિદ્વાનનો દૂર થતો નથી. માટે આભાસ રૂપ કર્મ તથા ઉપાસના દૃઢ જ્ઞાનના વિરોધી નથી. આ કારણથી જનકાદિકે આભાસરૂપ કર્મ કર્યાં છે. જો આત્માને અસંગ જાણી અન્ય વ્યવહારની માફક દેહાદિકના ધર્મ જાણી વિદ્વાન્ જે શુભ ક્રિયા કરે છે તે આભાસ રૂપ કર્મ કહેવાય છે. તેનો જ્ઞાનની સાથે વિરોધ નથી તથા ભાષ્યકારે જ્ઞાનની સાથે કર્મોપાસનાનો જે વિરોધ કહ્યો છે, તે આત્મામાં કર્તા બુદ્ધિવડે જે કર્મોપાસના કરવામાં આવે છે, તેનો વિરોધ કહ્યો છે, પણ આભાસ રૂપની સાથે વિરોધ નથી.

૩૯૯ છતાં મંદ બોધના આભાસ રૂપ કર્મ તથા આભાસરૂપ ઉપાસના પણ વિરોધી છે કારણકે જે બોધ સંશયાદિક સહિત છે, તે મંદ બોધ કહેવાય છે. જેના અંતઃકરણમાં આત્મા અસંગ છે અથવા નથી, એવો કદાપિ સંશય થાય, તે પુરૂષનો વારંવાર આત્મા અસંગછે, મને કંઇપણ કર્તવ્ય નથી. આ રીતના અર્થનું જ્યારે ચિંતન કરે ત્યારે તેનો સંશય નાશ પામી તેને દૃઢબોધ ઉત્પન્ન થાય તથા તે જો કર્મોપાસના કરશે તો મંદ બોધ ઉત્પન્ન થયો છે તે દૂર થઈ, હું કર્તા ભોકતા છું, એવો વિપરીત નિશ્ચય થઇ જશે. માટે મંદ બોધની ઉ-

ત્પત્તિ પહેલાં કર્મોપાસના કરવી. પણ ત્યાર પછી નહિ. જે મંદ બુદ્ધિવાળો કર્મોપાસના કરશે, તેનો ઉત્પન્ન થયલો બોધ નાશ પામશે. જેમકે પક્ષી પોતાનાં ઇંડાંને પાંખની ઉત્પત્તિ થયા પહેલાં સેવન કરે છે, પણ પાંખની ઉત્પત્તિ થયા પછી સેવન કરતા નથી. જો પાંખની ઉત્પત્તિ થયા પછી ઇંડાંનું સેવન કરવામાં આવે તો બાળ પક્ષીની તે ઇંડાંના જળવડે પાંખ ગળી જાય. તેમજ જ્ઞાનની ઉત્પત્તિ પૂર્વે કર્મોપાસનાનું સેવન કરવું પણ જ્ઞાનની ઉત્પત્તિ પછી નહિ. જો જ્ઞાનની ઉત્પત્તિ થયા પછી પણ કર્મોપાસનાનું સેવન કરવામાં આવે તો બાળક પક્ષીની માફક મંદ જ્ઞાનનો નાશ થઈ જશે તથા મોટા પક્ષીની જેવી રીતે ઇંડાંના સંબંધથી કંઇ હાનિ થતી નથી, માટે વૃદ્ધ પક્ષની માફક દૃઢ બોધવાળાને કર્મોપાસનાનો કંઇ પણ ઉપયોગ નથી. આ રીતે જ્ઞાનવાનને મોક્ષ અર્થે કંઈ પણ કર્તવ્ય નથી, એ ત્રીજા પ્રશ્નનો ઉત્તર કહ્યો.

### ૪૦૦ ઉક્ત અર્થ સર્વ વેદના સારરૂપે

શિષ્યને આચાર્યે જે ઉત્તર કહ્યો, તે વેદને અનુસાર કહ્યો માટે તે યથાર્થ છે. એ વાત હવે કહેવામાં આવે છે.

**शिष्य कह्यो जो तोहि मैं, सर्व वेदको सार।**
**लहै ताहि अनयासही, संसृति नसै अपार ॥११॥**

શબ્દાર્થઃ—હે શિષ્ય ! સર્વ વેદના સારરૂપ જે કંઇ મે તને ઉપદેશ કહ્યો, તે જાણવાથી અનાયાસ અર્થાત્ ખેદ વિના અપાર સંસારનો નાશ થઇ જાય છે. ૧૧

### ૪૦૧ ભાષાનો સંપ્રદાય

જો કે ખેદનું નામ આયાસ છે, છતાં છંદના પ્રાસ મેળ-

વવાને માટે અનાયાસ શબ્દ વાપર્યો છે. ભાષામાં છંદને માટે ગુરૂને સ્થાને લઘુ તથા લઘુને સ્થાને ગુરૂ ઉચ્ચાર કરવાનો દોષ નથી. વળી મોક્ષને સ્થાને मोच्छही એવો પાઠ હોય છે. કારણકે આ રીતનો ભાષાનો સંપ્રદાય છે.

## दोहा ।

लघु गुरु गुरु लघु होत है, वृत्तिहेतु उच्चार ।
रू व्हे अरुकी ठौरमें, अवकी ठौर वकार ॥१॥
संयोगी क्ष न क पर ख न, नहीं टवर्ग णकार ।
भाषामें ऋ ऌ ॡ नहीं, अरु तालव्य शकार ।२।

શબ્દાર્થઃ—વૃત્તિના હેતુને અર્થે લઘુને ગુરૂ અને ગુરૂને લઘુ ઉચ્ચાર થાય છે, છતાં આટલા અક્ષરો ભાષામાં નથી પણ જો કોઇ લખે તો તે કવિ અશુદ્ધ કહેવાય. ક્ષને સ્થાને છ, ષને સ્થાને ખ ણકારને સ્થાને નકાર ऋऌ ને સ્થાને રિલિ તથા શકારને સ્થાને સકાર, આટલા શબ્દો ભાષામાંલખવા યોગ્યછે. ૧–૨

### ૪૦૨ ઉક્ત અર્થનો સંગ્રહ

જગતનો કર્તા ઈશ્વર છે, તે તારાથી ભિન્ન નથી તથા સચ્ચિદાનંદ રૂળ બ્રહ્મનું છે, એમ જે આચાર્યે કહ્યું તેકૃપાવડે ફરી કહેવામાં આવે છે.

### ૪૦૩ જ્ઞાનનાં સાધનો.

## कवित्त ।

दीनताकूं त्यागि नर अपनो स्वरूप देख,
तुं तो शुद्धब्रह्म अज दृश्यको प्रकाशी है ।

आपने अज्ञानतैं जनत सब तुंही रचै,
सर्वको संहार करै आप अविनाशी है ॥
मिथ्यापरपंच देखि दुःख जिन आनि जिय.
देवनको देव तु तौ सबसुखराशी है ॥

**શબ્દાર્થ:—**હે મનુષ્ય! દીનતાનો ત્યાગ કરી, તું તારા પોતાનું સ્વરૂપને જો. તું શુદ્ધ બ્રહ્મરૂપ, જન્મ રહિતરૂપ તથા દૃશ્યના પ્રકાશીરૂપે છે. તું તારા પોતાના અજ્ઞાનવડે આ સર્વ જગતની રચના કરે છે તથા હું પોતે અવિનાશી છું, એમ જાણવાથી સર્વ જગતનો સંહાર કરે છે તો મિથ્યા એવા પ્રપંચને જોઇ મનમાં જરા પણ દુઃખ આણ નહી. તું પોતે સઘળા દેવોના દેવરૂપ છે તથા સર્વ સુખના રાશિરૂપ છે. માયાના પ્રભાવવડે તુંજ જીવ, જગત્ તથા ઈશરૂપે થાય છે. જેવી રીતે રજ્જુનો સર્પરૂપે ભાસ થાય છે તથા છીપનો રૂપારૂપે ભાસ થાય છે. ૧૨

## कवित्त

राग जारि लोभ हारि द्वेष मारि मार वारि।
बारबार मृगवारि पारवार पेखिये ॥
ज्ञानभान आनि तम तम तारि भागत्याग।
जीव शीव भेद छेद वेदन सु लेखिये ॥
वेदको विचार सार आपकूं सँभार यार।
टारि दासपास आश इशकी न देखिये ॥

निश्चल तू चल न अचल चलदल छल ।
नभ नील तल मल तासूं न विशेखिये ॥१३॥

શબ્દાર્થ—પ્રીતિનું દહન કરી લોભને મટાડી દઇ, દ્વેષને કાઢી નાંખી, કામને નાશ કરી તારે સંસારને મૃગજળની સમાન જેવો અંધકારરૂપ અજ્ઞાનનો નાશકરી, માયારૂપ ભાગનો ત્યાગ કરી જ્ઞાનરૂપ સૂઇનું તારે શ્રવણ કરવું જીવ તથા શિવ એવા ભેદનો નાશ કર તથા ચૈતન્યને તું સારી રીતે ઓળખ. તું વેદના સારનો વિચાર કર તથા તારા સ્વરૂપનું સ્મરણ કર. હું ઇશ્વરનો દાસ છું, આ રીતની ભાવનાનો નાશ કર ઇશ્વરની આશા પ્રમાણે સર્વ થાય છે, એમ તું જે નહિ. તું નિશ્ચયપૂર્વક જાણ કે તું ચળ કહેતાં દેહરૂપે નથી પણ અજરરૂપે છે. સંસારરૂપ વૃક્ષને તું મિથ્યા જાણ. જેમ આકાશ કાળું અથવા કઢાઇના જેવું ગોળાકાર થાય છે તે જેમ મિથ્યા છે, તેની માફક સંસાર મિથ્યા છે. ૧૩

વિવરણઃ—હે શિષ્ય ! જે પદાર્થમાં સત્તા અર્થાત્ દૃઢ આસક્તિ છે, તે બાળી નાંખી લોભનો હારી કહેતાં નાશ કરી દ્વેષને ટાળી માર કહેતાં કામનું વારણ કરી તું રાગ, દ્વેષ, લોભ તથા કામના ગ્રહણવડે જે રાજસી વૃત્તિ જ્ઞાનના વિરોધી છે, તેના નાશ વિના જ્ઞાન થતું નથી, માટે તેની નિવૃત્તિ જિજ્ઞાસુને અપેક્ષિત છે વિવેક વૈરાગ્ય શમાદિ છ સંપત્તિ તથા મુમુક્ષુતા આ ચાર જે જ્ઞાનનાં સાધનો છે, તેમાં વિવેક પ્રધાન છે. કારણ કે વિવેકવડે વૈરાગ્યાદિ ઉત્પન્ન થાય. માટે આચાર્ય વિવેકનો ઉપદેશ કરે છે.

હે શિષ્ય ! પારપાર જે સંસાર છે, તેને વારંવાર મૃગ-

વારી કહેતાં મૃગતૃષ્ણાના જળ સમાન મિથ્યા જાણ. પારવા-રનો અર્થ સંસાર છે તથા અપાર વારનો અર્થ આત્મા થાય છે. પારવાર મિથ્યા છે, એમ કહેવાથી અપારવાર મિથ્યા નથી, પણ સત્ય છે, એ વાત અર્થવડે કહી. જેમ બાજીગરનો તમાસો જોતા પુત્રને પિતા કહે કે, હે પુત્ર! આમ્રવૃક્ષ આદિ જે કંઈ બાજીગરે બનાવ્યાં છે, તે મિથ્યા છે. તેમ કહેવાથી બાજીગરને મિથ્યા જાણતો નથી, પણ સત્ય જાણે છે, તેમ જગતને મિથ્યા કહેવાથી આત્માને સત્ય જાણી લેવો. આ અભિપ્રાયથી આચાર્યે પારવાર મિથ્યા કહ્યો. આ રીતે જગત્ મિથ્યા છે તથા આત્મા સત્ય છે. આ રીતના વિવેકનો ઉપ-દેશ કર્યો. આ વિવેકથી અન્ય સાધન પોતાની મેળે જ ઉત્પન્ન થાય છે. માટે વિવેકના ઉપદેશવડે સર્વ સાધનનો ઉપદેશ અર્થવડે કહ્યો. આ જ્ઞાનનાં બહિરંગ સાધનો કહ્યાં. હવે શ્રવણ-રૂપ અંતરંગ સાધન કહેછે. હે શિષ્ય! જ્ઞાનરૂપી જે ભાનુ છે, તેને આનિ કહેતાં શ્રવણ વડે સંપાદન કરી તમ કહેતાં અજ્ઞાન રૂપ જે અંધારૂં છે તેનો તારિ કહેતાં તું નાશ કર. તમનો અર્થ અંધારૂં તેમજ અજ્ઞાન થાય છે. અંધારૂં ઉપમાન છે તથા અજ્ઞાન ઉપમેય છે. પ્રથમનો તમ શબ્દ ઉપમેય વાચક છે તથા બીજો ઉપમાનનો વાચક છે.

## दोहा.

जाकूं उपमा दीजिये, सो उपमेय बखान ।
जाकी उपमा दीजिये, सो कहिये उपमानि ॥३॥

શબ્દાર્થ:—જેને ઉપમા આપવામાં આવે છે તેને ઉપ-મેય જાણવું તથા જે વસ્તુની ઉપમા આપવામાં આવે તેને ઉપમાન જાણવું. ૩

ટીકાઃ—રાજસી તામસી વૃત્તિનો નાશઃ—વિષયમાં દોષના દર્શનથી રાગનો નાશ થાય છે. અર્થમાં અનર્થ જોવાથી લોભનો નાશ થાય છે, કામના અભાવથી ક્રોધરૂપી દોષની ઉત્પત્તિ થતી નથી તથા પદાર્થના ચિંતનરૂપ સંકલ્પના અભાવથી ઇચ્છારૂપી કામની ઉત્પત્તિ થતી નથી. આ રીતે અન્ય રાજસી તામસી વૃત્તિના નાશનો ઉપાય શાસ્ત્રવડે જાણી લેવો.

૪૦૪ જ્ઞાનનું સ્વરૂપ અન્ય શાસ્ત્રમાં અનેક પ્રકારે અંગીકાર કર્યું છે. માટે મહા વાક્યના અનુસાર જ્ઞાનનું સ્વરૂપ કહેછે. હે શિષ્ય ! જીવ તથા ઇશ્વરમાં અવિદ્યા તથા માયા ભાગને ત્યાગી તેનો જે ભેદ પ્રતીત થાયછે, તેને છેદ કહેતાં દૂર કર તથા જીવ ઇશ્વરમાં જે વેદન કહેતાં ચેતન ભાગ છે તેને ભેદ સહિત જાણ. આમ કહેવાથી એમ કહ્યું કે, મહાવાક્યમાં ભાગ ત્યાગ લક્ષણાથી જીવ ઇશ્વરની એકતા જાણ. શિવને બદલે સીવ શબ્દ વાપર્યો છે. ત્રીજા પાદનો અર્થ સ્પષ્ટ છે. હવે પૂર્વે કહેલા અર્થને સંક્ષેપે કરી ચોથા પાદવડે કહેછે. હે શિષ્ય ! અલ કહેતાં વિનાશી જે દેહાદિ સંઘાત, તે તું નથી, પણ અચલ કહેતાં અવિનાશી જે બ્રહ્મ તે તું છે. વળી ચલદલ કહેતાં વૃક્ષરૂપ જે સંસાર, તે છલ કહેતાં મિથ્યા છે. જેમ નભમાં નીલતા તથા તલમલ કહેતાં કઢાઈ જેવો આકાર નથી, પણ મિથ્યા પ્રતીત થાય છે, તેમ સંસાર પણ આત્મામાં નથી, પણ મિથ્યા પ્રતીત થાય છે. વૃક્ષરૂપે કરી સંસાર શ્રુતિ સ્મૃતિમાં કહ્યોછે. માટે વૃક્ષના વાચકરૂપ ચલદલ શબ્દનો સંસારમાં પ્રયોગ કર્યોછે.

ટીકાઃ-વૃક્ષરૂપ જે સંસાર તે છલ કહેતાં મિથ્યા છેઃ-જેનું મૂળ સર્વથી ઉત્કૃષ્ટ હોવાથી માયા વિશિષ્ટ પરબ્રહ્મ છે, જેનું અંકુર મહતત્વ છે, જેના સ્કંધરૂપે અહંકાર છે, જેની શાખારૂપ પંચતન્માત્રા છે, જેની નીચી શાખારૂપે મહત્તત્વાદિક છે,

જેના પર્ણરૂપ વેદાદિ શાસ્ત્રો છે, જેના રસરૂપ ચાર પુરૂષાર્થ છે, જેના પુષ્પરૂપે ધર્મ તથા અધર્મ છે, જેના ફલરૂપ જન્મ મરણાદિ દુઃખ છે, જેના ભોક્તારૂપે અહીં જીવરૂપ પક્ષી છે તથા જેના છેદનરૂપે જ્ઞાનરૂપી કુવાડો છે, એવું સંસારરૂપી અશ્વત્થ વૃક્ષ છે.

## ૪૦૫ અન્ય પ્રકારે કરી મોક્ષનું સાધનજ્ઞાન

### कवित्त ।

बंध–मोक्ष–गेह देहवान ज्ञानवान जान,
राग रु विराग दोइ ध्वजा फररात है ।
विषयविषै सत्यभ्रम भ्रममति वात तात,
हल्लात प्रात रात घरि न ठहरात है ।
साक्ष्य साक्षी पूतरी अनूजरी रु ऊजरी द्वै,
देखि रागी त्यागी ललचात जन जात है ।
चंचल अचल भ्रम ब्रह्म लखि रूप निज,
दुःखकूप आनँदस्वरूपमैं समात है ॥१४॥

શબ્દાર્થઃ—બંધ તથા મોક્ષરૂપી બે આશ્રમો છે. પ્રથમ દેહવાનનું છે તથા બીજું જ્ઞાનવાનનું છે. પ્રથમના પર રાગરૂપ ધજા ફરકે છે તથા બીજાપર વૈરાગ્યરૂપી ધજા ફરકે છે. આ બે ધ્વજાને વિષયમાં સત્યતારૂપી ભ્રમ પવન તથા વિષય ખોટો છે, એ રૂપી બુદ્ધિ પવન, રાત દહાડો હલાવ્યા કરે છે. આ ધ્વજાપર બે પુતળીઓ આવેલી છે એક સાક્ષ્ય છે તથા બીજી સાક્ષી કહેવાય છે. સાક્ષ્ય–પ્રપંચ મલીન છે તથા સાક્ષી–આત્મા શુદ્ધ છે. પ્રથમની પુતળી જોઈને રાગી લલ-

ચાઇ જાયછે તથા બીજી પુતળીને જોઇ ત્યાગી લલચાઇ જાય છે. અજ્ઞાની ચંચળ ભ્રમને પોતાનારૂપ જાણી તથા જ્ઞાની અચલ બ્રહ્મને પોતા સ્વરૂપ જાણી, એક દુઃખરૂપ કુપમાં પડે છે તથા બીજો આનંદરસ વિષે ડૂબકી મારે છે. ૧૪

વિવરણઃ—હે શિષ્ય ! દેહવાન્ બંધ તથા મોક્ષના ગેર કહેતાં ધામરૂપ છે. અજ્ઞાની બંધનું ધામ છે તથા જ્ઞાની મોક્ષનું ધામ છે. રાગ તથા વિરાગ તેની ધ્વજા છે. જેમ ધ્વજા રાજાના નગરનું ચિન્હ છે તેમ રાગ તથા વિરાગ તેનાં ચિન્હ છે. અજ્ઞાનીમાં વિરાગ હોય છે, માટે જ્ઞાનીનો અજ્ઞાની કરતાં વિલક્ષણ વિરાગ કહેવામાં આવે છે. હે તાત ! વિષય જે શબ્દાદિ છે, તેમાં સત્ય ભ્રમ કહેતાં સત્યપણાની ભ્રાંતિ તથા ભ્રમમતિ કહેતાં રજ્જુસર્પની માફક વિષય ભ્રમરૂપ છે, એવી જે મતિ કહેતાં નિશ્ચય તે વાતની માફક રાગ તથા વિરાગને હલાવેછે. જેમ વાયુ ધ્વજાની ચંચળતા કરેછે તેમ વિષયમાં સત્ય બુદ્ધિ તથા ભ્રમબુદ્ધિ, રાગ તથા વિરાગને ચંચળ કરેછે, શિથિલ થવા દેતા નથી. વિષયમાં સત્ય બુદ્ધિવડે રાગની શિથિલતા દૂર થાય છે તથા વિષયમાં ભ્રમ બુદ્ધિવડે વિરાગની શિથિલતા દૂર થાયછે.

૪૦૬ વિષય સત્ય છે, માટે તેમાં સત્ય બુદ્ધિ ભ્રાંતિરૂપે છે. આ વાત જણાવવા કવિત્તમાં સત્ય ભ્રમ કહ્યો, પણ સત્ય બુદ્ધિ કહી નહિ. ભ્રાંતિ જ્ઞાનનો વિષય જે મિથ્યા વસ્તુ, તે બેઉ ભ્રમ કહેવાય છે. આમ કહેવાથી અજ્ઞાનીના વિરાગવડે જ્ઞાનીના વિરાગનો ભેદ કહ્યો. કારણકે અજ્ઞાનીનો જે વિરાગ છે તે વિષયમાં મિથ્યા બુદ્ધિથી ઉત્પન્ન નથી થયો, માટે મંદ છે. વળી વિષય મિથ્યા છે, એવી બુદ્ધિ અજ્ઞાનીને થતી નથી. જોકે

શાસ્ત્ર યુક્તિવડે અજ્ઞાની પણ મિથ્યા જાણે છે તથા વિષય મિથ્યા છે, એવી અપરોક્ષ મતિ જ્ઞાનવાનનેજ હોય છે, પણ અજ્ઞાનીને હોતી નથી. માટે અજ્ઞાનીને વિષયમાં પરોક્ષ જે મિથ્યા બુદ્ધિ છે, તેવડે અપરોક્ષ સત્ય ભ્રાંતિ દૂર થતી નથી. આ રીતે અજ્ઞાનીને વિષયમાં જ્યારે વિરાગ થાય છે તે કાળે પરોક્ષ મિથ્યા બુદ્ધિ છે. પરંતુ પરોક્ષ મિથ્યા બુદ્ધિવડે પ્રબળ અપરોક્ષ સત્ય બુદ્ધિ છે. માટે અજ્ઞાનીની પરોક્ષ મિથ્યા બુદ્ધિ. વિરાગના હેતુરૂપ નથી, પણ પ્રબળ જે સત્ય બુદ્ધિ તે વડે વિષયમાં રાગ થાય છે તથા જે વિરાગ થાય તો મિથ્યા બુદ્ધિ વડે નહિ, પણ વિષયમાં દોષદૃષ્ટિવડે થાય છે. વળી જ્ઞાનવાન્ સર્વ પ્રપંચને અપરોક્ષરૂપે કરી મિથ્યા જાણે છે. આ અપરોક્ષ મિથ્યા બુદ્ધિવડે અપરોક્ષ સત્ય બુદ્ધિ દૂર થાય છે. માટે રાગના હેતુરૂપ વિષયમાં સત્ય બુદ્ધિ જ્ઞાનીને નથી, પણ વિરાગના હેતુ રૂપ વિષયમાં મિથ્યા બુદ્ધિ જ્ઞાનવાનને છે જો જ્ઞાનીને વિષયમાં સત્યબુદ્ધિ ફરી થાય તો રાગ પણ ફરી થાય તથા વિરાગ દૂર થાય. પણ અપરોક્ષ રૂપે કરી મિથ્યા જાણેલા પદાર્થમાં ફરી સત્ય બુદ્ધિ થતી નથી. જેમ અપરોક્ષ રૂપે કરી મિથ્યા જાણેલા રજ્જુમાં જે સર્પ, તેમાં સત્ય બુદ્ધિ ફરી થતી નથી, તેમ જ્ઞાનીને ફરી સત્ય બુદ્ધિ થતી નથી. આ રીતે રાગની ઉત્પત્તિ તથા વિરાગની નિવૃત્તિ જ્ઞાનીને થતી નથી. માટે જ્ઞાનીનો વિરાગ દૃઢ છે. વળી દોષ દૃષ્ટિવડે અજ્ઞાનીને જે વિરાગ હોય છે, તે તો દૂર થઇ જાય છે. કારણકે જે પદાર્થમાં દોષદૃષ્ટિ થાય છે, તે પદાર્થમાંજ અન્યકાળે સમ્યક્ બુદ્ધિ થઇ જાય છે. જેમ સર્વ પુરુષને પશુ ધર્મના અંતમાં સ્ત્રીમાં દોષ દૃષ્ટિ થાય છે તથા કાળાંતરે પાછી સમ્યક્ બુદ્ધિ થાય છે. આ રીતે દોષદૃષ્ટિ જ્યારે દૂર થાય ત્યારે અજ્ઞાનીનો વિરાગ પણ

દૂર થઈ જાય છે. માટે અજ્ઞાનીને દૃઢ વિરાગ થતો નથી. આ રીતે રાગ તથા વિરાગ એ અજ્ઞાની તથા જ્ઞાનીના ચિહ્નરૂપે કહ્યા. હવે બીજાં પણ ચિહ્ન વિશે કહે છે. હે શિષ્ય ! જેમ ધામના ઉપર પૂતરિ કહેતાં હસ્તી આદિની મૂર્તિ હોય છે, તેમ બંધ મોક્ષના ધામરૂપ અજ્ઞાની તથા જ્ઞાનીનું જે અંતઃકરણ છે, તેમાં સાક્ષ્ય તથા સાક્ષી પૂતળીરૂપે છે. અજ્ઞાની અંતઃકરણમાં સાક્ષ્ય રૂપી પૂતળી છે તથા જ્ઞાની અંતઃકરણમાં સાક્ષી રૂપ પૂતળી છે. સાક્ષીનો વિષય જે પ્રપંચ તેને સાક્ષ્ય કહે છે. સાક્ષ્યરૂપ પૂતળી અનૂજરિ કહેતાં મલીન છે તથા સાક્ષી રૂપ પૂતળી ઉજળી કહેતાં શુદ્ધ છે. હવે પછીનો અર્થ સ્પષ્ટ છે અજ્ઞાની ચંચળ ભ્રમને નિજરૂપે જૂવે છે તથા જ્ઞાની અચળ બ્રહ્મને પોતાના સ્વરૂપે જૂવે છે.

**ટીકાઃ**—અજ્ઞાનીને દૃઢ વૈરાગ્ય થતો નથીઃ-અજ્ઞાનીને દૃઢ વિરાગ થતો નથી. આ અભિપ્રાયથી ગીતામાં ભગવાને કહ્યું છે કે નિરાહાર કહેતાં બહારથી વિષયનો ત્યાગી એવો જે દેહી અર્થાત્ જિજ્ઞાસુ છે, તેના રસ રહિત જેમ હોય તેમ વિષય નિવૃત્ત થાય છે, અર્થાત્ તેનો વિષયમાં જે સ્થૂલ રાગ છે તે નિવૃત્ત થાય છે. પણ રસ શબ્દનો વાચ્ય જે વાસનારૂપી સૂક્ષ્મ રાગ તે મનમાં રહે છે. પુરૂષનો તે સૂક્ષ્મરાગ પણ અપરોક્ષવડે નિવૃત્ત થાય છે.

### ૪૦૭ લક્ષણાના ત્રણ પ્રકાર

ભાગ ત્યાગ લક્ષણાનું કવિતામાં જે વિશેષે કરી ગ્રહણ કર્યું છે, તેમાં હેતુ કહેવા લક્ષણાનો ભેદ હવે કહે છે.

**दोहा ।**

**त्रिविध लक्षणा कहत हैं, कोविद बुद्धिनिधान ।**
**जहती अरु अजहती पुनि, भागत्याग निजजान ॥ १५ ॥**

શબ્દાર્થઃ—લક્ષણાના ત્રણ પ્રકાર છે, એમ પંડિત તથા બુદ્ધિમાનો કહે છે. જે નીચે પ્રમાણે છે જહતી, અજહતી તથા ભાગત્યાગ. ૧૫

**आदि दोइ नहिं संभवै, महावाक्यमें तात ।**
**भागत्यागतैं रूप निज, ब्रह्मरूप दरशात ॥१६॥**

શબ્દાર્થઃ—તત્વમસિ એવા મહાવાકયમાં પ્રથમની બે લક્ષણા સંભવતી નથી, પણ ભાગત્યાગલક્ષણાવડે બ્રહ્મરૂપ પોતાનું સ્વરૂપ દેખાય છે. ૧૬

## अर्धशंकरछंद ।

**अब लच्छना प्रभु कहत काकूं, देहु यह समुझाय।**
**पुनि भेद ताके तीनि तिनके, लक्षण हु दरशाय ॥१७॥**

૪૦૮ શિષ્ય કહે છેઃ—હે પ્રભુ! હવે લક્ષણા કોને કહે છે, તે મને સમજાવો. વળી જે તેના ત્રણ ભેદ છે, તેનાં પણ મને જૂદાં જૂદાં લક્ષણો દેખાડો. ૧૭

વિવરણઃ—સામાન્ય જ્ઞાન થયા પછી વિશેષનું જ્ઞાન થાય છે. જેમ સામાન્ય બ્રાહ્મણનું જ્ઞાન થવા પછી સારસ્વતાદિ જ્ઞાન થાય છે. તેમ લક્ષણ સામાન્યનું જ્ઞાન થાય તો જહતી આદિ વિશેષ રૂપનું જ્ઞાન થાય. લક્ષણાનું સામાન્ય રૂપ જાણ્યા વિના જહતી આદિ વિશેષનું જ્ઞાન થતું નથી. આ અભિપ્રાયથી શિષ્ય કહે છે કે, હે પ્રભો લક્ષણા કોને કહે છે ! તે હું જાણતો નથી. માટે લક્ષણાનું સામાન્ય રૂપ દર્શાવ્યા પછી જે જહતી આદિ લક્ષણાના ત્રણ ભેદો કહેતાં વિશેષ રૂપો છે, તેનાં જૂદાં જૂદાં લક્ષણો દર્શાવો. (છંદ મેળવવા માટે પ્રભો શબ્દને બદલે પ્રભુ વાપર્યો છે તથા ભાષાના સંપ્રદાયને લીધે લક્ષણાને બદલે લછના શબ્દ વાપર્યો છે.) ૧૭

शंकरछंद ।

श्रुति चित्त निज एकाग्र करि ।
अब शिष्य सुनि मम बानि ॥
ज्युं लच्छना अरु भेद ताके ।
लेहु नीके जानि ॥
सुन वृत्ति है द्वैभांति पदकी ।
शक्ति तामैं एक ॥
तहां लच्छना पुनि जानि दूजी ।
सुनहु सो सविवेक ॥१८॥

૪૦૯ ગુરૂ કહે છેઃ-શબ્દાર્થઃ—હે શિષ્ય! મારી શુભ એવી વાણીનું શ્રવણ કર તથા શ્રુતિયુક્ત તારા ચિત્તને તું એકાગ્ર કર, જેથી લક્ષણા તથા તેના શું ભેદ છે, તે હું તને સારી રીતે જણાવું. વૃત્તિ બે પ્રકારની છેઃ—એક શક્તિવૃત્તિ તથા બીજી લક્ષણાવૃત્તિ તે તું વિવેકયુક્ત થઇને સાંભળ. ૧૮

વિવરણઃ—પદનો જે અર્થસાથે સંબંધ હોય, તે વૃત્તિ કહેવાય છે. આ વૃત્તિ બે પ્રકારની છે. આ બે પ્રકારમાં એક શક્તિ-વૃત્તિ છે તથા બીજી લક્ષણા વૃત્તિ છે. આ બે વૃત્તિનો સવિવેક કહેતાં વિવેક સહિત અર્થ તું લક્ષણ સહિત સાંભળ. ૧૮

ટીકાઃ—પરનો સંબંધ તે વૃત્તિઃ—જેમ વાછરડાનો ગાય સાથે સંબંધ છે, જેથી તેની અનેક ગાયોના મધ્યમાં રહેલી પોતાની માતારૂપ ગાયમાં પ્રવૃત્તિ થાય છે. પણ સંબંધ વિના પ્રવૃત્તિ હોય નહિ. માટે વાછરડાનો તથા ગાયનો જે પરસ્પર જન્યજનક ભાવ સંબંધ જાણવામાં આવે છે, તે જન્ય જનક ભાવ રૂપના જ્ઞાનના હેતુરૂપ જે વાછરડાની ગાયમાં પ્રવૃત્તિ

છે, તે સંબંધ કહેવાય છે. તે જ પ્રમાણે શબ્દની પોતપોતાના અર્થની જે પ્રવૃત્તિ થાય છે, તે પણ કોઇ સંબધ વિના બને નહિ. માટે શબ્દનો પોતાના વાચ્યરૂપ અથવા લક્ષ્યરૂપ અર્થની સાથે વાચ્ય વાચકભાવ રૂપ અથવા લક્ષ્યલક્ષણક ભાવરૂપ સંબંધ જાણવામાં આવે છે. આ બે પ્રકારના સંબધને સ્માર્ય સ્મારક ભાવરૂપ સંબંધ પણ કહે છે. વાચ્ય રૂપ અથવા લક્ષ્ય રૂપ જે અર્થ, તે પદવડે સ્મરણ કરવા યોગ્ય છે. માટે તે સ્માર્ય કહેવાય છે. વળી વાચકરૂપ અથવા લક્ષક રૂપ જે પદ, તે તે અર્થને સ્મરણ કરાવવાવાળું છે. માટે સ્મારક કહેવાય છે. આ બેઉનો પોત પોતામાં સ્માર્ય સ્મારક રૂપ સંબંધ છે. આ સંબંધનું જ્ઞાન કરવાના હેતુ રૂપ જે શબ્દની પોતાના અર્થમાં પ્રવૃત્તિ, તે પણ શબ્દના અર્થવડે સંબંધ કહેવાય છે. આ પ્રવૃત્તિરૂપ સંબંધને શબ્દની વૃત્તિ પણ કહે છે. આ વૃત્તિરૂપ સંબંધ કેટલેક સ્થળે શક્તિરૂપ છે તથા કેટલેક સ્થળે લક્ષણારૂપ હોય છે. તે પ્રસંગવડે કરી જાણી લેવું. શાસ્ત્રમાં વૃત્તિનો અર્થ અંતઃકરણનું અથવા તો અવિદ્યાનું પરિણામ એમ છે. જે વર્તવાવાળું હોય, તેને વૃત્તિ કહે છે. જીવિકાનું નામ પણ વૃત્તિ કહે છે. પ્રાણોની ક્રિયાનું નામ પણ વૃત્તિ છે. તેમજ કોઈ વ્યાકરણના વિભાગનું નામ પણ વૃત્તિ છે. આમાંથી કોઇ પણ વૃત્તિ શબ્દનો અર્થ અહીં જાણવા યોગ્ય નથી. પણ શબ્દનો અર્થ સાથે જે સંબંધ, તે અહી વૃત્તિ શબ્દનો અર્થ જાણવાયોગ્ય છે.

શક્તિ વૃત્તિઃ–શબ્દમાં પોતાના અર્થનું જ્ઞાન કરવાનું જે સામર્થ્ય, તે શબ્દની શક્તિ કહેવાય છે. આ શબ્દની શક્તિ બે સંપુટના મધ્યમાં રહેલ સંપુટસંયોગની માફક, તેમજ કાર્ય કારણ આદિકના મધ્યમાં રહેલ સમવાય સંબંધી અથવા તાદાત્મ્ય સંબંધની માફક શબ્દ તથા અર્થ એ બેઉના મધ્યમાં રહેલ છે. માટે શક્તિ વૃત્તિ રૂપ શબ્દનો અર્થની સાથે સાક્ષાત્ સંબંધ કહેવાય છે. આ રીતે શબ્દનો અર્થની સાથે

સાક્ષાત્ સંબંધ રૂપ જે શક્તિવૃત્તિ, તે યોગા, રૂઢી, તથા યોગારૂઢી એમ ત્રણ પ્રકારની છે. જે શબ્દમાં પોતાના અવયવના મેળાપથી અર્થનું જ્ઞાન કરવાનું જે સામર્થ્ય છે, તે શબ્દનો પોતાના અર્થની સાથે પોતાની શક્તિરૂપ સંબંધ છે. આ જ શબ્દની યોગાવૃત્તિ કહેવાય છે. જેમ પગરખું એ બે શબ્દ છે, તેમાં પગ તથા રખું એ બે અવયવો છે. તેના પોતાવડે પાદનું રક્ષણ કરવારૂપ અર્થનું જ્ઞાન કરવાનું સામર્થ્ય છે. માટે પગરખું શબ્દનો પોતાના પાદ ત્રાણ રૂપ અર્થની સાથે યોગા શક્તિ રૂપ સંબંધ છે. વળી જે પદના અવયવવડે અર્થનું જ્ઞાન થતું નથી, પણ આ પદનો આ જ અર્થ હોય, એવો અર્થ કરવાનો સંકેત જે પદમાં હોય, તે પદનો પોતાના અર્થની સાથે રૂઢ શક્તિ રૂપ સંબંધ છે. તે જ શબ્દની રૂઢ વૃત્તિ કહેવાય છે. જેમ પાઘડી શબ્દ છે, તેનું અવયવવડે કોઈ અર્થનું જ્ઞાન હોતું નથી, પણ પાઘડી શબ્દનું શિરોવેષ્ટન રૂપજ અર્થ થાય, એવો જે લૌકિક સંકેત છે, તે પાઘડી શબ્દનો પોતાના શિરોવેષ્ટન રૂપ અર્થની સાથે રૂઢશક્તિ છે. જે પદનું અવયવવડે અર્થનું જ્ઞાન થાય તથા તેમાં લૌકિકતાનો પણ સંકેત હોય, તે શબ્દની પોતાના અર્થ સાથે યોગારૂઢી શક્તિ છે. જેમકે અંગરખો જે શબ્દ છે, તેનો અવયવ જે અંગ તથા રખો તેના યોગથી પહેરણ પહેરવા રૂપ અર્થનું જ્ઞાન થાય છે. વળી પગ રૂપ અંગની રક્ષા કરવાવાળા પગરખાને અંગરખો કહેવો નહિ. પણ પહેરણને જ અંગરખો કહેવો, એવો અંગરખા શબ્દમાં લૌકિક સંકેત છે. માટે અંગરખા શબ્દમાં પોતાના અર્થની સાથે યોગારૂઢ શક્તિ સંબંધ છે. આ ત્રણ પ્રકારની શબ્દની જે શક્તિવૃત્તિ, તેને મુખ્ય વૃત્તિ પણ કહે છે.

લક્ષણાવૃત્તિઃ—જે શબ્દને શક્તિ વૃત્તિરૂપવડે જાણવામાં આવે છે એવો જે શબ્દ સાક્ષાત્ સંબંધી અર્થ, તે શક્ય અર્થ કહેવાય છે. આ શક્તિ અર્થના સંબંધી વક્તાના તાત્પર્યના વિષયરૂપ અન્ય અર્થમાં જે શબ્દનો પરંપરા

સંબંધ, તે શબ્દની લક્ષણાવૃત્તિ છે. આ લક્ષણાવૃત્તિવડે જાણવામાં આવતો શબ્દનો પરંપરાવડે કરીને સંબંધી જે અર્થ, તે શબ્દનો લક્ષ્ય અર્થ કહેવાય છે. જેમકે પિતા શબ્દનો શક્તિ વૃત્તિ રૂપ સાક્ષાત્ સંબંધ જનકરૂપ અર્થવડે છે, માટે પિતા શબ્દના શક્તિવૃત્તિરૂપ સંબંધવડે જાણવામાં આવતો જે પિતા શબ્દનો સાક્ષાત્ સંબંધી જનકરૂપ અર્થ, તે પિતા શબ્દનો શક્ય અર્થ કહેવાય છે. આ જનક રૂપ શક્ય અર્થનો સંબંધી તથા કોઈ સારે દીવસે સર્વ કરતાં પ્રથમ પિતાને નમસ્કાર કર, એવો પૈત્રનાપ્રતિ બોધન કરનારો વક્તા પુરૂષના તાત્પર્યનો વિષય, જે પિતામહરૂપ અન્ય અર્થ છે, તેમાં જે પિતા શબ્દનો પરસ્પર સંબંધ છે તે પિતા શબ્દની લક્ષણાવૃત્તિ છે. આ લક્ષણા વૃત્તિવડે જાણવામાં આવતો જે પિતા શબ્દનો પરંપરાવડે સંબંધી પિતામહરૂપ જે અર્થ, તે પિતા શબ્દનો લક્ષ્ય અર્થ છે. જે અર્થની સાથે જેનો સાક્ષાત્ સંબંધ ન હોય, પણ કોઈદ્વારા સંબંધ હોય, તે અર્થની સાથે તેનો પરંપરા સંબંધ કહેવાય છે. જેમકે પૌત્રરૂપ ત્રીજા પુરૂષનો પોતાના પિતામહરૂપ પ્રથમ પુરૂષની સાથે સાક્ષાત્ સંબંધ નથી, પણ પુત્રનો પોતાના પિતાના સાથે જન્યજનક ભાવ સંબંધ છે. આ પરંપરા સંબંધ કહેવાય છે. તેમજ શબ્દનો પોતાના સાક્ષાત્ સંબંધી શક્ય અર્થથી ભિન્ન જે શક્ય અર્થનો સંબંધી, તેની સાથે સાક્ષાત્ સંબંધ નથી. પણ શબ્દનો શક્તિરૂપ સંબંધ શક્ય અર્થવડે છે તથા શક્ય અર્થનો સંયોગાદિ રૂપ કોઈ પણ પ્રકારનો સંબંધ વક્તાના તાત્પર્યના વિષયરૂપ પોતાના સંબંધી અન્ય અર્થવડે છે. માટે તે શક્યનો સંબંધી અન્ય અર્થવડે શબ્દનો શક્ય અર્થદ્વારા સંબંધ છે. માટે તે પરંપરા સંબંધ કહેવાય છે. આ શબ્દના જે પરંપરા સંબંધ, તે લક્ષણાવૃત્તિ છે. તેથી શબ્દનો પરંપરા સંબંધ જે અર્થની સાથે હોય, તે શબ્દનો લક્ષ્ય અર્થ છે. આ પ્રમાણે લક્ષણા વૃત્તિનું સામાન્ય લક્ષણ તથા ઉદાહરણ કહેવામાં આવ્યું.

### ૪૧૦ ન્યાય રીતિવડે શક્તિ લક્ષણ.

**दोहा ।**

**जा पदतें जा अर्थकी, व्है सुनतोहि प्रतीति ।**
**ऐसी इच्छा ईशकी, शक्ति न्यायकी रीति ॥१९॥**

શબ્દાર્થ:—યા પદતે કહેતાં ઘટપદથી યા અર્થકી કહેતાં સર્વ અર્થની સાંભળતાની વારમાં સર્વ પ્રતીતિ કહેતાં જ્ઞાન પુરૂષને થાય એવી જે ઈશ્વરની ઇચ્છા, તેને ન્યાયશાસ્ત્રમાં શક્તિ કહે છે. ૧૯

### ૪૧૧ સ્વરીતિ શક્તિ લક્ષણ.

**अर्ध-शंकरछंद.**

**सामर्थ्य पदकी शक्ति जानहु, वेदमतअनुसार ।**
**सो वह्निमें जिम दाहकी, है शक्ति त्यूं निर्धार ॥**

**શબ્દાર્થ**—વેદ મતને અનુસારે જે સામર્થ્ય, તે શબ્દની શક્તિ રૂપ જાણો. જેમકે અગ્નિમાં દાહરૂપી જે સામર્થ્ય છે, તે તેની શક્તિ કહેવાય છે. ૨૦

**વિવરણ**—ઘટપદનો શ્રોતાને કળશરૂપ અર્થનું જ્ઞાન કરવા ઘટપદમાં જે સામર્થ્ય, તે ઘટપદમાં શક્તિ છે. તેમજ ઘટપદનું શ્રોતાને વસ્ત્રરૂપ અર્થનું જ્ઞાન કરવા જે પટ શબ્દમાં સામર્થ્ય, તે પટ શબ્દમાં શક્તિવૃત્તિ છે. આવું સર્વ શબ્દમાં જાણી લેવું. દૃષ્ટાંત તરીકે જેમ અગ્નિમાં પોતાસાથે મળતાં વસ્તુનો દાહ કરવાની સામર્થ્યરૂપ શક્તિ છે, તેમ શ્રોતાનું કર્ણ સાથે મળતાં વસ્તુનું જ્ઞાન કરવામાં જે પદવિશે સામર્થ્ય, તે શક્તિ કહેવાય છે. ( સમર્થપણાનું જે જ્ઞાન, તે સામર્થ્ય કહેવાય છે. આને સામર્થ્ય કહે છે, બળ કહે છે તથા

જોર પણ કહે છે ). જેમકે અગ્નિમાં દાહની શક્તિ છે, તેમ જળમાં ભીના કરવાની, તૃષા દૂર કરવાની તથા વસ્તુને એકઠા કરવાનું જે સામર્થ્ય છે, તે શક્તિ કહેવાય છે. આ રીતે સર્વ પદાર્થમાં પોતપોતાનું કાર્ય કરવાનું સામર્થ્ય છે, તે જ શક્તિ છે, એમ વેદનો સિદ્ધાંત છે. તેને નિર્ધાર કહેતાં તું નિશ્ચય કર તથા ન્યાયની રીતિ તારે ત્યાગ કરવા યોગ્ય છે.

૪૧૨ પ્રશ્નઃ—વર્ણસમુદાયમાં જુદી શકિત નથી, માટે ઈશ્વર ઇચ્છા શક્તિ રૂપે છે.

शंकरछंद ।

ननु वह्निमैं नहिं शक्ति भासै, वह्नि बिन कछु और।
है हेतुता जो दाहकी, सो वह्निमैं तिहि ठौर ॥
इम पदनहूंमैं वर्णबिन कछु, शक्ति भासत नाहिं।
या हेतुतैं जो ईशइच्छा, शक्ति सो महिमाहिं ॥२१॥

શિષ્ય કહે છે—શબ્દાર્થ—વહ્નિમાં શક્તિનો ભાસ હોતો નથી. વહ્નિ વિના તેમાં બીજું કાંઇ હોતું નથી. વહ્નિમાં જે દાહની શક્તિ રહેલી છે તેજ પ્રમાણે પદોમાં પણ વર્ણવિના બીજો કોઇ શક્તિનો ભાસ નથી. તેથી તેજ પ્રમાણે ઇશ્વરની ઈચ્છારૂપ જે શક્તિ, તેજ મારી બુદ્ધિમાં પણ ભાસે છે. ૨૧

વિવરણ—નનુ શબ્દ સંદેહનો વાચક છે. વહ્નિમાં તેના સ્વરૂપથી જુદી શક્તિ ભાસૈ કહેતાં પ્રતીત થતી નથી. વળી પૂર્વે કહેલ દાહના હેતુરૂપ વહ્નિમાં જે સામર્થ્ય, તે જ વહ્નિમાં શક્તિરૂપે છે, એમ બની શકે નહિ. કારણકે દાહની હેતુતા કહેતાં જનકતા—કારણપણું કેવળ વહ્નિમાં જ છે. અપ્રસિદ્ધ સામર્થ્ય વહ્નિમાં માની તેમાં હેતુતા માનવાનું તથા

પ્રસિદ્ધ વહ્નિમાં હેતુતાનો ત્યાગ કરવાનું કાંઇપણ પ્રયોજન નથી. જેમ દૃષ્ટાંતમાં શક્તિ સંભવતી નથી, તેજ પ્રમાણે પદમાં પણ વર્ણના સમુદાયરૂપ જે પદનું સ્વરૂપ, તેથી જુદી શક્તિનો ભાસ થતો નથી તથા તેનું પ્રયોજન પણ હોતું નથી. આ હેતુથી ઇશ્વરની ઇચ્છારૂપ જે ન્યાયની રીતિવડે શક્તિ, તેજ મારી બુદ્ધિવિશે ભાસે છે.

## ૪૧૩ સિદ્ધાંતવડે અગ્નિ આદિમાં દાહાદિક કાર્યના સામર્થ્યરૂપ શકિતનું પ્રતિપાદન.

### शंकरछंद.

प्रतिबंध होते वह्नितें नहिं, दाह उपजे अंग ।
उत्तेजक रु जब धरे तब, फिरि दहे वह्नि स्वसंग ॥
व्है वह्निमें जो हेतुता, तौ दाह व्है सबकाल ।
जो नशै उपजैवह्नि होते, हेतु शक्ति सु बाल ॥२२॥

ગુરૂ કહે છે—શબ્દાર્થ—હે અંગ અર્થાત્ હે પ્રિય! પ્રતિબંધ થવાથી વહ્નિથી દાહ ઉત્પન્ન થતો નથી. છતાં વહ્નિની સમીપ ઉત્તેજક પદાર્થ ધરવાથી વહ્નિ પોતાના સંગને મેળવીને ફરી દહનને ઉત્પન્ન કરે છે. વહ્નિમાં જો કારણપણું હોય તો તે સર્વ સમયે દાહ કરે છે. હે બાલ! વહ્નિ હોવા છતાં પ્રતિબંધવડે જે નાશને પ્રાપ્ત થાય તથા ઉત્તેજક સમીપ હોવાથી વૃદ્ધિને પામે, તે વહ્નિની તે શકિત દાહના હેતુરૂપ છે.

વિવરણ—હે અંગ અર્થાત્ પ્રિય! પ્રતિબંધના હોવાથી અગ્નિથી દાહ થતો નથી; પણ જો ઉત્તેજક સમીપ ધરવામાં આવે તો સ્વસંગ કહેતાં અગ્નિવડે મળેલો જે પદાર્થ, તેનો દાહ પ્રતિબંધ હોવા છતાં પણ થાય છે. જો શક્તિ વિના

કેવળ અગ્નિને દાહની હેતુતા હોય તો સર્વ કાળ કહેતાં ઉત્તેજક સહિત પ્રતિબંધ કાળ તથા પ્રતિબંધ રહિત કાળની માફક ઉત્તેજક રહિત પ્રતિબંધ કાળમાં પણ દાહ થવો જોઈએ. કારણ કે દાહના હેતુરૂપ કેવળ અગ્નિ તે કાળમાં છે તથા સ્વગતમાં આ દોષ નથી. કારણકે સ્વગતમાં અગ્નિની શક્તિ અથવા શક્તિ સહિત અગ્નિ દાહના હેતુરૂપ છે. પણ કેવળ અગ્નિ નહિ. જ્યાં પ્રતિબંધ છે ત્યાં જો કે પ્રતિબંધવડે અગ્નિનો નાશ અથવા તિરોધાન ન પણ થાય; છતાં અગ્નિની શક્તિનો નાશ અથવા તિરોધાન થાયછે; માટે દાહના હેતુરૂપ શક્તિ અથવા શક્તિ સહિત અગ્નિનો અભાવ થવાથી દાહ થતો નથી. જે સ્થાનમાં પ્રતિબંધની સમીપ ઉત્તેજક આવેલો છે, તે સ્થાનમાં પ્રતિબંધે અગ્નિની શક્તિનો નાશ અથવા તિરોધાન કીધો; પરંતુ ઉત્તેજકે ફરી શક્તિની ઉત્પત્તિ અથવા પ્રાદુર્ભાવ કર્યો છે; માટે પ્રતિબંધના હોવા છતાં પણ ઉત્તેજકના માહાત્મ્યથી દાહની હેતુરૂપ શક્તિ અથવા શક્તિ સહિત અગ્નિ હોવાથી દાહ થાય છે. ચોથા ચરણનો અર્થ નીચે પ્રમાણે છેઃ—હે બાલ ! અજ્ઞાન તત્વ જે નસૈ કહેતાં પ્રતિબંધવડે નાશને પ્રાપ્ત થાય તથા ઉત્તેજકવડે વૃદ્ધિને પામે તો શક્તિ દાહના હેતુરૂપ છે. કાર્યનો જે વિરોધી, તે પ્રતિબંધક કહેવાયછે તથા પ્રતિબંધક હોવા છતાં કાર્યનો જે સાધક, તે ઉત્તેજક કહેવાય છે. અગ્નિને સ્થાને પ્રતિબંધ તથા ઉત્તેજક મણિમંત્ર ઔષધ છે. જે મણિ અથવા મંત્ર અથવા ઔષધિના સમીપપણાવડે દાહ થતો નથી, તે પ્રતિબંધક તથા જે મણિમંત્ર ઔષધિના સમીપપણાથી પ્રતિબંધક હોવા છતાં દાહ થાય, તે ઉત્તેજક છે.

ટીકા—મણિમંત્રઃ—અહિ પ્રતિબંધરૂપ જે મણિમંત્ર રૂપી ઔષધ છે તથા તેવડે અગ્નિની દાહ કરવાની શક્તિનો નાશ અથવા જે તિરોધાન થાય છે તેમજ ઉત્તેજકરૂપ જે મણિમંત્ર ઔષધ છે તે વડે જે અગ્નિની શક્તિની ઉત્પત્તિ અથવા પ્રાદુર્ભાવ થાય છે, તે અન્યજ્ઞાનવિશે પ્રસિદ્ધ છે.

### ૪૧૪ ગુરૂનું વાક્ય.

### अर्धशंकरछंद.

**शिषरीति यह सब वस्तुमें तूं, शक्ति लेहु पिछानि ।**
**बिन शक्ति नहिं कछु काज होवै, यहै निश्चय मानि ॥**

શબ્દાર્થ—હે શિષ્ય ! આ પ્રમાણે સર્વ વસ્તુમાં તું શક્તિને જાણ. શક્તિ વિના કાંઇપણ કાર્ય થતું નથી, એમ તું નિશ્ચય કરીને માન. ૨૩

વિવરણ—હે શિષ્ય ! વહ્નિની માફક જળ આદિ સર્વ પદાર્થમાં તું શક્તિ જાણ. શક્તિ વિના કોઇપણ વસ્તુવડે કોઇ કાર્ય થતું નથી. પૂર્વે શિષ્યે જે પ્રશ્ન કર્યો હતો કે શક્તિ વહ્નિથી ભિન્ન પ્રતીત થતી નથી, તેનું સમાધાન કહેવા આ અર્ધ શંકર છંદ વડે શક્તિનો અનુભવ નીચે પ્રમાણે દર્શાવ્યો છે.

### अर्धशंकरछंद.

**अब शक्ति यामें है नहीं वह, शक्ति उपजी और ।**
**यह शक्तिको परसिद्ध अनुभव, लोपि है किस ठौर ॥**

શબ્દાર્થ—તે શક્તિ આમાં નથી. બીજી શક્તિ તેને વિશે ઉત્પન્ન થઇ. આ રીતની શક્તિનો પ્રસિદ્ધ અનુભવનો કેવી રીતે લોપ થાય ? ૨૪

વિવરણ—જેમકે કેરીની ખટાશ ગઈ તથા તેમાં મીઠાશ આવી, એવો કેરીમાં સર્વને પ્રસિદ્ધ અનુભવ થાય છે, એ અનુભવનો નાશ કેવી રીતે થઈ શકે? આ રીતે સિદ્ધાંતની રીતિવડે શક્તિનું સ્વરૂપ તથા શક્તિમાં પ્રમાણ નિરૂપણ કર્યું.

### ૪૧૫ અન્ય મતની શક્તિનું ખંડન.

### अर्धशंकरछंद.

**जो शक्ति इच्छा ईशकी सो पदनके न नजीक ॥**
**मत न्यायको अन्याय या विधि,शक्ति जानि अलीक॥**

શબ્દાર્થ—ઈશ્વરની જે ઇચ્છા શક્તિ છે, તે પદની સમીપ હોઇ શકે નહિ. ન્યાયનો આ પ્રમાણેનો સિદ્ધાંત કેવળ અન્યાયરૂપે છે; માટે પદની શક્તિ કહેવી, એ જૂઠું છે. ૨૫

વિવરણ—ઈશ્વરની ઈચ્છારૂપ જે પદ શક્તિ કહી, તે બની શકે નહિ. કારણ કે ઇશ્વરની ઇચ્છા તે ઈશ્વરના ધર્મરૂપ છે, તેથી તે ઇશ્વરમાં રહે છે. ઇચ્છા પદની શક્તિ રૂપે છે, એમ પણ કહેવું બની શકે નહિ. જો પદનો ધર્મ શક્તિ હોય તો પદની શક્તિ કહેવી બની શકે, માટે પદના સામર્થ્ય રૂપજ પદની શક્તિ છે. ઈશ્વરની ઇચ્છા જે પદની નજીક નથી, તે ઇચ્છા પદની શક્તિરૂપે છે, એમ કહેવું બની શકે નહિ. આથી તે જૂઠું છે.

ટીકા:—ઇશ્વરની ઇચ્છા:-ઇશ્વરના ધર્મ રૂપ છે માટે તે ઇચ્છા ઈશ્વરને આશ્રિત હોવાથી ઇશ્વરની શક્તિરૂપ છે. આ ઇચ્છા ઘટપટાદિકના ધર્મરૂપ નથી, માટે પદની સમીપ પણ નથી. માટે પદના અસંબંધવાળી હોવાથી તે પદની શક્તિરૂપે નથી. જેમકે કુંભારને ઘટ કરવાની ઇચ્છા છે, તે કુંભારનો ધર્મ છે.

પણ તે કંઇ ઘટનો ધર્મ નથી. તેમજ આ ઘટપદનો આ કળશરૂપ અર્થ થાય, એવા સંકલ્પપૂર્વક જે ઇશ્વરની ઇચ્છા છે, તે ઇશ્વરના આશ્રિત ધર્મરૂપે છે, માટે તે ઇશ્વરની શક્તિ છે. પણ પદના ધર્મરૂપે નથી. માટે તે પદની શક્તિ જાણવી નહિ.

## ૪૧૬ વૈયાકરણની રીતિવાળું શક્તિલક્ષણ.

### अर्धशंकरछंद.

योग्यता जो अर्थकी पदमाहिं शक्ति सु देखि ।
युं कहत वैय्याकरणभूषक, कारिका हरि लेखि ॥

શબ્દાર્થ—જે અર્થનું યોગ્યપણું પદમાં છે તે શક્તિરૂપે છે એમ તું જાણ. આ પ્રમાણે વૈયાકરણ ભૂષણપર રચેલી હરિ કારિકામાં કહેલું છે. ૨૬

વિવરણ—પદમાં જે અર્થની યોગ્યતા કહેતાં અર્થના જ્ઞાનનું હેતુપણું, તે પદમાં શક્તિરૂપ છે. જેમ ઘટપદમાં કળશરૂપ અર્થના જ્ઞાનની હેતુતારૂપ યોગ્યતા છે, તે જ શક્તિરૂપે છે. આ રીતે વૈયાકરણ ભૂષણ ગ્રંથમાં હરિની કારિકા પ્રમાણ ગણી શક્તિ કહી છે અથવા તો વૈયાકરણની ભૂષણરૂપ કહેતાં ઉત્તમ વૈયાકરણમાંથી હરિની કારિકા કહેતાં શ્લોકને જોઇને આ કહેવામાં આવ્યું છે.

ટીકા:—હરિની કારિકા:-કહેતાં હરિ પંડિતે રચેલ ૭૦૦ શ્લોકનો વ્યાકરણનો ગ્રંથ છે. આ પ્રમાણને ગણી વૈયાકરણ ભૂષણ નામના ગ્રંથમાં શક્તિ કહી છે. આ વૈયાકરણના ભૂષણકારનો મત છે તથા મંજુષા ગ્રંથમાં યોગભાષ્યની રીતિવડે વાચ્ય વાચક ભાવનો મૂળ રૂપ, જે પદાર્થનો તાદાત્મ્ય સંબંધ, તેને શક્તિ માની છે. આ શક્તિ યોગના મત પ્રમાણે માનેલ છે.

## ૪૧૭ વૈયાકરણ રીતિની શકિતનું ખંડન.

### सार्धशंकरछंद.

सुन शिष्य वैय्याकरणमतमैं प्रबलदूषण एक ।
सामर्थ्य पदनैं है न वा यह, पूछि ताहि विवेक ॥
भाषैं जु है तौ शक्ति मानहु, ताहि लोकप्रसिद्ध ।
कहि नाहिं जो असमर्थपदसो, योग्य व्है यहसिद्ध ॥
असमर्थ है पद अर्थ योग्य रु; कहतही सविरोध ।
जो और दूषण देखनो तौ ग्रंथदर्पणशोध ॥२८॥

શબ્દાર્થઃ–ગુરૂ કહે છે–હે શિષ્ય ! વૈયાકરણ મત પ્રમાણે આ રીતનું એક દૂષણ સાંભળી કોઇ વિવેકયુક્ત થઈ એમ પૂછે કે, પદમાં સામર્થ્ય છે કે નથી ? પદમાં સામર્થ્ય છે એમ જો કહે તો તેને લોક પ્રસિદ્ધ શક્તિરૂપે માનવી. પણ જો એમ કહે કે, પદમાં સામર્થ્ય નથી તો પદ અસમર્થ છે, એમ યોગ્ય છે. હવે પદ અસમર્થ છે તેને અર્થ યોગ્ય કહીએ તો તેમાં વિરોધ આવે છે. આ સિવાય પદને અસમર્થ કહેવામાં જે બીજાં દૂષણો છે, તે ગ્રંથ દર્પણ નામના ગ્રંથમાં જોઈ લેવા. ૨૭–૨૮

વિવરણ—હે શિષ્ય ! અર્થ જ્ઞાનની હેતુતારૂપ યોગ્યતાને જેઓ શક્તિરૂપે માને છે, તેને નીચે પ્રમાણે પૂછવું કે, તારા મત પ્રમાણે શું પદમાં સામર્થ્ય છે કે નથી ? જો પ્રથમ પક્ષ કહે તો આપણા મતની શક્તિ બળવડે સિદ્ધ થાય છે તથા જે તું કહે છે, તે લોક પ્રસિદ્ધ શક્તિને જ તું માન અર્થાત્ જો વૈયાકરણી એમ કહે કે, પદમાં સામર્થ્ય છે તો લોકમાં પ્રસિદ્ધ જે સામર્થ્યરૂપ શક્તિ છે, તે પદમાં પણ માનવી; પદમાં

અર્થજ્ઞાનની જનકતારૂપ યોગ્યતાને શક્તિરૂપે તું માન નહિ. આ બાબતનો અભિપ્રાય નીચે પ્રમાણે છેઃ— જે પદમાં સામર્થ્ય અંગીકાર કરીએ, તેને સામર્થ્યવડે ભિન્ન રૂપ શક્તિનું માનવું યોગ્ય નથી. પણ સાર્થ્યરૂપજ શક્તિ છે, એમ માનવું યોગ્ય છે. કારણ કે સામર્થ્ય, બળ, જોર તથા શક્તિ આ ચારે નામો એક વસ્તુનાં જ છે. જોરથી રહિત પુરૂષને લોકો કહે છે કે, આ તો સામર્થ્યથી રહિત છે, બળથી રહિત છે અથવા શક્તિથી રહિત છે. તેમ જ સેકેલાં અન્નને અન્નના સંબંધમાં કહે છે કે, આનામાં અંકુરની ઉત્પત્તિનું સામર્થ્ય નથી, બળ નથી, શક્તિ નથી, જોર નથી. આ રીતે સામર્થ્ય તથા શક્તિની એકતા લોકમાં પ્રસિદ્ધ છે. વળી વહ્નિમાં પણ સામર્થ્યરૂપ શક્તિ નિર્ણય કરેલી છે માટે પદમાં સામર્થ્યરૂપ શક્તિ માનવી યોગ્ય છે. વળી પદમાં સામર્થ્ય માની તેથી ભિન્ન યોગ્યતાને શક્તિ કહેવાથી લોકપ્રસિદ્ધિના વિરોધ વિના બીજું કાંઈપણ ફળ નથી. કેવળ લોક પ્રસિદ્ધિનો વિરોધ, એજ તેનું ફળ છે.

૪૧૮ જો કોઇ એમ કહે કે, સામર્થ્યને અમે યોગ્યતા કહીએ છીએ તો પણ અમારોજ મત સિદ્ધ થાય છે. જો કોઇ એમ કહે કે, અમે સામર્થ્ય અંગીકાર કરીએ તો સામર્થ્યરૂપ શક્તિ પદમાં સંભવે, પણ સામર્થ્યને અમે અંગીકાર કરતા નથી. માટે અર્થ જ્ઞાનની જનકતારૂપ યોગ્યતા એજ પદમાં શક્તિ છે, એમ કોઇ કહે તો તેને પૂછવું કે, સામર્થ્યનો અભાવ કેવળ પદમાંજ અંગીકાર કર્યો છે કે વહ્નિ આદિક સર્વ પદાર્થમાં સામર્થ્યનો અભાવ અંગીકાર કર્યો છે. જો બીજો પક્ષ કહે તો વહ્નિ આદિક પદાર્થમાં સામર્થ્યરૂપ શક્તિના પ્રતિપાદનમાં કહેવાયલી જે યુક્તિ છે, તેથી તેનું ખંડન થાય છે.

પ્રથમ પક્ષ જો કહે તો તેમાં બીજા પક્ષમાં કહેલો દોષ જો કે નથી લાગતો. કારણ કે વહ્નિ આદિક સર્વ પદાર્થમાં સામર્થ્યરૂપ જે શક્તિ નહિ માનીએ, તે પ્રતિબંધકથી દાહનો અભાવ બને નહિ. આ બીજા પક્ષમાં દોષ છે; પણ તે દોષ પ્રથમ પક્ષમાં નથી. કારણ કે વહ્નિ આદિ સર્વ પદાર્થમાં સામર્થ્યરૂપ શક્તિ છે; માટે પ્રતિબંધકથી દાહના અભાવનો અસંભવ નથી; પરંતુ પદમાં અર્થ જ્ઞાનની જનકતારૂપ યોગ્યતાવડે ભિન્ન સામર્થ્યરૂપ શક્તિ હોતી નથી; પણ પદમાં અર્થની યોગ્યતારૂપ શક્તિ હોય છે. આ પ્રથમ પક્ષ છે. તેમાં પ્રતિબંધકવડે દાહનો અસંભવરૂપ દોષ નથી, છતાં પદમાં પણ વહ્નિની માફક સામર્થ્યનો અંગીકાર અવશ્ય કરવો જોઈયે, એમ પ્રતિપાદન કરે છે. नाही जो असमर्थ ત્યાંથી सविरोध સૂધીના પદનો અર્થ નીચે પ્રમાણે છે:—

અર્થ नाही કહેતાં પદમાં સામર્થ્યનો અંગીકાર ન હોય તો પછી જે અસમર્થ પદ, તે યોગ્ય કહેતાં અર્થજ્ઞાનનો જનક થાય. આવરણ સિદ્ધ કહેતાં નિશ્ચયરૂપ છે. પણ તે અસંગત છે. કારણ કે પદ અસમર્થ છે તથા અર્થ યોગ્ય કહેતાં અર્થ જ્ઞાનનો જનક છે. આ વાક્ય નપુંસકનું વીર્ય અમોઘ ( સફળ ) છે, એ વાકયની માફક કહેવામાંજ વિરોધ આવે છે. અર્થાત્ વિરોધયુક્ત છે. સામર્થ્ય સહિતનો અર્થ સમર્થ થાય છે તથા સામર્થ્યથી રહિતનો અર્થ અસમર્થ થાય છે. અસમર્થ વડે કોઇ કાર્ય થતું નથી, એમ લોકમાં પ્રસિદ્ધ છે. માટે અસમર્થ પદવડે અર્થનું જ્ઞાનરૂપ કાર્ય બને નહિ. જેથી પદમાં સામર્થ્ય માનવું યોગ્ય છે. જ્યારે પદમાં. સામર્થ્ય અંગીકાર કર્યું ત્યારે શક્તિ પણ પદમાં સામર્થ્યરૂપે માનવી યોગ્ય છે. આ રીતે અર્થ જ્ઞાનની જનકતારૂપ યોગ્યતા

પદમાં શક્તિરૂપે નથી, પણ સામર્થ્ય રૂપજ શક્તિ છે. જો વૈયાકરણ મત પ્રમાણે બીજું દૂષણ જોવું હોય તો શક્તિના નિરૂપણ સંબંધી પ્રકરણમાં દર્પણ ગ્રંથને વિશે જુવો. દૂષણ કિલષ્ટ હોવાથી દર્પણમાં કહેલું દૂષણ અહિ જણાવ્યું નથી.

ટીકાઃ—સેકેલા બીની માફક સામર્થ્ય હીન પદમાં અર્થ જ્ઞાનની જનકતાના અભાવથી તે યોગ્યતા પદમાં શક્તિરૂપ નથી; પણ તે યોગ્યતા જે સામર્થ્યવડે થાય છે, તે સામર્થ્યજ લોકપ્રસિદ્ધ શક્તિરૂપ છે.

### ૪૧૯ ભટ્ટરીતિ શકિતનું લક્ષણ.

## अर्धशंकरछंद.

**संबंध पदको अर्थसैं तादात्म्य शाक्ति सुवेद ।**
**इम भट्टके अनुसारि भाषत, ताहि भेदाभेद ॥२९॥**

શબ્દાર્થ—પદનો અર્થની સાથે જે તાદાત્મ્ય સંબંધ, તે ભટ્ટ મતને અનુસાર શક્તિરૂપે કહેલી છે, એમ તું જાણ. આ તાદામ્યને ભેદાભેદરૂપ કહે છે. ૨૯

વિવરણ—પદનો અર્થવડે જે તાદત્મ્ય સંબંધ, તેને ભટ્ટને અનુસારે શક્તિ કહી છે. તે શક્તિને તું જાણ. આ તાદાત્મ્યને ભેદાભેદ રૂપ કહે છે. તેનો અભિપ્રાય એ છે કે, અગ્નિપદના અંગાર અર્થવડે અત્યંત ભેદ નથી. જો અત્યંત ભેદ હોય તો જેમ અગ્નિ પદવડે અત્યંત ભિન્ન જળ આદિ છે, તેની અગ્નિ પદવડે પ્રતીતિ થતી નથી, તેમ અગ્નિ પદવડે અંગારરૂપ અર્થની પ્રતીતિ થશે નહિ. પદથી અત્યંત ભિન્ન અર્થની પ્રતીતિ કદીપણ હોઇ શકે નહિ. જેમ પદનો પોતાના

અર્થ સાથે અત્યંત ભેદ નથી, તેમ અત્યંતઅભેદ પણ નથી. જો વાચ્ય વાચકનો અત્યંત અભેદ હોય તો જેમ અગ્નિપદનું વાચ્ય અંગારાવડે મુખનો દાહ થાય છે, તેમ અંગારાના વાચક અગ્નિપદના ઉચ્ચારણવડે મુખનો દાહ થવો જોઇએ. પણ પદના ઉચ્ચારણથી દાહ થતો નથી, માટે અત્યંત અભેદ પણ નથી. અગ્નિ પદના અંગારરૂપ અર્થવડે ભેદ યુક્ત અભેદ છે. ભેદ હોવાથી દાહ થતો નથી તથા અભેદ હોવાથી અગ્નિપદથી જળ આદિની માફક અંગારની પ્રતીતિનો અસંભવ પણ નથી. જેમ અગ્નિપદના અંગારરૂપ અર્થવડે ભેદ સહિત અભેદ છે, તેમ ઉદક, વન, જળ, દક તથા જીવન પદોનો પાણી રૂપ અર્થની સાથે ભેદ સહિત અભેદ છે. જો અત્યંત ભેદ હોય તો જેમ ઉદક આદિ પદથી અત્યંત ભિન્ન જે અગ્નિ આદિ છે, તેની ઉદક આદિ પદથી પ્રતીતિ થતી નથી. તેમ પાણીરૂપ અર્થની પણ ઉદક આદિ પદથી પ્રતીતિ થશે નહિ. માટે અત્યંત ભેદ નથી. વળી અત્યંત અભેદ પણ નથી. જો અત્યંત અભેદ હોય તો જેમ પાણીથી મુખમાં શીતળતા થાય છે તેમ ઉદક આદિ પદના ઉચ્ચારણથી પણ મુખમાં શીતળતા થવી જોઈએ. પણ પદથી શીતળતા થતી નથી, માટે અત્યંત અભેદ નથી. પણ ભેદ સહિત અભેદ હોવાથી બેઉ દોષરૂપ નથી. આ રીતે સર્વત્ર પોતપોતાના વાચ્યથી વાચક પદનો ભેદ સહિત અભેદ છે. ભેદ સહિત અભેદનેજ ભટ્ટને અનુસારે તાદાત્મ્ય સંબંધ કહે છે તથા ભેદાભેદ કહે છે. આ ભેદાભેદરૂપ તાદાત્મ્ય સંબંધજ સર્વ પદમાં પોતપોતાના અર્થની શક્તિરૂપ છે. પણ તાદાત્મ્ય સંબંધથી જૂદી. સામર્થ્યરૂપ શક્તિ નથી. આ રીતે ભેદાભેદમાં યુક્ત કહી.

૪૨૦ હવે પ્રમાણ કહે છે.

## अर्धशंकरछंद.

"यह ॐ अक्षर ब्रह्म है" यूं कहत वेद अभेद ॥
पुनि वाणिमें पद अर्थ बाहरि, देखियत यह भेद ॥

શબ્દાર્થ—આ ૐકાર અક્ષર બ્રહ્મરૂપ છે. તે અભેદરૂપ છે, એમ વેદ કહે છે. વળી પદ વાણીની અંદર તથા અર્થ વાણીથી બહાર પ્રતીત થાય છે. આ રીતનો ભેદ જોવામાં આવે છે. ૩૦

વિવરણઃ—માંડૂક્ય આદિ વાક્યમાં ૐ અક્ષર બ્રહ્મરૂપ છે, એમ કહ્યું છે. તેમાં વ્યાકરણની રીતિ પ્રમાણે પ્રકાશરૂપ સર્વનું રક્ષણ કર્તા ૐ અક્ષરનો અર્થ છે, એવો બ્રહ્મ છે. માટે ૐ અક્ષર બ્રહ્મનો વાચક છે તથા બ્રહ્મ વાચ્ય છે. જો વાચ્યવાચકનો આપસમાં અત્યંત ભેદ થાય તો વાચક ૐકાર અક્ષરનો તથા વાચ્ય બ્રહ્મમાં માંથક્ય આદિમાં અભેદ કહ્યો નથી. વળી ૐ અક્ષર બ્રહ્મરૂપ છે. આ રીતે અભેદ કહ્યો છે. માટે વાચ્યવાચકના અભેદમાં વેદવચન પ્રમાણરૂપ છે. સર્વ લોકની પ્રતીતિવડે વાચ્યવાચકનો ભેદ સિદ્ધ છે. કારણકે અગ્નિ આદિ પદ વાણીમાં છે તથા અંગારાદિ તેનો અર્થ વાણીથી બહાર ચૂલા આદિમાં છે. તેમ ૐકાર અક્ષર રૂપ પદ વાણીમાં છે તથા તેનો અર્થ બ્રહ્મ વાણીમાં નથી, પણ વાણીથી બહાર કહેતાં પોતાના મહિમામાં છે. જોકે બ્રહ્મ વ્યાપક છે, માટે વાણીમાં બ્રહ્મનો અભાવ નથી, છતાં બ્રહ્મમાં વાણી છે તથા વાણીમાં બ્રહ્મ નથી. આ રીતે સર્વ લોકને પદ વાણીમાં તથા અર્થ વાણીથી બહાર પ્રતીત થાય છે. માટે પદનો તથા અર્થનો

ભેદ લોકમાં પ્રસિદ્ધ છે. આ રીતે વાચ્ય વાચકના ભેદમાં સર્વ લોકનો અનુભવ પ્રમાણરૂપ છે. વળી તેના અભેદમાં વેદવચન પ્રમાણરૂપ છે. માટે પદનો અર્થની સાથે ભેદાભેદરૂપ તાદાત્મ્ય સંબંધ અપ્રમાણરૂપ નથી, પણ પ્રમાણસિદ્ધ છે.

**ટીકાઃ**-વાણીમાં બ્રહ્મ નથી:—જો ન્યૂન દેશમાં હોય તો વ્યાપ્ય કહેવાય છે તથા જો અધિક દેશમાં હોય તો વ્યાપક કહેવાય છે. જેમ ઘટ ન્યૂન દેશમાં હોવાથી વ્યાપ્ય છે તથા આકાશ અધિક દેશમાં હોવાથી વ્યાપક છે. જે વ્યાપ્ય હોય તે વ્યાપકની અંદર રહે છે તથા જે વ્યાપક હોય તે વ્યાપ્યથી બહાર રહે છે. જેમકે ઘટ આકાશની અંદરજ છે તથા આકાશ ઘટની બહાર પણ છે. તેમ વાણી બ્રહ્મથી ન્યૂન દેશમાં છે, માટે વ્યાપ્ય હોવાને લીધે બ્રહ્મની અંદર છે તથા બ્રહ્મ વાણીથી અધિક દેશમાં છે, માટે વ્યાપક હોવાને લીધે વાણીથી બહાર પણ કહેવાય છે.

## ૪૨૧ પ્રસંગથી અન્ય સ્થાનમાં પણ ભેદાભેદ તાદાત્મ્ય સંબંધ દર્શાવે છે.

## अर्धशंकरछंद.

**जो गुण गुणी औ जाति व्यक्ती, क्रिया अरु तद्वान ।**
**संबंध लखितादात्म्यइनको, कार्यकारण सान ॥३॥**

**શબ્દાર્થ**—જે ગુણ ગુણી જાતિ વ્યક્તિ, ક્રિયા તથા તે ક્રિયાવાળા છે, તે સર્વ પદાર્થનો તાદાત્મ્ય સંબંધ તું જાણ અને કાર્ય કારણ તે ગુણ ગુણાદિકમાં મેળવ. ૩૧

**વિવરણ**—રૂપ રસ ગંધાદિક ગુણ છે. તેને આશ્રય ગુણી કહેવાય છે. જેમકે રૂપ આદિકના આશ્રય રૂપ ગુણી છે અને માંહે રહેલો જે એક ધર્મ છે, તે જાતિ કહેવાય છે. જેમકે

સર્વ બ્રાહ્મણશરીરમાંહે એક બ્રાહ્મણત્વ છે, સર્વ શૂદ્રમાં શૂદ્રત્વ છે તથા સર્વ જીવમાં જીવત્વ છે. પુરૂષમાં પુરૂષત્વ છે. સર્વ ઘટમાં ઘટત્વ છે. જેને લોકમાં બ્રાહ્મણપણું, શૂદ્રપણું, જીવપણું, પુરૂષપણું તથા ઘટપણું કહે છે, તે જ બ્રાહ્મણાદિ શરીરમાં બ્રાહ્મણત્વાદિ જાતિ છે. જાતિના આશ્રયરૂપ જે બ્રાહ્મણાદિક, તે વ્યક્તિ કહેવાય છે. ગમન તથા આગમન આદિ ક્રિયા કહેવાય છે; તથા તદ્વાન કહેતાં તે ક્રિયાવાળા અર્થાત્ તે ક્રિયાના આશ્રયરૂપે. આટલા પદાર્થના તાદાત્મ્ય સંબંધ છે, એમ લખી કહેતાં તું જાણ. વળી કાર્ય કારણને સાન કહેતાં ગુણગુણી આદિકમાં મેળવ. આનો અભિપ્રાય એ છે કે, કારણ કાર્યનો ગુણગુણીની માફક તાદાત્મ્ય સંબંધ છે. ગુણનો તથા ગુણીનો પોતપોતામાં તાદાત્મ્ય સંબંધ છે. જાતિ તથા વ્યક્તિનો પોતપોતામાં તાદાત્મ્ય સંબંધ છે, તેમ ક્રિયા તથા ક્રિયાવાનનો તાદાત્મ્ય સંબંધ છે. કારણનો તથા કાર્યનો પણ તાદાત્મ્ય સંબંધ છે. તાદાત્મ્યનો અર્થ ભેદ સહિત અભેદ થાય છે. જો કે નિમિત્ત કારણનું તથા કાર્યનું ભેદાભેદરૂપ તાદાત્મ્ય નથી, પણ અત્યંત ભેદ છે. છતાં ઉપાદાન કારણનો તથા કાર્યનો ભેદાભેદરૂપ તાદાત્મ્ય સંબંધ છે. જેમકે ઘટનું નિમિત્ત કારણ કુંભાર દંડાદિક છે. તેનો ઘટરૂપ કાર્યથી અત્યંત ભેદ છે. પરંતુ ઉપાદાન કારણરૂપ મૃત્તિકા પિંડનો તથા ઘટકાર્યનો ભેદ સહિત અભેદ છે. જો મૃત્તિકા પિંડથી ઘટ અત્યંત ભિન્ન હોય, તો જેમ મૃત્તિકા પિંડથી અત્યંત ભિન્ન તેલની ઉત્પત્તિ થતી નથી, તેમ ઘટની પણ ઉત્પત્તિ થશે નહિ. વળી ઉપાદાન કારણનો કાર્યથી અત્યંત ભેદ હોય નોપણ મૃત્ પિંડવડે ઘટની ઉત્પત્તિ થાય નહિ. કારણ કે પોતાના સ્વરૂપે ફરી પોતાની ઉત્પત્તિ થાય નહિ. માટે ઉપાદાન કારણનો કા-

યેથી ભેદ સહિત અભેદ છે. માટે અભેદરૂપે છે. તેથી અત્યંત ભેદ પક્ષનો દોષ નથી તથા ભેદ હોવાથી અભેદ પક્ષનો દોષ નથી. આ રીતે ઉપાદાન કારણનું કાર્યથી ભેદાભેદ યુક્તિસિદ્ધ છે. વળી પ્રતીતિથી પણ ઉપાદાનથી કાર્યનો ભેદાભેદ સિદ્ધ છે. આ મૃત્ પિંડ છે, આ ઘટ છે, આ રીતની ભિન્ન પ્રતીતિથી ભેદ સિદ્ધ થાય છે. વળી વિચાર કરી જોઈયે તો ઘટની બહાર તથા અંદર મૃત્તિકા સિવાય બીજી કોઇ વસ્તુ પ્રતીત થતી નથી. પણ મૃત્તિકાજ પ્રતીત થાય છે. માટે અભેદ સિદ્ધ થાય છે. આ રીતે ઉપાદાન કારણનો કાર્યથી ભેદાભેદ રૂપ તાદાત્મ્ય સંબંધ છે. તેમ ગુણ તથા ગુણીનો પણ ભેદાભેદ છે. જો ઘટના રૂપનો ઘટ કરતાં અત્યંત ભેદ હોય તો જેમ ઘટથી પટનો અત્યંત ભેદ છે, તે પટ ઘટને આશ્રિત નથી, પણ સ્વતંત્ર છે. તેમ ઘટનું રૂપ પણ ઘટને આશ્રિત થશે નહિ. વળી ગુણ ગુણીનો અત્યંત અભેદ હોય, તોપણ ઘટનું રૂપ ઘટના આશ્રિત બને નહિ. કારણ કે પોતાનો આશ્રય પોતે થતો નથી. માટે ગુણ ગુણીનો ભેદાભેદ રૂપ તાદાત્મ્ય સંબંધ છે. આ યુક્તિ જાતિ વ્યક્તિ ક્રિયા તથા ક્રિયાવાળાના ભેદાભેદ રૂપ તાદાત્મ્ય સંબંધમાં જાણવી. વળી ખંડન કરવા સંબંધી જે મત છે, તેમાં અનેક યુક્તિ કહેવાનું પ્રયોજન નથી. માટે બીજી યુક્તિઓ અહિં દર્શાવી નથી.

ટીકાઃ—તાદાત્મ્યનો અર્થ ભેદ સહિત અભેદ છેઃ—ગુણ ગુણી આદિક ચાર ઠેકાણે ભટ્ટની માફક વેદાંતી પણ તાદાત્મ્ય સંબંધ માને છે. પરંતુ વેદાંત મત પ્રમાણે તાદાત્મ્ય સંબંધનું લક્ષણ ભટ્ટ મતથી વિલક્ષણ કર્યું છે. તે હવે પછી કહેવામાં આવશે. વળી આચાર સ્થળને નૈયાયિકો સમવાય સંબંધ માને છે. અહિં નિત્ય સંબંધને સમવાય સંબંધ કહે છે.

## ૪૨૨ ભટ્ટ મતનું ખંડન.

### दोहा ।

**एक वस्तुको एकमें, भेदअभेद विरुद्ध ।**
**युक्तियुक्त याते कहत, यह मत सकल अशुद्ध ॥**

શબ્દાર્થ—એક વસ્તુનો એકજ વસ્તુમાં ભેદાભેદ હોય, તે વિરૂદ્ધ છે. આથી કરીને યુક્તિ યુકત જે મત અંગીકાર કર્યો છે, તે અશુદ્ધ છે. ૩૨

**વિવરણ**—આમાં અભિપ્રાય એ છે કે, જો કે એક ઘટમાં પોતાનો અભેદ છે તથા પરનો ભેદ છે. છતાં જેનો અભેદ છે, તેનો ભેદ નથી તથા જેનો ભેદ છે તેનો અભેદ નથી. આ અભિપ્રાયથી એક વસ્તુનો ભેદાભેદ વિરૂદ્ધ કહ્યો છે. એક વસ્તુનો કહેતાં ઘટનોજ પોતાનામાં અભેદ તથા પરમાં ભેદ છે. પરંતુ જેમાં અભેદ છે તેમાં ભેદ નથી તથા જેમાં ભેદ છે તેમાં અભેદ નથી. આ અભિપ્રાયથી એક વસ્તુનો ભેદભેદ એકમાં વિરુધ્ધ કહ્યો છે. ભેદાભેદ પોતપોતાના વિરોધી છે. એક વસ્તુમાં જેનો ભેદ હોય તેનો અભેદ તથા જેનો અભેદ હોય તેનો ભેદ વિરુ છે, માટે વાચ્ય વાચક. ગુણ ગુણી, જાતિ વ્યક્તિ, ક્રિયા ક્રિયાવાન્, તથા ઉપાદાન કારણ કાર્યનો જે ભેદાભેદ રૂપ તાદાત્મ્ય અંગીકાર કર્યો, તે અશુદ્ધ છે.

**ટીકાઃ**—ભટ્ટ મતનું ખંડનઃ-જેનું શંકર દિગ્વિજયમાં કુમારિલ ભટ્ટ અથવા ભટ્ટપાદ એવું નામ જણાવ્યું છે તથા મંડન મિશ્ર અને પ્રભાકર આદિ જેના શિષ્ય થયા છે તથા જે જૈમિની કૃત પૂર્વ મીમાંસાનો વાર્તિકકાર થયો છે, તે અહી ભટ્ટ કહેવાય છે.

૪૨૩ પૂર્વ વાચ્ય વાચકનું ભેદાભેદમાં જે પ્રમાણ કહ્યું, તે વાણીમાં વાચક તથા બાહ્યરૂપે વાચ્ય, માટે ભેદ તથા શ્રુતિમાં ૐ અક્ષર બ્રહ્મ કહ્યો છે, માટે અભેદ છે. આનું સમાધાન નીચે પ્રમાણે છેઃ—

## दोहा.

**प्रणववर्ण अरु ब्रह्मको, कह्यो जु भेद अभेद ।**
**तामैं अन्यरहस्य कछु, लख्यो न भट्ट सु भेद ३३**

શબ્દાર્થઃ—ૐ અક્ષર તથા બ્રહ્મનો વેદમાં જે અભેદ કહ્યો છે, તેમાં કંઈ એક રહસ્ય રહેલ છે, પણ તે અભિપ્રાય ભટ્ટે જાણ્યો નથી. ૩૩

વિવરણઃ—પ્રણવવર્ણ કહેતાં ૐ અક્ષર તથા બ્રહ્મનો વેદમાં જે અભેદ કહ્યો છે તે વેદ વચનનું વાચ્ય વાચકના અભેદમાં તાત્પર્ય નથી, પણ તેમાં અન્ય રહસ્ય અર્થાત્ ગોપ્ય અભિપ્રાય છે. આ ભેદ અર્થાત્ અભિપ્રાય ભટ્ટે જાણ્યો નથી. જેમાં ૐ અક્ષર બ્રહ્મ કહ્યો છે તે વાક્યનો ૐ અક્ષર તથા બ્રહ્મના અભેદમાં તાત્પર્ય નથી. પણ ૐ અક્ષરની બ્રહ્મરૂપે કરી ઉપાસના કરવી, આ અર્થમાં તાત્પર્ય છે. જેનું ઉપાસના વિધાન કર્યું છે તે ઉપાસ્યના સ્વરૂપનો આ નિયમ નથી. જેવી રીતનું ઉપાસનાનું વિધાન કર્યું છે તેવુંજ ઉપાસ્યનું સ્વરૂપ હોય છે. પણ જેવું વસ્તુનું સ્વરૂપ છે, તેને ત્યાગી અન્ય સ્વરૂપની તેમાં ઉપાસના કરી છે. જેમ શાલિગ્રામ તથા નર્મદેશ્વરની વિષ્ણુરૂપે તથા શિવરૂપે ઉપાસના કહી છે. તેમાં શંખચક્ર આદિ સહિત ચતુર્ભુજ મૂર્તિ શાલિગ્રામની નથી તથા ગંગાભૂષિત જટાજુટ, ડમરુ ચર્મ કપાલિકા સહિત.ભદ્રા મુદ્રા-

વડે શરણાગતને ત્રિગુણ રહિત આત્માનો ઉપદેશ આપવાવાળી મૂર્તિ નર્મદેશ્વરની નથી, પણ બેઉ શિલારૂપ છે. જો શાસ્ત્રની આજ્ઞાથી શિલારૂપની દૃષ્ટિનો ત્યાગ કરી બેઉમાં ક્રમે કરી વિષ્ણુરૂપ તથા શિવરૂપની ઉપાસના કરવામાં આવે છે. માટે ઉપાસ્યના સ્વરૂપને આધીન ઉપાસના હોતી નથી. પણ વિધિને આધીન છે. શાસ્ત્રના વચને જેમ વિધાન કહેલું હોય, તે પ્રમાણે તેની ઉપાસના કરવી. જેમ છાંદોગ્ય ઉપનિષદમાં પંચાગ્નિ વિદ્યા પ્રકરણમાં સ્વર્ગ લોક, મેઘ, ભૂમિ, પુરૂષ તથા સ્ત્રી આ પાંચ પદાર્થની અગ્નિરૂપે કરી ઉપાસના કહી છે તથા શ્રદ્ધા, સોમ, વર્ષા, અન્ન તથા વીર્ય આ પાંચ પદાર્થની પંચાગ્નિની આહુતિરૂપે ઉપાસના કહી છે. તેમાં સ્વર્ગાદિ અગ્નિરૂપ નથી તથા શ્રદ્ધા સોમાદિ આહુતિરૂપ નથી. છતાં વેદની આજ્ઞાથી સ્વર્ગ લોકાદિકની અગ્નિરૂપે તથા શ્રદ્ધાદિની આહુતિરૂપે ઉપાસના કરવામાં આવે છે. આ રીતે ૐ અક્ષરની બ્રહ્મરૂપે કરી ઉપાસના કહી છે. તેમાં ૐ અક્ષર બ્રહ્મરૂપ નથી, તોપણ બ્રહ્મરૂપે કરી ઉપાસના બને છે. ઉપાસના વાક્યમાં વસ્તુના અભેદની અપેક્ષા નથી. પણ ભિન્ન વસ્તુની અભિન્નરૂપે ઉપાસના થાય છે. વિચાર કરી જોઇએ તો બ્રહ્મનો વાચક જે ૐ અક્ષર છે તેનો પોતાના વાચ્ય બ્રહ્મથી અભેદ બને નહિ. ઘટ આદિ અન્ય પદનો પોતપોતાના જડરૂપ અર્થવડે અભેદ બને નહિ. કારણ કે સર્વ નામ રૂપ બ્રહ્મમાં કલ્પિત છે તથા બ્રહ્મ અધિષ્ઠાન છે. ૐ અક્ષર પણ બ્રહ્મનું નામ છે. માટે બ્રહ્મમાં કલ્પિત છે. કલ્પિત વસ્તુ પોતાના અધિષ્ઠાનથી ભિન્ન હોતી નથી, પણ અધિષ્ઠાનરૂપજ હોય છે. માટે ૐ અક્ષર બ્રહ્મરૂપ છે. વળી ઘટાદિપદનો જડરૂપ જે પોતાનો અર્થ છે તે અધિષ્ઠાન નથી. પણ વાચ્ય સહિત ઘટાદિપદ બ્રહ્મમાં કલ્પિત

છે તથા બ્રહ્મ તેનું અધિષ્ઠાન છે. માટે બ્રહ્મવડે સર્વનો અભેદ બને નહિ. પરંતુ ઘટાદિ પદનો પોતાના જડરૂપ વાચ્ય અર્થ સાથે અભેદ કોઇ રીતે બને નહિ. માટે ભટ્ટ મત પ્રમાણે વાચ્ય વાચકનો અભેદ અસંગત છે.

૪૨૪ જે વાચ્ય વાચકનો કેવળ ભેદ અંગીકાર કરે છે, તેના મત પ્રમાણે આ દોષ ભટ્ટે કહ્યો. છે જો ઘટપદનો વાચ્ય ઘટપદથી અત્યંત ભિન્ન હોય તો જેમ ઘટપદવડે અત્યંત ભિન્ન વસ્ત્રરૂપ અર્થની પ્રતીતિ થતી નથી, તેમ ઘટપદવડે અત્યંત ભિન્ન કલશરૂપ અર્થની પ્રતીતિ પણ થશે નહિ, છતાં ઘટપદવડે વાચ્યને ભિન્ન માની, તેની ઘટપદની સાથે પ્રતીતિ માનશો તો જેમ ઘટપદથી અત્યંત ભિન્ન કળશરૂપ અર્થની પ્રતીતિ થાય છે, તેમ અત્યંત ભિન્ન વસ્ત્રની પણ ઘટપદવડે પ્રતીતિ થવી જોઇએ. આ દોષ પણ જેઓ સામર્થ્ય અથવા ઇચ્છારૂપ શકિતને માનતા નથી, તેના મત પ્રમાણે છે. જેઓ શકિત અંગીકાર કરે છે, તેના મત પ્રમાણે દોષ નથી. કારણ કે ઘટપદનો વાચ્ય જે કળશ તથા તેનો અવાચ્ય વસ્ત્રાદિક તે બેઉ ઘટપદથી ભિન્ન છે. પરંતુ ઘટપદમાં કળશરૂપ અર્થનું જ્ઞાન કરવાની શકિત છે પણ અન્ય અર્થનું જ્ઞાન કરવાની શકિત નથી માટે ઘટપદથી કળશરૂપ અર્થ કરતાં ભિન્ન અર્થની પ્રતીતિ થતી નથી, આ રીતે જે પદમાં જે અર્થની શકિત છે, તેજ અર્થની તે પદમાં પ્રતીતિ થાય છે. પણ અન્ય અર્થની થતી નથી. માટે વાચ્ય વાચકના અત્યંત ભેદમાં દોષ નથી. તેનો ભેદ સહિત અભેદરૂપ તાદાત્મ્ય સંબંધ બને નહિ.

૪૨૫ ભેદ તથા અભેદ પોત પોતામાં વિરોધી છે. તેથી ઉપાદાન કારણનો કાર્યથી ભેદ સહિત અભેદ નથી, પણ કેવળ

ભેદ છે. વળી કેવળ ભેદમાં જે દોષ કહ્યો છે, તે નૈયાયિક તથા શકિત વાદીના મત પ્રમાણે નથી. કારણ કે કારણ કાર્યના અત્યંત ભેદમાં આ દોષ છે. જો મૃત્પિંડથી અત્યંત ભિન્ન ઘટની ઉત્પત્તિ થાય તો તથા અત્યંત ભિન્ન તેલની પણ મૃત્પિંડવડે ઉત્પત્તિ થવી જોઇએ; તથા અત્યંત ભિન્ન તેલની ઉત્પત્તિ થશે નહિ. તેમ અત્યંત ભિન્ન ઘટની પણ મૃત્પિંડવડે ઉત્પત્તિ થવી જોઇએ નહિ.

**ટીકાઃ**—શકિતવાદીના મત પ્રમાણે ઉપાદાન કારણનો કાર્યથી કેવળ ભેદ નથી, પણ અનિર્વચનીય તાદાત્મ્ય છે; છતાં અહીં કાર્ય કારણનો જે કેવળ ભેદ કહ્યો છે તે પ્રૌઢિવાદ છે પોતાના ઉત્કર્ષને અર્થે જે કહેવું, તે પ્રૌઢિવાદ કહેવાય. પ્રૌઢિવાદનું લક્ષણ નીચે પ્રમાણે છેઃ–પ્રતિવાદીનું કહેવું માનવા છતાં પોતાના મતમાં દોષનો પરિહાર કરવો, તેને પ્રૌઢિવાદ કહે છે. અહીં કાર્ય કારણના ભેદ પક્ષમાં ભટ્ટે દોષ કહ્યો હતો, પણ તે ભટ્ટોકત દોષ સહિત પક્ષને માનવા છતાં પોતાના મતમાં દોષનો પરિહાર કર્યો છે, તે માટે આ પ્રૌઢિવાદ છે.

૪૨૬ આ દોષ નૈયાયિક મતમાં નથી. કારણ કે સર્વ વસ્તુની ઉત્પત્તિમાં નૈયાયિક પ્રાગભાવને કારણ માને છે. જેમ ઘટની ઉત્પત્તિમાં દંડ, ચક્ર તથા કુંભાર કારણરૂપ છે, તેમ ઘટનો પ્રાગભાવ પણ ઘટના કારણરૂપ છે. તેજ પ્રમાણે સર્વનો પ્રાગભાવ સર્વની ઉત્પત્તિમાં કારણરૂપ છે. આ ઘટનો પ્રાગભાવ ઘટના ઉપાદાન કારણ મૃત્પિંડમાં રહે છે, પણ અન્યમાં નહિ, તેમજ તેલનો પ્રાગભાવ તેલમાં રહે છે, પણ અન્યમાં નહિ, એમ સર્વ કાર્યનો પ્રાગભાવ પોતપોતાના ઉપાદાન કારણમાં રહે છે. જે પદાર્થમાં જેનો પ્રાગભાવ હોય, તે પદાર્થવડે તેની ઉત્પત્તિ થાય છે, પણ અન્યની નહિ. જેમ મૃત્પિંડમાં

ઘટનો પ્રાગભાવ છે, માટે મૃત્પિંડવડે ઘટની જ ઉત્પત્તિ થાય છે, પણ તેલની નહિ, તેમજ તેલનો પ્રાગભાવ તલમાં રહે છે. માટે તલથી તેલની જ ઉત્પત્તિ થાય છે, પણ ઘટની નહિ. એ રીતે સર્વ કાર્યમાં પ્રાગભાવ કારણ છે. માટે કાર્યનો અત્યંત ભેદ માનવાથી નૈયાયિક મતમાં દોષ નથી.

૪૨૭ સામર્થ્યરૂપ શક્તિવાદીના મતમાં દોષ નથી. કારણ કે મૃત્પિંડમાં ઘટના સામર્થ્યરૂપ શકિત છે, પણ તેલની નથી. વળી તલમાં તેલનું સામર્થ્ય છે, પણ ઘટનું નથી. માટે મૃત્પિંડથી ઘટની જ ઉત્પત્તિ થાય છે, પણ તેલની નહિ. તેમ તલથી તેલની જ ઉત્પત્તિ થાય છે, પણ ઘટની નહિ. આ રીતે ઉપાદાન કારણનો તથા કાર્યનો અત્યંત ભેદ માનવામાં દોષ નથી પણ ભેદ અભેદ અયુકત છે. વળી ભેદમાં તથા અભેદમાં ભટ્ટે જે દોષ કહ્યો, તે બેઉ પક્ષના દોષ ભટ્ટના મત પ્રમાણે અવશ્ય રહે છે. કારણ કે ભટ્ટે ભેદ સહિત અભેદ અંગીકાર કર્યો છે. માટે એ અર્થ સિદ્ધ થાય કે, કાર્ય કારણનો ભેદ પણ છે તેમ અભેદ પણ છે. ભેદ હોવાથી ભેદપક્ષમાં કહેલ દોષ થશે. વળી જો અભેદ હોય તો અભેદ પક્ષોકત દોષ થશે. જેમ ચોરીનો દોષ તથા દ્યૂતનો દોષ ભિન્ન ભિન્ન વ્યસન કરવાવાળાને પ્રાપ્ત થાય છે. પણ બેઉ વ્યસન જેને હોય, તેને ચોરી તથા દ્યૂત બેઉ દોષ થાય છે. તેમ ગુણ ગુણી આદિનો ભેદાભેદ માનવાથી પણ ભેદ પક્ષ તથા અભેદપક્ષ એમ બેઉ દોષ થશે. વળી શકિતવાદીના મત પ્રમાણે કેવળ ભેદ અંગીકાર કરવાથી દોષ નથી. કારણ કે ગુણીમાં ગુણને ધારણ કરવાની શકિત છે, પણ બીજાને ધારણ કરવાની નહિ. માટે ભેદપક્ષમાં દોષ કહ્યો હતો, કે, ઘટનાં રૂપ આદિ ઘટના કરતાં ભિન્ન છે, તેમ પટ આદિ

પણ ઘટથી ભિન્ન છે. રૂપ આદિની માફક પટ આદિ પણ ઘટમાં રહેવો જોઈએ, અથવા પટઆદિની માફકરૂપ આદિ પણ નહિ રહેવો જોઈએ. આ રીતનો દોષ છે. પણ જે શકિતને અંગીકાર કરતા નથી, તેના મત પ્રમાણે કેવળ ભેદ માનવાથી દોષ નથી. પણ ભટ્ટના મત પ્રમાણે ભેદ અભેદ બેઉ માનવાથી બેઉ પક્ષના દોષો ઉપર કહેલ દષ્ટાંતવડે છે. વળી ભેદાભેદ વિરોધી ધર્મનો અસંભવરૂપ દોષ છે. તેમ જાતિ વ્યકિતનો તથા ક્રિયા ક્રિયાવાનનો પણ કેવળ ભેદ છે. છતાં વ્યકિતમાં જાતિને ધારણ કરવાની શકિત છે તથા ક્રિયાવાનમાં ક્રિયાને ધારણ કરવાની શકિત છે, પણ અન્યને ધારણ કરવાની શકિત નથી. આ રીતે ઉપાદાનનો, કાર્યનો તેમજ ગુણ ગુણી આદિનો ભેદાભેદરૂપ તાદાત્મ્ય સંબંધ અસંગત છે. સર્વનો પોતપોતામાં ભેદ માનવામાં ભટ્ટોકત દોષને શકિત ગ્રહણ કરી જાય છે. જો કે વેદાંતસિદ્ધાંતમાં પણ કાર્ય ' ગુણ, જાતિ તથા ક્રિયાનું' ઉપાદાન, ગુણી, વ્યકિત તથા ક્રિયાવાનથી અત્યંત ભેદ નથી પણ તાદાત્મ્ય સંબંધજ અંગીકાર કર્યો છે. છતાં વેદાંત મત પ્રમાણે ભેદાભેદરૂપ તાદાત્મ્ય નથી, પણ ભેદ તથા અભેદથી વિલક્ષણ અનિર્વચનીય તાદાત્મ્ય સંબંધ છે. આ સંબંધ ભેદથી વિલક્ષણ હોવાથી અભેદ પક્ષના દોષરૂપ નથી. તેમજ અભેદથી વિલક્ષણ હોવાથી ભેદપક્ષના દોષરૂપ નથી. આ રીતે ભેદાભેદથી વિલક્ષણ અનિર્વચનીય તાદાત્મ્ય સંબંધ છે. પરંતુ ભેદાભેદરૂપ તાદાત્મ્ય અસંગત છે માટે વાચ્ય વાચકનો ભેદાભેદરૂપ તાદાત્મ્ય સંબંધજ શકિતરૂપે છે. આ રીતે ભટ્ટનો મત યોગ્ય નથી, પણ પદને સાંભળતાંજ અર્થનું જ્ઞાન કરવાની પદમાં જે શકિત, તેજ પદમાં શકિત છે.

**ટીકા:**—અનિર્વચનીય તાદાત્મ્ય સંબંધ છે:- જ્યાં કેવળ ભેદ હોય ત્યાં તાદાત્મ્ય બને નહિ. કારણ કે અભેદ પ્રતીતિના વિષયનું નામ તાદાત્મ્ય છે. માટે કેવળ ભેદ હોવાથી અભેદની પ્રતીતિ સંભવતી નથી. આથી તાદાત્મ્ય સંબંધમાં અભેદની અપેક્ષા છે. વળી જ્યાં કેવળ અભેદ હોય ત્યાં સંબંધ થતો નથી. કારણ કે બે પદાર્થ હોય ત્યાં સંબંધ સંભવે છે. પણ પોતાનાજ સ્વરૂપ સાથે પોતાનોજ સંબંધ હોઇ શકે નહિ. માટે સર્વ સંબંધમાં ભેદની અપેક્ષા છે. જેમાં તાદાત્મ્ય સંબંધ છે તેમાં ભેદની પણ અપેક્ષા છે. આ રીતે ભેદ તથા અભેદ વિનાનાં તાદાત્મ્ય સંબંધ બને નહિ. વળી ભેદાભેદનો એક ઠેકાણે રહેવાનો વિરોધ છે છતાં અહીં કલ્પિત ભેદ સહિત વાસ્તવ અભેદનું નામ તાદાત્મ્ય સંબંધ છે. પણ અહીં ભેદાભેદથી વિલક્ષણ તાદાત્મ્ય સંબધ કહ્યો છે. તેનો અભિપ્રાય એ છે કે, ભેદથી વિલક્ષણ કહેવાથી તે સંબંધ વાસ્તવ ભેદથી રહિત કહ્યો, માટે તે કલ્પિત ભેદ સહિત જાણવો. વળી આ ભેદથી વિલક્ષણ કહેવાવડે તે સંબંધ કલ્પિત અભેદથી રહિત કહ્યો, માટે વાસ્તવ ભેદ જણાવ્યો. આ પ્રમાણે સિદ્ધાંત મતમાં કલ્પિત ભેદ સહિત વાસ્તવ અભેદ તાદાત્મ્ય સંબંધ કહેવાય છે તથા તેને જ અનિર્વચનીય તાદાત્મ્ય સંબંધ કહે છે.

### ૪૨૮ શકયનું લક્ષણ.

લક્ષણાના જ્ઞાનમાં શકયનું જ્ઞાન ઉપયોગી છે. કારણ કે શકય સંબંધ એ લક્ષણાનું સ્વરૂપ છે. શકય જાણ્યા વિના શકય સંબંધરૂપ લક્ષણાનું જ્ઞાન થતું નથી માટે શકયનું લક્ષણ હવે કહે છે:

### दोहा।

**व्है पदमें जा अर्थकी, शक्ति शक्य सो जानि ।**
**वाच्य अर्थ पुनि कहत तिहिं,वाचक पदहि पिछानि॥**

**શબ્દાર્થ**:—પદમાં જે અર્થની શક્તિ, તે અર્થ શક્ય જાણવો. આ શક્યને વાચ્યાર્થ પણ કહે છે તથા વાચ્ય અર્થનો બોધ કરવાવાળું જે પદ તે વાચક કહેવાય છે.

**વિવરણ**:—જે પદમાં જે અર્થની શક્તિ હોય, તે પદનો તે અર્થ શક્ય જાણવો તથા શક્ય અર્થને વાચ્ય અર્થ પણ કહે છે. જેમ અગ્નિપદમાં અંગારરૂપ અર્થની શક્તિ છે. માટે અગ્નિપદનો અંગાર શક્ય અર્થ તથા વાચ્ય અર્થ કહેવાય છે. વાચ્ય અર્થનો બોધ કરવાવાળું જે પદ તે વાચક કહેવાય છે

૪૨૯ લક્ષ્યાર્થ તથા લક્ષણાનું સામાન્યરૂપ.

## कवित्त.

शक्यको संबंध जो स्वरूप जानि लक्षणको,
लक्षणा सो भान जाको लक्ष्य सु पिछानिये ।
वाच्य अर्थ सारो त्यागि वाच्यको संबंध जहां,
होइ परतीति तहां जहती बखानिये ॥
वाच्ययुत वाच्यके संबंधिका जु ज्ञान होय,
ताहि ठौर लक्षणा अजहतीहि मानिये ।
एक वाच्य भागत्याग होत तहां भागत्याग,
दुजो नाम जहतीअजहती प्रमानिये ॥ ३५ ॥

**શબ્દાર્થ**:—વાચ્યાર્થનો જે સંબંધ, તે લક્ષણનું સ્વરૂપ જાણવું તથા લક્ષણવડે જે જ્ઞાન થાય, તે લક્ષ્યાર્થ કહેવાય છે. વાચ્યાર્થનો સંપૂર્ણ ત્યાગ કરી વાચ્યના સંબંધની જ્યાં પ્ર

તીતિ થાય ત્યાં જહની લક્ષણા કહેવી, વાચ્ય અર્થ સહિત વાચ્યના સંબંધીનું જે જ્ઞાન થાય, તે સ્થળે અજહતી લક્ષણા જાણવી. જ્યાં વાચ્યાર્થમાંથી એક ભાગનો ત્યાગ થાય તથા એક ભાગનું ગ્રહણ થાય, ત્યાં ભાગત્યાગ લક્ષણા કહેવાય છે તથા તેનેજ જહતી અજહતી લક્ષણા પણ કહે છે. ૩૪

વિવરણઃ—શક્ય કહેતાં વાચ્ય અર્થનો જે સંબંધ કહેતાં મેળાપ, તે લક્ષણનું સ્વરૂપ કહેતાં લક્ષણ જાણવું. વળી પદની શક્તિવડે જે અર્થનું જ્ઞાન ન થાય, પણ લક્ષણાવડે ભાન કહેતાં જ્ઞાન થાય, તે પદનું લક્ષ્યાર્થ કહેવાય છે. આ રીતે એક ચરણથી લક્ષણાનું સ્વરૂપ કહ્યું.

## ૪૩૦ જહતી લક્ષણાનું સ્વરૂપ.

જ્યાં વાચ્યાર્થનો સંપૂર્ણ ત્યાગ કરી વાચ્યાર્થના સંબંધીની જે પ્રતીતિ થાય ત્યાં જહતી લક્ષણા કહેવાય છે. જેમકે કોઇએ કહ્યું કે ગંગામાં ગામ છે. આ સ્થળે ગંગાપદની તીરવિશે જહતી લક્ષણા છે, કારણ કે ગંગાપદનો વાચ્યાર્થ નદીનો પ્રવાહ છે. તેમાં ગામની સ્થિતિનો અસંભવ છે. માટે સર્વ વાચ્યાર્થનો ત્યાગ કરી તીરમાં ગંગાપદની જહતી લક્ષણા છે. વાચ્યના સંબંધનું નામ લક્ષણા છે. આ સ્થળે ગંગાપદનો વાચ્ય જે પ્રવાહ, તેનો તીર સાથે સંયોગ સંબંધ છે. માટે ગંગાપદના વાચ્યનો જે તીર સાથે સંબંધ તે લક્ષણા તથા સર્વ વાચ્યનો જે ત્યાગ તે જહતી લક્ષણા.

ટીકાઃ—જહતિ લક્ષણાનું સુગમ ઉદાહરણ નિચે પ્રમાણેઃ—જે વર નો પિતા પરદેશ ગયો હોય, તે વર સસરાના ઘરમાં વિવાહ માટે પિતૃ ભ્રાતાદિ સંબંધીને સાથે લઈ જાય. ત્યાં વસ્ત્ર પહેરાવવા સમયે કોઇએ કહ્યું કે, વરના પિતાને વસ્ત્ર પહેરાવો. આ વાકયમાં પિતા શબ્દનો શકય અર્થ જે વરનો ઉત્પન્ન કરનાર તે ત્યાં વિદ્યમાન નથી. માટે જનકરૂપ શકય અર્થમાં

વક્તાનું તાત્પર્ય સંભવતું નથી. પણ પિતા શબ્દનો શક્ય અર્થ જે જનક, તે સર્વનો ત્યાગ કરી તેના સબંધી પિતારૂપ અથવા તો ભ્રાતાનું ગ્રહણ છે, માટે તે જહતિ લક્ષણા છે. અહિં જનકરૂપ શક્ય અર્થનો પિતા ભ્રાતાવડે સહોદરતારૂપ જે સંબંધ છે, તે લક્ષણારૂપ છે. આ લક્ષણાવડે જાણવામાં આવે છે કે પિતાભ્રતારૂપ અર્થ તે પિતા શબ્દનો લક્ષ્ય છે. વળી કોઇએ એમ કહ્યું કે, કુવો ચાલે છે. તેમાં કુવા શબ્દનો શક્ય અર્થ જળથી ભરેલો જે ખાડો, તેમાં ચલનરૂપ ક્રિયાના અભાવથી વક્તાનું તાત્પર્ય સંભવતું નથી. પણ કુવા સંબંધી બે બળદો સહિત મશકને વિશે વક્તાનું તાત્પર્ય છે. માટે કુવારૂપ વાચ્યનો ત્યાગ કરી તેના સંબંધી બે બળદ યુક્ત મશકનું ગ્રહણ છે. માટે તે જહતી લક્ષણા છે. એજ પ્રમાણે માર્ગ ચાલે છે; તથા ચુલો બળે છે; ઇત્યાદિ વાક્યમાં પણ જહતિ લક્ષણા જાણી લેવી. આ જહતિ લક્ષણાનો કોઇ ગ્રંથકારે સિદ્ધાંતમાં એવો ઉપયોગ દર્શાવ્યો છે કે, સર્વં ખલ્વીદં બ્રહ્મ ઇત્યાદિ શ્રુતિવાક્યમાં સર્વ જગતની બ્રહ્મ રૂપતા કહી છે. તેમાં અનિત્યતા. દૃશ્યતા, વિકારિતા, જડતા તથા દુઃખરૂપતા આદિ વિપરીત ધર્મ સહિત નામરૂપમય જગતને નિત્ય દ્રષ્ટા રૂપે, અવિકારીરૂપે, ચેતન રૂપે, આનંદાદિ સ્વરૂપે તથા બ્રહ્મરૂપે કહેવું, તે વિરૂદ્ધ છે. માટે તેમાં શ્રુતિ વાક્યનું તાત્પર્ય સંભવતું નથી પણ બાધ સમાનાધિકરણ્યની રીત પ્રમાણે નામરૂપનો બાધ કરી અવશેષ રહેલ તેનો સંબધી જે અધિષ્ઠાન ચેતન, તે બ્રહ્મરૂપે છે. આ અર્થમાં શ્રુતિવાક્યનું તાત્પર્ય છે. માટે અહીં સર્વ શબ્દનો વાચ્ય જે નામરૂપ જગત, તે સર્વનો ત્યાગ કરી તેના સંબંધી અસ્તિ ભાતિ પ્રિયરૂપ અધિષ્ઠાનનું બ્રહ્મરૂપે કરી ગ્રહણ છે. માટે તે જહતિ લક્ષણા છે. અહિ આરોપિત નામરૂપનો પોતાના અધિષ્ઠાન ચેતનવડે જે તાદાત્મ્ય સંબંધ છે, તે લક્ષણા છે. વળી તેથી જાણવામાં આવે છે કે, જે અધિષ્ઠાન ચેતન છે, તે લક્ષ્ય અર્થ છે. મુખ્ય સિદ્ધાતમાં

તો અધિષ્ઠાનને છોડી આરોપિતની પ્રતીતિ થતી નથી, પણ અધિષ્ઠાનથી અભિન્ન થઇ આરોપિતથી પ્રતીતિ થાય છે. માટે અસ્તિભાતિ પ્રિય સહિત નામરૂપ સર્વ શબ્દનો અથવા જગત શબ્દનો વાચ્ય અર્થ છે. તે વડે નામરૂપ ભાગનો ત્યાગ કરી અવશેષરૂપે રહેલો જે અસ્તિભાતિ પ્રિયરૂપ અધિષ્ઠાન ભાગ તે બ્રહ્મ. આ રીતની ઉક્ત શ્રુતવાકયમાં રહેલી સર્વ પદમાં ભાગ ત્યાગ લક્ષણા માની છે.

## ૪૩૧ અજહતિ લક્ષણા.

'વાચ્ય યુત' ઇત્યાદિ તૃતીય પાદવડે અજહતિલક્ષણા દર્શાવી છે. વાચ્યયુત કહેતાં વાચ્ય અર્થ સહિત વાચ્યના સંબંધીનું જે પદવડે જ્ઞાન થાય, તે પદમાં અજહતિ લિક્ષણા જાણવી. જેવી રીતે કોઇએ એમ કહ્યું કે, શોણ દોડે છે. તેમાં શોણ પદની લાલ રંગવાળા અશ્વમાં અજહતીલક્ષણા છે. કારણ કે શોણનો અર્થ લાલ રંગ થાય છે. માટે શોણ પદનો વાચ્ય લાલ રંગ છે, તેમાં દોડવાનો અસંભવ છે. માટે શોણ પદનો વાચ્ય જે લાલરંગ, તે સહિત અશ્વમાં શોણ પદની અજહતિ લક્ષણા છે. ભાષામાં શોણ શબ્દને સોણ પણ કહે છે. ગુણનો તથા ગુણીનો તાદાત્મ્ય સંબંધ કહે છે. વળી લાલ પણ રૂપનો ભેદ હોવાથી ગુણરૂપે છે. માટે શોણપદનો વાચ્ય જે લાલ ગુણ, તેનો ગુણી અશ્વની સાથે જે તાદાત્મ્ય સંબંધ, તે લક્ષણા. વળી વાચ્યનો ત્યાગ નહી પણ બાધકનું ગ્રહણ થાય, માટે અજહતિ લક્ષણા.

**ટીકા:**—અજહતિ લક્ષણાનું ઉદાહરણ નિચે પ્રમાણે છે:- काकेभ्यो दधि रक्षताम् ( અહિ કીડી આદિના નિવારણ માટે તડકામાં કે કાગડાથી દહીંનું રક્ષણ કરવું ) આ વાકયમાં કેવળ કાગડાથીજ દહીની રક્ષામાં વક્તાનું તાત્પર્ય નથી, પણ

દહીના ભક્ષણ કરવામાં તેના સરખા બીડાલ આદિક, તેથી પણ દહીની રક્ષા કરવી, એમ વક્તાનું તાત્પર્ય છે. માટે કાકપદનો વાચ્ય જે વાયસ પક્ષી તેનો બિલાડીની સાથે જે સજાતીય સંબંધ, તે લક્ષણારૂપે છે. અહિ વાચ્યનો ત્યાગ નથી પણ અધિકનું ગ્રહણ થાય છે. માટે અહિ અજહતિ લક્ષણા છે. તેજ રીતે ખેતરની રક્ષાને માટે માળાપર બેસાડેલ પુરૂષ પક્ષીને ઉડાડવાને અર્થે બુમ પાડે છે. તે વખતે કોઇએ એમ કહ્યું કે; માળો બુમ પાડે છે. તેમાં માળાપદની તેમાં બેઠેલા પુરૂષમાં અજહતિ લક્ષણા છે. કારણ કે માળાપદમાં પોકાર કરવાનો અસંભવ છે, માટે માળા સહિત પુરૂષમાં માળાપદની અજહતિ લક્ષણા છે. અહિ માળાપદનો વાચ્યનો પોતાના આશ્રિત રહેલ પુરૂષની સાથે આધેયતા સંબંધ છે. માટે લક્ષણા તથા વાચ્યનો ત્યાગ નથી, પણ અધિકનું ગ્રહણ છે. માટે અજહતિ લક્ષણા છે. તે જ રીતે છત્રીવાળો જાય છે તથા લાકડીવાળાને પ્રવેશ કરાવો ઇત્યાદિ વાકયમાં છત્રીવાળા પદમાં તથા લાકડીવાળા પદમાં પોતાનો વાચ્ય છત્રી યુક્ત પુરૂષ તથા કાષ્ઠ સમૂહ સહિત તેનો સંબંધી છત્રી રહિત પુરૂષનો તથા લાકડીના ઉઠાવવાવાળા પુરૂષનું ક્રમે કરી ગ્રહણ છે; માટે વાચ્યનો ત્યાગ નથી, પણ અધિકનું ગ્રહણ હોવાથી અજહતિ લક્ષણા છે.

## ૪૩૨ ભાગ ત્યાગ લક્ષણાનું સ્વરૂપ

'એક વાચ્ય' ઇત્યાદિ ચતુર્થ પાદવડે ભાગત્યાગ લક્ષણા દર્શાવી છે. જ્યાં પદના વાચ્ય અર્થ મધ્યે એક ભાગનો ત્યાગ થાય તથા એક ભાગનું ગ્રહણ થાય, ત્યાં ભાગ ત્યાગ લક્ષણા કહેવાય છે. ભાગ ત્યાગનેજ જહતિ અજહતિ લક્ષણા કહે છે, જેમકે પ્રથમ જોયેલા પદાર્થને અન્ય સ્થળે જોઇ કોઇએ કહ્યું કે, તે આ છે, તેમાં ભાગ ત્યાગ લક્ષણા છે. કારણ કે અતીત કાળમાં તથા અન્ય દેશમાં રહેલી વસ્તુને તે કહે

છે. માટે અતીત કાળ સહિત તથા અન્ય દેશ સહિત વસ્તુ, તે તત્પદનો વાચ્ય અર્થ છે. વળી વર્તમાન કાળ સમીપ દેશમાં રહેલ વસ્તુને આ કહે છે. માટે વર્તમાનકાળ સહિત તથા સમીપ દેશ સહિત જે વસ્તુ, તે આ પદનો વાચ્ય અર્થ છે. અતીતકાળ સહિત અન્ય દેશ યુકત જે વસ્તુ, તેજ વર્તમાંન કાળ તથા સમીપદેશ યુકત છે. આ સમુદાયનો વાચ્ય અર્થ છે, તે સંભવી શકતો નથી. કારણ કે અતીતકાળ તથા વર્તમાનકાળનો વિરોધ છે. તેમજ અન્યદેશનો તથા સમીપદેશનો વિરોધ છે, માટે બેઉ પદમાં દેશ કાળ જે વાચ્ય ભાગ તેનો ત્યાગ કરી વસ્તુમાત્રમાં બેઉ પદની ભાગ ત્યાગ લક્ષણા છે.

**ટીકા**:—ભાગ ત્યાગ લક્ષણાઃ—આ લક્ષણા નિચે પ્રમાણે છેઃ– તે તથા આ બેઉ પદ તેનો પરસ્પર એક વિભક્તિના બળવડે એક અર્થવાળો સમાનાધિકરણ્ય સંબંધ છે. તેના બળવડે તેનો વાચ્ય અર્થ રૂપ જે પરોક્ષ વસ્તુ તથા અપરોક્ષ વસ્તુ, તેની એકતા પ્રતીત થાય છે. વળી તે બેઉ વાચ્યનો વિરોધી ધર્મવાન્ હોવાથી તેની એકતા સંભવતી નથી. માટે અહિ લક્ષણા કરવી યોગ્ય છે. એમાં જહતિ અથવા અજહતિ લક્ષણા બને નહિ, પણ ભાગ ત્યાગ લક્ષણા બને છે. માટે તે પદનો વાચ્ય જે પરોક્ષતા સહિત વસ્તુ તથા આ પદનો વાચ્ય જે અપરોક્ષતા સહિત વસ્તુ, તેમાંથી પરોક્ષ તથા અપરોક્ષ ભાગનો ત્યાગ કરી અવિરોધી વસ્તુ માત્રનું ગ્રહણ છે. અહીં પરોક્ષતા તથા અપરોક્ષતા ભાગનો વસ્તુની સાથે આશ્રયતા સંબંધ છે તથા વસ્તુ ભાગનો પોતાના સ્વરૂપે કરી તાદાત્મ્ય સંબંધ છે. આ સર્વ વાચ્ય ભાગનો જે વસ્તુ સાથે આશ્રયતા તાદાત્મ્ય સંબધ, તે લક્ષણા છે તથા પરસ્પર વિરોધી પરોક્ષતા તેમજ અપરોક્ષતારૂપ વાચ્ય ભાગનો ત્યાગ તથા કેવળ અવિરોધી વસ્તુરૂપ વાચ્ય 'ભાગનું' ગ્રહણ છે. માટે તે ભાગ

ત્યાગ લક્ષણા છે. તેજ રીતે તત્વમસિ આદિ મહા વાકયમાં રહેલ જીવ ઇશ્વરના વાચક બેઉ પદનો પણ પરસ્પર સમાન વિભક્તિના બળવડે એક અર્થવાનના રૂપ સામાનાધિકરણ સંબંધ છે. તેના બળવડે તેના વાચ્ય જે જીવ ઇશ્વર, તેની એકતા પ્રતીત થાય છે. તે બેઉ વિરોધી ધર્મવાન્ હોવાથી તેની એકતા સંભવતી નથી. માટે તેમાં લક્ષણા સંભવતી નથી, પણ ભાગ ત્યાગ સંભવે છે. માટે સર્વ મહાવાકયમાં બબેપદના વાચ્ય જે જીવ તથા ઇશ્વર, તેમાંથી ધર્મ સહિત ઉપાધિરૂપ વિરોધી વાચ્ય ભાગનો ત્યાગ તથા અવિરોધી ચેતન ભાગનું ગ્રહણ છે. અહીં ધર્મ સહિત માયા અવિદ્યાનો અધિષ્ઠાનતા સંબંધ છે. ચેતન ભાગનો તાદાત્મ્ય સંબંધ છે. આ સર્વ વાચ્યનો ચેતન ભાગવડે જે અધિષ્ઠાનતા તાદાત્મ્ય સંબંધ તે લક્ષણા. વળી વિરોધી વાચ્ય ભાગનો ત્યાગ તથા અવિરોધી ચેતન ભાગનું જે ગ્રહણ, તે ભાગત્યાગ લક્ષણા કહેવાય છે.

## ૪૩૩ તત્પદનો વાચ્ય અર્થ.

## दोहा ।

**सर्वशक्ति सर्वज्ञ विभु, ईश स्वतंत्र परोक्ष ।**
**मायी तत्पदवाच्य सो, जामैं बंध न मोक्ष ॥३६॥**

**શબ્દાર્થ:**—સર્વ શકિતરૂપ, સર્વજ્ઞરૂપ, વિભુરૂપ, સ્વતંત્રરૂપ, પરોક્ષરૂપ, માયીરૂપ, તથા બંધ મોક્ષ રહિતરૂપ તત્ પદનો વાચ્ય અર્થ છે. ૩૬

**વિવરણ:**—સર્વ શકિત કહેતાં જેમાં સામર્થ્ય છે, સર્વજ્ઞ કહેતાં જે સર્વ વસ્તુના જાણવાવાળા છે, વિભુ કહેતાં જે વ્યાપક છે, ઇશ કહેતાં જે સર્વના પ્રેરક છે તથા સ્વતંત્ર કહેતાં જે કર્મને આધીન નથી, પરોક્ષ કહેતાં જીવના પ્રત્યક્ષનો વિષય નથી, માયા કહેતાં માયા જેને આધીન છે તથા બંધ

મોક્ષ રહિત કહેતાં જેમાં બંધ હોય, તેનો મોક્ષ થાય છે. પણ ઈશ્વર બંધ રહિત હોવાથી તેમાં મોક્ષ પણ નથી. આટલા ધર્મવાળું ઇશ્વરચેતન તત્પદનું વાચ્ય અર્થ છે.

## ૪૩૪ ત્વંપદનું વાચ્ય નિરૂપણ.

## दोहा ।

**कहे धर्म जो ईशके, सब तिनतैं विपरीत ।**
**व्है जिहि चेतन जीव तिहि, त्वंपदवाच्यप्रतीत ॥**

શબ્દાર્થઃ—ઇશના જે ધર્મ કહ્યા, તેથી જે સઘળું વિપરીત એવું જે ચેતન જીવરૂપે છે, તે ત્વંપદનું વાચ્ય અર્થ છે.

વિવરણઃ—ઈશ્વરના જે ધર્મ કહ્યા, તેથી વિપરીત ધર્મ જેમાં હોય, તે જીવચેતન ત્વંપદનો વાચ્ય પ્રતીત કહેતાં જાણ. આનો ભાવ નિચે પ્રમાણ છેઃ—અલ્પ શકિત,અલ્પજ્ઞ, પરિછિન્ન, અનીશ, કર્મને આધીન, અવિદ્યાથી મોહિત, બંધ મોક્ષવાળો તથા પ્રત્યક્ષ એટલા ધર્મવાળું જીવ ચેતન તે ત્વંપદનો વાચ્ય કહેવાય છે. પ્રત્યક્ષ કહેવાવડે એમ સિદ્ધ થાય છે કે, તેનું સ્વરૂપ કોઇને પરોક્ષ નથી, પણ પ્રત્યક્ષ જ હોય છે. જો કે ઇશ્વરનું પણ પોતાનું સ્વરૂપ પ્રત્યક્ષ છે, છતાં ઇશ્વરનું સ્વરૂપ જીવને પ્રત્યક્ષ નથી, માટે પરોક્ષ કહેવાય છે. વળી જીવના સ્વરૂપને જીવ ઇશ્વર બેઉ જાણે છે, માટે પ્રત્યક્ષ કહેવાય છે.

ટીકાઃ—જીવનું સ્વરૂપ પ્રત્યક્ષ કહેવાય છેઃ—જો કે જીવ પોતાના નીજરૂપ પોતાના સ્વરૂપ અહંપદના લક્ષ્ય કૂટસ્થ માત્રને જાણતો નથી, છતાં અહંપદના વાચ્ય જે અંતઃકરણ વિશિષ્ટ ચેતન અથવા સ્થૂલ સૂક્ષ્મ વિશિષ્ટ સંઘાત ચેતન હું છું એવું જાણે છે. માટે જીવને વિવેક જ્ઞાન થવા પૂર્વે પણ વિશિષ્ટાત્મ રૂપે કરી પોતાના સ્વરૂપનું જ્ઞાન પ્રત્યક્ષ છે.

## ૪૩૫ વાચ્ય અર્થમાં એકતાનો વિરોધ.

### दोहा.

**महावाक्यमैं एकता, व्है दोनोंकी भान ।**
**सो न बनै यातैं सुमति, लक्ष्य लक्षणहिं जान ॥**

**શબ્દાર્થ**—મહા વાકયમાં બેઉની એકતા છે, એમ ભાન થાય છે, પણ તે બને નહી. કારણ કે હે સુમતિ ! લક્ષણાથી લક્ષ્ય અર્થ તું જાણ. ૩૮

**વિવરણ**:—સામવેદના છાંદોગ્ય ઉપનિષદમાં ઉદ્દાલક મુનિએ પોતાના પુત્ર શ્વેતકેતુને જગતની ઉત્પત્તિ કરવાવાળો ઇશ્વર છે, એમ દર્શાવી કહ્યું છે કે, તત્વમસિનો વાચ્યાર્થ નિચે પ્રમાણે છેઃ—તત્ કહેતાં તે જગતની ઉત્પત્તિ કરવાવાળો સર્વ શક્તિ, સર્વજ્ઞતા આદિ ધર્મ સહિત ઈશ્વર તથા त्वं કહેતાં તું અલ્પ શક્તિ, અલ્પજ્ઞતા આદિ ધર્મવાળો જીવ અસિ કહેતાં છે. અહિં તે તું છે એમ કહેવાથી જીવ ઈશ્વરની એકતાનું વાચ્ય અર્થવડે ભાન થાય છે. તે બની શકે નહિ. કારણ કે સર્વ શક્તિ તથા અલ્પ શક્તિ, સર્વજ્ઞ તથા અલ્પજ્ઞ, વિભુ તથા પરિછિન્ન, સ્વતંત્ર તથા કર્માધીન, પરોક્ષ તથા પ્રત્યક્ષ, માયા જેને આધીન તેમજ અવિદ્યા મોહિત, આ સર્વ એકરૂપે છે, એ કહેવું તે અગ્નિ શીતળ છે, એમ કહેવા સમાન છે. માટે હે સુમતિ ! લક્ષણહીં કહેતા લક્ષણાથી લક્ષ્ય અર્થને તું જાણ તથા વાચ્ય અર્થમાં વિરોધ છે.

**ટીકાઃ**—तत्त्वमसि આ સામવેદના છાંદોગ્ય ઉપનિષદના છઠ્ઠા આધ્યાયમાં રહેલા મહા વાક્યનો શ્વેતકેતુ પુત્રના પ્રતિ ઉદ્દાલક પિતાએ નવવાર ઉપદેશ કર્યો છે. આ બાબત મારા એકદાશોપનિષદના છાંદોગ્ય. ઉપનિષદમાં છઠ્ઠા પ્રકરણમાં જોવી.

વાચ્ય અર્થમાં વિરોધ છેઃ-અહીં વાચ્ય અર્થમાં એકતાનું જે ભાન કહ્યું, તે तत्त्वम् આ બે પદના સમાનાધિકરણરૂપ સંબંધના બળથી કહ્યું છે.

## दोहा ।

आदि दोय नहिं संभवै, महावाक्यतैं तात ।
भागत्याग यातैं लखहु, व्है जातैं कुशलात ॥३९॥

શબ્દાર્થઃ—મહા વાકયમાં જહતિ તથા અજહતિ બેઉ સંભવતાં નથી, માટે તેમાં ભાગ ત્યાગ લક્ષણા જાણો; જેથી વિરોધનો પરિહાર થાય. ૩૯

વિવરણઃ—હે તાત ! મહા વાકયમાં આદિ કહેતાં જહતિ તથા અજહતિ સંભવતાં નથી. માટે ભાગ ત્યાગ લક્ષણા મહા વાકયમાં લખહુ કહેતાં જાણવી, જેથી કુસલાત કહેતાં વિરોધનો પરિહાર થાય.

### ૪૩૬ મહા વાકયમાં જહતિનો અસંભવ.

## दोहा ।

ज्ञेय जु साक्षी ब्रह्म चित, वाच्यमोहि सो लीन ॥
मानै जहतीलक्षणा, व्है कछु ज्ञेय नवीन ॥४०॥

શબ્દાર્થઃ—જ્ઞેય સ્વરૂપ જે સાક્ષી તથા બ્રહ્મ ચેતન છે, તેનો પ્રવેશ વાચ્યમાંજ છે. જો મહાવાકયમાં જહતિ લક્ષણા માનીએ તો અન્ય કાંઇ જ્ઞેય થાય. ૪૦

વિવરણઃ—સંપૂર્ણ વેદાંતના જ્ઞેયરૂપ સાક્ષિ ચેતન તથા બ્રહ્મચિત્ કહેતાં જે બ્રહ્મ ચેતન છે, તે સાક્ષિ ચેતન તથા

બ્રહ્મ ચેતન ત્વંપદ તથા તત્પદના વાચ્યમાં લીન કહેતાં પ્રવિષ્ટ છે. વળી જ્યાં જહતિ લક્ષણા હોય ત્યાં વાચ્ય સંપૂર્ણનો ત્યાગ કરી વાચ્યનો સંબંધી અન્યજ્ઞેય થાય છે. માટે મહાવાકયમાં જહતિ લક્ષણા માનીએ તો વાચ્યમાં આવેલું જે ચેતન તેથી નવીન કહેતાં અન્ય કાંઈ જ્ઞેય થશે. ચેતનથી ભિન્ન અસત જડ દુઃખરૂપ છે, તેના જાણવાથી પુરૂષાર્થ સિદ્ધ થતો નથી. માટે મહાવાકયમાં જહતિ લક્ષણા નથી.

### ૪૩૭ મહાવાકયમાં અજહતિનો અસંભવ.

## दोहा ।

**वाच्यहु सारो रहत है, जहां अजहती मीत।**
**वाच्यअर्थ सविरोध यूं, तजहु अजहती रीत॥४१॥**

શબ્દાર્થઃ—જ્યાં અજહતિ લક્ષણા રહેતી હોય, ત્યાં હે મિત્ર ! સર્વ વાચ્ય અર્થ રહેવો જોઈએ. આ રીતે મહાવાકયમાં વાચ્યાર્થ વિરોધ યુકત છે, માટે અજહતિની રીતિનો મહાવાકયમાં ત્યાગ છે. ૪૧

વિવરણઃ—હે પ્રિયમિત્ર! જ્યાં અજહતિ લક્ષણા હોય, ત્યાં સર્વ વાચ્યાર્થ રહે છે તથા વાચ્યવડે અધિકનું ગ્રહણ થાય છે. મહાવાકયમાં જો અજહતિ લક્ષણા અંગીકાર કરીએ તો પૂર્ણ વાચ્યાર્થ રહે છે તથા વાચ્યાર્થ મહાવાકય સવિરોધ કહેતાં વિરોધ યુકત છે, તેથી તે વિરોધને દૂર કરવા લક્ષણાને અંગીકાર કરી છે. અજહતિ માનવાથી મહાવાકયમાં વિરોધ દૂર થતો નથી. માટે અજહતિની રીતિનો મહા વાકયમાં ત્યાગ કરો.

### ૪૩૮ મહાવાકયમાં ભાગત્યાગનો અંગીકાર.

## दोहा ।

**त्यागि विरोधी धर्म सब, चेतन शुद्ध असंग ।**
**लखहु लक्षणातैं सुमति, भागत्याग यह अंग ॥४२॥**

**શબ્દાર્થઃ**—હે અંગ ! સર્વ વિરોધી ધર્મનો ત્યાગ કરી જે શુદ્ધ અસંગ ચેતન સ્વરૂપ છે, તેને લક્ષણાવડે, હેમતિ ! તું જાણ. આ ભાગ ત્યાગ લક્ષણા છે.૪૨

**વિવરણઃ**—હે અંગ ! હે પ્રિય! તત્પદનો વાચ્ય ઈશ્વર તથા ત્વંપદનો વાચ્ય જીવ, તેને પોતપોતામાં વિરોધી ધર્મનો ત્યાગ કરી શુદ્ધ અસંગત ચેતનને લક્ષણાવડે તું જાણ. આ ભાગ ત્યાગ લક્ષણા છે. એમાં નિચે પ્રમાણે સિદ્ધાંત રહેલો છેઃ--જીવ ઇશ્વરનું સ્વરૂપ અદ્વૈત ગ્રંથમાં અનેક પ્રકારે કહ્યું છે. વિવરણ ગ્રંથમાં અજ્ઞાનમાં પ્રતિબિંબ જીવ તથા બિંબ ઇશ્વર કહ્યા છે તથા વિદ્યારણ્યના મત પ્રમાણે શુદ્ધ સત્વગુણ સહિત માયામાં આભાસ રૂપ ઈશ્વર તથા મલીન સત્વગુણ સહિત અંતઃકરણના ઉપાદાન કારણરૂપ અવિદ્યાનો જે અંશ, તેમાં જીવ આભાસરૂપે કહ્યો છે.

### ૪૩૯ પંચદશીનો તથા વિવરણકારાદિનો મત.

**વિવરણઃ**—જો કે પંચદશી ગ્રંથમાં વિદ્યારણ્ય સ્વામીએ અંતઃકરણમાં આભાસરૂપી જીવ કહ્યો છે. છતાં અંતઃકરણના આભાસને જીવ માનીએ તો સુષુપ્તિમાં અંતઃકરણ રહેતું નથી. માટે જીવનો પણ આભાસ થવો જોઇએ. વળી પ્રાજ્ઞ સ્વરૂપ જીવ સુષુપ્તિમાં રહે છે, માટેવિદ્યારણ્ય સ્વામીનો અભિપ્રાય નિચે પ્રમાણે છેઃ--અંતઃકરણરૂપ પરિણામને જે

અવિદ્યાનો અંશ પ્રાપ્ત થાય, તેમાં જીવ આભાસ રૂપે છે. આ અવિદ્યાનો અંશ સુષુપ્તિમાં પણ રહે છે, માટે પ્રાજ્ઞનો અભાવ નથી. વળી કેવળ આભાસજ જીવ ઇશ્વરરૂપ નથી, પણ માયાનું અધિષ્ઠાન ચેતન તથા માયા સહિત આભાસ ઇશ્વરરૂપ છે. વળી અવિદ્યા અંશનું અધિષ્ઠાન ચેતન તથા અવિદ્યાના અંશ સહિત આભાસ જીવ રૂપ છે. ઇશ્વરની ઉપાધિમાં શુદ્ધ સત્વ ગુણ છે, માટે ઇશ્વરમાં સર્વ શકિત સર્વજ્ઞતાદિ ધર્મ છે. વળી જીવની ઉપાધિમાં મલીન સત્વગુણ છે. માટે જીવમાં અલ્પ શકિત અલ્પજ્ઞતાદિ ધર્મ છે. આને આભાસવાદ કહે છે.

**ટીકા**—કેવળ આભાસજ જીવ ઇશ્વરરૂપ નથીઃ—કેવળ ચિદાભાસજ જીવ ઇશ્વર નથી. કારણ કે પોતાના તાદાત્મ્ય સંબંધવડે અધિષ્ઠાનથી અભિન્ન થઇ જે પ્રતીત થાય, તે આરોપિત કહેવાય છે. આરોપિતની અધિષ્ઠાન વડે ભિન્નતા હોવાને લીધે પ્રતીતિ થતી નથી. જેમ રજ્જુમાં સર્પ આરોપિત છે, માટે રજ્જુથી ભિન્નતાએ કરી સર્પની પ્રતીતિ થતી નથી, પણ રજ્જુથી અભિન્ન થઇને તથા રજ્જુના સ્વરૂપને ઢાંકી દઇ સર્પની પ્રતીતિ થાય છે. તેમ માયા રૂપ અવિદ્યામાં જેઓ સમાય છે, તે પણ આરોપિત છે, માટે તેની અધિષ્ઠાન કૂટસ્થ તથા બ્રહ્મથી ભિન્નતાએ કરી પ્રતીતિ થતી નથી. પણ બેઉની પોતાના અધિષ્ઠાન કૂટસ્થ તથા બ્રહ્મ સાથે તાદાત્મ્ય સંબંધ રૂપ એકતાને પામી, તેના સ્વરૂપને ઢાંકી દઇ પ્રતીતિ થાય છે. માટે અધિષ્ઠાન ચેતન તથા ઉપાધિ સહિત ચિદાભાસ જીવ અથવા ઇશ્વરરૂપ છે.

૪૪૦ વિવરણના મત પ્રમાણે જો કે જીવ ઇશ્વર બેઉની ઉપાધિ એકજ અજ્ઞાનરૂપ છે. માટે બેઉ અલ્પજ્ઞ થવા જોઇએ. છતાં જે ઉપાધિમાં પ્રતિબિંબ હોય, તેનો સ્વભાવ નિચે પ્રમાણે

છે.:– પ્રતિબિંબમાં પોતાનો દોષ કહે છે, પણ બિંબમાં નહિ. એવી રીતે દર્પણ રૂપ ઉપાધમાં મુખનું પ્રતિબિંબ થાય છે તથા ગ્રીવા ઉપર રહેલું મુખ બિંબરૂપ છે, તેમાં દર્પણરૂપ ઉપાધિના શ્યામ પીત લઘુતા આદિ અનેક દોષનું પ્રતિબિંબમાં ભાન થાય છે. પણ ગ્રીવામાં રહેલું જે બિંબ છે, તેમાં ભાન થતું નથી. તેમ દર્પણસ્થાન જે અજ્ઞાન તેમાં પ્રતિબિંબ રૂપ જીવમાં અજ્ઞાન કૃત અલ્પજ્ઞતા આદિક દોષ છે તથા બિંબરૂપ ઈશ્વરમાં નથી. માટે ઈશ્વરમાં સર્વજ્ઞતા આદિ છે તથા જીવમાં અલ્પજ્ઞતા આદિ છે.

**ટીકાઃ**—બિંબરૂપ ઇશ્વરમાં અલ્પજ્ઞતાદિ દોષ નથીઃ—જો કે પ્રતિબિંબ વાદમાં શુદ્ધ બ્રહ્મજ ઇશ્વરરૂપ છે. તેથી તેમાં સર્વજ્ઞતા આદિ ધર્મ સંભવતા નથી. છતાં જીવના અલ્પજ્ઞતા આદિ ધર્મની અપેક્ષાએ કરી શુદ્ધ બ્રહ્મમાં બિંબપણું, ઇશ્વરપણું તથા સર્વજ્ઞપણું ઇત્યાદિ ધર્મનો આરોપ થાય છે. વાસ્તવિક રીતે જીવ ઇશ્વર બેઉ શુદ્ધ બ્રહ્મરૂપ છે, તેમાં કોઇ ધર્મનો સંભવ નથી.

૪૪૧ આભાસ તથા પ્રતિબિંબનો ભેદ નીચે પ્રમાણે છેઃ—આભાસ પક્ષમાં આભાસ મિથ્યા છે તથા પ્રતિબિંબવાદમાં પ્રતિબિંબ મિથ્યા નથી, પણ સત્ય છે. કારણ કે પ્રતિબિંબ વાદીનો નીચે પ્રમાણે સિદ્ધાંત છેઃ—દર્પણમાં મુખનું જે પ્રતિબિંબ છે, તે મુખની છાયારૂપ નથી. કારણ કે છાયાનો સ્વભાવ નીચે પ્રમાણે છેઃ—જે દિશામાં છાયાવાનનું મુખ તથા પૃષ્ઠ થાય, તે દિશામાં છાયાનું મુખ તથા પૃષ્ઠ થાય છે તથા દર્પણના પ્રતિબિંબનું મુખ તથા પીઠ બિંબથી વિપરીત હોય છે, માટે દર્પણમાં છાયારૂપ પ્રતિબિંબ નથી. પણ દર્પ-

ણનો વિષય કરવામાટે નેત્રદ્વારા અંતઃકરણની જે વૃત્તિ નીકળવી, તે દર્પણનો વિષય કરી તત્કાળ દર્પણમાંથી નિવૃત્ત થઈ, ગ્રીવામાં રહેલા મુખનો વિષય કરે છે. જેમકે ભ્રમણના વેગવડે અલાતના ચક્રનું ભાન થાય છે પણ ચક્રનું નહી, તેમ દર્પણ તથા મુખનો વિષય કરવામાં વૃત્તિના વેગવડે દર્પણમાં મુખનું ભાન થાય છે તથા મુખ ગ્રીવામાંજ રહે છે પણ દર્પણમાં નહિ તથા છાયા પણ હોતી નથી. વૃત્તિના વેગવડે દર્પણમાં મુખની જે પ્રતીતી, તે જ પ્રતિબંબરૂપ છે. આ રીતે દર્પણરૂપ ઉપાધિના સંબંધથી ગ્રીવામાં રહેલ મુખનું જ બિંબરૂપે તથા પ્રતિબિંબરૂપે ભાન થાય છે તથા વિચારવડે બિંબ પ્રતિબિંબભાવ રૂપ નથી. તેમ અજ્ઞાનરૂપ ઉપાધિના સંબંધવડે અસંગ ચેતનમાં બિંબ સ્થાની ઇશ્વર ભાવ તથા પ્રતિબિંબ સ્થાની જીવભાવ પ્રતીત થતો નથી તથા વિચારદૃષ્ટિવડે ઇશ્વરતા તથા જીવતા નથી. અજ્ઞાનથી ચેતનમાં જીવભાવની જે પ્રતીતિ, તે જ અજ્ઞાનમાં પ્રતિબિંબ કહેવાય છે. માટે બિંબપણું તથા પ્રતિબિંબપણું મિથ્યા છે તથા સ્વરૂપવડે બિંબ પ્રતિબિંબ સત્ય છે. કારણ કે બિંબ પ્રતિબિંબનું સ્વરૂપ દૃષ્ટાંતમાં મુખરૂપે છે તથા દાર્ષ્ટાંતમાં ચેતનરૂપ છે. આ મુખ તથા ચેતન સત્યરૂપે છે. આ રીતે પ્રતિબિંબને સ્વરૂપે કરી સત્ય હોવાથી સત્ય કહે છે તથા આભાસનું સ્વરૂપ છાયા રૂપે માનવાથી મિથ્યા છે. આ આભાસવાદ તથા પ્રતિબિંબવાદનો ભેદ છે.

**ટીકા**:-આભાસવાદ તથા પ્રતિબિંબવાદનો ભેદ છેઃ-અહિં કંઇ એક વિશેષતા રહેલા છે. જળ પૂરેલા અનેક ઘડાઓમાં સૂર્યના અનેક પ્રતિબિંબો હોય છે. તેમાં એક એક પ્રતિબિંબ વ્યષ્ટિ કહેવાય છે તથા સર્વ મળી એક સમષ્ટિ પ્રતિબિંબ કહે-

વાય છે. તેમાં જે પ્રતિબિંબનો જળના અભાવે કરી અભાવ હોય, તેનો સૂર્યની સાથે અભેદ કહેવાય છે. એ રીતે જ્યારે સર્વ પ્રતિબિંબનો અભાવ થાય ત્યારે સમષ્ટિ પ્રતિબિંબના સૂર્યના સાથે અભેદ કહેવાય છે. આ રીતે અનેક બુદ્ધિ અથવા અવિદ્યા અંશરૂપ જળમાં અનેક બ્રહ્મનાં પ્રતિબિંબ છે. તેમાં એક એક પ્રતિબિંબ વ્યષ્ટિ કહેવાય છે તથા સર્વ મળી એક સમષ્ટિ પ્રતિબિંબ કહેવાય છે. અનેક વ્યષ્ટિ પ્રતિબિંબ જીવરૂપે છે તથા એક સમષ્ટિ પ્રતિબિંબ ઇશ્વરરૂપે છે. તેના મધ્યમાં જે જીવનો ઉપાધિના અભાવે કરી અભાવ થાય, તેનો બ્રહ્મની સાથે ઉપચાર માત્ર અભેદ કહેવાય છે. એ પ્રમાણે જ્યારે સર્વ જીવનો અભાવ થાય ત્યારે સમષ્ટિ પ્રતિબિંબરૂપ ઇશ્વરનો વિદેહ મોક્ષ થાય. આ પક્ષમાં જગત તથા બ્રહ્મનો અર્થાત્ જીવ બ્રહ્મના અભેદનો બોધ કરવાવાળા શ્રુતિ વાક્યમાં ભાગ ત્યાગ લક્ષણાનો સ્વીકાર નથી, પણ ગંગામાં ગામ છે આ વાક્યની માફક સર્વ વાચ્યનો ત્યાગ તથા તેના સંબંધી બ્રહ્મના ગ્રહણથી જહતિ લક્ષણાનો સ્વીકાર છે. અધિષ્ઠાન કૂટસ્થને છોડી કેવળ બુદ્ધિ સહિત અથવા અવિદ્યા સહિત આભાસ, તે જીવ માનનારા કોઇ વેદાંતના એક દેશી આભાસ વાદીનો આ મત છે. વળી આ પક્ષ પ્રમાણે પુરૂષાર્થને માટે પ્રયત્ન કરવાવાળા જીવનો મોક્ષ દશામાં અભાવ થાય છે. માટે ધનની વૃદ્ધિની ઇચ્છાવડે વ્યાપાર કરવાવાળાનું મૂળ ધન પણ નાશ પામ્યું, તેની માફક મોક્ષની પ્રાપ્તિ અર્થે પ્રયત્ન કરવાવાળા જીવનું સ્વરૂપ નાશ પામશે. આ રીતનું અનર્થ જાણી આ સિદ્ધાંતમાં કોઇપણ મુમુક્ષુની પ્રવૃત્તિ થશે નહિ. માટે આ પક્ષ યોગ્ય નથી. પંચદશી તથા વિચારસાગર આદિ ગ્રંથમાં અધિષ્ઠાન કૂટસ્થ સહિત સાભાસ બુદ્ધિ અથવા અવિદ્યાને જીવ માન્યો છે તથા અધિષ્ઠાન બ્રહ્મ સહિત સાભાસ માયાને ઇશ્વર માન્યો છે. આમાં વાચ્ય ભાગના એક દેશનો ત્યાગ કરવાથી તથા એક દેશનું ગ્રહણ કરવાથી મહા વાકય આદિ સ્થળમાં સિદ્ધાંત સં-

મત ભાગ ત્યાગ લક્ષણાનો સ્વીકાર છે. આ પક્ષે કરી મુખ્ય આકાશના દૃષ્ટાંતનો જ અંગીકાર છે. આ આકાશના દૃષ્ટાંતનું સવિસ્તર વર્ણન વિચાર સાગરના ચોથા તરંગમાં કર્યું છે. આ પક્ષની રીત પ્રમાણે આકાશના અથવા મુખાદિકના પ્રતિબિંબના અધિષ્ઠાન રૂપ ઉપાદાન ઘટાકાશ તથા દર્પણાદિ છે. વળી પરિણામી ઉપાદાન જળ તથા અવિદ્યા આદિ છે અને નિમિત્ત કારણ મહાકાશ તથા મુખ આદિ બિંબ તથા ઉપાધિની સંનિધિ છે. આ પ્રતિબિંબના બાધવડે તેના બિંબરૂપ મુખાદિકની સાથે અભેદ હોય છે. છતાં જ્યાંસૂધી જળ દર્પણાદિ તથા બિંબની સંનિધિ રૂપ નિમિત્ત હોય, ત્યાંસૂધી બાધિત પ્રતિબિંબની પ્રતીતિ થાય છે. આને બાધિતાનુવૃત્તિ કહે છે. એ જ રીતે ચિદાભાસ રૂપ જીવનું અધિષ્ઠાન રૂપ ઉપાદાન કૂટસ્થ છે. પરિણામી ઉપાદાન અનેક બુદ્ધિ અથવા અજ્ઞાન અંશ છે તથા પ્રારબ્ધ નિમિત્ત કારણ છે. તેમાંથી જો ચિદાભાસ બુદ્ધિ અથવા અજ્ઞાન અંશરૂપ ઉપાધિ સહિત પોતાનાં સ્વરૂપનો બાધ કરી અહં આદિ જીવ વાચકપદનો લક્ષ અર્થ જે કૂટસ્થ અધિષ્ઠાન રૂપ પોતાનું જે સ્વરૂપ, તેના અભિમાનવડે અહંપદના લક્ષરૂપ કૂટસ્થની બિંબરૂપ બ્રહ્મની સાથે પ્રથમથી સિદ્ધ થયલી એકતા છે. આને જે જાણે છે તે મુક્ત હોય છે, પણ બીજા બદ્ધ હોય છે. જો કે અહંબ્રહ્માસ્મિ એવા જ્ઞાનના સમયમાં અવિદ્યારૂપ ઉપાદાનના નાશવડે તેના કાર્યરૂપ જગત્ સહિત ચિદાભાસનો બાધ થાય છે. છતાં જ્યાંસૂધી પ્રારબ્ધરૂપ નિમિત્ત છે, ત્યાં સૂધી બાધ થયેલા દેહાદિ જગત્ સહિત ચિદાભાસની પ્રતીતિ થાય છે. જ્યારે પ્રારબ્ધનો અંત થાય, ત્યારે આ પ્રતીતિનો પણ અભાવ થાય છે. એજ વિદેહ મોક્ષ છે. પૂર્વપક્ષ કરતાં આ પક્ષ ઉત્તમ છે. વળી બિંબ પ્રતિબિંબવાદમાં પ્રતિબિંબનાં અધિષ્ઠાનરૂપ ઉપાદાન બિંબ છે, પરિણામી ઉપાદાન મુખાદિબિંબનું અજ્ઞાન છે તથા તેના નિમિત્ત કારણ દર્પણ તથા બિંબની સંનિધિ આદિ છે. બિંબ પ્રતિબિંબના અભેદ

જ્ઞાનથી પ્રતિબિંબ ભાવની નિવૃત્તિ થાય છે. પણ જ્યાંસૂધી બિંબ તથા દર્પણની સંનિધિરૂપ ઉપાધ હોય, ત્યાં સૂધી મિથ્યા જાણેલા પ્રતિબિંબ ભાવ રહિત પ્રતિબિંબના સ્વરૂપની પ્રતીતિ થાય છે. જ્યારે દર્પણાદિનો નાશ થાય ત્યારે પ્રતિબિંબની પ્રતીતિનો પણ અભાવ થાય. તે જ રીતે એકજ અજ્ઞાનવડે શુદ્ધ બ્રહ્મરૂપ બિંબમાં જીવરૂપ પ્રતિબિંબભાવ પ્રતીત થાય છે. આનું ઉપાદાન અજ્ઞાન છે તથા અધિષ્ઠાન શુદ્ધ બ્રહ્મ છે નિમિત્ત કારણ અદૃષ્ટ છે. જ્યારે આ પ્રતિબિંબને પોતાના બિંબ બ્રહ્મ સાથે એકતા થાય ત્યારે તેનો પ્રતિબિંબભાવ અર્થાત્ જીવભાવ નિવૃત્ત થાય છે. પણ જ્યાંસૂધી પ્રારબ્ધરૂપ ઉપાધિ છે ત્યાંસૂધી બાધ પામેલા જગત્ સહિત આ જીવની જીવભાવ સહિત સ્વરૂપે કરી પ્રતીતિ થાય છે. જ્યારે પ્રારબ્ધનો નાશ થાય ત્યારે પ્રતીતિનો અભાવ થઈ, કેવળ શુદ્ધ બ્રહ્મ અવશેષ રહેશે. આનું નામ વિદેહ મોક્ષ છે. આ પક્ષવડે સ્વપ્નની માફક એક જીવનો મુખ્ય અંગીકાર છે તથા જે અનેક જીવો પ્રતીત થાય છે, તે જીવાભાસ છે. તેમાં ત્રણ સત્તાનો અંગીકાર છે. માટે એ પણ વ્યાવહારિક પક્ષ કહેવાય છે. છતાં અન્ય સર્વ વ્યાવહારિક પક્ષ કરતાં આ પક્ષ ઉત્તમ છે. આ રીતે આભાસવાદ તથા પ્રતિબિંબવાદનો ભેદ છે.

૪૪૨ કેટલાએ ગ્રંથમાં શુદ્ધ સત્વગુણ સહિત માયા વિશિષ્ટ ચેતન ઇશ્વર કહેવાય છે તથા મલીન સત્વગુણ સહિત અંતઃકરણનું ઉપાદાન અવિદ્યાના અંશ વિશિષ્ટ ચેતનરૂપ જીવ કહેવાય છે. આને અવચ્છેદ વાદ કહે છે. સર્વ વેદાંતની પ્રક્રિયા અદ્વૈત આત્માને જણાવવાવાળી છે. માટે જે કોઇ પ્રક્રિયાથી જિજ્ઞાસુને બોધ થાય, તેજ તેને યોગ્ય છે. છતાં વાક્યવૃત્તિ તથા ઉપદેશ સહસ્રીમાં ભાષ્યકારે આભાસવાદ મુખ્ય ગણ્યો છે, માટે આભાસવાદજ મુખ્ય છે.

*ટીકાઃ*—સર્વ વેદાંતની પ્રક્રિયા અદ્વૈતવાદને જણાવનારી છેઃ-અહિં સર્વ શબ્દવડે કરી કાર્ય કારણ ઉપાધિવાદ, અવચ્છિન્ન અનવચ્છિન્નવાદ તથા દૃષ્ટિ સૃષ્ટિવાદ આદિનું ગ્રહણ છે.

## ૪૪૩ ભાગત્યાગનું પ્રદર્શન.

આ રીતે કરી માયા, માયામાં રહેલો આભાસ તથા માયાનું અધિષ્ઠાન જે ચેતન, તે સર્વ શકિત સર્વજ્ઞતા આદિ ધર્મ સહિત ઇશ્વર છે તથા તેજ તત્‌પદનું વાચ્ય છે. તેમજ વ્યષ્ટિ અવિદ્યા, તેમાં રહેલો આભાસ તથા તેનું અધિષ્ઠાન ચેતન અલ્પ શકિત, અલ્પજ્ઞતાદિ ધર્મ સહિત જીવ છે તથા ત્વંપદનું વાચ્ય છે. આ બેઉની તત્વંમસિ વાકયવડે એકતાનો બોધ કર્યો પણ બીજી કોઈ રીતે બની શકે નહિ માટે આભાસ સહિત માયા તથા માયાકૃત સર્વ શકિત સર્વજ્ઞતા આદિ ધર્મરૂપ વાચ્ય ભાગનો ત્યાગ કરી ચેતન ભાગમાં તત્‌પદની ભાગ ત્યાગ લક્ષણા છે. તેમજ આભાસ સહિત અવિદ્યા અંશ તથા અવિદ્યાકૃત અલ્પ શકિત તથા અલ્પજ્ઞતા આદિ ધર્મરૂપ જે ત્વંપદનો વાચ્ય ભાગ, તેનો ત્યાગ કરી ચેતન ભાગમાં ત્વંપદની ભાગ ત્યાગ લક્ષણા છે. આ રીતે ભાગત્યાગ લક્ષણાવડે ઇશ્વર તથા જીવનાં સ્વરૂપમાં લક્ષ્ય જે ચેતનભાગ, તેની એકતાનો તત્વમસિ આદિ મહા વાકય બોધ કરે છે. તેજ રીતે 'અયમાત્મા બ્રહ્મ' આ મહાવાકયમાં આત્માપદનો જીવ વાચ્ય છે તથા બ્રહ્મપદનો ઇશ્વર વાચ્ય છે. બ્રહ્મપદનું શુદ્ધ વાચ્ય નથી ઇશ્વરજ વાચ્ય છે એમ ચોથા તરંગમાં પ્રતિપાદન કરી આવ્યા છીએ. પૂર્વની માફક બેઉ પદની લક્ષણા છે. લક્ષ્યાર્થ પરોક્ષ નથી. આ અર્થને જણાવવાવાળું અયંપદ છે. અયં

કહેતાં સઘળાના અપરોક્ષ રૂપ આત્મા બ્રહ્મરૂપે છે, એ મહા વાકયનો અર્થ છે. અહં બ્રહ્માસ્મિ આ મહા વાકયમાં અહં પદનો જીવ વાચ્ય છે તથા બ્રહ્મ પદનો ઇશ વાચ્ય છે. આ બેઉ પદની લક્ષણા ચેતન ભાગમાં હું બ્રહ્મ છું, એ વાકયના અર્થરૂપ છે.

'પ્રજ્ઞાનમાનંદં બ્રહ્મ' આ મહાવાકયમાં પ્રજ્ઞાનપદનો જીવ વાચ્ય છે તથા બ્રહ્મપદનો ઇશ વાચ્ય છે. પૂર્વની માફક અહિં લક્ષણા છે. લક્ષ્ય જે બ્રહ્માત્મા તે આનંદ ગુણવાળો નથી પણ આનંદ રૂપ છે. આ અર્થને જણાવવા આનંદપદ છે. આત્માથી અભિન્ન બ્રહ્મ આનંદરૂપ છે, એ વાકયનો અર્થ છે. જેમ મહા વાકયમાં ભાગ ત્યાગ લક્ષણા છે તેમ અન્ય વાકયમાં સત્ય, જ્ઞાન તથા આનંદ પદ પણ શુદ્ધ બ્રહ્મને ભાગ ત્યાગ લક્ષણાથી બોધ કરે છે પણ શક્તિવડે નહિં. કારણ કે શુદ્ધ બ્રહ્મ કોઇ પદનો વાચ્ય નથી એમ સિદ્ધાંત છે. માટે સર્વ પદ વિશિષ્ટના વાચક રૂપ છે તથા શુદ્ધના લક્ષક રૂપે છે. માયાની આપેક્ષિક સત્યતા તથા ચેતનની નિરપેક્ષિક સત્યતા મળીને સત્ય પદનો વાચ્ય છે તથા નિરપેક્ષિક સત્ય લક્ષ્યરૂપે છે. બુદ્ધિ વૃત્તિરૂપ જ્ઞાન તથા સ્વયં પ્રકાશ જ્ઞાન બેઉ મળી જ્ઞાન પદનું વાચ્ય તથા સ્વયં પ્રકાશ ભાગ લક્ષ્ય છે. તેમજ વિષય સંબંધ જન્ય સુખાકાર સાત્વિક અંતઃકરણની વૃત્તિ તથા પરમ પ્રેમનું સ્થાનરૂપ સુખ બેઉ મળી આનંદપદનું વાચ્ય છે તથા વૃત્તિ ભાગને ત્યાગી સ્વરૂપ ભાગ લક્ષ્યરૂપ છે. આ રીતે સર્વે પદની શુદ્ધમાં લક્ષણા સંક્ષેપ શારીરકમાં પ્રતિપાદન કરી છે.

ટીકાઃ—અયમાત્મા બ્રહ્મઃ—અપરોક્ષ બે પ્રકારના છે. ૧

સ્વયં પ્રકાશ થવાથી બુદ્ધિરૂપ જ્ઞાનના વિષયરૂપ જે આત્માનું સ્વરૂપ, તે અપરોક્ષ છે. ૨ હું સ્વપ્રકાશ આત્મા છું. આ રીતે બુદ્ધિવડે જોવું તે પણ અપરોક્ષ કહેવાય છે. તેમાં પ્રથમ અપરોક્ષ નિત્ય છે તથા બીજું અપરોક્ષ અનિત્ય છે.

कवित्त—

"गंगामें ग्राम" जहतिलक्षणा या ठौर लखि ।
"शोण धावै" लक्षणा अजहति जनाइये ॥
"सोई यह वस्तु" इहां लक्षणा है भागत्याग ।
दूजो नाम जहतिअजहति सुनाइये ॥
"तत्त्वमसि" आदि महावाक्यनमें भागत्याग ।
लक्षणा न जहति अजहति बताइये ॥
ब्रह्म काहु पदको न वाच्य यूं बखानै वेद ।
यातें सर्वपदनमें रीति यूं लखाइये ॥ ४३ ॥

૪૪૪ શબ્દાર્થ:—ગંગામાં ગામ છે, એ સ્થાને જહતિ લક્ષણા જાણવી તથા રાતો દોડે છે, અહિ અજહતિ લક્ષણા જાણવી. તેજ આ વસ્તુ છે, અહિ ભાગ ત્યાગ લક્ષણા છે તથા તેનું બીજું નામ જહદજહત્ છે. તત્ત્વમસિ આદિ મહા વાક્યોમાં ભાગત્યાગ લક્ષણા કહેવામાં આવે છે, પણ જહતિ તથા અજહતિ લક્ષણા નથી. બ્રહ્મ કોઇ પદનો વાચ્ય નથી એમ વેદ પ્રશંસા કરે છે. આથી સર્વ પદો વિશે એજ રીતિ જાણવી. ૪૩

मायामाहिं सत्यता जु औरभाँति भाषियत ।
ब्रह्ममाहिं सत्यता सु औरभांति भाषिये ॥

दोउ मिली सत्यपद वाच्य मुनि भाषत हैं।
ब्रह्ममांहिं सत्यता सु लक्ष्यभाग राखिये ॥
बुद्धिवृत्ति संवित द्वै मिले ज्ञानपद वाच्य ।
संवितस्वरूप लक्ष्य बुद्धिवृत्ति नाखिये ॥
आत्म आ विषैको सुख वाच्यपद आनंदको ।
विषयसुख त्यागि आत्मसुख लक्ष्य आखिये ॥४४॥

શબ્દાર્થઃ—માયામાંજ સાપેક્ષ રીતીથી સત્યતા કહેવાય છે તથા બ્રહ્મમાં નિરપેક્ષ રીતિવડે સત્યતા કહેવાય છે. બંને મળી સત્યપદ વાચ્ય છે એમ મુનિ કહે છે. બુદ્ધિમાંજ સત્યતા એ લક્ષ્ય ભાગ જાણવો. બુદ્ધિ વૃત્તિ તથા સંવીત આ બેઉ મળી જ્ઞાનપદના વાક્યરૂપ છે. તેમાં સંવીત સ્વરૂપ લક્ષ્યરૂપે છે તથા બુદ્ધિ વૃત્તિનો નાશ થવો જોઇયે. આત્મા તથા વિષયનું સુખ તે આનંદના વાચ્યપદરૂપ છે આમાં વિક્ષ્ય સુખનો ત્યાગ કરી આત્મ સુખને લક્ષ્યરૂપે કહેવું. ૪૪

૪૪૫ બેઉ પદમાં લક્ષણા માનવી શું નિષ્ફળ છે ?

મહા વાકયમાં વિરોધ દૂર કરવાને બેઉ પદમાં લક્ષણા અંગીકાર કરી તેમાં કોઈ કહે છે કે એક પદમાં લક્ષણા અંગીકાર કરવાથીજ વિરોધ દૂર થાય છે. પછી બેઉ પદમાં લક્ષણા માનવાનું કાંઇ પ્રયોજન નથી.

दोहा ।

एकहि पदमैं लक्षणा, मानै नहीं विरोध ।
दोय पदनमैं लक्षणा, निष्फल कहत सुबोध ॥४५॥

શબ્દાર્થ:—હે સુજ્ઞ ! બેઉ પદમાં લક્ષણા નિષ્ફળ કહેવાય છે. કારણ કે એક પદમાં લક્ષણા માનવાથી વિરોધ રહેતો નથી. ૪૫

વિવરણ:—સુબોધ કહેતાં હે સુજ્ઞ પુરૂષ ! બેઉ પદમાં લક્ષણા નિષ્ફળ કહેવાય છે. કારણ કે એકજ પદમાં લક્ષણા માનવાથી વિરોધ દૂર થઈ જાય છે. આનો ભાવ નિચે પ્રમાણે છે:—એ કે સર્વજ્ઞતાદિ વિશિષ્ટની અલ્પજ્ઞતાદિ વશિષ્ટની સાથે એકતા બનતી નથી, છતાં એક પદનું લક્ષ્ય જે શુદ્ધ તેની વિશિષ્ટની સાથે એકતા બને છે. દૃષ્ટાંત તરીકે જેમ શૂદ્ર મનુષ્ય બ્રાહ્મણ છે. આ રીતિથી શૂદ્રત્વ ધર્મ વિશિષ્ટ મનુષ્યની બ્રાહ્મણત્વ ધર્મ વિશિષ્ટની સાથે એકતા કહેવી, તે વિરૂદ્ધ છે. વળી મનુષ્ય બ્રાહ્મણ છે, આ રીતે શૂદ્રત્વ ધર્મ રહિત શુદ્ધ મનુષ્યને બ્રાહ્મણત્વ વિશિષ્ટતા કહેવામાં વિરોધ નથી. તેમ અલ્પજ્ઞતાદિ ધર્મ વિશિષ્ટ ચેતનની તથા સર્વજ્ઞતાદિ ધર્મ વિશિષ્ટની એકતા વિરૂદ્ધ છે. પણ જીવ વાચકપદ તથા ઈશ વાચક પદની ચેતનમાં લક્ષણા કરી ચેતન માત્રની સર્વજ્ઞતાદિ ધર્મ વિશિષ્ટની સાથે અથવા અલ્પજ્ઞતાદિ વિશિષ્ટની સાથે એકતા કહેવામાં વિરોધ નથી. માટે બેઉ પદમાં લક્ષણા માનવામાં કોઇ યુક્તિ નથી.

૪૪૬ બેઉ પદમાં લક્ષણા સફળ છે.

## कवित्त ।

लक्षणा जो कहे एकपदमांहि ताकूं यह ।
पूछि दोय पदनमें कौनसैंमें लक्षणा ॥
प्रथम वा द्वितीयमें कहे ताहि माषि यह ।

वाक्यनको होयगो विरोध मूढ लक्षणा ॥
तीनिवाक्यमध्य जीववाचक प्रथमपद ।
" तत्त्वमसि " यामैं आदिपद ईशलक्षणा ॥
प्रथम वा द्वितीयको नेम नहीं बनै यातैं ।
भाषत द्वैपदनमैं लक्षणा सुलक्षणा ॥ ४६ ॥

શબ્દાર્થ:—જે એક પદમાં લક્ષણા કહે, તેને નીચે પ્રમાણે પૂછવું જોઇએ કે, બેઉ પદોમાંથી કયા પદમાં લક્ષણા છે; જે કોઈ પ્રથમ અથવા દ્વિતીયમાં કહે તો તેને કહેવું જોઇએ કે, હે મૂઢ લક્ષણ ! આમ લક્ષણા માનવાથી વાકયોનો વિરોધ થશે. ત્રણે વાકયોમાં જીવ વાચક પદ પ્રથમ છે. तत्त्वमसि આમાં આદિ પદ ઇશ લક્ષણા છે. આ રીતે પ્રથમ અથવા દ્વિતીય પદમાં લક્ષણાનો નિયમ બની શકે નહિ. માટે સુલક્ષણવાળા આચાર્યો બેઉ પદમાં લક્ષણા કહે છે. ૪૬

વિવરણ:—જે એક પદમાં લક્ષણા અંગીકાર કરે, તેને એમ પૂછવું કે બેઉ પદમાંથી કયા પદમાં લક્ષણા છે. જો કોઇ એમ કહે કે, મહા વાકયના પ્રથમ પદમાં સર્વ લક્ષણા છે. પણ દ્વિતીયમાં નથી. અથવા દ્વિતીયપદમાં લક્ષણા સર્વ વાકયમાં છે, પણ પ્રથમ પદમાં નથી. તેને હે શિષ્ય ! એમ કહેવું કે, હે મૂઢ લક્ષણ ! પ્રથમ અથવા દ્વિતીય પાદમાં જો નિયમવડે લક્ષણા સર્વ વાકયમાં માનીએ તો વાકયનો પરસ્પર વિરોધ થશે. કારણ કે ત્રણ વાકય મધ્યે કહેતાં अहं ब्रह्मास्मि,प्रज्ञानमानंदं ब्रह्म, अयमात्मा ब्रह्म આ ત્રણ વાકયમાં જીવ વાચક પદ પ્રથમ કહેતાં પૂર્વ છે તથા तत्त्वमसि આ વાકયમાં આદિપદ

કહેતાં પ્રથમ પદ ઈશ લક્ષણ કહેતાં ઇશ્વરનો બોધ કરનારું છે. જો પૂર્વ પદમાંલક્ષણા સંપૂર્ણ માનીએ તો ત્રણ વાકયનો નીચે પ્રમાણે અર્થ થશેઃ—ચેતન સર્વજ્ઞતા આદિ વિશિષ્ટ અંશ સર્વ ઇશ્વરરૂપ છે તથા तत्वमसि વાકયનો અર્થ નીચે પ્રમાણે થશેઃ—ચેતન અલ્પજ્ઞતાદિ વિશિષ્ટ સંસારી જીવરૂપ છે. કારણ કે ત્રણે વાકયમાં પૂર્વ જીવ વાચક પદ છે. તેની ચેતન ભાગમાં લક્ષણા તથા દ્વિતીય જે ઈશ્વર વાચક પદ, તેનું વાચ્યનું ગ્રહણતથાतत्वमसिમાં આદિ ઈશ્વર વાચક પદની ચેતન ભાગમાં લક્ષણા છે તથા દ્વિતીય જીવ વાચક પદ વાચ્યરૂપ છે. આ રીતે લક્ષણાનો નિયમ કરીએ તો વાકયનો પરસ્પર વિરોધ થશે. તેમ સર્વ વાકયના દ્વિતીયપદ કહેતાં આગલા પદમાં જો લક્ષણા માનીએ તો ત્રણે વાકયમાં પૂર્વ જે જીવપદ, તેના વાચ્યનું ગ્રહણ તથા ઉત્તર ઇશ પદની ચેતન ભાગમાં લક્ષણા છે. માટે અલ્પજ્ઞતાદિ ધર્મ વિશિષ્ટ ચેતન છે, એમ ત્રણે વાકયનો અર્થ થશે. વળી તત્ત્વમસિમાં આદિ જે ઇશપદ તેના વાચ્યનું ગ્રહણ તથા દ્વિતીય જીવપદની ચેતન ભાગમાં લક્ષણા છે. માટે સર્વજ્ઞતાદિ ધર્મ વિશિષ્ટ ચેતન છે. આ રીતે તત્ત્વમસિનો અર્થ થવાથી પરસ્પર વિરોધ આવશે. આ રીતે પ્રથમ અથવા દ્વિતીયપદમાં લક્ષણાનો નિયમ બની શકે નહિ. માટે સુલક્ષણા કહેતાં સુંદર છે લક્ષણો જેનાં એવા આચાર્યો બેઉ પદમાં લક્ષણા કહે છે.

### ૪૪૭ ઇશ વાચક પદમાં લક્ષણા.

જો કોઇ એમ કહે કે, પ્રથમ પદ અથવા દ્વિતીય પદમાં લક્ષણા છે. એ રીતનો નિયમ કરવામાં નથી આવ્યો. પણ સર્વ વાકયમાં જે ઇશ્વર વાચકપદ, તેમાં લક્ષણા છે. એવો નિયમ ક-

રવાથી ઈશ્વર વાચક કાંતો પ્રથમ હોય અથવા પછી હોય? આથી વાકયનો પરસ્પર વિરોધ થશે નહી. આનું સમાધાન નીચે પ્રમાણે છેઃ—

## दोहा-

ईशपदहिं लक्षक कहै, सब अनर्थकी खानि।
ज्ञेय होय श्रुतिवाक्यमैं, व्है पुरुषारथहानि॥४७॥

શબ્દાર્થ—જો ઇશપદને લક્ષક કહેવામાં આવે તો સર્વ અનર્થના સમૂહરૂપ જીવ શ્રુતિ વાકયમાં જ્ઞેયરૂપે થાય તથા આમ થવાથી મોક્ષની હાનિ થશે. ૪૭

વિવરણઃ—જો ઇશ્વરવાચક પદનેજ લક્ષક કહીએ તો સર્વ અનર્થ, અલ્પજ્ઞતા, પરાધીનતા તથા જન્મ મરણ આદિ દુઃખનાં સાધનોની ખાણરૂપ જે સંસારી જીવ, તે શ્રુતિવાકયમાં જ્ઞેયરૂપે થાય તથા એમ થવાથી પુરૂષાર્થ કહેતાં મોક્ષની હાનિ થશે. આ સર્વનું રહસ્ય નીચે પ્રમાણે છેઃ- જો ઇશ વાચક પદમાંજ લક્ષણા માનીએ તો મહા વાકયનો એ અર્થ થશે કે, તત્પદનું લક્ષ્ય જે અદ્વય અસંગ માયા તથા મળથી રહિત ચેતન, તે કામ, કર્મ તથા અવિદ્યાને આધીન થવાથી અલ્પજ્ઞ, અલ્પ શક્તિ, પરિછિન્ન, પુણ્ય પાપ, સુખદુઃખ, જન્મ મરણ, ગમનાગમન આદિ અનંત અનર્થના પાત્ર રૂપે થશે. જો મહા વાકયનો આ રીતનો અર્થ થાય તો જિજ્ઞાસુને આ અર્થમાં બુદ્ધિની સ્થિતિ કરવી પડશે તથા જેમાં બુદ્ધિની સ્થિતિ થાય છે, તેનેજ તે પ્રાણવિયોગ થયા પછી પ્રાપ્ત થાય છેઃ માટે વેદાંત વાકયના વિચારવડે મુમુક્ષુને અનર્થની પ્રાપ્તિ થશે, પણ

આનંદની પ્રાપ્તિ થશે નહિ. માટે ઇશ્વર વાચક પદમાં લક્ષણા છે પણ જીવ વાચક પદમાં નથી. આ નિયમ અયુક્ત છે.

### ૪૪૮ જીવ વાચક પદમાં લક્ષણા.

જો કોઇ એમ કહે કે, સર્વ મહા વાકયમાં જે જીવવાચક પદ છે તેમાં લક્ષણા છે તથા ઈશ્વર વાચકમાં નથી, માટે પુરૂષાર્થની હાનિ નથી. કારણ કે જીવ વાચક પદમાં લક્ષણા માનીએ તો મહા વાકયનો અર્થ એ થશે કે, જે ત્વં પદનો લક્ષ્ય ચેતન ભાગ તે સર્વ શક્તિ, સર્વજ્ઞ, સ્વતંત્ર, તથા જન્માદિ બંધ રહિત ઇશ્વરરૂપ છે. આ અર્થમાં બુદ્ધિની સ્થિતિવડે અતિ ઉત્તમ ઇશ્વર ભાવનીજ પ્રાપ્તિ થશે. માટે જીવ વાચક પદમાં લક્ષણાનો નિયમ કરે છે. આનુ સમાધાન નિચે પ્રમાણે છે.

### दोहा.

साक्षी त्वंपद लक्ष्य कहुँ, कैसे ईशस्वरूप ।
यातैं दोपदलक्षणा, भाषत यतिवर भूप ॥४८॥

શબ્દાર્થઃ—ત્વંપદનું લક્ષ્ય જે સાક્ષી તે ઈશ્વર સ્વરૂપ કેવી રીતે ? માટે સંન્યાસીઓમાં શ્રેષ્ઠ એવા સ્વામીઓ બેઉ પદમાં લક્ષણા કહે છે. ૪૮

વિવરણઃ—ત્વંપદનું લક્ષ્ય જે સાક્ષી, તે ઈશ્વર સ્વરૂપ કેવી રીતે ? એ કહો ? અર્થાત્ ત્વંપદના લક્ષ્યને ઈશ્વરરૂપ કહેવો બને નહી. માટે યતિ જે સંન્યાસી તેમાં વર જે શ્રેષ્ઠ તેના ભૂપ કહેતાં શંકરસ્વામી બેઉ પત્રમાં લક્ષણા કહે છે. આનો ભાવ નિચે પ્રમાણે છેઃ—જે જીવ વાચક પદમાં લક્ષણા માનીએ તથા ઇશ્વર વાચકમાં નહી, તેને એમ પૂછવું કે ત્વં-

પદની લક્ષણા વ્યાપક ચેતનમાં છે અથવા જેટલા સ્થાનમાં જીવની ઉપાધિ છે તેટલા સ્થાનમાં રહેલ સાક્ષી ચેતનમાં ત્વં-પદની લક્ષણા છે ? જો વ્યાપક ચેતનમાં ત્વંપદની લક્ષણા કહીએ તો તે બની શકે નહિ. કારણ કે વાચ્ય અર્થમાં જેનો પ્રવેશ થાય તેમાં ભાગત્યાગ લક્ષણા થાય છે તથા વાચ્યમાં વ્યાપક ચેતનનો પ્રવેશ નથી, પણ જીવપણાની ઉપાધિ દેશમાં રહેલ સાક્ષી ચેતનતાનો વાચ્યમાં પ્રવેશ છે, માટે સાક્ષી ચેતનમાંજ ત્વંપદની લક્ષણા છે, પણ વ્યાપક ચેતનમાં નથી. સાક્ષી ચેતનમાં સર્વના હૃદયનું પ્રેરણ તથા સર્વ પ્રપંચમાં વ્યાપકતાદિ ઈશ્વરના ધર્મનો અસંભવ છે. વળી સાક્ષી સદા અપરોક્ષ છે. તેમાં પરોક્ષતા રૂપ ઇશ્વર ધર્મનો અત્યંત અસંભવ છે. વળી માયા રહિતને માયાવિશિષ્ટ કહેવું તે અસંભવ છે. જેમકે દંડ રહિતને દંડી કહેવો તથા સંસ્કાર રહિત દ્વીજના બાળકને સંસ્કાર યુક્ત કહેવો, એ અત્યંત અસંભવ છે. માટે સાક્ષી ચેતનનો ઈશ્વરની સાથે અભેદ કહીએ તો મહા વાકય અસંભવ અર્થનું પ્રતિપાદન કરનારૂં થશે.

### ૮૪૯ બેઉ પદમાં લક્ષણા.

બે પદમાં લક્ષણા માનીએ તો દોષ નથી. કારણ કે એકતાના વિરોધી જે ધર્મ છે, તે સઘળાનો ત્યાગ કરી બેઉ પદમાં પ્રકાશ રૂપ ચેતન જે વાચ્ય ભાગ તે સર્વ ધર્મ રહિત ચેતનમાં બેઉ પદની લક્ષણા છે. ઉપાધિ તથા ઉપાધ કૃત ધર્મવડે ચેતનનો ભેદ છે. સ્વરૂપે કરી નથી. ઉપાધ તથા ઉપાધિકૃત ધર્મનો ત્યાગ કરવાથી બેઉ પદના લક્ષ્યરૂપ ચેતનની એકતા સંભવે છે. જેમકે ઘટાકાશમાં ઘટદૃષ્ટિ ત્યાગી મઠ વિશિષ્ટ આકાશથી એકતા બનતી નથી તથા મઠ દૃષ્ટિનો ત્યાગ કરવાથી એકતા બને છે.

## दोहा ।

**तत्त्वं त्वंतत रीति यह, सब वाक्यनमें जानि ।**
**जातैं होय परोक्षता, परिच्छिन्नता हानि ॥४९॥**

શબ્દાર્થઃ—તત્ તેજ ત્વં તથા ત્વં તેજ તત્ આ રીત સર્વ વાકયો વિશે જાણી લેવી. આમ થવાથી પરોક્ષ તથા પરિછિન્નતાની હાનિ થાય છે. ૪૯

વિવરણઃ—સર્વ વાકયમાં તત્ત્વં, ત્વંતત્ આ રીતે ઓત પ્રોત ભાવની રીતિ જાણવી. આ ઓત પ્રોત ભાવ કરવાથી વાકયના અર્થમાં પરોક્ષતા તથા પરિછિન્નતા ભ્રાંતિની હાનિ થાય છે. તત્ત્વં આમ કહેવાથી તત્પદના અર્થનો ત્વં પદના અર્થની સાથે અભેદ કહ્યો. આ ત્વંપદનો અર્થ સાક્ષી નિત્ય તથા અપરોક્ષ છે માટે પરોક્ષતા ભ્રાંતિની હાનિ તથા ત્વંતત્ આમ કહેવાથી ત્વંપદના અર્થનો તત્ પદના અર્થની સાથે અભેદ કહ્યો. જેથી તત્ પદનો અર્થ વ્યાપક રૂપ થવાથી પરિછિન્નતા ભ્રાંતિની હાનિ છે. તેજ પ્રમાણે अहंब्रह्म, प्रज्ञानं ब्रह्म, आत्मा ब्रह्म. કહેવાથી પરિછિન્નતાની હાની છે તથા ब्रह्म अहं, ब्रह्म प्रज्ञानं, તથા ब्रह्म आत्मा એમ કહેવાથી પરોક્ષતાની હાનિ છે.

## दोहा ।

**जीवब्रह्मकी एकता, कहत वेद स्मृति बैन ॥**
**शिष्य तहां पहिंचानिये, भागत्यागकी सैन ॥५०॥**

શબ્દાર્થઃ—હે શિષ્ય ! જે વેદ વચન તથા સ્મૃતિ વચન જીવ બ્રહ્મની એકતા કહે છે, ત્યાં સર્વ ભાગ ત્યાગની લક્ષણા જાણવી. ૫૦

ટીકાઃ—તત્ ત્વં તથા ત્વંતત્ ઓતપ્રોત ભાવની રીતિ જાણવીઃ—ગમન તથા આગમન રૂપ પરિચય વિના માર્ગના સમ્યક્ ભાનના અભાવની માફક ઓત પ્રોતભાવ વિના સમ્યક્ અભેદ જ્ઞાન થતું નથી. માટે મહા વાક્યના ઉપદેશ પછી જિજ્ઞાસુને ઓતપ્રોત ભાવ કર્તવ્ય છે. આને અન્વય તથા વ્યતિરેક પણ કહે છે.

પરિછિન્નતા ભ્રાંતિની હાનિ થાય છેઃ—આંહ નીચે પ્રમાણે શંકા ઉપજે છેઃ— મહા. વાક્યના ઉપદેશ પછી જિજ્ઞાસુને બ્રહ્મ તથા આત્મામાં પરોક્ષતા તથા પરિછિન્નતા ભ્રાંતિ પ્રતીત થાય છે. તે કારણ વિના સંભવતી નથી. તેમાં અન્ય કોઇ ભ્રાંતિનું કારણ સંભવતું નથી. પણ બ્રહ્મમાં રહેલ માયા તથા આત્મામાં રહેલ અવિદ્યા ભ્રાંતિના કારણરૂપે સંભવે. આ માયા તથા અવિદ્યા બ્રહ્મ તથા આત્માને આશ્રિત થઇ પૂર્વે રહેલી હતી. તે જ્યારે જિજ્ઞાસુએ તત્વં પદાર્થનું શોધન કર્યું ત્યારે તે નાશ પામી. જેમકે ઘટ સ્વરૂપનો વિચાર કરવાથી ઘટનિષ્ઠ અવિદ્યા રહેતી નથી, તેમ બ્રહ્મ તથા આત્માનો વિચાર કરવાથી તેમાં રહેલ માયા અવિદ્યા રહેતી નથી. પણ અધિકારીની દૃષ્ટિવડે બાધિત થાય છે. વળી તૃતીય ચેતનનો અભાવ છે તથા ચેતન વિના અન્ય જડ વસ્તુને આશ્રિત માયા અવિદ્યા રહેતી નથી તથા માયા અવિદ્યાની સ્થિતિ વિના બેઉ પ્રકારની ભ્રાંતિ સંભવતી નથી તથા જિજ્ઞાસુના ચિત્તમાં જણાતી જે ભ્રાંતિ, તેનું માયા અવિદ્યા વિના બીજું કારણ સંભવતું નથી. આ અર્થાપત્તિ પ્રમાણે માયા અવિદ્યાની સ્થિતિની કલ્પના થાય છે. માટે મહા વાક્યના ઉપદેશ પછી માયા અવિદ્યા ક્યાં રહીને પરોક્ષતા તથા પરિછિન્નતા ભ્રાંતિને ઉપજાવે છે ? આ રીતનો પ્રશ્ન છે. એનો ઉત્તર નીચે પ્રમાણે છે. જો કે પદાર્થના શોધન પછી વિચારેલ બ્રહ્મમાં તથા આત્મામાં માયા અવિદ્યા સંભવતી નથી, છતાં મહા વાક્યના અર્થરૂપ જે બ્રહ્માત્માની એકતા, તે સમ્યક્ પ્રકારે જણાતી નથી, પણ અજ્ઞાત

રહે છે. આ એકતામાં માયા અવિદ્યા સ્થિત થઇ પરોક્ષતારૂપ તથા પરિછિન્નતા રૂપ ભ્રાંતિને ઉપજાવે છે આ ભ્રાંતિના નિવારણ માટે ઓત પ્રોતભાવ કર્તવ્ય છે. ઓતપ્રોતભાવના કરવાથી એકતાનું સમ્યક્ જ્ઞાન થઇ માયા અવિદ્યાની નિવૃત્તિદ્વારા પરોક્ષતા પરિચ્છિન્નતારૂપ ભ્રાંતિની નિવૃત્તિ થાય છે.

## दोहा.

अस शिष गुरुउपदेश सुनि, भो तत्काल निहाल ॥
भलै विचारै याहि जो, ताके नशत जंजाल ॥५१॥

૪૫૦ શબ્દાર્થઃ—ગુરૂનો ઉપદેશ સાંભળી શિષ્ય જલદી કૃતાર્થ થયો. જે કોઇ આનો વિચાર કરે છે, તેની સર્વ મોહજાળનો નાશ થાય છે. ૫૧

## सोरठा.

मिथ्यागुरु सुरबानि, कियो ग्रंथउपदेश यह ।
सुनत करत तमहानि, यह ताकी भाषा करी॥५२॥

શબ્દાર્થઃ—સંસ્કૃત તથા ગુરૂ જેની જરૂર ન પડે એવો આ ઉપદેશ ગ્રંથ કર્યો છે. આ સાંભળવાથી તમનો નાશ થાય છે તથા આ ગ્રંથ ભાષામાં કર્યો છે, જેથી સારી રીતે સમજ પડે. ૫૨

## दोहा.

अग्रधदेवकूं स्वप्नमैं, यह किय गुरु उपदेश ॥
मर्यो न तहुँ दुखमूल वह, मिथ्यावनको वेश॥५३॥

શબ્દાર્થ:—અગ્રધ દેવને સ્વપ્નમાં ગુરુએ ઉપદેશ કર્યો, પણ તેના દુઃખમળનો નાશ ન થયો, જેથી વનનું સ્વરૂપ મિથ્યા છે. ૫૩

(૪૫૧) આ પૂર્વોક્ત ગ્રંથ ભણવા છતાં પણ દુઃખનું મૂળ ભાસે છે, તેનું શું કારણ ?

चौपाई ।

भगवन् यह तुम ग्रंथ पढ़ायो ।
अर्थसहित सो मो हिय आयो ॥
बन दुखमूल तऊ मुहिं भासैं ।
कहु उपाय जातैं यह नासै ॥ ५४ ॥

અગ્રધ કહે છેઃ—શબ્દાર્થ:—હે ભગવન્! આપે મને જે ગ્રંથ ભણાવ્યો, તે મારા મનને પસંદ પડયો, તેમ છતાં વનદુઃખનો હજી મને ભાસ થાય છે. એ દુઃખનો કેવી રીતે નાશ થાય, તે મને કહો. (૫૪)

(૪૫૨) અગ્રધદેવના સ્વપ્નની સમાપ્તિ.

बोले गुरु सुनि शिषकी बानी ।
सुन शिष व्है जातैं बनहानी ॥
अस उपाय कोउ और नहीं है ।
बनका नाशक हेतु यही है ॥ ५५ ॥

શબ્દાર્થ:—શિષ્યની વાણી સાંભળી ગુરૂ બોલ્યા:—જેથી વન હાનિ થાય, એવો ઉપાય હું કહું તે સાંભળ. આના જેવો અન્ય કોઇ ઉપાય નથી. એ ઉપાય વનનાશના કારણરૂપ છે. ૫૫

महावाक्यको अर्थ विचारहु ।
"मैं अग्रध" युं टेरि पुकारहु ॥
सुनि पुनि वाक्य विचारे चेला ।
"अहं अग्रध" यह दीनो हेला ॥ ५६ ॥

**શબ્દાર્થ**:—તું મહા વાકયના અર્થનો વિચાર કર. "હું અગ્રધ" એમ તું પૂર્ણ રીતે બોલ. આ રીતની ગુરૂની વાણી સાંભળી શિષ્યે પોકાર કરી કહ્યું કે, હું અગ્રધ છું. ૫૬

निद्रा गई नैन परकाशे ।
बन गुरु ग्रंथ सबै वह नाशे ॥
भयो सुखी वनदुख बिसरायो ।
हुतो अग्रध निजरूप सु पायो ॥ ५७ ॥

**શબ્દાર્થ**:—આથી નિદ્રાનો નાશ થયો, નેત્રો પ્રકાશ્યાં. તે જ રીતે વન, ગુરૂ તથા ગ્રંથ આ સર્વનો નાશ થયો. તેને સુખ પ્રાપ્ત થયું, તથા વન દુઃખનો નાશ થયો. જે અગ્રધ હતો, તે પોતાના મૂળ સ્વરૂપને પામ્યો. ૫૭

## दोहा.

अग्रधदेव मैं नींदत, भौ बनदुख जिहि रीति ॥
आतममैं अज्ञानतैं, त्युं जगदुख परतीति ॥५८॥

**શબ્દાર્થ**:—જે રીતે નિદ્રાવડે અગ્રધમાં વનનું દુઃખ થયું, તે રીતે અજ્ઞાનવડે આત્મામાં જગતના દુઃખની પ્રતીતિ થાય છે. (૫૮)

(૪૫૩) મિથ્યા જગતનો પરિહાર.

ज्युं मिथ्यागुरुग्रंथतैं, मिथ्यावनसंहार ॥
त्यूं मिथ्या गुरुवेदतैं, मिथ्याजगपरिहार ॥५९॥

શબ્દાર્થ:—જેવી રીતે ગુરૂ તથા ગ્રંથવડે જાણવામાં આવે છે કે વન તથા સંહાર મિથ્યા છે તેજ રીતે ગુરૂ તથા વેદથી જગત્ તથા પરિહાર સર્વ મિથ્યા છે એમ જણાયછે.૫૯

लक्ष्य अर्थ लखि वाक्यको, व्है जिज्ञासु निहाल ॥
निरावरण सो आप है, दादू दीनदयाल ॥६०॥

શબ્દાર્થ:—મહા વાકયના લક્ષ્યાર્થને જાણવાથી જિજ્ઞાસુ ન્યાલ થાય છે, કે હું પોતે આવરણથી રહિત છું એમ ઈશ્વર કૃપાથી તે જાણે છે. (૬૦)

**इति श्री विचार सागरे गुरु वेदादि साधन मिथ्या वर्णनं नाम षष्ठस्तरंगः**



## ॥ श्री विचारसागर ॥



# સપ્તમ તરંગ.

### જીવન્મુક્તિ તથા વીદેહ મુક્તિનું વર્ણન.



### (૪૫૪) જ્ઞાનીના વ્યવહારમાં નિયમનો અભાવ.

दोहा ।

उत्तम मध्य कनिष्ठ तिहुँ, सुनि अस गुरुउपदेश।
ब्रह्म आत्म उत्तम लख्यो, रह्यो न संसै लेश ॥१॥

શબ્દાર્થઃ—ગુરુએ આપેલ ઉપદેશ ઉત્તમ, મધ્યમ તથા કનિષ્ઠ ત્રણેએ સાંભળ્યો. પણ આત્મા બ્રહ્મરૂપ છે, એ રીતનો ઉપદેશ ઉત્તમે જાણ્યો તથા તેમાં તેને કોઇ રીતનો સંશય રહ્યો નહિ. (૧)

વિવરણઃ—જો કે ગુરૂએ ત્રણેને સાથે ઉપદેશ કર્યો, છતાં ગુરૂઉપદેશથી સાક્ષાત્કાર ઉત્તમ તત્વ દૃષ્ટિને થયો.

दोहा ।

भ्रमण करत ज्यों पवनतैं, सूको पीपरपात ॥
शेषकर्म प्रारब्धतैं, क्रिया करत दरशात ॥ २ ॥

શબ્દાર્થઃ—સૂકું પીપળાનું પાંતરૂં પવનવડે જેમ આમ તેમ ઉડે છે, તેમ શેષ કર્મરૂપ પ્રારબ્ધને લીધે મનુષ્ય ક્રિયા કરતો હોય એમ જણાય છે. (૨)

कबहुँक चढि रथ बाजि गज, बाग बगीचे देखि ॥
नग्नपाद पुनि एकले, फिर आवत तिहिं लेखि ॥३॥

શબ્દાર્થઃ—કોઇક સમયે રથ, ઘોડા અથવા હાથીના ઉપર નગ્નપાદ બેસે છે, કોઈક વખતે બાગ બગીચામાં જઈ આવે છે, ફરીથી તે એકલો થઇ રહે છે. (૩)

विविधवेषशय्याशयन, उत्तमभोगन भोग ॥
कबहुँक अनशन गिरिगुहा, रजनिशिलासंयोग ॥४॥

શબ્દાર્થઃ—આ રીતે અનેક પ્રકારના વેશો, શૈયા, શયન, ઉત્તમ ભોજનનું સુખ તેને થાય છે તથા કોઇ વખતે અનસનગિરિની ગુફા વિશે રહેવાનું તથા રાત્રીને વિશે શીલાપર પડી રહેવાનું થાય છે. (૪)

करि प्रणाम पूजन करत, कहुँ जन लाख हजार॥
उभयलोकतैं भ्रष्ट लखि, कहत कर्मि धिक्कार॥५॥

શબ્દાર્થઃ—કોઇક સ્થળે તે મનુષ્ય લાખ તથા હજારવાર પ્રણામ અને પૂજન કરે છે, છતાં કર્મી તેના બેઉ લોકથી ભ્રષ્ટ ગણી ધિક્કારી કાઢે છે (૫)

जो ताकी पूजा करत, संचित सुकृत सुलेत ॥
दोषदृष्टि तिहि जो लखै, ताहि पापफल देत॥६॥

શબ્દાર્થઃ—આવા અધિકારી મનુષ્યની જે પૂજા કરે છે, તેને અનેક પુણ્ય પ્રાપ્ત થાય છે તથા જે તેની તરફ દોષદૃષ્ટિથી જુવે છે, તેને પાપફળ મળે છે. (૬)

ऐसे ताके देहको, बिना नियम व्यवहार ॥
कबहुँ न भ्रम संदेह व्है. लह्यो तत्त्वनिर्धार ॥७॥

શબ્દાર્થઃ—આ રીતે જીવન્મુક્તના દેહનો વ્યવહાર નિયમ વિનાનો છે. તેને કદિપણ સંદેહ કે ભ્રમ થતો નથી. કારણ કે તેણે તત્વનો પૂર્ણ રીતે નિશ્ચય કરેલો હોય છે. (૭)

नहिं ताकूं कर्तव्य कछु, भयो भेदभ्रमनाश ॥
उपज्यो वेदप्रमाणतें, अद्वयब्रह्मप्रकाश ॥८॥

શબ્દાર્થઃ—જેને ભેદભ્રમનો આ રીતે નાશ થયલો હોય છે, તેને કંઇપણ કર્તવ્ય રહેતું નથી. તેને વેદનાં પ્રમાણથી અદ્વય બ્રહ્મનો પ્રકાશ થયલો હોય છે. ૮

૪૫૫ જ્ઞાનીને સમાધિ.

ज्ञानीके व्यवहारमें, कोउ कहत है नेम ॥
त्रिपुटि तजे दुखहेतु लखि, लहै समाधि सप्रेम ॥९॥

શબ્દાર્થઃ—જ્ઞાનીના વ્યવહારમાં કેટલાકો નિયમ કહે છે. તેઓ ત્રિપુટીને દુઃખના હેતુરૂપ ગણી તેનો ત્યાગ કરે છે તથા પ્રેમયુક્ત થઈ સમાધિનો સ્વીકાર કરે છે. (૯)

व्है किंचित् व्यवहार जो, भिक्षाशन जलपान ॥
भूलै नाहिं समाधिसुख, व्है त्रिपुटीतें ग्लान ॥१०॥

શબ્દાર્થઃ—જો કે ભિક્ષા માગી લાવીને ખાવાનો અથવા તો જળનું પાન કરવાનો કંઇ એક વ્યવહાર તેને થાય છે

છતાં તે સમાધિસુખને ભૂલતો નથી તથા ત્રિપુટીવડે ગ્લાનિને પામે છે. (૧૦)

**लहै प्रयत्न समाधिको, पुनि ज्ञानी इह हेत ॥**
**जो समाधिसुख तजि भ्रमत, नर कूकर खरप्रेत॥११**

**શબ્દાર્થ**:—આ હેતુથી જ્ઞાની પુરૂષ સમાધિનો પ્રયત્ન ગ્રહણ કરે છે. જે સમાધિસુખનો ત્યાગ કરી ભ્રમણ કરે છે, તે મનુષ્ય કુકડા અથવા ગધેડા અથવા તો પ્રેતના સરખો છે. ૧૧

**गौडपादमुनिकारिका, लिख्यो समाधिप्रकार ॥**
**ज्ञानी तजि विक्षेप युं, लहै सकलसुखसार॥१२॥**

**શબ્દાર્થ**:—સમાધિનો પ્રકાર ગૌડપાદ મુનિએ પોતાની કારિકામાં લખ્યો છે. જ્ઞાની વિક્ષેપનો ત્યાગ કરી સર્વ સુખના સમૂહને ગ્રહણ કરે છે. ૧૨

**अष्टअंग बिन होत नहिं, सो समाधिसुख मूल ॥**
**अष्ट अंग ते अब सुनी, जे समाधिअनुकूल ॥१३॥**

**શબ્દાર્થ**:—આ સમાધિ આઠ અંગ વિના સુખના હેતુ રૂપ થતી નથી. સમાધિ અનુકુલ થવાનાં જે આઠ અંગ છે, તે હવે સાંભળો. ૧૩

**पांच पांच यमनियम लखि, आसन बहुतप्रकार॥**
**प्राणायाम अनेकविध, प्रत्याहार विचार ॥१४॥**

**શબ્દાર્થ**:—પાંચ નિયમ, પાંચ યમ, અનેક પ્રકારનાં આસન, અનેક પ્રકારના પ્રાણાયામ, તથા પ્રત્યાહાર (૧૪)

**छठो धारणा ध्यान पुनि, अरु सविकल्पसमाधि।**
**अष्ट अंग ये साधके, निर्विकल्प आराधि ॥१५॥**

**શબ્દાર્થઃ**—છઠ્ઠું ધારણા, સાતમું ધ્યાન તથા આઠમું સવિકલ્પ સમાધિ આ આઠ અંગોનું સાધન કરી તું નિર્વિકલ્પ સમાધિને સેવ. (૧૫)

**सुनि समाधिकर्तव्यता, तत्त्वदृष्टि हँसि देत ॥**
**उत्तर कछु भाषत नहीं, लखि तिहिं बकत सप्रेत**

**શબ્દાર્થઃ**—આ પ્રમાણે સમાધિની કર્તવ્યતાને સાંભળી તત્વદૃષ્ટિ હસે છે તથા કંઇપણ ઉત્તર આપતો નથી તથા એમ માને છે કે, જેમ પ્રેત સહિત ભૂતના આવેશવાળો બકે છે તેવો આ બકબકાટ છે. (૧૬)

**વિવરણઃ**—જેમ સપ્રેત કહેતાં પ્રેત યુક્ત ભૂતના આવેશવાળો ગમે તેમ બકે, તેમ અયુકત એવું કહેવું સાંભળી તત્વ દૃષ્ટિ હસે છે. અન્ય દોહાનો અર્થ સ્પષ્ટ છે આ સર્વનું રહસ્ય એ છે કે, જ્ઞાનવાનના શરીર વ્યવહારનો નિયમ નથી. કારણ કે જ્ઞાનીના વ્યવહારમાં અજ્ઞાન, તેનાં કાર્યરૂપ ભેદ ભ્રાંતિ તથા ભેદ ભ્રમના કાર્યરૂપ રાગદ્વેષ હોતો નથી. પણ જ્ઞાનવાનને પ્રારબ્ધ કર્મ શેષ રહેલાં હોય છે, તેજ તેના વ્યવહારમાં નિમિત્તરૂપ છે. આ પ્રારબ્ધ કર્મ પુરૂષ ભેદવડે અનેક પ્રકારનાં હોય છે. માટે જ્ઞાનીનાં પ્રારબ્ધ કર્મ જન્ય વ્યવહારનો નિયમ નથી, એ સિદ્ધાંત પક્ષ છે કેટલાક અર્થાત્ શંકરાનંદ સ્વામી એમ કહે છે કે જ્ઞાનીના વ્યવહારમાં બીજો કોઇ કર્મનો નિયમ નથી પણ જ્ઞાનવાનની નિવૃત્તિનો નિયમ છે. જે કંઈ પ્રવૃત્તિ હોય તે દેહ સ્થિતિના હેતુરૂપ ભિક્ષા, અશન, કૌપીન, તથા આચ્છા-

દન માત્ર ગ્રહણમાં પ્રવૃત્તિ હોય છે. અન્ય પ્રવૃત્તિ હોતી નથી. કારણ કે જ્ઞાનની ઉત્પત્તિવડે પ્રથમ જિજ્ઞાસા કાળમાં વિષય તરફ દોષદૃષ્ટિ થવાથી વૈરાગ્ય થાય છે. આ વૈરાગ્ય, જ્ઞાનની ઉત્પત્તિ થયા પછી પણ દોષ દૃષ્ટિવડે તથા વિષય તરફ મિથ્યા બુદ્ધિ વડે થાય છે. અપરોક્ષરૂપે મિથ્યા જાણેલા પદાર્થમાં સત્ય બુદ્ધિ થતી નથી. દોષદૃષ્ટિથી રાગ થતો નથી તથા પ્રવૃત્તિ રાગવડે થાય છે પણ જ્ઞાનીને રાગ સંભવતો નથી માટે તેને પ્રવૃતિ પણ હોતી નથી. શરીર નિર્વાહક ભોજનાદિમાં પ્રવૃત્તિ રાગ વિના પ્રારબ્ધ કર્મવડે સંભવે છે. કર્મ ત્રણ પ્રકારનાં છે. સંચિત, આગામી, તથા પ્રારબ્ધ. તેમાં ભૂત શરીરમાં કીધેલાં કર્મ ફળના આરંભ રહિત સંચિત કહેવાય છે. ભવિષ્ય કર્મ અર્થાત્ વર્તમાન શરીરમાં કરવામાં આવનારૂં કર્મ આગામી કહેવાય છે તથા ભૂત શરીરમાં કીધેલ વર્તમાન શરીરના હેતુરૂપ કર્મ પ્રારબ્ધ કહેવાય છે. તેમાં સંચિત કર્મનો જ્ઞાનવડે નાશ થાય છે. જ્ઞાનવાનને આત્મામાં કર્તૃત્વ ભ્રાંતિ નથી. માટે તેને આગામી કર્મનો સંભવ નથી તથા જે પ્રારબ્ધ કર્મે જ્ઞાનીના શરીરનો આરંભ કીધેલો છે, તેજ પ્રારબ્ધ કર્મ શરીર સ્થિતિના હેતુ રૂપ ભિક્ષાદિમાં પ્રવૃત્તિ કરાવે છે. પ્રારબ્ધ કર્મનોભોગ વિના નાશ થતો નથી. કેટલાક ગ્રંથો અર્થાત્ અપરોક્ષાનુ ભૂતિ તથા વિવેક ચુડામણિ આદિ ગ્રંથમાં કહ્યું છે કે, સંચિત આગામી કર્મની માફક જ્ઞાનિનાં પ્રારબ્ધ કર્મ પણ રહેતાં નથી. માટે ભોજનાદિ પ્રવૃતિ પણ જ્ઞાનીને સંભવતી નથી. આનું તાત્પર્ય એ છે કે જ્ઞાનીની દૃષ્ટિથી આત્મામાં કર્મ તથા ફળનો સંબંધ નથી. માટે આત્મામાં સર્વ કર્મનો નિષેધ કહેવાથી પ્રારબ્ધનો પણ નિષેધ કર્યો છે. વળી જ્ઞાન વડે પૂર્વ કીધેલા પ્રારબ્ધનો જ્ઞાનીના શરીરને ભોગ થતો નથી, આ અભિપ્રાયથી પ્રા-

રબ્ધનો નિષેધ નથી. કારણ કે સૂત્રકારે એમ લખ્યું છે કે જ્ઞાનીનાં સંચિત કર્મનો જ્ઞાનવડે નાશ થાય છે. આગામીનો સંબંધ હોતો નથી તથા પ્રારબ્ધનો ભોગ વડે નાશ થાય છે. માટે પ્રારબ્ધના બળથી શરીર નિર્વાહક ક્રિયા જ્ઞાનીને હોય છે, પણ બીજી કોઇ ક્રિયા હોતી નથી.

૪૫૬ કર્મ અનેક પ્રકારનાં છે. જ્યાં એક કર્મ અનેક શરીરનો આરંભ કરનારૂ હોય છે, એવાં કર્મ વડે રચાયલા પ્રથમ શરીરમાં જેને જ્ઞાન થાય તો જ્ઞાનવાનને અન્ય શરીરની પ્રાપ્તિ થવી જોઈએ. કારણ કે જેણે ફળનો આરંભ કર્યો છે, તે પ્રારબ્ધ કહેવાય છે. ભોગ વિના તેનો નાશ સંભવતો નથી. અનેક શરીરના હેતુ રૂપ કર્મ એક છે. તે કર્મે જે પ્રથમ શરીર ઉપજાવ્યું તેમાં જ્ઞાન થયું. આ કર્મના ફળ રૂપ જ્ઞાન થવા પછી બીજું શરીર શેષ રહે છે. માટે જ્ઞાનવાનને પણ અન્ય શરીરની પ્રાપ્તિ થવી જોઇયે.

૪૫૭ જો કોઇ એમ કહે કે, પ્રારબ્ધ કર્મનું ફળ જેટલાં શરીર હોય, તેટલાં શરીર જ્ઞાનીને પણ થાય છે. પણ પ્રારબ્ધના ભોગ કરતાં અધિક થતું નથી. માટે જ્ઞાન પણ સફળ થાય છે. આમ કહેવું બની શકે નહિ. કારણ કે વેદમાં અનેક સ્થળે કહ્યું છે કે, જ્ઞાનવાનના પ્રાણો અન્ય લોકમાં અથવા આ લોકના અન્ય શરીરમાં ગમન કરતા નથી. પણ તે સ્થાનમાં અંતઃકારણ ઇન્દ્રિય સહિત લીન થાય છે તથા પ્રાણ ગમન વિના અન્ય શરીરની પ્રાપ્તિ સંભવતી નથી. માટે જ્ઞાનવાનને પ્રારબ્ધ શેષથી અન્ય શરીર થાય છે એમ કહેવું, સંભવી શકે નહિ. કારણ કે જ્યાં અનેક શરીરનું આરંભ કરનાર એક કર્મ થાય, ત્યાં અંતઃશરીરમાંજ જ્ઞાન થાય છે. પણ

પૂર્વ શરીરમાં જ્ઞાન થતું નથી. કારણ કે અનેક શરીરનું આરંભક પ્રારબ્ધજ જ્ઞાનનું પ્રતિબંધક છે. જેમ વિષયમાં આસક્તિ, બુદ્ધિ મંદતા તથા ભેદવાદી વચનમાં વિશ્વાસ જ્ઞાનનાં પ્રતિબંધક છે, તેમ વિલક્ષણ પ્રારબ્ધ પણ જ્ઞાનના પ્રતિબંધક છે. જ્ઞાનના પ્રતિબંધક થવાથી જ્યાં જ્ઞાનના સાધનરૂપ શ્રવણાદિ હોય ત્યાં પ્રતિબંધક દૂર થવાથી પ્રથમ જન્મમાં કરેલાં જે શ્રવણાદિ છે, તેનાથીજ અન્ય શરીરમાં જ્ઞાન થાય છે. જેમ વામદેવે પૂર્વ જન્મમાં શ્રવણાદિ કર્યું ત્યારે પ્રારબ્ધના ફળરૂપ એક શરીર શેષ થવાથી જ્ઞાન ન થયું, પણ શ્રવણાદિ કરવાથી વર્તમાન શરીરનો પાત થઈ અન્ય શરીરની પ્રાપ્તિ થવાથી પૂર્વ જન્મમાં કરેલ શ્રવણાદિથી ગર્ભમાં જ્ઞાન થયું હતું. માટે જ્ઞાન થવા પછી અન્ય શરીરનો સંબંધ હોતો નથી. વળી વર્તમાન શરીરની ચેષ્ટા પ્રારબ્ધ વડે થાય છે. તેમાં જેટલી ચેષ્ટા શરીરની નિર્વાહક હોય તેટલીજ થાય. પણ રાગજન્ય અધિક ચેષ્ટા થતી નથી. માટે સર્વ પ્રવૃત્તિથી રહિત જ્ઞાની થાય છે.

**ટીકાઃ**—જ્ઞાનવાનના પ્રાણો અન્ય લોકમાં ગમન કરતા નથીઃ—न तस्य प्राणा उत्क्रामन्ते ह्यत्रैव समवलीयंते. **અર્થઃ**—જ્ઞાનીના પ્રાણ ગમન કરતા નથી, પણ અહીં મરણના સ્થાનમાંજ લીન થાય છે. આ હીતનું વેદવાકયનું કથન છે.

(૪૫.) આ રીતિવડે નિવૃત્તિ પ્રધાન જ્ઞાનીનો વ્યવહાર થાય છે. આના સંબંધમાં એવી શંકા છે કે, મનનો સ્વભાવ અતિ ચંચળ છે. નિરાલંબ મનની સ્થિતિ હોય નહિ. પણ કોઈ આલંબથી મનની સ્થિતિ હોય છે. માટે મનના કોઇ આલંબની પ્રાપ્તિ અર્થે પણ જ્ઞાનવાનની પ્રવૃત્તિ હોય છે. આનું સમાધાન નીચે પ્રમાણે છેઃ—જો કે સમાધ હીન પુરૂષનું મન

ચંચળ હોય છે, છતાં સમાધિવડે મનનો વિજય થાય છે તથા જ્ઞાનવાન્ સમાધિમાં સ્થિત થાય છે. માટે જ્ઞાનવાનની પ્રવૃત્તિ થતી નથી.

(૪૫૯) સમાધનાં આઠ અંગ.

સમાધિ આ આઠ અંગવડે થાય છે. યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન તથા સવિકલ્પ સમાધિ આ આઠ અંગવડે સમાધિ થાય છે.

(૪૬૦) અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ, આ પાંચ યમ કહેવાય છે.

(૪૬૧) શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય, ઇશ્વરપ્રણિધાન આ પાંચ નિયમ કહેવાય છે. વળી જ્ઞાન સમુદ્ર ગ્રંથમાં દશ પ્રકારના યમ તથા દશ પ્રકારના યમ કહ્યા છે. આ પુરાણની રીતિથી કહ્યા છે. વેદાંત સંપ્રદાય પ્રમાણે યમ નિયમના પાંચ પાંચજ ભેદ છે.

આસનના ભેદ અનંત છે. તેમાં સ્વસ્તિક, ગોમુખ, વીર, કૂર્મ, પદ્મ, કુક્કુટ, ઉપાન, કૂર્મક, ધનુષ, મત્સ્ય, પશ્ચિમતાન, મયૂર, સખ, સિંહ, ભદ્ર તથા સિદ્ધ ઈત્યાદિ ચોરાસી આસન યોગ ગ્રંથમાં લખ્યા છે. તેનાં લક્ષણ પણ ત્યાં લખ્યાં છે. ગ્રંથના વિસ્તારભયથી તથા વેદાંતમાં ઉપયોગી નહિ હોવાથી તેનાં લક્ષણ લખ્યાં નથી. તેમાં પણ સિંહ, ભદ્ર, પદ્મ, સિદ્ધ આ ચાર આસન પ્રધાન છે. તે ચારમાં પણ સિદ્ધાસન અત્યંત પ્રધાન છે. તેનું લક્ષણ નીચે પ્રમાણે છેઃ--ડાબા પગની એડી ગુદાના મધ્ય વિભાગમાં દાબીને રાખવી તથા જમણા પગની એડી મેઢ્રની ઉપર દાબીને રાખવી. ભ્રકુટીની અંદર દૃષ્ટિ રાખવી. સ્થાણુની માફક સરળ નિશ્ચળ શરીરની સ્થિતિને

સિદ્ધાસન કહે છે. વળી કોઈ એમ કહે છે કે, ડાબા પગની એડી સાંધામાં નહિ રાખવી, પણ મેઢ્રના ઉપર રાખવી. તેના-પર દક્ષિણ એડી રાખવી. પૂર્વની માફક આ સિદ્ધાસન જ અતિ પ્રધાન છે. કારણ કે કેટલાંક આસનો રોગનાશના હેતુ-રૂપ છે. વળી કોઈ આસન એવાં છે કે, તેનાથી પ્રાણાયામાદિ સમાધિનાં અંગો થાય છે. વળી સિદ્ધાસન સમાધિકાળે થાય છે. માટે તે અતિ પ્રધાન છે. આને વજ્રાસન, મુક્તાસન તથા ગુપ્તાસન પણ કહે છે.

(૪૬૩) આસનસિદ્ધિ થયા પછી પ્રાણાયામ પણ કરવા. પ્રાણાયામ અનેક પ્રકારના છે. છતાં સંક્ષેપે કરી તેનાં લ-ક્ષણ નીચે પ્રકારે છે:—નાસાના ડાબા છિદ્રદ્વારા ઇડા નામની નાડીવડે વાયુને પૂરવો, તેને પૂરક કહે છે. દક્ષિણા છિદ્રમાંથી વાયુને કાઢવો, તેને રેચક કહે છે. સુષુમ્ણાવડે રોકવાને કુંભક કહે છે. આ રીતે પૂરક, રેચક તથા કુંભકને પ્રાણાયામ કહે છે. પ્રાણાયામ બે પ્રકારના છે:—એક અગર્ભ છે તથા બીજો સ-ગર્ભ છે. પ્રણવના ઉચ્ચારણ રહિત પ્રાણાયામ અગર્ભ કહેવાય છે. પ્રણવના ઉચ્ચારણ સહિત પ્રાણાયામ સગર્ભ કહેવાય છે.

(૪૬૪) વિષયમાંથી સઘળી ઇન્દ્રિયોને રોકવી, તેને પ્ર-ત્યાહાર કહે છે. અંતરાય રહિત અંતઃકરણની જે સ્થિતિ, તે ધારણા કહેવાય છે. અંતરાય સહિત અદ્વિતીય વસ્તુમાં અંતઃક-રણનો જે પ્રવાહ, તે ધ્યાન કહેવાય છે.

૪૬૫ વ્યુત્થાન સંસ્કારનો તિરસ્કાર તથા નિરોધ સંસ્કારની પ્રકટતાવડે થયેલ અંતઃકરણની એકાગ્રતારૂપ જે પરિણામ, તે સમાધિ કહેવાય છે. આ સમાધિ બે પ્રકારની છે:—એક સવિક-લ્પ સમાધિ તથા બીજી નિર્વિકલ્પ સામાધિ. જ્ઞાતા, જ્ઞાન તથા

જ્ઞેયરૂપ ત્રિપુટી ભાન સહિત અદ્વિતીય બ્રહ્મમાં અંતઃકરણની વૃત્તિની જે સ્થિતિ, તે સવિકલ્પ સમાધિ કહેવાય છે. આ સવિકલ્પ સમાધિ બે પ્રકારની છેઃ—શબ્દાનુવિદ્ધ તથા શબ્દાનનુ વિદ્ધ. अहं ब्रह्मास्मि આ શબ્દવડે અનુવિદ્ધ કહેતાં સહિત હોય, તે શબ્દાનુવિદ્ધ કહેવાય છે. શબ્દ રહિત શબ્દાનનુવિદ્ધ કહેવાય છે. ત્રિપુટી ભાન રહિત અખંડ બ્રહ્માકાર અંતઃકરણ વૃત્તિની જે સ્થિતિ, તે નિર્વિકલ્પ સમાધિ કહેવાય છે. આ રીતે સવિકલ્પ તથા નિર્વિકલ્પ સમાધિના બે ભેદ છે. તેમાં સવિકલ્પ સમાધિ સાધનરૂપ છે તથા નિર્વિકલ્પ સમાધિ ફળરૂપ છે. સાધનરૂપ જે સવિકલ્પ સમાધિ છે, તેમાં જો કે ત્રિપુટીરૂપ દ્વૈત પ્રતીત થાય છે, છતાં તે દ્વૈત નીચે પ્રમાણે બ્રહ્મરૂપે કરી પ્રતીત થાય છેઃ—જેમ મૃત્તિકાવિકારને મૃત્તિકારૂપ જાણવાથી વિવેકીને મૃત્તિકાના વિકાર ઘટાદિ પણ પ્રતીત થાય છે, પરંતુ મૃત્તિકારૂપજ પ્રતીત થાય છે. તેમ સવિકલ્પ સમાધિમાં ત્રિપુટી દ્વૈત બ્રહ્મરૂપજ પ્રતીત થાય છે. નિર્વિકલ્પ સમાધિમાં પણ સવિકલ્પ સમાધિની માફક ત્રિપુટીરૂપ દ્વૈત વિદ્યમાન હોય છે. તોપણ ત્રિપુટી દ્વૈતની પ્રતીતિ થતી નથી. જેમ જળમાં મીઠાને નાંખીએ ત્યાં જો કે મીઠું પાણીમાં રહેલું હોય છે, પણ નેત્રવડે મીઠાની સર્વથા પ્રતીતિ થતી નથી. આ રીતે સવિકલ્પ નિર્વિકલ્પનો ભેદ નીચે પ્રમાણે સિદ્ધ થાય છેઃ—સવિકલ્પ સમાધિમાં બ્રહ્મરૂપે કરી દ્વૈતની પ્રતીતિ તથા નિર્વિકલ્પ સમાધિમાં ત્રિપુટીરૂપ દ્વૈતની અપ્રતીતિ હોય છે.

### (૪૬૬) સુષુપ્તિવડે નિર્વિકલ્પ સમાધિનો ભેદ.

તેમ સુષુપ્તિમાં નિર્વિકલ્પનો નીચે પ્રમાણે ભેદ છેઃ—સુષુપ્તિમાં અંતઃકરણની બ્રહ્માકારવૃત્તિનો અભાવ હોય છે

તથા નિર્વિકલ્પ સમાધિમાં બ્રહ્માકાર વૃત્તિ અંતઃકરણની થાય છે. પણ તેનો અભાવ હોતો નથી. આ રીતે સુષુપ્તિમાં વૃત્તિ સહિત અંતઃકરણનો અભાવ હોય છે તથા નિર્વિકલ્પ સમાધિમાં વૃત્તિ સહિત અંતઃકરણ જો કે હોય છે, પણ તેની પ્રતીતિ હોતી નથી. નિર્વિકલ્પ સમાધિમાં અંતઃકરણની જે બ્રહ્માકારવૃત્તિ હોય છે, તેનો હેતુ સવિકલ્પ સમાધિનો અભ્યાસ છે. માટે સાધનરૂપ આઠ અંગમાં સવિકલ્પ સમાધિ ગણી છે તથા નિર્વિકલ્પ સમાધિ ફળરૂપ છે.

ટીકાઃ—સમાધિમાં જો અંતઃકરણનો અભાવ હોય તો યોગીનો દેહ નિદ્રાળુના માફક પડી રહેવો જોઇએ. પણ પડતો નથી, માટે સમાધિમાં અંતઃકરણ હોય છે.

## (૪૬૭) નિર્વિકલ્પ સમાધિના બે પ્રકારો.

આ નિર્વિકલ્પ સમાધિ પણ બે પ્રકારની હોય છેઃ—એક અદ્વૈત ભાવનારૂપ તથા બીજી અદ્વૈતાવસ્થાનરૂપ. અદ્વૈત બ્રહ્માકાર અંતઃકરણની અજ્ઞાતવૃત્તિ સહિત જે હોય, તે અદ્વૈતભાવના રૂપ નિર્વિકલ્પ સમાધિ કહેવાય છે. આ સમાધિમાં અભ્યાસ અધિક થવાથી બ્રહ્માકારવૃત્તિ પણ શાંત થઈ જાય છે. માટે વૃતિ રહિતને અદ્વૈત વાસનારૂપ નિર્વિકલ્પ સમાધિ કહે છે. જેમ તપેલા લોખંડપર જળની ટીપું પડે તો તપેલા લોહમાં પ્રવેશ કરે છે. તેમ અદ્વૈત ભાવનારૂપ સમાધિના દૃઢ અભ્યાસથી અત્યંત પ્રકાશમાન બ્રહ્મમાં વૃત્તિનો લય થાય છે. આ અદ્વૈતાવસ્થાનરૂપ નિર્વિકલ્પ સમાધિ તેના સાધનરૂપ છે.

ટીકાઃ—અદ્વૈતાવસ્થાનરૂપ નિર્વિકલ્પ સમાધિ સાધનરૂપ છેઃ—આ અદ્વૈતાવસ્થાનરૂપ નિર્વિકલ્પ સમાધિ જ જ્ઞાનની સપ્તમ ભૂમિકારૂપ યોગના પરમ અવધિરૂપે છે.

## (૪૬૮) અદ્વૈતાવસ્થાનરૂપ સમાધિથી સુષુપ્તિનો ભેદ.

અદ્વૈતાવસ્થાન રૂપ સમાધિ તથા સુષુપ્તિનો ભેદ નીચે પ્રમાણે છેઃ—સુષુપ્તિમાં વૃત્તિનો લય અજ્ઞાનમાં થાય છે અદ્વૈતાવસ્થાન સમાધિમાં વૃત્તિનો લય બ્રહ્મપ્રકાશમાં થાય છે. વળી સુષુપ્તિનો આનંદ અજ્ઞાનાવૃત છે તથા સમાધિમાં નિરાવરણ બ્રહ્માનંદનું ભાન થાય છે.

વિત્તિનો લઇ બ્રહ્મપ્રકાશમાં થાય છેઃ—અહીં નીચે પ્રમાણે રહસ્ય છેઃ—જો કે ઉક્ત સમાધિમાં નિઃશેષ રજતમના તિરોધાનથી આવિર્ભાવને પામેલ શુદ્ધ સત્વ ગુણરૂપ ઉપાદાનમાંજ વૃત્તિનો લય સંભવે છે, પણ નિર્વિકાર બ્રહ્મપ્રકાશમાં નહિ. આથી તપ્ત લોહમાં જળબિંદુના લયનું દૃષ્ટાંત કહ્યું. તેમાં પણ વિચાર દૃષ્ટિથી પાર્થિવ લોહમાં જળ બિંદુનો લય નથી. પણ જળનું ઉપાદાન જે અગ્નિ માત્ર, તેમાં જળ બિંદુનો લય થાય છે. માટે તેનું તપ્ત લોહમાં પ્રવેશ થવાને કહેલું છે. છતાં બ્રહ્મ પ્રકાશના ભાન રૂપ નિમિત્ત વડે વૃત્તિનો લય થયો છે. માટે કેવળ કથન માત્રથી બ્રહ્મપ્રકાશમાં લય કહેવાય છે. વળી સમાધિમાન બ્રહ્મવિદ્વરિષ્ઠની દૃષ્ટિવડે ગુણાદિ પ્રતીત થતા નથી, પણ શુદ્ધ બ્રહ્મ પ્રતીત થાય છે. અહીં બ્રહ્મવિવર્ત દૃષ્ટિનો અભાવ થયો, માટે બ્રહ્મપ્રકાશમાં દૃષ્ટિનો લય કહેવાય છે.

## (૪૬૯) નિર્વિકલ્પ સમાધિનો લય, વિક્ષેપ, કષાય, તથા રસાસ્વાદ આ ચાર વિઘ્ન.

નિર્વિકલ્પ સમાધિમાં ચાર વિઘ્ન હોય છે. આનો નિષેધ કરવો. આ વિઘ્નો નીચે પ્રમાણે છેઃ— લય, વિક્ષેપ, કષાય તથા રસાસ્વાદ. આળસવડે અથવા નિદ્રાવડે વૃત્તના અભાવને લય કહે છે. આ લયથી સુષુપ્તિ સમાન અવસ્થા થાય છે. પણ બ્રહ્માનંદનું ભાન હોય નહિ. માટે નિદ્રા આલસ્યાદિ

નિમિત્તવડે જ્યારે વૃત્તિનો પોતાના ઉપાદાન અંતઃકરણમાં લય થતો જુવે ત્યારે યોગીએ સાવધાન થઈ નિદ્રાદિને રોકી વૃત્તિને જગાડવી. આ રીતે લયરૂપ વિઘ્નનું વિરોધી જે નિદ્રા-આલસ્ય નિરોધ સહિત વૃત્તિનું પ્રવાહરૂપ જાગ્રણ, તેને ગૌડ પાદાચાર્ય ચિત્તસંબોધન કહે છે.

(૪૭૦) વિક્ષેપનો અર્થ નીચે પ્રમાણે છેઃ—જેમ બાજ અથવા બિલાડીથી બીને ચકલી ગૃહમાં પ્રવેશ કરે ત્યારે ભય-વ્યાકુળને ઘરમાં તત્કાળ નિર્ભય સ્થાન નહિ જોવામાં આવવાથી ફરી બહાર આવી ભય અથવા મરણરૂપ ખેદને પ્રાપ્ત થાય છે. તેમ અનાત્મ પદાર્થને દુઃખના હેતુરૂપ જાણી અદ્વૈતાનંદને વિષય કરવા માટે અંતર્મુખ થયેલી જે વૃત્તિ, તે વૃત્તિનો વિષય ચેતન અતિ સૂક્ષ્મ છે. માટે કેટલોક સમય વૃત્તિની સ્થિતિ વિના તત્કાળ ચેતન સ્વરૂપ આનંદનો લાભ થતો નથી. આથી વૃત્તિ બહિર્મુખ થાય છે. આ રીતે બાહ્યમુખ વૃત્તિ વિક્ષેપ કહેવાય છે. આ વૃત્તિની સ્થિરતાવિના સ્વરૂપાનંદનો અલાભ થાય છે. માટે અંતર્મુખ વૃત્તિ થવા છતાં પણ જેટલો સમય વૃત્તિ બ્રહ્માકાર થતી નથી, તેટલો સમય બાહ્ય પદાર્થમાં દોષ ભાવનાથી વૃત્તિને બહિર્મુખ યોગી થવા દેતો નથી. પણ વૃત્તિની અંતર્મુખતા જ સ્થાપન કરવી. વિક્ષેપ રૂપ વિઘ્નનો વિરોધી યોગીનો જે પ્રયત્ન, તેને ગૌડ પાદાચાર્યે સમ કહ્યો છે.

(૪૭૧) રાગાદિ દોષને કષાય કહે છે. જો કે રાગાદિ બે પ્રકારના છેઃ—એક બાહ્ય તથા બીજો આંતર. પુત્ર, સ્ત્રી, ધન આદિ જેટલા વિષય વર્ત્તમાન હોય, તે બાહ્ય કહેવાય છે. ભૂતનું અથવા ભાવીનું ચિંતન રૂપ જે મનોરાજ્ય, તે આંતર

કહેવાય છે. આ બેઉ પ્રકારના રાગાદિ સમાધિમાં પ્રવૃત્ત થયલા યોગીમાં સંભવતા નથી. કારણકે ચિત્તની પાંચ ભૂમિકા છે. તેમાં એક ક્ષેપ નામની ભૂમિકા છે, બીજી મૂઢતા, ત્રીજી વિક્ષેપ, ચોથી એકાગ્રતા તથા પાંચમી નિરોધ ભૂમિકા છે. લોકવાસના, દેહવાસના તથા શાસ્ત્ર વાસના આદિ લઇ રજો ગુણના પરિણામ રૂપ જે દૃઢ અનાત્મ વાસના, તેને ક્ષેપ કહે છે. નિદ્રા આલસ્યાદિ તમો ગુણ પરિણામને મૂઢતા કહે છે. ધ્યાનમાં પ્રવૃત્ત ચિત્તની કદાચિત્ બાહ્ય પ્રવૃત્તિને વિક્ષેપ કહે છે. અંતઃકરણનું અતીત પરિણામ તથા વર્તમાન પરિણામ સમાનાકાર હોય, તેને એકાગ્રતા કહે છે. આ એકાગ્રતાનું લક્ષણ યોગ સૂત્રમાં પતંજલિએ કહ્યું છે. આનો ભાવ નીચે પ્રમાણે છેઃ—સમાધિ કાળમાં યોગીના અંતઃકરણમાં એકાગ્રતા થાય છે. આ એકાગ્રતા વૃત્તિના અભાવરૂપ નથી. પણ જેટલા અંતઃકરણના પરિણામ સમાધિ કાળમાં હોય છે, તે સર્વ બ્રહ્માનોજ વિષય કરે છે. માટે અંતઃકરણનું અતીત પરિણામ તથા વર્તમાન પરિણામ કેવળ બ્રહ્માકાર થવાથી સમાનાકાર થાય છે. એકાગ્રતાની વૃદ્ધિને નિરોધ કહે છે. અંતઃકરણની આ પાંચ ભૂમિકા અર્થાત્ અવસ્થા છે. આ પાંચ ભૂમિકા સહિત અંતઃકરણનાં નામો નીચે પ્રમાણે છેઃ—ક્ષિપ્ત, મૂઢ, વિક્ષિપ્ત, એકાગ્ર, નિરુદ્ધ. તેમાં ક્ષિપ્ત તથા મૂઢ અંતઃકરણનો સમાધિમાં અધિકાર નથી. પણ વિક્ષિપ્ત અંતઃકરણને અધિકાર છે. એકાગ્ર તથા નિરૂદ્ધ અંતઃકરણ સમાધિ કાળમાં હોય છે, એમ યોગ ગ્રંથમાં કહ્યું છે. રાગાદિ દોષ સહિત અંતઃકરણ ક્ષિપ્ત છે. આ ક્ષિપ્ત અંતઃકરણનો યોગમાં અધિકાર નથી. માટે રાગાદિ દોષરૂપ કષાય, સમાધિના વિઘ્નરૂપ છે, એમ કહેવું સંભવતું નથી. છતાં

આનું સમાધાન નીચે પ્રમાણે છેઃ—બાહ્ય અથવા અંતર જે રાગાદિ છે, તે ક્ષિપ્ત અંતઃકરણમાં હોય છે. તેનો અધિકાર નથી. તો પણ અનેક જન્મમાં પૂર્વ અનુભવ કરેલ જે બાહ્ય અંતર રાગદ્વેષ, તેનો સૂક્ષ્મ સંસ્કાર વિક્ષિપ્તાદિ અંતઃકરણમાં સંભવે છે. માટે દ્વેષનું નામ કષાય નથી, પણ રાગ દ્વેષાદિકના સંસ્કાર કષાય કહેવાય છે. આ સંસ્કાર અંતઃકરથી દૂર રહેતો નથી. માટે તે સમાધિકાળમાં પણ અંતઃકરણમાં રહે છે. પરંતુ રાગ દ્વેષાદિના ઉદ્‌ભૂત સંસ્કાર સમાધિના વિરોધી છે, પણ અનુદ્‌ભૂત વિરોધી નથી. પ્રગટને ઉભૂદ્‌ત કહે છે તથા અપ્રગટને અનુદ્‌ભૂત કહે છે. સમાધિમાં પ્રવૃત્ત યોગીને જો રાગ દ્વેષના સંસ્કારની પ્રગટતા હોય તો વિષયમાં દોષ દર્શન વડે તેને દાબી દેવી. વિક્ષેપ કષાયનો ભેદ નીચે પ્રમાણે છેઃ—બાહ્ય વિષયાકાર વૃત્તિને વિક્ષેપ કહે છે તથા યોગીના પ્રયત્નથી જ્યાં વૃત્તિ અંતર્મુખ થાય, પરંતુ રાગાદિના ઉદ્‌ભૂત સંસ્કારથી અંતર્મુખ થયલી વૃત્તિ રોકાઈ જાય, પણ બ્રહ્મનો વિષય કહે નહિ, તેને કષાય કહે છે. વિષયમાં દોષ દર્શન સહિત યોગીના પ્રયત્નથી કષાય વિઘ્નની નિવૃત્તિ થાય છે.

ટીકાઃ-લોક વાસના તથા શાસ્ત્ર વાસનાઃ-કોઇ લોક મારી નિંદા મા કરો, પણ સર્વ સ્તુતિ કરો, આ રીતના આગ્રહના દૃઢ સંસ્કાર તે લોક વાસના. સ્થૂલ અથવા સૂક્ષ્મ દેહના રોગાદિરૂપ અથવા પાપરૂપ મળનો ઔષધ આદિવડે અથવા તીર્થાટન વડે નિઃશેષે નિવારણ કરીશ તથા તેમાં શોભા પુષ્ટિરૂપ અથવા પુણ્યરૂપ ગુણનું સંપાદન કરીશ. આ રીતનો દૃઢ આગ્રહ તે દેહવાસના. સર્વ શાસ્ત્રના પાઠને, અર્થને અથવા તે તે શાસ્ત્રોક્ત આચરણને હું ધારણ કરીશ, આ રીતનો દૃઢ સંસ્કાર, તે શાસ્ત્રવાસના રાગાદિ સમાધિના વિઘ્ન રૂપ છેઃ—જે પુરૂષને રાજાની પાસે જવાનો અધિકાર હોય, તેને છડી-

દ્વારે વિઘ્ન કર્યું એમ કહેવું સંભવે. પણ જેને ત્યાં જવાનો અધિકાર નથી તેને છડીદારે વિઘ્ન કર્યું, એમ કહેવું સંભવે નહિ. તેમ ક્ષિપ્ત અંતઃકરણનો જો સમાધિમાં અધિકાર હોય તેને રાગાદિ દોષરૂપ કષાય સમાધિના વિઘ્નરૂપ થાય. પણ ક્ષિપ્ત અંતઃકરણનો સમાધિમાં અધિકાર નથી, માટે તેને રાગાદિ દોષરૂપ કષાય, સમાધિના વિઘ્નરૂપ છે, એમ કહેવું સંભવતું નથી.

રાગાદિ ક્ષિપ્ત અંતઃકરણમાં છે;—અહીં નીચે પ્રમાણે પ્રક્રિયા છે;—ઉધુક્ત, આશારૂપ તથા વાસના રૂપ ભેદથી રાગાદિ ત્રણ પ્રકારના છે. બાહ્ય પ્રવૃત્તિના હેતુ જે રાગાદિ, તે ઉધુક્ત રાગ કહેવાય છે. આને બાહ્ય રાગ પણ કહે છે. મનોરાજ્ય રૂપ જે રાગાદિ, તે આશારૂપ રાગ કહેવાય છે. તેને આંતર રાગ પણ કહે છે. જન્માંતરમાં પૂર્વ અનુભવ કરેલ જે રાગાદિ, તેના જે સંસ્કાર તે વાસના રૂપ રાગાદિ કહેવાય છે. તેમાં વાસના રૂપ રાગાદિ ઉદ્દ્ભૂત તથા અનુદ્દ્ભૂતના ભેદથી બે પ્રકારના છે.

રાગાદિના સંકલ્પ કષાય કહેવાય છે;—આમાં નીચે પ્રમાણે દૃષ્ટાંત છે;—જેમ રાજાના મળવા માટે ગૃહમાંથી નિકળેલો કોઇ ધનવાન્ પુરૂષ તેને રાજદ્વારમાં જાગ્રત થઇ ઉભેલો દ્વારપાળ રોકે, તેમ સર્વ વિષયોથી ઉપરામ થઇ નિર્વિકલ્પ સમાધિના આનંદ માટે અંતર્મુખ થયેલ જે યોગીનું મન, તેને વચમાંજ અર્થાત્ સમાધિ આનંદ લાભ થતાની પૂર્વે ઉદ્દ્ભૂત રાગાદિનો સંસ્કાર રૂપ કષાય રોકી દેછે, માટે તે સમાધિના વિઘ્નરૂપ છે.

( ૪૭૨ ) રસાસ્વાદનો અર્થ નીચે પ્રમાણે છે:–યોગીને બ્રહ્માનંદનો અનુભવ થાય છે તથા વિક્ષેપરૂપ દુઃખની નિવૃત્તિનો અનુભવ થાય છે. કોઇ વખત દુઃખની નિવૃત્તિથી આનંદ પણ થાય છે. જેમ ભારવાહી પુરૂષ જેનો ભાર ઉતાર-

વાથી તેને આનંદ થાય, તેમાં આનંદમાં બીજો કોઇ વિષય હેતુ નથી, પણ ભારજન્ય દુઃખની નિવૃત્તિ વડે તે એમ કહે છે કે, મને આનંદ થયો છે. તેમ યોગીને સમાધિમાં વિક્ષેપજન્ય દુઃખની નિવૃત્તિથી જે આનંદ થાય, તેનો અનુભવ રસાસ્વાદ કહેવાય છે. જો દુઃખ નિવૃત્તિ જન્ય આનંદના અનુભવથીજ યોગી અલંબુદ્ધિ કરી લે તો સકલ ઉપાધિ રહિત બ્રહ્માનંદાકાર વૃત્તિના અભાવથી તેનો અનુભવ સમાધિમાં થાય નહિ. માટે દુઃખ નિવૃત્તિજન્ય આનંદના અનુભવ રૂપ રસાસ્વાદ પણ સમાધિમાં વિઘ્નરૂપ છે. વાંછિતની પ્રાપ્તિ વિના વિરોધીની નિવૃત્તિવડે આનંદની ઉત્પત્તિમાં અન્ય દૃષ્ટાંતઃ- જેમ પૃથ્વીમાં નિધિ હોય તથા તે નિધિ અત્યંત વિષને ધારણ કરવાવાળા સાપથી રક્ષિત હોય, તેમાં નિધિપ્રાપ્તિવડે પ્રથમ પણ નિધિ પ્રાપ્તિનો વિરોધી જે સર્પ છે, તેની નિવૃત્તિ વડે આનંદ થાય છે. તેમાં સર્પનિવૃત્તિના આનંદમાં જો અલં બુદ્ધિ કરીએ તો ઉદ્યમ ત્યાગથી નિધિ પ્રાપ્તિનો પરમ આનંદ પ્રાપ્ત થતો નથી. તેમ અદ્વૈત બ્રહ્મરૂપ નિધિ છે. દેહાદિ અનાત્મ પદાર્થની પ્રતીતિ રૂપ જે વિક્ષેપ, તે સર્પ છે. વિક્ષેપ રૂપ સર્પની નિવૃત્તિ જન્ય જે અવાંતર આનંદરૂપ રસનું આસ્વાદન છે, તે નિધિરૂપી અદ્વૈત બ્રહ્મની પ્રાપ્તિ જન્ય જે મહા આનંદ છે, તેના પ્રાપ્તિનો પ્રતિબંધ થવાથી વિઘ્ન કહેવાય છે. અથવા તો રસાસ્વાદનો અર્થ નીચે પ્રમાણે પણ છેઃ—સવિકલ્પ સમાધિ પછી નિર્વિકલ્પ સમાધિ થાય છે તથા સવિકલ્પ સમાધમાં ત્રિપુટી પ્રતીત થાય છે, માટે સવિકલ્પ સમાધિનો આનંદ ત્રિપુટી રૂપ ઉપાધિ સહિત હોવાથી સોપાધિક કહેવાય છે તથા નિર્વિકલ્પ સમાધિમાં ત્રિપુટી પ્રતીત થતી નથી. માટે નિરૂપાધિક આનંદ નિર્વિકલ્પ સમાધિમાં થાય છે. આ

રીતે સવિકલ્પ સમાધિ થવાપછી નિર્વિકલ્પ સમાધિના આરંભમાં પણ સવિકલ્પ સમાધિના આનંદને ત્યાગવા નહિ, પણ તેનોજ અનુભવ કરવો, તે રસાસ્વાદ કહેવાય છે. માટે વિક્ષેપ નિવૃત્તજન્ય આનંદનો અનુભવ અથવા સવિકલ્પ સમાધિના આનંદનો અનુભવ રસાસ્વાદ કહેવાય છે. આ બેઉ પ્રકારનો રસાસ્વાદ નિર્વિકલ્પ સમાધિના પરમાનંદના અનુભવનો વિરોધી હોવાથી વિઘ્નરૂપ છે, માટે તેને પણ ત્યાગવો. આ રીતે નિર્વિકલ્પ સમાધિમાં ચાર વિઘ્ન થાય છે. આ ચાર વિઘ્ન સમાધિના આરંભમાં થાય છે.

## (૪૭૩) જ્ઞાનવાનની બાહ્ય પ્રવૃત્તિના આરંભના આક્ષેપની સમાપ્તિ.

સાવધાનતાવડે ચાર વિઘ્નને રોકી સમાધિમાં પરમાનંદનો વિદ્વાન્ અનુભવ કરે છે. આને જીવન્મુક્ત કહે છે. આ રીતે જ્ઞાનીનું ચિત્ત નિરાલંબ થતું નથી. જ્યારે પ્રારબ્ધ બળથી સમાધિમાંથી ઉત્થાન થાય ત્યારે પણ સમાધિમાં જે પરમાનંદનો અનુભવ કર્યો છે તેની સ્મૃત્તિ થાય છે. માટે ઉત્થાન કાળમાં પણ જ્ઞાનીનું ચિત્ત નિરાલંબ નથી. વળી જ્ઞાનવાનની ભોજનાદિમાં જે પ્રવૃત્તિ થાય છે, તે કેવળ પ્રારબ્ધવડે થાય છે. પરંતુ ભોજનાદિ વ્યવહારમાં જ્ઞાની ખેદ માની પ્રવૃત્ત થાય છે. કારણકે ભોજનાદિમાં પ્રવૃત્તિ પણ સમાધિસુખની વિરોધી છે. જેને ભોજનાદિ શરીરનિર્વાહની પ્રવૃત્તિ જ ખેદરૂપે પ્રતીત થાય, તેની અધિક પ્રવૃત્તિ સંભવતી નથી. આ રીતે ઘણા આચાર્યોએ આ પક્ષ લખ્યો છે. વળી જીવન્મુક્તિનો આનંદ પણ બાહ્ય પ્રવૃત્તિમાં થતો નથી, પણ નિવૃત્તિમાં થાય છે. માટે જીવન્મુક્તિના સુખાર્થી જ્ઞાનવાનની બાહ્ય પ્રવૃત્તિ સંભવતી નથી.

## (૪૭૪) જ્ઞાનની નિરંકુશતા, તેની પ્રારબ્ધવડે વ્યવહારસિદ્ધિ.

જ્ઞાનવાનની નિવૃત્તિનો પણ નિયમ કહેવો સંભવતો નથી. કારણકે નિવૃત્તિમાં અથવા પ્રવૃત્તિમાં વેદની આજ્ઞારૂપ વિધિ જ્ઞાનીને નથી, જેથી જ્ઞાનીના વ્યવહારમાં નિયમ હોય. માટે જ્ઞાની નિરંકુશ છે. તેનો વ્યવહાર પ્રારબ્ધવડે થાય છે. જે જ્ઞાનીનું પ્રારબ્ધ ભિક્ષા ભોજન માત્ર ફળના હેતુરૂપ છે, તેની ભિક્ષા ભોજન માત્રમાં પ્રવૃત્તિ હોય છે. જેનું પ્રારબ્ધ અધિક ભોગના હેતુરૂપ હોય, તેની અધિકમાં પ્રવૃત્તિ થાય છે. વળી જો કોઈ એમ કહે કે, જેનું પ્રારબ્ધ ભિક્ષા ભોજન માત્રના હેતુરૂપ હોય, તેને જ જ્ઞાન થાય છે. પણ અધિક વ્યવહારના હેતુરૂપ જ્ઞાન હોય, તેને જ્ઞાન થતું નથી. માટે ભિક્ષા ભોજનાદિ વ્યવહારથી અધિક વ્યવહાર જ્ઞાનીને હોય નહિ. જેની અધિક પ્રવૃત્તિ હોય, તે જ્ઞાની નહિ. આ શંકા અયોગ્ય છે. કારણકે યાજ્ઞવલ્કય જનકાદિ જ્ઞાની કહેવાય છે. સભા વિજયથી ધન સંગ્રહવ્યવહાર યાજ્ઞવલ્કયનો તથા રાજ્યપ્રાપ્તિ વ્યવહાર જનકનો કહ્યો છે. વળી વાસિષ્ઠ ગ્રંથમાં અનેક જ્ઞાની પુરૂષના વ્યવહાર અનેક પ્રકારના કથ્યા છે. માટે જ્ઞાનીની પ્રવૃત્તિ અથવા નિવૃત્તિનો નિયમ નથી. જોકે યાજ્ઞવલ્કયે સભા વિજય પછી વિદ્વત સંન્યાસરૂપ નિવૃત્તિજ ધારણ કરી હતી તથા પ્રવૃત્તિમાં ગ્લાનિના હેતુરૂપ અનેક દોષ કથ્યા હતા, છતાં યાજ્ઞવલ્કયને વિદ્વત્ સંન્યાસ લેવા પૂર્વે જ્ઞાન નહતું, એમ કહેવું સંભવતું નથી. તેને જ્ઞાન તો પ્રથમથી જ હતું. પણ વિદ્વત્ સંન્યાસ પૂર્વે જીવન્મુક્તિનો આનંદ પ્રાપ્ત થયો ન હતો. માટે જીવન્મુક્તિના આનંદમાટે સર્વ સંગ્રહનો ત્યાગ કર્યો છે. યાજ્ઞવલ્કયનું પ્રારબ્ધ કેટલોક સમય અધિક

ભોગના હેતુરૂપ હતું તથા ઉત્તર સમયે તે ન્યૂન ભોગના હેતુ રૂપ હતું, માટે પ્રથમ યાજ્ઞવલ્કયને ગ્લાનિ વિના અધિક ભોગ અને પછી ગ્લાનિથી સર્વ ભોગનો ત્યાગ થયો છે વળી જનકનું પ્રારબ્ધ મરણ પર્યંત રાજ્ય પાલનાદિ સમૃદ્ધિ ભોગના હેતુરૂપ થયું છે. માટે સદા ત્યાગનો અભાવ થયો છે તથા ભોગમાં ગ્લાનિ પણ થઈ નથી. વળી વામદેવાદિનું પ્રારબ્ધ ન્યૂન ભોગના હેતુરૂપ થયું છે. તેને બધા ભોગમાં ગ્લાનિથી પ્રવૃત્તિનો અભાવ કહ્યો છે. તેમજ વાસિષ્ઠમાં એક એવો પ્રસંગ છે કે, શિખિ ધ્વજની જ્ઞાન પછી અધિક પ્રવૃત્તિ થઈ છે. આ રીતે અનેક પ્રકારના વિલક્ષણ વ્યવહારો જ્ઞાની પુરૂષોના કહ્યા છે. તે સર્વને જ્ઞાન સમાન છે તથા તેનું ફળ મોક્ષ પણ સમાન છે. વળી પ્રારબ્ધભેદથી વ્યવહારનો ભેદ છે. વ્યવહારની ન્યૂનતાવડે જીવન્મુક્તિના સુખની અધિકતા તથા વ્યવહારની અધિકતા વડે જીવન્મુક્તિના સુખની ન્યૂનતા થાય છે.

**ટીકાઃ**—સર્વને જ્ઞાન સમાન છેઃ—આના સંબંધમાં સંપ્રદાયને અનુસરી એક શ્લોક છેઃ—

**कृष्णो भोगी शुकस्त्यागी राजानौ जनकराघवौ ।**
**वसिष्ठः कर्म कर्त्ता च त एते ज्ञानिनः समाः ॥**

**અર્થ**:—કૃષ્ણ ભોગી હતો, શુકદેવ ત્યાગી થયો, જનક તથા રામચંદ્ર રાજા થયા તથા વસિષ્ઠ મુનિ કર્મના કર્તા થયા. આ રીતે તેઓનો પ્રારબ્ધ ભેદવડે વિલક્ષણ વ્યવહાર થયો છે. છતાં તેઓ તથા હાલના જ્ઞાનીઓ સમાન છે. આજ પ્રમાણે ચિત્ર દીપકમાં એક શ્લોક છેઃ—

आरब्धकर्मनानात्वाद्बुधानामान्यथान्यथा ।
वर्तनं तेन शास्त्रार्थे भ्रमितव्यं न पंडितैः ॥
स्वस्वकर्मानुसारेण वर्ततां ते यथा तथा ।
अविशिष्टः सर्वबोधः समा मुक्तिरिति स्थितिः ॥

**અર્થ**:—પ્રારબ્ધ કર્મ અનેક પ્રકારનું હોવાથી જ્ઞાનીનું પણ અનેક પ્રકારે વર્તન થાય છે. તેથી પંડિત જનોએ દૃઢ બોધવડે મોક્ષ પ્રતિપાદક શાસ્ત્રના અર્થમાં ભ્રાંતિ પામવી યોગ્ય નથી. (૧) જ્ઞાની પોત પોતાના કર્મને અનુસારે ગમે તેવું વિલક્ષણ વર્તન કરે, પણ સર્વને બોધ સમાન છે તથા મુક્તિ પણ સમાન છે, આ રીતની સ્થિતિ છે.

## (૪૭૫) જ્ઞાનીને વિદેહમોક્ષ ત્યાગ અથવા પર લોકની ઇચ્છાનો અભાવ.

કોઇ એમ શંકા કરે કે, જે જીવન્મુક્તિના સુખને ત્યાગી તુચ્છ ભોગમાં પ્રવૃત્ત થાય, તે વિદેહ મોક્ષને ત્યાગી વૈકુંઠાદિ લોકની ઈચ્છા ધારણ કરી પરલોકપ્રતિ જશે. આ શંકા બની શકે નહિ. કારણકે જીવન્મુક્તિના સુખનો ત્યાગ તથા ભોગમાં પ્રવૃત્તિ, જ્ઞાનીની પ્રારબ્ધના બળવડે સંભવે છે. વળી વિદેહ મોક્ષનો ત્યાગ તથા પરલોકપ્રતિ ગમન સંભવતાં નથી. માટે પરલોકપ્રતિ ગમન સંભવતું નથી. વળી વિદેહમોક્ષનો ત્યાગ તથા લોકપ્રતિ ગમન સંભવતાં નથી. કારણકે જ્ઞાનીના પ્રાણ બહાર ગમન કરતા નથી. ત્યાગ પણ તેને સંભવતો નથી, કારણ કે જ્ઞાનવડે અજ્ઞાનની નિવૃત્તિ થઇ પ્રારબ્ધ ભોગ પછી સ્થૂલ સૂક્ષ્મ શરીરાકાર અજ્ઞાનનો ચેતનમાં જે લય, તે વિદેહ મોક્ષ કહેવાય છે. તે અવશ્ય થાય છે. જો મૂલ અજ્ઞાન બાકી રહે અથવા નષ્ટ અજ્ઞાનની ફરી ઉત્પત્તિ થાય, તો વિદેહ મોક્ષનો અભાવ

થાય. પણ મૂળ અજ્ઞાનના વિરોધીરૂપ જ્ઞાન થવાથી અજ્ઞાન બાકી રહેતું નથી તથા પ્રમાણવડે નાશ પામેલા અજ્ઞાનની ફરી ઉત્પત્તિ થતી નથી. માટે વિદેહ મોક્ષનો અભાવ હોય નહિ. વળી વિદેહ મોક્ષના ત્યાગમાં તથા પરલોકના ગમનમાં જ્ઞાનીની ઇચ્છા પણ સંભવતી નથી. કારણકે જ્ઞાનીને ઇચ્છા કેવળ પ્રારબ્ધવડે થાય છે. જેટલી સામગ્રીવિના પ્રારબ્ધનો ભોગ સંભવતો નથી, તેટલી સામગ્રીને પ્રારબ્ધ રચે છે. ઇચ્છા વિના ભોગ સંભવતો નથી. માટે જ્ઞાનીની ઇચ્છા પ્રારબ્ધના ફળરૂપ છે. અન્ય લોકમાં અથવા આલોકમાં અન્ય શરીરનો સંબંધ જ્ઞાનીને પ્રારબ્ધવડે હોય નહિ, એમ પૂર્વે આ તરંગમાં પ્રતિપાદન કરી આવ્યા છીએ. માટે જ્ઞાનીને પ્રારબ્ધવડે વિદેહ મોક્ષના ત્યાગની અથવા પરલોકના ગમનની ઇચ્છા હોય નહિ.

**ટીકાઃ**—પરલોકના ગમનની ઇચ્છા હોય નહિઃ-દ્વૈત વિવેકમાં પૂર્વોક્ત શંકારૂપ તર્કના કર્તા શ્રી વિદ્યારણ્ય સ્વામીનો "મંદ પ્રારબ્ધવડે ભોગાદિકમાં પ્રવૃત્ત થયેલા જ્ઞાનીને વિદેહ મોક્ષના ત્યાગની અથવા પરલોકના ગમનની ઇચ્છા થશે," આવા અર્થમાં અભિપ્રાય નથી. પણ પ્રયત્ન રહિત જે જ્ઞાની છે, તેને યથેષ્ટાચરણના હેતુરૂપ ભોગાદિની આસક્તિ છોડાવી, જીવન્મુક્તિના સુખમાં આસક્ત કરવામાં અભિપ્રાય છે. જેમ રોગિષ્ટ પદાર્થના ખાવાવાળા પુત્રને પરમ હિતેચ્છુ જે તેની માતા, તે હે પુત્ર ! જ્યારે તું આરોગ્યની ઇચ્છા ત્યાગી, દેખવામાં સુંદર આ રોગિષ્ટ પદાર્થને વિવેક છોડી ખાય છે ત્યારે ઠગારાએ આપેલા વિષયુક્ત લાડુના ભક્ષણના લોભવડે તું જીવવાની ઇચ્છા પણ ત્યાગી દેશે. એમ કહેવાવાળી માતાનો " પુત્રને જીવનના ત્યાગની તથા વિષયુકત લાડુના ખાવાની ઇચ્છા થશે " આ અર્થમાં અભિપ્રાય નથી. પણ તર્કવડે રોગના હેતુરૂપ રોગિષ્ટ પદાર્થના ભક્ષણની આસક્તિ છોડાવી આરોગ્યમાં આસક્ત કર-

વાનો અભિપ્રાય છે. તેમ વિદ્યારણ્ય સ્વામીનો પણ " વિવેકનો ત્યાગ કરી મંદ પ્રારબ્ધના ફળમા સહાય કરનાર વાસનાવડે અથવા તો કેવળ વાસનાવડે વિક્ષેપના હેતુરૂપ કામાદિની પરવશતા રૂપ પ્રમાદને પામેલ જ્ઞાનીને જીવન્મુકિત રૂપ જીવનના ત્યાગ તથા પરલોકના ભોગની ઇચ્છા થશે. આ અર્થમાં અભિપ્રાય નથી. પણ અનિષ્ટાપાદનરૂપ ભોગમાં પ્રવૃત્તિ છોંડાવી જીવન્મુકિતના વિલક્ષણ સુખરૂપ આરોગ્યમાં આસકત કરવામાં અભિપ્રાય છે. ૬૭ બોધવાન્ મોક્ષની ઇચ્છાથી રહિત હોવા છતાં મુકત થાય છે. આ અર્થમાં ભાષ્યકારનું વચન પ્રમાણ છેઃ—

देहात्मज्ञानवज्ज्ञानं देहात्मज्ञानबाधकम् ।
आत्मन्येव भवेद्यस्य स नेच्छन्नपि मुच्यते ॥

**અર્થ**—અજ્ઞાનીને દેહમાં જેમ આત્મબુદ્ધિની માફક જેને દેહમાં આત્મ જ્ઞાનને બાધ કરનારૂં જ્ઞાન બ્રહ્મથી અભિન્ન આત્મામાં થાય, તે વૃક્ષપરથી છૂટેલા હાથવાળા નરની માફક નહીં ઇચ્છતો છતાં મુકત થાય છે. સ્વપ્નમાંથી જાગેલા પુરૂષને જેમ સ્વપ્ન ભ્રાંતિની નિવૃત્તિના ત્યાગમાં તથા સ્વપ્ન ગત પરલોકના ગમનમાં ઇચ્છા સંભવતી નથી. તેમ જ્ઞાનીને બંધ ભ્રાંતિની નિવૃત્તિરૂપ વિદેહ મોક્ષના ત્યાગમાં તથા સ્વર્ગાદિ પરલોકના ગમનમાં ઇચ્છા સંભવતી નથી.

## ( ૪૭૬ ) જ્ઞાનીની મંદપ્રારબ્ધવડે જીવન્મુકિત-સુખનાં વિરોધી પ્રવૃત્તિ.

જીવન્મુક્તિના સુખના વિરોધી વર્તમાન શરીરમાં અધિક ભોગની ઇચ્છા ભિક્ષા ભોજનાદિની માફક જનકાદિને સંભવે છે. આમાં રહસ્ય એ છે કે, જ્ઞાનીની બાહ્ય પ્રવૃત્તિ જીવન્મુક્તિની વિરોધી નથી, પણ જીવન્મુક્તિના વિલક્ષણ સુખની વિરોધી છે. કારણકે આત્મા નિત્યમુક્ત છે. અવિદ્યાવડે બંધ પ્રતીત થાય છે. જે કાળમાં જ્ઞાન હોય છે, તે કાળે

અવિદ્યાકૃત બંધભ્રમ નાશ પામે છે. જ્ઞાન થવા પછી ફરી બંધભ્રાંતિ થતી નથી. શરીરશક્તિને બંધ ભ્રમનો અભાવ, એ જીવન્મુક્તિ કહેવાય છે. દેહાદિની પ્રવૃત્તિમાં તથા નિવૃત્તિમાં જ્ઞાનીને બંધભ્રાંતિ આત્મામાં હોય નહિ. તો પણ બાહ્ય પ્રવૃત્તિમાં જીવન્મુક્તને વિલક્ષણ સુખ હોય નહિ. એકાગ્રતા રૂપ અંતઃકરણ પરિણામથી સુખ થાય છે. આ એકાગ્રતા-પરિણામ બાહ્ય વૃત્તિમાં હોય નહિ. આ રીતે પ્રારબ્ધભેદથી જ્ઞાની પુરુષના વ્યવહાર અનેક પ્રકારના છે. પરંતુ જેનું પ્રારબ્ધ અધિક પ્રવૃત્તિના હેતુરૂપ હોય છે, તેનું પ્રારબ્ધ મંદ કહેવાય છે. કારણ કે અધિક પ્રવૃત્તિ એકાગ્રતાની વિરોધી છે. આ એકાગ્રતા વિના નિરુપાધિક આનંદ પ્રતીત થતો નથી. આમ સમાધિ નિરૂપણમાં કહ્યું છે.

ટીકાઃ—પરલોકના ગમનની ઈચ્છા હોય નહિ.—જેમ સર્વ પૃથ્વીના રાજ્યને પ્રાપ્ત થયેલા પુરૂષને રોગના હેતુરૂપ પ્રારબ્ધ ભોગનો વિરોધી હોવાથી મંદ કહેવાય છે, તેમ અવિદ્યા તથા તેના કાર્યરૂપ શત્રુનો સંહાર કરી બ્રહ્મભાવને પ્રાપ્ત થયેલ જ્ઞાનીના અધિક પ્રવૃત્તિના હેતુરૂપ પ્રારબ્ધ એકાગ્રતાનું વિરોધી હોવાથી મંદ કહેવાય છે. અહીં મંદ પદનો નિકૃષ્ટ અર્થ છે. પણ શિથિલ અર્થ નથી. કારણકે જેમ ઉકત રાજા શિથિલ પ્રારબ્ધ જન્ય સુસાધ્ય અથવા કષ્ટ સાધ્ય રોગની ઔષધઆદિ પ્રયત્નવડે નિવૃત્તિ કરે છે. પરંતુ તીવ્રતર પ્રારબ્ધ જન્ય અસાધ્ય રોગની નિવૃત્તિ તેથી કરવા અશક્ય છે. તેમ શિથિલ પ્રારબ્ધના ફળરૂપ પ્રવૃત્તિને જ્ઞાની જીવન્મુક્તિના સુખ માટે વાસનાના નિવારણ રૂપ પ્રયત્નવડે દૂર કરે છે. પરંતુ તીવ્રતર પ્રારબ્ધના ફળરૂપ પ્રવૃત્તિ તે વડે નિવારણ કરવી અશકય છે. આ રીતે વ્યવસ્થાવડે કરેલ પ્રારબ્ધ તથા પુરૂષાર્થ બેઉ સફળ થાય છે. માટે અધિક પ્રવૃત્તિના હેતુરૂપ પ્રારબ્ધ શિથિલ નથી, પણ નિકૃષ્ટ છે, માટે મંદ કહેવાય છે.

## ( ૪૭૭ ) જ્ઞાનીના વ્યવહારનો અનિયમ.

પૂર્વે કહેલ જ્ઞાનવાનને સર્વ અનાત્મ પદાર્થમાં મિથ્યા બુદ્ધિ થાય છે, પણ રાગ થતો નથી, માટે પ્રવૃત્તિ સંભવતી નથી. આ શંકા બની શકે નહિ. કારણ કે જેમ દેહમાં.મિથ્યા બુદ્ધિ જ્ઞાનીને થાય છે, તો પણ દેહને અનુકૂલ જે ભિક્ષાદિ છે, તેમાં કેવળ પ્રારબ્ધવડે પ્રવૃત્તિ થાય છે. તેમ જેને અમુક ભોગનું પ્રારબ્ધ થાય, તે જ્ઞાનીની અમુક પ્રવૃત્તિ થાય છે. જેમ બાજીગરના તમાસાને મિથ્યા જાણી સર્વ લોકની પ્રવૃત્તિ થાય છે, તેમ સર્વ પદાર્થમાં જ્ઞાનીને મિથ્યા બુદ્ધિ થવાથી પ્રવૃત્તિ સંભવે છે.

૪૭૮ જો કોઇ એમ કહે કે, જેને જે પદાર્થમાં દોષ-દૃષ્ટિ થાય, તેમાં તે પુરુષની પ્રવૃત્તિ થતી નથી. જ્ઞાનીને અ-નાત્મ પદાર્થમાં દોષદૃષ્ટિ થાય છે, પણ રાગ થતો નથી, માટે પ્રવૃતિ સંભવતી નથી. આ બની શકે નહિ. કારણ કે જે અ-પથ્ય સેવનમાં રોગીએ અન્વય વ્યતિરેકથી દોષ નિશ્ચય કર્યો છે, તે અપથ્ય સેવનમાં પ્રારબ્ધથી જેમ રોગીના પ્ર-વૃત્તિ થાય છે, તેમ પ્રારબ્ધવડે જ્ઞાનીની સર્વ વ્યવહારમાં પ્ર-વૃતિ દોષદૃષ્ટિ હોવા છતાં સંભવે છે. આ રીતે જ્ઞાનીના વ્ય-વહારનો નિયમ નથી. આ પક્ષ વિદ્યારણ્યસ્વામીએ વિસ્તારથી તૃપ્તિ દીપમાં પ્રતિપાદન કર્યો છે. માટે તત્વદૃષ્ટિનો વ્યવહાર નિયમ રહિત છે. સમાધિરૂપ નિયમની વિધિ સાંભળી તત્વ-દૃષ્ટિ હસે છે.

**ટીકાઃ—પ્રારબ્ધવડે જ્ઞાનીની સર્વ વ્યવહારમાં પ્રવૃત્તિ થાય છેઃ—અહીં વિવેક એ છે કે, મંદ, તીવ્ર તથા તીવ્રતર ભેદથી પ્રારબ્ધ કર્મ ત્રણ પ્રકારનું છે. જેનું ઉપાદેય ફળ**

ભિક્ષાના અન્નની માફક અધિક પ્રયત્નવડે પ્રાપ્ત થાય તથા જેનું અકસ્માત્ પ્રાપ્ત થયેલ હેયફળ સુસાધ્ય રોગની માફક અલ્પ પ્રયાસવડે નિવૃત્ત થાય, એવું જે પ્રારબ્ધ, તે મંદ પ્રારબ્ધ છે. જેનું ઉપાદેય ફળ ભિક્ષાના અન્નની માફક અધિક પ્રયત્નથી પ્રાપ્ત થાય, તેનું અકસ્માત્ પ્રાપ્ત થયેલ હેયફળ કષ્ટ-સાધ્ય રોગની માફક અધિક પ્રયત્નવડે નિવૃત્ત થાય, એવું જે પ્રારબ્ધ તે તીવ્ર પ્રારબ્ધ છે તથા જેનું ઉપાદેય ફળ આસન પર પ્રાપ્ત થયેલ અન્નની માફક વિના પ્રયત્નથી પોતાની મેળે પ્રાપ્ત થાય તથા જેનું બળાત્કારે કદી પ્રાપ્ત થયેલ હેયફળ, બળદના ડામની માફક મરણાંત પ્રયત્નથી પણ નિવૃત્ત થતું નથી, એવું જે પ્રારબ્ધ તે તીવ્રતર પ્રારબ્ધ છે. આ રીતે મંદ તથા તીવ્રતર પ્રારબ્ધનું ફળ પ્રયત્નને અધીન છે. આ પ્રયત્નનો હેતુ શુભાશુભ વાસના છે. આ વાસનાની નિવૃત્તિ પુરુષાર્થવડે થાય છે તથા અશુભ વાસનાની નિવૃત્તિ સત્સંગ તથા વિવેક જ્ઞાનાદિવડે થાય છે. આથી જ્ઞાની સત્સંગ તથા વિવેક જ્ઞાનાદિ ગુણવડે યુક્ત થાય છે, જેથી તેના ચિત્તમાં કોઇ અશુભ પ્રવૃત્તિના હેતુરૂપ અશુભ વાસના હોતી નથી. પણ શુભ પ્રવૃત્તિના હેતુરૂપ શુભ વાસના જ હોય છે. માટે તે જ્ઞાનીના મંદ તથા તીવ્ર પ્રારબ્ધના નિષિદ્ધ ફળમાં વિધિ નિષેધ વડે ઉત્પન્ન થયેલ ગુણદોષ બુદ્ધિનો અભાવ થવા છતાં શુભ વાસના રૂપ સ્વભાવે કરી હલકા વૈષ્ણવની માફક તથા બ્રાહ્મણાદિના બાળકની માફક પ્રવૃત્તિ સંભવતી નથી. પણ નિવૃત્તિ જ સંભવે છે. વળી રોગીની અન્વય વ્યતિરેકથી દોષ નિશ્ચયતા હોવાથી જે અપથ્ય સેવનમાં પ્રવૃત્તિ થાય છે, તે પ્રયત્ન શીલ રોગીની થતી નથી. પણ જિંહા લોલુપ પ્રયત્ન રહિત રોગીની અપથ્ય સેવનમાં પ્રવૃત્તિ થાય છે. તેમજ કોઇ પ્રયત્ન શીલ રોગીની અપથ્ય સેવનમાં પ્રવૃત્તિ થાય છે. આ તીવ્રતર પ્રારબ્ધનું ફળ છે. આ રીતે દોષના નિશ્ચય રૂપ તથા મિથ્યાત્વના નિશ્ચય રૂપ દઢ વિવેક યુક્ત જ્ઞાનીની મંદ અથવા તીવ્ર

પ્રારબ્ધના ફળભૂત યથેષ્ટાચરણરૂપ નિષિદ્ધ પ્રવૃત્તિ સંભવતી નથી. જે કોઇ પ્રારબ્ધનો ભક્ત એમ કહે કે, પ્રારબ્ધનું ફળ સર્વથા અનિવાર્ય છે, માટે પુરૂષપ્રયત્ન વ્યર્થ છે, એ કહેવું બને નહિ. કારણ કે જો એમ હોય તો સર્વજ્ઞ રચિત વૈદ્ય શાસ્ત્ર, મંત્ર શાસ્ત્ર તથા યોગ શાસ્ત્ર આદિ ઉપાયનાં બોધક શાસ્ત્ર વ્યર્થ થશે. પણ દૃષ્ટ ફળના હેતુરૂપ ઉપાયના બોધક આ શાસ્ત્રને વ્યર્થ કહેવું બને નહિ. આ વ્યવસ્થાવડે પ્રારબ્ધ તથા પુરૂષાર્થ બેઉ સફળ થાય છે, એમ વાસિષ્ઠ આદિ ઉત્તમ ગ્રંથનો મત છે.

જ્ઞાનીના વ્યવહારનો નિયમ નથીઃ—અહીં એ અભિપ્રાય છે કે, સ્વાધીન કાર્યમાં નિયમ હોય છે, પણ પરાધીન કાર્યમાં નિયમ સંભવતો નથી. જેથી જ્ઞાનીના શરીરનો વ્યવહાર અનેક પ્રારબ્ધને આધીન હોવાથી હાથવડે છૂટેલ બાણના વેગના આધીન ગાયના વધની માફક પ્રારબ્ધના આધીન જ્ઞાનીના દેહના વ્યવહારનો નિયમ સંભવતો નથી. જો કે રાગાદિ વાસનાને રોકી સ્વાધીન ચિત્તવાળો કોઈ જ્ઞાની મંદ અથવા તીવ્ર પ્રારબ્ધના ફળરૂપ શરીરના વ્યવહારને નિયમમાં રાખે છે. છતાં તીવ્રતર પ્રારબ્ધના ફળરૂપ શરીરના વ્યવહારનો નિયમ જ્ઞાનીવડે બને નહિ.

## ( ૪૭૯ ) તત્વ દૃષ્ટિનો દેશાદિ અપેક્ષા રહિત દેહપાત.

### दोहा ।

भ्रमण करत कछु काल यूं, तत्त्वदृष्टि सुज्ञान ।
भोगौ निजप्रारब्ध तब, लीन भये तिहिं प्रान१७

**શબ્દાર્થ**:—એમ કેટલોક સમય સૂધી સુજ્ઞાન તત્વ દૃષ્ટિએ ભ્રમણ કરી પોતાના પ્રારબ્ધને ભોગવ્યું તથા પ્રારબ્ધ-નો અંત આવે તેના પ્રાણ મુક્ત થયા. ( ૧૭ )

**વિવરણ**:—પ્રારબ્ધ ભોગ પછી જ્ઞાનીના પ્રાણ ગમન કરતા નથી. આથી તત્ત્વ દૃષ્ટિના પ્રાણલીન થયા એમ કહ્યુ છે. વળી જ્ઞાનીના શરીરત્યાગમાં કાલ વિશેષની અપેક્ષા નથી. ઉત્તરાયણમાં અથવા દક્ષિણાયનમાં દેહપાત થાય, છતાં તે સર્વ-દા મુક્ત છે. તેમ દેશ વિશેષની પણ તેને અપેક્ષા નથી. કાશી આદિ પવિત્ર દેશમાં અથવા અત્યંત મલીન દેશમાં જ્ઞાનીનો દેહપાત થાય છે. છતાં તે સર્વદા મુકત છે. તેમ તેને આસન-વિશેષની અપેક્ષા નથી. પૃથ્વીપર સર્વ આસનથી અથવા સિદ્ધાસનથી દેહપાત થાય, પણ તેને સર્વ સરખું છે. તેમ સાવધાન બ્રહ્મ ચિંતન કરનો અથવા રોગ વ્યાકુલ હાહાશબ્દ પુકારતો તેના દેહનો પાત થાય, છતાં તે સર્વદા મુક્ત છે. કારણકે જે કાળમાં જ્ઞાનથી અજ્ઞાન નિવૃત્ત થયું, તે કાળમાં જ્ઞાની મુક્ત છે. માટે જ્ઞાનીને વિદેહ મોક્ષમાં દેશકાળ આસના દિની અપેક્ષા નથી. જેમ જ્ઞાનીને દેહપાતમાં દેશકાલાદિની અપેક્ષા નથી, તેમ જ્ઞાનના નિમિત્તરૂપ શ્રવણમાં પણ દેશકાળ આસનાદિની અપેક્ષા નથી.

કહ્યું છે કેઃ—देहः पततु वा काश्यां श्वपचस्य गृहेऽथवा । ज्ञानसंप्राप्तिसमयं सर्वथा मुक्त एव सः ॥ અર્થઃ—જ્ઞાનીનો દેહ કાશીમાં પડો અથવા ચાંડાલના ગૃહમાં પડો, પરંતુ જ્ઞાન-પ્રાપ્તિના સમયમાં બંધ ભ્રાંતિની નિવૃત્તિથી જ્ઞાની સર્વથા મુક્ત જ છે.

### ૪૮. ઉપાસકને દેશકાલાદિની અપેક્ષા.

જોકે ભીષ્માદિ જ્ઞાની હતા તથા ભીષ્મે ઉત્તરાયણ વિના પ્રાણ ત્યાગ કર્યો નહોતો, છતાં ભીષ્માદિ અધિકારી પુરૂષ છે. માટે ઉપકારકના ઉપદેશ માટે તેણે કાલ વિશેષની પ્રતીક્ષા કરી છે. વળી વશિષ્ટ ભીષ્માદિ અધિકારી છે. તેમ છતાં તેને અનેક જન્મ થાય છે. કારણકે અધિકારી પુરૂષનું એક કલ્પ પર્યંત પ્રારબ્ધ હોય છે. કલ્પના અંતવિના વિદેહ મોક્ષ હોય નહિ. વળી કલ્પની મધ્યમાં તેને ઇચ્છા-બળથી અનેક શરીર થાય છે. છતાં આત્મસ્વરૂપમાં તેને જન્મ મરણ ભ્રાંતિ થતી નથી, માટે જીવન્મુક્ત છે. તે અ-ધિકારી પુરૂષનો વ્યવહાર સંપૂર્ણ અન્યના ઉપદેશ અર્થે હોય છે. વળી અન્ય જ્ઞાનીના વ્યવહારમાં કાંઈ નિયમ નથી. આ અભિપ્રાયથી તત્વદૃષ્ટિના દેહ પાતના કાલ આસનાદિ કાંઇ કહ્યાં નથી

### અદષ્ટિનો દેશાદિ અપેક્ષા સહિત દેહપાત.

### दोहा ।

दूजो शिष्य अदृष्ट तिहि, गंगातट शुभथान ॥
देश इकंत पवित्र अति, कियो ब्रह्मको ध्यान॥१८॥
शास्त्ररीति तजि देहकूं, पूरव कह्यो जु राह ॥
जाय मिल्यो सो ब्रह्मतैं, पायो अधिक उछाह॥१९॥

શબ્દાર્થ—બીજો શિષ્ય જે અદૃષ્ટિ નામનો હતો, તેણે પવિત્ર તથા એકાંત ગંગાના કીનારાપર પોતાનો આશ્રમ કર્યો તથા ત્યાં તેણે બ્રહ્મનું ધ્યાન ધર્યું. (૧૮) શબ્દાર્થઃ—શાસ્ત્ર

પ્રમાણે પૂર્વે જે રીતિ કહી છે, તે પ્રમાણે દેહનો ત્યાગ કરી અત્યંત ઉત્સાહ સાથે તેને બ્રહ્મની પ્રાપ્તિ થઈ. (૧૯)

વિવરણઃ—જેમ જ્ઞાનીને દેશકાળની અપેક્ષા નથી તેમ ઉપાસકને વિપરીત જાણવું. ઉત્તમ દેશમાં ઉત્તમ ઉત્તરાયણાદિ કાળમાં ઉપાસકે શરીર તજવું, ત્યારે ઉપાસનાનું ફળ થાય. વળી જ્ઞાનીને મરણ સમયે સાવધાનતાથી જ્ઞેયની સ્મૃતિની અપેક્ષા નથી. પણ ઉપાસકને મરણ સમયે ધ્યેયના સ્વરૂપની સ્મૃતિની અપેક્ષા છે. જે ધ્યેયનું પૂર્વે ધ્યાન ધર્યું છે, તે ધ્યેયની સ્મૃતિ મરણ સમયે જો થાય તો ઉપાસનાનું ફળ થાય છે. જેમ ધ્યેયની સ્મૃતિ જોઇએ તેમ ધ્યેય બ્રહ્મની પ્રાપ્તિનો જે માર્ગ તે પંચમ તરંગમાં કહ્યો છે,તેની પણ સ્મૃતિ જોઇએ.કારણકે માર્ગ ચિંતન ઉપાસનાના અંગરૂપ છે. વળી જ્ઞાન નિમિત્ત શ્રવણમાં દેશ, કાલ આસનની અપેક્ષા નથી. પણ ધ્યાનમાં ઉત્તમ દેશ, નિરંતર કાળ તથા સિદ્ધાદિ આસનની અપેક્ષા છે. માટે અદૃષ્ટિને ઉત્તમ દેશ, ગંગાતીરમાં સ્થિતિ, તથા મરણમાં યોગ શાસ્ત્રરીતિવડે દેહપાત કહ્યો.

(૪૮૨) સર્વ શાસ્ત્રને બ્રહ્મજ્ઞાનની હેતુતાઃ—

### दोहा ।

तर्कदृष्टि पुनि तीसरो, लही गुरुमुख उपदेश ॥
अष्टादशप्रस्थान जिन, अवगाहन करि वेस ॥२०॥
जेती वाणी वैखरी, ताको अलं पिछान ॥
हेतु मुक्तिको ज्ञान लखि, अद्वयनिश्चय ज्ञान॥२१॥

શબ્દાર્થ--ત્રીજો ભાઇ જે તર્કદષ્ટિ નામનો હતો, તેણે ગુરુ દ્વારા ઉપદેશને શ્રવણ કરી, વૈખરી વાણી રૂપ અઢાર પ્રસ્થાનોનો અભ્યાસ કરી તથા તેને સમ્યક્ પ્રકારે ઓળખી તેણે મુક્તિના હેતુ રૂપ જ્ઞાનને જાણ્યું, જે જ્ઞાન અદ્વયના નિશ્ચયરૂપે છે. ( ૨૦-૨૧ )

વિવરણઃ—તર્કદષ્ટિ નામનો ત્રીજો ભાઇ ગુરૂદ્વારા ઉપદેશને શ્રવણ કરી તથા સુણેલા અર્થમાં અન્ય શાસ્ત્રનો વિરોધ દૂર કરવા સર્વ શાસ્ત્રનો અભિપ્રાય વિચારી નિશ્ચય કર્યો કે, સકલ શાસ્ત્રનું પરમ પ્રયોજન મોક્ષ છે. મોક્ષનું સાધન જ્ઞાન છે. આ જ્ઞાન અદ્વય નિશ્ચયરૂપ છે. ભેદનિશ્ચય યથાર્થ જ્ઞાનરૂપે નથી, તથા સર્વ શાસ્ત્ર સાક્ષાત્ અથવા પરંપરાથી બ્રહ્મજ્ઞાનના હેતુરૂપ છે. સંસ્કૃત વૈખરી વાણીનાં અઢાર પ્રસ્થાન છે. તેમાં કેટલાક કર્મને પ્રતિપાદન કરે છે, કેટલાક વિષય સુખના ઉપાયને પ્રતિપાદન કરે છે, કેટલાક બ્રહ્મ ભિન્ન દેવની ઉપાસનાનું બોધન કરે છે, તેજ રીતે જ્ઞાન નિમિત્ત જે ન્યાય સાંખ્ય આદિ શાસ્ત્ર છે, તે પણ ભેદજ્ઞાનનેજ યથાર્થ જ્ઞાન કહે છે. માટે સર્વને અદ્વૈત બ્રહ્મની યોગ્યતા બને નહિ. છતાં સકળ શાસ્ત્રનો કર્તા સર્વજ્ઞ હોય છે તથા કૃપાળુ હોય છે, માટે તેનાં કહેલ મૂળ સૂત્રનો વેદના અનુસારે અર્થ છે. પરંતુ તેનો વ્યાખ્યાન કર્તા ભ્રાંત હોય છે, જેથી તેણે મૂળ સૂત્રકારના અભિપ્રાયથી વિલક્ષણ અર્થ કર્યો છે. માટે વેદથી વિરૂદ્ધ તે સૂત્રનો અર્થ નથી, પણ સર્વ શાસ્ત્રનો અર્થ વેદાનુસારી છે. એમ તર્કદષ્ટિએ ઉત્તમ સંસ્કારથી નિશ્ચય કર્યો.

## ( ૪૮૩ ) વિદ્યાનાં અઢાર પ્રસ્થાનો.

વિદ્યાનાં અઢાર પ્રસ્થાનો નીચે પ્રમાણે છે;—ચારવેદ, ચાર ઉપવેદ, છ વેદનાં અંગ, પુરાણ, ન્યાય, મીમાંસા તથા ધર્મ

શાસ્ત્ર. આ રીતે વૈખરી વાણી રૂપ વિદ્યાના અપાર ભેદ છે. આને પ્રસ્થાન કહે છે.

ટીકાઃ—આને પ્રસ્થાન કહે છેઃ-વિદ્યાના અંગને પ્રસ્થાન કહે છે. વિદ્યાનાં અઢાર પ્રસ્થાન અગ્નિ પુરાણના આરંભમાં તથા મધુસૂદન સ્વામી કૃત પ્રસ્થાન ભેદમાં લખ્યાં છે.

## ( ૪૮૪ ) ચાર વેદનું બ્રહ્મજ્ઞાનમાં તાત્પર્ય.

ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ તથા અથર્વવેદ આ ચાર વેદ છે. તેમાં કેટલાંક વચન જ્ઞેય બ્રહ્મનું બોધન કરે છે, કેટલાંક ધ્યેયનું બોધન કરે છે તથા બાકીનાં કર્મનું બોધન કરે છે. જે કર્મનાં બોધ કરનારાં વેદ વચનો છે, તેનું પણ અંતઃકરણ શુદ્ધિદ્વારા જ્ઞાનજ પ્રયોજન છે. કોઇ વેદવચનનો અભિપ્રાય પ્રવૃત્તિમાં નથી, પણ નિષિદ્ધ સ્વાભાવિક પ્રવૃત્તિમાંથી રોકવાનો અભિપ્રાય છે. માટે અભિચારાદિ કર્મનો પ્રતિબંધક જે અથર્વ વેદ છે, તેનો પણ નિવૃત્તિમાં તાત્પર્ય છે. જે દ્વેષથી શત્રુમારણમાં પ્રવૃત્ત થાય, તે ઝેર આપીને કે આગ લગાડીને શત્રુને ન મારે, એટલા માટે અભિચાર કર્મ રૂપ શ્યેન યાગાદિ કહ્યા છે. શત્રુ મારણના નિમિત્ત જે કર્મ, તે અભિચાર કહેવાય છે તથા શ્યેનનો અર્થ યજ્ઞ છે. શ્યેન યાગનું બોધક જે વેદ વચન છે, તેનો અર્થ એ નથી કે, શત્રુ મારણ કામનાવાળો શ્યેન યાગમાં પ્રવૃત્ત થાય. પણ શત્રુમારણની જેને કામના હોય તે શ્યેન યાગથી ભિન્ન ઝેર આપવું આદિ જે શત્રુ મારણના ઉપાય છે, તેમાં પ્રવૃત્ત થાય નહિ. આ રીતે દ્વેષથી પ્રાપ્ત જે ઝેર આપવું આદિ, તેથી નિવૃત્તિમાં શ્યેન યાગ બોધક વચનનો અભિપ્રાય છે. પણ પ્રવૃત્તિમાં નથી. કારણકે પ્રવૃત્તિ દ્વેષથી પ્રાપ્ત છે. જે અન્યથી પ્રાપ્ત હોય, તેમાં વાકયનો અભિપ્રાય હોય નહિ. આ રીતે સર્વ અથર્વ વેદનું નિવૃત્તિમાં તાત્પર્ય

છે. વળી ત્રણ વેદમાં કર્મ બોધક વાકયનો અંતઃકરણ શુદ્ધિ દ્વારા જ્ઞાનમાં ઉપયોગ સ્પષ્ટ છે. ૪૧

**ટીકાઃ**—જે અન્યથી પ્રાપ્ત હોય તેમાં વાકયનો અભિપ્રાય હોય નહિઃ—જેમ પરણેલી ભાર્યાનો સંગ કરવો, ઋતુમતી ભાર્યાનો સંગ કરવો, હુત શેષનું ભક્ષણ કરવું તથા સૂત્રામણિ યાગમાં સુરાપાન કરવું, ઇત્યાદિ વેદના વિધિ વચનનો જેમ અન્ય-રાગવડે પામેલ સર્વ સ્ત્રીના સંગમાં, પરણેલી સ્ત્રીના સંગમાં અથવા માંસમદ્યની સેવામાં પ્રવૃત્તિ કરાવવામાં અભિપ્રાય નથી. પણ તેમાં સ્વાભાવિક જે પ્રવૃત્તિ છે, તેના સંકોચદ્વારા નિવૃત્તિમાં અભિપ્રાય છે. માટે તે વેદ વાકય પરિસંખ્યા વિધિરૂપ છે, પણ તે નિયમ વિધિરૂપ અથવા અપૂર્વ વિધિરૂપ નથી. તેમ શ્યેનયાગ બોધક અથર્વ વેદના વચનનો અભિપ્રાય દ્વેષથી પ્રાપ્ત શત્રુમારણરૂપ પ્રવૃત્તિમાં નથી, પણ સ્વભાવિક પ્રવૃત્તિને રોકવાવડે વિષપ્રદાન આદિથી નિવૃત્તિમાં અભિપ્રાય છે. માટે આ શ્યેન યાગ બોધક વચન પણ પરિસંખ્યા વિધિરૂપ છે. અન્યથી પ્રાપ્ત અર્થનો તેના સંકોચના નિમિત્ત બોધક જે વેદ-વચન, તે પરિસંખ્યારૂપ કહેવાય છે.

## ( ૪૮૫ ) ચાર ઉપવેદનું બ્રહ્મ જ્ઞાનમાં તાત્પર્ય.

ઉપવેદ ચાર છેઃ—જેમકે આયુર્વેદ, ધનુર્વેદ, ગાંધર્વવેદ, તથા અથર્વેદ. આયુર્વેદના કર્તા બ્રહ્મા, પ્રજાપતિ, અશ્વિની કુમાર તથા ધન્વંતરિ આદિ છે. ચરક, વાગ્ભટ્ટાદિ તથા ચિકિત્સા શાસ્ત્રી આયુર્વેદરૂપે છે. વાત્સ્યાયનકૃત કામશાસ્ત્ર પણ આયુર્વેદના અંતર્ભૂત છે. કારણ કે કામશાસ્ત્રનો વિષય વાજિકરણ સ્તંભનાદિક પણ ચરકાદિકે કહ્યો છે. આ આયુ-ર્વેદનો વૈરાગ્યમાંજ અભિપ્રાય છે. કારણ કે આયુર્વેદની રીતિ-વડે રોગાદિકની નિવૃત્તિ થવાથી પણ ફરી રોગાદિ ઉત્પન્ન

થાય છે. માટે લૌકિક ઉપાય તુચ્છ છે. આ અર્થમાં આયુર્વેદનો અભિપ્રાય છે. વળી ઔષધ દાનાદિકથી પુણ્ય થઇ અંતઃકરણની શુદ્ધિદ્વારા જ્ઞાનમાં ઉપયોગ છે. તેમ વિશ્વામિત્રકૃત ધનુર્વેદમાં આયુધો નિરૂપણ કર્યાં છે. આયુધ ચાર પ્રકારનાં છેઃ—મુક્ત, અમુક્ત, મુક્તામુક્ત, તથા યંત્ર મુક્ત. હાથવડે ફેંકવામાં આવતું ચક્રાદિ મુક્ત કહેવાય છે. ખડ્ગાદિ અમુક્ત કહેવાય છે. બરછી આદિ મુક્તામુક્ત કહેવાય છે. બંદુક આદિ યંત્ર મુક્ત કહેવાય છે. આ રીતે ચાર પ્રકારનાં આયુધ છે. તેમાં મુક્ત આયુધ અસ્ત્ર કહેવાય છે. અમુક્ત આયુધ શસ્ત્ર કહેવાય છે. આ ચાર પ્રકારના આયુધના બ્રહ્મા, વિષ્ણુ, પશુપતિ, પ્રજાપતિ, અગ્નિ, તથા વરુણ આદિ દેવતા મંત્રરૂપે કહ્યા છે. ક્ષત્રિયકુમાર અધિકારી કહ્યા છે. વળી તેને અનુસારે બ્રાહ્મણાદિ પણ અધિકારી કહ્યા છે. તેના ચાર ભેદ છેઃ—પદાતિ, રથારૂઢ, અશ્વારૂઢ, ગજારૂઢ. વળી યુધમાં મંગળ શુકન કહ્યા છે. ધનુર્વેદના પ્રથમ પાદમાં આટલો અર્થ કહ્યો છે. ધનુર્વેદના દ્વિતીય પાદમાં આચાર્યનું લક્ષણ તથા આચાર્યવડે શાસ્ત્રના ગ્રહણની રીતિ કહી છે. તૃતીય પાદમાં ગુરુ સંપ્રદાયથી પ્રાપ્ત થયેલ શસ્ત્રનો અભ્યાસ તથા મંત્રસિદ્ધિ અને દેવતાસિદ્ધિનો પ્રકાર કહ્યો છે. ચતુર્થ પાદમાં સિદ્ધ થયેલ મંત્રનો પ્રયોગ કહ્યો છે. આ અર્થ ધનુર્વેદમાં છે. આ વેદ વિશ્વામિત્રને બ્રહ્મા પ્રજાપતિ આદિથી પ્રાપ્ત થયો છે. તેણે તે પ્રકટ કર્યો છે, પણ વિશ્વામિત્રથી ધનુર્વેદ ઉત્પન્ન થયો નથી. દુષ્ટ ચોર આદિથી પ્રજાનું પાલન કરવું, તે ક્ષત્રિયનો ધર્મબોધક ધનુર્વેદ છે. માટે તેનો પણ અંતઃકરણ શુદ્ધિવડે જ્ઞાનદ્વારા મોક્ષમાં જ અભિપ્રાય છે. તે જ પ્રમાણે ગાંધર્વ વેદ ભરતે પ્રકટ કર્યો છે. તેનાં સ્વર, તાલ, મૂર્છતા

સહિત ગીત, નૃત્ય વાદ્યનું નિરૂપણ વિસ્તારથી કર્યું છે. દેવતાના આરાધનરૂપે નિર્વિકલ્પ સમાધિની સિદ્ધિ ગાંધર્વવેદનું પ્રયોજન કહ્યું છે. માટે તેનું પણ અંતઃકરણની એકાગ્રતાવડે જ્ઞાનદ્વારા મોક્ષ જ પ્રયોજન છે. તેમ જ અર્થવેદ પણ અનેક પ્રકારનો છેઃ—જેમકે નીતિશાસ્ત્ર, અશ્વશાસ્ત્ર, શિલ્પશાસ્ત્ર; તથા સૂપકાર શાસ્ત્રથી માંડી ધન પ્રાપ્તિનાં ઉપાયવાળાં શાસ્ત્ર અર્થવેદ કહેવાય છે. ધન પ્રાપ્તિના સર્વ ઉપાયમાં નિપુણ પુરુષને પણ ભાગ્ય વિના ધનની પ્રાપ્તિ થતી નથી. માટે અર્થવેદનું તાત્પર્ય વૈરાગ્યમાંજ છે.

## ૪૮૬ ચાર વેદનું પ્રયોજન.

ચાર વેદનાં છ અંગ છેઃ—શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરુક્ત, જ્યોતિષ તથા પિંગળ. આ છ વેદના અંગરૂપે હોવાથી વેદનાં અંગ કહેવાય છે. તેમાં શિક્ષાનો કર્તા પાણિનિ છે. વેદના શબ્દમાં અક્ષરના સ્થાનનું જ્ઞાન તેમજ ઉદાત્ત, અનુદાત્ત તથા સ્વરિતનું જ્ઞાન શિક્ષાથી થાય છે. વેદના વ્યાખ્યાનરૂપ અનેક પ્રતિ શાખારૂપે જે ગ્રંથો છે, તે પણ શિક્ષાના અંતર્ભૂત છે. તેમજ વેદ બોધિત કર્મના અનુષ્ઠાનની રીતિ કલ્પ સૂત્રથી જાણી શકાય છે. યજ્ઞ કરાવવાવાળો બ્રાહ્મણ ઋત્વિક કહેવાય છે. તેનાં ભિન્ન ભિન્ન કરવા યોગ્ય જે કર્મ, તેના પ્રકારનો બોધ કરનાર તે કલ્પસૂત્ર છે. આ કલ્પ સૂત્રના કર્તા કાત્યાયન, આશ્વલાયનાદિ મુનિ છે. માટે કલ્પ સૂત્ર પણ વેદના અંગરૂપ હોવાથી વેદનું અંગ છે. તેજ વ્યાકરણથી વેદના શબ્દની શુદ્ધતાનું જ્ઞાન થાય છે. આ વ્યાકરણ સૂત્રરૂપ અષ્ટાધ્યાય પાણિનિ નામના મુનિએ કર્યું છે. કાત્યાયન, તથા પતંજલિએ આ સૂત્રના વ્યાખ્યાન રૂપે વાર્તિક તથા

ભાષ્ય કર્યાં છે. વળી જે વ્યાકરણ છે, તેમાં વેદના શબ્દનો વિચાર નથી. માટે તેનો પુરાણાદિમાં ઉપયોગ છે. પણ તે વેદને ઉપયોગી નથી. વળી પાણિનિ કૃત વ્યાકરણ વેદના શબ્દની સિદ્ધિ કરે છે, માટે તે વેદના અંગરૂપે છે. યાસ્ક નામના મુનિએ ત્રયોદશ અધ્યાય રૂપ નિરૂક્ત કર્યું છે. તેમાં વેદના મંત્રમાં અપ્રસિદ્ધ પદના અર્થના બોધ માટે નામો નિરૂપણ કર્યાં છે, માટે વૈદિક અપ્રસિદ્ધ પદના અર્થ જ્ઞાનમાં ઉપયોગી હોવાથી નિરુક્ત પણ વેદનું અંગ છે. સંજ્ઞાના બોધકરૂપ પંચાધ્યાયવાળો નિઘંટુ નામનો ગ્રંથ જે યાસ્કે કર્યો છે, તે પણ નિરુક્તના અંતર્ભૂત છે. વળી અમરસિંહ હેમાદિકે કરેલ સંજ્ઞાનો બોધક જે કોષ છે, તે સર્વ નિરુક્તના અંતર્ભૂત છે. આદિત્ય ગર્ગાદિકૃત જ્યોતિષ પણ વેદના અંગરૂપે છે. કારણકે વૈદિક કર્મના આરંભમાં કાળનું જ્ઞાન જોઇએ. આ જ્ઞાન જ્યોતિષથી થાય છે. માટે તે વેદનું અંગ છે. પિંગળ મુનિએ સૂત્ર અષ્ટાધ્યાયથી છંદ નિરૂપણ કર્યો છે. તેથી વૈદિક ગાયત્રી આદિ છંદનું જ્ઞાન થાય છે. માટે પિંગળ કૃત સૂત્ર પણ વેદના અંગરૂપ છે. વેદનાં આ જે છ અંગ છે, તેમાં વેદને ઉપયોગી જે અર્થ નથી, તેનો પ્રસંગથી નિરૂપણ કર્યો છે, પણ પ્રધાનતાથી નહિ. માટે વેદનું જે પ્રયોજન છે, તે જ છ અંગનું પ્રયોજન છે, પણ પૃથક્ નથી.

### ૪૮૭ અઢાર પુરાણ તથા ઉપપુરાણનો અર્થ.

પુરાણ અઢાર છે. વ્યાસ નામના મુનિએ તે રચ્યાં છે. તેનાં નામ નીચે પ્રમાણે છેઃ—બ્રહ્મ, પદ્મ, વૈષ્ણવ, શૈવ, ભાગવત, નારદીય, માર્કંડેય, આગ્નેય, ભવિષ્ય, બ્રહ્મવૈવર્ત, લિંગ, વરાહપુરાણ, સ્કંદ, વામન, કૂર્મ, મત્સ્ય, ગરૂડ તથા બ્રહ્માંડ. એ

અઢાર પુરાણ વ્યાસે કર્યાં છે. કાલી પુરાણ આદિ અન્ય પુરાણો છે. તે સર્વ ઉપ પુરાણો છે. કેટલાક ઉપપુરાણ પણ અઢાર કહે છે. પણ તે નિયમ નથી. ઉપપુરાણ ઘણાં છે. ભાગવત બે છે. એક વૈષ્ણવ ભાગવત તથા બીજું દેવી ભાગવત. બેઉની સંખ્યા અઢાર હજારની છે તથા બેઉના બાર સ્કંધ છે. પરંતુ તેમાં એક પુરાણ છે તથા બીજું ઉપપુરાણ છે. બેઉ વ્યાસકૃત હોવાથી પ્રમાણરૂપ છે. જેમ વ્યાસે પુરાણ કર્યાં છે, તેમ કેટલાંક ઉપપુરાણ વ્યાસે કર્યાં છે. કેટલાંક ઉપપુરાણો પરાશર આદિ અન્ય સર્વજ્ઞ મુનિઓએ કરેલ હોવાથી પ્રમાણરૂપે છે. ઉપનિષદનો જે અર્થ છે, તે જ ઉપપુરાણ સહિત પુરાણનો અર્થ છે. આ વાત આગળ ઉપર કહેવામાં આવશે.

## ૪૮૮ ન્યાય તથા વૈશેષિક સૂત્રનું ફળ.

પાંચ અધ્યાયરૂપ ન્યાય સૂત્ર ગૌતમે કર્યાં છે. તેમાં યુક્તિ પ્રધાન છે. યુક્તિ ચિંતનથી પુરૂષની બુદ્ધિ તીવ્ર થાય છે તથા મનન કરવામાં સમર્થ થાય છે. માટે યુક્તિ પ્રધાન ન્યાયસૂત્રનું પણ મનનદ્વારા વેદાંતજન્ય જ્ઞાન જ ફળ છે. વળી કણાદ નામના મુનિએ દશ અધ્યાયરૂપ વૈશેષિકસૂત્ર કર્યું છે. તેનો પણ ન્યાયમાં અંતર્ભાવ છે.

## ૪૮૯ ધર્મમીમાંસા, બ્રહ્મમીમાંસા તથા સંકર્ષણ કાંડનું ફળ.

મીમાંસાના બે ભેદ છેઃ—એક ધર્મમીમાંસા તથા બીજી બ્રહ્મમીમાંસા. ધર્મમીમાંસાને પૂર્વમીમાંસા કહે છે તથા બ્રહ્મ મીમાંસાને ઉત્તરમીમાંસા કહે છે. ધર્મ મીમાંસાના બાર અ-

ધ્યાય છે. જૈમિની તેનો કર્તા છે. તેમાં કર્મ અનુષ્ઠાનની રીતિ પ્રતિપાદન કરી છે. માટે વિધિવડે કર્મમાં પ્રવૃત્તિ થાય, તે ધર્મમીમાંસાનું ફળ છે. કર્મમાં પ્રવૃતિ થવાથી અંતઃકરણની શુદ્ધિ થાય છે. તે વડે જ્ઞાન તથા જ્ઞાનથી મોક્ષ થાય છે. આ રીને ધર્મમીમાંસાનું ફળ મોક્ષ છે. વળી ધર્મમીમાંસાના બાર અધ્યાયમાં અરસ્પરસ અર્થનો ભેદ છે. તે કઠિન હોવાથી લખ્યો નથી. સંકર્ષણકાંડ પાંચ અધ્યાયરૂપ જૈમિનિએ કર્યું છે. તેમાં ઉપાસના કહી છે. તેનો પણ ધર્મમીમાંસામાં અંતર્ભાવ છે. બ્રહ્મમીમાંસાના ચાર અધ્યાય છે. તેનો કર્તા વ્યાસ છે. એક એક અધ્યાયના ચાર ચાર પાદ છે. તેમાં પ્રથમ અધ્યાયમાં એ અર્થ છે કે, સર્વ ઉપનિષદ્ વાક્ય બ્રહ્મનું પ્રતિપાદન કરે છે, પણ અન્યને નહિ. ઉપનિષદવાક્યનો મંદબુદ્ધિ પુરૂષને પોતામાં વિરોધ પ્રતીત થાય છે. તેનો પરિહાર દ્વિતીય અધ્યાયમાં કહ્યો છે. જ્ઞાન તથા ઉપાસનાના સાધનનો વિચાર તૃતીય અધ્યાયમાં કહ્યો છે. જ્ઞાન ઉપાસનાનું ફળ ચતુર્થ અધ્યાયમાં કહ્યું છે. આ બ્રહ્મમીમાંસારૂપ શારીરક શાસ્ત્ર જ સર્વ શાસ્ત્રમાં પ્રધાન છે. મુમુક્ષુને એ જ ઉપાદેય છે. આના વ્યાખ્યાનરૂપ ગ્રંથ જો કે છે, છતાં શ્રીશંકરકૃત ભાષ્યરૂપ વ્યાખ્યાન જ મુમુક્ષુને શ્રોતવ્ય છે. તેનું જ્ઞાનદ્વારા મોક્ષફળ સ્પષ્ટ જ છે.

**ટીકાઃ**—ભાષ્યરૂપ વ્યાખ્યાનઃ–શંકરાચાર્યકૃત ભાષ્ય, રામાનુજ ભાષ્ય, મધ્વ ભાષ્ય, ભાસ્કરાચાર્યકૃત ભાષ્ય, વિષ્ણુસ્વામીકૃત ભાષ્ય, વિજ્ઞાનેન્દ્ર ભિક્ષુકૃત ભાષ્ય, નીલકંઠ ભાષ્ય ઇત્યાદિ ભાષ્યરૂપ વ્યાખ્યાન છે.

### ૪૯૦ સ્મૃતિ આદિ ગ્રંથના કર્તા તથા પ્રયોજન.

મનુ, યાજ્ઞવલ્કય, વિષ્ણુ, યમ, અંગીરા, વશિષ્ઠ, દક્ષ, સંવર્ત, શાતાતપ, પરાશર, ગૌતમ, શંખ, લિખિત, હારીત, આપસ્તંબ, શુક્ર, બૃહસ્પતિ, વ્યાસ કાત્યાયન, દેવલ, નારદ આદિ સર્વજ્ઞ થયા છે. તેઓએ વેદને અનુસાર સ્મૃતિ નામના ગ્રંથો કર્યા છે. આ ધર્મશાસ્ત્ર કહેવાય છે. તેમાં વર્ણઆશ્રમના કાયિક, વાચિક તથા માનસિક ધર્મ કહ્યા છે. તેનું પણ અંતઃકરણ શુદ્ધિદ્વારા જ્ઞાન થઇ મોક્ષ જ પ્રયોજન છે. તેમ વ્યાસે મહાભારત તથા વાલ્મીકિએ રામાયણ કર્યું છે. તેનો પણ ધર્મ શાસ્ત્રમાં અંતર્ભાવ છે. દેવતા આરાધનને અર્થે જે મંત્ર શાસ્ત્ર છે, તેનો પણ ધર્મ શાસ્ત્રમાં અંતર્ભાવ છે. દેવતા આરાધનનું પ્રયોજન અંતઃકરણની શુદ્ધિ છે. તેમ સાંખ્ય શાસ્ત્ર, યોગ શાસ્ત્ર, વૈષ્ણવતંત્ર, શૈવતંત્ર આદિ ધર્મશાસ્ત્રના અંતર્ભૂત છે. કારણ કે તેમાં પણ માનસ ધર્મનું અર્થાત્ ઉપાસનારૂપ ધર્મનું નિરૂપણ કર્યું છે.

### ૪૯૧ સાંખ્ય શાસ્ત્રનું ફળ.

સાંખ્ય શાસ્ત્ર છ અધ્યાયરૂપ કપિલે કર્યું છે. તેના પ્રથમ અધ્યાયમાં વિષય નિરૂપણ કર્યો છે, બીજા અધ્યાયમાં મહત્ તત્વ અહંકારાદિ પ્રધાનનાં કાર્ય કહ્યાં છે. ત્રીજા અધ્યાયમાં વિષયથી વૈરાગ્ય કહ્યો છે. ચોથા અધ્યાયમાં વિરક્તની આખ્યાયિકા કહી છે. પાચમા અધ્યાયમાં પરપક્ષનું ખંડન કર્યું છે તથા છઠ્ઠા અધ્યાયમાં સર્વ અર્થનો સંક્ષેપથી સંગ્રહ કર્યો છે. પ્રકૃતિપુરૂષના વિવેકથી પુરૂષનું અસંગજ્ઞાન, એ સાંખ્ય શાસ્ત્રનું પ્રયોજન છે. તેનું પણ ત્વંપદના લક્ષ્ય અર્થ શોધન દ્વારા મહાવાક્ય જન્ય જ્ઞાનમાં ઉપયોગ હોવાથી મોક્ષ જ ફળ છે.

### ૪૯૨ યોગ શાસ્ત્રનું ફળ તથા શારીરક ઉક્તિવડે અવિરોધ.

યોગ શાસ્ત્ર ચાર પાદરૂપે છે. પતંજલિ તેનો કર્તા છે. આ પતંજલિ શેષના અવતાર છે. એક ઋષિ સંધ્યોપાસન કરતા હતા. તેની અંજલિમાં પ્રગટ થઇ પૃથ્વીપર તેઓ પડયા. માટે તેનું નામ પતંજલિ કહેવાય છે. તેણે શરીરનો રોગ રૂપી મળ દૂર કરવા ચિકિત્સા ગ્રંથ કર્યો છે. વળી અશુદ્ધ શબ્દના ઉચ્ચારરૂપી જે વાણીનો મળ છે, તેના નાશને માટે પાણિની વ્યાકરણનું ભાષ્ય કર્યું છે. તેમ વિક્ષેપરૂપ અંતઃકરણના મળના નાશને માટે યોગ સૂત્ર કર્યું છે. પ્રથમ પાદમાં ચિત્ત વૃત્તિના નિરોધરૂપ સમાધિ તથા તેના સાધનરૂપ અભ્યાસ વૈરાગ્યાદિ કહ્યાં છે. વિક્ષિપ્ત ચિત્તને અર્થે સમાધિનું સાધન, યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન તથા સમાધિ આ આઠ સમાધિનાં અંગ દ્વિતીય પાદમાં કહ્યાં છે. તૃતીય પાદમાં યોગની વિભૂતિ કહી છે. ચતુર્થ પાદમાં યોગનું ફળ મોક્ષ કહ્યું છે. આ રીતે યોગ શાસ્ત્ર પણ જ્ઞાનસાધનરૂપ નિદિધ્યાસનને સંપાદન કરવાથી મોક્ષના હેતુરૂપ છે. વળી શારીરક સૂત્રમાં જે સાંખ્ય યોગનું ખંડન કર્યું છે, તે ઉપનિષદથી વિરૂદ્ધ જે વ્યાખ્યાન કર્યું છે, તેનું ખંડન કર્યું છે, પણ સૂત્રનું નહિ.

### ૪૯૩ પંચરાત્ર તથા પાશુપત તંત્ર આદિનું ફળ.

ન્યાય વૈશેષિકનું ખંડન પણ વિરૂદ્ધ વ્યાખ્યાનનું છે. તેમ નારદે પંચરાત્ર નામનું તંત્ર કર્યું છે, તેમાં વાસુદેવ વિશે અંતઃકરણ સ્થાપન કરવાનું કહ્યું છે. તેનું પણ અંતઃકરણની સ્થિરતાવડે જ્ઞાનદ્વારા મોક્ષજ ફળ છે. સર્વ વૈષ્ણવ ગ્રંથ પંચ રાત્રના અંતર્ભૂત છે. આ પંચરાત્ર ધર્મ શાસ્ત્રના અંતર્ભૂત

છે. તેમ પાશુપત તંત્રમાં પશુપતિનું આરાધન કહ્યું છે. આનો કર્તા પશુપતિ છે. તેનું ફળ અંતઃકરણની નિશ્ચળતાદ્વારા મોક્ષ સાધનરૂપ જ્ઞાન ફળ છે.

### ૪૯૪ શૈવ ગ્રંથાદિકનું ફળ તથા વામ માર્ગ.

જે શૈવ ગ્રંથ છે તે સર્વ પાશુપત તંત્રના અંતર્ભૂત છે. તેમ ગણેશ, સૂર્ય તથા દેવીની ઉપાસના બોધક ગ્રંથનું ચિત્તના નિશ્ચળતાદ્વારા જ્ઞાન ફળ છે તથા સર્વનો ધર્મ શાસ્ત્રમાં અંતર્ભાવ છે. પરંતુ દેવીની ઉપાસનાના બોધક ગ્રંથમાં બે સંપ્રદાય છેઃ—એક દક્ષિણ સંપ્રદાય તથા બીજો ઉત્તર સંપ્રદાય. ઉત્તર સંપ્રદાયને વામ માર્ગ કહે છે. તેમાં દક્ષિણ સંપ્રદાયની રીતિવડે જે ગ્રંથમાં દેવીની ઉપાસના છે, તે ધર્મ શાસ્ત્રના અંતર્ભૂત છે. વળી વામ માર્ગ જે ગ્રંથમાં છે, તે ધર્મ શાસ્ત્રવડે વિરૂદ્ધ છે. માટે અપ્રમાણ છે. જોકે વામ માર્ગ શિવે કર્યું છે, છતાં સકળ શાસ્ત્ર તથા વેદથી તે વિરુદ્ધ છે. માટે પ્રમાણરૂપે નથી. જેમ વિષ્ણુના બુદ્ધાવતારે નાસ્તિક ગ્રંથ કર્યો છે, તેથી તે વેદવિરૂદ્ધ છે. માટે પ્રમાણરૂપે નથી. તેમ શિવકૃત વામ તંત્ર પણ અત્યંત વિરૂદ્ધ છે. મદિરાદિ અત્યંત અશુદ્ધ પદાર્થનું તેમાં ગ્રહણ લખ્યું છે તથા ઉત્તમ પદાર્થનાં જે નામ છે, તે જ લોકને છેતરવા મલિન પદાર્થના નામરૂપ છે. મદિરાનું નામ તીર્થ, માંસનું નામ શુદ્ધ, મદિરા પાત્રનું નામ પદ્મા, કાંદાનું નામ વ્યાસ, લશણનું નામ શુકદેવ, મદિરાકારી કલાલનું નામ દિક્ષિત, વેશ્યાસેવી ચર્મકારી આદિને તથા ચાંડાલીસેવીને પ્રયાગ સેવી તથા કાશીસેવી કહે છે. ભૈરવી ચક્રમાં રહેલ જે ચાંડાલાદિ છે, તેને બ્રાહ્મણ કહે છે. અત્યંત વ્યભિચારિણીને યોગિની તથા વ્યભિચારીને યોગી કહે છે. એમ અનેક પ્રકારે કરી

નિષિદ્ધ તેનો વ્યવહાર છે. પૂજન સમયે અનેક દોષવાળી સ્ત્રીને ઉત્તમ શક્તિ કહે છે. ચાંડાલી જાતિનીને, અતિવ્યભિચારિણીને તથા રજસ્વલા સ્ત્રીને દેવી બુદ્ધિવડે પૂજન કરે છે. તેનું ઉચ્છિષ્ટ મદિરાપાન કરે છે તથા અધિક મદિરા પાન વડે વમન થઈ જાય તો તેને પૃથ્વીપર પડવા દેતા નથી. પણ આચાર્ય સહિત બીજા સાવધાનતાથી ભક્ષણ કરે છે. વમનને ભૈરવી કહે છે તથા ગુપ્ત ભાગને જિંવ્હા લગાડી મંત્રનો જપ કરે છે. મદિરા, માંસ, મત્સ્ય, મુદ્રા, મંત્ર આ પાંચ મકારને ભોગમોક્ષ નિમિત્ત સેવન કરે છે. પ્રથમ દ્વિતીય આદિ મકારના અપ્રસિદ્ધ નામવડે વ્યવહાર કરે છે. ઇત્યાદિ વામ તંત્રનો સર્વ વ્યવહાર આ લોકથી તથા પરલોકથી ભ્રષ્ટ કરે છે. આ કારણથી કર્ણ છેદી યોગી, અવધૂત ગુસાંઈ તેમજ અનેક સંન્યાસી તથા બ્રાહ્મણાદિ વામ માર્ગનું સેવન કરે છે. તો પણ લોક તથા વેદ નિંદિત જાણી ગુપ્ત રાખે છે. બીજું વધારે શું કહું. વામ તંત્રની રીતિ સાંભળી મ્લેચ્છનાં પણ રોમાંચ ખડાં થઇ જાય છે, એવું નિંદિત વામ તંત્ર છે. સર્વાંગી જે અભક્ષ્યભક્ષણ કરે છે તે સર્વ નિંદિત માર્ગ વામ તંત્રમાં કહ્યા છે. અતિનીચ વ્યવહાર લખવો યોગ્ય નથી. માટે વિશેષ પ્રકાર લખ્યો નથી. સર્વથા વામ તંત્ર ત્યાગવા યોગ્ય છે.

## (૪૯૫) નાસ્તિકમત.

નાસ્તિક મત પણ ત્યાગવા યોગ્ય છે. નાસ્તિકના છ ભેદ છે. માધ્યમિક, યોગાચાર, સૌત્રાંતિક, વૈભાષિક, ચાર્વાક તથા દિગંબર. આ છ વેદને પ્રમાણ માનતા નથી. તેનાં મોહોમાંહે વિલક્ષણ સિદ્ધાંત છે. માધ્યમિક શૂન્યવાદી છે. યોગાચારના મતમાં સર્વપદાર્થ વિજ્ઞાનથી ભિન્ન નથી. વિજ્ઞાનજ તત્વરૂપ

છે. આ વિજ્ઞાન ક્ષણિક છે. સૌત્રાંતિક મત પ્રમાણે વિજ્ઞાનનો આકારરૂપ બાહ્ય પદાર્થ વિષયવિના થતો નથી. માટે વિજ્ઞાનથી બાહ્ય પદાર્થનું અનુમાન થાય છે. આ રીતે સૌત્રાંતિક મત પ્રમાણે અનુમાન પ્રમાણનો વિષય બાહ્ય પ્રદાર્થ છે. પણ પ્રત્યક્ષ નથી. વળી સ્થિર નથી. પણ સર્વ પદાર્થ ક્ષણિક છે. વળી વૈભાષિક મત પ્રમાણે બાહ્ય પદાર્થ ક્ષણિક છે, પરંતુ પ્રત્યક્ષ પ્રમાણનો વિષય છે. આટલો ભેદ છે. આ ચાર મત સુગતના છે. ચાર્વાકના મત પ્રમાણે પદાર્થ ક્ષણિક નથી. પરંતુ તેના મત પ્રમાણે દેહ આત્મા છે. વળી દિગંબર મત પ્રમાણે દેહ આત્મા નથી. દેહથી આત્મા ભિન્ન છે. પરંતુ જેટલું દેહનું પરિમાણ હોય તેટલું આત્માનું પરિમાણ છે. આ રીતે આનો માંહોમાંહે મતનો ભેદ છે. વળી તેની માંહોમાંહે મતની વિલક્ષણતા ઘણી છે. પરંતુ સર્વ વેદના વિરોધી છે. માટે નાસ્તિક છે. આ કારણથી તેના મતનું ઉપપાદન તથા ખંડન વિશેષે કરી લખ્યું નથી.

## ( ૪૯૬ ) સાહિત્ય આદિકનું તાત્પર્ય.

વામમાર્ગ તથા નાસ્તિક મતના ગ્રંથ જોકે સંસ્કૃત વાણીરૂપ છે તથાપિ વેદ બાહ્ય છે. માટે વેદને અનુસારી વિદ્યાનાં પ્રસ્થાન અરાડ જ છે. વળી મમ્મટ આદિએ જે સાહિત્ય ગ્રંથ કર્યા છે, તેનો પણ કામ શાસ્ત્રમાં અંતર્ભાવ છે. તેમ સર્વ શાસ્ત્રનો પણ કોઇનો કામ શાસ્ત્રમાં તથા કોઈનો ધર્મ શાસ્ત્રમાં અંતર્ભાવ છે. આ રીતે અરાડ વિદ્યાનાં પ્રસ્થાન સર્વ બ્રહ્મજ્ઞાનદ્વારા મોક્ષના હેતુરૂપ છે. કોઈ સાક્ષાત્ જ્ઞાનના હેતુરૂપ છે, કોઇ પરંપરાથી જ્ઞાનના હેતુ રૂપ છે, એમ તર્કદૃષ્ટિએ સકળ શાસ્ત્રનો અભિપ્રાય નિશ્ચય કર્યો. જોકે ઉત્તરમીમાંસાવિના

સર્વ શાસ્ત્ર જિજ્ઞાસુને ત્યાગ કરવા યોગ્ય છે, એમ શારીરકમાં સૂત્રકાર ભાષ્યકારે પ્રતિપાદન કર્યું છે. માટે અન્ય શાસ્ત્ર પણ મોક્ષના ઉપયોગી છે, એમ કહેવું સંભવતું નથી છતાં સાર-ગ્રાહી તત્વદૃષ્ટિએ એવો સાર નિશ્ચય કર્યો.

## ( ૪૯૭ ) તર્ક દૃષ્ટિનો એક વિદ્વાન્ સાથે મેળાપ.

### दोहा ।

**सुन प्रसिद्ध विद्वान पुनि, मिल्यो आप तिहिं जाय ।**
**निश्चय अपनो ताहि तिहिं, दीनो सकल सुनाय ॥२२॥**

શબ્દાર્થઃ—આ સમયે એક પ્રસિદ્ધ વિદ્વાને તર્કદૃષ્ટિ પાસે આવી પોતાનો સર્વ નિશ્ચય તેને સંભળાવી દીધો. (૨૨)

**વિવરણઃ**—ગુરૂદ્વારા સાંભળેલા અર્થમાં બુદ્ધિની સ્થિરતા અર્થે સકળ શાસ્ત્રનો અભિપ્રાય વિચાર્યો, તો પણ ફરી સંદેહ થયો કે, મેં શાસ્ત્રનો જે અભિપ્રાય નિશ્ચય કર્યો, તેજ છે કે અન્ય અભિપ્રાય છે ? કારણકે તર્ક દૃષ્ટિ કનિષ્ઠ અધિકારી કહ્યો છે. માટે વારંવાર કુતર્કથી તેને સંદેહ થાય છે. તેની નિવૃત્તિ માટે અન્ય વિદ્વાનના નિશ્ચયની એકતા કરવા ગયો.

### दोहा ।

**तर्कदृष्टिके बैन सुनि, सो बोल्यो बुध संत ।**
**जो मोसूं तैं यह कह्यो, सोइ मुख्यसिद्धांत ॥२३॥**

શબ્દાર્થઃ—તર્ક દૃષ્ટિનાં વચન સાંભળી બુદ્ધસંત બોલ્યા કે, જે સિદ્ધાંત તેં મને કહ્યો, તેજ સિદ્ધાંત છે. ૨૩

**संशय सकल नशाय यूं, लख्यो ब्रह्म अपरोक्ष ।**
**जग जान्यो निज सब असत, तैसें बंधऽरु मोक्ष॥२४॥**

**શબ્દાર્થઃ**—આ પ્રમાણે સંશયનો ત્યાગ કરી તેણે અપરોક્ષ બ્રહ્મને ઓળખ્યો. જેમ બંધ તથા મોક્ષ અસત્ છે, તેમ તેણે જગતને પણ મિથ્યા માન્યું. (૨૪)

### (૪૯૮) જ્ઞાનીને ઇચ્છાનો સંભવ તથા ઇચ્છાના અભાવનો અભિપ્રાય.

**शेष रह्यो प्रारब्ध यूं, इच्छा उपजी येह ॥**
**चलि तत्कालहि देखिये, जननिजनकयुत गेह॥२५॥**

**શબ્દાર્થઃ**—પ્રારબ્ધનો અંશ શેષ રહેલ હોવાથી તેને ઇચ્છા ઉત્પન્ન થઇ કે, માતપિતા યુકત મારે ઘેર હું જઇ આવું. (૨૫)

**વિવરણઃ**—જ્ઞાનીના સર્વ વ્યવહાર અજ્ઞાનીની માફક પ્રારબ્ધવડે થાય છે, એમ પૂર્વે કહ્યું છે. માટે ઇચ્છાનો સંભવ છે. વળી કેટલાક શાસ્ત્રમાં લખ્યું છે, કે જ્ઞાનીને ઇચ્છા થતી નથી. આનો અભિપ્રાય એ નથી કે, જ્ઞાનીનું અંતઃકરણ પદાર્થની ઈચ્છારૂપ પરિણામને પ્રાપ્ત થતું નથી. કારણ કે અંતઃકરણના ઈચ્છાદિ સહજ ધર્મો છે. અંતઃકરણ જો કે ભૂતના સત્વ ગુણનું કાર્ય કહ્યું છે, છતાં રજોગુણ તમો ગુણ સહિત ગુણનું કાર્ય છે, કેવળ સત્વગુણનું નથી. જો કેવળ સત્વ ગુણનું કાર્ય હોય તો અંતઃકરણનો ચલસ્વભાવ થવો જોઇએ નહિ. તેમજ કોઈ અંતઃકરણની રાજસી વૃત્તિ કામ ક્રોધાદિ તથા મૂઢતાદિ તામસી વૃત્તિ થવી જોઇએ નહિ. માટે

કેવળ સત્વ ગુણનું કાર્ય અંતઃકરણ નથી. પણ અપ્રધાન કે રજો ગુણ તમોગુણ સહિત પ્રધાન સત્વ ગુણવાળા ભૂતથી અંતઃકરણ ઉપજે છે. માટે અંતઃકરણમાં ત્રણ ગુણ રહે છે. આ ત્રણ ગુણ પણ પુરૂષનાં જેટલાં અંતઃકરણો છે, તે સર્વમાં સમાન રૂપે હોતા નથી, પણ ન્યૂનાધિક હોય છે. માટે ગુણોની ન્યૂનાધિકતાથી સર્વના વિલક્ષણ સ્વભાવ છે. આ રીતે ત્રણ ગુણનું કાર્ય અંતઃકરણ છે. જ્યાં સૂધી અંતઃકરણ રહે ત્યાં સૂધી રજો ગુણના પરિણામરૂપ ઇચ્છાનો અભાવ બને નહિ. માટે જ્ઞાનીને ઈચ્છા થતી નથી. એનો અભિપ્રાય એમ છે કે, અજ્ઞાની તથા જ્ઞાની બેઉને ઈચ્છા તો સમાન થાય છે. પરંતુ અજ્ઞાની ઇચ્છાદિ આત્માના ધર્મ જાણે છે તથા જ્ઞાનીને જે કાળે ઈચ્છાદિ થાય છે, તે કાળે આત્માના ધર્મ રૂપે ઇચ્છાદિને જાણતો નથી. પણ કાળ, સંકલ્પ, સંદેહ, રાગ, દ્વેષ, શ્રદ્ધા, ભય, લજ્જા તથા ઇચ્છાદિ અંતઃકરણનાં પરિણામ છે. માટે અંતઃકરણના ધર્મ જાણે છે. આ રીતે ઇચ્છાદિ થાય છે, પણ આત્માના ધર્મ ઇચ્છાદિ જ્ઞાનીને પ્રતીત થતા નથી, માટે જ્ઞાનીમાં ઇચ્છાનો અભાવ કહ્યો છે. તેમ મન, વાણી તથા શરીર-વડે જે વ્યવહાર જ્ઞાની કરે, તે સર્વ વ્યવહાર જ્ઞાનીને આત્મામાં પ્રતીત થતા નથી. પણ સર્વ ક્રિયા મન, વાણી તથા તનમાં છે. વળી આત્મા અસંગ છે, એમ જ્ઞાનીનો નિશ્ચય છે, માટે સર્વ વ્યવહાર કર્તા જ્ઞાની અકર્તા છે. આ કારણથી શ્રુતિમાં એમ કહ્યું છે કે, જ્ઞાન પછી કીધેલાં વર્તમાન શરીરમાં જે શુભ અશુભ કર્મ, તેનું ફળ પુણ્ય પાપનો સંબંધ થતો નથી. પણ પ્રારબ્ધ બળથી અજ્ઞાનીની માફક સર્વ વ્યવહાર તથા તેની ઇચ્છા સંભવે છે.

(૪૯૯) શુભ સંતતિ રાજાનો પ્રસંગ.

શુભ સંતતિ નામના રાજાનો ત્યાગ કરી તેના ત્રણે પુત્રો જે નિકળી પડ્યા, તેની વાત કહી. હવે પિતાનો પ્રસંગ કહે છે.

दोहा ।

**पुत्र गये लखि गेहतैं, पितुचित उपज्यो खेद ॥**
**सूनो राज न तिन तज्यो, नहीं यथार्थनिर्वेद॥२६॥**

શબ્દાર્થ—પુત્રોના ગયા પછી પિતાના ચિત્તને અત્યંત ખેદ ઉપજ્યો. તેણે પોતાનું સૂનું રાજ્ય તજ્યું નહિ. તેને તીવ્ર વૈરાગ્ય થયો ન હતો. (૨૬)

(વિવરણ:—પુત્ર ઘરમાંથી નિકળ્યો ત્યારે રાજાને તીવ્ર વૈરાગ્યના અભાવથી તેના વિયોગનું દુઃખ થયું. તેમ મંદ વૈરાગ્ય થયો છે, માટે વિષય ભોગનું સુખ થયું નહિ તથા બહાર નિકળવાની ઈચ્છા કરી. તે પુત્રના નિકળવાથી સૂનું રાજ છોડી શક્યો નહિ. માટે દુઃખ થયું. જો તેને તીવ્ર વૈરાગ્ય હોત તો સૂનું રાજ્ય પણ ત્યાગી દેત. પણ વૈરાગ્ય તીવ્ર ન હતો. પણ મંદ હતો. વળી ભોગમાં આસક્તિ નથી, માટે ઉભયથા ખેદજ છે. યથાર્થ નિર્વેદ કહેતાં તીવ્ર વૈરાગ્ય નથી. મંદ વૈરાગ્યનું ફળ જે ઉપાસ્યની જિજ્ઞાસા, તે હવે કહે છે.

(૫૦૦) શુભ સંતતિનો પ્રશ્નઃ—એવો કોણ દેવ છે જે સુતો નથી, પણ જાગે છે ?

चौपाई

**शुभसंतति पितु सों बडभागा ।**
**भयो प्रथम ति हैं मंद विरागा ॥**

जिज्ञासा उपजी यह ताकूं ।
देव ध्येय को ध्याऊं जाकूं ? ॥२७॥

શબ્દાર્થ:—મહા ભાગ્ય શાળી પિતા શુભ સંતતિને મંદ વૈરાગ્ય ઉપજ્યો, જેથી ધ્યેયરૂપે કયો દેવ છે કે જેને હું ઉપાસું ? આ રીતની તેને જિજ્ઞાસા ઉત્પન્ન થઈ. (૨૭)

पंडित निर्णय करन बुलाये ।
यथायोग्य आसन बैठाये ॥
प्रश्न कियो यह सबके आगे ।
अस को देव न सोवे जागै ? ॥२८॥

શબ્દાર્થ:—આનો નિર્ણય કરવા તેણે ઘણા પંડિતોને તેડયા તથા તેઓને સુંદર આસન પર બેસાડયા. તે સર્વની આગળ તેણે પ્રશ્ન કર્યો કે, એવો કયો દેવ છે કે જે સુતો નથી તેમ જાગતો પણ નથી ? (૨૮)

पुरुषारथहित जन जिहि जाचै ।
भक्तिमानके मनमैं राचै ॥
सुनि यह पृथिवीपतिकी बानी ॥
इक तिनमैं बोल्यो सुज्ञानी ॥२९॥

શબ્દાર્થ:—જે દેવની મોક્ષરૂપ હિતને અર્થે મનુષ્ય યાચના કરે છે તથા જે દેવ ભક્તિમાનના મનમાં શોભે છે. પૃથ્વીપતિની આ રીતની વાણી સાંભળી એક સુજ્ઞાની જે હતો તે બોલ્યો; (૨૯)

(૫૦૧) વિષ્ણુ ઉપાસકનુ ઉત્તર.

सुन राजा तुहि कहूँ सु देवा ।
शिव विरंचि लागे जिहि सेवा ॥
शंखचक्रधारी हितकारी ।
पद्मगदाधर परउपकारी ॥३०॥

શબ્દાર્થઃ—આવો દેવ કયો છે, તેના સંબંધમાં હું કહું તે તું સાંભળ, કે જેની બ્રહ્મા શિવ સેવા કરે છે. આ દેવ શંખ ચક્ર ધારણ કરે છે, હિતને કરવાવાળા છે, તે પદ્મ તથા ગદાને ધારણ કરે છે તથા પરના ઉપકારી છે. ૩૦

मंगलमूर्त्ति विष्णु कृपालू ।
निजसेवक लखि करत निहालू ॥
शक्ति गणेश सूर शिव जे हैं ।
सब आज्ञा ताकी मैं ते हैं ॥३१॥

શબ્દાર્થઃ—આ વિષ્ણુની મૂર્તિ મંગલ મૂર્તિરૂપ તથા કૃપા કરવાવાળા છે. જેને તે પોતાનો સેવક જાણે છે તેને તે ન્યાલ કરે છે. શાક્ત, ગણેશ, સુર, શિવ સર્વે તેની આજ્ઞામાં રહે છે. ૩૧

चौपाई

भारत सकल ग्रंथ यह भाखै ।
पद्मपुराण तापनी आखै ॥
विष्णुरूपतैं उपजत सबही ।
परै भीर ज़ाचैं तिहि तबहीं ॥३२॥

**શબ્દાર્થ:**—આના સંબંધમાં આખું ભારત, પદ્મ પુરાણ તથા તાપનીમાં વર્ણન છે. વિષ્ણુ ભગવાનથી સર્વ પ્રકારની સંપત્ આવી મળે છે. જેને ભીંડ આવી પડે, તે સર્વ તેની યાચના કરે છે. ૩૨

विविधवेषको धरि अवतारा ।
सब देवनकूं देत सहारा ॥
यातैं ताकी कीजै पूजा ।
विष्णुसमान सेव्य नहिं दूजा ॥३३॥

**શબ્દાર્થ:**—તે અનેક પ્રકારનો અવતાર ધારણ કરી દેવોને સહાય આપે છે. માટે આ દેવની પૂજા કરવી જોઈએ. એની સમાન અન્ય કોઇ દેવ નથી. ૩૩

विष्णुभक्त शिव उत्तम कहिये ।
तथापि सेव्य स्वरूप न लहिये ॥
रूप अमंगल शिवको शवसम ।
ध्यान करै नहिं ताको यूं हम ॥३४॥

**શબ્દાર્થ:**—વિષ્ણુ ભક્તે શિવને ઉત્તમ કહ્યા છે, છતાં તેને સેવ્ય સ્વરૂપે લહેવા જોઇએ નહિ. શિવનું રૂપ શબ સમાન અમંગલ છે. અમે આ શિવનું ધ્યાન કરતા નથી. ૩૪

चौपाई.

डाख डमरु गजचर्म कपाला ।
धरै आप किहिं करै निहाला ॥

तापो पूत गनेशहु तैसो ।
रूप विलक्षण नरपशुजैसो ॥ ३५ ॥

શબ્દાર્થઃ—જે શિવ પોતે ડાખ, ડમરુ, ગજચર્મ તથા કપાલ ધારણ કરે છે, તે બીજાને શું ન્યાલ કરી શકે એમ હતું ? આ શિવનો પુત્ર ગણેશ પણ વિલક્ષણ સ્વરૂપે અર્થાત્ નરપશુ જેવો છે. ૩૫

शठ हठतैं ध्यावत जो देवी ।
तामस रूप धरत तिहिं सेवी ॥
तिय निंदित अशुची न पवित्रा ।
अवगुण गिनै न जात विचित्रा ॥ ३६ ॥

શબ્દાર્થઃ—જે શઠ હઠવડે દેવીનું ધ્યાન કરે છે, તેને સેવનારો તેના સરખું રૂપ ધારણ કરે છે. તે સ્ત્રી નિંદિત, અશુચ તથા અપવિત્ર છે તથા તેમાં વિચિત્ર એટલા અવગુણો છે કે, તે ગણ્યા જાય એમ નથી. ૩૬

कपटकुटको आकर कहिये ।
पराधीन निजतंत्र न लहिये ॥
ऐसो रूप जु चहिये जाकूं ।
सो सेवहु नर खरतम ताकूं ॥ ३७ ॥

શબ્દાર્થઃ—આ દેવી કૂડ તથા કપટના સમૂહરૂપ છે. તે પરાધીન છે તથા પોતે કોઇ રીતે સ્વતંત્ર નથી. આવી રીતની દેવીનું સેવન, જે ખર સરખા મનુષ્યને–ઉપર પ્રકારના ગુણો-ની ઈચ્છા હોય, તેણે કરવું જોઇએ. ૩૭

भ्रमत फिरै निशिदिन यह भानू ।
रहत न निश्चल छन इक थानू ॥
भ्रमतौ फिरै उपासक ताको ।
तिहिसमान सेवक जो जाको ॥३८॥

શબ્દાર્થઃ—સૂર્ય નારાયણ રાત દિવસ ભમતો ફરે છે. તે એક ક્ષણ પણ નિશ્ચય રહેતો નથી. સૂર્યનો ઉપાસક સૂર્યની માફક ભમતો ફરે છે. તે એક ક્ષણ પણ નિશ્ચય રહેતો નથી. ૩૮

आनदेव यातैं सब त्यागैं ।
सेवनीय इक हरि नित जागै ॥
पूजन ध्यान करन विधि जो है ।
नारदपंचरात्रमें सो है ॥ ३९ ॥

શબ્દાર્થઃ—આથી હરિ સિવાય અન્ય દેવનો ત્યાગ કરવા યોગ્ય છે. હરિની સેવા કરવી યોગ્ય છે તથા તે જ દેવ હમેશ જાગ્રત રહે છે. આનું પૂજન, ધ્યાન તથા વિધિ આદિ સઘળું નારદ પંચરાત્રમાં આવેલ છે. ૩૯

વિવરણઃ—વિષ્ણુને ત્યાગી પ્રસિદ્ધ જે ચાર ઉપાસના છે તે એક એકનો નિષેધ કરવાથી સ્માર્ત ઉપાસનાનો નિષેધ કર્યો. કારણકે પંચ દેવને સમબુદ્ધિવડે જે ઉપાસવા, તેને સ્માર્ત ઉપાસના કહે છે. વિષ્ણુની માફક શિવ આદિ ચારે દેવો નથી, એ રીતનો નિષેધ કરવાથી સ્માર્ત ઉપાસનાનો નિષેધ પણ અર્થવડે કર્યો છે.

## (૫૦૨) શિવ સેવકનો ઉત્તર

### चौपाई.

शिवसेवक मुनि सुनि तिहि बैना ।
क्रोधसहित बोल्यो चलनैना ॥
सुन राजन बानी इक मोरी ।
जामैं वचन प्रमाण करोरी ॥ ४० ॥

શબ્દાર્થઃ—શિવનો ઉપાસક આ વાત સાંભળી ક્રોધ યુક્ત થઈ આંખો ચઢાવી બોલી ઉઠયો કે, હે રાજન્! મારી એક વાણી તું સાંભળ, કે જેમાં કોટી પ્રમાણરૂપ વચનો છે. ૪૦

शम्भुसमान आन को कहिये ।
मांगे देत जाहि जो चहिये ॥
सब विभूति हरिकूं दै भाँगी ।
धरत विभूति आप नित त्यागी ॥ ४१ ॥

શબ્દાર્થઃ—સર્વ સંપત્ મહાદેવ જે માંગે છે તેને આપે છે તથા પોતે વિભૂતિ ભસ્મ ધારણ કરે છે તથા તે પોતે નિત્ય ત્યાગી કહેવાય છે. (૪૧)

चर्म कपाल हेतु इहि धारैं ।
सम नहिं उत्तम अधम विचारैं ॥
नग्न रहत उपदेशत येही ।
नाहिं विरामसम सुख व्है केही ॥ ४२ ॥

શબ્દાર્થઃ—આ હેતુથી ચર્મ તથા કપાય મહાદેવ ધારણ કરે છે. આ દેવ સર્વ વસ્તુમાં સમભાવ રાખે છે, પણ ઉત્તમ અધમ પણનો ભેદ ભાવ રાખતા નથી. તે પોતે નગ્ન રહી અન્યોને ઉપદેશ આપે છે કે વિરાગના જેવું અન્ય કોઇ સુખ નથી. (૪૨)

વિવરણઃ વૈષ્ણવે ચર્મ કપાલાદિ નિંદિત વસ્તુના ધારણનો આક્ષેપ કર્યો, તેનું આ સમાધાન છે. મહા દેવને સર્વ પદાર્થમાં સમબુદ્ધિ છે.

## चौपाई.

सदावर्त ऐसो दे भारी ।
काशीपुरी मरे नर नारी ॥
सो सायुज्यमुक्तिकूं जावै ।
गर्भवाससंकट नाहि पावै ॥ ४३ ॥

શબ્દાર્થઃ—જે કોઈ નર અથવા નારી કાશ પુરીમાં મરણ પામે તેને એવું ભારે સદાવ્રત આપે છે કે તે સાયુજ્ય મુક્તિને પામે છે તથા તેને પાછો ગર્ભવાસ રૂપ સંકટ શંકર થવા પામતો નથી. (૪૩)

शिवसमान नर नारी ते सब ।
लहत सु दिव्यभोग सगरे तब ॥
करत आप अद्वयउपदेशा ।
तजत लिंग यूं ब्रह्मप्रवेशा ॥ ४४ ॥

શબ્દાર્થ:—તે સર્વ નર તથા નારી શિવ સમાન થાય છે તથા બહુ દિવ્યભોગ ભોગવે છે. તે પોતે અદ્વય બ્રહ્મનો ઉપદેશ કરે છે તથા પોતાના ચિત્તનો ત્યાગ કીધા પછી બ્રહ્મને વિશે પ્રવેશ કરે છે (૪૪)

ऊंच नीच रंचहु नाहिं देखैं।
मुक्ति सबनकूं दे इक लेखै॥
शिवसमान राजन को दाता।
भक्त अभक्त सबनके त्राता॥ ४५॥

શબ્દાર્થ:—તેને કોઇ ઊંચ અથવા નીચ નથી. તે સર્વને એક સરખી મુક્તિ આપે છે. હે રાજન્ ! શિવના સમાન કોઇ દાતા નથી. તે ભક્ત તેમજ અભક્ત સર્વના ત્રાતારૂપ છે.(૪૫)

विष्णुस्वभाव सुन्यो हम ऐसो।
जगमें जन प्राकृत व्है तैसो॥
त्राता भक्त अभक्त न त्राता।
यह प्रसिद्ध सब जगमें नाता॥ ४६॥

શબ્દાર્થ—વિષ્ણુનો સ્વભાવ જગતમાં પ્રાકૃત મનુષ્યના જેવો જોવામાં આવે છે. તે ભક્તનું રક્ષણ કરે છે. પણ અભક્તનું તે રક્ષણ કરતો નથી. આ પ્રમાણે જગત્માં તેનો સંબંધ છે. (૪૬)

हरि सेवक हर सेव्य बखान्यो।
रामचंद्र रामेश्वर मान्यो॥

स्कंदपुराण व्यास बहु भाख्यो ।
हरि सेवक हर सेव्यहि राख्यो ॥ ४७ ॥

શબ્દાર્થ—હરિ સેવક રૂપે થયા તથા હર સેવ્ય રૂપે થયા આ પ્રમાણે રાત્રે રામેશ્વરની પૂજા કરી. સ્કંદ પુરાણમાં વ્યાસે કહ્યું છે કે હરિ સેવક રૂપ છે તથા હર સેવ્ય રૂપે છે. (૪૭)

कह्यो जु भारत पद्मपुराणा ।
सब देवनतैं हरि अधिकाना ॥
भारततातपर्य नहिं देख्यो ।
जो अप्पयदीक्षित बुध लेख्यो ॥ ४८ ॥

શબ્દાર્થ—ભારત તથા પદ્મ પુરાણમા સર્વ દેવથી હરિને જોકે આધિક માન્યા છે. પણ ભારતનો તાત્પર્ય જોતાં શિવ અધિક છે. એમ અપ્પય દિક્ષિત નામના વિદ્વાને લખ્યું છે.૪૮

વિવરણ—વૈષ્ણવોએ એમ કહ્યું છે કે ભારત આદિક ગ્રંથમાં વિષ્ણુ સર્વ દેવને પૂજ્ય કહ્યા છે. પણ તે બની શકે નહી. કારણકે ભારત ગ્રંથનુ તાત્પર્ય જોવાથી શિવને ઇશ્વરતા પ્રતીત થાય છે. એમ અપ્પય દિક્ષિત નામના વિદ્વાને સકલ પુરાણ તથા ઇતિહાસનું તાત્પર્ય લખ્યું છે. ભારતમાં એક પ્રસંગ છેઃ—જેમ અશ્વસ્થામાએ નારાયણાસ્ત્ર તથા અગ્ન્યાસ્ત્રનો પ્રયોગ કરયો ત્યારે અનેક સેનાનો સંહાર થયો. પણ પાંચ પાંડવમાં કોઇ રહ્યું નહી, ત્યારે અશ્વત્મા રથનો ત્યાગ કરી ધનુર્વેદ તથા આચાર્યને ધિકકાર આપતો વનપ્રતિ ચાલ્યો ગયો. ત્યાં વ્યાસ ભગવાન તેને મલ્યા તથા કહ્યું કે, હે બ્રા-

ભણું તું આચાર્ય તથા વેદને મા ધિક્કાર. આ અર્જુન કૃષ્ણ નર તથા નારાયણ રૂપ છે. એણે શિવનું ઘણું પૂજન કર્યું છે, માટે એની ભક્તિને આધીન થયેલા ત્રિશૂલી મહાદેવ એનાં રથની આગળ રહે છે. માટે એ બેઉની ઉપર પ્રયોગ કરેલા અનેક અસ્ત્ર શસ્ત્રના સામાર્થ્યને મહાદેવ નાશ કરી નાંખે છે. આ ભારત પ્રસંગથી નારાયણ રૂપ કૃષ્ણની વિભૂતિ મહાદેવની કૃપાથી ઉપજી છે, એમ સિદ્ધ થાય છે. માટે વિષ્ણુ ચરિત્રના પ્રતિપાદક જે ગ્રંથ છે તે શિવની આધકતાને પ્રતિપાદન કરે છે. કારણ કે તે ગ્રંથમાં શિવ સેવ્ય કહ્યો છે. માટે ભારત પ્રસંગથી શિવનો ભક્ત વિષ્ણુ છે, માટે જે શિવની ભક્તિથી વિષ્ણુ સેવ્ય થાય છે, તે શિવજ પરમ સેવ્ય છે.

આ રીતે અપ્પય દિક્ષિતે સર્વ વૈષ્ણવ ગ્રંથોનો પ્રતિપાદ્ય શિવ કહ્યો છે.

**शिव सबको प्रतिपाद्य बखान्यो ।**
**भक्तनमैं उत्तम हरि गान्यो ॥**
**ईश देव पद सबमैं कहिये ।**
**महतसहित इक शिवमैं लहिये ॥ ४९ ॥**

શબ્દાર્થઃ—સઉએ શિવને પ્રતિપાદ્ય કહ્યો છે તથા હરિને ભક્તોને વિશે ઉત્તમ કરી કહ્યો છે. જો કે ઈશ તથા દેવ એવું પદ સઘળાને લગાડાય છે, પણ મહત્ પદ શિવનેજ લગાડાય છે (૪૯)

**વિવરણઃ**—મહાદેવ મહેશ શિવને કહે છે, બીજાને દેવ અથવા ઇશ કહે છે.

## चौपाई.

शिवतें भिन्न अशिव जो कहिये ।
तिहिं तजि शिव कल्याणहि लहिये ॥
जलशायी जिहि नाम बखान्यो ।
सो जागै यह मिथ्या मान्यो ॥ ५० ॥

શબ્દાર્થ:--શિવથી જે ભિન્ન, તે અશિવ કહેવાય છે; માટે આ શિવનો ત્યાગ કરી શિવ અથવા કલ્યાણને ભજો. જલશાયી જે નામ કહેવામાં આવે છે, તે દેવ જાગે છે એ મિથ્યા માનવું. (૫૦)

વિવરણ:--કલ્યાણને શિવ કહે છે તેથી ભિન્ન આ શિવ છે. આનો એમ અર્થ સિદ્ધ થાય છે કે શિવથી ભિન્ન બીજા દેવતા અશિવ કહેતાં અકલ્યાણ રૂપ છે. અકલ્યાણ રૂપ દેવતાને ત્યાગી કલ્યાણ રૂપ શિવને ઉપાસવા.

## चौपाई.

विष लख जब सबकूं उपज्यो डर ।
निर्भय किये सकल गर धरि गर ॥
जाको पूत गणेश कहावै ।
विघ्नजाल तत्काल नशावै ॥ ५१ ॥

શબ્દાર્થ:--વિષ જોવાથી જ્યારે સઘળાને ભય ઉત્પન્ન થયો ત્યારે મહાદેવે વિષને કંઠ વિષે ધારણ કરી સર્વને ભયથી મુક્ત કર્યા. આ મહાદેવનો પુત્ર ગણેશ છે. તે સર્વ વિઘ્નના ટાળવાવાળા છે. (૫૧)

कारजमैं कारणगुण होवै ।
यूं शिव विघ्न मूलतैं खोवै ॥
जन्ममरणदुख विघ्न कहाव ।
तिहिं समूल शिवध्यान नशावै ॥ ५२ ॥

શબ્દાર્થઃ—કાર્યમાંજ કારણ ગુણ હોય છે તેમ શિવ મૂળ થકી વિઘ્નનો નાશ કરે છે. જન્મ મરણના દુઃખ જે વિઘ્નરૂપ કહેવાય છે તેનો મૂલ સહિત નાશ શિવનું ધ્યાન કરવાથી થાય છે. (૫૨)

सेवनयोग्य सदाशिव एका ।
जागैं सहित समाधि विवेका ॥
तंत्र पाशुपत रीति जु गावै ।
त्यों पूजन करि ध्यान लगावै ॥५३॥

શબ્દાર્થઃ—એક સદાશિવજ સેવન કરવા યોગ્ય છે. તેજ દેવ એક સમાધિ યુક્ત થઇ જાગે છે. તંત્ર પાશુપતીની-રીતિ વડે તેનું ગાન કરવું તેમજ ધ્યાન ધરી તેનું પૂજન કરવું. (૫૩)

नारदपंचरात्रमत झूठो ।
यह परिमलपरसंग अनूठो ॥
यातैं शिवसेवा चित लावै ।
पुरुषारथ जो चहै सु पावै ॥५४॥

શબ્દાર્થ:—નારદ પંચ રાત્રનો મત જૂઠો છે એમ પરિમલને વિશે ખંડન કર્યું છે માટે શિવની સેવા જો મુક્તિ ચાહતા હો તો મનમા ધારણ કરવી. (૫૪)

વિવરણઃ—યારદ પંચ રાત્રનો મત સૂત્ર ભાષ્યમાં ખંડન કર્યો છે. તેને અનુસરી રામાનુજ આદિ નવીન વૈષ્ણવનો મત કલ્પ તરૂની ટીકા પરિમલમાં ખંડન કર્યો છે.

ટીકાઃ—મહાદેવને સર્વ પદાર્થમાં સમ બુદ્ધિ છેઃ મહાદેવ આત્મારામ હોવાથી સર્વ પદાર્થમા સમ કેહતાં તુલ્યતાની બુદ્ધિવાળા છે અથવા સમ કેહતાં એક (બ્રહ્મ)ની બુદ્ધિવાલા છે, માટે સર્વ ભૂતમાં વિરક્ત થઇ ચર્મકપાલાનિંદિત વસ્તુને તે ધરણુ કરે છે. મહિમ્ન સ્તોત્રમાં કહ્યુ છે કે, હે વરદ ! ઈંદ્રાદિક દેવ આપની ભ્રકુટિ વડે રચાયલ સમૃદ્ધિને ધારણુ કરે છે આપની પાસે ઉપકરણુ રૂપે નંદીકેશ્વર ખટ વાંગ—કોઠાર, ગજચર્મ, ભસ્મ તથા સર્પ છે. આ હેતુથી જાણીયે છીયે કે આત્મા, રામ પુરૂષને વિષય રૂપી મૃગ તૃષ્ણા ભમાવી શકતી નથી.

અપ્પયય પંડિત—આ પંડિત દક્ષિણુ દિશામાં જ્યાં શિવકાંચી પુરી છે તેમા થઈ ગયો હતો. તે મોટો શિવનો ઉપાસક હતો. તેણે સિદ્ધાંત લેશ નામનો વેદાંતનો ગ્રંથ રચ્યો છે.

૫૦૩ ગણેશ પૂજકનો ઊત્તર.

## चौपाई.

शिवको पत गणेश बतायो ।
कारणगुण कारजमैं गायो ॥
सुनि गणेशको पूजक बोल्यो ।
अस किये कोप सिंहासन डोल्यो ॥५५॥

શબ્દાર્થઃ—શિવનો પુત્ર ગણેશ છે એમ કહેવાથી કારણનો ગુણ કાર્યમાં છે એમ કહ્યું. આ સાંભળી ગણેશનો પૂજક બોલ્યો કે એમ કેવી રીતે હોય? તે કોપ કરી ઉઠયો, જેથી સિંહાસન ડોલવા માંડયું. (૫૫)

राजन सुन दानों ये झूठे ।
वचन सत्यसम कहत अनूठे ॥
शिवको पूत गणेश बनावै ।
पराधिनता तामैं गावै ॥ ५६ ॥

શબ્દાર્થઃ—હે રાજન્! હું કહું તે સાંભળ. એ બંને જુઠા છે. સત્યના સરખુ વચન બોલે છે પણ તે જુઠું છે. તેઓ શિવનો પુત્ર ગણેશ કહે છે તથા તેમાં પરાધીનતા દર્શાવે છે. ૫૬

कहूं प्रसंग सुनहु इक ऐसो ।
लिख्यो व्यासभगवत मुनि जैसो ॥
चढे त्रिपुर मारनकूं सारे ।
हरिहरसहित देव अधिकारे ॥५७॥
नहिं गणेशको पूजन कीनो ।
त्रिपुर न रंचहु तिनतैं छीनो ॥
पुनि पछिताय मनाय गणेशा
त्रिपुर विनाश्यो रह्यो न लेशा ॥५८॥

શબ્દાર્થઃ—વ્યાસ ભગવાને એક પ્રસંગનું વર્ણન કર્યું છે તે તમે સાંભળો ત્રિપુરાસુર નામના દૈતને મારવા હરિહર સહિત સઘળા દેવો ચડી ગયા (૫૭) પણ. તેઓએ ગણેશનું

પૂજન કર્યું નહી તેથી તે દૈત્ય તેઓથી મારી શકાયો નહી. ત્યાર પછી પસ્તાઇ તેઓએ ગણેશને મનાવ્યા ત્યારે ત્રિપુરાસુરનો નાશ થયો તથા તેનો અંશ પણ રહ્યો નહી. (૫૮)

भये समर्थ किये जिहिं पूजा ।
सेवनयोग्य सु इक नहिं दूजा ॥
रामपूत दशरथको जैसे ।
विघ्नहरण शिवको सुत तैसे ॥५९॥

શબ્દાર્થઃ—યથા શક્તિ ગણેશની પૂજા કરવાથી તે પ્રસન્ન થાય છે તેજ એકલા સેવન કરવા યોગ્ય છે પણ અન્ય દેવ નથી. જેવી રીતે દશરથના પુત્ર રામચંદ્ર છે તેમ શિવના પુત્ર વિઘ્ન વિનાયક ગણપતિ છે. (૫૯)

व्यास गणेशपुराण बनायो ।
सबको हेतु गणेश बतायो ॥
हरि हर विधि रवि शक्तिसमंता ।
तुंडीतें उपजत सब तेता ॥६०॥

શબ્દાર્થઃ—વ્યાસે રચેલું ગણેશપુરાણ જુવો. તેના ગણેશને સર્વના કારણ રૂપ કહ્યા છે. હરિહર, વિધિ રવિ તથા શક્તિ આદિ સર્વે ગણપતિથી ઉત્પન્ન થયા છે. (૬૦)

करत ध्यान जिहि छन जन मनमें ।
नाशत विघ्न प्रधान गननमें ॥
विघ्नहरण यूं जागत निशि दिन ।
भक्तिसहित सेवहु तिहि अनछन ॥ ६१ ॥

શબ્દાર્થ:—એક ક્ષણ વાર પણ ગણપતિનું મનમાં ધ્યાન કરે તો તેનાં સર્વ વિઘ્નો નાશ પામે છે. તે ગણોમાં મુખ્ય કહેવાય છે. આ વિઘ્નનું હરણ કરવા વાળા ગણપતિ રાતદિવસ જાગે છે. તેનું ભક્તિ સહિત હમેશા સેવન કરવું જોઇયે. ૬૧

### ૫૦૪ દેવી ભકતનો ઊતર.

हेतु गणेश शक्तिको सुनिकै ।
भगत भागवत उचर्‍यो गुणिकै ॥
सुन राजन बानी मम सांची ।
तीनों सकल कहत ये शाची ॥ ६२ ॥

શબ્દાર્થ:—ગણેશનું આ રીતનું વર્ણન સાંભળી ભગવતીનો ઉપાસક વિચાર કરી શકિતના સંબંધમાં નીચે પ્રમાણે બોલ્યો; હે રાજન્! તું સાંભળ મારી વાણી. સાચી છે. ઊપરના ત્રણે ઊપાસકો જે કે તે ખોટી કહે છે. (૬૨)

### चौपाई.

सूने देव शक्तिबिन सारे ।
मृतकदेहसम लखि हत्यारे ॥
शक्तिहीन असमर्थ कहावे ॥
सो कैसे कारज उपजावे ॥ ६३ ॥

શબ્દાર્થ:—શક્તિ વિના સર્વે દેવો મિથ્યા છે. શકિત રહિત તેઓ મૃતક દેહની માફક અમંગલ રૂપ છે. શકિતથી રહિત અસમર્થ કહેવાય છે. તે કંઇ પણ કાર્ય કેવી રીતે કરી શકે ? (૬૩)

जिन बहु शक्तिउपासनधारी ।
तातें भये सकल अधिकारी ॥
हरि हर सूर गणेश प्रधाना ।
तिनमैं शक्ति देखियत नाना ॥ ६४ ॥

શબ્દાર્થઃ—જે લોકોએ શક્તિની ભારે ઉપાસના કરી છે, તે સર્વે અધિકારને પ્રાપ્ત થયા છે. હરિહર, ગણેશ, રવિ આ સર્વમાં અનેક પ્રકારની શક્તિ જોવામાં આવે છે. (૬૪)

चोपाई.

शक्ति लोकमैं भाषत जाकूं ।
रूप भगवतीको लखि ताकूं ॥
लाख करोरि मातृकागण पुनि ।
तंत्रग्रंथ लखि अंश सकल गुनि ॥ ६५ ॥

શબ્દાર્થઃ—લોકમાં જેને શક્તિ કરી કહે છે તેને ભગવતીનું. રૂપ જાણો તંત્ર ગ્રંથમાં લક્ષ કોટી માતૃકાના ગણો વિચાર કરી જણાવેલા છે. ૬૫

વિવરણઃ—ભગવતીનાં બે રૂપ છેઃ– એક સામાન્ય તથા બીજું વિશેષ, સર્વ પદાર્થમાં પોતાનું કાર્ય કરવાની જે સામર્થ્ય રૂપ શક્તિ તે ભગવતીનું સામાન્ય રૂપ છે. અષ્ટ ભુજાદિ સહિત મૂર્તિ તે વિશેષ રૂપ છે. શક્તિના સામાન્યરૂપો સંખ્યા રહિત અનંત છે. જેમાં શક્તિનો ન્યુન અંશ હોય તે અલ્પ શક્તિવાળો હોય છે અર્થાત્ અસમર્થ કહેવાય છે જેમાં શક્તિનો અધિક અંશ હોય, તે સમર્થ કહેવાય છે. વિષ્ણુ, શિવ આદિકમાં શક્તિનો અધિક અંશ છે માટે તેઓ અધિક સમર્થ-

વાળા કહેવાય છે. આ રીતે ભગવતીનું જે સામન્યરૂપ શક્તિ તેના અંશની અધિકતાથી વિષ્ણુ શિવ ગણેશ તથા સૂર્યનો મહિમા પ્રસિદ્ધ છે. વળી શક્તિથી રહિત હોય તો જેમ પ્રાણ વિના શરીર અમંગલરૂપ છે, તેમ સર્વ દેવ હત્યારા કહેતાં અમંગલરૂપ થઇ જાય. માટે જે શક્તિની અધિકતાથી દેવનો મહિમા પ્રસિદ્ધ છે તે મહિમા શક્તિનો છે. દેવનો મહિમા નથી. વિષ્ણુ શિવ આદિકોએ ભગવતીના સામાન્ય રૂપ શક્તિની અધિક ઉપાસના કરી છે. માટે તેઓમાં શક્તિનો અંશ અધિક છે. આ પૂર્વ ગ્રંથમાં ભગવતી ભક્તનો અભિપ્રાય છે. જેમ ભગવતીના નિરાકારરૂપ શક્તિના અનંત અંશ છે તેમ સાકાર રૂપના પણ અનંત અંશ છે. સાકાર અંશમાં કાલી-રૂપ પ્રધાન છે તથા માહેશ્વરી, વૈષ્ણવી શૌરી ગણેશી આદિક પ્રધાન અંશ છે. વિષ્ણુને ભગવતીની ઉપાસનાથી વૈષ્ણવી નામની ભગવતીના અંશનો લાભ થયો. તેમ અન્ય દેવોને ભગવતીની ઉપાસનાથી પોતપોતાના માહેશ્વરી આદિક અંશ-નો લાભ થયો છે. તેમાં ભગવતીના વિષ્ણુ શિવ એઉ પ્રધાન ભક્ત છે. કારણકે ધ્યાતાને ધ્યેય રૂપની પ્રાપ્તિ, તે ઉપાસનાની પરમ અવધિ છે. વિષ્ણુ શિવને ઉપાસના વડે ધ્યેયરૂપની પ્રાપ્તિ થઇ છે, માટે પ્રધાન ઉપાસક છે એમ ઉપરની ૧૮ ચોપાઇ-થી પ્રતિપાદન કર્યું છે.

काली ताको अंश प्रधाना ।
माहेश्वरी आदि लखि नाना ॥
हरि हर ब्रह्म सकल तिहि ध्यावैं ।
निज निज अंश कृपा तिहिं पावैं ॥ ६६ ॥

શબ્દાર્થઃ—કાલી તેનો પ્રધાન અંશ છે તથા માહેશ્વરી શાંકરી આદિક અનેક અંશો છે. શક્તિની કૃપાથી હરિહર બ્રહ્મા સર્વે શક્તિના અંશને ધ્યાન કરવાથી પામે છે. (૬૬)

ध्येयरूप ध्याता व्है जबहीं ।
सिद्ध उपासन लखिये तबहीं ॥
अंश उपासन हरि अरु हरकी ।
नारीमूर्ति धरी तजि नरकी ॥ ૬૭ ॥

શબ્દાર્થઃ—જ્યારે ધ્યાતા ધ્યેયરૂપે થાય છે ત્યારે ઉપાસના સિદ્ધ થયેલી ગણાય છે. આ રીતની હરિહરની ઉપાસના છે તથા તે ઉપાસનાવડે નરનું સ્વરૂપ તજી નારીનું સ્વરૂપ તેઓ ધારણ કરે છે. ૬૭

## दोहा.

अमृतमथनपरसंगमैं, हरि मोहिनीस्वरूप ।
अर्धअंग शिवको लसै, देवीरूप अनूप ॥૬૮॥

શબ્દાર્થઃ—અમૃત મથન પ્રસંગે હરિએ મોહની સ્વરૂપ ધારણ કર્યું હતું તેજ રીતે શિવના અર્ધાઅંગમાં પાર્વતી દેવી રૂપે શોભે છે. ૬૮

વિવરણઃ—મથન કરી જ્યારે અમૃત પ્રગટ કરવામાં આવ્યુ ત્યારે સુરાસુરનો વિવાદ મટાડવામાં વિષ્ણુ અસમર્થ થયા ત્યારે પોતે ઉપાસ્ય રૂપ ભગવતીનું એવી એકાગ્રતાવડે ધ્યાન કર્યું કે જેથી પોતે વિષ્ણુ ઉપાસ્ય રૂપને પ્રાપ્ત થયા. આ રૂપનાં માહાત્મ્યથી અસુર પણ તેને અનુકુલ થયા, તેમ

શિવે પણ સમાધિમાં એવી ભગવતીનુ ધ્યાન કર્યું છે, જેથી અર્ધ શરીર શિવનું ઉપાસ્ય રૂપ થયું. કદાપિ વિક્ષેપ વડે સમાધિનો અભાવ થાય માટે શિવનું આખું શરીર ઉપાસ્ય રૂપે નથી. આ રીતે સઘળા દેવો ભગવતીના ઉપાસક છે. આ ઉપાસના બે પ્રકારની છેઃ—દક્ષિણ માર્ગ વડે તથા ઉત્તર માર્ગ વડે.પ્રથમ દક્ષિણ માર્ગ કહ્યો. હવે ઉત્તર માર્ગ કહેવામાં આવેછે.

## चौपाई.

भक्त भगवतीके हर हरि हैं ।
इनसम कौंन उपासन करि हैं ॥
तदपि महामाया जो ध्यावैं ।
तुरत सकल पुरुषारथ पावैं ॥ ६९ ॥

શબ્દાર્થઃ—હર તથા હરિ ભગવતીના ભક્ત છે. એના સરખી બીજા કોણે ઉપાસના કરી છે. જે કોઇ મહામાયાનું ધ્યાન કરે તે તુરત સકલ પુરૂષાર્થને પ્રાપ્ત થાય છે.

नहिं साधन जगमैं अस औरा ।
उपजै भोग मोक्ष इक ठौरा ॥
भक्त भगवतीको जो जगमैं ।
भोगै भोग न आवत भगमैं ॥ ७० ॥

શબ્દાર્થઃ—જગતમાં અન્ય બીજું કંઇ પણ સાધન નથી. ભોગ તથા મોક્ષ એનાથી મળી શકે છે. જગતમાં જે ભગવતીનો ભક્ત હોય છે તે સર્વ પ્રકારના ભોગ ભોગવે છે તથા તેનો જન્મ થતો નથી. ૭૦

शिवकृत तंत्ररीति यह गाई ।
भक्तिभगवती अतिसुखदाई ॥
पंच मकार न तजिये कबहूं ।
जिनहिं सनातन सेवत सबहूं ॥ ७१ ॥

શબ્દાર્થ:—શિવે રચેલા તંત્રમાં કહ્યું છે કે ભગવતીની ભક્તિ અત્યંત સુખ આપનારી છે, કોઈ પણ વખત પાંચ પ્રકારનો ત્યાગ કરવો નહી કે જેને સઘળા સનાતનો સેવે છે. ૭૧

कृष्णदेव बलदेव सुज्ञानी ।
प्रथमा पिवत सदा ज्यूं पानी ॥
और प्रधान पुरातन जंत ।
सेवत सकल मकारहि तंत ॥ ७२ ॥

શબ્દાર્થ:—સુજ્ઞ જ્ઞાની કૃષ્ણ તથા બલદેવ તેમજ અન્ય પ્રાચીન મહાન પુરૂષો જેમ પ્રથમ પાણી પીવામાં આવે છે તેમ સર્વ કરતાં પ્રથમ મકારનું સેવન કરે છે. ૭૨

तिन सेवनकी जो विधि सारी ।
शिव निजमुख भाषी उपकारी ॥
शिवको वचन धरै जो मनमें ।
लहै सुभाग मोक्षइक तनमें ॥ ७३ ॥

શબ્દાર્થ:—ભગવતીના સેવનનો વિધિ શિવે પોતાને મુખે કહેલ છે. જે કોઈ શિવના વચનને મનમાં ધારણ કરે છે, તે ભોગ મેળવે છે તથા મોક્ષને પામે છે. ૭૩

ग्रंथ भागवत व्यास बनायो ।
उपपुराण काली समझायो ॥
भक्ति भगवतीकी इक गाई ।
पूजाविधि सगरी समुझाई ॥ ७४ ॥

શબ્દાર્થ:—વ્યાસે ભાગવત નામનો ગ્રંથ રચ્યો તથા કાલી નામનું ઉપ પુરાણ સમજાવ્યું, જેમાં ભગવતીની ભક્તિ કેહવામાં આવી છે તથા સર્વ પૂજા વિધિ સમજાવ્યો છે. ૭૪

ध्याता सकल भगवतीके हैं ।
हरि हर सूर गणेश जिते हैं ॥
सकल पिय प्रथमा मतिवार ।
पूजत शक्ति मग्न मन सार ॥ ७५ ॥

શબ્દાર્થ:—હરિહર, સુર તથા ગણેશ આદિ સઘળા જે કોઈ ભગવતીનું ધ્યાન કરે છે તેઓ પ્રથમ પ્રીતિ પૂર્વક શક્તિનું પૂજન કરે છે. ૭૫

૫૦૫ સૂર્ય ભકતનો ઉત્તર.

जगजननी जागै इक देवी ।
परमानंद लहैं तिहिं सेवी ॥
सूर्यभक्त भगवतिको यश सुनि ।
क्रोधसहित बोल्यो इक मुनि पुनि ॥७६॥

શબ્દાર્થ:—તેજ એક જગત જનની જાગે છે તથા તેના સેવન કરનાર પરમ આનંદ મેલવે છે. ભગવતીના ભકતનું

વચન સાંભળી સૂર્યનો ઉપાસક એક મુનિ ક્રોધ યુક્ત થઇ બોલી ઉઠયો કે, ૭૬

सुन राजन बानी इक मोरी ॥
भाखूं झूठ न शपथ करोरी ॥
अतिपापिष्ठ नीचमत याको ।
श्रवण सनेह सुन्यो तैं जाको ॥ ७७ ॥

શબ્દાર્થ:—હે રાજન્! હું કહું તે સાંભળ. મારી વાણી જુઠી નથી. હું કોટી સપત ખાઇને કહું છું કે તેં જે કંઈ અત્યાર સૂધી સ્નેહથી શ્રવણ કર્યું છે, તે સર્વ મત અત્યંત પાપિષ્ઠ છે. ૭૭

औगुण जिते बखानत जगमैं ।
ते गानियत गुणगण या भगमैं ॥
मद्य मलीनहि तीरथ राखत ।
शुद्ध नाम आमिषको आखत ॥ ७८ ॥

શબ્દાર્થ:—જગતને વિશે જે કંઇ અવગુણો છે, તે આ દેવી વિશે ગુણોના સમૂહ રૂપે ગણવામાં આવે છે. અપવિત્ર મધ તીર્થ રૂપે ગણે છે તથા માંસને શુદ્ધ કરી કહેવામાં આવે છે. ૭૮

कहत और यूं सब विपरीता ।
शंभूतंत्र सेवि मतिरीता ॥
दक्षिणसंप्रदाय जो दूजी ।
यद्यपि श्रेष्ठ अनेकन पूजी ॥ ७९ ॥

શબ્દાર્થ:—આ રીતે વામ માર્ગી સર્વ વિપરીત કહે છે. વામ માર્ગનું સેવન કરનારાઓની બુદ્ધિ પ્રમાણથી રહિત હોવાથી ખાલી છે. બીજો માર્ગ જે દક્ષિણ સંપ્રદાય છે તે જો કે શ્રેષ્ઠ છે છતાં ઘણા તેનું પૂજન કરતા નથી. ૭૯.

तद्यपि बिन भानू सब अंधे ।
इन सबक मन जिनमें बंधे ॥
करत भानु सगरो उजियारो ।
ता बिन होत तुरत अँधियारो ॥ ८० ॥

શબ્દાર્થ:—સૂર્ય વિના સઘળું અંધારૂં છે સૌનાં મન સૂર્યમાં બંધાયલાં છે. સૂર્ય અજવાળું કરી શકે છે. તેના વિના જલદી અંધારૂં થાય છે. ૮૦

और प्रकाशक जगमें जे हैं ।
अंश सबै सूरजके ते हैं ॥
भानुसमान कौन हितकारी ।
भ्रमत आप परहित मति धारी ॥ ८१ ॥

શબ્દાર્થ:—જગતમાં જે અન્ય પ્રકાશકો છે તે સર્વે સૂર્યના અંશ રૂપે છે. સૂર્ય સરખો બીજો કોણ હિતકારી છે કે જે પારકાનું હિત વિચારી પોતે ભમે છે. ૮૧

कालअधीन होत सब कारज ।
ताहि त्रिविध भाषत आचारज ॥
वर्त्तमान भावी अरु भूता ।
सुरज क्रिया करत यह सूता ॥ ८२ ॥

શબ્દાર્થઃ—સર્વ કાર્ય કાલાધીન હોય છે. આ કાળ ત્રણ પ્રકારનો અર્થાત્ વર્તમાન ભુત અને એમ ભવિષ્ય આચાર્ય કહે છે પણ આ કાલનો ઉત્પન્ન કર્તા સૂર્ય છે. ૮૨

या विधि सकल भानुतैं उपजैं।
भस्म होत सब जब वह कुपिजैं॥
भानुरूप द्वैभांति पिछानहु।
निराकार साकारहि जानहु॥ ८३॥

શબ્દાર્થઃ—સર્વ સૂર્યથી ઉત્પન્ન થાય છે. તેના કોપથી સર્વ ભસ્મ થાય છે. આ સૂર્ય બે પ્રકારનો છેઃ—નિરાકાર તથા સાકાર. ૮૩

निराकार परकाश जु कहिये।
नामरूपमैं व्यापक लहिये॥
अधिष्ठान सबको सो एका।
जगत विवर्त व्है जिहि अविवेका॥ ८४॥

શબ્દાર્થઃ—જે પ્રકાશ નિરાકાર કહેવાય છે તે નામ રૂપમાં વ્યાપક રૂપ છે. તેજ એક સર્વના અધિષ્ઠાન રૂપ છે, આના અજ્ઞાનથકી જગત રૂપી વિવર્ત ઉત્પન્ન થાય છે. ૮૪

"अहं भानु" अस वृत्ति उदय जब।
तामैं प्रगटि विनाशत तम सब॥ ८५॥

શબ્દાર્થઃ—હું સૂર્ય રૂપે છું એ પ્રકારની વૃત્તિ ઊત્પન્ન થાય છે ત્યારે સઘળા અજ્ઞાનનો નાશ થાય છે. ૮૫

વિવરણઃ—સૂર્યનાં બે રૂપ છેઃ—એક નિરાકાર પ્રકાશ

તથા બીજો સાકાર પ્રકાશ. આ બેમાં નિરાકાર પ્રકાશ સર્વ નામ રૂપમાં વ્યાપક છે, જેને વેદાંતી ભાતી શબ્દવડે વેહવાર કરે છે. આ નિરાકાર પ્રકાશ રૂપ જે સૂર્યનુ સામાન્ય રૂપ છે, તે સર્વ જગતના અધિષ્ઠાનરૂપ છે. તેના અજ્ઞાનથી જગતરૂપી વિવર્ત ઉપજે છે. આ નિરાકાર પ્રકાશ અંતઃકરણની વૃત્તિમાં પ્રતિબિંબ સહિત જ્ઞાન કેહવાય છે. હું સૂર્ય એવી અંતઃકરણની વૃત્તિ જ્યારે પ્રકાશના પ્રતિબિંબ સહિત થાય ત્યારે અજ્ઞાનની નિવૃત્તિદ્વારા જગતની નિવૃત્તિ થાય છે.

## चौपाई.

सुनि साकाररूप यह ताको ।
होय चांदना दिनमैं जाको ॥
ताके अंश और बहुतेरे ।
चंद तारका दीप घनेरे ॥ ८६ ॥

શબ્દાર્થઃ—સૂર્યનું સાકારરૂપ સાંભલ. તેના પ્રકાશવડે દિવસમાં અજવાળું રહે છે. ચંદ્ર, તારા તથા અનેક દિવાઓ તેના અંશરૂપે છે. ૮૬

यातैं द्विविध भानु बतायो ।
ज्ञेय ध्येयको भेद जनायो ॥
वेद सकल याहीकूं भाखत ।
रूप प्रकाश सत्य तिहिं आखत ॥ ८७ ॥

શબ્દાર્થઃ—આ રીતે સૂર્ય બે પ્રકારનો જણાવ્યો. તેમજ જ્ઞેય તથા ધ્યેયનો ભેદ દર્શાવ્યો. સર્વ વેદ તેને પ્રકાશરૂપે તથા સતરૂપે કહે છે. ૮૭

વિવરણઃ—નિરાકાર સાકારના ભેદથી ભાનુનાં બે રૂપ છે. તેમાં નિરાકારરૂપ જ્ઞેય છે તથા સાકારરૂપ ધ્યેય છે. આમ વેદાંતમાં નિર્ગુણ સગુણના ભેદથી બે પ્રકારનો બ્રહ્મ કહ્યો છે.

## चोपाई.

जामैं लेश न तमको कबहीं ।
लखि तिहि जग जन जागत सबहीं ॥८८॥

શબ્દાર્થઃ—જેમાં જરા પણ તમનો લેશ નથી, તે જગતના ઉત્પન્ન કરનાર દેવ સર્વદા જાગે છે. ૮૮

कबहुँ न सोवै सो यूं जागै ।
ध्यान करत ताको तम भागै ॥
औरहि जागत भाषत सगरे ।
राजन जानि झूठ ते झगरे ॥ ८९ ॥

શબ્દાર્થઃ—તે એવી રીતે જાગે છે કે કદિ સુતા નથી તેનું ધ્યાન કરવાથી તમનો નાશ થાય છે. હે રાજન્! બીજા જે જાગ્રત દેવો કેહવાય છે તે સઘળા જુઠા છે. ૮૯

## ૫૦૬ સ્માર્ત મત.

ऐसे पांच उपासक बोले ।
निजगुण अवगुण देरके खोले ॥
पंडित और अनेक जु आये ।
भिन्न भिन्न निजमत समझाये ॥ ९० ॥

શબ્દાર્થઃ—એવી રીતે પાંચ ઉપાસકો બોલ્યા. પોતાના દેવના ગુણો પ્રગટ કર્યાં તથા અન્યના અવગુણો ખુલ્લા કીધા. બીજા અનેક પંડિતો આવ્યા હતા, તેઓએ પણ પોત પોતાના મત સમજાવ્યા. ૯૦

વિવરણઃ—જેમ પાંચ ઉપાસકો પરસ્પર અનેક વિરૂદ્ધ વચનો બોલ્યા તેમ અનેક પંડિતો પોત પોતાની બુદ્ધિને અનુસાર વિરૂદ્ધ વચનો બોલ્યા. જેમ આ પાંચેનો પરસ્પર વિરૂદ્ધ મત છે તેમ સ્માર્ત જે પંડિત, તે પાંચે દેવમાં ભેદ બુદ્ધિ કરતા નથી. તેનું મત આ સઘળાથી વિરૂદ્ધ છે. વૈષ્ણવનો મત એ છે કે વિષ્ણુ સમાન બીજા દેવ નથી. સર્વ વિષ્ણુના ભક્ત છે, વિષ્ણુનાં જે રામ કૃષ્ણ નારાયણ આદિ નામો છે, તેની સમાન જે અન્ય દેવોનાં નામોને જાણે, તે નામાપરાધી છે. તેને રામાદિક નામ ઉચ્ચારણનું યથાર્થ ફલ થતું નથી. તેમ શિવ મતમાં શિવ સમાન અન્ય દેવ નથી તથા શિવના નામ ઉચ્ચારણનું ફલ વિષ્ણુનામ ઉચ્ચારણથી થતું નથી, આ રીતે સર્વના મત પ્રમાણે પોતપોતાના ઉપાસ્ય દેવ સમાન અન્ય દેવ નથી તથા સ્માર્ત મત પ્રમાણે સર્વ દેવ સમ છે, માટે તેનો મત પાંચેથી વિરૂદ્ધ છે.

ટીકાઃ—નામાપરાધીઃ-જેનો દશ નામાપરાધમાંથી કોઇ પણ નામાપરાધ થાય તે નામાઅપરાધિ કેહવાય છે. આ દશ નામાપરાધ નીચે પ્રમાણે છે.

सन्निंदासति नाम वैभवकथा श्रीशेशयोर्भेदधी
रश्रद्धा श्रुति शास्त्र दैशिकगिरां नाम्न्यर्थवादभ्रमः ।
नामास्तीति निर्षि. द्धवृत्तिविहित त्यागो हि धर्मान्तरैः
साम्यं नाम्नि जेप शिवस्य च हरे र्नामापराधा दश ॥

**અર્થ**:–સત્પુરૂષની નિંદા, અસાધુ પુરૂષની પાસે નામના મહિમાની કથા, વિષ્ણુનો શિવ સાથે ભેદ, શિવનો વિષ્ણુ સાથે ભેદ, શ્રુતિ વાકયમાં અશ્રદ્ધા, શાસ્ત્ર વાકયમાં અશ્રદ્ધા, ગુરૂ વાકયમાં અશ્રદ્ધા, નામમાં અર્થ વાદનો ભ્રમ, અનેક પાપનો નાશક નામ મારી પાસે છે આ વિશ્વાસથી નિષિદ્ધ કર્મનું આચરણ તથા આ રીતના વિશ્વાસથી વિહિત કર્મનો ત્યાગ, અન્ય ધર્મોની સાથે તુલ્યતા ભગવત નામમાં જાણવી, આ દશ શિવ તથા વિષ્ણુના જપમાં નામાપરાધ છે.

## ૫૦૭ છ શાસ્ત્રની પરસ્પર વિરૂદ્ધતા.

સાંખ્ય, પાતંજલ, ન્યાય, વૈશેષિક, પૂર્વ મીમાંસા, ઉત્તરમીમાંસા, આ છ શાસ્ત્રનો પરસ્પર વિરૂદ્ધ મત છે. કારણ કે સાંખ્ય શાસ્ત્રમાં ઇશ્વરનો અંગીકાર નથી, યોગમાં નિરપેક્ષ પ્રકૃતિ પુરૂષના વિવેક જ્ઞાનથી મોક્ષ માન્યો છે તથા પાતંજળ શાસ્ત્રમાં ઇશ્વરના અંગીકાર રૂપ સમાધિથી મોક્ષ માન્યો છે, એ વિશેષ છે. ન્યાય મત પ્રમાણે ચાર પ્રમાણ તથા વૈશેષિક મત પ્રમાણે બે પ્રમાણ એમ વિરોધ છે. તેમ ન્યાય વૈશેષિકનો એક બીજાથી પુશ્કલ વિરોધ છે. જિજ્ઞાસુને અપેક્ષિત નહી હોવાથી લખ્યો નથી. તેમ પૂર્વ મીમીંસામાં ઇશ્વરનો અંગીકાર નથી. મોક્ષરૂપ નિત્ય સુખનો અંગીકાર નથી. પણ કર્મ જન્ય વિષય સુખજ પુરૂષાર્થ છે. વળી ઉત્તર મીમાંસામાં ઇશ્વરના મોક્ષનો અંગીકાર છે. વિષય સુખ પુરૂષાર્થ રૂપે નથી. ઉત્તર મીમાંસાનું મત આ ગ્રંથમાં સ્પષ્ટ છે. સર્વ શાસ્ત્રનો મત આથી વિરૂદ્ધ છે બીજાઓમાં ભેદ વાદ છે. આમાં ભેદનું ખંડન તથા અભેદનું પ્રતિપાદન છે. આ રીતે સકલ શાસ્ત્રનો સિદ્ધાંત પરસ્પર વિરૂદ્ધ છે.

૫૦૮ તર્કદૃષ્ટિનો પિતાસાથે મેલાપ.

चौपाई.

वचन विरुद्ध सुन जब राजा ।
यह संशय उपज्यो तिहिं ताजा ॥
इनमैं कौन सत्य बुध भाषत ।
युक्तिप्रमाण सकल सम आखत ॥ ९१ ॥

શબ્દાર્થઃ—રાજાએ વિરૂદ્ધ વચન ત્યારે સાંભળ્યાં, ત્યારે તાજો સંશય તેના મનમાં ઉત્પન્ન થયો કે વિદ્વાન આમાં સત્ય કોને કહે છે ? યુક્તિ પ્રમાણે સઘળા સરખી રીતે વચન કહે છે. ૯૧

संशय शोक दुखित यूं जियमैं ।
को उपास्य यह लख्या न हियमैं ॥
चिंता हृदय हुई यह ताकूं ।
निजसंदेह सुनाऊं काकूं ॥ ९२ ॥

શબ્દાર્થઃ—સંશયરૂપી શોકને લીધે જીવ વિશે દુઃખ ઉત્પન્ન થયું. ઉપાસ્ય કોણ છે તે તેણે જાણ્યો નહી. તેના મનમાં ચિંતા થઈ કે આ મારો સંદેહ હું કોને સંભલાવું. ૯૨

शास्त्रनिपुण पंडित जग जत ।
सुने विरुद्ध बकत यह तत ॥
यूं चितत बहुकाल भयो जब ।
तर्कदृष्टि तिहिं आय मिल्या तब ॥९३॥

**શબ્દાર્થ**:—જગતમાં શાસ્ત્ર નિપૂણ જે જે પંડિતો છે તે સઘલા એક બીજાથી વિરૂદ્ધ કહે છે. આ રીતે ચિંતન કરતાં તેને ઘણો કાળ વ્યતીત થયો. ત્યાર પછી તર્ક દૃષ્ટિ તેને આવી મલ્યો ૯૩

## दोहा ।

**मिले परस्पर ते उभय, पुत्र पिता जिहि रीति।**
**करि प्रणाम आशिष दुहूं, आसन लहे सप्रीति।९४।**

**શબ્દાર્થ**:—પિતા પુત્ર બેઉ એક બીજાને માત્ર નમન કર્યું પિતાએ આશિ આપી પછી પ્રીતિ યુક્ત થઇ આસન-પર બેઠા. ૯૪

**ટીકાઃ**—તાજો સંશય તેના મનમાં થયોઃ—કોઇ બુઢ્ઢીના આંગણામાં બીલાડી મરી ગઇ. તે બીલાડીને શહરનો દરવાજે મુકી તેને બહાર છેટે મુકી આવી ત્યાર પછી કોઇ રોગીષ્ટ ઊંટ તેના આંગણમાં પ્રવેશ કરી મરી ગયું. આથી તે ડોસીને અંત્યંત ચિંતા થઇ. તેમ શુભ સંતતિ રાજાએ ઉપાસ્ય દેવના જ્ઞાનને દૂર કરવા માટે પંઢિત પ્રતિ પ્રશ્ન કર્યો પણ તેથી તાજો કેહનાં નવિન સંશય ઉત્પન્ન થયો. આના નિવારણની તેને અંત્યંત ચિંતા થઇ.

**निजपितु चिंतासहित लखि, सुत बोल्यो यह बात।**
**को चिंता चित रावरे, मुख प्रसन्न नाहि तात ॥९५॥**

**શબ્દાર્થ**:—પિતાને ચિંતા યુક્ત જોઇ પુત્ર બોલ્યોઃ—આપને શી ચિંતા પ્રાપ્ત થઇ છે કે જેથી આપનું મુખ પ્રસન્ન નથી.૯૫

૫૦૯ કારણ રૂપની ઉપાસ્યતા.

चौपाई.

शुभसंतति सुतकी सुनि बानी ।
तिहिं भाषी निजरकल कहानी ॥
चित चिंताको हेतु सुनायो ।
को उपास्य यह तत्त्व न पायो ॥ ९६

શબ્દાર્થઃ—પુત્રની આ પ્રમાણેની વાણી સાંભળી પોતાના મનમાં જે ચિંતા હતી તેનું કારણ કહી સંભળાવ્યું તથા કહ્યું કે ઉપાસ્ય દેવ કોણ છે, એ તત્વ મને જડી શકતું નથી. ૯૬

तर्कदृष्टि सुनि पितुके बैना ।
बोल्यो शुभसंतति सुखदैना ॥
कारणरूप उपास्य पिछानहु ।
ताके नाम अनंतहि जानहु ॥ ९७ ॥

શબ્દાર્થઃ—પિતાનું વચન સાંભલી તર્ક દૃષ્ટિએ સુભ સંતતિને સુખ આપવાવાળું નીચે પ્રમાણે વચન કહ્યું. કારણ રૂપને ઉપાસ્ય રૂપે જાણવો તથા તેનાં નામ અનંત છે. ૯૭

कारजरूप तुच्छ लखि तजिये ।
यह सिद्धांत वेदको भजिये ॥
रच व्यास इतिहास पुराणा ।
तिनमैं यही मतो नहिं नाना ॥ ९८ ॥

શબ્દાર્થ—કાર્ય રૂપને તુચ્છ કરી તેનો ત્યાગ કરવો જોઇયે. આ રીતનો વેદનો સિદ્ધાંત છે. વ્યાસે પુરાણ તથા ઇતિહાસ રચ્યાં છે; પણ તેમાં અનેક મતો કહ્યા નથી. ૯૮

मनमैं मर्म न लखत जु पंडित ॥
करत परस्पर मत ते खंडित ॥
नीलकंठपंडित बुध नीको ।
कियो ग्रंथ भारतको टीको ॥ ९९ ॥

શબ્દાર્થઃ—જે પંડિત મનમાં રહસ્ય સમજતો નથી, તે એક બીજાનુ પરસ્પર ખંડન કરી પોતાનો મત પ્રવર્તાવે છે. નીલકંઠ નામના પંડિતે મહાભારત ઉપર ઘણી સારી ટીકા લખી છે. ૯૯

तिन यह प्रथमहिं लिख्यो प्रसंगा ।
श्रुतिसिद्धांत कह्यो जो चंगा ॥ १०० ॥

શબ્દાર્થઃ—તેણે પ્રથમ પ્રસંગ ખેલ થયો છે કે, શ્રુતિનો સિદ્ધાંત દોષ રહિત છે. ૧૦૦

### ૫૧૦ પુરાણોકત સ્તુતિ.

વિવરણઃ—જો કે સર્વ પુરાણના કરતા એક વેદ વ્યાસ છે તેણે સ્કંદ પુરાણમાં શિવને સ્વતંત્ર આદિ ઇશ્વર ધર્મ કહ્યા તથા અન્ય દેવને શિવ કૃપાથી સારી વિભુતિની પ્રાપ્તિ કહી, માટે જીવ ધર્મ કહ્યો. તેમ વિષ્ણુ પુરાણ પદ્મ પુરાણમાં વિષ્ણુને ઇશ્વરતા કહી તેમ કોઈને પુરાણમાં કોઇને ઉપપુરાણમાં વિષ્ણુ શિવથી ભિન્ન જે ગણેશ આદિ છે તેને ઇશ્વરતા કહી આ રીતે વ્યાસ વચનમાં વિરોધ પ્રતીત થાય છે તેનુ સમાધાન નીચે પ્રમાણે છે. સર્વ કહેતાં વિષ્ણુ શિવ ગણેશ દેવી

તથા સૂર્ય આ પાંચ દેવ ઈશ્વરરૂપે છે. જે પ્રકરણમાં અન્ય દેવની નિંદા છે, તેની નિંદાવડે તેની ઉપાસનાત્યાગમાં વ્યાસનો અભિપ્રાય નથી, પણ વિષ્ણુ પુરાણમાં શિવાદિકની નિંદા વિષ્ણુની સ્તુતિવડે વિષ્ણુની ઉપાસનામાં પ્રવૃત્તિના હેતુ રૂપ છે. તેમ શિવપુરાણમાં વિષ્ણુ આદિની નિંદા તેની ઉપાસનાના ત્યાગ માટે નથી પણ તેની નિંદા શિવની ઉપાસનામાં પ્રવૃત્તિ માટે છે. જો એક પ્રકરણમાં અન્યની નિંદા ત્યાગ માટે હોય તો સર્વની ઉપાસનાનો ત્યાગ થશે. માટે અન્યની નિંદા એકની સ્તુતિ અર્થે છે પણ ત્યાગ માટે નથી. દૃષ્ટાંત તરીકે વેદમાં અગ્નિહોત્રના બે કાળ કહ્યા છે; એક સૂર્યોદય પહેલાં તથા બીજો સૂર્યોદય પછીનો કાળ કહ્યો છે. તેમાં ઉદયકાલના પ્રસંગમાં અનુદય કાલની નિંદા કરી છે તથા અનુદય કાળના પ્રસંગમાં ઉદય કાળની નિંદા કરી છે. અહીં નિંદાનુ તાત્પર્ય જો ત્યાગમાં હોય તો બેઉ કાલે હોમનો ત્યાગ થશે. વળી નિત્ય કર્મનો ત્યાગ સંભવતો નથી, માટે ઉદય કાલની સ્તુતિ માટે અનુદય કાલની નિંદા છે તથા અનુદય કાલની સ્તુતિ માટે ઉદય કાલની નિંદા છે. તેમ એક દેવની ઉપાસનાના પ્રસંગમાં અન્યની નિંદાનું એકની સ્તુતિમાં તાત્પર્ય છે, પણ અન્યની નિંદામાં તાત્પર્ય નથી.

### ૫૧૧ પાંચ દેવના ઉપાસકને બ્રહ્મલોકની પ્રાપ્તિ.

જેમ શાખા ભેદથી કોઈ ઉદય કાલમાં હોમ કરે છે, કોઈ અનુદય કાલમાં કરે છે પણ ફલ બેઉને સમાન છે. તેમ ઇચ્છાભેદથી પાંચ દેવમાં જેની ઉપાસના કરીએ, તે સર્વથી બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે. તેમાં ભોગ ભોગીનો વિદેહમોક્ષ થાય છે. જોકે વિષ્ણુ આદિકની ઉપાસનાથી વૈકુંઠ આદિકની પ્રાપ્તિ

પુરાણમાં કહી છે, પણ બ્રહ્મલોકની નહી. છતાં ઉત્તમ ઉપાસક વિદેહ મુક્તિનો અધિકારી થઇ દેવયાન માર્ગવડે બ્રહ્મલોકમાં જાય છે, પરંતુ બ્રહ્મલોક વૈષ્ણવ ઉપાસકને વૈકુંઠરૂપે પ્રતીત થાય છે તથા સર્વ લોકવાસી તેને ચતુર્ભુજ પાર્ષદરૂપે પ્રતીત થાય છે, વળી પોતે પણ ચતુર્ભુજ મૂર્તિ થાય છે. તેમ શિવ ઉપાસકને બ્રહ્મલોક શિવલોકરૂપે પ્રતીત થાય છે. આ લોકવાસી સર્વ શિવનેત્ર મૂર્તિ રૂપે પોતાસહિત પ્રતીત થાય છે. આ રીતે સર્વ ઉપાસકને બ્રહ્મ લોક જ પોતાના ઉપાસ્યના લોકરૂપે પ્રતીત થાય છે. કારણ કે એવો નિયમ છે કે દેવયાન માર્ગ વિના અન્ય માર્ગ વડે જે જાય છે, તેનું સંસારમાં આગમન થાય છે તથા દેવયાન માર્ગ બ્રહ્મલોકનો એક માર્ગ છે માટે વિદેહ મોક્ષને યોગ્ય ઉપાસક સર્વ બ્રહ્મલોકને જાય છે. આ બ્રહ્મલોકમાં એવો અદ્ભૂત મહિમા છે કે, ઉપાસકની ઇચ્છા અનુસાર સર્વ સામગ્રી સહિત તે બ્રહ્મલોક તેને પ્રતીત થાય છે. આ રીતે પાંચદેવના ઉપાસકને સમાન ફળ હોય છે.

**ટીકાઃ**-દેવયાન માર્ગવિના અન્ય માર્ગવડે જે જાય છેઃ-માર્ગ ત્રણ છેઃ-દેવયાન, પિતૃયાન તથા જાયસ્વ, મ્રિયસ્વ માર્ગ. સૂર્ય મંડળને ભેદી બ્રહ્મલોકમાં જવાનો જે માર્ગ, તે દેવયાન માર્ગ છે. આને અર્ચિર માર્ગ પણ કહે છે. ચંદ્ર મંડલને ભેદી ઇંદ્ર લોકરૂપે બ્રહ્મલોકમાં જવાનો જે માર્ગ, તે પિતૃયાન માર્ગ છે. આને ધુમ્ર માર્ગ પણ કહે છે. વારંવાર જન્મ મૃત્યુના કારણ રૂપ મૃત્યુ લોકમાં આવવાનો જે માર્ગ તે જાયસ્વ મ્રિયસ્વ માર્ગ છે. સંસારના આ ત્રણ માર્ગ છે તથા ચોથો બ્રહ્મજ્ઞાનરૂપ જે માર્ગ, તે મોક્ષનો માર્ગ છે.

## ૫૧૨. એક પરમાત્મામાં અનેક નામ રૂપનો સંભવ.

શંકા એ થાય છે કે પાંચ દેવના નામ રૂપ ભિન્ન ભિન્ન કહ્યાં છે તથા ઇશ્વર એક છે. એક ઇશ્વરનાં અનેક રૂપો સંભવતાં નથી. તેનું સમાધાન એ છે કે પરમાર્થ વડે નામરૂપ કોઈ પણ પરમાત્મામાં નથી. મંદ બુદ્ધિને ઉપાસના માટે નામરૂપ રહિત પરમાત્માના માયા કૃત કલ્પિત નામ રૂપો કહ્યાં છે. માટે એક પરમાત્માનાં માયાકૃત કલ્પિત નામ રૂપો અનેક સંભવે છે. આ રીતે સર્વ પુરાણ વાકયોનો વિરોધ દૂર થાય છે.

## ૫૧૩. સર્વ પુરાણનું કારણ.

પુરાણ વાકયમાં વિરોધ શંકાનું સમાધાન એ છે કે, વિષ્ણુ શિવ ગણેશ દેવી સૂર્ય આદિ જેટલા એક એકનાં નામ છે, તે સર્ત્ર કારણ બ્રહ્મનાં નામ છે તથા કાર્ય બ્રહ્મનાં પણ તે સર્વ નામો છે. જેમ માયાવિશિષ્ટ કારણને બ્રહ્મ કહ્યો છે તથા હિરણ્ય ગર્ભ કાર્ય રૂપે છે, તેને પણ બ્રહ્મ કહ્યો છે. આ રીતે કારણ બ્રહ્મને વિષ્ણુ શિવ ગણેશ દેવી સૂર્યપદ બોધન કરે છે તથા કાર્ય બ્રહ્મનું પણ પાંચ પદો બોધન કરે છે. એવા પાંચ પદના જે નારાયણ, નીલકંઠ વિઘ્નેશ શક્તિ, ભાનુ ઇત્યાદિક અનંત પર્યાયો છે. તે સર્વ કારણ બ્રહ્મ તથા કાર્ય બ્રહ્મ બેઉનું બોધન કરે છે. કોઇ કારણ બ્રહ્મને, કોઇ કાર્ય બ્રહ્મને પ્રસંગે કરી બોધન કરે છે. જેમ સૈંધવ પદ અશ્વ લવણ બેઉનું બોધન કરે છે. તેમાં ભોજન સમય સૈંધવ પદ લવણનુ બોધન કરે છે તથા ગમન પ્રસંગે સૈંધવ પદ અશ્વનું બોધન કરે છે. તેમ વૈષ્ણવ પુરાણમાં વિષ્ણુ નારાયણ આદિપદ કારણ બ્રહ્મનો બોધ કરે છે.

૫૧૪ વૈષ્ણવ ગ્રંથમાં વિષ્ણુની સ્મૃતિ તથા શિવાદિની

નિંદાથી વ્યાસનો એ અભિપ્રાય છે કે કારણ બ્રહ્મ ઉપાસ્ય છે તથા કાર્ય બ્રહ્મ ઉપાસ્ય નથી. તેમ સ્કંદ પુરાણ આદિ શૈવ ગ્રંથથાં શિવ મહેશાદિ પદ કારણ બ્રહ્મનો બોધ કરે છે તથા વિષ્ણુ ગણેશ દેવી સૂર્યાદિપદ કાર્ય બ્રહ્મનો બોધ કરે છે. માટે તેમાં પણ કારણ બ્રહ્મની સ્તુતિ તથા કાર્ય બ્રહ્મની નિંદા છે. તેમ ગણેશ પુરાણમાં ગણેશ પદ કારણ બ્રહ્મનો વાચક તથા વિષ્ણુ શિવાદિ પદ કાર્ય બ્રહ્મનો વાચક છે. માટે કારણની સ્તુતિ તથા કાર્યની નિંદા છે.

તેમ કાલી પુરાણમાં કાલીદેવી આદિપદ કારણ બ્રહ્મનો બોધ કરનાર તથા વિષ્ણુ શિવ ગણેશ સૂર્યાદિ પદ કાર્ય બ્રહ્મનો બોધ કરનાર છે. માટે કાલી પદ બોધ્ય કારણની સ્તુતિ તથા વિષ્ણુ શિવાદિ બોધ્ય કાર્ય બ્રહ્મની નિંદા છે. તેમ સૌર પુરાણમાં સૂર્યભાનુ પદ બોધ્ય કારણ બ્રહ્મરૂપ છે. તેની સ્તુતિ તથા અન્ય પદ બોધ્ય કાર્યની નિંદા છે. આ રીતે સર્વ પુરાણમાં કાર્ય કારણની સંજ્ઞા રૂપ સંકેતનો ભેદ છે. ઉપાદેય તથા હેય જે અર્થ તેનો ભેદ નથી. સર્વ પુરાણમાં કારણ બ્રહ્મની ઉપાસના ઉપાદેય છે તથા કાર્યની ઉપાસના હેય છે. માટે સર્વ પુરાણ એક કારણ બ્રહ્મની ઉપાસનાનો બોધ કરે છે, માટે તેનો માંહોમાંહે વિરોધ નથી.

## ૫૧૫. મૂર્તિ પ્રતિપાદનનો અભિપ્રાય.

જો કે ચતુર્ભુજ, ત્રિનેત્ર, સતુંડ તથા અષ્ટભુજાદિ મૂર્તિ માયાના પરિણામરૂપ છે તથા ચેતનના વિવર્તનરૂપે છે. માટે કાર્યરૂપ છે તથા તેની પણ ઉપાસના કહી છે. છતાં તે ચતુર્ભુજાદિ મૂર્તિઓનું જે માયાવિશિષ્ટ કારણ છે, તેની સાથે

વિચાર કરી જોતાં ભેદ નથી. માટે તે આકારનો બાધ કરી કાર્યરૂપે કહી તેની ઉપાસનામાં તાત્પર્ય છે. કારણ કે આકાર કાર્યરૂપ હોવાથી તુચ્છ છે તથા કારણ સત્યરૂપ છે. જેની મંદ પ્રજ્ઞા આકારમાંજ સ્થિત હોય, તે શાસ્ત્રોક્ત આકારનીજ ઉપાસના કરવી. તેથી પણ પ્રજ્ઞા નિશ્ચળ થઇ કારણ બ્રહ્મની ઉપાસનામાં સ્થિત થાય છે.

(૫૧૬) કારણ બ્રહ્મની ઉપાસના એવી રીતે કહી છે કે, બ્રહ્મ જગતના કારણરૂપ છે, સત્યકામ છે, સત્ય સંકલ્પ છે, સર્વજ્ઞ છે, સ્વતંત્ર છે, સર્વના પ્રેરક છે તથા કૃપાળુ છે. આવા ઈશ્વરના ધર્મનું ચિંતન કરવું. મૂર્તિ ચિંતનમાં શાસ્ત્રનું તાત્પર્ય નથી. વળી અનેક મૂર્તિ જે શાસ્ત્રમાં લખી છે, તે ઉપાસનાને નિમિત્ત નથી, પણ સર્વ મૂર્તિ કારણ બ્રહ્મના ઉપલક્ષણરૂપ છે. જે વસ્તુ જેના એક દેશમાં હોય તથા કોઇ સમય હોય તથા વ્યાવર્તક હોય, તે ઉપલક્ષણ કહેવાય છે. જેમ 'કાગડાવાળું દેવદત્તનું ગૃહ છે.' આ વાકયમાં દેવદત્તના ગૃહનું કાગડો ઉપલક્ષણ છે. કારણ કે ગૃહના એક દેશમાં કાગડો હોય છે તથા કોઇ સમય હોય છે. સર્વદા હોતો નથી. વળી અન્ય ગૃહમાંથી દેવદત્તના ગૃહનું વ્યાવર્તક છે, તેમ જગતનું કારણ બ્રહ્મ છે. તેના એક દેશમાં મૂર્તિ હોય છે તથા કોઈ વખત હોય છે. વળી ચતુર્ભુજાદિ મૂર્તિ કારણ બ્રહ્મમાંજ હોય છે, પણ અન્યમાં નથી. માટે વ્યાવર્તક હોવાથી ઉપલક્ષણ છે. ઉપલક્ષણનું પ્રયોજન એ હોય છે કે, વિશેષ્ય વસ્તુના સ્વરૂપનું જ્ઞાન થાય. જેમ કાગડાથી દેવદત્તના ગૃહનું જ્ઞાન થાય છે, પણ અન્ય પ્રયોજન કાગડાથી નથી તેમ ચતુર્ભુજાદિ આકારથી નિરાકાર કારણ બ્રહ્મનું જ્ઞાન ઉપાસનાને નિમિત્ત મૂર્તિ પાદનના પ્રયોજનરૂપ છે, અન્ય નથી.

## (૫૧૭) આકારવાળા શૈવાદિને ખેદપ્રાપ્તિ.

મંદ પ્રજ્ઞાવાળા શાસ્ત્ર અભિપ્રાયને સમજ્યા વિના આકારમાં આગ્રહ કરે છે, તથા સાળ સારમેય ન્યાય પ્રમાણે એક બીજા સાથે કલહ કરે છે. સ્ત્રીનો ભાઇ સાળો કહેવાય છે તથા કુરકુરીઆને સારમેય કહે છે. આનો ન્યાય નીચે પ્રમાણે છેઃ—કોઇના સાળાનું નામ ઉત્ફાલક હતું તથા સાળાના શત્રુનું નામ ધાવક હતું. તે પુરૂષના ગૃહના કુતરાનું નામ ધાવક તથા બીજા ગૃહના કુતરાનું નામ ઉત્ફાલક હતું. ધાવક નામના પુરૂષની સ્ત્રી ઘરમાં પહેલી જ આવેલી. બે જણાના કુતરાઓ હમેશ ઘરમાં લડયા કરે. આ સમયે સ્ત્રીના પતિ શ્વસુર આદિ ઉત્ફાલકને ગાળ દે તથા પોતાના ધાવની પ્રશંસા કરે. આથી સ્ત્રીને ભ્રાંતિ થઇ કે મારા ભાઇને ગાળ દે છે તથા તેના શત્રુની પ્રશંસા કરે છે. આથી ક્રોધિત થઈ ધણી સાથે કલેશ કરવા લાગી. જેમ તેના અભિપ્રાય જાણ્યા વિના સમાન સંજ્ઞાથી ભ્રમવડે સ્ત્રીએ કલેશ કર્યો, તેમ વૈષ્ણવ ગ્રંથમાં શિવાદિ નામથી કાર્ય બ્રહ્મની નિંદા કરી છે. આ અભિપ્રાયને ન જાણવાથી શૈવાદિ દુઃખી થાય છે. તેમ જ વિષ્ણુ નામથી કાર્યની નિંદાને નહિ જાણી વૈષ્ણવ દુઃખિત થાય છે. વળી સર્વ પુરાણનો અભિપ્રાય એ છે કે, કારણ બ્રહ્મ ઉપાસ્ય છે તથા કાર્ય બ્રહ્મ ત્યાજ્ય છે. માયા વિશિષ્ટ ચેતન કારણ બ્રહ્મ કહેવાય છે તથા માયાકૃત કાર્ય વિશિષ્ટ ચેતન કાર્ય બ્રહ્મ કહેવાય છે. આ અર્થ ભારતની ટીકાના આરંભમાં લખ્યો છે તથા સર્વ વેદાંતનો આ જ સિદ્ધાંત છે.

(૫૧૮) ઉત્તર મીમાંસાની પ્રમાણુતા.

चौपाइ.

शुभसंतति सुनि सुतके बैना ।
उपज्यो जियमैं किंचित चैना ॥
पुनि तिन प्रश्न कियो निजपूतहि ॥
शास्त्र परस्पर कहत सूतहि ॥ १०१ ॥

શબ્દાર્થ:-પુત્રનું વચન સાંભળી શુભસંતતિના જીવમાં કંઈ એક સુખ થયું. વળી તેણે પોતાના પુત્રને પ્રશ્ન કર્યો કે, શાસ્ત્રો એક બીજાથી વિરૂદ્ધ છે તેનું કેમ ? (૧૦૧)

વિવરણ:—પુરાણમાં વિરુદ્ધ શંકાના નાશથી ચૈન કહેતાં સુખ થયું, પણ ષટ્ શાસ્ત્રની પરસ્પર વિરૂદ્ધ શંકા મટી નહિ. માટે કિંચિત્ સુખ થયું. પણ સર્વથા નહિ. અહીં અસૂતનો અર્થ વિરૂદ્ધ થાય છે.

चौपाई.

५१९ तिनमैं सत्य कौन सो कहिये ।
जाको अर्थ बुद्धिमैं लहिये ॥ १०२ ॥

શબ્દાર્થ:—આમાં સત્ય કોને કહીએ કે, જેનો અર્થ બુદ્ધિએ સારી રીતે આવી શકે. (૧૦૨)

तर्कदृष्टि सुनि निजपितुबानी ।
बोल्यो वचन सु परमप्रमानी ॥

उत्तर मीमांसा उपदेशा ।
वेदविरुद्ध न जामैं लेशा ॥ १०३ ॥

**શબ્દાર્થ**:—પોતાના પિતાનું વચન સાંભળી પરમ પ્રમાણરૂપ તર્કદૃષ્ટિ નીચે પ્રમાણે વચન બોલ્યો કે, ઉત્તર મીમાંસા જે ઉપદેશ કરે છે, તેમાં જરા પણ વેદવિરુદ્ધ ઉપદેશ નથી. (૧૦૩)

शास्त्र पंच ते वेदविरुद्धं ।
यातैं जानहु तिनहिं अशुद्धं ॥
किंचित् अंश वेदअनुसारी ।
लखि बहु ग्रहत मंद अधिकारी ॥ १०४ ॥

**શબ્દાર્થ**:—પાંચે શાસ્ત્રો વેદવિરુદ્ધ છે, માટે તે સર્વને અશુદ્ધ જાણો. આ શાસ્ત્રોમાં થોડો અંશ વેદને અનુસારી છે. મંદ અધિકારી આ શાસ્ત્રોનું વધારે ગ્રહણ કરે છે. (૧૦૪)

**વિવરણ**:—જો કે ષટ્ શાસ્ત્રના કર્તા સર્વદા કહ્યા છે. તેમાં સાંખ્યના કર્તા કપિલ છે, પાતંજલના કર્તા પતંજલિ, જે શેષનો અવતાર છે તે છે, ન્યાયના કર્તા ગૌતમ છે, વૈશેષિક શાસ્ત્રના કર્તા કણાદ છે, પૂર્વ મીમાંસાના કર્તા જૈમિની છે તથા ઉત્તર મીમાંસાના કર્તા વ્યાસ છે. આ સર્વનું માહાત્મ્ય પ્રસિદ્ધ છે. તેના વચનરૂપ શાસ્ત્રી પણ સર્વ સમાન પ્રમાણ જોઇએ. છતાં સર્વ વાક્યમાં પ્રબળ પ્રમાણ વેદવાક્ય છે. કારણ કે વેદનો કર્તા સર્વદા ઇશ્વર છે. તેમાં ભ્રમ, સંદેહ, વિપ્રલિપ્સા દોષ સંભવતો નથી. વળી શાસ્ત્રના કર્તા જીવ છે. તેમાં ભ્રમ

આદિ દોષનો સંભવ છે. જો કે શાસ્ત્રકાર સર્વજ્ઞ કહેવાય છે, છતાં તે સર્વજ્ઞતા યોગ માહાત્મ્યવડે થઇ છે, માટે તેઓ યુંજાન યોગી છે. વળી ઇશ્વરને સર્વજ્ઞતા સ્વભાવસિદ્ધ છે. માટે તે યુક્ત યોગી છે. જેને ચિંતન કરેલા પદાર્થનું જ્ઞાન હોય, તે યુંજાનયોગી કહેવાય છે. જેને સર્વદા એક રસ સર્વ પદાર્થ અપરોક્ષરૂપે પ્રતીત થાય, તે યુક્ત યોગી કહેવાય છે. આવો ઇશ્વર છે. યુક્ત યોગીકૃત વેદવચન પ્રબળ તથા યુંજાનયોગીકૃત શાસ્ત્રવચન દુર્બળ છે.

(૫૨૭) વેદાનુસારી શાસ્ત્ર પ્રમાણ તથા વેદ વિરુદ્ધ અપ્રમાણ. પાંચ શાસ્ત્ર જેમ વેદવિરુદ્ધ છે, તેમ શારીરક આદિ પ્રમાણરૂપ છે. વળી ઉત્તર મીમાંસા કોઈ અંશે વેદ વિરૂદ્ધ નથી. માટે પ્રમાણરૂપ છે. વળી શાસ્ત્ર પણ કોઈ અંશે વેદને અનુસારી જોઇ મંદબુદ્ધિ તેમાં વિશ્વાસ કરે છે, પરંતુ બહુ અંશે તે વેદવિરુદ્ધ છે, માટે ત્યાજ્ય છે. કોઇ અંશે વેદાનુસારી હોવાથી ઉપાદેય થાય તો જૈન શાસ્ત્ર પણ અહિંસા અંશમાં વેદાનુસારી છે માટે ઉપાદેય થવું જોઇએ, પણ ત્યાજ્ય છે. ઉપાદેય નથી. જોકે સુગત ઇશ્વરનો અવતાર છે, જેને બુદ્ધિ કહે છે. તેનું વચન પણ વેદ સમાન પ્રમાણ જોઈએ. છતાં બુદ્ધિ વિપ્રલિપ્સા નિમિત્તથી થયું છે, માટે તેનું વચન સર્વથા અપ્રમાણ છે. માટે સર્વાંશે વેદાનુસારી ઉત્તરમીમાંસાજ સર્વદા મુમુક્ષુને ઉપાદેય છે. જો કે ઉત્તરમીમાંસા વ્યાસકૃત સૂત્ર રૂપ છે. તેનું વ્યાખ્યાન પણ અનેક પુરૂષોએ અનેક રીતે કર્યું છે, છતાં પૂજ્ય ચરણ શંકર

કૃત વ્યાખ્યાન વેદાનુસારી છે. બીજું નહિ. આ વાત પાંચમા તરંગમાં પ્રતિપાદન કરી છે. માટે બીજાં પંચ શાસ્ત્રી અપ્રમાણરૂપ છે.

## ( ૫૨૧ ) અન્ય શાસ્ત્રની ત્યાજ્યતામાં દૃષ્ટાંત.

આ તરંગમાં પૂર્વે જે મોક્ષોપયોગી શાસ્ત્રો કહ્યાં, તે તર્ક દૃષ્ટિના સારગ્રાહી વિવેકથી કહ્યાં. જેમ કોઇનો શત્રુ તરવાર મારે તેથી રૂધિર નિકળી દે : તેથી રોગનિવૃત્ત થઇ જાય, ત્યારે સાર ગ્રાહી પુરૂષ તરવાર મારનારનો ઉપકાર માની લે. તેમ અન્ય શાસ્ત્ર વડે કોઈ રીતે અંતઃકરણની શુદ્ધિ અથવા નિશ્ચળતા થવાથી પુરૂષ નિવૃત્ત થઇ વેદાનુસાર નિશ્ચય કરે તો મોક્ષ થાય છે. સર્વથા તેમાં આગ્રહ કરીએ તો અંધ ગોલાંગુલન્યાય પ્રમાણે અનર્થને પ્રાપ્ત થાય છે. માટે સર્વ શાસ્ત્ર ત્યાગી અદ્વૈત વ્યાખ્યાન રીતિ પ્રમાણે ઉત્તર મીમાંસા ઉપાદેય છે.

( ૫૨૨ ) અંધ ગોલાંગુલ ન્યાય એ છે કે, કોઈ ધનવાનના ભૂષણ યુક્ત પુત્રને ચોર લઈ ગયા. વનમાં ભૂષણ કહાડી લઈ તેનાં નેત્ર ફોડી તેને છોડી મૂકયો. ત્યારે તે રુદન કરતા બાળકને કોઇ નિર્દય વંચક બળવાન્ ઉન્મત્ત બળદનું પૂછડું પકડાવી દે તથા એમ કહે કે, તું આનું પૂછડું છોડતો નહિ. એ તને તારે ગામ પહોંચાડશે. આ દુઃખી બાળક તેના વચનમાં વિશ્વાસ રાખી દુઃખનો અનુભવ કરી નષ્ટ થાય છે, તેમ વિષયરૂપ ચોર વિવેક રૂપ નેત્રને ફોડી સંસારવનમાં પાડે છે. ત્યાં ભેદવાદી નિર્દય વંચક અન્ય શાસ્ત્રના સિદ્ધાંતમાં આગ્રહ કરાવે છે તથા એમ કહે છે કે, અમારો ઉપદેશજ તને પરમ સુખ પ્રાપ્તિનો હેતુ થશે. તું તેને છોડતો નહિ. આના વાકયમાં વિશ્વાસ કરવાથી પુરૂષાર્થ સુખ, રહિત તે થાય છે તથા

જન્મ મરણ રૂપ મહા દુઃખનો અનુભવ કરે છે. માટે અન્ય શાસ્ત્ર ત્યાજ્ય છે.

ટીકાઃ-નિર્દય વંચકઃ-ભેદવાદી આચાર્ય શાસ્ત્રમાં કહેલ પરમેશ્વર તથા મોક્ષના અપરોક્ષ નથી રહિત છે તથા યથોક્ત ઉપાસનાદિ-રૂપ મોક્ષના સાધનો રહિત હોવા છતાં પણ દ્રવ્ય હરણ નિમિત્તિ લોકને પોતાના સંપ્રદાયના ચિહ્ન સહિત સાંકેતિક મંત્રનો ઉપદેશ આપે છે તથા મારા ઉપદેશથી અન્ય સન્ માર્ગથી રોકાવાના લીધે તેનો સર્વ જન્મ વ્યર્થ થશે એવી કરૂણા ઉત્પન્ન કરતો નથી, માટે નિર્દય વંચક છે.

## ( ૫૨૩ ) રાજાને મૃત્યુ તથા બ્રહ્મલોકની પ્રાપ્ત.

## दोहा.

**तर्कदृष्टिके वचन सुनि, शुभसंतति तिहिं तात ॥**
**संशय शोक नश्यो सकल, लह्यो हिये कुशलात ॥**

શબ્દાર્થઃ-તર્ક દૃષ્ટિનાં વચન સાંભળી શુભ સંતતિ, જે તેનો પિતા હતો, તે સઘળા સંશય રૂપ શોકથી નિવૃત્ત થયો તથા તેનું અંતઃકરણ સુખી થયું. ૧૦૫

**कारणब्रह्मउपासना, करी बहुत चित लाय ॥**
**तर्कदृष्टि निजलखि गुरु, राजसमाज चढ़ाय ॥१०६॥**

શબ્દાર્થ—તર્ક દૃષ્ટિને પોતાનો ગુરૂ ગણી તેને રાજાઓના ઉપરી તરીકે નીમી તેણે ચિત્ત લગાડી કારણ બ્રહ્મની ઉપાસના કરી. ૧૦૬

વિવરણઃ—જો કે તર્ક દૃષ્ટિ પુત્ર હતો, તો પણ તેણે ઉત્તમ ઉપદેશ કર્યો, માટે ગુરૂ પદવીને પ્રાપ્ત થયો. આ બ્રહ્મવિદ્યાનું માહાત્મ્ય છે.

## दोहा.

कछु वदीत्यो काल तब, तजि राजा निजप्रान ॥
ब्रह्मलोकमैं सो गयो, मुनि जहँ जात सध्यान ॥१०७॥

( ૫૫૪ ) શબ્દાર્થ:—પછી કેટલોક કાળ વીતી જતાં રાજાએ પોતાના પ્રાણનો ત્યાગ કર્યો. જ્યાં મુની લોકો ધ્યાન યુક્ત થઈ જાય છે, તે બ્રહ્મ લોક વિષે તે ગયો. ૧૦૭

વિવરણ:—રાજાના મરણનો દેશ કાલ કહ્યો નહિ. આનું કારણ એ છે કે ઉપાસકના મરણમાં દેશ કાલની અપેક્ષા નથી. દિવસે મરે અથવા રાત્રે, દક્ષિણાયનમાં અથવા ઉત્તરાયણમાં, પવિત્ર ભૂમિમાં અથવા તો અપવિત્ર ભૂમિમાં. સર્વથા બ્રહ્મની ઉપાસનાના બળવડે બ્રહ્મ લોકની પ્રાપ્તિ થાય છે તથા અદૃષ્ટિના પ્રસંગમાં જે પૂર્વે દેશકાળની અપેક્ષા કહી, તે યોગ સહિત ઉપાસકને માટે કહી છે. કેવળ ઇશ્વરશરણ ઉપાસકને દેશ કાળની અપેક્ષા નથી. આ અર્થ સૂત્રકાર ભાષ્યકારે પ્રતિપાદન કર્યો છે.

### ( ૫૨૫ ) તર્કદ્રષ્ટિનો દેહપાત

## दोहा.

राजकाज सब तब कियो, तर्कद्दष्टि हुसियार ॥
लग्योन रंचक रंग तिहिं, लह्यो ब्रह्म निर्धार ॥१०८॥

શબ્દાર્થ:—તર્ક દૃષ્ટિએ સઘળાં રાજ્ય કાર્ય કર્યા છતાં તેને જરા પણ પાશ લાગ્યો નહિ. તેણે નિશ્ચય બ્રહ્મને ઓળખ્યો.

**अंत भयो प्रारब्धको, पायो निश्चल गेह ॥**
**आतम परमातम मिल्यो, देह खेहमें छेह ॥१०९॥**

શબ્દાર્થઃ—પ્રારબ્ધનો અંત થવાથી તે નિશ્ચલ ધામને પ્રાપ્ત થયો. તેનો આત્મા દેહનો રાખમાં અંત થવા પછી પરમાત્માની સાથે એક રૂપે થયો. ૧૦૯

વિવરણઃ—દેહનો ખેહ કહેતા રાખમાં છેહ કહેતાં અંત આત્મા કહેતાં કૂટસ્થ સાક્ષીનો પરમાત્મા સાથે અભેદ થયો. જોકે કૂટસ્થનો પરમાત્મા સાથે સદા અભેદ છે, છતાં ઉપાધિકૃત ભેદ ઉપાધિના લયથી ઉપાધિ કૃત ભેદનો અભાવ થાય છે. પરમાત્મા વડે આ ભેદ કહ્યો છે. એનો અભિપ્રાય એ છે કે વિદેહ મુક્તિમાં સત્ય સંકલ્પાદિની પ્રાપ્તિ જૈમિનિના મત પ્રમાણે કહી છે. ઔડુલોમિના મત પ્રમાણે સંકલ્પાદિનો અભાવ કહ્યો છે તથા સત્ય સિદ્ધાંત મત પ્રમાણે સત્ય સંકલ્પાદિનો ભાવ તથા અભાવ બેઉ કહ્યા છે. આનો અભિપ્રાય એ છે કે ઇશ્વરથી અભેદ થાય છે. ઇશ્વરના સત્ય સંકલ્પાદિ મુકતમાં અન્ય જીવોવડે વહેવાર કરાય છે. આ ઇશ્વર પરમાર્થ દૃષ્ટિવડે શુદ્ધ છે. તેમાં કાંઇ ગુણ નથી પણ નિર્ગુણ છે, માટે સત્ય સંકલ્પાદિનો અભાવ છે. જો કે સંસાર દશામાં પરમાર્થવડે નિર્ગુણ છે, શુદ્ધ છે છતાં જીવને સંસારદશામાં જીવ અવિદ્યાથી કર્તા ભોક્તાપણું પ્રતીત થાય છે. ઈશ્વરને કદી આત્મામાં અથવા અન્યમાં સંસાર પ્રતીત થતો નથી. માટે તે સદા અસંગ, નિર્ગુણ તથા શુદ્ધ છે. માટે ઇશ્વરથી જે અભેદ છે, તે શુદ્ધવડે અભેદ છે. વળી ઈશ્વરથી અભેદને શુદ્ધ બ્રહ્મ સાથે અભેદ ન માનીએ તો ઇશ્વરને શુદ્ધ બ્રહ્મની પ્રાપ્તિ કદી બને નહી.

કારણકે જીવની માફક ઇશ્વરને ઉપદેશજન્ય જ્ઞાન તથા વિદેહ મોક્ષ કદી હોય નહી. જે સદા પ્રાપ્તરૂપ તે શુદ્ધ ન હોવાથી જીવથી પણ ન્યુન ઈશ્વર સદા બદ્ધ છે એમ સિદ્ધ થશે, માટે એમ માનવું જોઈએ કે ઇશ્વરને આવરણ નથી, માટે ઉપદેશ જન્ય જ્ઞાનની અપેક્ષા નથી. આવરણના, અભાવથી ભ્રાંતિ નથી, માટે નિત્ય સર્વજ્ઞ તથા નિત્ય મુક્ત છે. માયા તથા તેનું કાર્ય આત્મામાં પ્રતીત થતું નથી માટે તે સદા અસંગરૂપે છે અર્થાત્ તે શુદ્ધ છે. દૃષ્ટાંતવડે ઇશ્વરથી અભેદ સિદ્ધ થાય છે. જેમ મઠમાં ધટનો અભાવ હોય તો મઠ આકાશમાં ધટાકાશનો લય થાય છે પણ મહાકાશમાં નહી. તેમ વિદ્વાનનું શરીર ઇશ્વર કૃત બ્રહ્માંડમાં નષ્ટ થાય છે તથા બ્રહ્માંડ ઇશ્વર શરીર માયામાં અંતર્ભૂત છે. વિદ્વાનનો આત્મા વિદેહ મોક્ષમાં બ્રહ્માંડની બહાર ગમન કરતો નથી, માટે ઇશ્વરથી અભેદ થાય છે. પરંતુ જે મઠાકાશ સાથે ધટાકાશનો અભેદ થયો. તો મઠાકાશ મહાકાશ રૂપજ છે તેમ ઇશ્વરથી અભેદ થાય છે. આ ઈશ્વર શુદ્ધ બ્રહ્મજ છે. માટે શુદ્ધ બ્રહ્મની પ્રાપ્તિ થાય છે.

ટીકાઃ—ઇશ્વર શુદ્ધ બ્રહ્મજ છે. આનું રહસ્ય એ છે કે જ્ઞાનવાનની દૃષ્ટિથી વિદેહ મોક્ષ પૂર્વે બ્રહ્માંડાદિ જગત્ કંઈ રહેલું નથી પણ શુદ્ધ બ્રહ્મજ છે. માટે તેની દૃષ્ટિથી શુદ્ધ બ્રહ્મવડે અભેદ થાય છે. તેજ તેને શુદ્ધની પ્રાપ્તિ છે. અજ્ઞ જનોની દૃષ્ટિ વડે બ્રહ્માંડાદિ મૂળસ્વરૂપે પ્રતીત થાય છે માટે તેની દૃષ્ટિ વડે જ્ઞાનીનો ઈશ્વર સાથે અભેદ થાય છે. આ ઇશ્વર વાસ્તવ શુદ્ધ બ્રહ્મ છે માટે જ્ઞાનીને શુદ્ધ બ્રહ્મની પ્રાપ્તિ થાય છે. ઉક્ત વિદેહ મોક્ષમાં જ્ઞાની જીવનો બ્રહ્મ સાથે જે અભેદ, તેમાં આભાસ વાદ આદિ ભિન્ન ભિન્ન વેદાંતના પક્ષનો વિચાર છે

૫૨૬ ભાષાગ્રંથના રચવાનું પ્રયોજન

## दोहा.

यह "विचारसागर" कियो, जामैं रत्न अनेक ॥
गोप्य वेदसिद्धांततैं, प्रगट लहत सविवेक ॥११०॥

**શબ્દાર્થઃ**—જેમાં અનેક રત્નો ભરેલાં છે એવો આ વિચાર-સાગર રચ્યો છે. એમાં રહેલો વેદ સિદ્ધાંત અત્યંત ગુઢ છે. જે વિવેકવાળા હોય છે તેઓ તેને જાણે છે. ૧૧૦

सांख्य न्यायमैं श्रम कियो, पढ़ि व्याकरण अशेष ॥
पढे ग्रंथ अद्वैतके, रह्यो न एकहु शेष ॥ १११ ॥
कठिन जु और निबंध है, जिनमैं मतके भेद ॥
श्रमतैं अवगाहन किये, निश्चलदास सवेद ॥११२॥

**શબ્દાર્થઃ**—સાધુ નિશ્ચલદાસે સાંખ્ય શાસ્ત્રમાં અત્યંત શ્રમ કર્યો હતો. તેમણે સંપૂર્ણ વ્યાકરણનું અધ્યયન કર્યું હતું. વળી અદ્વૈત સઘળા ગ્રંથોનું પઠન કર્યું હતું. અનેક મતના ભેદ વાળા અન્ય કઠીન નિબંધો તેણે શ્રમવડે કરીને જાણ્યા હતા. ૧૧૧–૧૧૨

तिन यह भाषाग्रंथ किय, रंच न उपजी लाज ॥
तामैं यह इक हेतु है, दया धर्म सिरताज ॥११३॥

**શબ્દાર્થઃ**—આ નિશ્ચલદાસે આ ભાષા ગ્રંથ રચ્યો તથા તેમ કરવામાં તેને જરા પણ શરમ લાગી ન હતી. તેનું કારણ એ હતું કે તેમને વિષે અત્યંત દયા તથા ધર્મ મુખ્ય રહેલાં હતાં. ૧૧૩

**बिन व्याकरण न पढ़ि सकै, ग्रंथ संस्कृत मंद ॥**
**पढ़ै याहि अनयासही, लहै सु परमानंद ॥११४॥**

**શબ્દાર્થઃ**—જે મંદ બુદ્ધિ વ્યાકરણ વિના સંસ્કૃત ગ્રંથોનું પઠન કરી શકે નહી, તે વિના આયાસે જો આ ગ્રંથનું પઠન કરે તો તેને પરમ આનંદની પ્રાપ્તિ થાય. ૧૧૪

**ટીકાઃ**—જે મંદ બુદ્ધિ વ્યાકરણ વિના સંસ્કૃત ગ્રંથોનું પઠન કરી શકે નહિઃ-જેની પાસે દોરી લોટો હોય તે કુવાના જળનું પાન કરી શકે છે; પણ જેની પાસે દોરી હોતી નથી તે કુવાના જળનું પાન કરી શકતો નથી. તે પણ વાવના અથવા મિષ્ટ સમુદ્રના જલનું પાન અનાયાસે કરી શકે છે. તેમ જેની પાસે કાવ્ય કોષ વ્યાકરણ રૂપ સામગ્રી છે તે સંસ્કૃત ગ્રંથના અર્થને તાત્પર્ય સહિત જાણી શકે છે. પણ જેની પાસે એ સામગ્રી નથી તે પુરૂષ મંદ બુદ્ધિવાળો છે માટે તે સંસ્કૃત ગ્રંથના અર્થને જાણી શકતું નથી. છતાં તે મંદ પુરૂષ આ ભાષા ગ્રંથના અર્થને અનાયાસે કરી ભણે તો તે પરમ આનંદને પ્રાપ્ત થાય. આ હેતુથી આ ભાષા ગ્રંથરૂપ વાવ અથવા મોટો સમુદ્ર કર્યો છે. તેની વૃદ્ધિ અવથા અધિકધુમ રતા માટે જોડે જોડે ટીકા પણ આપેલી છે.

પરછ ગ્રંથની સમાપ્ત

**दिल्लीतैं पश्चिम दिशा, कोस अठारह गाम ॥**
**तामैं यह पूरो भयो, किहडौली तिहि नाम ॥११५॥**

**શબ્દાર્થઃ**— દિલીથી પશ્ચિમ દિશામાં કિહડોલી નામના ગામમાં આ ગ્રંથ પૂરો કરવામાં આવ્યો હતો. ૧૧૫

ज्ञानीमुक्त विदेहमैं, जैसा होय अभेद ॥
दादूआदूरुप सो, जाहि बखानत वेद ॥ ११६ ॥

શબ્દાર્થ:—જે જ્ઞાની વિદેહ મુકિતમાં અભેદ રૂપે થાય, તે આદિ રૂપ કહેવાય છે તથા તેની વેદ પ્રશંસા કરે છે. ૧૧૬

नाम रूप व्यभिचारिमैं, अनुगत एक अनूप ॥
दादूपदको लक्ष्य है, अस्तिभातिप्रियरूप ॥ ११७ ॥

શબ્દાર્થ:—નામ તથા રૂપ એવા વ્યભિચારમાં દાદુ પદના લક્ષ્ય રૂપ એક અદ્વૈત રૂપ રહેલું છે, જે અસ્તિ ભાસ્તિ, તથા પ્રિય રૂપે છે. ૧૧૭

इति श्रीविचारसागरे जीवन्मुक्तिविदेहमुक्ति-
वर्णनं नाम सप्तमस्तरंगः समाप्तः ॥ ७ ॥

इति चंद्रशंकरात्मज शास्त्री छोटालाल शर्मणा कृतगुर्जर-
भाषांतरं श्री विचारसागरे सप्तमः तरंगः ॥

॥ समाप्तोऽयं ग्रंथः ॥



# ઉપયોગી પુસ્તકો.

## સ્ત્રી ઉપયોગી પુસ્તકો.

| | |
|---|---|
| સતિ મંડળ ૧ લો | ૨—૮—૭ |
| સતિ ચરિત્ર. | ૧—૮—૦ |
| ચતુર સ્ત્રી વિલાસ ગરબાવલી | ૦—૪—૦ |
| પાક શાસ્ત્ર | ૦—૪—૦ |
| ગૃહવ્યવસ્થા. | ૦—૬—૦ |
| ભજનામૃત દીપક | ૦—૧૨—૦ |
| ઓખા હરણ | ૦—૪—૦ |
| જાળંધર આખ્યાન | ૦—૧૨—૦ |
| સતિ લીલાવતી સોનેરી પુઠું | ૦—૧૨—૦ |
| વડનગરા નાગરોમાં ગવાતા ગીત | ૦—૧૦—૦ |
| દલપતકાવ્ય ૧ લો | ૧—૮—૦ |
| પતિધર્મ સતિસેવા | ૧—૮—૦ |
| સતીમંડળ ભાગ ૨ જો | ૨—૮—૦ |
| વિજયા કુંવરી | ૦—૧૨—૦ |

## ધર્મનાં પુસ્તકો.

| | |
|---|---|
| પચીકરણ. | ૧—૦—૦ |
| મણિરત્ન માળા | ૧—૦—૦ |
| કૃષ્ણ ચરિત્ર | ૧—૪—૦ |
| કાવ્યદોહન પાંચ ભાગ સોનેરી | ૧—૦—૦ |
| ગીરધર કૃત રામાયણ ( મ્હોટુ ) | ૧—૮—૦ |
| ભાગવત ગુ. પ્રેસનું. | ૨—૮—૦ |
| સાદું ભાગવત વેદ ધર્મ સભાનું | ૨—૮—૦ |

| | |
|---|---|
| ભાગવત છુટાં પાનાં | ૮—૦—૦ |
| ગીરધરકૃત્ત રામાયણ ( નાનું ) | ૦—૧૨—૦ |
| મહાભારત ગદ્યમાં ( વાર્તામાં ) | ૩—૦—૦ |
| મહાભારત ૧૮ પર્વ વલ્લભવ્યાસનું રાગણીમાં. પદ અથવા કવિતા | ૩—૦—૦ |
| ભકત માળ સોનેરી | ૧—૦—૦ |
| દુરગાશંકર નાનું | ૧—૮—૦ |
| ભકતપ્રકાશ આજ સુધીના મહાત્માઓનાં જીવન ચરિત્ર. | ૩—૦—૦ |
| શંકર દિગ્વિજય. | ૧—૮—૦ |
| વેદાન્ત દર્શન | ૧—૦—૦ |
| પાંડવા અશ્વમેધ પાનાં | ૧—૪—૦ |
| ડાંગવા આખ્યાન | ૦—૧૦—૦ |
| વ્યવહાર દર્પણ | ૦—૧૨—૦ |



આખા ગુજરાતમાં પ્રખ્યાત થયેલા વલ્લભ
વ્યાસની છટાદાર કલમથી રચાયેલું
રાગરાગણીમાં ઉત્તમઃ—
સુંદર ચિત્રો સાથે હમણાં તૈયાર થયું છે.

# મહાભારત.

## આવૃત્તિ ૭ મી.

કિંમત. રૂ. ૩-૦-૦

વલ્લભવ્યાસના ફોટોગ્રાફ સાથે વહેલો તે પહેલો.

સુજ્ઞ ગ્રાહકો ! મહાભારત એ શબ્દ કાને પડતાં આપને હર્ષ ઉપજ્યા વિના રહેશે નહિ, તેમજ તે કથા લખનાર વલ્લભવ્યાસથી પણ આપ ભાગ્યેજ અજાણ્યા હશો. આ વ્યાસે આખા ગુજરાતમાં ભારતના ગુણ ગાઈ કીર્તી મેળવી છે. તેમની વાણી રસિક હોવાથી કથા લોક પ્રિય થઈ પડે છે. આ ગ્રંથથી મનુષ્ય ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થ સહજ સંપાદન કરી શકે છે. નીતિનું શિક્ષણ મળે છે. જીવન સાફલ્ય થાય છે. તે ઉપરાંત આ ગ્રંથ સત્ય; દયા, સંપ, ધૈર્યતા, શૂરાતન, અને ધર્મોજય પાપે ક્ષય વિગેરે ઘણી બાબતો શીખવે છે. માટે દરેક સ્ત્રી પુરૂષે નીતિથી ભરેલો આ ઉત્તમ ગ્રંથ ખરીદી કરવાંથી તે ઈતિ સુધી વાંચી જવાની ખાસ ભલામણ છે. આ ભારત ઉપરથી અનેક બીજાઓએ તો બનાવટી ભારત રચ્યાં છે; પરંતુ લોકોમાં પસંદ નહિ પડવાથી સસ્તી કીમતે પણ કોઈ ખરીદતું નથી. માટે તેવાં ભારત નહિ ખરીદતાં વલ્લભવ્યાસનું ભારત ખરીદશોઃ—

ઘર ખર્ચનો હિસાબ શીખવી વ્યવહારમાં

પ્રવીણ કરનારૂં.

# દેશીનામું.

( આવૃત્તિ ૩ જી )



પ્રિય વાંચકો ! તમારે તમારા દરરોજના ચાલુ વ્યહવારમાં પ્રવીણ થવું હોય તો દેશીનામું પુસ્તક વાંચી, નામામાં પ્રવીણ થાઓ; તેમજ ઘરનાં બીજાં માણસોને પણ નામામાં પ્રવીણ કરો. મોટા મોટા પેઢીદાર અનુભવી શરાફો તથા વ્યાપારીઓની મદદ લઇ ઘણો શ્રમ વેઠી આ પુસ્તક તૈયાર કર્યું છે. આ પુસ્તક બહાર પડેલાં નામાનાં પુસ્તકોમાં સંપુર્ણ અને શ્રેષ્ઠ મનાયલું છે. પ્રતિષ્ઠિત વર્ત્તમાન પત્રોના અભિપ્રાય તેમજ અસંખ્ય ગ્રાહકોના સંતોષદર્શક પત્રો પુષ્કળ ઉપયોગીપણાની ખાત્રી આપે છે. સ્કુલના આધકારીઓએ મંજુર કરી દરેક સ્કુલની લાયબ્રેરીમાં તથા ઇનામ આપવામાં મંજુર રાખ્યું છે. માટે દરેક જણને આ પુસ્તક ખરીદવાની ખાસ ભલામણ છે. કિં. ફક્ત ૦-૧૦-૦ પોસ્ટેજ જુદું.

બુકસેલર નારણલાલ મોતીલાલ મગનલાલ

રીચીરોડ દુકાન. ૫૩૦૭ અમદાવાદ.

॥ विजयते श्रीबालकृष्णः प्रभुः ॥

મુંબઇના મોટા મંદીરના અધીશ્વર ગોસ્વામી શ્રી
૧૦૮ શ્રી ગોકુલનાથજી મહારાજના આશ્રયથી
પ્રસિદ્ધ થયેલું મહર્ષિ વેદવ્યાસ પ્રણીત.

# श्रीविष्णपुराण

## સચિત્ર ગુજરાતી ભાષાંતર

આ શ્રી વિષ્ણુ પુરાણ દરેક મનુષ્ય ને વાંચવા લાયક ઉત્તમ ગ્રંથ છે. એમાં શ્રી કૃષ્ણ ભગવાનની લીલા તથા અવતરણનું રસીલું, બોધદાયક અને ભકિત રસથી ભરપૂર જે વર્ણન કરવામાં આવ્યું છે તે ભાગ્યેજ બીજા ગ્રંથમાં હશે તેમજ દરેક ધાર્મિક વિષયોનું પણ ઉત્તમ પ્રકારે વર્ણન કર્યું છે મહાર્ષિ વેદવ્યાસના રચેલાં પુસ્તકનાં જેટલાં વૈષ્ણવ ધર્મનું રહસ્ય એવું તો સરલરીતે કર્યું છે કે જે વાંચવાથી મનુષ્યને ધર્મ અર્થ આદિ પુરૂષાર્થનું જ્ઞાન ઉત્તમ પ્રકારે થાય છે. યુરોપનઃ મહાન્ વિદ્વાન્ પ્રોફેસર વિલ્સને પણ આ પુસ્તકનો અંગ્રેજી ભાષામાં તરજુમો કરી આ શ્રીવિષ્ણુપુરાણને માટે અત્યુત્તમ અભિપ્રાય આપ્યો છે એ બાબત વિશેષ વધારે વિવેચન કરવું નિરર્થક છે.

શ્રીમાન્ ગોસ્વામી શ્રી ૧૦૮ શ્રી ગોકુલનાથજી મહારાજને આ પુસ્તક સમર્પણ કરી તેમાં મહારાજશ્રીની સુંદર છબી અને તેમનું પવિત્ર જીવન ચરિત્રપણ કાઢી આપ્યું છે.

રોયલ આઠ પેજી ચારસો પચ્ચીસ પાનાનું મોટું કદ, સુંદર ગ્લેજ કાગળ ઉપર શ્રેષ્ઠ છપાઈ, પૂજન કરવા યોગ્ય